વિષયોની મીમાંસા કરવાને માટે તથા સારા સમ્પાદકોને હાથે વૈદ્યકના ગ્રન્થો પ્રકાશિત કરવાને માટે શાસ્ત્રીજીએ જે ઉદ્યોગ આરંભ્યો હતો તે કેવી રીતે ચાલુ રહેશે ? શું તે બધાની તેમના મૃત્યુની સાથેજ સમાપ્તિ થઈ જશે ? આ ભાગ્યહીન દેશમાં એવું ઘણી વખત જોવામાં આવે છે કે જો કોઇ મહાપુરૂષ કોઈ મહાન કાર્ય આરંભે છે તો તે કાર્ય તેમનાં ઉદ્યોગ, પરિશ્રમ અને સહાયતા ઓછાં થવા છતાં પણ, હિંમત નહિ હારીને વખતો વખત પ્રયત્ન કરતા રહેવાથી, તેમના જીવન પર્યન્ત તો જેમ તેમ ચાલે છે; પરન્તુ તેમનો સ્વર્ગવાસ થાય ત્યારે તો તે કાર્ય જ્યાંનું ત્યાંજ શિથિલ થઇ જાય છે. જો શાસ્ત્રીજીનાં કાર્યોની પણ આવીજ દશા થઇ હોત તો અમે તો શું, પણ સહૃદય દેશહિતૈષી માત્રને ભારે દુઃખ થયા વગર રહેત નહિ. કિન્તુ બાલા સાહેબના ઉદ્યોગ અને શાસ્ત્રીજીનાં કામો ચાલુ રાખવાને માટે નિમાએલી સુપ્રસિદ્ધ લોકોની કમીટી તરફ જોતાં, સંપૂર્ણ રૂપમાં નહિ તો કોઇ ને કોઇ અંશમાં પણ શાસ્ત્રીજીનાં કાર્યો ચાલુ રહેવાની આશા બાંધવાને કારણ મળે છે. પરમાત્મા તેમના સહાયક બનો ! શાસ્ત્રીજીએ પોતાની પાછળ પોતે આરંભેલાં કામોની વ્યવસ્થા કરવાને માટે પંડિત લક્ષ્મણરાવ રણુશીકર વૈદ્ય જેવા યોગ્ય કાર્યકર્ત્તાઓને તૈયાર કર્યા છે; કેટલાક રાજા મહારાજાઓને સહાયક બનાવ્યા છે, રાયબહાદુર રાઘવપ્રસાદ નારાયણસિંહ જેવા તેમના સુહૃદ્ છે; આખા ભારત વર્ષના સેંકડો વૈદ્યોને તેઓએ પોતાના મિત્રો બનાવ્યા છે; તેથીજ એવી આશા રહે છે કે તેઓ સર્વે સાથે મળીને શાસ્ત્રીજીએ શરૂ કરેલાં કામોને ચાલુ રાખવા માટે બની શકે તેટલો ઉદ્યોગ કરતા રહેશે. માંદગી સમયે શાસ્ત્રીજી, સ્વામી જ્ઞાનાનંદ, રા. બા. રાઘવપ્રસાદ, પંડિત લક્ષ્મણરાવ, શેઠ લક્ષ્મીદાસ, પંડિત રામકૃષ્ણ (ભાઇ), નાસિકના શ્રીયુત ગોપાળરાવ વિવલકર વગેરેનાં નામો વખતો વખત લેતા હતા; અને વધારે બોલી શકાતું નહોતું તો પણ કહેતા હતા કેઃ–" આ બધાની મ્હારે જરૂર છે; તેમને કહો, તમે બધું સંભાળો." જો આ મહાશયોદ્વારા તેમની અન્તિમ ઇચ્છાઓ પૂરી થશે તો તેમના આત્માને સુખ થશે અને દેશને પણ લાભ પહોંચશે; કારણ કે તેમનાં કાર્યો પોતાને માટે નહિ પણ અધિકાંશમાં દેશના ભલાને માટેજ કરવામાં આવતાં હતાં. પોતાના "ત્રિભાષી ભારત ધર્મ" ને શાસ્ત્રીજી જીવનકાળમાંજ પ્રયાગ આવતા પહેલાં મુંબઈમાં ભારત ધર્મ મહામંડળને માટે સ્વામી જ્ઞાનાનંદજીને સોંપી આવ્યા હતા. આ વખતે મહામંડળની મહારાષ્ટ્ર શાખાના મુખ પત્ર તરીકે તે મરાઠી ભાષામાં પ્રકાશિત થાય છે.

શાસ્ત્રીજીનું "સદ્વૈદ્ય કૌસ્તુભ" હિન્દી ભાષાનું એક વૈદ્યક માસિક હતું અને તેમના સ્વર્ગવાસ પછી તે બંધ થયું છે. તે પત્ર સ્વર્ગવાસી બરાવાંધીશ શ્રીમાન્ રાય મહાવીરપ્રસાદ નારાયણસિંહ બહાદુરના સ્મારક તરીકે નીકળતું હતું; પ્રયાગનું "પ્રયાગરાજ મહૌષધાલય" તેઓએ હિન્દીઓ ઉપર કરેલા ઉપકારોનું તથા તેમના અનેક ગુણોનું હિન્દીવાળાઓને સ્મરણ કરાવનારૂં સારૂં સાધન છે. શાસ્ત્રીજી પ્રયાગમાં ઉક્ત નામનું ઔષધાલય ખોલવા માટે આવ્યા હતા, પણ પોતાના જીવનકાળમાં તે કાર્યને પૂર્ણ કરી શક્યા હતા નહિ; જેથી કાંઇક અંશે તેમની અન્તિમ આકાંક્ષા પૂરી કરવાના ઇરાદાથી તેમના સ્મારકરૂપેજ તે ઔષધાલય ખોલવામાં આવ્યું છે અને તેનું કામકાજ પણ તેમની ઉદાર ઇચ્છાનુકૂળજ ચલાવવામાં આવે છે.

શાસ્ત્રીજી પોતાનું કર્ત્તવ્ય કરી ગયા છે, માર્ગ બતાવી ગયા છે, અને હવે તો તેમના મિત્રો અને દેશહિતૈષિયોનું કામ છે કે તેમની ઇચ્છાઓને પૂર્ણ કરે. પરમાત્મા તેમના આત્માને ચિરશાન્તિનું પ્રદાન કરે, અને તેમના કાર્યને આગળ વધારવાની ઇચ્છા રાખવાવાળા ઉદ્યોગી જનોને સહાયતા તેમજ સફળતા આપે !

## ૨. સુબોધ વૈદ્યક.

## ૩ ગોવૈદ્યક.



## ૪ પ્રાણિજ ઔષધિ.



## ૫. રસવૈદ્ય.

# આ સંસ્થાનાં સર્વ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.



મુંબાઇ ચસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે. કાલબાદેવીરોડ, ભાંગવાડીને નાકે, હાથી બિલ્ડીંગમાં ત્રીજે દાદરે.

અમદાવાદ ચસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા, ઠે. ખમાસા ચોકી નજીક જમાલપુરને રસ્તે ઘર નં. ૫૫૭૫.

અમદાવાદ બુકસેલર ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ તથા સર્વ જાણીતા બુકસેલરો પાસેથી.

ભાવનગર બુકસેલર અબદુલહુસેન આદમજી.

નડીયાદ માસ્તર ચુનીલાલ બેચાભાઇ, ઠે૦ અમદાવાદી દરવાજે.

ભરૂચ બુકસેલર દેશાઇબ્રધર્સ અને કુંપની, ઠે૦ કતોપોર દરવાજે.

વડોદરા બુકસેલર મોહનલાલ મનસુખરામ શાહ. ઠે. લ્હેરીપુરા.

સુરત મનુ અને નાનુ-સ્વદેશી વસ્તુઓના વ્યાપારી ઠે. કણપીઠ.

રાજકોટ બુકસેલર બહેચર મેઘજી, ઠે. પરાબજાર.

ડાકોર બુકસેલર જેઠાલાલ મનસુખરામ તથા ભોગીલાલ લલ્લુભાઇ.

# આર્યભિષક્

અથવા

# હિંદુસ્થાનનો વૈદ્યરાજ.

## વનૌષધી ગુણાદર્શ.

૧. અક્કલકરો. સં૦ આકલ્લ. મ૦ અકલકાલા-કારા. હિં૦ કરહા. ક૦ આકળ કરી. અ૦ આકર કરહા. ઇં૦ પેલેટરી રૂટ. લા૦ એનેસાઇકિલસ પેરેથ્રમ.

અક્કલકરાનાં ઝાડ નાનાં હોય છે. એની ઉંચાઇ સુમારે એક હાથ હોય છે. એ બંગાલ, અરબસ્તાન, અને મિસર; એ દેશમાં થાય છે. ત્યાંથી આ વનસ્પતિનાં મૂળ તથા ડાંખળી અહીં આવે છે. અહીં ક્વચિત્ એ ઝાડો થાય છે. આ ઝાડને પીળાં ફુલો આવે છે, તે ખાવાથી અક્કલકરાની ડાંખળી પ્રમાણે જીભને રવરવ થાય છે. એ ફુલો ઉધરસ ઉપર પાનમાં ખવાય છે. **અક્કલકરો** એ ઉષ્ણવીર્ય, બળકટ, તીખો છે; અને સલેકમ, સોજા અને વાયુ, એનો નાશ કરે છે. **(૧) દાંત દુખતા હોય તો** અક્કલકરો અને ફટકડીની ભૂકી એકઠાં વાટી દાંતની નીચે રાખવી. **(૨) જીભ શુદ્ધ થવા માટે**—અક્કલકરો દાઢની નીચે રાખવો. **(૩) સિંદુરના વિષ ઉપર**—અક્કલકરો અને વજ પાણીમાં ઘસી પાવાં. **અક્કલકરાદિ ચૂર્ણ**—અક્કલકરો, સિંધાલુણ, ચિત્રો, આંવળકટી, મરી, પીંપર, અજમો, હરીતકી, એ એકેક ભાગ અને સુંઠ બે ભાગ, એનું ચૂર્ણ કરી, તેને બીજોરાના રસની ભાવના આપી, ચૂર્ણ અથવા ગોળી કરવી. આ ચૂર્ણને વૈદકશાસ્ત્રમાં અક્કલકરાદિ ચૂર્ણ અથવા અમૃતપ્રભા એવું નામ આપેલું છે. આ ચૂર્ણ મંદાગ્નિ, અરૂચિ, ઉધરસ, ગલરોગ, દમ, સલેકમ, પીનસ, ફેફરૂં, ઉન્માદ અને સન્નિપાત, એ રોગો ઉપર હિતકારક છે. **(૪) અક્કલકરાદિ કાઢો, મૂત્રખડા (પથરી)** ઉપર—અક્કલકરો, ગોખરૂનાં મૂળ, તુળસીનો રસ, પાષાણભેદ, એરંડાનું મૂળ, પીંપર, જેઠીમધ, કાશમૂળ, નગોડ, લવંગ, સુંઠ, એ સર્વનો કાઢો કરી, તેમાં એળચીની ભૂકી નાંખી, તે સાત દિવસ પીવો. એટલે મોટો પીડાકારક મૂત્રખડો અને પેશાબ સાથે જે વીર્ય પડતું હશે તે પણ દૂર થઈ જશે. **અપસ્માર** ઉપર—અક્કલકરાનું ચૂર્ણ મધમાં લેવું અને નસ્ય પણ કરવું. **(૫) જીભનો રોગ અને મુખમાધુર્ય** ઉપર—અક્કલકરો ચાવી મોંમાં રાખવો અને લાળ ગળી જવી; અથવા ઠંડા પાણીમાં અક્કલકરો ઘસી મોંમાં ચોપડવો અને લાળ ગળી જવી. આ પ્રમાણે દિવસમાં બે ત્રણ વખત કરવું.

૨. અંકોલ. સં૦ અંકોલ. મ૦ અંકોલ. હિં૦ ઢેરા, ટેરા. બં૦ આંકડ, ધલા આંકોર. ક૦ અંકુલે. તે૦ અંકોલમુ. તા૦ અંકોલ. દ્રુ૦ અંકોલેડા. મલા૦ અંકોલ. લા૦ એલનજીયમ લમારકી.

એ ઝાડ ઘણુંજ મોટાં વધે છે. એનાં પાંદડાં, આંગળ બે આંગળ પહોળાં હોય કસેરીનાં પાંત્રાં પ્રમાણે લાંબાં હોય છે. એ પાંદડાં ઉપર રેશા હોય છે. એ ઝાડો કાંટાવાળાં અને કાંટા રહિત પણ હોય છે. એ ઘણાક પ્રાંતોમાં થાય છે. એને ચણા જેવડાં ગોળ ફળો આવે છે. એના ખીયાંનું તેલ નીકળે છે. **અંકોલ** તૂરૂં, કડવું, પારદશુદ્ધિકર, લઘુ, થોડું તીખું, સારક, સ્નિગ્ધ, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ એવું છે. એનો રસ ઉલટી કરાવનાર; અને વિષ, કફ, વાયુ, શૂળ, કૃમિ (કરમ), સોજો, આમ, પિત્ત, રક્તદોષ, વિસર્પ, અને કુતરો, ઉંદર અને બિલાડી એમનું વિષ, કટિશૂળ, અતિસાર, એમનો નાશ કરે છે. એનાં બીજ ઠંડાં,

**૪. અગરૂ** સં૦ સ્વાદૂગરૂ. મ૦ અગર. હિં૦ બં૦ ક૦ તે૦ અગર. તુ૦ હાગલગંધ. મલા૦ ા. ૫૦ કસએબવા અ૦ ઉદગરકી. ઇ૦ ઇગલવુડ. લા૦ આક્વીલેરિયા એગેલોકા.

કૃષ્ણાગરૂ, દાહાગરૂ, કાષ્ટાગરૂ, સ્વાદૂગરૂ અને મંગલ્યાગરૂ, એવા એના પાંચ પ્રકાર છે. એ વૃક્ષ ાાર પાસે થાય છે. અગરૂ ચંદન એ મોટો સુગંધી પદાર્થ છે. અગરબત્તી કરવાના અને શરીરને વાના કામમાં એનો ઉપયોગ થાય છે. એ ધૂપોપયોગી છે. એના ધૂપથી મનને ઘણો આનંદ થાય છે. ારૂ—સુગંધી, ઉષ્ણ, કડવું, તીખું, સ્નિગ્ધ, મંગલકારક, રૂચ્ય, ધૂપવિષયમાં યોગ્ય, પિત્તકર અને ણ છે. અને વાયુ, કફ, કર્ણરોગ, અને કોઢ એનો નાશક છે. અને લેપ માટે અથવા શરીરે મર્દન ા માટે ઉત્તમ છે. **કૃષ્ણાગરૂ** તીખું, કડવું, ઉષ્ણ, લેપ કરવાથી શીતળ, પેટમાં ગયાથી પિત્તનાશક, ઈક અને લઘુ છે; અને એનું ચૂર્ણ પિત્તકારક છે. અને કર્ણરોગ, નેત્રરોગ, ત્રિદોષ, દાહ, ત્વગ્દોષ, અને વાયુ, એનો નાશ કરે છે. **દાહાગરૂ**—કિંચિદુષ્ણ, સુગંધી-તીખું, કેશની વૃદ્ધિ કરનાર, કાંતિ- ાક અને કેશશોધક છે. **કાષ્ટાગરૂ**—તીખું, ઉષ્ણ, લેપ કરવાથી રૂક્ષ, કફનાશક એવું છે; અને મુખરોગ ાટી, વાયુ, એનો નાશ કરે છે. **સ્વાદૂગરૂ** તુરૂં અને ઉષ્ણ છે, અને નસ્યથી વાનો નાશ કરે છે. **ગલ્યાગરૂ**—શીતલ, સુગંધીદાર અને યોગવાહક છે. (૧) **ત્વગ્દોષ ઉપર** અગરનો લેપ કરવો. ૨) **દાહ ઉપર** અગરૂ ચંદનની ભૂકી શરીરપર ચોળવી એટલે દાહ શમશે. (૩) **વલ્મીકા ઉપર** - ાગરૂ, ચંદન, એલચી, ચઇના પાન, લીંમડાંની છાલ, ભીલામો, મનશીળ, હરતાલ, એ ચીજોને કુટી નાથી ચારઘણું તલનું તેલ લેઇ તેમાં પકવી તે તેલ ચોપડવું; એટલે વલ્મીક રોગ દૂર થશે. (૪) **તા- ાથી ઘણો પરસેવો** આવે છે તેને માટે-અગરૂ, વાળો, ચંદન, નાગકેશર (કાળા રંગનું), એનું ચૂર્ણ ારી ખોરડીની અંતરછાલના પાણીમાં કાલવી શરીરને લેપ કરવો, એટલે ગરમી લાગી આવેલો પરસેવો જતો રહે છે. (૫) **સુવાસિક ભૂકી** અગરૂ, કપૂર, કેશર, લોબાન, લોધ્ર, વાળા, કાળો વાળો, નાગર- મોથ, એ સમભાગ લેઇ તેની ભૂકી કરી શરીરે ચોળવાથી શરીર સુવાસિત થાય છે. (૬) **વસ્ત્રને સુ- ગંધ આવવા માટે** અગરનું પાણી કરી તે વસ્ત્ર ઉપર છાંટે છે. (૭) **શરીરે** ઘણી આગ બળતી હોય તો કૃષ્ણાગરૂ ચંદન ઘસી લેપ કરવો.

**૫. અગથીઓ** સં૦ અગસ્ત્ય. મ૦ અગસ્યા-સ્તા હિં૦ અગસ્તા.

એ ઝાડ ઘણાંજ મોટાં થાય છે અને બાગાયતમાં (બગીચો વગેરે કેળવેલી જમીનમાં) ઉગે છે. ધોળાં અને રાતાં એવાં ફુલોની બે જાતિ છે. એનાં પાંત્રાં આંબલીનાં પાંત્રાં જેવાં હોય છે, એને ફૂલો અને શીંગો આવે છે. ફૂલનાં વડાં અને શાક થાય છે. શીંગોનું પણ શાક થાય છે. એના પાલાની પણ ભાજી કરે છે. એ ઝાડ સાત આઠ વર્ષથી વધુ રહેતાં નથી. **અગથીઓ** રૂક્ષ, શીતળ, મધુર, વાતલ, અને ત્રિદોષનાશક છે; તેમજ વૈવર્ણ્ય, કફ, શ્રમ, ઉધરસ, ગુમડાં, પિશાચબાધા, પિત્ત અને ચોથીઓ તાવ, એનો નાશ કરે છે. એનાં **ફૂલ**—તુરાં, કડવાં, કિંચિત્ ઠંડાં, પાક વખતે તીખાં, અને વાતકારક છે. રતાંધળાપણું, સળેખમ, ચોથીઓ તાવ, કફ અને પિત્ત એનો નાશ કરે છે. એની **શીંગો**—સારક, બુદ્ધિપ્રદ, રૂચિકારક, લઘુ, પાક વખતે મધુર, કડવી અને સ્મૃતિપ્રદ છે; અને ત્રિદોષ, શૂળ, કફ, પાંડુરોગ, વિષ, શોષ, ગુલ્મ, એનો નાશ કરે છે. એની ભાજી લુખી અને પિત્તકારક છે. એનાં **પાંત્રાં** તીખાં, કડવાં, જડ, મધુર, કિંચિત્ ઉષ્ણ અને સ્વચ્છ છે. અને કૃમિ, કફ, કંડુ, વિષ, રક્તપિત્ત, એનો નાશ કરે છે. (૧) **શરદી, મસ્તકશૂળ અને ચોથીઆ તાવ ઉપર**—અગથીઆનાં પાંત્રાંના રસનાં ટીપાં નાકમાં પાડવાં. (૨) **આધાશીશી ઉપર**—જ્યાં કપાળ દુઃખતું હોય તેની વિષમ બાજૂના નાકમાં અગથી- આનાં પાંત્રાંનો, અથવા ફૂલોનો રસ પાડવો, એટલે કફ પડી આધાશીશી મટી જાય છે. (૩) **ચિત્ત- વિભ્રમ ઉપર**—અગથીઆના પાલાના રસમાં ગોળ, સુંઠ અને પીપર, એ ઔષધો મેળવી નસ્ય કરવું. (૪) **કુરશાના** વિષથી પેટમાં ગાંઠ બંધાઈ હોય તો ધોળા અગથીઆની છાલ અરીઠાના પાણીમાં ઘસી પાવી. રોગ હલકો થયા પછી ચોખાના ધોવણમાં ઘી નાખી તે સુમારે અધશેર આપવી. (૫) **કફવિકાર ઉપર**—રાતા અગથીઆના મૂળનો અથવા છાલનો અંગરસ કાઢી એક તોલાથી બે તોલા

ીમાં ઘસી, તે પાણી ગાળી, એ પાણી કડવું લાગે ત્યાં સુધી થોડું થોડું પીવાને આપવું. પાણી કડવું ા કે, વિષ ઉતર્યું એમ સમજવું. **(૨) ઉંદરના વિષ ઉપર:** અઘેડાની અંતરછાલનો રસ કાઢી મધમાં સાત દિવસ ચાટવું. અથવા અઘેડાનાં બીયાં મધમાં ચાટવાં. **(૩) કુતરાના વિષ ઉપર** ડાનાં મૂળ ૧ તોલો વાટી મધ સાથે ચાટવાં અને કુંવરનું લાંબૂ અને સિંધવ, દંશ ઉપર બાંધવું. લે ત્રણ દિવસમાં વિષ ઉતરી જશે. **(૪) દંતશૂળ ઉપર** અઘેડાનો રસ ચોપડવો. **(૫) કર્ણનાદ ર**—અઘેડાના ક્ષારનું પાણી અને અઘેડાનો કલ્ક, (ચટણી) એમાં તલનું તેલ સિદ્ધ કરવું. તે કા- ાં નાખવાથી કર્ણનાદ અને બધિરતા જાય છે. **(૬) આંખો દુઃખવા આવે છે તે ઉપર:** અઘેડાનાં ીઆંનું ચૂર્ણ અને થોડો સિંધવ, તાંબાના વાસણમાં ઘાલી દહિંની અંદર ખલ કરવું અને તેનું ંજન કરવું. **(૭) આંખમાં ફુલ પડે છે તે ઉપર:** અઘેડાનાં મૂળ મધમાં ઘસી અંજન કરવું. **:) રતાંધળાપણા ઉપર:** સંધ્યાકાળે ભોજન કર્યા પછી અઘેડાનાં મૂળ, સુમારે ૧ તોલા સુધી સૂતી વખતે ાપવાં. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. **(૯) પિત્ત ઉપર:** અઘેડાનાં બીયાં રાત્રે છાશમાં પલાળી રાખી, સવારે ટી પીવામાં ઉપયોગ કરવો, એટલે પિત્ત નીકળશે અથવા શમશે. ઉપર ભાત અને ઘી ખાવું. **(૧૦) ફ ઉપર:**—અઘેડાનું ઝાડ મૂળસુદ્ધાં બાળી તેની રાખ કરી, એક તોલાથી બે તોલા સુધી મધમાં ાવી; એટલે કફનો નાશ થાય છે. એજ રાખ પાણી અને ગોળમાં આપવાથી, જળોદર અથવા બીજો ંગમાં થએલો સોજો ઉતરશે. **(૧૧) ચોથીઆ તાવ ઉપર:** કુમારિકાએ કાંતેલા સૂતરે રવિવારે અઘેડાનું મૂળ ચોથીઆ તાવથી પીડિત માણસના હાથે બાંધવું. **(૧૨) રક્તાર્શ ઉપર:** અઘેડાનાં ીયાં ચોખાના ધોવરામણમાં વાટી પાવાં એટલે રક્તાર્શ વ્યાધિનો નાશ થાય છે. **(૧૩) મસ્તક રોગ ઉપર:** અઘેડાનાં બીઆંની દૂધમાં ખીર કરી ખાવા આપવી. એટલે મસ્તક રોગનો નાશ થાય છે. એ ખીર ખાવાથી ઘણા દિવસ ભૂખ લાગતી નથી. **(૧૪) મોરચી ઉપર:** અઘેડાનાં મૂળ પાણીમાં ઉકાળી પાવાં અથવા બીઆંનો કલ્ક કરી ચોખાના ધોવરામણમાં પાવો. **(૧૫) કામીણ રોગ ઉપર:** અઘેડાનાં મૂળ છાશમાં ઉકાળી પાવાં. **(૧૬) પુષ્પાવરોધ ઉપર:** અઘેડાનાં મૂળ જનનેંદ્રિયમાં ધારણ કરવાથી પુષ્પાવરોધ, યોનિશૂળ, એનો નાશ થાય છે. **(૧૭) ફરોળીઆ ઉપર:** અઘેડાના ક્ષારના પાણીમાં માલકાંગણીનું તેલ મેળવી તે તેલ સિદ્ધ કરવું અને પછી ચોપડવું. **(૧૮) ઉપદંશ ઉપર:** અઘેડાના મૂળનો રસ ૪ તોલા કાઢવો. અને તેમાં જીરાની ભૂકી પોણો તોલો નાંખી તે પીવા આપવું. પથ્ય; મીઠા તથા ગળપણ વગરનો મોળો ખોરાક આપવો એ પ્રમાણે સાત દિવસ આપવું. એનો ઉતાર–બોરડીના અ-થવા જાસુસના પાલાનો રસ આપવો, એટલે આગનું શમન થશે. **(૧૯) પેટ દુઃખતું હોય તે ઉ-પર:** અઘેડાનાં ચાર પાંચ પાંત્રાં ચાવી ખાવાં અથવા તેનો રસ પીવો. **(૨૦) જલદીથી પ્રસવ ન થતો હોય તો:**—રવિવારે પુષ્ય નક્ષત્રમાં સ્નાન કરી અઘેડાનાં મૂળ કાઢી લાવવાં, અને તે ઉંચાં ટાંગી મૂકવાં. એ મૂળ જે સ્ત્રીને પ્રસવ જલદીથી ન થતો હોય તેના અંબોડે બાંધવાથી જલદી પ્રસવ થાય છે. પ્રસવ થયા પછી તાબડતોબ તે કાઢી લેઇ વહેતા પાણીમાં નાંખી દેવાં. વાર કરવાથી ગર્ભાશય બહાર પડવાનો સંભવ છે. ધોળા અઘેડાનાં મૂળ કંમરે બાંધવાં. એનો પણ ગુણ છે. **(૨૧) કંઠ-કુબ્જ સન્નિપાત ઉપર:** અઘેડાનો રસ અને પીંપર એનું નસ્ય આપવું. **(૨૨) ઉધરસ ઉપર:**– અઘેડાનું ચૂર્ણ એક ટાંક અને મરી એક ટાંક, એ એકત્ર કરી મધમાં ચાટવાં. **(૨૩) કફજ્વર ઉ-પર:** અઘેડાનાં પંચાંગનો કાઢો, ત્રણ માસ પર્યંત મધ નાંખી આપવો. **(૨૪) ચોથીઆ તાવ ઉપર:** રવિવારે અઘેડાનો પાલો લાવી ગોળમાં વાટી ગોળીઓ કરી રાખવી. ગોળી તાવ આવ્યાના પૂર્વે આપવી. **(૨૫) નાસાર્શ ઉપર:** અઘેડાનાં બીયાં સિંધવ અને ચુલા ઉપરનો ધુમાસ, એ તેલમાં નાંખી તે તેલ પાકું કરવું. અને ગાળી લેઇ નાકમાં ટીપાં પાડવાં. **(૨૬) અપામાર્ગ ક્ષાર:** અઘેડાના ઝાડને બાળી રાખ કરી માટીના વાસણમાં ઘાલવી. તેમાં રાખથી ચોગણું પાણી નાખી ખુબ હલાવવી. પછી તે આખી રાત રાખી, પ્રાતઃકાળમાં તે ઉપરનું નીતર્યું પાણી લોખંડની કઢાઇમાં કાઢી, કઢાઇ નીચે તાપ કરવો; તેથી તેમાંનું પાણી બળી જઇ કઢાઇના તળીએ ધોળો ક્ષાર વળગી રહેશે તે કાઢી લેવો. આ રીતિએ બીજા ક્ષાર વૃક્ષોનો ક્ષાર કરવો. **(૨૭) પાનથરી ઉપર:** અઘેડાનો ક્ષાર ગો-ળમાં કાલવી ખાવો.

એનો ધોળો અને કાળો, એ બે પ્રકાર છે. તેમાં ધોળા અજવલાને "માલી તુલસ" અને કાળા અજવલાને "કાળો માલી તુલસ" કહે છે. એ ઝાડ સુમારે હાથ દોઢ હાથ ઉંચું વધે છે. એનાં પાંદડાં તુળસીનાં પાંદડાં કરતાં મોટાં હોય છે અને માંજર લાંબી આવે છે. અજવલા-તીખો, ગરમ, ..., દાહકર, પ્રિય, રૂક્ષ, રૂચ્ય, દીપક, પાક વખતે લઘુ, પિત્તકર, કડવો, મધુર, સુખે પ્રસવ કરનાર, વિષે હિતકર; અને વાયુ, કફ, નેત્રરોગ, મૂત્રકૃચ્છ્ર, અરૂચિ, વિષરોગ, કમળો, કુંભકમળો, વાયુ, ..., અગ્નિમાંધ, ત્વગ્રોગ, વિષ રોગ, કૃમિ, રક્તદોષ, દમ, ઉધરસ, દદ્રુ, હદ્રોગ, પાર્શ્વશૂળ, જ્વર, ..., કુષ્ટ અને ઉલટી એનો નાશ કરે છે. (૧) **પેટ દુઃખતું હોય તે ઉપર:** અજવલાનો રસ આપવો. (૨) **છોકરાંની ઉલટી ઉપર**—અજવલાનાં બીયાં વાટી મધમાં આપવાં. (૩) **પ્રદર ઉપર**—અજવલાના પાંદડાંનો રસ ચોખાના ધોવણમાં આપવો.

**૧૨ અજમો**—સં૦ યવાની, યયાની. મ૦ ઓંવા. હિં૦ અજવાઇન. અજમાઇન. બં૦ વમાની. ચોયાન. ..૦ અજવાન. ઓમુ. ઓહુ. તે૦ ઓમામુ. ઓગમી. તા૦ મલા૦ ઓમં. અમન. તુ૦ ઓમા. ..૦ નાનુખા. અ૦ ત્કમૂન મુલૂકી. ઇં૦ બિશપ્સવિડસીડ લા૦ કેરમ્ કોપ્ટીકમ્.

અજમો ખેતરમાં થાય છે. એનો છોડ આશરે હાથ દોઢ હાથ ઉંચો વધે છે. અજમો પ્રસિદ્ધ છે. એનો ઓષધમાં પુષ્કળ ઉપયોગ થાય છે. અજમામાંથી એક પ્રકારનું સત્વ કાઢે છે, તેને અજમાનાં ફુલ કહે છે. એ મધ્ય હિંદુસ્થાનના ઉજ્જયિની શહેરમાં બને છે. અજમો તીખો, કડવો, રૂચિકર, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક, પિત્તકર, તીક્ષ્ણ, લઘુ, હધ, સારક, અને વૃષ્ય છે; તથા વાતાર્શ, કફ, શૂળ, આ-ધ્માન, વાંતિ, કૃમિ, શુક્રદોષ, ઉદર, આનાહ, હદ્રોગ, પ્લીહા, ગુલ્મ, દ્વંદ્વજરોગ અને આમવાત એનો નાશ કરે છે. (૧) **પેટપીડ, નળ, ઉધરસ અને અજીર્ણ ઉપર.**—અજમો ખાઇ ઉપર ગરમ પા-ણીનો ઘુંટડો પીવો. (૨) **શીતપિત્ત ઉપર.** અજમો ખાવો. (૩) **સળેકમ અને મસ્તક શૂળ ઉપર.**—અજમાનું ચૂર્ણ કરી તે કપડામાં બાંધી ઉંઘતી વેળાએ સુંઘવું અથવા અજમાની બીડી કરી નાકે પીવી. (૪) **બહુ મૂત્ર ઉપર.**—અજમો અને તલ એકત્ર કરી આપવા. (૫) **ગરમી ઉપર.** અજમો સાકરમાં ખાવો. (૬) **ઉધરસ ફાસ અને કફજ્વર એ ઉપર.** અજમો, પીંપર, અરડુસો અને ખસખસ એનો કાઢો આપવો. (૭) **કફગુલ્મ ઉપર.**—અજમાનું ચૂર્ણ અને બિડલોણ છાશમાં નાંખી આપવું.

**૧૩ અડદ.** સં૦ માષ. મ૦ ઉડીદ. હિં૦ ઉરદ. ક૦ ઉર્દુ. તે૦ મીનુઉલુ-મુલુ તા૦ ઉલંદુ. મલા૦ ઉલુન્તુ. તુ૦ ઉર્દુ. ફા૦ અ૦ માષ. ઇં૦ કિડની બીન. લા૦ ફેસીઓલસ્. રેડીએટસ્. ફેસીઓલસ્ રોક્સ્ બુર્ઘીઆઇ.

આ એક દ્વિદલ ધાન્ય છે. એ આખા હિંદુસ્થાનમાં ઘણી જાસ્ત ઉત્પન્ન થાય છે. એનો છોડ સુ-મારે હાથભર ઉંચો વધે છે. અડદનાં પાંત્રાં બીલીના જેવાં ત્રિદલ અને સહજ નાનાં હોઇ ગોળ હોય છે. એની ડાળાને ફુલ આવી શીંગો લાગે છે. શીંગો જૂની થયા પછી એ ઝાડ કાપી સુકાવવા નાંખે છે. દાણા સારા સુકાયા પછી તે એકઠા કરે છે. અડદનો રંગ કાળો છે; પરંતુ તેની દાળ ધોળી હોય છે. માત્ર ઉપરની છાલ કાળી હોય છે. અડદ પૌષ્ટિક અને શીતળ છે. એના પુષ્કળ પદાર્થો બને છે. અડદ ઢોરને ખવરાવવાથી તે પુષ્ટ થાય છે. દાણા કાઢી લીધા પછી ઝાડનો અને ડાંખળાનો ભૂકો ઢોરો ઘણા આનંદથી ખાય છે. દુઝણી ગાય અથવા ભેંસને અડદ ખવરાવવાથી વધારે દૂધ દે છે. **અડદ**—સ્નિગ્ધ, શોષક, ઉષ્ણ, કફકારક, વૃષ્ય, પિત્તને કોપાવનાર, રેચક, જડ, બલકર, સંતર્પણ, સ્વાદુ પૌષ્ટિક, મૂત્રલ, શુક્લ, મલભેદક, દૂધ ઉત્પન્ન કરનાર, માંસને વધારનાર, મેદવર્ધક, અને દમ, શ્રમ, પરિણામશૂળ, અર્દિતવાયુ, અને અર્શ એનો નાશ કરે છે. (૧) **અડદનાં વડાં**—અડદની દાળ પાણીમાં પલાળી રાખી વાટવી અને તેમાં મીઠું, મરી, હીંગ, જીરૂં એ પદાર્થ નાખી, તે વાટેલી દાળનાં વડાં કરવાં. તે ઘીમાં અથવા તેલમાં તળીને ખાવાં, એટલે વાયુ, અર્દિત વાયુ [ મોઢું વાંકું થઇ જવું ], અરૂચિ, દુર્બલપણું, ક્ષય, અન્ન અને દ્રવ શૂળ એનો નાશ થાય છે. અડદની દાળ વાટી દહીંમાં મેળવી વડાં કરી તળવાં;

તે સેવન કરવાથી, તે પુરૂષને દિવાન, બળકારક અને ધાતુવર્ધક છે. (૨) પુષ્ટતા ઉપર અરડૂસાના લાકડા—ડાની છાલનો ભૂકો, પડનો ભૂકો, ચોખાનો ભૂકો અને પીંપરનું ચૂર્ણ, એ ચાર ચાર તોલા પ્રમાણે લેઈ એકત્ર કરવું, તેથી બમણું ઘી તેમાં નાંખવું. પછી સારી રીતે શેકી, પછી બધાના સમભાગ સાકર અને સાકરથી બમણું પાણી નાંખી, પાક કરી, તેના લાડુ, ચાર ચાર તોલા વજનના બાંધી, તે લાડુ દરરોજ ઉગતી વેળાએ ખાય, તે ઉપર ૧૬ તોલા દૂધ પીવું અને ખારા, ખાટા, તેલવાળા, વગેરે પદાર્થ વર્જ્ય કરવા; એટલે પુષ્ટતા આવે છે અને બળ ક્ષીણ થતું નથી. (૩) રક્તપિત્ત ઉપર:—અરડૂસાનો ભૂકો અને રેશમી વસ્ત્રની રાખ પાણીમાં મેળવી મસ્તકે લેપ કરવો. (૪) ઉધરસ ઉપર:—અરડૂસો અને કાળા એનું ચૂર્ણ અને તાજ [ધતુરાના] ધુમાડો પ્રાશન કરવાથી તે ઉધરસનો નાશ કરે છે. (૫) વાળા ઉપર—વાળાના ફોલ્લા થઈ આવ્યો હોય તો તે ઉપર અરડૂસાના ભૂકામાં પાણી નાંખી તે ભૂકો ગરમ કરી ફોલ્લા ઉપર ચોપડવો. તે ઉપર લોટ કે બાજરીનો પીંડ બાંધી તે પર ગરમ તેલનો એક પળી એક ટીપ પાડવી; એટલે તરતજ તે ફોલ્લો ફુટી વાળો બહાર થઈ બહાર પડે છે અને ફોલ્લો સારો થાય છે. (૬) ધાત જાય તેને માટે—અરડૂસાની છાલનો ભૂકો ૪ પૈસાભાર; ગાયના દૂધમાં બાળી તેમાં પીંડ ઘી નાંખી ગરમ ગરમ આપવો. દિવસ ૭. (૭) પુષ્ટતાને માટે:—અરડૂસાની મોગર છાલને ગાયના તાજા દૂધમાં અથવા પાકી શેરડીના રસમાં ૨૧ પુટ દેઈ, પછી તે છાલ લઈ ભૂકો કરી રાખવો અને પ્રાતઃકાળમાં ગાયનું દૂધ પાશેર લેઈ, તેમાં તે ભૂકો એક તોલો અથવા દોઢ તોલો મેળવી તે દૂધ સારૂં ઉકાળવું, અને ઉકાળવા માટે એટલે તેમાં ખડી સાકર બે તોલા સુધી અને તાજું ઘી, બદામ, ચારોળી, એલચી, લવિંગ, વિગેરે મસાલો નાંખી સેવન કરવું. (૮) નાસારોગ ઉપર:—અરડૂસાનો ભૂકો, અને કપૂર બળતા રેશમી કપડાની રાખ પાણીમાં મેળવી મસ્તકે લેપ કરવો.

૧૪ અતિવિષ.—સં૦ અતિવિષા. મ૦ અતિવિષ. હિં૦ અતીસ. બં૦ આતઇચ અતિમઇ. તે૦ અતિવાસા. લા૦ એકોનીટમ્ હિટ રોફાઈલમ.

અતિવિષનાં ઝાડ હિમાલયના ઉપર અને એની આસપાસના પ્રદેશમાં ડુંગરો ઉપર થાય છે. એ ઝાડનાં મૂળીઆં અથવા કંદ કાઢી લાવે છે; તેને અતિવિષ કહે છે. એમાં ધોળો, કાળો, અને પીળો એવા ત્રણ પ્રકાર છે. એની કળ કપડાં રંગવાના કામમાં ઉપયોગી છે. ઓસડોમાં ધોળાનોજ ઉપયોગ થાય છે. અતિવિષ ઘણુંજ કડવું હોય છે. અતિવિષ, સર્વ પ્રકારના જ્વરો ઉપર ઉત્તમ ઔષધ છે. એ નહાનાં બાળકોના ઔષધમાં ઘણુંજ આવે છે. બાળકોના દરદમાં અતિવિષ ઔષધ મુખ્ય છે. અતિવિષ.—દિપિન્ કફઘ્ન, તીક્ષ્ણ, અગ્નિદીપક, પાચક, ત્રિદોષ, પચાવનાર, કફ, પિત્ત, જ્વર, આમાતિસાર, કાસ, વિષ, મૂત્ર, ઉલટી, તૃષા, કૃમિ, અર્શ, સંગ્રહ, પિત્તોદર, અતિસાર, એ સર્વ વ્યાધિઓનો નાશ કરનાર છે. (૧) બાળકોની ઉધરસ, દમ, તાવ તથા ઉલટી ઉપર.—અતિવિષનું ચૂર્ણ વાર તમ્મ જોઈ મધમાં આપવું. (૨) નાનાં બાળકોના તાવ અને ઉલટી ઉપર.—અતિવિષ, અને નાગરમોથ એનું ચૂર્ણ મધમાં આપવું. (૩) પિત્તાતિસાર ઉપર.—અતિવિષ, કડાની છાલ અને ઇંદ્રજવ, એનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં મધ નાંખી પાવું. (૪) દમ અને ઉધરસ ઉપર.—અતિવિષનું ચૂર્ણ ત્રણ અથવા ચાર માસા લઈ, મધમાં મેળવી રાત્રિમાં ત્રણ અથવા ચાર વખત ચટાડવાથી દમ અને ઉધરસ મટે છે. (૫) સંગ્રહણી, અર્શ, જ્વર, અરૂચિ, અગ્નિમાંદ્ય, એ ઉપર અતિવિષનો કાઢો.—અતિવિષ, નાગરમોથ, વાળો, ધાવડીનાં ફુલ, કડાની છાલ, સૂંઠ અને પહાડમૂળ એનો કાઢો કરી આપવો. એટલે ઉપરના સર્વ રોગ દૂર થઈ ધાતુની વૃદ્ધિ થાય છે. (૬) તૃષા ઉપર.—અતિવિષ અને નેત્રવાળો [ખસની જડ] એનો કાઢો આપવો. (૭) બાળકોના આમાતિસાર ઉપર.—સૂંઠ, અતિવિષ અને નાગરમોથ એનો કાઢો આપવો. (૮) બાળકોના સર્વ પ્રકારના અતિસાર ઉપર.—અતિવિષનું ચૂર્ણ સાકરમાં અથવા મધમાં આપવું. (૯) મુખરોગ ઉપર.—અતિવિષ મધમાં આપવું. (૧૦) સંગ્રહણી ઉપર.—અતિવિષ, સૂંઠ અને વજ એનો કાઢો કરી આપવો.

૧૫ અનંત.—એ ઝાડ ઘણુંજ મોટાં વધે છે. એ ઝાડ કોંકણ પ્રાંતમાં ઘણાં થાય છે. એને

ં લાંબાં અને જાડાં હોય છે. એ ઝાડ ઘણુંજ શોભાવંત દેખાય છે. આ ઝાડને શ્રાવણ માસમાં ના ફુલો જેવાં ઝુમખાદાર ફુલો આવે છે. એ ફુલો ઘણાંજ શોભાવાળાં દેખાય છે. એનો વાસ સિક, મધુર આવે છે. એમાં ધોળો અને કાળો એની બે જાત છે. એ ઝાડ તગરની જાતનું છે. નંદ વાયુ ઉપર (અનંત વાતપર) જે સ્ત્રીઓ પૂરા મહિના થયા પહેલાં પ્રસૂત થાય છે, તેમને ોક વખતે નંદ નામક વાયુ મસ્તકે ચઢે છે, જેને લીધે મસ્તક જડ થાય છે, ફરે છે, દીવો લાવવાથી તું નથી; આંખો આગળ અંધારાં આવે, દાંત ચોટી જાય, માથું ધુંધવા લાગે, તેને અનંતના ઝા- ઉત્તર દિશાભણીની મૂળાડી (મુળીઉ) કાઢી, ઠંડા પાણીમાં ચંદન પ્રમાણે ઘસી, સર્વ મસ્તકને કરવો, અને તાળવા ઉપર ચોળતાં રહેવું. અને મૂળની એક કકડી અંગોઠામાં તાણી બાંધવી. ા શક્તિ પ્રમાણે ઠંડા પાણીમાં મૂળ ઘસી પાવું. પથ્ય-કળથી બારી તેનું પાણી પીવાને માટે આપવું. ુ જણાયા પછી ઘી ભાત આપવાં. **(૨) સર્પના વિષ ઉપર** અનંતનાં મૂળ અને અરીઠા, પાણીમાં ી પાવા. **(૩) પ્રસૂતા સ્ત્રીઓના મસ્તકશૂળ ઉપર** અનંતમૂળ અને ભારંગમૂળ, ગરમ પાણીમાં ી ચોપડવાથી તરત ગુણ થાય છે; એવો વનૌષધિ-પ્રકાશકારોનો મત છે.

**૧૬. અનનસ** અનનસના ઝાડને કેવડાના ઝાડ જેવાં પાંદડાં હોય છે. એ ઝાડો ઘણું કરી વા- ી બાજુએ ઉગે છે. કારણ કે એ ઝાડનાં પાંદડાંને કાંટા હોય છે તેથી જનાવરોનો તેમાં નિભાવ થતો થી. આ ઝાડને મધ્ય ભાગમાં ફળ આવે છે અને એ ફળને અનનસ કહે છે. એના સર્વ અંગે કાંટા ાય છે. એની ડાળીઓ કાપી જમીનમાં વાવવાથી ચોંટી જઇ, તેનું ઝાડ થાય છે. એ ફળનો રંગ ાતો અથવા પીળો હોય છે. અનનસનો મુરબ્બો થાય છે. અનનસ ખાવામાં સ્વાદિષ્ટ હોય છે. એની ચ્ચેનો કઠણ ભાગ કહાડી નાંખવો. તે ખાવાને ઉપયોગી નથી. પણ અવગુણકારક છે. છતાં ખાવામાં ખાવ્યો હોય, તો તે ઉપર કાંદા, દહીં અને સાકર ખાવી એટલે બાધ થતો નથી. અનનસનાં પાંદડાંનાં ઉત્તમ દોરડાં થાય છે. અનનસ, ભૂખ્યા હોઇએ ત્યારે કોઇ દિવસ ખાવું નહિ. ખાવાથી વિષ પ્રમાણે અવગુણ કરે છે. અનનસ ગર્ભિણીને વર્જ્ય છે. **અનનસ**—લીલું હોય ત્યારે રૂચિકર, હૃદ્ય, ગુરૂ, કફકર, પિત્તકારક અને શ્રમનાશક છે; તેજ **પાકવાથી** મીઠું, પિત્તનાશક, તથા રસવિકાર, આતપવિકારનું નાશકર છે. **(૧) અજીર્ણ ઉપર**—સારા પાકેલા અનનસના બારીક કકડા કરી તે ઉપર મરી અને સિંધવની ભૂકી નાંખી ખાવું. **(૨) જંતુ-કૃમિ ઉપર** અનનસ એકલુંજ ખાવું, એટલે જંતુ (કૃમિ) નું પાણી થશે. **(૩) બહુ મૂત્રરોગ ઉપર**—પાકેલા અનનસની છાલ અને એમાંના કઠિન ગાભા કહાડી નાંખી બાકીના ભાગનો રસ કાઢવો. તે રસમાં અંબર, જીરૂં, જાયફળ, પીપર, અને સંચળની ભૂકી કરી નાંખવી. અંબર કમતી નાંખવું, એ શક્તિ પ્રમાણે આપવું. અથવા અનનસના ટુકડા પીંપરનું ચૂર્ણ નાંખી ખાવા. **(૪) પેટમાં વાળ ગયો હોય તો** પાકેલું અનનસ ખાવું, એટલે કેશ જવાથી થનારી પીડા દૂર થાય છે.

**૧૭. અંબાડો** સં૦ આમ્રાતક. મ૦ અંબાડા. હિં૦ અંગારી. મોઇઆ. તૈ૦ પુડીકુરા. ક૦ પુડી. પુડીબીજ. પુડીયનારૂ. બં૦ માચીકા. પં૦ નુસુકડા.

અંબાડાનું ઝાડ મોટું થાય છે. કોકણ અને કર્નાટક, એ દેશોમાં આ ઝાડ ઘણાંજ થાય છે. એનાં પાંદડાં રાયણનાં પાંદડાં જેવાં થાય છે. એનું લાકડું ઇમારતના ઉપયોગમાં આવતું નથી. એનાં ફળ ઘણાં ખાટાં અને લીલી સોપારી જેવડાં મોટાં વધે છે. તેમાં આંબા જેવી ગોટલી હોય છે. એ ફળ ખાટાં હોય છે. ખટાસ માટે આમલીને બદલે એનો ઉપયોગ કરે છે. કાચાં ફળોને મીઠામાં આથે છે. અંબાડાને આંબા જેવોજ મોર આવે છે. એકજ પદાર્થ સર્વકાળ ખાવાને માણસને ચીડ આવે, માટે તેના સુખ માટે દયાળુ પરમેશ્વરે બીજા ખાટા પદાર્થ આંમલી, લીંબુ, આંબા (કેરી), કોઠાં, દ્રાક્ષ, કોકમ, બીલાં, કરમદાં ઇત્યાદિ, ઉત્પન્ન કરી રાખેલાં છે. **અંબાડો**—ગુરૂ, ઉષ્ણ, તુરો, ખાટો, રૂચિકારક, સારક, કંઠને હિતકર; પિત્ત, કફ અને રક્તનો વર્ધક, અને આમવાયુ તથા આમનો નાશ કરનાર છે. તે **પાકવાથી** તુરો, શીત, જડ, વૃષ્ય, બલકર, મધુર, તૃપ્તિકર, કફકર, સ્નિગ્ધ, ધાતુવર્ધક, મલસ્તંભક; અને વાયુ, કફ,

**૨૨. અરડુસી**—સં૦ અટરૂષ. મ૦ અડુળસા. હિં૦ અરૂસા. અડુસા. વાંસા. વિસોંટા. બં૦ વાસક. ક૦ આડસોગે. તે૦ આડાસારં. આડાપાકુ. તા૦ આડાડોડાઇ. તુ૦ ચેહુ મદ્દ ડીતપ્યું. મલા૦ અટા લોટકં. લા૦ આધાટોડવાસીકા.

અરડુસીનાં ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એમાં ધોળી અને કાળી, એવી બે જાત છે. ધોળી અરડુસીનો રંગ ધોળો અને કાળી અરડુસીના ઝાડનો રંગ કાળો હોય છે. કાળી અરડુસીનાં પાંદડાં કુડાનાં પાંદડાં જેવાં, પરંતુ મૃદુ હોય છે. આ પાંદડાં ઉપર ધોળા અથવા કોઇ પણ પ્રકારના ડાઘ હોતા નથી. આ અરડુસી ધોળી અરડુસી કરતાં ઘણીજ ઉષ્ણ અને કફનાશક છે. **ધોળી અરડુસીનાં** પાંદડાંનો રંગ લીલાશ ઉપર હોઇ, તે ઉપર ધોળા રંગનાં ચાઠાં હોય છે. અરડુસીનાં ફુલો ધોળાં હોય છે. અરડુસીનું ઝાડ ૧–૨ માથોડાં ઉંચું વધે છે. એનાં લાકડાં હલકાં હોવાથી એના કોલસા દારૂમાં નાંખવાના કામમાં આવે છે. **અરડુસી**–શીતવીર્ય, હૃદ્ય, લઘુ, તીખી, કડવી અને સ્વર્ય છે. તે ઉધરસ, કમળો, શૈત્યપિત્ત, વિષ, જ્વર, કફ, શ્વાસ, મેહ, ક્ષય, તૃષા, અરૂચિ, કુષ્ટ અને ઉલટી, એઓનો નાશ કરે છે. **(૧) શ્વાસ, કાસ, રક્તપિત્ત અને કફક્ષય ઉપર** અરડુસીનાં પાંદડાંનો ફુલો-સહિત રસ કાઢી મધમાં આપવો. કેટલાએક દિવસનો દમ, ઉધરસ હોય તો તે અને કફક્ષય દૂર થાય છે, **(૨) કફપિત્ત, જ્વર, રક્તપિત્ત અને કમળો એ ઉપર** અરડુસીનાં પાંદડાંનો ફુલોસહિત રસ કાઢી, તેમાં સાકર અને મધ નાંખી આપવો. **(૩) રક્તપિત્ત ઉપર**—અરડુસીના રસની સાત ભાવના હરડેને દેઇ તે સેવન કરવી. અથવા મધ અને અરડુસીનો રસ સમ ભાગ લેઇ તે સેવન કરવો. **(૪) સુખે પ્રસૂતિ થવા માટે** અરડુસીનાં મૂળ ઉકાળી, નાભિ અને ગુહ્યસ્થાને લેપ કરવો. તથા કેળનો કાંદો કંમરે બાંધવો. **(૫) શ્વાસ ઉપર.** અરડુસીનો રસ અને ગાયનું માંખણ એકત્ર કરી તેમાં ત્રિફળાનું ચૂર્ણ નાંખવું અને તે આપવું. **(૬) ખસ ઉપર**—અરડુસીનાં કુમળાં પાંદડાં અને આંબાહળદર, એ ગોમૂત્રમાં એકત્ર વાટી, તેનો ખસ ઉપર લેપ કરવો. કિંવા પાંદડાં પાણીમાં ઉકાળી તેથી સ્નાન કરવું. **(૭) પિત્તજનિત પ્રદર ઉપર.**—અરડુસીના રસમાં મધ નાંખી આપવું. **(૮) શ્વેત પ્રદર ઉપર.** અરડુસીનાં મૂળોનો રસ મધમાં આપવો. એટલે સુફેદ ધાત જતી બંધ થશે. **(૯) બાળકના કફવિકાર ઉપર.**—અરડુસીનાં તાજાં પાંદડાં લાવી, તેનો પુટપાકથી રસ કાડવો. **પુટપાકની કૃતિ** અરડુસીનાં પાદડાં કેળનાં પાંદડાંમાં બાંધી ઉપર માટીનો લપેટો દેઇ અંગારામાં સેકી પછી બહાર કાઢી, ઉપરનાં કેળનાં પાંત્રાં કાઢી નાખી અરડુસીનાં પાંત્રાં હાથ ઉપર મસળી રસ કાઢવો. આ રસ સુમારે ૧૦ ટીપાં અને તેલીઆ ટંકણખારની ફૂલાવેલી ભૂકી બે ચણોઠીભાર અને મધ ચાર માસા, એ સર્વે એકઠું કરી ચાટવા જેવું કરી રાખવું. એ ચાટણ, દિવસમાં ચાર પાંચ વખત છોકરાંની શક્તિ પ્રમાણે ચટાડવું; તેથી કફનો નાશ થઇ બાળક હુશિઆર બને છે. **(૧૦) ઉધરસ, ક્ષય, શ્વાસ અને રક્તપિત્ત ઉપર**—અરડુસીનાં પાંદડાંને બાફ આપી હાથ ઉપર ચોળી રસ કાઢવો. તેમાં સાકર નાખી, મધ જેવું જાડું થાય ત્યાં સુધી પાક કરવો. પછી તેમાં બહેડાનું ચૂર્ણ અને હળદરનું ચૂર્ણ નાખી રાખી મૂકવું. અને તે ઉપર પ્રમાણે ચટાડતા જવું. **(૧૧) કફ ઘણો જાડો હોય તે ઉપર** ગરમ ચામાં અરડુસીનો રસ, સાકર, મધ, અને બે ચણોઠીભાર સંચળ, એ નાંખી આપવું. **(૧૨) કાસ, શ્વાસ ઉપર** અરડુસીના કાઢામાં સાકર અને મધ નાંખી આપવું અથવા અરડુસીના રસમાં મધ અને સિંધવ નાંખી આપવું. **(૧૩) કફજ્વર ઉપર** અરડુસી, નાગરમોથ, ધમાસો, સુંઠ, ભારંગમૂળ, એનો કાઢો આપવો. અરડુસીનાં અને કુસરીનાં પાંદડાં એનો કાઢો મધ નાંખી આપવો. **(૧૪) વિંછીના વિષ ઉપર**—કાળી અરડુસીનાં મૂળ ઠંડા પાણીમાં ઘસી ચોપડવાં. **(૧૫) શીતળાનો આજાર ન આવવા માટે:**—અરડુસીનો રસ અને જેઠીમધ આપવાં, એટલે શીતળાનો આજાર આવતો નથી. **(૧૬) ઉધરસ ઉપર**—અરડુસીના રસમાં તેલીઓ ટંકણખાર ફુલાવેલો તથા મધ નાંખી આપવો. **(૧૭) ક્ષયાદિક ઉપર** અરડુસીનાં પાંદડાંનો કાઢો, મધ અને ખડી સાકર નાંખી આપવો, એટલે ક્ષય, રક્તપિત્ત, કાસ, કફ અને પિત્તજન્ય જ્વર દૂર થાય છે. **(૧૮) ત્રિદોષ ઉપર**—અરડુસીનાં પાકેલાં પાંદડાંને બાફી, તેનો રસ કાઢી તે અને આદુનો રસ એકત્ર કરી, તેમાં થોડો તુળસીનો રસ નાંખી, મધ અને જેઠીમધ ઘસી આપવો. **(૧૯) રક્તપિત્ત ઉપર** અરડુસીનાં પાંદડાંનો રસ કાઢી પીવો. **(૨૦) સુખ-**

**૨૫. અરાટી.** (સં. આરી.)અરાટીનાં ઝાડ કંટકયુક્ત હોય છે. અને એ વેલ પ્રમાણે પસરે છે, એનું "વલ્લીખદિર" એવું પણ સંસ્કૃતમાં નામ છે. ખેરનાં ઝાડ જેવાંજ એનાં પાંદડાં થાય છે. અરાટીનો વાડ કરવા માટે ઉપયોગ થાય છે. **અરાટી** કડવી, તીખી, તુરી, ઉષ્ણ, રસ વખતે અને પાકવખતે ખાટી અને રક્ત કોપન છે. વાયુ, કાસ, પિત્તરોગ એનો નાશ કરે છે.

**૨૬. અરણી.** સં૦ અગ્નિમંથ મ૦ ટાકળી. હિં૦ અરની, અગેથુ, મણીઆરી, ક૦ નરૂવેલ, તૈ૦ નેલીચેટ્ટુ, લા૦ ક્લેરોડેન્ડ્ર્મ્ ફ્લોમોઇડેન.

**અરણીને** એરણ પણ કહે છે. અરણીમાં નાની ને મોટી એવી બે જાતિ છે. તથા ધોળી અને કાળી, એવી પણ બે જાતિ છે. નાની જાતિનાં ઝાડ, માથોડું દોઢ માથોડું ઉંચા વધે છે. મોટી જાતિનાં ઝાડ ઘણાંજ ઉંચાં વધે છે. એનાં પાંત્રાં કાલાદાર હોઇ તે નરવેલાનાં પાંત્રાં કરતાં નાનાં હોય છે. અરણીને ફૂલોની બહાર આવે છે. તે સમયે એ ફૂલોઉપર થઇ આવેલી વાયુની લહેર સુગંધિદાર હોઈ મનને આહ્લાદ આપે છે, ગામડાંઓમાં ખેતરની વાડ વિગેરે ઠેકાણે આ ઝાડ ઘણાં થાય છે. કાળી અરણીનાં મૂળનું તેલ કાઢે છે. દશ મૂળામાં એનાં મૂળ આવે છે. **મોટી અરણી**—તીખી, ઉષ્ણ, મધુર, કડવી, [illegible]ી, અને અગ્નિદીપક, છે; વાયુ, સળેકમ, કફ, સોજા, અર્શ, આમવાત, ગલાવરોધ, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, વિષદોષ, આમ, તથા મેદોરોગનો નાશ કરે છે. લઘુ અરણીનાં મૂળ મોટી અરણીના જેવાંજ ગુણવાળાં છે. પરંતુ વિશેષ કરી લેપ, પાટા બાંધવો, એ વિષે હિતકર અને સોજાનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) સોજા–ઉપર** અરણીના પાલાનો પાટો બાંધવો. **(૨) શીતજ્વર ઉપર** અરણીનાં [illegible] મસ્તકે બાંધવાં. **(૩) વાઘ કરડયો હોય તો** અરણીનો પાલો મીઠું નાંખી વાટી બાંધવો. **(૪) [illegible]ડ ઉતર્યા હોય તો** અરણીનો પાલો વાટી ગરમ કરી અંડે પાટો બાંધવો અને તાંબાની સળીવડે [illegible]ગની અનામિકાના નખ ઉપર ડામ દેવો **(૫) જીર્ણ જ્વર ઉપર** ધોળી અરણીનાં મૂળ વિધિયુક્ત [illegible]ોટલીએ બાંધવાં. **(૬) ત્રિદોષ–ગુલ્મ ઉપર** નાની અથવા મોટી અરણીનાં મૂળનો કાઢો કરી ગરમ હોય તેમાંજ ગોળ નાંખી પાવો. **(૭) વસામેહ ઉપર**—અરણીનાં મૂળનો કાઢો પાવો **(૮) શીતપિત્ત ઉપર**—અરણીનાં મૂળનું ચૂર્ણ ઘીમાં નાંખી પ્રાશનાર્થે આપવું. **(૯) પક્ષાઘાત, સંધિવાયુ અને સોજા ઉપર**—કાળી અરણીનાં મૂળોનું તેલ કાઢી, તે તેલ દરરોજ લેપ કરતા જવું અને શેકતા જવું.

**૨૭. અરલુ.**—સં૦ શ્યોનાક. મ૦ ડીંડા, ટેંટું. કો૦ ટેંટવે, જગદળા ૫ળફળા, હિં૦ સોનાપાઠા. અરલુ–ટેટું. બં૦ સોના. ક૦ શોડીલમર. તિગડુમર, હેગ્ગુગટીમર. તૈ૦ પેદ્દામાનુ. લા૦ કલેસાન્થેસ ઈંડીકા.

**અરલુનાં** ઝાડ ઘણાં મોટાં થતાં નથી. એનાં પાંત્રાં કાંઇક ભરીનાં પાંત્રાં જેવાં હોય છે. અને પપઇનાં ઝાડ જેવાં પોચાં હોય છે. એને શિંગો આવે છે તે ચાર આંગળ પોહળી અને હાથ બે હાથ લાંબી હોય છે. એમાં સુમારે બસો અઢીસો બિયાં હોય છે ને તે કપાસના જેવાં હોય છે. જ્યારે એની શિંગો કુમળી હોય છે, ત્યારે તેનું શાક અને આથણું કરે છે. એ શીંગોનો આકાર આબેહુબ તરવાર જેવો હોય છે. અરલુનાં મૂળાની અંતરછાલ લીલા રંગની હોય છે. દશ મૂળામાં અરલુનાં મૂળ આવે છે. એને "ટેંટવે" એમ પણ કોઇ કહે છે. **અરલુ:**—તુરૂં, કડવું, તીખું, અગ્નિદીપક, ગ્રાહક, શીતળ, વૃષ્ય, બલપ્રદ; અને વાત, પિત્ત, સન્નિપાત, જ્વર, કફ, ત્રિદોષ, અરૂચિ, આમવાત, કૃમિ, ઉલટી, ઉધરસ, અતિસાર; તૃષા, કોઢ, એનો નાશ કરે છે. પુટપાક કૃતિએ એનો રસ-કાઢો ભક્ષણ કરવાથી ઘણા દિવસનો અતિસાર હોય, તો પણ તેનો નાશ થાય છે. એનાં **કુમળાં ફળ** તુરાં, મધુર, લઘુ, હૃદ્ય, રૂચ્ય, પાચક, કંઠને વિષે હિતાવહ, અગ્નિદીપક, ઉષ્ણ, તીખાં, અને ખારાં છે, એ ગુલ્મ, વાયુ, કફ, અર્શ, અરૂચિ અને કૃમિ, એઓનો નાશ કરે છે; એનાં જૂનાં ફળ ગુરુ, અને વાયુને કોપવનારાં છે. **ઉપયોગ (૧) કર્ણશૂળ ઉપર** અરલુનાં મૂળ લાવી બારીક વાટી, તેનાથી ચોગણું તલનું તેલ લઇ અને તેમાં તલના તેલ જેટલું પાણી નાંખી ચૂલા ઉપર મૂકી થોડો થોડો દેવતા સળગાવી પાક કરી શુદ્ધ તેલ રહે એટલે તે તેલ લેઇ કાનમાં પાડવું; એટલે ત્રિદોષોત્પન્ન કર્ણશૂળ દૂર થાય છે. **(૨) સર્વા-**

**પકવેલી કેરી:** મધુર, શીતળ, જડ, બલકર, ધાતુવર્ધક, પુષ્ટિકર, ત્રિદોષનાશક, કફકર, પક, વૃષ્ય, મલસ્તંભક, પ્રિય, સ્નિગ્ધ, તુરી, સુખકારક, અને કાંતિવર્ધક છે; અને વાયુ, તૃષા, પિત્ત, શ્વાસ, શ્રમ અને અરૂચિનો નાશ કરનાર છે. (૧) **આમાતિસાર અને મૂર્ચ્છા ઉપર:–** ી ગોટલી દહીંમાં વાટી આપવી. (૨) કરમ ઉપર: આંબાની ગોટલીનું ચૂર્ણ આપવું. (૩) **ગીના અતિસાર ઉપર:** આંબાની ગોટલી ભાગી ખાવા આપવી. (૪) **રક્તાર્શ અને એ ઉપર:** આંબાની ગોટલીનું ચૂર્ણ મધમાં આપવું. એટલે રક્તમૂળવ્યાધિ અને ધુપણીનો નાશ છે. (૫) **પરસેવો છુટતો હોય તો:** ગોટલી ભાગી તેનો ભૂકો શરીરે લગાવવો. (૬) **તે લીધે પગ ચોટી જાય છે તે ઉપર:** આંબાનો ચીક લગાવવો. (૭) **રાંઝણ** (આંજણી) **:** આંબાની ડાંખળીનો અગર આંબાનાં પાંત્રાં તોડવાથી જે રસ નીકળે છે તે ચોપડવો. (૮) **તા પ્રમેહ ઉપર:** આંબાના અંતર છાલનો રસ તોલા ૪ અને ચુનાનું નીતર્યું પાણી તો ૧. એનું મિશ્રણ કરી તે તાબડતોબ આપવું. એ ૭ દિવસ આપવું. (૯) **નાકમાંથી લોહી પડે છે પર:**–આંબાની ગોટલીનો રસ કાઢી નાકે પીનો. (૧૦) **ઉષ્ણ જ્વર** (ઉન્હો તાવ) **ઉપર:**–આંબાનાં મૂળ અથવા હાથે બાંધવાં. (૧૧) **દાહ અને અતિસાર ઉપર:**–આંબાની અંતરછાલ દહીંમાં વાટી ૧ તોલા આપવી. (૧૨) **રક્તાતિસાર ઉપર:**–આંબાનાં પાંદડાંનો અંગરસ ૨ તોલા, મધ ૧ તોલો, ઘી ૦ાા તોલો દૂધ ૧ તોલો મેળવી આપવું. (૧૩) **અતિસાર ઉપર:** આંબાના ચીક થકી રાળ થાય છે. ચૂર્ણ સાકર અને ઘી સાથે આપવું. (૧૪) **ઉપદંશ ઉપર:** આંબાની છાલનો અંગરસ બકરીના માં મિશ્ર કરી આપવો. એટલે ઉપદંશ અને તત્સંબંધી વ્રણની પીડા દૂર થાય છે. (૧૫) **રક્તાતિ-ર ઉપર:** આંબાની ગોટલી છાશ અગર ચોખાના ધોવરામણમાં વાટી આપવી. અથવા કેરીની છાલ માં વાટી, મધ મેળવીને આપવી. (૧૬) **લોહીની ઉલટી ઉપર:** આંબાની ગોટલીનો રસ કાઢી કમાં ટીપાં પાડવાં. (૧૭) **મૂળવ્યાધિ ઉપર:**—આંબાનાં સુકાયલાં પાંત્રાંનું ચૂર્ણ કરી તેનું ધમ્રપાન વું. (૧૮) **સર્વ પ્રકારની ગરમી ઉપર:**—આંબાની અંતર છાલ, ઉમરના મૂળ ઉપરની છાલ અને ડની વડવાઈનો રસ કાઢી, તેમાં જીરૂં અને ખડીસાકર નાંખી આપવું. (૧૯) **રક્તાતિસાર ઉપર:** ાંબાની અંતરછાલ દૂધમાં વાટી મધ નાખી પાવી. (૨૦) **કાનના દુખાવા ઉપર:**—આંબાનો મોર ાટી દીવેલમાં સિદ્ધ કરી તે ગાળી કાનમાં નાંખવો. (૨૧) **માથામાં દારૂણ રોગ થાય છે તે ઉ-પર:** આંબાની ગોટલી અને બાલહરડાં (હીમજી હરડે), એનું ચૂર્ણ દૂધમાં વાટી લેપ કરવો. (૨૨) **સંગ્રહણી ઉપર:**—આમ્રાદિયવાગુ: આંબો, અંબાડો અને જાંબુઓ, એ ત્રણેની છાલ ૧૬ તોલા લેઇ તેમાં ૨૫૬ તોલા પાણી નાંખી, અર્ધું પાણી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી તેમાં ૧૬ તોલા ચોખા નાંખી પુનઃ ઉકાળી તૈયાર કરવું; તેને "આમ્રાદિયવાગુ" કહે છે. એ ખાવાથી સંગ્રહણી દૂર થાય છે. (૨૩) **રક્તાતિસાર ઉપર:** આંબો, જાંબુઓ અને આસુંદરો એની છાલ ૪ તોલા લેઇ તેને સૂકવી ચૂર્ણ કરવું. પછી ૨૪ તોલા પાણી માટીના વાસણમાં ભરી, તેમાં તે ચૂર્ણ નાખી, આખી રાત્રી ભીંજવી, પ્રાતઃકાળમાં તે પાણી ગાળી તેમાં મધ નાંખી પીવું. (૨૪) **અંડવૃદ્ધિ ઉપર:** આંબાના ઝાડ ઉપરની ગાંઠ ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. અને શેકવું. (૨૫) **ધુંપણી ઉપર:**—કાપવાના આંબાનો સુકાયેલો મોર ીમાં તળી, સાકર નાંખી તેની ગોળી કરી આપવી. (૨૬) **સ્વરભંગ ઉપર:** આંબાનાં પાંત્રાંનો કાઢો ધ નાંખી આપવો. (૨૭) **મૂર્ચ્છા ઉપર:**—એ અઢી તોલા મરવા દહિંમાં વાટી આપવા.

૪૯. **આંમળાંનું ઝાડ.**—સં૦ બં૦ આમલકી. મ૦ આંવળે. હિં૦ આમલ. આમરો. ક૦ તુ૦ નલ્લીમારા. તૈ૦ ઉસરકાય, વેલ્લી, તા૦ નેલ્લીમાર. મલા૦ આંમલક, નેલ્લી. ફા૦ આમ્લજ. અ૦ અમ્લજી. ઇં૦ એંબ્લીક મિરોબેલન. લા૦ ફિલેંથસ એંબ્લીકા.

ભરતખંડમાં આમળાંનાં ઝાડ ઘણે ઠેકાણે થાય છે. એ ઝાડ સાધારણ ઘણાં ઉંચાં હોય છે. એનાં પાંતાં ખીજડાનાં પાંતાં જેવાં હોય છે. એને કાર્તિક માસમાં ફળો આવે છે. આમળાં સાધારણ સોપારી જેવડાં મોટાં હોય છે. આંમળામાં બે જાતિ છે. રાન આંમળાં અને ધોળાં આંમળાં. આમળાંનો મુરબ્બો કરે છે. તે પિત્ત ઉપર સારો છે. તેનું અથાણું પણ થાય છે. આમળાં સુકાઇ જાય એટલે આવળકાટી

**(૨૩) રેચક:** આંબળીની છાલના રસમાં મરીની ભૂકી, પાંચ લવંગ, અને વેળા વાટી ઉતાર ઘી અને ભાત. **(૨૪) શરીર ઉપર પિત્ત ઉઠે છે તે ઉપર:**—આંવળકંટી ગોમૂત્રમાં પલાળી રાખી મેલવી અને સવારે વાટી તેમાં નાળીએરનો અંગરસ મેળવી શરીરે ...ું. **(૨૫) શરીરની કાંતિ સારી થવા માટે:** આવળકંટી અથવા વાટેલાં આમળાં અને તલ એકત્ર બારીક વાટી દરરોજ શરીરે ચોળવાં. અને થોડી વાર પછી ગરમ પાણીએ સ્નાન **(૨૬) વીર્યવૃદ્ધિ ઉપર:** આંબળાનો રસ અને ઘી એકત્ર મેળવી આપવું. **(૨૭) વૃદ્ધપણું થવા માટે:**—આંવળકંટીનું ચૂર્ણ અને તલનું ચૂર્ણ સમભાગે એકત્ર કરી ઘી અને મધમાં ૨૦ પ્રાતઃકાળમાં આપવું. **(૨૮) દિવ્ય દેહ થવા માટે:** આવળકંટીનું ચૂર્ણ અને આરકંદનું ચૂર્ણ ...ાગે, ઘી અને મધ સાથે શિશિર ઋતુમાં આપવું. **(૨૯) નાકમાંથી લોહી પડે છે તે ઉપર:** ...ળકંટી ઘીમાં પલાળી કાંજીમાં વાટી મસ્તકે લેપ કરવો. **(૩૦) મસ્તકશૂળ ઉપર:** આમળીનું ..., ઘી અને સાકર એકઠાં કરી પ્રાતઃકાળમાં ખાવું. **(૩૧) પિત્તશૂળ ઉપર:** આંબળીનું ચૂર્ણ મધમાં ...વું. **(૩૨) મૂર્ચ્છા ઉપર:** આંમળાંનો રસ ઘી નાખી પાવો. **(૩૩) રક્તપ્રિત્ત ઉપર:** આંવળ-...નું ચૂર્ણ, સાકર અને ઘીમાં આપવું, વા આંમળાનો અથવા હરીતકી (હરડે) નો મુરબ્બો આપવો. **(૩૪) ...ે લાલ થઇ હોય તો:** આંવળકંટી માસા ૩, સંચળ માસા ૨, સિંધવ તોલા ૨, એનું ચૂર્ણ ...ી તે પાશેર પાણીમાં શક્તિ પ્રમાણે આપવું, **(૩૫) રક્તાતિસાર ઉપર:** આંવળકંટીના અંગરસમાં ...ર, ઘી અને દૂધ મેળવી આપવું. **(૩૬) આમ્લપિત્ત ઉપર:**—આંવળકંટી ૧ તોલો રાત્રે પાણીમાં ...ંજવી રાખવી. બીજે દિવસે સવારમાં તેમાં ૩ માસા સુંઠ અને એક માસો જીરૂં નાંખી બારીક વાટી ...ળી કરવી. તે ગોળી સાત તોલા દૂધમાં મેળવી, તેમાં બે તોલા ખડીસાકર નાંખી તે દૂધ પાવું **(૩૭) બાળ-...ના અતિસાર ઉપર:**—આંવળકંટી, ચિત્રો, બાળહરડાં, પીંપર અને સંચળ એનું ચૂર્ણ કરી તે હમેશાં સવારે ...ને રાત્રે સુતી વખતે ગરમ પાણીમાં શક્ત્યનુસાર આપવું. **(૩૮) પિત્તવિકાર ઉપર:** આવળકંટી ...તોલો આખી રાત કલઇના વાસણમાં પલાળી રાખી, સવારે વાટી, ગાયના સાત તોલા દૂધમાં મેળવી તે પાવું. એટલે પિત્તવિકાર દૂર થઇ શક્તિ વધે છે. **(૩૯) કમળાના રોગ ઉપર:** આવળકંટી, હળદર અને ગેરૂ મેળવી એનું અંજન કરવું. **(૪૦) ધાતુપુષ્ટિને માટે:** આવળકંટી અને ગોખરૂં એ પ્રત્યેકનું ચૂર્ણ બે માસા અને ગળોનું સત્વ ૧ માસો, એ ઘી અને સાકરમાં નાંખી રોજ સવારે ખાવું. એટલે ધાતુસ્થાનની ઉષ્ણતા જઇ તે પુષ્ટ થાય છે. **(૪૧) ધોળી ધૂપણી ઉપર:** આંબળાનો રસ અથવા ચૂર્ણ મધમાં આપવું.

**૫૦. આશા:**—એ ઝાડો કોકણમાં અને બંગાળા પ્રાંતમાં પુષ્કળ થાય છે. ત્રાવણકોર પ્રાંતમાં જુનાં ઝાડોના ગર્ભમાંના લાકડાંમાંથી તામીલ લોકો એક જાતનો રંગ તૈયાર કરે છે. એનાં પાંદડાંનો રસ ઘણોજ કડવો છે. **(૧) બાળકોની પીડ અને જંતુ (કૃમિ) ઉપર:**—એનાં પાંદડાંનો રસ એક ચમચો ભરી લેઇ તેમાં થોડું કેસર નાખી તે ત્રણ દિવસ પાવો; એટલે મલશુદ્ધિ થઇ બાળકોને અન્ન સારી રીતે પચી મોંપર લાલી આવે છે.

**૫૧. આસંધ:**—સં૦ બં૦ અશ્વગંધા મ૦ આસ્કંધ હિં૦ અસગંધ. દે૦ ઢોરગુંજ. ક૦ અંગર-બેરૂ, હિરેબરૂ, આબાકિરે, હિરેમદ્દીનબેરૂ, તે૦ પિલ્લીઆંડા પેન્નેરૂ, અશ્વગંધી. તા૦ અશ્વગંડી. મલા૦ અમુકિર, પિવટે. ફા૦ બે (મે) હેમનૂબરરી. ઇં૦ વિંટરચેરી. લા૦ ફાઇસેલિસ્ સોમ્નિફેરા.

એને 'આસંધ' 'અજગંધ' પણ કહે છે. કેટલેક ઠેકાણે એને 'ઢોરગુંજ' પણ કહે છે, એ ઝાડ ખાનદેશ, નાશિક, વરાડ, અને ઘાટ ઉપર ઘણેક ઠેકાણે મળી આવે છે. એની ઉંચાઈ સુમારે બે હાથ હોય છે એ ઝાડ સાચવે તો ૪–૫ વર્ષ રહે છે. એનાં પાંદડાં આકારે કોરાંટી (કાંટાસરીઆં) જેવાં હોઇ તેના કરત મોટાં હોય છે. એ ઝાડ ઉપર ચણા જેવડાં ચણોઠી પ્રમાણે લાલ ફળ આવે છે. એમાં રીંગણીનાં બી પ્રમાણે બી હોય છે. એનાં મૂળોને આસંધ કહે છે. આસંધનો પાક કરે છે. તે ઉત્તમ પુષ્ટિકારક છે. **આસંધ:**—રસાયન, તુરો, ધાતુવૃદ્ધિકર, કિંચિત્ તીખો, બલકર, કાંતિકારક, મધુગંધ, શરીરને પુષ્ટિ આપનાર, વૃષ્ય

ીતળા અથવા ગોવરાથી શરીર ઉપર કાંટા ઉઠે છે તે ઉપરઃ આંબાહળદર, દાળીજીરી, , કુવાડીઆનાં બી; અને આંમળાં, એમને ગોમૂત્રમાં ભાજવી રાખી વાટીને રોજ શરીરે ચોળી સ્નાન (૪) કૃમિ (કરમ) ઉપરઃ આંબાહળદર અને સિંધવ એકઠાં વાટી શક્તિ પ્રમાણે આપવાં. ાપર ગરમ પાણી આપવું. અથવા દાગડીના પાલાના રસમાં આંબાહળદર ઉકાળી પેટ ઉપર ચોપ- (૫) બાળકોને વાંગ (બાળક જનમ્યા પછી ૧૦-૧૫ દિવસની અંદર તેના અંગ ઉપર ફોલ્લા ાને દુઃખ થાય છે તે ઉપર) આવે ત્યારે-આંબાહળદર, જાયના રસમાં ઘુંટી ચોપડવી.

૫૩. ઇડલીંબુ. (ગંધડલીંબુ)—સં૦ જંબીર. મ૦ ઇડલીંબુ. કો૦ ચોરનિંબુ. હિં. જંબીરી. ગોંડાલિંબુ, ક૦ કંચિસે, દોહુલિકાયી, કાડલિંબે, મલા૦ કટ્ટુ કુરન્નુ. તૈ૦ જંભીરં, અડવિંની. કટ્ટેલુ મિચ્ચે. તુ૦ કોપેરીપુલી. લા૦ આટલાંટિઆ મોનોફાઇલા.

આ એક લીંબુનીજ જાતિ છે. હિંદુસ્થાનના સર્વ પ્રદેશોમાં આ ઝાડ થાય છે. એ ફળ નારંગી લીંબુ કરતાં મોટાં થાય છે. એની છાલ ખરબચડી હોય છે. પાક્યા પછી છાલનો રંગ સ્વચ્છ ા થાય છે. અને તેનો વાસ પણ ઉત્તમ આવે છે. એમાં નાની અને મોટી એવી બે જાતિ છે. તેનાં ાં અને ફુલ એકસરખાં હોય છે. પરંતુ જે નાની જાતિ છે, તેનાં ફળની છાલ કંઇક પાતળી હોય અને જે મોટી જાતિ છે, તેની છાલ જાડી હોય છે. એનું ઉત્તમ તરેહનું સ્વાદિષ્ટ અથાણું થાય છે. ા રસનો "લેમોનેડ" કરે છે. ઇડ (મોટું) લીંબુ ખાટું, તુરૂં, કડવું, સારક અને ઉષ્ણ છે. તે , પિત્ત, એ રોગોનું નાશ કરનાર છે. (૧) મોરથુથુના વિષ ઉપરઃ ઇડલીંબુનો રસ, સાકર સાથે ાપવો. (૨) અમ્લપિત્ત ઉપરઃ—સાયંકાળે લઘુ ઇડલીંબુનો રસ પાવો.

૫૪. ઇંગોરીયાં. સં૦ ઇંગુદી. મ૦. હિંગણી. હિંગણબેટ. હિં૦ હિંગોટ, ગૈંદી. ક૦. ઇંગળ- ાડ, ઇંગળા. હિંગુલ. તૈ૦ ગરા. અ૦. હિલેલજે. ઈ૦. ડેઝિલ. લા૦. બેલેનાઇટસ્ રોકસબર્ઘીઆઈ.

દક્ષિણમાંહેના રાનમાં ઇંગોરાનાં ઝાડ જ્યાં ત્યાં થાય છે. એ ઝાડ ઘણાંજ ઉંચાં વધે છે. એ ઝાડ ાપર કાંટા હોય છે. એના ફળને હિંગણબેટ કહે છે. હીંગણું કોરી તેમાં દારૂ ભરી તે આતસબાજીમાં ાડે છે. દુકાળની વખતે આ ફળોમાંહેનો ધોળો ગરભ લોટમાં મસળી તેની ભાખરી ખાઇ ગરીબ લોક પોતાનો નિર્વાહ કરે છે. પ્રસંગ આવે તો લાકડાં સુદ્ધાં ખાઇને પોતાનો બચાવ કરે છે. ઇંગોરીયાંઃ- ઉગ્રગંધિ, તીખાં, લઘુ, કડવાં, ઉષ્ણ, રેચક, કૃમિ, વાયુ, ... ..., ચહપીડા, ભૂતબાધાનો નાશ કરે છે. એનાં ફુલોઃ મધુર, સ્નિગ્ધ, ઉષ્ણ, કડવાં છે અને વાયુ, કફનો નાશ કરે છે. ઉપયોગઃ—(૧) વાળા ઉપરઃ—ઇંગોરાના મૂળ ઉપરની છાલ અને હિંગને એકત્ર ખાંડી તેનો પાટો વાળા ઉપર બાંધવો અને તે ચોથે દિવસે છોડવો એટલે વાળો બળી જાય છે. (૨) તારૂણ્યપિટકા (ખીલ) ઉપરઃ—ઇંગોરાનો મગજ થંડા પાણીમાં ઘસી મુખ ઉપર લેપ કરવો એટલે ખીલ મટી જઇ મોં નિર્મળ થાય છે. (૩) સ્તનરોગ ઉપરઃ—ઇંગોરાનાં મૂળ ઘસી ગરમ કરી ઉપર લેપ કરવો. (૪) નેત્રસ્રાવ ઉપરઃ—ઇંગોરાનાં ફળ પાણીમાં ઘસી અંજન કરવું. (૫) શૂળ ઉપરઃ—ઇંગોરાનાં મૂળ ઘસી પાવાં. (૬) કર્ણમૂળ ઉપરઃ—ઇંગોરીયા, હળદર, કોંઢળ, સિંધવ, દેવદાર અને આકડાનું દૂધ એનો લેપ વારંવાર કરવો, એટલે કર્ણમૂળ સારૂં થાય છે. (૭) કુતરાના વિષ ઉપરઃ—પ્રથમ ગોળ ખવરાવી તે ઉપર ઇંગોરાની છાલનું ચૂર્ણ છાશમાં નાંખી પાવું. (૮) મૂર્છા ઉપરઃ—ઇંગોરાની છાલનું ચૂર્ણ દહીંમાં આપવું. (૯) ઉધરસ ઉપરઃ—ઇંગોરાના મગજની ગોળી કરી ખાવી.

૫૫. ઇંદ્રજવનું ઝાડ. સં૦ કુટજ. મ૦ કુડા. હિં૦ કૂડા, કુરૈયા. બં૦ કુડચી. ક૦ કોડશિગે. કોડસુરક. તૈ૦ કોડિશયટ્ટુ. કુટજમુ, અંકેલુ, ચંગલકુષ્ટ. તા૦ વેપ્પાલે. તુ૦ કોડંજી. મલા૦ વેનપાલા. અ૦ તિરાજ. ઇં૦ ઓવલલીવ્ડરોજબે. લા૦ રાઇટિયા એંટિડિસનટેરિકા.

આ વગડાઉ ઝાડ છે, અને તે છ સાત હાથ કરતાં ઉંચું થતું નથી. એનાં પાંત્રાં બદામનાં પાંત્રાં જેવાં લાંબાં હોય છે. કારણમાં એ પાંત્રાંનો ઘણો ઉપયોગ થાય છે. એનાં ફૂલોનું શાક થાય છે. એની

કોઇ અનુપાનમાં આપવાથી અતિસાર, સંગ્રહણી, રક્તપ્રદર, રક્તપિત્ત, મૂળ વ્યાધિનું રક્ત, એ ષ થાય છે. (૨૨) **વાતગુલ્મ, વાયુ, ક્ષય, કંડૂ ( ખરજ ), તાવ ઉપર:** ઇંદ્રિજવના મૂળોની છાલ લાવી તેનો પુટપાકકૃતિએ રસ કાઢી આપવો.

**૫૬. ઇંદ્રવરણા.** સં૦ બૃહત્ફલા, ઇંદ્રિવારૂણી. મ૦ ઇંદ્રાવરણ. કો૦ કંવડળ. હિં૦ ઇંદ્રફલા, ઇંદ્રા- મ'૦ રાખાલશશા, બડવાકાલ. ક૦ હિરિય, હામેકકે. તૈ૦ એતિપુચ્છા. ફા૦ ખુર્દજાતલ્ખ. અ૦ . ઇં૦ કોલોસિંથ. લા૦ સિટ્રુલસ. કોલોસિંથિસ્.

એને " કડવી ઇંદ્રવરણી " પણ કહે છે. ઇંદ્રવરણીના વેલા હોય છે. એ વેલાનાં પાંત્રાં **કાળીંગડી** ગુજ )નાં પાંત્રાં જેવાં હોઇ, તેના કરતાં બારીક હોય છે. પાકેલાં ફળોનો રંગ પીળો હોય છે. એમાં દ છે. જે ફળ સુમારે કેરી જેવડાં હોય છે, તેને " ઘોડ ઇંદ્રવરણા," કહે છે. બીજી જાતનાં ફળ જેવડાં થાય છે. એ ફળો અતિશય કડવાં હોય છે. આ દેશમાં ઇંદ્રવરણીના વેલા પુષ્કળ થાય ઇંદ્રવરણા એ તીવ્ર રેચક પદાર્થ છે. **ઇંદ્રવરણા:** પાક વખતે તીખા, કડવા, શીત, સારક, ઉષ્ણ અને લઘુ છે. તથા ગુલ્મ, પિત્ત, ઉદર, કફ, કૃમિ, કુષ્ઠ, ( કોઢ ), જ્વર, વ્રણ, શ્વાસ, કાસ, ગ્રંથી, , મૂઢગર્ભ, કમળો, પ્લીહા, શુષ્ક ગર્ભ, ગલગંડ, વિષ, આનાહવાયુ, અજીર્ણ, આમદોષ, દૂષ્યોત્તર ઉદરરોગ, અને શ્લીપદ આદિ રોગોનો નાશ કરે છે. એ કંવડળા કરતાં ગુણોએ અધિક છે. (૧) **દંશ ઉપર:**—ઇંદ્રિવરણીનાં મૂળ નાગરવેલના પાનમાં આપવાં. ( ૨ ) **ઉધરસ ઉપર:** ઇંદ્રવરણામાં ી ભરી તે છાપરા ઉપર મૂકી સૂકવવું, પછી તેમાંથી નિત્ય સાત મરી, મધ અને પીંપર સાથે ખાવાં. ) **દંતકૃમિ ઉપર:**—ઇંદ્રિવરણાનાં પાકેલાં ફુલ તપાવેલા તવા ઉપર નાંખી, તેની ધૂણી દાંતોને આ- ી. એટલે દાંતમાંના કીડા ખરી પડે છે. ( ૪ ) **પેટના ફુલાવા ઉપર:**—ઇંદ્રવરણો ભેંસના દૂધમાં સી તે થોડું થોડું પીવું. અથવા ભેંસના મૂત્રમાં રાંધી તે મૂત્ર સુદ્ધાં ખરલ કરી, તેમાંથી એક વાલ, અને ચોરો ૧ ચણોઠી ભાર, એ બંને ઔષધો સાત દિવસ મધમાં આપવાં. (૫) **ઋતુ આવવા માટે:**— ડવી ઇંદ્રવરણીનાં મૂળ ગુપ્તેંદ્રિયમાં રાખવાં. અથવા એનાં ફળો મીઠામાં ખાવાં. ( ૬ ) **સ્તનરોગ ઉપર:**—કડવી ઇંદ્રિવરણીનાં મૂળ ઘસી લેપ કરવો. (૭) **શૂળ ઉપર:** ઇંદ્રવરણીનાં મૂળ પાણીમાં ઘસી તેમાં સુંઠ, મરી અને પીંપર એકેક માસો નાંખી આપવું. (૮) **સંધિવાત ઉપર:** ઇંદ્રવરણીનાં મૂળ, પીંપર અને એનાથી ચોગણો ગોળ એકત્ર કરી, તે એક તોલો રોજ ખાતાં જવું. ( ૯ ) **અંડવૃદ્ધિ ઉપર:** ઇંદ્રવરણીનાં મૂળ એરંડતેલમાં ઘસી ગાયના દૂધમાં મેળવી તે ૩ દિવસ આપવાં. (૧૦) **ગાંઠ અથવા ફોલ્લાનો દાહ થતો હોય તો:**—ઇંદ્રવરણીનાં ફળ અને મૂળ થંડા પાણીમાં એકત્ર કરી ઘસી ઉપરા ઉપરી લેપ કરતાં જવું. (૧૧) **નખવિષ ઉપર:**—ઇંદ્રવરણીનાં મૂળ અને ફુલ તથા ઝેર કચૂરો વાટી ગોમૂત્રમાં મેળવી લેપ કરવો. (૧૨) **યોનિશૂળ ઉપર:**—ઇંદ્રિવરણીનાં મૂળ બકરીના ઘીમાં અથવા દૂધમાં મેળવી લેપ કરવો. અને ખાવાં પણ ખરાં. ( ૧૩ ) **બાળકોના પેટમાં ભાર રહ્યો હોય તો:**—ઇંદ્રિવરણીનાં મૂળ ઘસી તેનો પેટ ઉપર લેપ કરવો, અને સમુદ્રફળ ગાયના દૂધમાં ઘસી શક્તિ પ્રમાણે આપવું; એટલે ઉલટી થશે તેથી, તથા મલદ્વારે સર્વ ભાર નીકળી જશે. ( ૧૪ ) **ગંડ- માળ ઉપર:**—ઇંદ્રવરણીનાં મૂળની છાલ અને કડવા સરગવાની છાલ, સમભાગે એકત્ર કુટી તે ગુમડાં ઉપર ચોળવી. ( ૧૫ ) **ઢાંસ અને ઉમાસા ઉપર:** ઇંદ્રવરણું કોચી તેમાં અર્ધો તોલો બાળહરડાની ભૂકી દસ દિવસ ભરી રાખવી. તેના અગિયારમા દિવસથી એક વાલ ચૂર્ણ મધમાં આપવું. ( ૧૬ ) **શીઘ્ર પ્રસૂતિને માટે:**—ઇંદ્રવરણીનું મૂળ ચોટલે બાંધવું. (૧૭) **રક્તગુલ્મ ઉપર:** અરીઠાના પાણીમાં ઇંદ્રિવરણીનું મૂળ ઘસી આપવું. અથવા ઇંદ્રિવરણીનું મૂળ યોનિમાં રાખવું. (૧૮) **પાઠું** અને સર્વ પ્રકા- રના **ફોલ્લા ઉપર:** કડવી ઇંદ્રવરણીનાં મૂળ ઘસી તેનો લેપ કરવો.

**૫૭. ઇંફુળ.** સમુદ્રની ખાડીમાં જે ઠેકાણે અતિશય કાદવ તથા જે જગ્યા ભરતી વખતે બુડી જાય છે, તે ઠેકાણે દેખાતાં મોટાં ઝાડો હોય છે. તે ત્રણ ચાર પ્રતીનાં હોય છે. તેમાં કાજળ અને ઇંફુળ એજ માત્ર લોકોના જાણવામાં છે. ઇંફુળીનું ઝાડ ૭ સાત હાથ કરતાં બહુધા ઉંચું થતું નથી,

હોય છે. ઉન્હાળામાં એ ઝાડો સુકાઈ ગયાં એટલે ફરી ચોમાસામાં તેજ જગ્યા ઉપર ઉગે છે. વનસ્પતિનાં મૂળ અને બીજ મોટી ઔષધી છે. એનું "બ્રહ્મદંડી" એવું નામ પણ છે. ઉટ-ી:—રૂચિદાયક, ઉષ્ણુ, કડવી અને વૃષ્ય છે. તથા મૂત્રકૃચ્છ્ર, પિત્ત, વાયુ, મેહ, તૃષા, હૃદ્રોગ, વિ-કનો નાશ કરે છે. **એનાં બીજ:** શીતળ, વૃષ્ય, તૃપ્તિકર અને મધુર છે. **(૧) બાળકને ખાલી સ થાય છે તે ઉપર:**—ઉટકટારીનાં મૂળ શસ્ત્ર ન લગાવતાં, શનિવારે અથવા રવિવારે કાઢી લાવી કને ગળે બાંધવાં. **(૨) પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર અને વીર્યવૃદ્ધિ ઉપર:** ઉટકટારીના મૂળની છાલ સુકવી, ી વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવું અને રાત્રે મોગલી એ દાણા ૧ તોલો અને ખડીસાકર ૨ તોલા મેળવી ર પાણીમાં ભીજવી રાખી, પ્રાતઃકાળમાં તેનો રસ વસ્ત્રથી ગાળી કાઢવો. પછી તેમાં તે છાલનું ૬ ા ચૂર્ણ નાખી ખાવું. એટલે ઘણા દિવસનો પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, ધાત મૂત્ર સાથે જાય છે તે બંધ કરે અને વીર્યવૃદ્ધિ તથા પુષ્ટતા કરે છે. **(૩) સુખે પ્રસવ થવા માટે:** ઉટકટારીનાં મૂળ ચોટલે બાંધવાં; વ થએ તુરત છોડી નાંખવાં. **(૪) સર્પ અને વીંછી એના વિષ ઉપર:** ઉત્કટીનાં મૂળ, ઉકાળી કરવાં. અને તે પીવાં પણ ખરાં. **(૫) ધાતુપુષ્ટિને માટે** ઉત્કટીનાં મૂળ, ગોખરૂ અને કૌચબીજનો માં પાક કરી સેવન કરવો; અથવા ઉત્કટીનાં મૂળનું ચૂર્ણ દૂધમાં નાંખી સેવન કરવાથી ઉત્કૃષ્ટ પુરૂષત્વ વે છે. **(૬) ઉધરસ ઉપર:** ઉત્કટીનાં મૂળ વાટી પાવાં અગર મૂળનું ચૂર્ણ મધમાં આપવું.

**૬૧. ઉંડણુ.** સં॰ હિં॰ બં॰ પુન્નાગ મ॰ ઉંડી. તા॰ પુન્ને, પુન્નાગં. તે॰ નમેરૂ, પોન્ના. ક॰ સુરિગે, નમેરૂમારા. લા॰ ઓક્રોકાર્પસ લૉંજીફોલિયમ. મલા॰ પોન્નાક. ઈ. અલેકઝાડ્રિયનલૉરલ.

ઉંડણુનાં ઝાડ કોકણુ પ્રાંતમાં પુષ્કળ થાય છે. એનાં પાત્રાં સોરંગીનાં પાત્રાં જેવાં હોય છે. પરંતુ તે કરતાં રા મોટાં હોય છે. પાંત્રાંની ઉપરની બાજુ સુંવાળી અને સ્વચ્છ હોય છે. આ પાત્રાંની પત્રાળી કરે છે. ંડણુનાં ફૂલ ધોળાં હોય મધુર અને સુવાસિક હોય છે. આ ઝાડને સોપારી જેવડાં ગોળ ફળો આવે છે. ે ઉપર કઠણુ છાલ હોય છે. એ ફળોનું **તેલ** કાઢે છે, તે બાળવાને માટે એરંડતેલ કરતાં સારૂં હોય છે. એ કડવું હોય છે. એને ઉંડેલ કહે છે. **ઉંડણીનાં** લાકડાં **ઇમારતમાં** અને **વહાણુ** બાંધવામાં ઘણુંજ ઉપયોગી છે. એ ઝાડનાં મૂળમાંથી રાળજેવો ગુંદર થાય છે. **ઉંડણુ:** મધુર, શીતળ, સુગંધી, રક્તદોષનાશક, દેવપ્રસાદકારક; અને રક્તદોષ,રક્તપિત્ત, કફ, પિત્ત અને ભૂતબાધાનો નાશ કરે છે. એનાં ફુલો વૃષ્ય; વાત, શ્વાસ અને કફદોષનો નાશ કરે છે. **(૧) પગ અથવા ઘુંટણુ મરડાઇ જવા ઉપર** ઉંડણીની છાલ બારીક વાટી ગરમ કરી પાટા બાંધવો. **(૨) ઉઠાણું માટે:** ઉંડણીના ફળનો ગર્ભ કાઢી તેમાં પીંજર નાંખી ઉપર ચોપડવો, એટલે સુખ થશે. **( ૩ ) ખસ ઉપર:** ઉંડણીનું તેલ ચોપડવું. **(૪) ફોલ્લા ઉપર:** ઉંડણુ અને કડવી કોઠીનું તેલ એકત્ર કરી ચાર વાર ચોપડવું. નાંનાં બાળકોને ગરમીથી આંખોમાં જે ફોલ્લા થાય છે, તે ઉપર પણ આ ઔષધ ચોપડવું. **(૫) અંડવૃદ્ધિ ઉપર:** ઉંડણુના ઝાડની અંતરછાલ બારીક કુટી ગરમ કરી **વધેલા અંડ ઉપર સતત** ૮–૧૦ દિવસ પાટો બાંધવો. **(૬) મૂળવ્યાધિપર:** શ્રવડીના દેવતામાં ઉંડણીનાં ફુલો નાંખી ધુમ્રપાન કરવું. એટલે ઘણા દિવસનો અર્શરોગ પણ દૂર થઇ જશે.

**૬૨. ઉતરણુ. ( ચમાર દુધેલી નાગલા દુધી )**—સં॰ ઇંદીવરા. મ॰ ઉતરણી, ઉતરંડ. હિં॰ ઉતરણુ. ક॰ ફરાટગે, કુંટિગ, તળવારનબળી, યુગુરૂસ–તુબળી, હાલકોરેટિગા. તા॰ વેલિપારૂત્તિ, ઉત્તમની. તે॰ ગુરૂટિચેટ્ટુ, જસ્તુપુ. મલા॰ વેલિપારૂત્તી ઈં॰ હેઅરિફ્લાવર્ડસિનાનકમ. લા॰ ડેમિઆએક્સટેંસા.

આ વેલાને "ઉતરંડ" એમ પણુ કહે છે. ઉતરણીનો વેલો વર્ષો સુધી રહે છે, એ વાડ ઉપર કે ઝાડ ઉપર ચઢેલો હોય છે, એ વેલાની ડાળી જમીનમાં ઉભી પુરવાથી તેને મૂળો ફુટી વેલો લાગુ થાય છે. ઉતરણીનો વેલો પ્રસિદ્ધ છે. જે વેલા ઉંચા થઈ ડાબી બાજુએ ફરી, વૃક્ષ ઇત્યાદિ ઉપર ચઢે છે તે વર્ષભર ટકે છે. અને જે જમણી બાજુએ ચઢે છે, તે કંઇક વર્ષોસુધી ટકે છે. એ યુક્તિ પરમેશ્વરે વેલામાં મોટી ચતુરાઇથી રાખેલી છે. **ઉતરણી:** તીખી, શ્વેત, આંખોને હિતાવહ, લઘુ, ઉષ્ણુ, સ્નિગ્ધ, સારક, ગુરી, અને મણુરોપણુ છે; તે ઉધરસ, વ્રણુ, કૃમિ, દમ, જ્વર, પિત્ત, પ્રમેહ, કફ, કુષ્ઠ, પ્રલાપ, વાયુ, તંદ્રા,

એમ કહે છે. અથવા એનાં પાંદડાં સુકાયલાં કિંવા પાકાં લાવી, તેની ઘઉંના લોટમાં ભાખરી કરવી, અને ૨૧ દિવસ ખાવી; અને પડદામાં બેસવું. દૂધ અને ઘઉંનું અન્ન ખાવું; એટલે પુત્રયત્ન આવે છે. બીજી જાતની ઉંદરકનીનાં પાંત્રાં બારીક હોઇ, ઝાડને ધોળા કાંટા આવે છે. આ ઝાડની ડુંખ ભાગવાથી દૂધ નીકળે છે અને તેના વેલા જમીનપર પથરાય છે. એની ઉત્પત્તિ પાણી થકી દૂર થાય છે. એનાં પાંદડાં હાથ ઉપર ચોળી જોવાથી રાતાં સુરખીદાર જણાય છે. આ ઝાડ ગુણોએ ગરમ છે. એને ધોળાં ફુલો આવે છે. તેમાં કાંઇક રાતા રંગનાં હોય છે. આ ઝાડનાં બી રાનતુલસીનાં બી પ્રમાણે હોય છે. **(૧૧) ગોળ કૃમિ ઉપર:** એ ઝાડનો રસ માસા ૧૦, ફુદીનાનો રસ અને પાણી ૨૦ તોલા એકત્ર કરી પાવું. ઉંદરકનીની અનેક જાતો છે જે જાતિના ઝાડનાં પાંત્રાં પીળા રંગનાં હોઇ કિંચિત્ આસમાની રંગની ઝાંખ હોય, એવું જણાય, તે ઝાડો ઘણાંજ સારાં છે એમ જાણવું. ઉંદરકનીના ઝાડનો વાસ ગર્ભિણી સ્ત્રી લે તો, તત્કાળ અતિશય છીંકો આવી ગર્ભપતનની ભીતિ ઉત્પન્ન થાય છે; ક્વચિત્ પતન પણ થાય છે. **ઉંદરકનીનો સર્વસાધારણ ઉપયોગ:** **(૧) કૃમિ ઉપર:** ઉંદરકનીનાં પાંત્રાં કુટી ચૂર્ણ કરી, તેમાં લોટ મિશ્ર કરી તેની પુરી કરી ખાવી; અને ઉપર સાતુની કાંજી પીવી. **(૨) જ્વર ઉપર:**—ઉંદરકનીનાં પાંદડાંનો રસ ૪ માસા મધમાં આપવો. **(૩) વીર્યસ્રાવ અને પથરી ઉપર:**—ઉંદરકનીનાં પાંત્રાંની ભાજી ખાવી. **(૪) શરદીથી શરીરને ટાઢ આવે છે તે ઉપર:** તેનાં લીલાં પાંત્રાંનો રસ આપવો. **(૫) શિરોરોગ ઉપર:**—ઉંદરકનીનું સરબત કરી આપવું. **(૬) અપસ્માર અને વાયુએ શરીર વાંકુ થાય છે તે ઉપર:** ઉંદરકનીનું ચૂર્ણ સુંઘવું અને ચોળવું. **(૭) ઉંદરકનીના વિષ ઉપર:**—ઉંદરકનીના પાલાનો અંગરસ એક તોલાથી બે તોલા પર્યંત પીવો. અને શરીરે પણ ચોપડવો. દિવસ ૭.

૬૪. **ઉદ. (લોબાન).**—(સં૦ તરૂષ્ક.) ઉદને **"લોબાન"** પણ કહે છે. લોબાનનાં વૃક્ષ **તુર્કસ્તાન, આફ્રિકાખંડના** પૂર્વ કીનારા ઉપરના પ્રદેશ, જાવા બેટ, **સુમાત્રા,** આ પ્રદેશમાં થાય છે. એ વૃક્ષના રસથી લોબાન ઉત્પન્ન થાય છે. લોબાન સુગંધિ છે. ધૂપ માટે એનો પુષ્કળ ઉપયોગ થાય છે. લોબાનની ઉત્તમ ધૂપસળી થાય છે. તેનું તેલ નીકળે છે, તેને **ઉદ્દેલ** કહે છે. લોબાનનાં જે ફૂલ થાય છે, તેને **"લોબાન ફૂલ"** કહે છે, **લોબાન:**—વાતહર, કફનાશક, વર્ણપ્રસાદક અને કંડૂ તથા કુષ્ટનાશક છે. **(૧) લોબાનનું તેલ જેને ઉદ્દેલ કહે છે તે કાઢવાની કૃતિ:**—ધોળો સફેદ લોબાન અને તેટલીજ રાળ લાવી તેની ભૂકી કરવી. પછી એક માટલું કે જેમાં શેરભર પાણી રહે એવું લેઇ તેની નીચેના ભાગને ઝીણું કાણું પાડી તેમાં તાંબાની અથવા પીતળની આંગળી જેવડી નળી બેસાડવી. તે માટલું ચૂલા ઉપર ઉતરતું રાખી, તેના મો ઉપર કાણાવાળું ઢાંકણું બેસાડી, તેના છિદ્રવાટે તે તૈયાર કરેલી ભૂકી હળવે હળવે નાંખવી અને પછી તે છિદ્ર, એક કપડામાં છાણ અને માટી બાંધી, તેની બાફ બાહેર જઇ ન શકે એવું પાકું બંધ કરવું અને ચૂલા નીચે મંદાગ્નિ કરવો. અને તે માટલાને બેસાડેલી નળી નીચે વાડકી રાખવી. એ પ્રમાણે સર્વ કામ થયા પછી કેટલીક વારે તે નળીવાટે તેલ આવવા લાગે છે. તે તેલ નળી નીચે રાખેલી વાડકીમાં જમે છે. પછી તે તેલ બાટલીમાં ભરી રાખવું. ઉદ્દેલનો વાસ ઘણો ઉગ્ર છે. એ તેલ કેશને લગાવે છે. શરદીથી કપાળ દુખતું હોય તો ઉદ્દેલ ચોળવું, એટલે કપાળ દુખતું બંધ થાય છે. **(૨) લોબાનનાં ફુલ તૈયાર કરવાની કૃતિ:** લોબાન લાવી તેની ભૂકી લોખંડની તવી ઉપર નાંખવી અને તે લોઢીને સઘડી ઉપર મૂકી નીચે મંદ અગ્નિ કરવો. લોબાન પાતળો થાય એટલે તે ઉપર કાચનો પ્યાલો ઉંધો ઢાંકવો; અને દેવતાની આંચ કિંચિત્ વધારવી, કેટલીક વારે તે લોબાનની વરાળ થઇ પ્યાલા તળીયે જઇ જમશે. એ જમેલી વરાળ શુભ્ર અને તુંબડીનાં ફુલો જેવી હોય છે, તેને લોબાનનાં ફુલ કહે છે. **(૩) ઢોરોને સળેખમ થાય છે તે ઉપર:**—(ઢોરોના નાકમાંથી ગળફા લીંટ વગેરે નીકળે છે.) કાળા લોબાનની નાકમાં ધુણી દેવી.

૬૫. **ઉધરસી.**—એનાં ઝાડ ઘણાંજ મોટાં થાય છે. સહ્યાદ્રિ પર્વત ઉપર એની ઉત્પત્તિ વિશેષ પામે છે. એ ઝાડનાં પાંત્રાં હરડેનાં પાંત્રાં જેવડાં મોટાં થાય છે. એની છાલ તેજબળના ઝાડ જેવી જાડી

પીવા માટે સારૂં-નિરોગી છે. **ઉંબરો:** શીતળ, ગર્ભસંધાનકારક, વ્રણરોપક, રૂક્ષ, મધુર, તુરો, ગુરૂ, અસ્થિસંધાનકારક અને વર્ણકર છે; અને કફ, પિત્ત, અતિસાર, તથા યોનિરોગનો નાશ કરે છે. **એની છાલ:** શીતળ, દુગ્ધપ્રદ, તુરી, ગર્ભને હિતાવહ અને વ્રણનાશક છે. **એનાં કાચાં ફળ:** સ્તંભક, તુરાં, અને હિતકર છે; એ તૃષા, પિત્ત, કફ, અને રક્તવિકારનો નાશ કરે છે. **મધ્યમ કાચાં ફળ:** સારાં, શીતળ, તુરાં છે; અને પિત્ત, તૃષા તથા મોહ કરનારાં છે. અને રક્તસ્રાવ, વાંતિ, તથા પ્રદરનો નાશ કરે છે. **એનાં જૂનાં ફળ:** તુરાં, રૂચિકર, ખાટાં, દીપન, માંસવૃદ્ધિકર, રક્તદોષકારક, દોષલ અને જડ છે. **પાકેલાં ફળ:** તુરાં, મધુર, કૃમિકર, જડ, રૂચિકર, અતિ શીતળ અને કફકર છે. તથા રક્તદોષ, પિત્ત, દાહ, ક્ષુધા, તૃષા, શ્રમ, પ્રમેહ, શોષ, અને મૂર્છાનો નાશ કરે છે. **(૧) વાયુથી અંગ રહી ગયું હોય તે ઉપર:** ઉંબરાનું દૂધ ચોપડી તે ઉપર રૂ ચોંટાડવું; **(૨) રક્તપિત્ત ઉપર:** ઉંબરાનાં પાકેલાં ફળો ગોળમાં અથવા મધમાં ખાવાં; અથવા મૂળ ઘસી તેમાં સાકર નાંખી તે આપવાં. **(૩) વછનાગના વિષ ઉપર:**—ઉંબરાની છાલનો રસ ઘીમાં મેળવી ગરમ કરી આપવો. **(૪) સોમલ ઉપર:** ઉંબરાનાં પાંત્રાંનો અથવા છાલનો રસ અચ્છેર સુધી આપવો. ઢોરને પણ એજ ઔષધ આપવું. **(૫) આંખો આવે છે તે ઉપર:** ઉંબરાના દૂધનો આંખો ઉપર લેપ કરવો. **(૬) ગાલફુગી (થોથર) ઉપર:** ઉંબરાનું દૂધ ચોપડવું. **(૭) વાળો તથા બદ ઉપર:** ઉંબરાનું દૂધ ચોપડી તે ઉપર પાતળો કાગળ લગાવવો. **(૮) સોજા ઉપર:**—ઉંબરો, વડ, પીંપળો, પીંપળી, નાંદરૂખ અને વેતસ, એ પંચ વલ્કલની છાલ ઘસી, ઘી નાંખી તેનો લેપ કરવો. **(૯) અતિસાર ઉપર:**—પતાસામાં ઉંબરાના દૂધનાં ૪-૫ ટીપાં પાડી આપવું. એટલે જે આમરક્ત પડે છે તે હગામણ સારી થશે. **(૧૦) રક્તાતિસાર ઉપર:** ઉંબરાના મૂળનું પાણી આપવું. **(૧૧) પથરી ઉપર:** ઉંબરાનાં મૂળનો રસ ૫ તોલા કાઢી, તેમાં સાકર નાંખી આપવો. એજ મૂળો ગાયનાં દૂધમાં ઘસી તેનો શિશ્ન (લિંગ) ઉપર પણ લેપ કરવો. **(૧૨) ઉષ્ણતા ઉપર:** પાકાં અને જેમાં કીડા નહિ હોય એવાં ઉંબરાનાં ફળ લેઈ, તેમાં ખડીસાકરની ભૂકી નાંખી તે ફળ રોજ સવારમાં ખાવાં. **(૧૩) સર્વ પ્રકારના ઉપદંશ અને પ્રમેહ ઉપર:** ઉંબરાના ઝાડનાં મૂળ માટીમાંથી સાફ કરી કરવતીએ તે મૂળ વ્હેરી; તેની નીચે એક વાસણ રાખવું. તેમાં ચાર પ્રહર સુધી જે દ્રવ (રસ) એકઠો થાય તેની બાટલી ભરી રાખવી. એ શક્તિ પ્રમાણે ૧ તોલો પર્યંત લેઈ જીરૂં અને ખડીસાકર નાંખી આપવો. **(૧૪) ન્હાના બાળકોના શરીરમાં શીતળાની અથવા ગોવરાની ગરમી થઇ આવી હોય તો:**—ઉંબરાનો દ્રવ, ખડીસાકર નાંખી આપવો. **(૧૫) ગરમીએ જીભ ઉપર કાંટા આવ્યા હોય તો:** ઉંબરનાં પાંત્રાં ઉપરની ફોડ (લાખ જેવાં ચાઠાં થાય છે તે) અને ખડીસાકર, એ વાટી આપવાં. **(૧૬) ગર્ભિણીના અતિસાર ઉપર:** ઉંબરાં મધમાં આપવાં. **(૧૭) ભસ્મક રોગ ઉપર:** [1]ઉંબરાની છાલ સ્ત્રીના દૂધમાં વાટી આપવી અથવા ઉંબરાનાં મૂળોમાંનું પાણી તાડી પ્રમાણે કાઢી આપવું. બીજું પાણી આપવું નહિ, એ પ્રમાણે સાત દિવસ આપવું. **(૧૮) શીતળા હલકા થવા:**—ઉંબરાનાં પાત્રાં ઉપરની લાખ ગાયના તાજા દૂધમાં વાટી તેનો રસ કાઢવો; તેમાં થોડું મધ નાંખી શક્તિ પ્રમાણે આપવું. આ ઔષધ શીતળાનો તાવ આવતાંજ આપવું. **(૧૯) પિત્ત વિકાર ઉપર:**—ઉંબરાનાં મૂળનો દ્રવ સાકર નાંખી આપવો. **(૨૦) વિંછીના વિષ ઉપર:**—ઉંબરાનો પાલો વાટી દંશ ઉપર ચોપડવો. **(૨૧) મોડશી ઉપર:** ઉંબરાનો દ્રવ આપવો. **(૨૨) મૂળ વ્યાધિ ઉપર:**—ઉંબરાનાં મૂળ થંડા પાણીમાં ઘસી, તેમાં દાંતવણ મેળવવું, અને તેનો લેપ કરવો. **(૨૩) કર્ણમૂળ ઉપર:**—ઉંબરાનું અને કપાસનું દૂધ એકત્ર કરી ચોપડવું. **(૨૪) ગંડમાલા ઉપર:**—ઉંબરાનાં પાંત્રાં ઉપરની ફોડ, સારા દહીંમાં વાટી સાકર નાંખી નિત્ય એક વખત આપતા જવું. **(૨૫) મસ્તકશૂળથી નાકમાંથી લોહી પડતું હોય તો:** ઉંબરાના પાકેલા ફળમાં સાકર ઘાલી ઘીમાં તળી તેમાં એલચીદાણાની ભૂકી અને મરીની ભૂકી અર્ધો અર્ધો માસો નાંખી રોજ પ્રાતઃકાળમાં ખાવું, અને રીંગણીના ફળનો રસ ડોકે ચોળવો; એટલે નાકમાંથી લોહી પડતું બંધ થઇ જાય છે. **(૨૬) દાહ ઉપર:**—ઉંબરાનું દૂધ સાકર નાંખી આપવું.

[1] ભસ્મક રોગનાં કારણો અને લક્ષણો વિગેરે 'સુબોધ વૈદ્યક' માં જોવાં.

'એખરો કોકણમાં અને બીજે સ્થળે ખેતરની બાજુએ અને વહેળાના કિનારા ઉપર હોય છે; ત્યાં ઢોર પણ તેને ખાતાં નથી. એ ઝાડ સુમારે બે અઢીજ હાથ ઉચું વધે છે. એના કુમળા પાલાનું કેટલાક લોકો શાક કરે છે. એનાં પાંત્રાં લાંબાં હોઇ દરેક પાંત્રા નીચે એક એક કાંટો હોય છે. આ ઝાડને મરાઠીમાં કોલિસ્તા, એખરા, કોલસા એમ પણ કહે છે. એને જે બી આવે છે તેને 'તાલિમખાનું' કહે છે. એ બી પાણીનો સ્પર્શ થવાથી રસદાર બને છે. **ઉપયોગ: (૧) અતિસાર ઉપર:** તાલિમખાનાં દહીંમાં વાટી આપવાં. **(૨) ક્ષત-કાસ ઉપર:** તાલિમખાનાનું ચૂર્ણ, મધ અને તાજા ઘીમાં આપવું. **(૩) ધાતુપુષ્ટતાને માટે:**—તાલિમખાનાનું ચૂર્ણ સાકર સાથે ખાવું અને ઉપર ધારોષ્ણ દૂધ પીવું. અથવા તાલિમખાનાં, મુસળી અને ગોખરુ, એમનું ચૂર્ણ ગાયના દૂધમાં સાકર નાંખી તેમાં પાવું. **(૪) પ્રમેહ ઉપર:** તાલિમખાનાં દૂધમાં ખાંડી આપવાં. **(૫) યોનિસંકોચ થવા માટે:** તાલિમખાનાના કાઢામાં તેનુંજ ચૂર્ણ નાંખી અંદર લેપ કરવો. **(૬) પુષ્ટિદાયક પાક:**—તાલિમખાનાં, ગોખરુ, કૌંચબીજ, બળબીજ, કાળી મુસળી, શતાવરી, સાલમમિશ્રી, પંજાબી મિશ્રી, ધોળી ગુલબાશીનો કાંદો અથવા ચોપચીનીની ભૂકી કરી, ઘીમાં સાધારણ તળી, સાકરનો પાક તૈયાર કરી તેમાં નાંખવી; અને સારી રીતે ઘુંટી એકત્ર કરી તેમાં બદામ, ચારોળી, પિસ્તાં, ખસખસ, અખોડ, એલચી, કેસર, લવંગ, જાયફળ, જાવંત્રી, તજ અને ગળોનું સત્વ નાંખી ચેપલાં કરી રાખવાં. એ દરરોજ બે તોલા ખાઇ ઉપર ગાયનું તાજું દૂધ પીવું.

**૭૨. એરંડો. (દીવેલી)**—બં૦ સં૦ એરંડ. હિં૦ અરંડ, અંડ. ક૦ ઔંડલ, હરળગીડ. તૈ૦ અમુડાલ, તા૦ આમણુક્કુ. તુ૦ અલંબુડ. મલા૦ ચિત્તામણક્કુ. ફા૦ બેદંજીર. અ૦ ખિરવા. તુ૦ કર્ચક. કેસ્ટરઑઈલ પ્લેંટ. લા૦ રિસિનકૉમ્યુનિસ.

આ આર્યભૂમિમાં પરમેશ્વરે આપણા સુખ માટે અનેક ઉપયોગી અને વિપુલ વનસ્પતિ ઉત્પન્ન કરી છે, પરંતુ તે ઉપરની આપણી સત્તા તથા તેનો પૂર્ણપણે ઉપયોગ કરી લેવાનું સામર્થ્ય આપણાથી નષ્ટ થયું. એ આપણા ઉપર કાળચક્રનો ફેરોજ આવ્યો કહેવાય ! આપણે આ કાળચક્રના ફેરામાં આવવાથી આપણા આગળ વધી આવેલું ખેતરોમાંનું અન્ન આપણા પેટમાં ન જતાં, પરદેશમાંજ તણાઇ જાય છે ! ઉત્તમોત્તમ પર્જન્યવૃષ્ટિ થઈ ભરપૂર પાક દર સાલ આવે; તથાપિ આપણા ખેડુતોના ઘરમાં મહિના બે મહિનાનો ખોરાક પણ શિલ્લક રહેનો નથી ! આવી જ્યારે સર્વત્ર સ્થિતિ થઇ છે, ત્યારે આપણી **શક્તિ** ક્યાંથી વધારવી ? તથા આપણો **ભાગ્યોદય** ક્યાંથી થાય ? તથા આપણે પ્રયત્ન કરીએ તો સફળ થવા જેવી પુષ્કળ રીતો છતાં, તે આપણે કરીએ છીએ ક્યારે ? દર સાલ હજારો ખાંડી એરંડી આપણા દેશમાં ઉત્પન્ન થઇ, તે પરદેશમાં રવાના થાય છે. અને ત્યાં તેનું યંત્રમાં તેલ કાઢી, તેમ નીલવર્ણ બાટલીઓમાં, ઉપર સચિત્ર વિલાયતી નામ છાપી, પાછું તે આપણા લોકોના ઘરમાં વાપરવા માટે મોકલાય છે. ત્યારે તેમને ધન્ય કહેવું ! કે આપણા સ્વદેશાભિમાનશૂન્ય લોકોના મૂર્ખપણાને ધન્ય કહેવું ! વળી બાળવાના સર્વ તેલમાં સ્થિર બળનાર, હમેશાં દીવાપાસે બેસીએ તોપણ આંખોને ઇજા ન કરનાર, અને સસ્તું પડનાર, એવું એ "અલ્પ કિંમતી અને ઘણું ગુણી" તેલ છતાં એ તેલપર આપણી ભકિત ન બેસતાં, પરદેશનું ઘાતક, રોગોત્પાદક, પરિણામે ભયંકર તથા પ્રસંગે પ્રાણનાશક, એવું જે **ઘાસલેટ** ( રાક ઑઇલ ) તેલ, તેજ આપણને હિતકર જણાવા લાગ્યું છે ! આ ઉપરથી આપણો **સારાસાર વિચાર**, તથા દૂરદ્રષ્ટિ **વ્યક્ત થાય છેજ !** આ એરંડ વૃક્ષનું વર્ણન "એરંડાનો કચરો" એ પ્રમાણે ન સમજતાં, એરંડ તેલ પ્રમાણેજ પરિણામે હિતકર સમજવું. એરંડામાં **ધોળી** અને **રાતી** બે જાતિ હોય છે. તથા એક **મળ એરંડ** અને બીજો જરાયતમાં થનાર **વર્ષાયુ એરંડ**, એવી પણ બે જાતિ છે. મળ એરંડ પાંચ દસ વર્ષ સુધી ટકે છે. જરાયતિ એરંડનાં બી (એરંડીયા ) બારીક હોય છે પરંતુ મળ એરંડના એરંડીયા કરતાં તેનું તેલ વધારે નીકળે છે. એરંડેલ તેલ રેચક હોઈ બીજા રેચક પ્રમાણે તીવ્ર ન છતાં ન્હાનાં બાળકને આપવાને પણ હરકત નથી. ઘણા રોગોપર આરંભમાં આ રેચ અપાય છે. **ધોળો એરંડો:**—તીખો, તીક્ષ્ણ, ગરમ, ગુરુ, મધુર, કડુ, વૃષ્ય, જડ, સ્વાદુ છે. અને વાયુ, ઉદાવર્ત, કફ, તાવ, ઉધરસ, ઉદરરોગ, સોજો, શૂલ, અને કંમર, બસ્તિ, મસ્તક, એમાંનું શૂળ, દમ, આનાહવાયુ, કોઢ, વર્ધ્મરોગ, ગુલ્મ, પ્લીહા, આમપિત્ત, પ્રમેહ, ઉષ્ણતા, વાત-

એમ નહિ તો એરંડમૂળ મધમાં આપવાં. એટલે ફાયદો થશે. **(૨૭) પીનસ રોગ ઉપર:** એરંડતેલ કઢવી રાખવું અને જે નાકમાં પીનસ થયું હોય તે નાકે દિવસમાં ઘણીવાર સુંઘવું. **(૨૮) યોનિશૂળ ઉપર:**—એરંડમૂળ અને સુંઠ ઘસી યોનિ ઉપર લેપ કરવો. **(૨૯) નળ ફુલ્યા હોય તો:** એરંડતેલ ૨ ચમચા, સિંધવ ૧ તોલો, સંચળ ૧ તોલો અને ગાયનું દૂધ ત્રણ તોલા, એ એકત્ર કરી આપવાં. **(૩૦) ઉરૂસ્તંભ અને ગ્રધ્રસી વાયુ ઉપર:**—એરંડતેલ ગોમૂત્રમાં નાંખી આપવું. **(૩૧) બાળકોને રેચ માટે:**—એરંડા અને ઉંદરની લીંડીઓનું ચૂર્ણ લીંબુના રસમાં ખરલ કરી, તેનો બાળકની ગુદા ઉપર અને ડુંટી ઉપર લેપ કરવો. **( ૩૨ ) કાચની ભુકી પેટમાં ગઇ હોય તો:** ત્રણ તોલા એરંડતેલ પીવા આપવું. **( ૩૩ ) પિત્તરોગ ઉપર:**—ગાયના દૂધમાં એરંડતેલ આપવું. **( ૩૪ ) મસ્તક શૂળ ઉપર:**—એરંડમૂળ ભાંગરાના રસમાં ઘસી નાકમાં ચોપડી તપખીર પ્રમાણે સુંઘવું એટલે છીંકો આવશે. **( ૩૫ ) કામિણી ઉપર:** એરંડાના ઝાડની છાલ બે તોલા કાઢી, ગાયનું તાજું દૂધ ૪ તોલા છાંટી તેનો રસ કાઢવો, અને નિત્ય એક વખત પ્રમાણે ૫ દિવસ લેવાથી કોઇ પણ ભારે રોગ હોય તો તે પણ દૂર થાય છે. અથવા કુંમળી કુંપળોનો રસ ૬ માસા દૂધમાં આપવો. પથ્ય ત્રણ દિવસ મોળું ખાવું. **( ૩૬ ) હોઠમાં ચીરા પડે છે તે ઉપર:** રાત્રે હોઠને તેલ ચોપડવું. **( ૩૭ ) આમવાત ઉપર:**—એરંડામાંનું મગજ અને સુંઠ સમભાગ લેઇ એકત્ર કુટી તેમાં તેટલીજ ખાંડ નાંખી ગોળીઓ કરી રાખવી.-એ ગોળી નિત્ય પ્રાતઃકાળે એક એક એ પ્રમાણે દરરોજ લેતા જવી. અથવા એરંડતેલ સુંઠના કાઢામાં આપવું. **( ૩૮ ) કટિશૂળ અને હૃદ્રોગ ઉપર:** એરંડમૂળનો કાઢો જવખાર નાંખી આપવો એટલે હૃદય, અને કમરના શૂળનો નાશ થાય છે. **( ૩૯ ) કાનમાં બગાઈ વગેરે ગયું હોય તો:**—જૂનું જાડું થયેલ એરંડતેલ ૧-૨ દિવસ કાનમાં નાખવું; એટલે જીવડું મરે છે. પછી તે યુક્તિએ બાહેર કાઢવું. **(૪૦) ગુલ્મરોગ ઉપર:**—તાજા દૂધમાં એરંડતેલ મિશ્ર કરી સેવન કરવું. **( ૪૧ ) તાવની અતિશય બળતરા થતી હોય તો:**—એરંડનાં પાંત્રાં ચોખ્ખી જમીન ઉપર પાથરી રાખવાં અને તે રોગીના અંગ ઉપર રાખવાં. તેથી તાવ શાંત થાય છે. અને દાહ શાંત થવા પછી થંડી લાગે છે, તે યુક્તિથી નિવારણ કરવી. **( ૪૨ ) પ્લીહોદર ઉપર:** મૂળ અને પાંત્રાં સુદ્ધાં એરંડનું ઝાડ માટીના વાસણમાં ભરી, મોં બંધ કરી અજમાનો પુટ આપવો. પછી તે કુટી તે ભસ્મ ૧ તોલો લઈ ચાર તોલા ગોમૂત્રમાં પાવું. **( ૪૩ ) ગર્ભિણીને વાયુનો ઉપદ્રવ ન થાય અને પ્રસૂતિ વખતે કષ્ટ ન થવા માટે:**—એરંડમૂળ, સુંઠ અને સવાનો કાઢો આપવો.

**૭૩. એરોદસ:** એને 'મીઠો અજમો' પણ કહે છે. આ અજમો ખાવાથી મીઠો લાગે છે, એનો આકાર અજમા જેવો હોય છે. આ અજમો પર્શિયા દેશથી આવે છે. એનો ઉપયોગ આજકાલ ઘણોજ થવા લાગ્યો છે. **( ૧ ) કૃમિ ઉપર:** એરોદસનું ચૂર્ણ મધમાં આપવું. **( ૨ ) બાળકોના તાવ અને ઉધરસ ઉપર:** એરોદસ ટાંક ૧, વરીયાળી ટાંક ૧, એની ભુકી કરી કુંવરમાં નાંખી ગરમ કરી, તેનો બળક કાઢી તે મધમાં ચાટવું.

**૭૪. એલચી:** સં૦ એલા. મ૦ વેલદોડે. હિં૦ ઇલાયચી. બં૦ એલાયચ. ક૦ યાલક્કી તૈ૦ તુ૦ એલા, એલાકી. તા૦ એલ, ઇલાચી. મલા૦ એલુ, એલાતરી. ફા૦ હૈલ, હાલ. અ૦ કાકીલેસિગાર. ઈં૦ કાર્ડેમમ્ લા૦ ઇલેટેરિઆ કાર્ડીમોમ.

એની ઉત્પત્તિ **હિંદુસ્થાનમાં** અને એની આસપાસના ઉષ્ણ પ્રદેશમાં થાય છે. એ ઝાડ થંડા દેશમાં થતાં નથી. એલચી **મલબાર, કોચીન, મેંગલોર, મહીસુર,** અને ઘણું કરી આખા **કર્નાટક દેશમાં** થાય છે. એ ઝાડ હળદરના ઝાડ જેવાં થાય છે. એલચીનાં ઝાડ **મલબાર** પ્રાંતમાં આપો-આપ ઉત્પન્ન થાય છે, એલચી ભોંયમગની શિંગોની પેઠે જમીનમાં મૂળીમાંતે લાગેલી હોય છે. મલબાર-માંથી પ્રતિ વર્ષે સેંકડો ખાંડી એલચી ઇંગ્લંડમાં અને બીજા દેશોમાં વેચાવા જાય છે. એલચી સ્વાદિષ્ટ હોય છે. તે ઘણું કરી ખાવાના પદાર્થોમાં નંખાય છે. 'જંગલી એલચી' કરીને એની એક મોટી જાતિ ડુંગરોમાં આપોઆપ ઉત્પન્ન થાય છે. એના એલચીદાણા કાઢી, બાહેર વેચવા મોકલે છે એને **" નર એલચી "**

કાઢી, તેમાં ખાંડ, જીરૂ, અને મરીની ભૂકી નાંખી પીએ તો તે પિત્તશામક, પથ્યકર, રૂચિદાયક, દીપક અને પાચક છે. પ્રસુતા સ્ત્રીઓને ઓટનો સાર પથ્યકર છે.

**૭૬. કચરો.**—સં૦ કર્ચૂરક, ગુંડકંદ. મ૦ કો૦ કચરા, કુરડીચે મૂળ; કસેરૂ, કેચુક ચિચોડ. ખં૦ કેસુર. ક૦ સેદિનગડે. લા૦ સ્કિરપસૂકેસૂર.

તળાવની આસપાસ બેબે વેંત ઉંડા કાદવમાં એક જાતના છોડ ઉગેલા હોય છે; એને ' લવ્હા ' કહે છે. એ છોડોનાં મૂળોને કચરો વળગે છે. ઘાસ સૂકાવા લાગે એટલે કાદવમાં ચાર ચાર પહોર ઉભા રહી તે કાઢી લે છે. કચરાં શેકી અથવા છોલીને ખવાય છે. તે છોલી ચીરો કરી, દૂધમાં સેલડીના રસ સાથે બફાય છે. તે ' દૂધ કચરો ' જાણવો. બીજી રીતીએ, કચરાં વાટી તેનું દૂધ કાઢી તેમાં દૂધસાકર નાંખી તેનું ખાવાનું થાય છે. **કચરો:**—મધુર, શીત, તુરો, ગુરૂ, ગ્રાહક, શુક્રવર્ધક, વાતકર, સ્તન્યવર્ધક, મલસ્તંભક, રૂચિકર, વૃષ્ય, કફકારક, કૃમિકર છે. અને રક્તપિત્ત, દાહ, શ્રમ, તૃષા, રક્તદોષ, નેત્રરોગ, પ્રમેહનો નાશ કરે છે. એનાં ફુલ કમળો અને પિત્તનો નાશ કરે છે.

**૭૭. કચૂરો** સં૦ કર્ચૂર. મ૦ ક૦ કચોરા. કાવરી. હિં૦ કચૂર, કાલીહળદી, ખં૦ એકાંગી. તૈ૦ કચોરસુ. તા૦ કસ્તુરિમંજલ. મલા૦ અડવિકચ્ચોલા. ફા૦ જરંબાદ. અ૦ એરકુલ કાફુર. ઇં૦ લૉંગ-ઝેડોઆરી. લા૦ કરકુમ ઝેરંબેટ.

— કચૂરનાં ઝાડો હળદરના ઝાડ જેવાં થાય છે. પાંત્રાં અને ઝાડ હળદરના ઝાડ પ્રમાણે હોય છે. પાંત્રાં કિંચિત્ કાળાશ ઉપર હોય છે. એ પાંત્રાંની લંબાઈ સુમારે બે હાથ હોય છે. હળદર પ્રમાણેજ એના કંદ જમીનમાં થાય છે. એ કંદનો કચરો કાઢી નાંખી તેને મીઠામાં આથે છે. ( અથાણું કરે છે. ) કોકણ પ્રાંતમાં આ ઝાડ પુષ્કળ થાય છે. કચૂરો સુગંધી પદાર્થોમાં નાખે છે. એનો સુવાસ સારો હોવાથી, સુગંધી મસાલામાં વાટી તેને શરીરે ચોપડે છે. એને ' પટ્કચૂરો ' પણ કહે છે. " કપુરકાછલી" એ એક કચૂરાની જાતિ છે, એને પણ કચૂરો કહે છે. કપુરકાછલીમાં સુગંધ ઘણી હોય છે. કચૂરા કરતાં એ વધારે સુગંધિદાર છે. સુગંધિ પદાર્થોમાં એનો ઘણો ઉપયોગ થાય છે. **કચૂરો:** કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિદીપક, સુગંધી, રૂચિકર, લઘુ, મુખ સ્વચ્છ કરનાર અને રક્તપિત્તને કોપાવે છે; તથા ગલગંડ, ગંડમાળા, કુષ્ઠ ( કોઢ ), અર્શવ્રણ, ઉધરસ, દમ, ગુલ્મ, કફ, ત્રિદોષ, કૃમિ, વાયુ, જ્વર અને પ્લીહાનો નાશ કરે છે. **કપુરકાછલી:**—તીક્ષ્ણ, દાહક, તીખી, કડવી, તુરી, શીતવીર્ય, કિંચિત્ પિત્તકર અને કાસ, શ્વાસ, જ્વર, શૂળ, હિક્કા, ગુલ્મ, રક્તરોગ, વાયુ, ત્રિદોષ, મુખવિરસતા, દુર્ગંધ, વ્રણ, આમ, ઉલટી અને હિધ્મ રોગનો નાશ કરે છે.

**ત્રિદોષ, સુવારોગ** ( સુવાવડનો રોગ,) **વિષમ અને જીર્ણ જ્વર ઉપર કાઢો:** પટ્ કચૂરો, પિત્તપાપડો, દેવદાર, સુંઠ, કરીયાતું, ધમાસો, કડુ, નાગરમોથ, ઉભી ભોરિંગણીનાં મૂળ, એઓનો કાઢો, મધ અને પીંપરનું ચૂર્ણ નાંખી આપવો. (૨) **જીભ ઉપર બુખાર (છારી) આવે છે તેને માટે:**— નિત્ય સવારે ઉંઘી ઉઠતાંજ કચૂરાના તાજા કંદ ચાવી થુકી નાખવા પછી મોં ધોવું, એટલે ઉંઘમાં લાળ ગળી જવાથી થયેલા વિકાર વગેરે શમન થશે. (૩) **કૃમિ ઉપર:**—કચૂરાના કાંદાનો રસ કાઢી પાવો. (૪) **થાક ઉતરવા માટે:**—કચૂરાનો પાલો અને અરણીનો પાલો પાણીમાં નાંખી તે ગરમ કરી તે પાણીથી સ્નાન કરવું. (૫) કોલેરા ( વિષૂચિકા ) **ઉપર:**—કચૂરાના કંદનો રસ; કાંદા (ડુંગળી)ના રસમાં નાંખી આપવો. (૬) **કૃમિ ઉપર:**—કચૂરાના કંદની માળા કરી તે ગળામાં બાંધવી.

**૭૮. કઠ.**—સં૦ કઠ. હિં૦ કોષ્ટ. મ૦ કોષ્ટ. કાશ્મીર દેશમાં એની ઉત્પત્તિ થાય છે. પુષ્કરમૂળ નામની જે ઓષધિ છે; તે આનોજ પ્રકાર છે. **કઠ:**—ઉષ્ણ, તીખી, કડવી, વૃષ્ય, શુક્લ, રસાયન, કાંતિકારક, લઘુ, વાતકફનાશક; અને કોઢ, વિષ, વિસર્પ, કંડૂ, દરાજ, ત્રિદોષ, ખસ, રક્તદોષ, ઉધરસ, ઉલટી, તૃષા, એઓનો નાશ કરે છે. એનો લેપ કરવાથી વાત વ્યાધિનો નાશ કરે છે. **ઉપયોગ:** (૧) **મસ્તક સંબંધી પીડા ઉપર:**—કોષ્ઠ (કઠ) અને એરંડમૂળ કાંજીમાં વાટી લેપ કરવો. (૨) **ગુલ્મરોગ**

ઉપર:—કડુ, સાજીખાર, કેતકીનો ખાર એ તેલમાં મિશ્ર કરી આપવું. (૩) ખોડા ઉપર:—કાનું ખાટીમાં રોઢી તેમાં કાલવી લેપ કરવો. (૪) વાતવ્યાધિ ઉપર:—કડુ ઘસી અને લેપ કરવો.

૭૯. કડવી દુધી (તુંબડી)—સં॰ કટુ તુંબી, તુમ્બિકા. મ॰ કડુ ભોપળા. હિં॰ કડવી તોં તિતલૌકી. બં॰ તિતલાઉ. ક॰ કહીસોરે. તા॰ કુરાઇ. તે॰ અલાબુ સુરકાયા. ગુ॰ કડુદુરે. મ॰ કડુ દુરે. ફા॰ કદુતલખ. અ॰ કરઅહમુર. ઇં॰ બોટલ ગુર્ડ. લા॰ લેજેનેરીયા વલ્ગેરીસ.

દુધીના જેવા વેલા થાય છે, તેવાજ કડવી તુંબડીના પણ મોટા મોટા વેલા થાય છે. દુધી પ્રમાણેજ એ વેલા ઉપર ફળો આવે છે. આ ફળ પાકુંજ કડવું હોય છે. તુંબડીનો તસ્વાના મંજામાં ઘણો ઉપયોગ થાય છે. એમાંના કેટલાંક તુંબડી સરખાં હોય છે, તેનાં તુંબડાં કરે છે. ઠેકાણાના લોકો કરે છે એવો એનો પુષ્કળ ઉપયોગ થાય છે. કડવી દુધી રસ વખતે અને પાક વખતે તિખી, શીત કડવી, વામક છે અને હૃદ્ય, ઉપરસની નાશક તથા શોધનકારક છે અને વાયુ, સોજો, ગળુ, પિત્ત, પિત્તજ્વર, એઓનો નાશ કરે છે. એનાં પાંદડાં, પાક કાલે મધુર, મૂત્ર શોધક, પિત્તનાશક એ પ્રમાણે ફળના ગુણ પણ છે. (૧) ગંડમાળા ઉપર:—પાકેલી કડવી તુંબડીમાં ૭ દિવસ પાણી ભરી રાખવું તે પીવાથી ગંડમાળાનો નાશ થાય છે. (૨) સર્વ પ્રકારના વિષ ઉપર:—કડવી દુધીનું મૂળ અથવા ભાંતમાં પાણીમાં વાટીને પાવાં એટલે ઉલટી થઇ સર્વે વિષ ઉતરે છે. (૩) રતાંધળાપણું અથવા ફૂલ જવા માટે:—કડવી દુધી બાળી તેની રાખ મધમાં મેળવી આંખમાં આંજવી. (૪) ગંડમાળ ઉપર:—કડવી દુધીનો રસ અને સરસવ એકત્ર કરી અગ્નિ ઉપર કઢાવવું. રસ બળી જઇ તેલ સિદ્ધ થાય એટલે તે તેલ ચોપડવાના ઉપયોગમાં લેવું. (૫) કામિણી ઉપર:—કડવી દુધીનાં પાંદડાંનો લેપ કરી આપવો. (૬) યોનિ સંકોચન માટે:—કડવી દુધીનાં બી અને ગર એ પાણીમાં વાટી યોનિની અંદર લેપ કરવો. (૭) કાનિળી ઉપર:—કડવી દુધીનાં બી પાણીમાં ઘસી નસ્ય આપવું.

૮૦. કડવી કવઠ.—'ખાસ, ચૈર' એમ મરાઠીમાં કહે છે. કડવી કવઠના ઝાડ દક્ષિણમાં કોંકણ, મલબાર, ગોવા વગેરે પ્રાંતોમાં થાય છે. એ ઝાડનાં પાંદડાં સીતાફળી જેવાં પરંતુ તે કરતાં મોટાં હોય છે. એનાં ફળ પણ સીતાફળ જેવાં હોય છે. એ ફળનો રંગ રાતો હોય છે. એમાંના બિયાં લાંબાં હોય છે. એ બિયાંને ગાળી તેનું તેલ કાઢે છે. આ તેલ કડવું અને ઠંડું છે. એ તેલ ખાજવાના મલમમાં આવે છે તથા તે રક્તશુદ્ધિ કરે છે. એ તેલને 'ખપેલ' 'ચૈરેલ' એમ કહે છે. (૧) ગરમીનો ભાગ શરીરમાં જામવાથી શરીર ઉપર ચાઠાં પડે છે તે ઉપર:—કડવી કવઠીનાં બિયાં અને ભમરેલીનાં બિયાં સમભાગે સપ્રમાણ કરી, ભાંગરાના અંગરસમાં નવ દિવસ ભીંજવી રાખવાં, અને પછી મોળા દિવસે નારીક વાટી ભેળા કરી રાખવો. એ નિત્ય ચુખાના તેલમાં અથવા ટોપરાના નવા તેલમાં કાલવી ચોપડવાથી શરીર ઉપર થઇ આવેલા ફોલ્લા મટી જાય છે. ઔષધ ચોપડયા પછી એક પ્રહરે સ્નાન કરવું. (૨) ખરજ, ખસ વિગેરે ઉપર:—કડવી કવઠીનાં બિયાંનું તેલ અને ભોંયરીંગણી એરંડાનું તેલ, એ બન્ને એકત્ર કરી તેમાં ગંધક, કપૂર, સિંદુર અને લીંબુનો રસ નાખી મલમ કરવો. આ ઔષધ લગાડવાથી જલદી ગુણ થાય છે. અથવા નવું ખપેલ ચોપડવું કિંવા બિયાં માખણમાં વાટી ચોપડવાં. (૩) નાના બાળકોના માથામાં ગરમીથી ફોલ્લા થાય છે તે ઉપર:—કડવી કવઠના તેલમાં કપૂર નાની પરાશ (કળી ચુનો પલાળી ઉપરનું નિતર્યું પાણી) નાખી સાંકાની હલાવતા રહેવું; એટલે કેટલીક વારે તે તેલ ખોરા જેવું સફેદ થશે. એ દરરોજ બે ચાર વખત ચોપડવું; એટલે થોડા દિવસમાં ગુણ થશે. (૪) મહાકુષ્ઠ ઉપર:—કડવી કવઠીનું તેલ નિત્ય ભોજન કર્યા પછી ૧૦-૨૦ ટીપાં મધ મહિના સુધી આપવું અને શરીરે પણ ચોળવું, એટલે રોગનો નાશ થશે.

૮૧. કડવંચી.—સં॰ ક॰ કડુચુંબી॰ હિં॰ કડવંચી॰ લા॰ મેમોર્ડિકા બાલસામિના.

કડવંચીના વેલા હોય છે. એનાં પાંદડાં નાનકડાં હોય છે. કડવંચીના વેલા પડે ઠેકાણે થાય છે. અનાજના ખેતરોમાં એની ઉત્પત્તિ ઘણી થાય છે. એ વેલાના મૂળમાં ગાંઠ હોય છે. વેલો સુકાઈ ગયા પછી ફરી ચોમાસું થઇ એના કંદને અંકુર ફુટી તેનો વેલો થાય છે. એ વેલા ઉપર નારીક અને સા-

વેલી દ્રાક્ષ જેવડાં ફળો આવે છે. એનો આકાર કારેલા જેવો હોય છે. એ ફળનો રંગ લીલો હોય છે. એને 'કડવંચા' કહે છે. એ ફળમાં બારીક બિયાં હોય છે. કડવંચાની ભાજી થાય છે. એ ભાજી લોકો મોટા ઉમંગથી ખાય છે. કડવંચીના કંદ ઉષ્ણ છે. એ કંદનો ઉપયોગ એક ખરાબ કામમાં કરે છે. ક્ષુદ્ર કારેલી (૧) **કડવંચી:**—ઉષ્ણ, તીખી, રૂચિકર, અગ્નિદીપક, રક્તવાતકોપન, કડુ, વૃષ્ય અને સારક છે. એનાં **ફળ:**—પિત્તકર તથા રૂચિકારક છે. એના કંદ અર્શ, મલરોગ, મલગ્રંથિ અને યોનિદોષનો નાશ કરે છે તેમજ ગર્ભનો સ્રાવ કરે છે.

**૮૨. કડુજીરૂં. (કાળીજીરી)** સં૦ અરણ્યજીરક. મ૦ કડુકારળે (જીરે) હિં૦ કાલાજીરા, બનજીરા. ક૦ કાડજીરગે. તા૦ કટુચિરાંગ. તૈ૦ અડવીજીલાકરી. તુ૦ કાલાજીર્દરી. મલા૦ કાલાજીરાક. અ૦ કમૂનબહરી, કમૂનરૂસી, ઈં૦ પરપલ્ફ્લાબેન. લા૦ વ્હરનોનિયા અંથેલમિંટીકા.

એના છોડ સુમારે બે ત્રણ હાથ સુધી ઉંચા વધે છે. એ સીધા વધે છે. એ છોડનો દાંડો કિંચિત્ બારીક હોય છે. એને જે જીંડવાં આવે છે તેમાં એ જીરૂં હોય છે. કડુ જીરૂં કૃમિનાશક છે. **કડુ જીરૂં:**—ઉષ્ણ, તુરૂં, સ્તંભક છે અને વાયુ, કફ, તથા વ્રણનો નાશ કરે છે. **(૧) મધમાખીના વિષથી અંગ ઉપર ગાંઠ થઇ હોય તો:** કાળીજીરીનો પાલો ગરમ કરી વિષવાળા અંગ ઉપર પાટો બાંધવો. અગર એનોજ રસ શરીરે ચોળવો. **(૨) નળ ફુલ્યા હોય તો:** કાળીજીરી તોલો ૧, મરી તોલો ૧, એ બન્ને પાશેર પાણીમાં રાત્રે પલાળી રાખી બીજે દિવસ સવારમાં તે પાણી ગાળી લેઇ ઠીકરી ગરમ કરી છમકારી તે પાણી પાવું. **( ૩ ) કમળી ઉપર:** કાળીજીરી પૈસાભાર વાટી દરેક વખતે ઠંડા પાણી સાથે આપવી. **(૪) બાળકોની સસણી ઉપર:**—કાળીજીરી ખાઇ તેનો કાગળો, થોડી હળદર નાખી કરવો, ને તે પીવું. **(૫) ગર્ભિણીના સોજા ઉપર:**—કાળીજીરી, જીરૂં, અને કડુનો કાઢો આપવો. **( ૬ ) જંતુ ( કૃમિ ) ઉપર:**—કાળીજીરીનું ચૂર્ણ કરી મધમાં આપવું. **(૭) શરીરમાં કોઈ પણ ઠેકાણે વાયુપીડા અગર પીડ ઉપર:** કડુજીરાનું બારીક ચૂર્ણ કરી આપવું. અને ઉપર પાણીનો ઘુંટડો પીવો. **(૮) ઉંદરી ઉપર:**—કડુજીરૂં વાસણમાં ઘાલી બાળવું અને કોયલા જેવું કરવું. પછી તેલમાં ખરલ કરવું અને ચોપડવું. **(૯) વાછડાંઓને ધાવણ રોગ થાય છે તે ઉપર:**—કડુજીરાના પાલાનો રસ પાશેર સુધી કાઢી, તેમાં કાચકાનો ગર અને થોડી મરીની ભૂકી નાખી આપવો અથવા કડુજીરૂં ૧ તોલો લેઇ કિંચિત્ કૂટી તેનો કાઢો કરવો. તેમાં કાચકાનો ગર અને ખેરની છાલ ઘસી તે પાવો. **(૧૦) બાળકોને કાંટા આવે છે તે ઉપર:** કડુજીરૂં અને ખડી સાકર એનો કાઢો કરી દિવસમાં બે વખત એ પ્રમાણે ૭ દિવસ આપવો. **(૧૧) સર્વ જ્વર ઉપર:** માટીના વાસણમાં કડુજીરૂં ત્રણ માસા નાંખી અગ્નિ ઉપર મૂકવું અને તપી ફુટવા લાગે એટલે તેમાં ૧૪ તોલા પાણી નાખી ઉકાળવું અને ૪ તોલા શેષ રહે ત્યાં સુધી બાળી પછી થોડું મધ નાખી આપવું.

**૮૩. કડવી ગલકી.** ગલકાં ને તુરીયાનાં નામો એકઠાં છે.

સં૦ કોશાતકી. મ૦ કડુદોડકી. ગીલકી, હિં૦ ઝીમનીતોરઈ. કડવીતોરઇ બં૦ ઝીંગા. ક૦ કાહિરે. રૈવહિરી, નાગાડાળીબળી. તૈ૦ ચેદુ બિર્કાયા, ચેટીબિરા. તા૦ પે પ્પીરકમ. ઉ૦ શા૦ તુરિયેતલ્ખ. ઈં૦ બિટરલ્યુફા. લા૦ લ્યુફા અમેરા.

ગલકીના વેલા પ્રમાણેજ કડવી ગલકીના પણ વેલા હોય છે. એ વેલાને જે ફળો (ગલકાં) આવે છે, તે ઘણાં કડવાં હોય છે. **(૧) સર્વ પ્રકારના વિષ ઉપર:** કડવી ગલકીનાં મૂળોનો અથવા પાલાનો કાઢો કરી મધ નાંખી પાવો; એટલે વમન થઇ સર્વ વિષ ઉતરે છે. **(૨) પથરી અને સોજા ઉપર:**—કડવી ગલકીનાં પાંત્રાંનો રસ સાકર નાંખી આપવો.

**૮૪. કડવાં તુરીયાં.** સં૦ મહાજાલી. મ૦ કડુદોડકી.

કડવાં તુરીયાંનો વેલો તુરીયાંના વેલા જેવો હોય છે. એ વેલાનાં પાંત્રાં, ફૂલ અને ફળ તુરીયા કરતાં નાનાં હોય છે. આ ફળો ઘણાંજ કડવાં હોય છે. આ વેલો વર્ષાઋતુમાં આપોઆપ ઉગે છે. એનાં ફળોને 'દિવાળા' પણ કહે છે. કડવાં તુરીયાં શીત, કિંચિત્ તીખાં, તુરાં અને કડવાં છે, એ પક્વાશય, આધ્માન

૮૬. **કનક.**—સં૦ મ૦ હિં૦ ત્રિપર્ણી કંદ, કનક. ક૦ સુરેંગલ.

કનક, આ કંદ છે. એના વેલા ઘણા મોટા યતા નથી. વેલી ઝીણી થઇ પાંત્રાં ગોળ હોય છે. તેનાં પાંતાં નાગરવેલનાં પાન જેવડાં હોય છે. પાંત્રાને અણી હોય છે. વેલાને બટાટા પ્રમાણે જમીનમાં કનકો આવે છે. આ કંદ સકરીઆં કરતાં જાડો હોય છે. લાંગો તેટલોજ હોય છે. કનકને કોઇ મરાઠીમાં 'કણગર' કણગી, 'કાંટે કણયાં', પણ કહે છે. કનકો બાફી અથવા શેકી ખાય છે. આ દુકાળમાં ઉપયોગી છે. 'કારંદ' અને 'કોણ' એ કરતાં આ મીઠું છે. અને પૌષ્ટિક છે. (૧) **મૂળવ્યાધિ અને રક્તાતિસાર ઉપર:**—કનક બાફી ઘી સાકરમાં સવારમાં ખાવા આપવું.

૮૭. **કદંબ.** સં૦ હિં૦ અ૦ કદંબ. મ૦ કળંબ. તા૦ કદંબ. મલા૦ કદમપુ તે૦ કદમચેટ્ટુ. લા૦ એંથોસીફાલ્સ. કડંબા.

કદંબનાં ઝાડ મોટાં થાય છે. આ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એનાં પાંતાં મોટાં, અને પહોળાં હોય છે. એ ઝાડને ગુંદર આવે છે. **કદંબ:** તીખું, કડવું તુરૂં, ખારૂં, શુક્રવર્ધક, શીતળ, ગુરૂ, વિષ્ટંભકારક, રૂક્ષ, સ્તન્યપ્રદ, ગ્રાહક, અને વર્ણકર છે. એ રક્તરોગ, પિત્ત કફ, વ્રણ, દાહ, વિષ, મૂત્રકૃચ્છ્ર તથા વાયુનો નાશ કરે છે. (૧) **નાના બાળકોને તાન પડે છે તે ઉપર:** તાનનાં લક્ષણો એવાં થાય છે કે, બાળકને તાવ આવે છે. કાનની કિનાર અને નસકોરાં ઘણા લવ લવ થાય છે. ઉપરાંઉપરી મલદ્વારે પાણી પડે છે, તરસ બહુ લાગે છે, તાલુસ્થાન ઉછળે છે; એવો પ્રકાર થયો હોય તો તે ઉપર **ઉપાય:**—કદંબની છાલમાં, થોડું થંડું પાણી નાંખી તેનો રસ કાઢવો અને તેમાં જીરૂં અને ખડી-સાકર નાખી પાવો. અને આજ રસ તાળવા ઉપર ૫-૬ વખત ચોળવો, એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. પછી ચોથે દિવસે તેને સ્નાન કરાવી તાળવા ઉપર કારેલીનું તેલ ચોપડવું. કદંબની છાલ પાણીમાં ઘસી તેનું સ્નાન પણ કરાવવું. (૨) **આંખો દુખવા આવે છે તે ઉપર:** કદંબની છાલનો રસ કાઢી તેમાં અફીણ અને ફટકડી નાંખી લીંબુના રસમાં ખલ કરી, ગરમ કરી આંખો ઉપર ચોપડવું. (૩) **મુખરોગ ઉપર:**—કદંબની છાલના કાઢાનો કોગળો કરવો.

૮૮. **કપાસ.** સં૦ કાર્પાસી, મ૦ દેવકાપસી, કો૦ બાળકાપસી, હિં૦ કપાસ, રક્તકપાસ, ક૦ કેંપુહત્તિ તે૦ ઇર્રાપત્તિચેટ્ટુ, બોટલાવત્તિચેટ્ટુ, લા૦ ગાસિપિયમમ્અરબેસ્ય.

કપાસનાં બે પ્રકાર છે. **કપાસ** અને **નરમો.** બાગમાં કિંવા ઘેર વાવેલો તેને '**નરમો**' કહે છે. આ ઝાડ કેટલાંક વર્ષો સુધી ટકે છે. ખેતરમાં વાવેલાને 'કપાસ' કહે છે. એ કપાસનાં ઝાડ વર્ષાયુ હોય છે. નરમાનાં ઝાડ સુમારે માથોડું દોઢ માથોડું ઉંચાં વધે છે. નરમાના પણ બે ત્રણ પ્રકાર છે. એકનાં બી કપાસ જેવાંજ હોય છે. અને બીજાનાં બી લાંબાં અને કાળાં હોય છે. કપાસના ઝાડમાંથી રૂ ઉત્પન્ન થાય છે. રૂનો ઉપયોગ આખા જગતમાં છે, રૂનાં વસ્ત્રોથી આપણા શરીરનું સંરક્ષણ થાય છે. આપણા **હિંદુસ્થાન** દેશમાં રૂ અતિશય ઉત્પન્ન થાય છે; છતાં કપડાં માટે આપણને પરદેશ તરફ જોવું પડે છે, એ કેટલી દીલગિરીની વાત છે ? રૂના બીયાનું ( કપાશીયાનું ) તેલ કાઢે છે. **કપાસ:** મધુર, શીતળ, સ્તન્ય વર્ધક, કિંચિંત્ ઉષ્ણ, બલકર, તૂરો અને લઘુ છે. અને કફ, પિત્ત, તૃષા, દાહ, ભ્રમ, શ્રમ, ઉલટી અને મૂર્ચ્છાનો નાશ કરે છે. **કપાસીનાં જીંડવાં:** મૂત્રવર્ધક, અને વાયુ, રક્તવિકાર, કાનના ફોલ્લા; કર્ણનાદનો નાશ કરે છે. **કપાસીયા:** સ્તન્યવર્ધક, ગુરૂ, વૃષ્ય, કફકર, અને સ્નિગ્ધ છે. **રૂ:**—કિંચિત્ ઉષ્ણ વાતનાશક, લઘુ, અને મધુર છે. (૧) **ધૂપણી** (સ્ત્રીના રક્તસ્રાવ ઉપર) **ઉપર:** કપાસનાં પાંદડાંનો રસ આપવો અથવા કપાસનાં મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી બે વખત આપવાં. (૨) **અપચો થાય તે ઉપર:**—નરમાનાં કુમળાં જીંડવાં ખાવાં. એટલે બે ત્રણ દિવસમાં અપચો મટીને તાવ પણ દૂર થાય છે. (૩) **સર્પદંશ ઉપર:**—નરમાનાં પાંત્રાંનો રસ કાઢી તે સુમારે ૪-૫ તોલા આપવો અને દંશ ઉપર પણ ચોળવો. કિંવા પિચ-કારીથી દંશમાં નાખવો. (૪) **ગંડમાલા અને અપચી** ( ગંડમાલનો ભેદ છે ) **રોગ ઉપર:** કપાસનાં મૂળીયાંનું ચૂર્ણ ચોખાના લોટમાં મેળવી તેની ભાખરી કરી રોગનો નાશ થાય ત્યાં સુધી ખાવી.

પ્રમેહ અને મળનાં ગંધનો નાશ કરે છે. એ **તાજું** હોય ત્યારે સ્નિગ્ધ, કહુ, ઉષ્ણ, અને દાહકર છે, અને જૂનું થયું હોય તો:-દાહ, શોષનો નાશ કરે છે. તેજ સ્વચ્છ કરવાથી ગુણવાળું બને છે. **ભીમસેની** કપૂર:-મીઠું, શીતળ, વૃષ્ય, કહુ, તીખું છે. અને તૃષા, દાહ, રક્તપિત્ત, તથા કફનો નાશ કરે છે. **(૧) વીંછીના વિષ ઉપર:** પાનમાં ચીચુડા જેટલું કપૂર નાંખી ખાવું. **(૨) જનાવરના ક્ષતમાં કીડા પડે છે તેને માટે:**—ક્ષતમાં કપૂર ભરવું. **(૩) ખરજવાના રોગ ઉપર:** કપૂર તોલો ૧, ધોળો કાથો તોલો ૧, અને સિંદુર અડધો તોલો, એકત્ર ખરલ કરી કાંસાંના વાસણમાં નાંખી તેમાં ઘી દસ તોલા નાંખવું. તેને હાથે મર્દન કરી, ૧૨૧ વખત પાણીએ ધોવું. આ મલમ જખમ, ગરમીનાં ચાઠાં, બળેલા સડેલા અથવા બીજા જખમ વગેરે ઉપર ઉપયોગી છે. અને એ ઇસબને સારો કરે છે. **(૪) વછનાગના વિષ ઉપર:** કપૂર પાણીમાં મેળવી આપવું. **(૫) પાપીણી થયેલી હોય તો:**—કપૂર લીંબુના રસમાં ખરલ કરી ચોપડવું. **(૬) ગરમીનાં ચાઠાં ઉપર:**—કપૂર બાળી રહેલો શેષ ભાગ ઘીમાં ખરલ કરી ચોપડવું. **(૭) ખાલી ઉપર:** કપૂરનું તેલ ખાલી ચઢે તે જગાએ ચોળવું. **(૮) જંતુ ઉપર:**—બાળકને કિંચિત્ કપૂર ગોળમાં નાંખી આપવું. **(૯) દાંત દુખે છે, તેને માટે તથા દાંતમાંના કીડા દૂર થવા માટે:** કપૂર દાઢ નીચે રાખવું. **(૧૦) આંખોમાં ફુલ પડચું હોય તો:** કપૂર વડના દૂધમાં વાટી અંજન કરવું, એટલે જો બે મહિનાનું ફૂલ હશે તો તેનો નાશ થશે. **(૧૧) મૂત્રાઘાત ઉપર:**—કપૂરના ચૂર્ણની કપડામાં સળી (દીવેટ) કરી હળવે હળવે શિશ્નદ્વારમાં ચલાવવી અને રાખવી એટલે મૂત્રાઘાત જશે. **(૧૨) દુ:ખવા આવેલા ભાગની વેદના શમન થવા કપૂરનું તેલ:** કપૂર ખલમાં નાંખી બારીક થાય ત્યાં સુધી ઘુંટવું અને તેમાં ચોગણું તેલ નાંખી પુનઃ ઘુંટવું એટલે સર્વ કપૂર ઓગળી જશે. આ તૈયાર થયેલું તેલ થોડીવાર ચોળી ચોપડવું. **(૧૩) વાળા ઉપર:** કપૂર ઘીમાં ખાવા આપવું.

**૯૧. કપૂરભેંડી:**—કપૂરભેંડીનાં ઝાડ ડુંગરાળ પ્રદેશમાં થાય છે. એ ઝાડની ઉંચાઇ સુમારે માથોડુ બે માથોડાં હોય છે. કપૂરભેંડીનાં પાંત્રાં નરમાનાં પાંત્રાં જેવાં હોય છે. એનાં ફૂલ ધોળા રંગનાં હોય છે. કપૂરભેંડીનાં ઝાડ ઘણું કરી ડુંગરની કિનારીપર અવડ જગોએ હોય છે. કપૂરભેંડીના મૂળનો ઉત્તમ સુવાસ આવે છે. કપૂરભેંડી એ અનેક રોગો ઉપર ચાલે છે. **(૧) સર્પદંશ ઉપર:** કપૂરભેંડીનાં મૂળ ઘસી આશરે ૪ તોલા પાવાં. **(૨) આગંતુક જખમ ઉપર:**—કપૂરભેંડીનાં મૂળ ઘસી જખમ ઉપર ચોપડવાં; એટલે જખમનું શોધન થઈ જખમ જલદી ભરાઈ આવે છે. **(૩) ભગંદર ઉપર:** કપૂરભેંડીનાં મૂળ ચંદન પ્રમાણે ઘસી દિવસમાં ચાર પાંચ વખત ચોપડવાં અને નિત્ય એક વખત પાવાં. **(૪) વ્રણ ઉપર:** કપૂરભેંડીનાં મૂળ, ઠંડા પાણીમાં ઘસી ૭ માસા પ્રમાણે બે વખત પાવાં તથા મૂળ ઉપરની છાલનું ચૂર્ણ ચલમમાં નાંખી પીવું. અને મૂળનો ગુમડા ઉપર લેપ કરવો. **(૫) રક્તપિત્તી ઉપર:**—કપૂરભેંડીનાં મૂળ ૧ તોલો, ઠંડા પાણીમાં ઘસી નિત્ય બે વખત પાવાં. એમ ૬ મહિના સુધી આપવાં. **(૬) ગંડમાલ અને ગ્રંથિરોગ ઉપર:** કપૂરભેંડીનાં મૂળ ઠંડા પાણીમાં ઘસી નિત્ય લેપ કરવો.

**૯૨. કપુરીમધુરી:** સં૦ સ્પૃક્કા. મ૦ કપુરીમધુરી. કર્પુરવલ્લી પિંડિકા. હિં૦ અસવરગ, લંકાડકપુરી. બં૦ સ્પૃક્કા શાક, ગંધપિંડી. ક૦ હિક્કે. તા૦ કારિતુંબા. લા૦ સાલવિયા બેંગાલેન્સિસ્, એનિસોમેલાસ મલેબારીકા.

આ ઝાડ સુમારે એક હાથ ઉંચું વધે છે. એનાં પાંત્રાં તુલસીનાં પાંત્રાં પ્રમાણે હોઇ તે ઘોળાશ ઉપર હોય છે. એને તુલસી પ્રમાણે તોરા (માંજર) આવે છે. આ ઝાડ **પુના** અને **નાશિક** જીલ્લામાં કોળાના બાગમાં પુષ્કળ થાય છે. **કપુરીમધુરી:** તીખી, કડવી, તૂરી, સ્વાદુ, શીતળ, વૃષ્ય, અને સુગંધી છે; ઉધરસ, તૃષા, મેહ, કંડૂ, ત્રિદોષ, કુષ્ટ, વિષદોષ, જ્વર, કફ, સ્વેદ, દાહ, રક્તદોષ, દુર્ગંધ, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, અને શૂળનો નાશ કરે છે. **(૧) પરૂપરમિઆ ઉપર:**—કપુરીમધુરીના પાલાનો અંગરસ ૭ દિવસ આપવો. **(૨) મધુરા અને વિષમ જ્વર ઉપર:** કપુરીમધુરીના પાલાનો કાઢો આપવો.

(૨) ખસ માટે:—કડવી કરમદીનાં મૂળ પાણીમાં અથવા મીઠા તેલમાં ઘસી ચોપડવાં. (૩) ક્ષતમાંના કૃમિ મરવાને માટે:—કડવી કરમદીનાં મૂળ પાણીમાં ચંદન પ્રમાણે ઘસી લેપ કરવો અને થોડું પાણી કરી ક્ષતમાં નાંખવું એટલે જલદી કૃમિ નહિ જેવા થાય છે. (૪) સર્પ દંશ ઉપર: કડવી કરમદીનાં મૂળ પાણીમાં ઘસી પાવાં. (૫) વિષમ જ્વર ઉપર:—કડવી કરમદીનાં મૂળ પાણીમાં ઘસી અંગે લેપ કરવો. (૬) નળગુદને માટે: કડવી કરમદીનાં મૂળ ગોમૂત્રમાં ઘસી પાવાં.

**૯૫. કરેણુ ( કણેર ).** સં૦ કરવીર. મ૦ કણ્હેર. હિં૦ કરેણુ.

આ ફૂલઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એની ઉંચાઇ સુમારે માથોડું બે માથોડાં હોય છે. એમાં ધોળી, રાતી, ગુલાબી અને પીળી એવી ચાર જાતિ છે, તેમાં ધોળી કરણુ ઔષધના કામમાં વધારે ગુણાવહ છે. એનાં મૂળ ઘણાં વિષારી છે. એનાં પાંત્રાં લાંબાં હોય છે. 'એ ઝાડ પાસે સર્પ આવતો નથી' એમ કહે છે. **ધોળી કરણુ:**—તીખી, કડવી, તુરી, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય, ગ્રાહક, છે, અને મેહ, કૃમિ, કુષ્ટ, વ્રણ, અર્શ તથા વાયુનો નાશ કરે છે, ખાવામાં આવી હોય તો **વિષ** છે અને નેત્રોને હિતાવહ, લઘુ, અને વિષવિસ્ફોટ, કુષ્ટ, કૃમિ, કંડૂ, વ્રણ, કફ, જ્વર, નેત્ર રોગનો નાશ કરે છે. **રાતી કરણુ:** શોધક, તિખી, પાકવખતે કડું, અને લેપ કરવાથી કોઢ નાશક છે. **પાટલવર્ણ કરણુ:** મસ્તકશળ, કફ, વાયુનો નાશ કરે છે. (૧) **સર્પ, વીંછી વગેરેના વિષ ઉપર:**—ધોળી કરણનાં મૂળ ઘસી શકિત પ્રમાણે પીવાં અથવા પાંત્રાંનો રસ પી જવો. કદાપિ એ ઔષધથી ગ્લાનિ આવે તો ઘી પીવું. (૨) **ઉપદંશ ઉપર:**—કરણુનાં મૂળ ઘસી તેનો લેપ કરવો. એટલે અસાધ્ય પીડા પણ દૂર થાય છે. (૩) **વિષમ જ્વર ઉપર:**—ધોળી કરણુનાં મૂળ આદિતવારે કાને બાંધવાં. આ યોગ સર્વ પ્રકારના જ્વર ઉપર પ્રશસ્ત છે. (૪) **મૂળ વ્યાધિ ઉપર:**—કરણુનાં મૂળ ઘસી તેનો લેપ કરવો. (૫) **ધાવરા ઉપર:** રાતી કરણનાં ફૂલ અને ચોખા સમભાગ લઇ રાત્રે ઠંડા પાણીમાં પલાળી રાખી, તે વાસણ ઉઘાડું રાખવું. બીજે દિવસે પ્રાતઃકાળે તે ચોખા અને ફૂલ એકત્ર વાટી લેપ કરવો. (૬) **શિરોરોગ ઉપર:**—ધોળી કરણુનાં મૂળ સુકની ઘસી મસ્તકના વેદનાયુકત ભાગ ઉપર ચોપડવું. (૭) **સર્પના વિષ ઉપર:** ધોળી કરણુનાં ફૂલ સુકવી, તેના સમભાગે કડક તંબાકુ મસળી, તેમાં એલચીદાડાની થોડી ભૂકી નાંખી તે ચૂર્ણ વસ્ત્રગાળ કરી તપખીર પ્રમાણે સુંઘવું.

**૯૬. કરડાઈ ( કસુંબી કસૂમ. ):** સં૦ ક૦ કુસુંભ. મ૦ કરડઇ. હિં૦ કસૂમ, તા૦ ચેહુરૂકકુ, તે૦ લતરૂકૂ, લક્ક, ખંગારા, મલા૦ કયંમપંતરૂ. ફા૦ ગુલેમાસ્કર, તુખ્મકાયસા. અ૦ અખરીજ, હબ્બુલ-અસ્ફર. ઇ૦ ઑફિસિનલકાર્થેમસ. લા૦ કેસિયાઑરક્યુલેટા.

કરડાઇનાં ઝાડ કમરપૂર ઉંચાં વધે છે. એનાં પાંત્રાં લાંબાં હોય છે. તેને બારીક કાતરા હોય છે. કરડાઇને પીળા રંગનાં ફૂલ આવે છે. તેમાં કેસર પ્રમાણે તંતુ હોય છે. એ ફૂલમાંથી પછી મોટી સોપારી જેવડું જીંડવું આવે છે. તેને ડીટું હોય છે. એ જીંડવામાં કરડાઇના દાણા હોય છે. ઝાડ અને જીંડવા ઉપર કાંટા હોય છે. કરડાઇ દક્ષિણમાં ઘણીજ પાકે છે કરડાઇમાં બે જાત છે: એક કાંટાની અને બીજી કાંટાવિનાની, કરડાઇનાં ફૂલો વીણી લેઇ સુકવે છે. અને તેનો કસુંબો કરે છે. તેનો રંગમાં ઉપયોગ થાય છે. એ ફૂલો કાઢી લેવાથી કરડાઇનો પાક વેધતો નથી. કરડાઇનાં બીયાંનું તેલ કાઢે છે; તે ખાવાના તથા બાળવાના કામમાં આવે છે. ખોળ ઢોરોને ખાવા મૂકે છે. કુમળી કરડાઇના પાલાની ભાજી પણ કરે છે. કરડાઇનું તેલ બળકર અને વીર્યવર્ધક છે. **કરડાઈ:** વાતુલ, રૂક્ષ, વિદાહી, તીખી છે. અને મૂત્રકૃચ્છ્ર, કફ, તથા રક્તપિત્તનો નાશ કરે છે. **કરડાઇનાં ફુલ:**—સ્વાદુ, ત્રિદોષનાશક, ભેદક, રૂક્ષ, ઉષ્ણ, પિત્તકર, કેશરંજનકારક, કફનાશક અને લઘુ છે. **કરડાઇની ભાજી:** મધુર, નેત્ર્ય, ઉષ્ણ, તીખી, અગ્નિદીપક, અતિરૂચિકર, રૂક્ષ, ગુરૂ સારક, પિત્તકર ખાટી, ગુદરોગકારક છે. અને કફ, મળ, મૂત્ર અને મેદનો નાશ કરે છે. **કરડાઇનું તેલ:** બળકર, ખારૂં, કડવું, વિદાહી, અચક્ષુષ્ય, ગુરૂ તીક્ષ્ણ, ઉષ્ણ, મલસ્તંભક, કફપિત્તકારક, ખાટું, ત્રિદોષકારક, અને કૃમિ તથા વાયુનું નાશક છે.

વાટી તેનો રસ કાનમાં નાંખવો. (૯) **સર્પદંશ ઉપર:** કલગારીના કંદ પાણીમાં વાટી તેનું નસ્ય આપવું. (૧૦) **ખરજવા ઉપર:** કલગારીના અને કડવીના કંદ ઘસી ૪-૫ દિવસ ચોપડવા.

**૧૦૦. કલોંજી જીરૂં.** (સં૦ ઉપકુંચિકા. મ૦ કલોંજી.) કલોંજી જીરૂં પણ કાળીજીરી પ્રમાણેજ હોય છે. ઝાડ પણ તેવડાંજ મોટાં થાય છે. ઉત્તર હિંદુસ્થાનમાં એની ઉત્પત્તિ વિશેષ થાય છે. એ છોડ બાગમાં વાવવાથી થાય છે. આ જીરૂં કડવું, તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, વૃષ્ય, અજીર્ણનાશક, અને ગર્ભાશયને શુદ્ધ કરનાર છે, તેમજ આધ્માનવાયુ, ગુલ્મ, રક્તપિત્ત, કૃમિ, પિત્ત, આમદોષ, વાયુ, તથા શૂળનો નાશ કરે છે. (૧) **અજીર્ણ, અગ્નિમાંદ્ય, આમ અને શૂળ ઉપર:** કલોંજી જીરાનો કાઢો કરી તેમાં સંચળનું ચૂર્ણ નાંખી આપવું.

**૧૦૧. કવલા.**—(સં૦ કલાય.) કવલાની ભાજી કોકણમાં પ્રસિદ્ધ છે. એ છોડ સુમારે વેંતેક ઉંચો વધે છે. આ છોડ રાનમાં પોતાની મેળે થાય છે. શ્રાવણ માસના સોમવારને દિવસે કેટલાક લોક એની ભાજી અવશ્ય ખાય છે. એનું શાક કાંદા નાખી કરવાથી બહુજ સારૂં થાય છે. **કવલાની ભાજી:** ભેદક, ઉષ્ણ, કડવી અને ત્રિદોષઘ્ન છે.

**૧૦૨. કંકોડી. (કંટોલી)**—સં૦ કર્કોટકી. મ૦ કર્ટોલી, કંટોલી. ફાકલી. હિં૦ ખેકસા, કંકોડા. બં૦ કાકરોલ. ક૦ મદુવાગાલ, માડાહાગાલ, કાર્ચી, કર્કોટકી. તે૦ આગાકર. તા૦ ઇગારવલ્લી. તુ૦ કાડકંચાલા. મલા૦ વેંપાવલ. લા૦ મોમોર્ડિકાડાયોઇકા.

કંકોડીના વેલા ચોમાસામાં રાનમાં થાય છે. એ વાડના આશ્રયે રહે છે એનો વેલો પાંચ દસ હાથ લાંબો પ્રસરે છે. એના કાંદા જમીનમાં થાય છે. વરસાદ પડયો એટલે તેને અંકૂર ફુટી, તેના વેલા થાય છે. એ વેલાને આષાઢ મહિનાના અરસામાં ફળો આવે છે. આ ફળો રંગે લીલાં હોઇ તે ઉપર સુરેખ કાંટા હોય છે. એનું શાક સારૂં થાય છે. આ શાક પથ્યકર છતાં સ્વાદિષ્ટ છે. જે કંકોડીના વેલાને ફક્ત ફૂલોજ આવે છે, પણ ફળ આવતાં નથી; તે વેલાને "વાંઝણી કંકોડી" કહે છે. કંકોડીના વેલા ઘણું-કરી ડુંગરાળ જમીનમાં થાય છે. **કંકોડી** રૂચિકર, તીખી, અગ્નિદીપક, કડવી અને ગરમ છે, તથા વાયુ, કફ, વિષ, અને પિત્તનો નાશ કરે છે. એનાં ફળ મધુર, લઘુ, પાકકાળે તીખાં તથા અગ્નિદીપક છે. તેમજ ગુલ્મ, શૂળ, પિત્ત, ત્રિદોષ, કફ, કુષ્ઠ, ઉધરસ, મેહ, દમ, જ્વર, કિલાસ કુષ્ઠ, લાલાસ્રાવ, અરૂચિ અને હૃદ્રોગનો નાશ કરે છે. એનાં **પાંત્રાં**—રૂચિકર, વૃષ્ય, અને ત્રિદોષનાશક છે. અને કૃમિ, જ્વર, ક્ષય, દમ, ઉધરસ, હિક્કા, અને અર્શનો નાશ કરે છે. **એનો કંદ:**-મધમાં મસ્તકરોગ ઉપર પ્રશસ્ત છે. **વાંઝણી કંકોડી:**- કડવી, તીખી, ઉષ્ણ, લઘુ, રસાયન, અને શોધન છે. એ સ્થાવરાદિ વિષ, કફ, નેત્રરોગ, શિરોરોગ, વ્રણ, વિસર્પ, ઉધરસ, રક્તદોષ અને સર્પવિષનો નાશ કરે છે. (૧) **પલ્લી (ગરોડી) ના વિષ ઉપર:**— કંકોડીના કાંદા પાણીમાં ઘસી આપવા, દિવસ સાત. (૨) **મૂત્રકૃચ્છ્ર તથા ધાત પડે છે તે ઉપર:**—વાંઝણી કંકોડીનો કાંદો એક તોલો મધ સાથે આપવો. (૩) **આગી મણિયારીના વિષ ઉપર:**—વાંઝણી કંકોડીનો કાંદો મધમાં ઘસી અંજન કરવું અથવા તે કાંદો ઘસી પી જવો. (૪) **સ્તનરોગ ઉપર:**—વાંઝણી કંકોડીનાં મૂળ ગરમ પાણીમાં ઘસી લેપ કરવો. (૫) **સર્પના વિષ ઉપર:**—વાંઝણી કંકોડીનો કાંદો પાણીમાં ઘસી પાવો અને લેપ કરવો; એટલે સર્પ, વીંછી, બિલાડી, ઉંદર, એનું વિષ ઉતરે છે. અથવા વાંઝણી કંકોડીના કાંદાને બકરીના મૂત્રની ભાવના આપવી અને તે કાંજીમાં વાટી તેનું નસ્ય આપવું એટલે વિષ ઉતરશે. (૬) **સર્વ વિષાર ઉપર:**—વાંઝણી કંકોડીના કાંદા અને ધંતુરાનાં મૂળ, ચોખાના ધોવરામણમાં ઘસી પીવાં અને ચોપડવાં. (૭) **વીંછીના વિષ ઉપર:**—વાંઝણી કંકોડીના કાંદા અને કાળા કોળાની કુંખો પાણીમાં ઘસી દંશ ઉપર લેપ કરવો. (૮) **ઉઠાણુંને માટે:** કંકોડીના કાંદા, કડવી ઇંદ્રવરણીનાં મૂળ, અને કવંડળીનાં મૂળ, એ ત્રણે ઠંડા પાણીમાં ઘસી વારંવાર લેપ કરવો. (૯) **રક્તાર્શ ઉપર:**—કંકોડીના કંદનું ચૂર્ણ સાકરમાં આપવું. (૧૦) **અપસ્માર ઉપર:**—વાંઝણી કંકોડીનાં મૂળ ઘીમાં ઘસી તેમાં સાકર નાંખી તેનું નસ્ય આપવું. (૧૧) **વાતજ મસ્તક શૂળ ઉપર:**—કંકોડીનો કાંદો મધમાં ઘસી લેપ કરવો. (૧૨) **બરોળ ઉપર:** આદિતવારે કંકોડીના કાંદા લાવી રોગી પાસે તે ચૂલા ઉપર બંધાવવા; જેમ જેમ સુકાશે તેમ તેમ પાન-થરી (બરોળ) પણ ગળી જશે.

૧૦૩. કંકોલ:—સં૦ કંકોલ. મ૦ કંકોળ, કાપુરચિની. હિં૦ કબાબચિની, શિતલચીની. બં૦ કાંકલા. ક૦ કપુરચિની. તે૦ ચલાવચિની. તા૦ વાલમિલગુ. મલા૦ વિનમુલગુ. ગો૦ મધ્મેનસુ. ફા૦ કબાબહ. અ૦ કબાબ, કબાબા, હબુલઉરૂસ. ઈં૦ ક્યુબેબપેપર. લા૦ ક્યુબેબાઓફિસિનેલિસ.

કંકોલના વેલા હોય છે. કંકોલને 'કપુરચીની' 'કબાબચીની' પણ કહે છે. એ હિમાલય પર્વત અને ચીન દેશમાં થાય છે. કંકોલ મરી જેવાં થાય છે. કંકોલ ફળ સુગંધી અને ઘણું ખંડું છે. અનેક ઓષધમાં અને સુગંધી પદાર્થોમાં ઘણો ઉપયોગ થાય છે. કંકોલ:-તીખું, કડવું, ઉષ્ણ, દીપન, પાચન, રુચિકર, હૃદ્ય, સુગંધી, લઘુ, અને કફનાશક છે. એ મુખજાડ્ય, વાતરોગ, મુખરોગ, કૃમિ, અંધત્વ, મુખદુર્ગંધ, આમ, અને અગ્નિમાંદ્યનો નાશ કરે છે. (૧) મુખરોગ ઉપર:-કંકોલ અને ખડીસાકર દાઢનીચે રાખી રસ ગળવો. (૨) પ્રમેહ ઉપર:-કંકોલનું ચૂર્ણ કરી સાકર સાથે આપવું. (૩) રક્તષ્ઠીવી સન્નિપાત, એટલે જે સન્નિપાતમાં લોહીની ઉલટી થાય છે, તે ઉપર:-કંકોલના ચૂર્ણનું નસ્ય આપવું. (૪) પ્રમેહ અને આ ગાંઠ ગરમી ઉપર:—કંકોલ અરધો તોલો લઈ સાધારણ કુટી અષ્ટમાંશ કાઢો કરવો. તેમાં ચંદનનું તેલ છથી બાર ટીપાં સુધી નાંખવું, અને મધમાં મેળવી તે કાઢો પાવો. આ પ્રયોગથી પિશાબ સાફ થાય છે. અને ચંદનનું તેલ અંદરના જખમ ઉપર બેસી, બે ચાર દિવસમાં જખમ ભરાઈ ગુણ આવે છે. આ ઓષધ દરરોજ પ્રાતઃકાળે બપોરના ભોજન પછી અને સાયંકાળે, એ પ્રમાણે સતત ૫ દિવસ લેવું. દાળ ઘઉંની રોટલી અને ઘી, સાકર, એજ પથ્યમાં ખાવાં; એટલે જલદી ગુણ આવે છે. (૫) સંગ્રહણી ઉપર:—કંકોલ ૧ તોલો, એલચીદાણા ૧ તોલો, સોનાગેરુ ૧ તોલો, એમનું ચૂર્ણ કરી કમળકાકડી પાલાના રસમાં ખરલ કરી બોર જેવડી ગોળીઓ કરવી; તે એક સવારે અને એક સાંજે એ પ્રમાણે લેતાં જવી. ( ૬ ) મુખમાધુર્ય ઉપર:—કંકોલ, કપુર અને ખડી સાધારણ ચાવી મુખમાં રાખવાં અને તેથી ઉત્પન્ન થતું થુંક થુંકી નાંખવું.

૧૦૪. કંચનાર:—સં૦ કાંચનાર. મ૦ કંચન. હિં૦ કચનાર.

આ ઝાડ ઘણુંજ મોટું થાય છે, એ ઘણે ભાગે આપટા જેવું દેખાય છે. એનાં પાંદડાં આપટાનાં પાંદડાં જેવાંજ હોય છે; પરંતુ આપટાનાં પાંદડાં કરતાં આ પાંદડાં મોટાં અને પાતળાં હોય છે. એમાં ધોળો, રાતો, અને પીળો, એવી ત્રણ જાતિ છે. એનાં ફૂલની સાધારણ સુવાસ આવે છે. એને ચપટી [illegible] સરખી શિંગો આવે છે. એના થડનો રંગ રાતો હોય છે. અને એ રંગના કામમાં આવે છે. એ ઝાડ ઘણું શોભીતું હોય છે, માટે એની વાડીઓ કરે છે. રાતો કંચનાર:—શીતળ, ગ્રાહક, અગ્નિદીપક, તુરો અને ગ્રાહક છે, તે કફ, પિત્ત, વ્રણ, કૃમિ, ગંડમાળ, રક્તપિત્ત, કોઢ, વાયુ તથા ગુદભ્રંશનો નાશ કરે છે. અને એનાં ફૂલ શીતળ, તુરાં, રુક્ષ, ગ્રાહક, મધુર અને લઘુ છે. તથા પિત્ત, ક્ષય, પ્રદર, ઉધરસ અને રક્તવિકારનો નાશ કરે છે. પીળો કંચનાર:—ગ્રાહક, તુરો, મધુર, રુચિકર અને રુક્ષ છે. તે કફ, ઉધરસ, પિત્ત, રક્તવિકાર, ક્ષત, તથા પ્રદરનો નાશ કરે છે. ધોળો કંચનાર:—ગ્રાહક, દીપક, વ્રણરોપણ તથા તુરો છે. અને શ્વાસ, કફ તથા વાયુનો નાશ કરે છે. ( ૧ ) ગંડમાળ ઉપર:—કંચનારની છાલ ચોખાના ધોવરામણમાં વાટી તે ૨ થી ૪ તોલા પર્યંત આપવી; અથવા કંચનારની છાલના કાઢામાં સુંઠનું ચૂર્ણ નાંખી દિવસ ૪૨ સુધી આપવું. (૨) મ્હુંથી ચાંદા વાળા ઉપર:—કંચનારની છાલના કાઢાનો કોગળા કરવો. ( ૩ ) દાઝ ઉપર:—કંચનારની છાલનો રસ, જીરાનું ચૂર્ણ અને કપુર નાંખી આપવો. ( ૪ ) ગંડમાળ ફુટવા માટે:—કંચનારનાં મૂળ, શિંગો અને આરડુસો, એ સર્વને પાણીમાં વાટી સાત દિવસ લેપ કરવાથી, સર્વે રોગથી થયેલી ગંડમાળા ફુટે છે, આ લેપ ફોલ્લા ઉપર પણ કરવો.

૧૦૫. કાકડી:—સં૦ કર્કટી. મ૦ કાકડી. હિં૦ કાકડી, કકડી. બં૦ કાંકુડ. ક૦ મુળુસવતિ. તે૦ દોસકાયા. ફા૦ ખ્યારજન. અ૦ કિસ્સાઉલ. ઈં૦ કકમ્બર. લા૦ ક્યુ ક્યુમિસસેટિવસ.

કાકડીના વેલા હોય છે. ચિભડ, કાકડી, ખીરકુ, ઇત્યાદિ એની એક જાતિનાં છે. તેમાં ઘણો ફેર હોય છે. સર્વમાં કાકડી સારી થાય છે. કાકડીમાં સાદી, સાતપાની, કરમાકડી અને નારંગી એવી જાતિઓ છે. કાકડીનું શાક, રાયતું અને વડી થાય છે. કાકડી ઉભી, ઉની ચીરી તેમાં મરીની ભૂકી

અને મીઠું નાખી ચોળી, તેમાંનું પાણી કાઢી નાખ્યા પછી ખાવાથી સારી લાગે છે. કાકડી થંડી છે. ઘણી ખાવાથી બાધક છે. પલાળી રુંધેલી કણકમાં કાકડીનું પાણી પડે તો તે ચીકટપણું નહિ જેવું થાય છે, આ મોટો ચમત્કાર છે. **કાકડી:** મધુર, શીત, રૂચિકર, લઘુ મૂત્રલ, છાલને ઠેકાણે તીખી, કડવી, પાચક, અગ્નિદીપક, અવૃષ્ય અને ગ્રહિણી છે, તથા મૂત્રરોધ, અશ્મરી, મૂત્રકૃચ્છ, વમન, દાહ અને શ્રમનો નાશ કરે છે. એ પાકવાથી રક્તદોષકર, ઉષ્ણ અને બલકર છે. **(૧) મૂત્રાઘાત ઉપર:** કાકડીનાં બી ૧ તોલો વાટી પાશેર પાણીમાં નાંખી ઉકાળી પાવાં. અથવા કાકડીનાં બી, જીરૂં અને સાકર, એ પાણીમાં નાંખી આપવાં. **( ૨ ) ગુડઘી અને માંડ થયા હોય તે ઉપર:**—કાકડીને લગાર કુટી ગરમ કરી બાંધવી, કિંવા કાકડીની જાડી છાલ બાંધવી અને ઉપર કપડાનું આચ્છાદાન કરવું. એ પ્રમાણે ૨–૩ દિવસ કરવું. **( ૩ ) મદ્ય ઉપર ઉતાર:** કાકડી ખાવી એટલે તત્કાળ દારૂનો મદ ઉતરશે. **( ૪ ) પથરી ઉપર:** કાકડીનાં બી અને કળુતરની હગાર, એ ચોખાના ધોવરામણમાં વાટી આપવાં. **(૫) ગલગંડ ઉપર:** જૂની કાકડીના રસમાં બિડલોણ અને સિંધવ નાંખી નસ્ય કરાવવું. **(૬) ધોળા સ્રાવ ઉપર:** કાકડીનાં બિયાંમાંનું મગજ એક તોલો અને ધોળા કમળની કળીઓ ૧ તોલો, બારીક વાટી તેમાં જીરાની અને ખડીસાકરની ભુકી નાખી તે સાત દિવસ આપવું. **( ૭ ) ગરમી ઉપર:** કાકડી ચીરી તેમાં ખડીસાકરની ભૂકી અને લીંબુનો રસ નાંખી ખાવી. **( ૮ ) મૂત્રકૃચ્છ ઉપર:** કાકડીનાં બિયાંમાંનો મગજ, જેઠીમધ અને દારૂહળદરનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં આપવું. **( ૯ ) મૂત્રરેચન માટે:** અચ્છેર દૂધમાં પાણી મિશ્ર કરી, કાકડીનાં બી ૦। તોલો અને સુરોખાર દોઢ માસો, આ બન્ને એકત્ર બારીક વાટી કાલવવાં તથા ઉભા ઉભા એકદમ પીવું; અને ફરતા રહેવું; એના યોગથી મૂત્રાશયમાંની ગરમી નીકળી જાય છે અને પ્રમેહ વગેરે વિકાર દૂર થાય છે. **(૧૦) મૂત્રકૃચ્છ ઉપર:**—કાકડીનાં બી, ગુલાબકળી, અને ધોળા કમળની કળી, એકત્ર વાટી વસ્ત્રગાળ પાણી કરી, તેમાં સાકર નાંખી પીવા આપવું. **( ૧૧ ) શીતજ્વર ઉપર:**—[1]કાકડી ખાઇ ઉપર ખાટી છાશ પીવી તથા શેક કરવો કિંવા તડકામાં ઓઢીને બેસવું; એટલે સર્વાંગે પરસેવો આવે છે. અને શીતજ્વર નાશ પામે છે.

**૧૦૬. કાકડાશિંગી:**—સં૦ ક૦ કર્કટશૃંગી. મ૦ કાકડશિંગી. હિં૦ બં૦ કાકડાશૃંગી. લા૦ પિસ્ટેશિયા ઇંટગિરિમાં.

કાકડીશિંગીનાં વૃક્ષ હિમાલય પર્વત ઉપર થાય છે. એ વૃક્ષના ડાળાને કીડાની કૃતિએ ઉત્પન્ન થયેલો રસ જામી તેની ફલાકાર ગ્રંથિ થાય છે. તેને " **કાકડાશિંગી** " કહે છે. **કાકડાશિંગી** કડવી, ઉષ્ણ, તુરી, અને જડ છે. એ વાયુ, ઉચકી, તથા અતિસારનો નાશ કરનારી, બાળકોને હિતકારક અને દમ, ઉધરસ, રક્તદોષ, પિત્ત, જ્વર, કફ ક્ષય, હિધ્મા, ઊર્ધ્વવાત, કૃમિ, તૃષા, ક્ષતક્ષય અને અરૂચિનો નાશ કરે છે. **( ૧ ) શૃંગ્યાદિ ચૂર્ણ:—બાળકોની ઉધરસ, જ્વર અને ઉલટી ઉપર:** કાકડાશિંગી, નાગરમોથ, અને અતિવિષનું ચૂર્ણ મધમાં આપવું. **(૨) બાળકોની ઉધરસ ઉપર:**—કાકડાશિંગી અને મણાનાં બીજ એનું ચૂર્ણ ઘી અને મધમાં આપવું. **( ૩ ) અતિસાર ઉપર:**—કાકડાશિંગીનું ચૂર્ણ માસો દોઢ માસો મધમાં આપવું.

**૧૦૭. કાંગ. ( ધાન્ય ):**—સં૦ કંગુ. મ૦ કાંગ, રાળા. હિં૦ કાંકંગની. બં૦ કાંગની. ક૦ નવણી, કાંગો, ગિડ. ફા૦ ગલ. લા૦ પેનિકંમિલીએશિયમ્.

આ ધાન્ય (વરી) મોરીઆનોજ એક પ્રકાર છે ખરો, તથાપિ એમાં પુષ્કળ તફાવત છે. વરી ઉપર છાલ ઘણી પાતળી હોય છે, અને રંગ પીળો હોય છે; પરંતુ કાંગની છાલ જાડી હોય છે, અને તે રાતી, પીળી, કાળી; એવા ત્રણ ચાર પ્રકારના રંગની હોય છે. તેનો ભાત, ખીચડી ઇ૦ પદાર્થ કરે છે. તેનો લોટ કરવાને તે છડયા વગરની સારી શેકેલી જોઇએ. કાંગના રોપ, બે અઢી હાથજ ઉંચા હોઇ તેને જે કણુસલાં આવે છે તે બાજરીનાં કણુસલાં પ્રમાણે લાંબાં અને અને બારીક હોય છે. કાંગનાં પાંદડાં પહોળાં હોતાં નથી. **કાંગ:** શીતળ, વાતકરક, રૂક્ષ, વૃષ્ય, તુરી, ધાતુવર્ધક, સ્વાદુ, ગુરુ, ઘોડાને હિતાવહ, ભાંગેલા હાડકાને સાંધ-

[1] આ ઉપાય કરતી વખતે દેશ, કાળ અને દરદીની સ્થિતિનો બરાબર તપાસ કરવો.

તે ઉપર દરોઇનો રસ આપવો, એટલે વિષ ઉતરશે. ઘણું વ્યાકુળ થવાય તો તેજ રસ તાળવાને ઘસવો, અને પછી પાછો પાવો. **(૪) બદ જલદી ફુટવાને માટે:**-કાજૂનો ગર કાચો તથા તિવરાનાં ફૂગ, થંડા પાણીમાં એકત્ર ઘસી લેપ કરવો. એથી ગાંઠ ફુટે છે. **(૫) નળવિકાર ઉપર:** નિત્ય પ્રાતઃકાળે કાજૂનાં પાકેલાં ડીંટાં ફુખ સુદ્ધાં કાપી, મરી અને મીઠું નાંખી ત્રણ અગર ચાર દિવસ ખાવાં.

**૧૧૧. કાતરવેલ.** એને 'કાતરી' પણ કહે છે. એના વેલા હોય છે. કાતરવેલનાં પાનાં કાતર નિર્ગુંડીનાં જેવાં હોય છે. એ વેલા ઝાડ ઉપર ઘણા હોય છે. કાતર નિર્ગુંડીનાં પાંત્રાંનો ઉગ્ર વાસ આવે છે, તેવો એનો આવતો નથી. આ ગુણોમાં ઘણી થંડી છે. **(૧) ગરમી ઉપર:** કાતરવેલનાં મૂળીઆં કૂટી તેનું આસરે ૬ માસા ચૂર્ણ જૂના ગોળમાં બે વખત ૭ દિવસ સુધી આપવું.

**૧૧૨. કાનફોડી.** સં૦ કર્ણસ્ફોટા. મ૦ તિલવણ. ક. કન (કપાળ) ફોડી. બં૦ હિં૦ કાનફોડી. ક૦ હિડિબિડીકે, ચેક્કીનતરફુગિડ.

એનું મરાઠીમાં "ભાટવણ" એવું પણ નામ છે, હિંદુસ્થાનીમાં એને "હુરહુરા" કહે છે. એ ઝાડો ચોમાસામાં ઉગે છે. લીલી જમીનમાં એ બારે માસ થાય છે. એ સુમારે બે હાથ ઉંચી વધે છે. એ ઝાડ ઉપર કુંવાડિયાની શિંગો જેવી બારીક અને આઠ આંગળ પર્યંત લંબાઇની શિંગો આવે છે. **કાનફોડી:**- તીખી, કડવી અને શીતળ છે. એ વિષ, સંપૂર્ણ વ્યાધિ, પિશાચપીડા, અને ગ્રહપીડાનો નાશ કરે છે. **ઉપયોગ (૧) કર્ણરોગ ઉપર:**—કાનફોડીનો પાલો હાથે ચોળી તેનો રસ દરરોજ ત્રણ વાર કાનમાં પાડતા જવું; એટલે કર્ણશૂળ, કાન વહેવો, વગેરે વ્યાધિ સારા થાય છે. **(૨) ઢોરના કર્ણરોગ ઉપર:** કાનફોડીના પાલાનો અંગરસ અને માખણની પરાસ, એ એકત્ર કરી કાનમાં રેડવાં. તથા ાનની અણીઓ અગ્નિથી તપવી, જે પ્રમાણે પડીકું બાંધે છે તે પ્રમાણે અંદર ભરેલું ઔષધ પડે નહિ એવી રીતે બાંધવો. એ પ્રમાણે પ્રાતઃકાળમાં ભરેલું ઔષધ સાંજે કાઢી નાંખી કાન સાફ ધોઈ પુનઃ ઔષધ ભરવું તે પ્રાતઃકાળે કાઢવું, એવી રીતે આ ઔષધ બે દિવસ ભર્યા પછી કાળી તુળસીનો પાલો અને ભાંગરાનો અંગરસ કાનમાં નાંખી એક દિવસ વીત્યા પછી કાન છોડવો; એટલે કાન સારો થાય છે. **(૩) તાવ ઉપર:** તાવ આવવાની સંધિમાં કાનફોડીનાં પાંત્રાંનો રસ કાનમાં પાડવો. **(૪) વીંછીના વિષ ઉપર:**—કાનફોડીનો રસ જે બાજુએ વીંછી કરડયો હોય તે બાજુના કાનમાં પાડવો. **(૫) દુઃખતા ભાગ ઉપર:** પાંત્રાં વાટી ચોપડવાં એટલે તે જગા લાલ થઇ દુઃખ મટી જાય છે. **(૬) બગઈ વિગેરે કાનમાં ગઈ હોય તો:**—કાનફોડીનો રસ કાનમાં નાંખવો. **(૭) અંડવૃદ્ધિ ઉપર:**—કાનફોડીનો રસ ચણાના કાઢામાં પાવો. **(૮) નળગુદ ઉપર:** કાનફોડીનો રસ ચમચા ભર પાવો; દિવસ ૩ અથવા ૭.

**૧૧૩. કાફી. (બુંદ.)**—અરબસ્થાન, હિંદુસ્થાન, હિંદીમહાસાગરમાંહેના બેટ અને વેસ્ટ ઈંડિઝ બેટોમાં એ ઝાડો ઘણાં થાય છે. એ ઝાડ ત્રણ ચાર હાથ ઉંચાં વધે છે. અધિક વધવાથી તે ઉખડી પડે છે. એ ઝાડનો રંગ ઘણો લીલો હોય છે. તથા ફાલે છે તે વેળાએ આ ઝાડનાં ફૂલ ધોળા ચંબેલી જેવાં હોય છે. અને તેનો વાસ મધુર આવે છે; પરંતુ તે ઘણો વખત ટકતો નથી. ફૂલ આવ્યા પછી આઠ મહિને કાફીનાં ફળ પાકી તૈયાર થાય છે. એ ફળ લગારેક લાંબાં હોય છે. અને તેનો રંગ પાકવા આવે ત્યારે રાતો થાય છે. ફળ પાકે એટલે બુંદ કાઢી સુકવે છે. અકેકા ફળમાં ઘણું કરી બે બે બુંદ હોય છે અને અકેકા ઝાડ ઉપર સુમારે અધશેર ફળ ઉત્પન્ન થાય છે. એને કોઇ 'કાફી', કોઇ 'કાવો' એમ કહે છે. આરબ અને મોગલ, એ લોકોમાં કાફી પીવાની રીત ઘણી છે. કાફી તૈયાર કરવાની કૃતિ એવી છે કે, તેને પહેલાં ઘીમાં શેકી ખાંડે છે; પછી તે ચાહે પ્રમાણે તૈયાર કરી તેમાં દૂધ અને સાકર નાખી પીએ છે. કાફીનો ગુણ એવો છે કે, તે પીવાથી શરીરમાંની સુસ્તી અને આળસ જઇ રક્તવૃદ્ધિ થાય છે. જાગરણ થાય તો પણ તેના યોગથી અન્નપચન થઇ કંઇ ઉપદ્રવ થતો નથી. હિંદુ લોકોમાં અહીં કાફી પીવાનો પરિપાઠ પડેલો છે; પરંતુ ચાહે અને કાફી એ ગરમ હોવાથી આ ઉષ્ણ હવામાં આપણા

નાના ચમચાભાર કાઢી સાકરમાં આપવો. (૮) મૂત્રાઘાત ઉપર:—કારેલીના પાલાનો રસ નવટાંક કાઢી તેમાં હીંગ ૧ પૈસાભાર નાંખી આપવો. (૯) બાળકના પેટમાંના ભાર ઉપર: કારેલીનાં પાંદડાં, અરડુસાનાં પાંદડાં, પાકેલાં ખાવાનાં પાન, અને જાયફળીની છાલ, એમનો એકત્ર રસ કાઢી તેમાં વેખંડ (ઘોડાવજ) ઘસી, એ સર્વ પાવું. દિવસ ૭ પથ્ય કરવું. (૧૦) જંતુ ઉપર: કારેલીનાં પાંત્રાંનો અથવા ફળનો રસ આપવો.

**૧૧૭. કારવી (કેર કેરડી.)**—સં૦ કરીર. ગ૦ નેપ (બ)તી. હિં૦ કરેલ. ક૦ નિષ્પતિગે, નિખટી, મરગચ્ચિગિલ. તૈ૦ કબર, કુરાક. ફા૦ કબાર. ઈં૦ કેપર. લા૦ કેપેરિસસ્વાઇનોઝા.

આ ઝાડ કોકણમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. કારવી પાંચ ૭ હાથ ઉંચી સીધી વધે છે. એનો ઉપયોગ ટટ્ટી અને વાડ માટે થાય છે. કારવીના ફૂલમાં મકરંદ પુષ્કળ હોય છે. તેને લઈ મધમાખો તેનું મધ બનાવે છે. **(૧) બાળંત (સુવા) રોગ ઉપર:** કારવીનાં બી બકરીના મૂત્રમાં ૭ દિવસ આપવાં.

**૧૧૮. કારિંદા.** કારિંદાના વેલા હોય છે. એને 'કારાંદા' પણ કહે છે. કારિંદાનાં પાંત્રાં કિંચિત્ ગોળ હોઇ કોનાનાં પાંત્રાં કરતાં બમણાં મોટાં હોય છે. એનો વેલો માંડ જેટલો ઉંચો વધે છે. એની વૃદ્ધિ એટલી જલદ છે કે, તે એક દિવસમાં હાથ દોઢ હાથ વધે છે. એ વેલાને દોઢ દોઢ વેંતના અંતરે ગાંઠો હોય છે, ત્યાં પાંદડાં આવે છે. તે ગાંઠપર ફણગો ફુટી તેના ફાંટા પસરે છે; તે ગાંઠની નીચેની બાજુએ અણી આવી તેને નાનાં કારિંદાં લાગે છે. તે વધી સુમારે કેરી જેવડાં મોટાં થાય છે. વેલો સુકાયો એટલે તે લેઇ લે છે. કારિંદામાં મીઠી અને કડવી એવી બે જાતિ છે. મીઠા કારિંદાની છાલ કાળી હોય છે. અને કડવાની છાલ કુમળાપણામાં ધોળી હોય છે. જૂનું થયા પછી એમાં કાંઇ ફેર દેખાતો નથી. કડવાં કારિંદાં કોકણમાંના રાનમાં ચોમાસામાં આપોઆપ ઉત્પન્ન થાય છે. મીઠાં કારિંદાં બાફીને ખાય છે. એ ઉપવાસને માટે ફરાળના ઉપયોગમાં આવે છે. એની ખીર, છીલ, કાપટા વગેરે પદાર્થ કરે છે. એનો સ્વાદ સારો હોય છે. કડવાં કારિંદાં ખાવાથી ઉલટી વગેરે ઉપદ્રવ થાય છે; તથાપિ ગરીબ લોક તે લાવી ખાય છે. અને તેથી ઉપદ્રવ થાય નહિ, તે માટે એવી રીત કરે છે કે, તે છોલી તેની પાતળી ચીરી કરે છે અને તેને રાખ ચોળી તે પાણીમાં ધોઇ, પછી એક વખત સ્વચ્છ પાણીમાં ધોઇ, તાપમાં સુકવે છે, પછી તેલમાં તળી ખાય છે. આ તળેલી ચીરો ધોળી-શુભ્ર દેખાય છે. **(૧) મુખપાક ઉપર:** કારિંદાનો સુકવેલો પાલો અને કોળાની સુકવેલી છાલ એનું ધુમ્રપાન કરાવવું. **(૨) મૂળવ્યાધિ ઉપર:**—કારિંદા બાફી ઉપલી છાલ કાઢી નાંખી અંદરના મગજમાં ખડીસાકરની ભૂકી અને ગાયનું ઘી, એ બન્ને પદાર્થ કારિંદાના મગજથી બમણા નાંખી તેનું પણ સારૂ મર્દન કરી નાની કેરી જેવડી ગોળી કરી ખાવી. એ પ્રમાણે ગુણ આવે ત્યાં સુધી સતત ઔષધ આપવું, એટલે રોગ જતો રહી ધાતુવૃદ્ધિ અને શરીર પુષ્ટ થશે. **(૩) ઉપદંશ ઉપર:** કડવા કારિંદાનો જમીનમાંનો પાંચ વર્ષ કરતાં અધિક દિવસનો કંદ લાવી તે ઉપરનાં મૂળ અને કાળી છાલ છોલી નાંખવી, પછી સુકવી ચૂર્ણ કરી રાખવું. આ ચૂર્ણ પ્રતિ દિવસ પ્રાતઃકાળે અને સાયંકાળે ગાયનું તાજુ દૂધ પાશેર લેઈ તેમાં ચાર માસા નાખવું, તથા જીરાની ભૂકી ૪ ગુંજા, અને ખડીસાકરની ભૂકી બે તોલા નાંખી આપવું. **(૪) પીડ તથા અતિસાર ઉપર:**—ઉપર કહેલા કડવા કારિંદાનું ચૂર્ણ ઘીમાં મેળવી ગોળી કરી આપવું. **(૫) રક્તાતિસાર ઉપર:**—કડવું કારિંદુ બાફી છોલી બારીક વાટવું તથા તેમાં જીરાની ભૂકી, અને ઝીણી ખાંડ તથા ઘી નાંખી આપવું.

**૧૧૯. કારિવણા-(લઘુ બ્રાહ્મી):** સં૦ લઘુ-બ્રહ્મી. મ૦ કરિવણા. બ્રહ્મી. એકપાની. હિં૦ બં૦ બ્રહ્મી. ક૦ ઓંદેલગ. તા૦ વલ્લારી. તૈ૦ બ્રાહ્મીચેટ્ટુ. ગુ૦ તિમારે. મલા૦ મુત્તલ. ફા૦ જરનવ. ઈં૦ ઈંડિયનપેનિવર્ટ. લા૦ હરપેસ્ટિસમોનિરા.

આ ઝાડ વેલા પ્રમાણે વધે છે. અને તે પાણીવાળી જમીનમાં ઘણા મહિના સુધી રહે છે. એ બાગમાં અને ઘેર પણ કુંડામાં વાવે છે. લઘુ બ્રાહ્મીનાં પાંત્રાં ઉંદરના કાન પ્રમાણે હોય છે. એ પાંત્રાં બે આંગળ પહોળાં હોય છે. આ ઝાડો કુંડામાં વાવવાથી મૂળ ફુટી તેનો ઘણોજ વિસ્તાર થાય છે.

એનાં પાંદડાંની ચટણી પણ કરે છે. બ્રાહ્મી પ્રમાણેજ એના ગુણ હોય છે. (૧) ભમરી આવે છે તે માટે:—લઘુ બ્રાહ્મીનાં પાનનો રસ મસ્તકે ચોળવો. (૨) નાનાં બાળકોના શબ્દોચ્ચાર સ્પષ્ટ થવા માટે:—નિત્ય પ્રાતઃકાળે લઘુ બ્રાહ્મીનાં તાજાં પાંદડાં ખાવા આપવાં, એટલે છોકરાંનું જાડ્ય મટી સર્વ વર્ણોચ્ચાર સ્પષ્ટ થવા માંડે છે. (૩) પિત્તાપસ્માર ઉપર:—લઘુ બ્રાહ્મીનાં પાંદડાંનો રસ અને ઘી, એકત્ર કરી ઉકાળી, ઘી સિદ્ધ કરવું અને તે સેવન કરવું (૪) ઉષ્ણતા અને ગરમી ઉપર:—લઘુ બ્રાહ્મીના પાંદડાંનો રસ, જીરૂં અને ખડીસાકર નાંખી આપવો, અને કુંડી ઉપર લઘુ બ્રાહ્મીના રસમાં કપડું ભીંજાવી ઘડી વાળી મૂકવું. આંખોમાં ગરમી હોય તો આ રસ તાળવે ચોપડવો. (૫) ગરમીથી બાળકોના અંગમાં ગોળો થાય છે તે ઉપર:—લઘુ બ્રાહ્મીનો રસ અને કદળની જડનો રસ કાઢી તેમાં સાધારણ ઘી અને સંભરૂં નાંખી ખરલ કરી શરીરે ચોળવું. (૬) સોજા ઉપર:—લઘુ બ્રાહ્મીના પાંદડાંનો લેપ કરવો. (૭) બાળકોના અતિસાર ઉપર:—લઘુ બ્રાહ્મીના પાંદડાંનો રસ આપવો (૮) બાળકોના તૃષાના આજાર ઉપર:—લઘુ બ્રાહ્મીના પાંદડાંનો રસ કાઢી તેમાં જીરાની ભૂકી અને ખાંડ નાંખી આપવો. (૯) ઉન્માદ અને ચિત્તભ્રમ અપસ્માર ઉપર:—લઘુ બ્રાહ્મીનો રસ ૧ તોલો લેઇ તેમાં મણીજડીનું અથવા આસગંધનું ચૂર્ણ ૩ માસા અને તેટલુંજ મધ નાંખી દરરોજ બે વખત આપતાં જવું. એ વનસ્પતિ એ રોગ ઉપર અત્યંત પ્રશસ્ત છે. (૧૦) શીતળાના આજાર ઉપર:—લઘુ બ્રાહ્મીનો રસ મધમાં આપવો. (૧૧) બ્રાહ્મીઘૃત:—બ્રાહ્મીનો રસ ૪ શેર, ઘી ૪ શેર, સેવંડ (પીડાવજ), કઠ, શંખપુષ્પી આ ત્રણેનું ચૂર્ણ અધશેર, એ બધું એકત્ર કરી ઘી સિદ્ધ કરવું. એ સેવન કરવાથી ઉન્માદથી થએલો ત્રિદોષ, પિશાચબાધા, ગ્રહ ઇત્યાદિ રોગ; વાતરક્ત, ઉન્માદ અને અપસ્માર દૂર થાય છે. સઘળા રોગો ઉપર આ ઘીનો ઉપર પણ લેપ કરવો, તેથી કરી કોઢ વગેરે રોગ દૂર થાય છે, અને મગજ શાંત થાય છે. (૧૨) સ્વરભંગ ઉપર:—સારસ્વત ચૂર્ણ।—બ્રાહ્મી, સેવંડ, હરડા, અરડુસો અને પીંપર, એનું ચૂર્ણ કરી મધમાં આપવું.

૧૨૦. કાળા તલ.—(સં૦ કૃષ્ણતિલ) આ એક ધાન્યની જાતિ હોવાથી 'કાળા તલ' નામ આપ્યું છે. એને 'ખુરાસણી' પણ કહે છે. કાળા તલનો રોપો કુમારે હાથ બે હાથ ઉંચો વધે છે. એને પીળા રંગનાં ફૂલો આવે છે. જે વખતે ફૂલો આવે છે તે વખતે દૂરથી એના ખેતરની શોભા ઘણી ચમત્કારિક દેખાય છે. એનો રંગ કાળો હોય છે. એનું તેલ કાઢે છે. તે ખાવાને તથા ખાવાને ઉપયોગમાં આવે છે. એનો ખોળ ઢોરને ખવરાવે છે. (૧) નેત્રરોગ ઉપર:—કાળા તલનું તાજું તેલ સૂતી વખતે આંખમાં આંજવું.

૧૨૧. કાકમાચી.—સં૦ કાકમાચી. મ૦ કામણી પાંદરી. હિં૦ તે૦ શ્વેતમાવળા.

કાકમાચીના વેલા હોય છે. એ વેલાનાં પાંદડાં ચિકણાં હોય તેને કાળાં બોર થાય છે. વેલાનો રંગ પ્રથમ રાતો હોય પછી પીળો થાય છે. એ વેલો વધેલ દેખાવે વાડ ઉપર થાય છે. કાકમાચી—રસ વખતે ઉષ્ણ, કડવી, તીખટ, રસાયન, રૂક્ષ, સ્નિગ્ધ, સ્વર્ય, લઘુ, ધાતુવર્ધક, નેત્ર્ય, રુચિકર, સારક અને લઘુ છે, તે કફ, શૂળ, અર્શ, સોજો, ત્રિદોષ, કોઢ, કંડૂ, હૃદ્રોગ, અતિસાર, ઉલટી, ઉધરસ, દમ, ઉધરસ, જ્વર, કૃમિ અને મેદનો નાશ કરે છે. (૧) સુખપ્રસવ થવા માટે:—કાકમાચીનાં મૂળ કેડે બાંધવાં. (૨) પ્રદર ઉપર:—કાકમાચીનાં મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી આપવાં. (૩) અવાજ ખુલવા માટે:—કાકમાચી અને પીળી ગલ્ફીનાં પાંદડાં, પીપરીમૂળ અને કોળ, એ સમભાગે લઇ સૂકવી ચૂર્ણ કરવું. એ ચૂર્ણમાં પાકી પીંપરની ભૂકી નાંખી મધમાં કાલવી સોપારી જેવડી ગોળી કરવી. આ ગોળી મોમાં રાખી રસ ગળી જવો, એના યોગથી અવાજ ખુલશે. (૪) ઉધરસ ઉપર:—કાકમાચીનાં મૂળ અને લીંબ એકત્ર આપવાં. (૫) અમ્લપિત્ત ઉપર—કાકમાચીનાં મૂળનો કાઢો અથવા સ્વરસ લેઇ, તેમાં પાકી લીંબની છાલ નાંખી આપવી. (૬) મૂત્રસ્થાનની કડી ઉપર:—કાકમાચીના પત્રો વંટા પાણીમાં ભિંજવી ગાયના તાજા દૂધમાં ઘસી તેમાં ખડીસાકરની ભૂકી નાંખી રુચિ પ્રમાણે

આપવું. (૭) ભૂત જ્વર ઉપર: પુષ્યાર્કમાં મોટી શ્વેત કાકમાચીનાં મૂળ લાવવાં, અને તે લાલ સૂતરે હાથે અથવા ગળે, અગર તો મસ્તકે બાંધવાં.

**૧૨૨. કાવળો:**—ગોમાંતક પ્રાંતમાં માથોડું દોઢ માથોડું ઉંચું એવું એ ઝાડ થાય છે. તેને આંબલી જેવાં પાંત્રાં હોય લીલા વટાણા જેવડાં જાંબલી રંગનાં ગોળ ફળો આવે છે. તે બાળકો ખાય છે.

**૧૨૩. કાસુંદરો:**—સં૦ કાસમર્દ. મ૦ કાસવિંદા. હિં૦ કસોદી, અગૌથ. બં૦ કાલકાસુંદા. ક૦ એલહુરી, અલવરી. તૈ૦ પેડિતાંગેડુ. કસવીંદચેટ્ટુ. મલા૦ પોન્નાવીર. તુ૦ અનેટજંકુ. ઇં૦ રાઉંડ પોટેટ કેશિયા. લા૦ કેશિયાસોફેરા.

આ ઝાડો કમરપૂર ઉંચાં વધે છે. એનાં પાંત્રાં સાધારણ છે. એને પીળાં ફૂલો આવે છે. અને શીંગો જાડી અને લાંબી આવે છે. આ ઝાડ વાડની નજીકમાં અને બીજી ખાલી જગ્યામાં પુષ્કળ ઉગે છે. **કાસુંદરો:**—તીખો, કડવો, મધુર, ઉષ્ણ, રૂચિકર, પાચક, દીપક, કંઠશુદ્ધિકર, ગ્રાહી, લઘુ અને રૂક્ષ છે. તથા કફ, અજીર્ણ, વાયુ કાસ, પિત્ત, વિષ, કૃમિ અને વિષૂચિનો નાશ કરે છે. એનાં પાંત્રાં પાકકાળે તીખાં, વૃષ્ય, ઉષ્ણ અને લઘુ છે. તે દમ, ઉધરસ અને અરૂચિનો નાશ કરે છે. **એનાં ફળ**—કાસ, શ્વાસ અને ઊર્ધ્વવાતનો નાશ કરે છે. **(૧) દાદર ઉપર:** કાસુંદરાનાં મૂળ ઘસી ચોપડવાં. અથવા પાલાનો રસ લીંબુના રસમાં મેળવી ચોપડવો. **( ૨ ) ઉચકી અને શ્વાસ ઉપર:** કાસુંદરાનાં પાંત્રાંનો કાઢો આપવો. **(૩) સોજા ઉપર:**—કાસુંદરાનો પાલો બકરીના દૂધમાં વાટી લેપ કરવો. **(૪) પારાના ઉતારપર:** કાસુંદરાના પાલાનો રસ કાઢી પાવો. **( ૫ ) શીઘ્ર પ્રસૂતિ થવા માટે:** કાસુંદરાનાં પાંદડાંનો રસ પાવો. **(૬) બગાઈ વગેરે કાનમાં ગયું હોય તો:** કાસુંદરાનો રસ કાનમાં પાડવો. **(૭) દદ્રુ, કિટિભ, અને કુષ્ઠો ઉપર:**—કાસુંદરાનાં મૂળ કાંજીમાં વાટી લેપ કરવો. **(૮) ઝેરી ભૂત્રે છે તે ઉપર:** કાસુંદરાનાં પાંત્રાં વાટી ચોપડવાં.

**૧૨૪. કાસાળું:** સં૦ કાસાળું. મ૦ કાસાળુ, ખંબરે. હિં૦ કાસાળુ. ક૦ બાળરકકાસ.

કાસાળુંમાં કાળી અને ધોળી, એવી બે જાતિ છે. કાસાળુંનાં પાંત્રાં અને ડીટાં અળવીના કરતાં મોટાં હોય છે. **કાસાળું:**—મીઠું, પથ્યકારક, દીપક, તથા રૂચિપ્રદ છે; અને કફ, તથા વાતનો નાશ કરે છે. **ઉપયોગ:** **(૧) પાઠા ઉપર:**—ઝાડ ઉપરના કાસાળુંના કાંદા પાણીમાં ઘસી પાઠા ઉપર લેપ કરવો. પથ્ય—મીઠું ખાવું નહિ. **(૨) ગાંઠીઓ વાયુ થાય છે તે ઉપર:** કાળા કાસાળુંના કાંદા અને બદરીના વેલાના કાંદા, એ બન્નેને એકત્ર કચરી તેની ચાર પોટલીઓ બાંધવી, અને તપાવેલા તવા ઉપર તે પોટલીઓ ગરમ કરી સોસાય તેટલો શરીરે શેક કરવો. **(૩) સંધિવાયુ ઉપર:**—કાળા કાસાળુંનું ડીટું સાધારણ અગ્નિ ઉપર શેકી તેનો રસ ૭ માસા ગાયના દહીંમાં નાંખી ગરમ કરી પીવો, દિવસ ૭. એથી કફ અને લાળ નીકળી જશે. ઉતાર ઘી અને ભાત. **(૪) બદ જલદી ફુટવા માટે:**—જંગલી કાસાળુંના કંદ થંડા પાણીમાં ઘસી તેનાં ટપકાં કરવાં. અને તે સૂકાયા પછી પુનઃ તેજ જગો ઉપર તેજ ઔષધનાં ટપકાં કરવાં, એ પ્રમાણે ત્રણ ચાર વાર ટપકાં કરવાં એટલે છિદ્ર થઇ દર્દ નીકળી જશે. **(૫) ઉદરરોગ ઉપર:** કાળા કાસાળુંનો કાંદો ૧ તોલા જેટલો પીસી કોપરાના રસમાં નાંખી, થોડા ચોખા નાંખી બાફીને ખીર કરવી. અને તે ગોળ નાંખી ખાવી. આ ઔષધથી રોગ ફાટી મળમાર્ગે રેચ થઇ પડે છે. ઔષધ એક કિંવા બે દિવસ લેવું. ઉતાર ભાતની કાંજીમાં ઘી નાંખી પાવું. મ્હોમાં ચેળ થાય તો કોકમના અથવા આંબલીનાં પાણીનાં કોગળા કરવા. **(૬) ભ્રમ અને પિત્તવિકાર ઉપર:** કાળા કાસાળુંનાં ડીટાં અંગારામાં શેકી રસ કાઢવો. અને પાંચ શેર પર્યંત નાળીએરનો રસ કાઢી તેમાં અધશેર પર્યંત માલકાંગણીનાં બીયાં વાટી કાલવવાં. પછી તે સર્વે એકઠું કરી મંદ અગ્નિ ઉપર બધું પાણી બળે ત્યાં સુધી ઉકાળવું; ઉકાળવાથી ઉપર તેલ આવે છે; તે કાઢી લેવું. એ તેલ આંખ અને ગળાની નસ, એ જગોએ દિવસમાં બેવાર ચોળી ચોળીને જીરવવું. **(૭) પાંડુરોગ ઉપર:** રામફળી કાસાળું લેઈ તેનું ૬ માસા ચૂર્ણ કરી દૂધમાં આપવું. **( ૮ ) જલોદર ઉપર:**—કાસાળુંનો કાંદો ૧ તોલો છાશમાં વાટી પાવો. **( ૯ ) પડજીભ ફુલવાથી ખાંસી ઉપજે છે તે ઉપર:**—કાસાળુંનાં ડીટાંની ભસ્મ કરી લગાડવી. **(૧૦) અનંતવાત—શિરો-**

પાંત્રાં પણ મોટાં હોય જરા ખડબચડાં હોય છે. આ ઝાડ કોકણપ્રાંતમાં પ્રસિદ્ધ છે. **કાળો ઉંબરો:** શીત, કડવો, ખાટો, મલસ્તંભક, તીખો, તુરો, ગ્રાહક તથા ઇંદ્રિયપ્રસાદક છે. અને ત્વગ્દોષ, દમળો, પિત્ત, રક્તપિત્ત, કફ, ધોળો કોઢ, વ્રણ, પાંડુરોગ, રક્તદોષ, સોજો, અર્શ અને ઊર્ધ્વગતદોષનો નાશ કરે છે. એનાં ફળો:—મીઠાં, તુરાં, શીતળ, વૃદ્ધિકારક, ગુરુ, ધાતુવૃદ્ધિકર, પાકકાળે મધુર, સ્નિગ્ધ, મલસ્તંભક, પૌષ્ટિક, ગ્રાહક તથા વાતકર છે અને કફ, રક્તવિકાર, દાહ તથા વિષદોષનો નાશ કરે છે. એની છાલ: અતિસારનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) કૂતરાના વિષ ઉપર:**—કાળા ઉંબરડાનાં મૂળ અને ધંતૂરાનાં ફળો ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. **(૨) નળગુદ ઉપર:** કાળા ઉંબરાનાં ફળોનો રસ ૪ પૈસાભાર, જીરાની ભૂકી નાંખી પાવો. અને ડુટી ઉપર લેપ કરવો. **(૩) કફપ્રદર અને રક્તપ્રદર ઉપર:** કાળા ઉંબરાનાં ફળોનો રસ કાઢી મધમાં પાવો. **(૪) બદ, ગુમડું, વગેરેને પકવવા માટે:**—કાળા ઉંબરાનાં લીલાં ફળો લાવી બારીક વાટવાં; અને એક વાસણમાં નાંખી તે ઉપર થોડું પાણી છાંટવું. તથા બીજા એક વાસણમાં તે ફળો નાખી તેની અંદર પાણી ભરી તે વાસણ ઉપર ઢાંકી સાધારણ અગ્નિ ઉપર ગરમ કરવું. પછી તે ફળનો ગરમ સહેવાય એટલો પાટો બદ ઉપર બાંધવો. એ પ્રમાણે બે બે ઘડીએ તાજો ગરમ ગરમ પાટો બાંધતા રહેવું. એટલે બદ ત્વરિત પાકે છે. **(૫) સોજા ઉપર:** કાળા ઉંબરાનાં મૂળ ઘસી લેપ કરવો.

**૧૩૦ કાંકડ. (કરપટા.)** સં૦ કર્કટક. મ૦ કાંકડ, કુડક. હિં૦ કાંકડ, ગંગેરૂઆ. ક૦ વાલિગે. લૅ૦ ગેરૂગાપિન્નાટા.

કાંકડનું વૃક્ષ મોટું હોય તેનાં પાંત્રાં સાધારણ મોટાં અને ફળ લાંબાં હોય છે. કાંકડનું ફળ આંબળા જેવડું દેખાય છે; પરંતુ તેમાં આંબળા જેવા મોટા ઠળીઆ હોતા નથી. તેમાં બે ત્રણ નાનાં બિયાં હોય છે. આ ફળો જેઠ મહિનાના અરસામાં આવે છે. તે રૂચિકર અને પિત્તશામક છે. એનું અથાણું સારૂં થાય છે. આ ફળો જૂનાં થવાથી ઉપયોગમાં આવતાં નથી. **મોટા કાંકડનાં ફળ:**—તુરાં, અગ્નિદીપક, ખાટાં, શીતળ, લઘુ, ઉષ્ણ તેમજ નેત્રને હિતાવહ છે, અને રક્તપિત્ત, કફનાં કરનાર, તથા વાતનાશક છે. તે ફળ **પાકવાથી** શીતળ, રૂચિકારક તથા જડ છે, અને પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. **નાના કાંકડનાં ફળ:**—ગ્રાહક, ખાટાં, પિત્તલ, અગ્નિદીપક, ઉષ્ણ અને લઘુ છે. તથા તે પાકવાથી મધુર, સ્નિગ્ધ, તુરાં, વાતનાશક અને કફ પિત્તકારક છે. **(૧) વ્રણ (ગુમડા) ઉપર:** કાંકડના ઝાડની છાલ વાટી બાંધવી. **(૨) આંખમાંનું ફુલ જવા માટે:**—કાંકડના ઝાડનો એક હાથ લંબાઇનો બારીક કકડો તોડી મ્હોંમાં રાખી ફુંક મારવી. અને તેમાંથી જે રસ નીકળે તે ત્રણ દિવસ આંખોમાં નાંખવો. **(૩) પ્રમેહ ઉપર:**—કાંકડના પાલાનો રસ, જીરૂં અને ખડીસાકરમાં આપવો.

**૧૩૧. કાંચકી.** સં૦ તોયપુષ્પી. લતાકરંજ. મ૦ સાગરગોટા, ગજગા. ગજરા. હિં૦ કટુકરંજ. કરંજવા. તા૦ કલારકોડી. તુ૦ ગજ્જગેકાય. ક૦ ગજગ. ગઙુગ. તૈ૦ ગુચ્ચેપિક્કા, કચકાઇ, ગચ્ચા. ફ્રા૦ ખાયહબ્લીશ. અ૦ અક્તમક્ત. ઇં૦ બોંડકનટ. લૅ૦ સિસાલપિનિયા બોંડુસેલા.

એ ઝાડને કાંટા હોય છે. એને ન્હાની શિંગો આવે છે. તેમાં કાચકાં હોય છે. તેની છાલ ઘણી કઠિન હોય છે. અંદરનું મગજ ઔષધોના કામમાં આવે છે. કાચકાં મંદ દેવતામાં શેકી પછી અંદરનું મગજ કાઢી તેની ઔષધમાં યોજના કરવી. **કાંચકી:** તુરી, કડવી, ઉષ્ણ અને શોષક છે તથા કફ, પિત્તાર્શ, શૂલ, સોજો, આધ્માન, વ્રણ, પ્રમેહ, કોઢ, કૃમિ, રક્તાર્શ, વાતાર્શ અને રક્તદોષનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ક્ષય, સુવારોગ, અને પેટશૂળ એટલે પીડ ઉપર:**—કાચકાં શેકી તેનું ચૂર્ણ કરી ઘીમાં ખાવું. અથવા કાચકાંનું ચૂર્ણ, લસણ, હિંગ અને સિંધવ સાથે ખાવું. **(૨) સોજા ઉપર:**—કાંચકીનાં, આકડાનાં અને એરંડાનાં પાંત્રાં વાટી ગરમ કરી લેપ કરવો; એટલે ત્રણ દિવસમાં સોજો ઉતરશે. **(૩) ઉપદંશવ્યાધિ ઉપર:**—કાંચકીનાં પાંદડાંનો રસ કાઢી, ઘી નાંખી સાત દિવસ પર્યંત સેવન કરવો. પથ્ય ઘી અને ભાત. **(૪) જંતુ (કૃમિ, કરમ) પડવા ઉપર:** કાંચકીનાં પાંદડાંના રસમાં આંબાહળદર અને પિત્તપાપડો ઘસી પાવો. અથવા કાચકાં અને હિંગ શેકી તેમાં મીઠું નાંખી ઘીમાં ખરલ કરી

**૧૩૫. કાંટાવાળા ગોખરૂ:** સં૦ વનશૃંગાટક. મ૦ સરાટે. ધાકટેગોખરૂ. હિં૦ છોટેગોખરૂ. ક૦ નેગ્ગિલુ. તૈ૦ ચિરિપાલ્લેરૂ. તા૦ નેરંજીલ. તુ૦ નેગ્ગિલુમુલ્લુ. મલા૦ નેરિનિલ. ફા૦ તુર્રેખારખસ્ક. અ૦ ખફ્લતલ ખારખસ્ક. લા૦ ટ્રિબ્યુલસટેરેસ્ટ્રિસ.

આ એક ગોખરૂની જાતિ છે. એના વેલા થાય છે. એ વેલાનાં પાંત્રાં બારીક હોય છે. એ પાંત્રાંનું શાક થાય છે. આ વેલા કાળી જમીનમાં થાય છે. ચોમાસામાં તે પુષ્કળ થાય છે. આ ગોખરૂને ઘણા કાંટા હોય છે, તે સુકાય એટલે વગડામાં જવાને માણસોને ઘણી અડચણ પડે છે. ખોડા ગોખરૂને બદલે એનો ઉપયોગ કરે છે. એના ગુણ ખોડા ગોખરૂ જેવાજ છે. **ઉપયોગ: (૧) ભ્રમપિત્ત ઉપર:** ગોખરૂનો ને કોઠીના પાલાનો રસ ૪ પૈસાભાર, ગાયના તાજા દૂધમાં પાવો. **(૨) ગર્ભિણીની ધ્રુપણી ઉપર:** ગોખરૂનું ચૂર્ણ ૬ માસા, ખડીસાકર અને ઘીમાં લેવું. **(૩) શરીરમાં થયેલી ગરમી ઉપર:** ગોખરૂ સાધારણ ખાંડવા, તથા તેમાં ખડકમાં ઉત્પન્ન થનારી શળોનો કંદ ૭ માસા નાંખવો તથા ૪૦ તોલા પાણી નાંખી અષ્ટમાંશ બાકી રાખી કાઢો કરી તે પ્રાતઃકાળે પાવો અને તેજ ઓષધો શિલક રાખી તેમાં એક તોલો સાકર નાંખી સાયંકાળે પૂર્વવત્ અષ્ટમાંશ કાઢો કરી પાવો, અને ચાંદીઓ ઉપર પારસ પીપળાનાં મૂળ પાણીમાં ઘસી લેપ કરતા જવું. આ પ્રમાણે ૪૨ દિવસ અને જરૂર જણાય તો વધારે દિવસ, એ ઓષધ આપવું. પથ્ય પાળવું. **(૪) ગરમીનો આજાર શરીરમાં જામ્યાથી શરીરપર ઢીમણાં** ઉઠે છે તે ઉપર:—ગોખરૂ તોલો ૧, કંકોળ ૦। તોલો અને સાકર ૧ તોલો. એનો અષ્ટમાંશ કાઢો કરી તે સતત સેવન કરવો. **(૫) તંતુપ્રમેહ, ધાતુસ્થાનની કડકી, ધાતુવિકાર, પ્રદર અને બાળકના પેટમાં શીતળા અને ગોવરૂં એની ચોટ બેસે છે તે ઉપર:**—ગોખરૂ ઘીમાં તળવા તથા તેની ભૂકી કરી રાખવી. પ્રત્યેક પ્રાતઃકાળે અને સાયંકાળે ૧ તોલો ગાયનું ઘી લેઇ તેમાં અર્ધો તોલો ગોખરૂની ભૂકી અને અર્ધો તોલો ખાંડ કિંવા સાકર નાંખી ૨૧ દિવસ સેવન કરવું. બાળકને ઉપલા મિશ્રણની સોપારી જેવડી ગોળી નિત્ય પ્રાતઃકાળે એક વખત આપવી. **(૬) મૂત્રકૃચ્છ્ર ઉપર:** ગોખરૂનો છોડ મૂળસુદ્ધાં ઉપાડી અષ્ટમાંશ કાઢો કરી, સાકર અને મધ નાંખી પાવો. **(૭) મુતરખડા (પથરી) ઉપર:** ગોખરૂનું ચૂર્ણ મધમાં ખરલ કરી મેંઢીના દૂધમાં સાત દિવસ આપવું.

**૧૪૬. કાંટે શેવતી. (ગુલદાવદી):** સં૦ ભદ્રતરૂણી. મ૦ કાંટે-ગુલાબશેવંતી. હિં૦ શેવતી-ગુલાબ. ક૦ ચેંબડે. મુલ્લ. શેવંતીગે.

એને 'ધોળી શેવતી' 'ગુલાબ શેવતી' અને 'શેવતી ગુલાબ' પણ કહે છે. એના ઝાડને ગુલાબ પ્રમાણે કાંટા હોઇ એનાં પાંત્રાં પણ ગુલાબનાં પાંત્રાં પ્રમાણેજ કાત્રાદાર હોય છે. એને રાખોડીના રંગ જેવા ધોળા રંગનાં સફેદ ફુલ આવે છે. આ ઝાડ બગીચામાં વાવે છે. કાંટે શેવતીનો પાક, તથા ગુલકંદ કરે છે. તે પિત્ત અને દાહશામક છે. **ધોળી કાંટે શેવતી:**—સારક, શીતળ, હૃદ્ય; શુક્રકર, લઘુ, તુરી, સ્વાદુ, સુરભિ, ગ્રાહક, વર્ણ્ય, તીખટ, કડવી, રૂચિકર તથા અગ્નિદીપક છે; એ ત્રિદોષ, મુખપાક, રક્તપિત્ત, કફ, પિત્ત, રક્તવિકાર, અને દાહનો નાશ કરે છે. **એનાં પુષ્પ:**—શીતળ તથા વર્ણકર છે અને વાત, પિત્ત, દાહનો નાશ કરે છે. **રાતી કાંટે શેવતી:**—રક્તવિકૃતિ, વીંછીનું વિષ અને ત્રિદોષનો નાશ કરે છે. બીજા ગુણ ધોળી શેવતી જેવાજ છે.

**૧૩૭. કાંડવેલ.** સં૦ કાંડીર. મ૦ હિં૦ કાંડવેલ. બં૦ હાડભાંગા. ક૦ મણીગુરબળી. સાંડુબળી. મંગરબળી. તૈ૦ નાલ્લેરૂ. તા૦ આરૂગણી. સાંડુવેરૂ. મલા૦ ચણારપલંડા. ગો૦ સાઠાબળી. લા૦ વિટિસ્ કૉડેંગ્યુલારિસ્.

કાંડવેલ એ થુરીઆ જેવી હોય છે અને તેના કરતાં ઘણી બારીક હોય છે. એને નાનાં નાનાં પેરીઆ હોય છે. કાંડવેલમાં ત્રિધારી કાંડવેલ, ચોધારી કાંડવેલ, એવી જાતો છે. કાંડવેલીનો પુષ્કળ વિસ્તાર હોય છે. ત્રિધારી કાંડવેલને 'હાડ સંધિ' કહે છે. તેનું વર્ણન, 'હાડસંધિ', એ શબ્દમાં આપેલું છે. **કાંડવેલ સાધારણ:** તીખી, કડવી, ઉષ્ણ, સારક, અને પિત્તલ છે. તથા કફ, ગુલ્મ, લૂતા, દુષ્ટ વ્રણ, પ્લીહા, ઉદર, અગ્નિમાંદ્ય, શળ, વાયુ અને મલસ્તંભનો નાશ કરે છે. **ચોધારી કાંડવેલ** ભૂતોપદ્રવ

કૃમિ, હેડકી, તાવ, સોજો, વિષદોષ, ભૂતબાધા, અરૂચિ તથા ઉંદરનું વિષ, એ સર્વેનો નાશ કરે છે. એનાં ફળ: સારક, કડવાં અને ગુલ્મ, કૃમિ, કફ, શૂળ, અર્શ અને કમળો, એનાં નાશક છે. ઉપયોગ:—(૧) સર્પના વિષ ઉપર:—કુકરપાડો પાણીમાં વાટી તે પાણી ગાળી તે રસ, વિષનું જોર તથા પીનારની શક્તિ જોઇ પાવો. ઉતાર ઘી. આ ઔષધ જૂદી જાતિના સર્પના વિષ ઉપર પણ ચાલે છે. બીજો પ્રકાર: સુકેલા ફળની રેષાઓ એક ગુંજાથી બે ગુંજા પર્યંત પાણીમાં મેળવી, તે પાણી બે તોલા પર્યંત પાવું. ઉતાર ઘી. (૨) કમળીના રોગ ઉપર:—કુકરપાડાના વેલાનો રસ નાકમાં પાડવો. અથવા કુકરપાડાનું ચૂર્ણ ૧ ચોખાભાર લેઇ નાકે સુંઘવું; એટલે નાકમાંથી પીળો સ્રાવ થઈ બે પ્રહરમાં કમળીનો રોગ ઉતરશે. (૩) મૂળવ્યાધિ ઉપર:—કુકરપાડાનાં બીજ અને ગોળ, એ કાવળીના રસમાં વાટી ગુદા ઉપર લેપ કરવો; એટલે સણકા તત્કાળ બંધ થાય છે. (૪) ગંડમાલા ઉપર:—કુકરપાડાનાં બીજ વાટી તેનું એક ટીપું અને માણુસના મૂત્રનાં ચાર ટીપાં એકત્ર કરી કાનમાં પાડવાં. (૫) મધુરા ઉપર: કુકરપાડાની જાળ પાણીમાં મસળી તે પાણી શરીરે ચોપડવું. (૬) મૂળવ્યાધિ ઉપર: સિંધવ અને કુકરપાડાનાં બીજ કાંજીમાં વાટી મસા ઉપર લેપ કરવો. અથવા કુકરપાડાના કાઢાથી ગુદપ્રક્ષાલન કરવું, અને ચૂર્ણ કરી ધુંણી આપવી; કિંવા કુકરપાડાનો હિમ કરી પીવાથી તેને ગુદાંકુર થશેજ નહિ. (૭) રાત્રિના તાવ ઉપર:—કુકરપાડાનાં મૂળ કાને બાંધવાં. (૮) પાંડુરોગ ઉપર:—કુકરપાડાનાં પંચાંગનું ચૂર્ણ દૂધમાં અથવા પાણીમાં ચાર માસા આપવું, એટલે એક મહિનામાં પાંડુરોગનો નાશ થશે.

**૧૪૧. કુબો:** (સં૦ દ્રોણપુષ્પી. મ૦ તુંબા. હિં. ગૂમા.) આ ઝાડ નાનાં હોઈ સુમારે બે હાથ ઉંચાં વધે છે. એનાં પાંત્રા બારીક અને લાંબાં હોય છે. એનાં ફૂલો શિવને ચડાવે છે. એ ઝાડ પડતર જમીનમાં અને જૂનાં ખંડેરોમાં પણ ઉગે છે, એ ગુણમાં ઉષ્ણ અને વાયુ ઉપર અકસીર છે. કુબો: રૂચિકર, તીખો, ભેદક, પથ્યકર, મીઠો, સારક, રૂક્ષ, ગુરૂ, ખારો તથા વાત પિત્તકર છે અને વાત, કફ, અગ્નિમાંદ્ય, આમ, સોજો, કમળો, તમકશ્વાસ, કૃમિ તથા શૂળનો નાશ કરે છે. એનાં પાંત્રાં:—સ્વાદુ, રૂક્ષ, પિત્તલ, ગુરૂ, ભેદક તથા તીખાં છે. એ કમળો, મેહ, તાવ, અને સોજાનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) વિષમજ્વર ઉપર:—કુબાનાં પાંત્રાંના રસમાં મરીનું ચૂર્ણ નાંખી પાવું. (૨) પીડ અને નળ ફુલે તે ઉપર:—કુબાનાં પાંત્રાંનો અંગરસ ખારેકમાં નાંખી પાવો. (૩) વાયુએ અતિશય જોર કર્યું હોય તો:—કુબાનો અંગરસ મધ નાંખી શક્તિ પ્રમાણે છ માસાથી ૧ તોલા સુધી પાવો. ઉતાર ઘી અને ભાત. (૪) બાળકોના કફવિકાર ઉપર:—કુબાનો રસ ત્રણ માસા, ફુલાવેલા તેલીયા ટંકણખારની ભૂકી બે ગુંજાભાર, અને મધ ૬ માસા એકત્ર કરી ખરલ કરી ચાટણ કરી આપવું. (૫) ચોથીઆ તાવ ઉપર:—કુબાના રસનું અંજન કરવું. (૬) કમળીના રોગ ઉપર: કુબાના રસનું કિંવા કુબાના રસમાં હિંગ ઘસી તેનું અંજન કરવું. (૭) સોજા ઉપર:—કુબો અને કડવો લીમડો એનાં પાંત્રાં પાણીમાં ઉકાળી બાફ આપવી, એટલે પરસેવો વળી સોજો ઉતરે છે. (૮) આધાશીશી ઉપર:—કુબાનો રસ નાકમાં પાડવો.

**૧૪૨. કુબી:**—(સં. પેલી.) એ ભાજી યુરોપિયન લોકોએ યુરોપથી આ દેશમાં આણેલી છે. એ પહેલાં અહિંના લોકોને આ શાકની માહિતી નહોતી એમ કહે છે. કુબીમાં ત્રણ ચાર જાતિ છે. જેનો ગઠ્ઠો થાય છે તે ઉત્તમ હોય છે. આ ભાજી ઉત્તમ પૌષ્ટિક છે. **કોબી** કે **કુબી:**—જેને કંદ થાય છે. તે મધુર, રૂક્ષ, સ્વચ્છ, શીતલ, ભેદક, ગ્રાહક, રૂચિકર તથા ગુરૂ છે, અને પિત્ત, કફ તેમજ વાયુનો નાશ કરે છે. એના કંદના પણ તેજ ગુણો છે. **કુબી,** જેના પાંત્રાંનો ગઠ્ઠો થાય છે તે-મધુર, વૃષ્ય, પાકકાળે તીખી, કડવી, ગ્રાહક, શીતળ, લઘુ, પાચક, અગ્નિદીપક, હૃદ્ય અને વાતકર છે; તે કફ, પિત્ત, જ્વર પ્રમેહ, કોઢ, ઉધરસ, રક્તદોષ અને પિત્તજન્ય ભ્રમનો નાશ કરે છે.

**૧૪૩. કુરકુલા:** કુરકુલા ઉકરડામાં અને ભીની જમીનમાં થનારા રોપો છે. એની આકૃતિ અળવી જેવી છે. એની ઉંચાઇ વેંત કરતાં વધારે થતી નથી. પાંત્રાં, કારંદાનાં પાંત્રાં જેવાં હોઇ ગોળ અને ઘણાં

તેનો વિલક્ષણ વાસ આવે છે તથા તેમાં બે કાળાં બી હોય છે; એની અંદરનો ગર્ભ બાળકો ખાય છે. એનું લાકડું ઘણા ઉપયોગમાં આવે છે.

**૧૪૭. કુસર.** સં૦ અ૦ માધવી. હિં૦ મોતિયા. ક૦ ઇંદ્રિગોચે. ઈં૦ કલસ્ટર્ડ હિપ્ટેજ. લા૦ હિપ્ટેજ મેડેબ્લોટા.

કુસરીના વેલાને 'કસ્તુરી મોગરો'-'મધુમાધવી' એમ પણ કહે છે. એનાં પાંત્રાં મોટાં હોય છે. તથા ફૂલો ધોળાં-શુભ્ર હોઇ મોટાં હોય છે. એ વેલી જંગલમાં ઘણી થાય છે. ફૂલોની બાહાર વસંતઋતુમાં હોય છે. એ ફૂલો ખીલે એટલે એનો ચારે તરફ મધુર સુવાસ આવે છે. **માધવી:** તીખી, કડવી, તુરી, મહ્ગંધિ, મધુર, શીતલ, તથા લઘુ છે, અને પિત્ત, કાસ, વ્રણ, દાહ, શોષ તથા ત્રિદોષનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **આંબોઇ ટળી હોય તો:** કુસરીના પાલાના બે પૈસાભાર રસમાં તેટલુંજ ઘી નાંખી પાવું. દિવસ ત્રણ. (૨) **કફ વિકારે બાળકને વાયગમન થાય તો:** કુસરીનાં પાંત્રાં સાત લઇ તેમાં મરી સાત અને લસણની કળીઓ સાત, સરગવાની છાલ ૪ માસા, અને રાતી હસાણીની છાલ ચાર માસા, એ સર્વ એકત્ર કરી ઠંડા પાણીમાં વાટવું. અને વસ્ત્રગાળ કરી એક તોલા પર્યંત રસ કાઢી શક્તિ પ્રમાણે એકવાર પાવાથી, ઉલટી કિંવા રેચ થઇ વિકાર શમી જાય છે. ( ૩ ) **બાળકોના કફવિકાર ઉપર:**—કુસરીનું પાંતરૂં અર્ધું, રાતા અગથીયાનાં પાંત્રાં ચાર, અને મરીના દાણા બે, વાટી તેનો રસ કાઢવો, તેમાં અડદની દાળ જેટલો ફૂલાવેલો ટંકણખાર અને રસ જેટલુંજ મધ નાંખી ચાટણ કરી આપવું.

**૧૪૮. કુવાંર.** સં૦ કુમારી. ગૃહકન્યા. મ૦ કોરફડ. કો૦ કુવારકાંડે. હિં૦ ઘી ગુવાંર. કુવારપઠ્ઠા. [illegible]૦ ધૃતકુમારી. ક૦ લોઇસર. કટાલિગિડ. તા૦ કટ્ટાલે. તૈ૦ કાલાબાંડા. પિન્નગોરિંટકલવંદ. વિરજાજીતોગે. તુ૦ [illegible]ાલિસરા. મલા૦ કટ્ટાવાલા. ફા૦ દરખતેસિન્ન. અ૦ સુસબર. ઇં૦ બાર્બેડોઝ આલોઝ. લા૦ આલોઇ બાર્બેડેન્સ.

કુવાંર હિંદુસ્થાનમાં સર્વત્ર થાય છે. એનાં પાઠાં જાડાં હોઇ તેમાં રસદાર ગર્ભ હોય છે. તે [illegible]ણો કડવો હોય છે. એ પાઠું અંગારામાં શેકી તેનો પાતળો રસ કાઢી, તેમાં થોડો ગોળ નાંખી નવા જન્મેલા તુરતના બાળકને પ્રથમ એક બે દિવસ ગળથુથી કરી પાય છે; પછી તેને માતાના દૂધનો અભ્યાસ કરાવે છે. કુવાંરને કાર્તિક-માર્ગશીર્ષના અરસામાં મધ્યમાંથી દાંડા ફુટી ઉપર તોરા આવે છે. એ દાંડાને મરાઠીમાં 'શેલારે' કહે છે. એ છોલી એનું શાક કરે છે તે ઉત્તમ થાય છે. તેના તોરા ઘીમાં તળી ખાય છે. એ ભાજી ફરમાશી હોઇ મોંઘી મળે છે. ગુજરાતી લોકો કુવાંરનું અથાણું કરે છે. કુવાંરના ઉપરનાં પાંદડાં સુકાય કે અંદરથી નવાં પાંદડાં ફુટી એ વનસ્પતિ હમેશાં તાજી રહે છે. એ વનસ્પતિમાં મોટો ચમત્કાર છે. એનાં ડીટાંમાંથી અંકુર ફૂટી એની વૃદ્ધિ થાય છે. કેટલેક ઠેકાણે કુવાંરનાં મોટાં વનો હોય છે. કુવાંરના રસમાંથી "યેળીયો" એટલે 'કાળો બોળ' તૈયાર કરે છે. **એ બોળ:** સારક તથા રેચક છે અને આર્તવશુદ્ધિ કરે છે. **કુવાંર:** શીતળ, કડવી, મદગંધિ, રસાયન, અગ્નિદીપક, ભેદક, મધુર, પુષ્ટિકર, બલકર તથા વૃષ્ય છે અને વિષદોષ, કફ, પિત્તજ્વર, કફ, પિત્ત, દમ, ઉધરસ, પ્લીહા, કોડ, ગુલ્મવાત, યકૃત, જ્વર, ગ્રંથિ, ત્વગ્દોષ ( ચામડીના દોષ ), વિસ્ફોટક, રક્તવિકાર, અગ્નિદગ્ધ વ્રણ, તથા રક્તપિત્તનો નાશ કરે છે. એનાં **ફલ:** ગુરૂ છે. તે વાતપિત્તનો નાશ કરે છે. ઉપયોગ. ( ૧ ) **વિષમજ્વર ઉપર:**—કુવાંરનો કાંદો દશ માસા પર્યંત લેઈ તે કોકરવર્ણા પાણીમાં આપવો; એટલે ઉલટી થઇ કફાશયનું શોધણ થાય છે, અને વિષમજ્વર દૂર થાય છે. (૨) **પથરી અને અપચી ઉપર:** કુવાંરના રસમાં હળદર નાંખી પાવી. (૩) **ઉધરસ ઉપર:**—કુવાંર અંગારામાં શેકી તેનો રસ અને અરડુસીનો રસ અથવા મધ, એમાં પીંપર અને લવીંગની ભૂકી નાંખી તે પાવું. (૪) **કફ અને ઉધરસ ઉપર:**—કુવાંરનો ગર્ભ મધ અથવા સિંધવ, અને હળદર નાંખી આપવો. ( ૫ ) **આંખો દુખવા આવે છે તે ઉપર:** કુવાંરનું પાઠું ચીરી તે પાણીમાં ધોઇ, તે પાણીમાં ફુલાવેલી ફટકડીની ભૂકી અને અફીણ મેળવી તે પાણી ગાળી આંખો ઉપર ચોપડતા જવું, અથવા કુવાંર અને ચિત્રાનાં પાંત્રાં એકત્ર વાટી લેપ કરવો. (૬) **સ્તનરોગ ઉપર;**—કુવાંરનો કાંદો ઘસી તેમાં હળદરની ભૂકી નાંખી સ્તન ઉપર લેપ કરવો. (૭) **વાય ફરડયો હોય તો**—કુવાંરનું પાઠું હળદર ઘાલી ગરમ કરી બાંધવું. (૮) **અંગમાં જામેલી ગરમી,**

**૧૫૦. ફુળઇ:**—(સં૦ સુવવી, મ૦ ફોડણી.) જેઠ મહિનાની આખરે જ્યારે એકાદ વરસાદ પડે છે ત્યારે આ ભાજી રાનમાં જ્યાં ત્યાં ઉગી નીકળે છે. રાતી માટીની જમીનમાં અને ડુંગરી પ્રદેશમાં એ પુષ્કળ થાય છે. એ ભાજીના કાંદા ધોળા હોઈ તે જમીનમાં હોય છે. એ ભાજી કેવળ લીલોતરી જેવી છે. ફુળઇની કુમળી ભાજી માત્ર ખાવાના ઉપયોગમાં આવે છે. એને ઝીણાં ધોળાં ફૂલ આવે છે. એ ભાજી સ્વાદે સારી છે. તેને બાફીને અથવા પેડેલાં મીઠું લગાવી ખુબ મસળી પાણી કાઢી નાંખીને પછી વઘારે છે. ફુળઇ: શીતળ, સ્વાદુ, વાતકર, કફકર અને ગુરૂ છે.

**૧૫૧. કેતકી:**—ઘાપારીનાં પાંત્રાં જેવાંજ કેતકીનાં પાંત્રાં હોય છે, પરંતુ તે કરતાં તે થોડાં પહોળાં હોય છે. એ પાંત્રાંને છેડે કરવતી જેવા કાંટા હોય છે. એ ઝાડો સર્વત્ર થાય છે. કેતકીનાં પાંદડાં પલાળી રાખી તેનાં દોરડાં વણે છે. તે મજબુત હોય છે. કેતકીનાં પાંત્રાંના મધ્ય ભાગમાંથી ઉભી અને સીધી એક લાકડી નીકળે છે. એ લાકડી અબદાગિરીની દાંડી કરવાના કામમાં આવે છે. એને કોઇ "ધાયાળ" કહે છે. **ઉપયોગ: (૧) કંડૂ ઉપર:**—કેતકીનાં પાંત્રાંનો રસ કાઢી શરીરે ચોળવો. એથી બળતરા થાય છે. ઘણી આગ થવા લાગે તો છાણુ ચોળી ઠંડા પાણી વડે સ્નાન કરવું. **(૨) મુસળ્યા રોગ ઉપર:**—કેતકીના કાંદાનો રસ પાવો.

**૧૫૨. કેસર:**—સં૦ કેસર. બં૦ ક૦ તા૦ મલા૦ ગો૦ કુકમ. કેશર. હિં૦ કેસર. તે૦ કુંકમપુવુ ફા૦ લરકીમાસ. અ૦ જાફરાન, કુરકુમ. ઇં૦ સેફ્રન. લા૦ ક્રૉસિસ્ટઞ્મેટા, ક્રોસસસેટિવસ.

કેસર નેપાળ અને ઇગ્લાંડ દેશમાં થાય છે. કેસરનાં ઝાડ ન્હાનાં હોય છે. તેના કાંદા બબ્બે હાથના અંતરે હાર પ્રમાણે વાવે છે. તેને વાવ્યા પછી બેત્રણ માસને અંતરે ઝાડ થઇ તેને ફૂલો આવે છે. તેને ત્રણ પાંખડીયો હોય છે તથા અંદર તંતુ હોય છે, તેજ **કેસર.** કેસરનો રંગ રાતો હોઇ તંતુ લાંબા હોય તો તે ઉચ્ચ પ્રતીનું છે, એમ જાણવું. કેસર એક વર્ષ ઉપર રહેવાથી બગડે છે. એ રંગના અને ઔષધના કામમાં આવેછે. **કેસર:**—સુગંધી, કડવું, તીખું, રૂચિકર, આનંદકારક, ઉષ્ણ, કાંતિકર, તુરૂ તથા સ્નિગ્ધ છે અને કંઠરોગ, વાયુ, કફ, ઉધરસ, મસ્તકશૂલ, વિષ, ઉલટી, વ્રણ, વ્યંગ, કૃમ, હેડકી, ત્રિદોષ તથા કોઢનો નાશ કરે છે. **ઉપયોગ (૧) રક્તપિત્ત ઉપર:**—બકરીના દૂધમાં કેસર શીજવી પાવું અને બકરીના દૂધમાં ભાત ખાવો. **(૨) શરીરમાંથી લોહી ઘણું ગયું હોય તો:** મધ સાથે કેસર ખાવું. **(૩) પીનસ રોગ ઉપર:** કેસર ઘીમાં ખલી નસ્ય આપવું. **(૪) આધાશીશી ઉપર:** કેસર અને ઘી એકત્ર ખરલ કરી નાકે સુંઘવું. **(૫) મોડશી ઉપર:** કેસર લીમડાના રસમાં આપવું. **(૬) મૃત્તિકા જન્ય (માટી ખાવાથી ઉત્પન્ન થયેલા) પાંડુરોગ ઉપર:** કેસર, જેઠીમધ, પીપર, અને નસોતરનો કાઢો કરી, તેના ૪ પુટ માટીને દેવા અને તે માટી ખાવા આપવી; એટલે ખાધેલી માટી નીકળી જઇ વિકાર દૂર થશે. **(૭) મસ્તક રોગ ઉપર:**—કેસર અને બદામને ગાયના ઘીમાં ખરલ કરી તેને નાકે સુંઘવું. **(૮) અહિરા ઉપર:**—કેસર મધમાં ખરલ કરી તેનું અંજન કરવું. **(૯) મૂત્રાઘાત ઉપર:**—રાત્રે પાણીમાં કેસર શીજવી રાખી સવારે તેમાં મધ નાંખી હલાવી પીવું. **(૧૦) ખર (ધાતુ) પડે છે તે ઉપર:** જૂના ઘીમાં કેસર ખરલ કરી ત્રણ દિવસ પીવું. **(૧૧) કૃમિ ઉપર:**—કેસર અને કપૂર દૂધમાં પાવું. **(૧૨) ગર્ભિણીના રક્તસ્રાવ અને પીડ ઉપર:**—ગાયનું માંખણ (તેમાંનો પાણીનો અંશ કાઢી), કેસર બે માસા નાંખી ૧ તોલો આપવું.

**૧૫૩. કેવડાનું ઝાડ:**—સં૦ કેતકી. મ૦ કેવડા. હિં૦ કેવરા-ડા, ગગનધૂલ. ક૦ બિળેકેદગે-મુડીગે. તે૦ સુગલીપુવુ. ગાગંજી. કેતકી. તા૦ કેદ્ગે. તુ૦ કેદઈ. મુંદેઇ. મલા૦ કેતા, કેતકી. ગો૦ કેદઇ, ગોડઇ. ફા૦ કરજ. અ૦ કાદી. લા૦ પેંડેનસ ઓડોરા ટિસીમસ.

કેવડાનું ઝાડ બે માથોડાં ઉચું વધે છે. એના લાંબા લાંબા બેટા થાય છે. એ ઝાડ ઘણેક ઠેકાણે થાય છે. એનાં પાંદડાંને કાંટા હોય છે. કેવડાનાં વનો ઘણાં ધાડાં હોય છે. એમાં ધોળી અને પીળી એવી બે જાતિ છે. ધોળી જાતિને કેવડો અને પીળીને કેતકી કહે છે. કેતકીનો ઘણો વાસ આવે છે,

ચઢાવવામાં આવે છે. કેળનાં પાંત્રાંના દાંડાને સુકવી બાળવાથી તેમાંથી ક્ષાર ( ખાર ) ઉત્પન્ન થાય છે; કોકણમાં ધોબી લોક સાબુને બદલે એ ક્ષારનો ઉપયોગ કરે છે. ગામડા ગામમાં જે ગરીબ લોકોને 'મલમ એ પદાર્થ શું છે, તેની ખબર પણ નથી અને જેમને ઔષધ આપવાને વૈદ્ય પણ નથી હોતો; તે લોક કેળની અંદરના રસની, મલમની પેઠે જખમ ઉપર પટ્ટી ગારે છે અને તેમનો જખમ સારો થાય છે. પાકેલાં કેળાંનો ખાવામાં ઉપયોગ થાય છે. વગડાઉ કેળાં કોઈ ખાતું નથી. તેનાં કાચાં કેળાંનું, કેળદોડાનું શાક કરે છે, અને પાંત્રાં પત્રાળી કરવાના ઉપયોગમાં આવે છે. ભીલ, કોળી, ઠાકરડા વગેરે ગરીબ લોકો જમીનમાંથી વગડાઉ કેળના કંદ કાઢી તેને દળી, લોટ કરી તેની ભાખરીઓ બનાવી ખાય છે. **કેળ:** શીતળ, ગુરૂ, વૃષ્ય, સ્નિગ્ધ તથા મધુર છે. અને પિત્ત, રક્તવિકાર, યોનિદોષ, અશ્મરી તથા રક્તપિત્તનો નાશ કરે છે. **પાકેલાં કેળાં:**—બળકર, તુરાં, મધુર, ગુરૂ, શીત, વૃષ્ય, શુક્રવર્ધક તથા સંતર્પણ છે, અને માંસ, કાંતિ તથા રૂચિને વધારનાર, દુર્જર તથા કફકારક છે. એ તૃષા, ગ્લાનિ, પિત્ત, રક્તવિકાર, મેહ, ક્ષુધા તથા નેત્રરોગનો નાશ કરે છે; અને જેનો જઠરાગ્નિ મંદ છે એવો માણસ ખાય તો તેથી વિકાર થાય છે. **કેળદોડા** સ્નિગ્ધ, મધુર, તુરા, ગુરૂ, ગ્રાહક, કડવા, અગ્નિદીપક, વાતનાશક તથા કિંચિત્ ઉષ્ણવીર્ય છે. અને રક્તપિત્ત, ક્ષય, કૃમિ, પિત્ત, તથા કફનો નાશ કરે છે. **કદલીસાર:** ( કેળમાંનો ગાભો )—ગ્રાહક, અપ્રિય, ગુરૂ તથા શીત છે; અને તૃષા, દાહ, મૂત્રકૃચ્છ્ર, અતિસાર, સોમરોગ, અસ્થિસ્રાવ, રક્તપિત્ત અને વિસ્ફોટકનો નાશ કરે છે. **કદલીકંદ:**—રૂક્ષ, વાતલ, તુરા, ગુરૂ, શીત, બલકર, મધુર અને કેશ્ય છે તથા અગ્નિમાંદ્ય કરે છે. અને કર્ણશૂલ, આમપિત્ત, દાહ, રક્તદોષ, સોમરોગ, રજોદોષ, કૃમિ અને કોઢને નાશ કરે છે. **કેળનું પાણી:** શીતલ અને ગ્રાહક છે. અને મૂત્રકૃચ્છ્ર, મેહ, તૃષા, કર્ણરોગ, અતિસાર, અસ્થિસ્રાવ, રક્તપિત્ત, વિસ્ફોટક, રક્તદોષ, યોનિદોષ અને દાહનો નાશ કરે છે. **વગડાઉ કેળ:**—શીતલ, મધુર, બલવર્ધક, વીર્યવર્ધક, રૂચ્ય, દુર્જર તથા જડ છે; અને તૃષા, દાહ, શોષ, તથા પિત્તનો નાશ કરે છે. **એનાં ફળ:** તુરાં, મધુર અને ગુરૂ છે. **ઉપયોગ:**—**( ૧ ) પેટમાં વિષ ગયું હોય તો તે ઉપર:** કેળના ગાભાનો રસ કાઢી પાવો. **( ૨ ) હડકાયા કૂતરાના વિષ ઉપર:** પાકેલા વગડાઉ કેળાનાં બી ખાવા આપવાં અને દંશ ઉપર વાટી ચોપડવાં. **( ૩ ) શ્વાસ ઉપર:**—કેળાંની અંદરનો કેસરયુક્ત ભાગ કોરી, તેમાં મરીનું ચૂર્ણ રાત્રે ભરી રાખવું, પ્રાતઃકાળે તે કેવળ ધીમા તાપ ઉપર શેકી ખાવું; એટલે શ્વાસરોગ જલદી દૂર થાય છે. **( ૪ ) સુખપ્રસૂતિ થવા માટે:**—કેળનો કાંદો કંમરે બાંધવો. પ્રસવ થયા પછી છોડી નાંખવો. **( ૫ ) હેડકી ઉપર:**—રાનકેળનાં પાંત્રાંની રાખ માસો એક અને મધ તોલો એક, એકત્ર કરી પાવું. **( ૬ ) સોજા ઉપર:** ઘઉંની કણક અને પાકેલાં કેળાં પાણીમાં મેળવી ગરમ કરી સોજા ઉપર બાંધવાં. **( ૭ ) સોમલના વિષ ઉપર:**—કેળના રોપાનો રસ પાશેર પાવો. **( ૮ ) જીભે કાતરા પડે છે તે ઉપર:** પાકેલાં કેળાં ગાયના દહીં સાથે સૂર્યોદયપૂર્વે ખાવાં. **( ૯ ) કામિણી ઉપર:**—પાકેલાં કેળાં મધમાં મેળવી ખાવાં. **( ૧૦ ) ભસ્મકરોગ ઉપર:** કેળાં ઘી સાથે ખાવાં; અથવા કેળના સારનું પાણી કાઢી પીવું. **( ૧૧ ) ધુપણી ( પ્રદર ) અને સોમરોગ એટલે મૂત્રાતિસાર જેવો રોગ થાય છે તે ઉપર:**—પાકેલાં કેળાં, આંમળાનો રસ અને સાકર બે ભાગ એકત્ર કરી પાવું. **( ૧૨ ) મૂત્રકૃચ્છ્ર એટલે ગરમી ઉપર:** ગાયના મૂત્રમાં કેળના કાંદાનો રસ નાંખી પાવો. **( ૧૩ ) દાહ શમન થવા માટે:**—કેળનાં અને કમળનાં પાંત્રાં ઉપર સુઇ રહેવું. **( ૧૪ ) બાળકને દાંત ફુટે છે તે વેળાએ રોગ થાય છે તે ઉપર:**—કેળ દોડામાંહેના જે બારીક ફણગા ( બાળકેળ ) ગરી પડે છે. તે બારીક વાટી રસ કાઢવો. તેમાં થોડી જીરાની ભૂકી અને સાકર નાંખી બાળકની શક્તિ પ્રમાણે નિત્ય એકવાર ચાર માસાથી ૭ માસા પર્યંત એ ક્રમપ્રમાણે સતત સાત રોજ આપવું; અને ફક્ત એકલો આજ રસ દસ વીસ વાર દાઢો વગેરે ઠેકાણે ચોપડવો; એટલે વાત વગેરે જલદી શમે છે. **( ૧૫ ) શીતળા હલકા આવવા માટે:**—વગડાઉ કેળનાં બીયાં ભેંસના દૂધમાં વાટી કપડછાણ કરી તે દૂધમાં પાવું. **( ૧૬ ) મૂત્રાઘાત ઉપર એટલે પેશાબ બંધ થાય છે તે ઉપર:**—કેળનું પાણી ૪–૫ તોલા લેઈ તેમાં પાતળું ઘી બે તોલા મિશ્ર કરી પાવું. એનો એવો ચમત્કાર છે કે, કેળના પાણીમાં ઘીનો સંયોગ થઈ પેટમાં ગયેલ ઘી મૂત્રદ્વારે ઘણું જલદી નીકળી જાય

**૧૫૭. કોઠી.** સં૦ કપિત્થ. મ૦ કવઠ. હિં૦ કૈથ, કબીટ. બં૦ કયેતબેલ. ક૦ બેલ્લ, બેલડા. તૈ૦ એલાગાકાયા.

કોઠીનાં ઝાડ દક્ષિણમાં તથા ગુજરાતમાં ઘણાં થાય છે. આ વૃક્ષ મોટું થાય છે. એ વૃક્ષના ફળને કોઠું કહે છે. તે ગોળ, અને કરી જેવડું હોય છે. પાકેલાં કોઠાં એકલાં અથવા તેમાં ગોળ કિંવા સાકર નાંખી ખાય છે. લીલા કોઠાના ગરનો સાર અને ચટણી થાય છે. પાકેલાં કોઠાંનો મુરબ્બો પણ થાય છે. **કોઠીનું ઝાડ:** મધુર, ખાટું, તુરૂં, ગ્રાહક, શીત, વૃષ્ય, અને કડવું છે, તથા પિત્ત-વાયુ, અને વ્રણનો નાશ કરે છે. **એનાં કાચાં ફળ:**—ગ્રાહી, ઉષ્ણ, રૂક્ષ, લઘુ, ખાટાં, તુરાં તથા લેખન છે અને વાયુ, પિત્ત તથા કંઠજાડ્યને કરનાર અને રૂચિકર છે. તથા વિષ, જ્વર અને કફનો નાશ કરે છે. **પાકાં કોઠાં:**—રૂચિકર, ખાટાં, તુરાં, ગ્રાહક, મધુર, કંઠશુદ્ધિકર, શીતળ, ગુરૂ, વૃષ્ય અને દુર્જર છે. તથા શ્વાસ, ક્ષય, રક્તરોગ, ઉલટી, વાયુ, શ્રમ, હિક્કા, વિષ, ગ્લાનિ, તૃષા, ત્રિદોષ, ઉધરસ તથા ક્ષિધરસનો નાશ કરે છે. **એનાં બિયાં:**- હૃદ્રોગ, મસ્તકશૂળ, વિષ અને વિસર્પનો નાશ કરે છે. **બિયાંનું તેલ:** તુરૂં, ગ્રાહક તથા મીઠું છે. અને પિત્ત, ઉંદરનું વિષ, કફ, ઉધરસ અને ઉલટીનો નાશ કરે છે. (૧) **પિત્ત શમન થવા માટે:**—કોઠાનો ગર સાકર નાંખી ખાવો, અથવા કોઠીના પાલાનો રસ દૂધમાં મેળવી પાવાથી ભયંકર અને પ્રબલ થએલા પિત્તનું શમન થાય છે. (૨) **કમળા ઉપર:** કોઠીના પાલાનો રસ ગાયનું દૂધ નાંખી પાંચ તોલા કાઢવો અને પ્રત્યેક દિવસે એકવાર આપવો. (૩) **પ્રદર (અથવા પેશાબમાં ધાતુનું જવું તે) ઉપર:** કોઠી અને વાંસનો પાલો બારીક વાટી મધમાં મેળવી આપવો. (૪) **શરીરમાંની ગરમી, વગેરે નીકળી જઈ ધાતુપુષ્ટિ થવા માટે:** કોઠીના પાલાનું ચૂર્ણ દૂધમાં ખડીસાકર નાંખી આપવું. (૫) **ઉંદરના વિષ ઉપર:**—કોઠીનાં બિયાંનું તેલ ચોપડવું. (૬) **શરીર ઉપર પિત્તનાં ઢીંમણાં ઉઠે છે તે ઉપર:**—કોઠીનો પાલો બારીક વાટી તેનો ઢીમણાં પર લેપ કરવો; કિંવા વાટેલો પાલો દહીંમાં મેળવી શરીરે ચોળવો, અને પાલાનો રસ કાઢી તેમાં ખડીસાકર નાખી તે પાવો, એટલે થોડીક વારમાં શમન થાય છે. (૭) **શરીરમાં જામેલું રસાયન નીકળવા માટે:**—કોઠીનો પાલો, તાંદલજાની ભાજીનો પાલો અને કેળદોડામાંથી ગરી પડેલાં ફૂલ, તે સર્વ સમભાગ લઇ, તેનો અષ્ટમાંશ કાઢો નિત્ય બે વખત પ્રમાણે ૧૪ દિવસ સુધી આપવો. બે વખત ઔષધો તાજાં જોઈએ. તેલવાળું, ખાટું, મીઠું (લુણ), તીખું, એ પદાર્થ ખાવા નહિ. અને સ્નાન પણ કરવું નહિ. પંદરમે દિવસે સર્વાંગે બકરીની લીંડીઓ ગોમૂત્રમાં વાટી તેનો ચાર ઘડી લેપ રાખવો, પછી સ્નાન, ભોજન કરવું. (૮) **ઉધરસ અને શ્વાસ ઉપર:**—કોઠાનો અંગરસ મધ અને પીપર સાથે આપવો. (૯) **અન્નદ્વેષ ઉપર:**—કોઠાના ગર્ભમાં સુંઠ, મરી અને પીપરનું ચૂર્ણ મધ અને સાકર મેળવી ચાટવું.

**૧૫૮. કોથમીર.**—સં૦ ધાન્યાક, કુસ્તુંબરી. મ૦ કોથીંબીર ધણે. હિં૦ ધનિયા. બં૦ ધને. ક૦ હવ્લી જ, કોતંબરીકાળુ. તૈ૦ કોથમીલુ ધણિઆલુ. તા૦ ઉત્તંબરી. તુ૦ કોત્તંબરી કોતુમલ્વી. મલા૦ કોત્તમપાલરી. ફા૦ તુખમેકશ્મીઝ. અ૦ કજખુરા. ઈં૦ કોરીયંડર સીડ. લા૦ કોરીયંડસ સેટાઇવસ.

—કોથમીર સર્વત્ર પ્રસિદ્ધ છે. એનો રસોઇ કરવામાં નિત્ય ઉપયોગ થાય છે. એ ઝાડને બી આવે છે તેને ધાણા કહે છે. ધાણા મસાલામાં નાંખે છે. આ પદાર્થ સ્વાદિષ્ટ, થંડો અને પિત્તશામક છે. ધાણા મરડીને વાવવાથી થોડા દિવસમાં જરૂર પુરતી કોથમી તૈયાર થાય છે. કોથમીની વડી ઉત્તમ થાય છે. કોથમીની ચટણી પણ થાય છે. **ધાણા:**—મધુર, હૃદ્ય, તુરા, દીપન, સ્નિગ્ધ, કડવા, કિંચિત્ ઉષ્ણ, અવૃષ્ય, મૂત્રલ, લઘુ, પાચક, ગ્રાહક, તેમજ રૂચિકર છે; અને તૃષા, દાહ, અતિસાર, ઉધરસ, પિત્તજ્વર, ઉલટી, કફ, દમ, ત્રિદોષ, અર્શ, કૃમિ, અને વિશેષ કરી પિત્તનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **ભિલામો ઉઠી નીકળ્યો હોય તો:**—કોથમી વાટી ચોપડવી. (૨) **શરીરમાંથી શીતળાની જામેલી ગરમી નીકળી જવા માટે:** શીતળા સારી રીતે મટયા પછી રાત્રે ધાણા અને જીરૂં ચોગણા પાણીમાં પલાળી રાખી, સવારે મસળી ગાળી તેમાં સાકર નાંખી પાવું. એટલે કોઠા માંહેની ગરમી શાંત થાય છે. આ પ્રયોગ ચાર-પાંચ દિવસ કરવો. (૩) **આમ થાય છે તે ઉપર:**—ધાણા અને સુંઠ એના કાઢામાં એરંડમૂળનું ચૂર્ણ નાંખી તે પાવું. (૪) **અરૂચિ ઉપર:** ધાણા, એલચી અને મરી, એનું ચૂર્ણ ઘી અને સાકર સાથે આપવું. (૫) દાહ

આબેહુબ ડુંગળીના કાંદા જેવાજ આ કંદ રાનમાં ઉત્પન્ન થાય છે. તે ઉગ્ર, તીક્ષ્ણ અને અતિશય ખરજવાળો હોય છે. ફુલઈની ભાજી જેવાં એનાં પાંદડાં હોય છે. એ કાંદા ડુંગરાળ જમીનમાં થાય છે. **કાલકંદ:** તીખા તથા ઉષ્ણ છે; અને વિષ, ઉલટી, તથા કૃમિના નાશક છે. **ઉપયોગ: (૧) કૃમિ ઉપર:-** કાલકંદના રસમાં થોડો લોટ મેળવી તે શેકીને ખાવો અથવા ચણાના લોટમાં મેળવી તેનાં ભજીયાં કરી ખાવાં. **બીજો પ્રકાર:** કાલકંદનો કંદ અને કળથી એનો કાઢો કરી પાવો.

**૧૬૨. કોલિંજન:** સં૦ કુલંજન. મ૦ કોળિંજન. હિં. કુલિંજન. ક૦ કોળંજન. ફા૦ ખિરદારૂ. અ૦ ખર્કેખોલિંજાન. ઈં૦ ગ્રેટરગેલંગાલ. લા૦ આલ્પિનિયા આફિસિનેરમ્.

કોલિંજનનાં ઝાડ આંબાહળદરનાં ઝાડ જેવાંજ થાય છે; એ ઝાડ આંબાહળદર કરતાં કિંચિત્ મોટાં હોય છે. એનાં પાંત્રાંનો વાસ મધુર હોઇ મંડળનો રંગ ધોળો અને તીખો હોય છે. ગોમાંતક અને મલબાર પ્રાંતમાં એ ઝાડો પુષ્કળ થાય છે. એની ગાંઠો સુકવી રાખે છે, તેને 'કોલિંજન' કહે છે. કોલિંજનની ગાંઠોના કકડા કરી તેને અથાણામાં નાંખે છે. કોલિંજન કાંઇક તીખું લાગે છે; તેને "કોષ્ટ-કોલિંજન" પણ કહે છે. **કોલિંજન:** તીખું, કડવું, ઉષ્ણ, અગ્નિદીપક, રૂચિકર, સ્વર્ય તથા હૃદ્ય છે; અને મુખ, તથા કંઠની શુદ્ધિ કરનાર તેમજ મુખદોષ, કફ, ઉધરસ, અને વાયુનું નાશક છે. મોટું એનાથી ઓછું ગુણવાળું છે. **ઉપયોગ: (૧) ખાલી ઉધરસ ઉપર:** એનાં છોગલાંની કઢી કરી ખાવી. અથવા તેનો રસ કાઢી પીવો. **(૨) માથું ચઢયું હોય તે ઉતરવા માટે:** કોલિંજનનું બારીક ચૂર્ણ કરી તે નાકે સુંઘવું; એટલે છીંકો આવી મસ્તક ઉતરે છે. **( ૩ ) વાયુએ કરી અંગ રહી ગયું હોય તો તે ઉપર:-** કોલિંજનનું ચૂર્ણ શરીરે ચોળવું. **(૪) સ્વરભેદ ઉપર:-** કોલિંજન મ્હોંમાં રાખી રસ ગળવો. **(૫) મોડશી ( અપચન ) ઉપર:** કોલિંજન અને સિંધવ કોકમના તેલમાં કાલવી જરા ગરમ કરી શરીરે ચોપડવું; એટલે અપચન, ખલ્લીશૂળ-(હાથ, પગ, પેડું, અને ખભા, એમાં થનાર શૂળ) નો નાશ થાય છે. **( ૬ ) ઉલટી ઉપર:-** કોલિંજનનો એક તોલો રસ કાઢી, તેમાં લીમડાનો રસ એક તોલો અને આદાનો રસ એક તોલો નાંખી દોઢ તોલો સાકર નાંખવી અને તે શીજવી રાખવું; એ પ્રત્યેક વખતે અર્ધા તોલા પ્રમાણે બે વખત એમ ત્રણ દિવસ આપવું. **(૭) બહુ મૂત્રરોગ ઉપર:** કોલિંજનનો અષ્ટમાંશ કાઢો કરી બે વખત પાવો. **( ૮ ) બાળકોના અતિસાર ઉપર:** કોલિંજન છાશમાં ઘસી થોડી હિંગ નાંખી કઢી કરી પાવી. **( ૯ ) મુખદુર્ગંધી દૂર થવા માટે:** કોલિંજનનું ચૂર્ણ મધમાં મેળવી દાંતને ચોપડવાનો નિયમ રાખવો. **( ૧૦ ) દંતરોગ ઉપર:** કોલિંજનનું ચૂર્ણ મધમાં કાલવી તેથી દાંત ઘસવા.

**૧૬૩. કોશિંબ:-** સં૦ કોશામ્ર. મ૦ કોશિંબ. હિં૦ કોશમ. બં૦ કેઓડાફલ. ક૦ જુરીમાચુ. લા૦ સ્લીચરાટ્રીજગા.

કોશિંબનાં ઝાડ મોટાં મોટાં થાય છે. એની ઉત્પત્તિ ડુંગરાળ પ્રદેશમાં થાય છે. કોકણપ્રાંતમાં એ ઝાડો પુષ્કળ થાય છે. એનું લાકડું ચીકણું હોય છે. એના લાકડાનો ગાભો રાતા રંગનો હોય છે. એનાં **બિયાંનું તેલ કાઢે છે તે** કડવું, મધુર, બલ્ય, પથ્ય, રૂચિકર, પાચક તથા સારક છે અને કૃમિ, કોડ, તથા વ્રણનું નાશક છે. **કોશિંબ:** ખાટું, ગુરૂ, શોષકર, પિત્તલ, કફકર તથા કોષ્ઠશોધક છે; અને વાયુ, કોડ, અર્શ, સોજો, પિત્તવ્રણ, રક્તપિત્ત, અને રક્તરોગનો નાશ કરે છે. **એનાં પાકાં ફળ:** લઘુ, અગ્નિદીપક, રૂચિકર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, બલકર, હૃદ્ય તથા વૃષ્ય છે અને કફવાતનાં વિનાશક છે. **(૧) જુલાબ માટે:** કોશિંબનું તેલ ગરમ પાણીમાં પાવું. **( ૨ ) ખસ, વ્રણ અને કોઢ ઉપર:** કોશિંબનું તેલ ચોપડવું. **( ૩ ) ચેળ આવતી હોય તો:-** કોશિંબની છાલનો રસ કાઢી તેમાં સમુદ્રફળ ઘસી લેપ કરવો.

**૧૬૪. કૌચ ( કવ્વચ ):-** સં૦ મર્કટી, સ્વયંગુપ્તા. મ૦ ખાજકુહિરી. હિં૦ કૌંછ, કિંવાચ. બં૦ આલકુશી, ધુનારગુંડ. ધ્યા. શુષાશિંબી. ક૦ નસુકૂગુરી, નસકુસુની, કાદકરે. તૈ૦ પિલ્લીયદગુ. તા૦ પુને-કાલિ. દ્રુ૦ નાયસોણંગુ. મલા૦ નાયિકરણા. ચોરિવલ્લિ, ગો૦ ખવલ્યાવાલી. ઈં૦ કૌહેજ. લા૦ મ્યુકુનાપ્રુરિયેન્સ.

ખારેકનાં બીનું ચૂર્ણ કરી તે લોટમાં નાખી આપવું. (૬) આમવાત ઉપરઃ—પાશેર ખજૂર પલાળીને પાવું. (૭) ધાતુપુષ્ટિને માટે તથા પિત્તશમન થવા માટેઃ—ખારેકની અંદરનાં બિયાં કાઢી સાધારણ ખાંડી તેમાં બદામ, બેદાણા, પિસ્તાં, ચારોળી, સાકરની ભૂકી વગેરે મસાલો એકત્ર કરી તે સર્વેનું મિશ્રણ, રીતસર પાતળા કરેલા અને અથાય એટલા ઘીમાં પલાળી રાખવું. અને સતત આઠ દિવસ સારી રીતે અથાયા પછી નિત્ય સવારે ૨ તોલા સેવન કરવું. (૮) ટાઢીયા તાવ ઉપરઃ—ખારેકનું બી અને અંધાડીના મૂળને ઠંડા પાણીમાં ચંદન જેવું જાડું ઘસી, ખાવાના પાનને ચાર ગુંજભાર જેટલું ચોપડી તે પાન સોપારી, લવંગ, એલચી, કાથો વગેરે સાથે તૈયાર કરવાં, અને તાવ આવ્યા પહેલાં એકેક ઘડીના અંતરે એકેકું બીડું ખાવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું; એટલે ટાઢથી આવનારો તાવ જાય છે. (૯) જીર્ણજ્વર ઉપરઃ—ખારેક, સુંઠ, દ્રાક્ષ, સાકર અને ઘી, એ દૂધમાં નાંખી તે દૂધ કઢીને પાવું. (૧૦) દાહ થવા લાગ્યો હોય તોઃ—નવટાંક ખજૂર પાણીમાં મસળી પાવું. (૧૧) ચેતના પ્રાપ્ત થવા માટેઃ—માખણ અને ખારેકો ખાતાં જવું. (૧૨) ધનુર્વાત અને રક્તપિત્ત ઉપરઃ—ખજૂરનો કલ્ક કરી તેમાં એરંડતેલ નાંખી પાવું. (૧૩) બાળકોને માટે શક્તિવર્ધક ખોરાકઃ ઉત્તમ ખજૂર ૭ માસાથી ૩ તોલા પર્યંત બાળકની શક્તિ પ્રમાણે લઇ સ્વચ્છ પાણીથી ધોઈ, લુછી નાંખવું અને માંહેના ઠળીઆ કાઢી થોડું દૂધ લઇ તેમાં તે મસળી કપડાથી ગાળી તે રસ દિવસમાં ત્રણ વાર પાવો; એ ભક્ષ્ય એક મહિનાથી અધિક વયના બાળકને આપવા લાયક છે, માત્ર દરેક વેળાએ રસ કાઢીને પાતાં જવું. (૧૪) ઠંડી હવા હોય કિંવા શરદીનો વિકાર હોય ત્યારે બાળકોને આપવાનો ખોરાકઃ—સારી ખારેક લઈ તેમાંનું બી દૂધમાં ઉકાળી ઘસીને બાળકોને ખવરાવવું; તેમાંજ બીજું દૂધ નાખી પાતળું કરી પાવું. આ ઔષધ નાનાં બાળકોને આપવું નહિ, મોટાને આપવું. નાનાં બાળકને આપવાથી પેટમાં જાળું બંધાય છે, અને કોઠામાં ગરમી થાય છે. (૧૫) મદ્ય ઉપર ઉતારઃ—ખજૂર પલાળી ગાળીને પાવું. (૧૬) પ્રદર ઉપરઃ ખારેકનાં બીયાં ખાંડી ઘીમાં તળી તેમાં ગોપીચંદનની ભૂકી નાખીને આપવું. (૧૭) રક્તપિત્ત ઉપરઃ ખજૂર મધમાં ખાવું.

**૧૬૬. ખટખટીઃ** ખટખટીનાં ઝાડ બે ત્રણ માથોડાં ઉચાં વધે છે. એનાં પાંત્રાં આકારે ધામણીનાં પાંત્રાં જેવાં અને તે કરતાં ઝીણાં હોય છે. એ ઝાડને ચાર પાંચ ફૂલોનો એક તોરો એવાં ફૂલો આવે છે. ખટખટીનાં ફળો ખાવાથી ગળચટાં લાગે છે. ઉપયોગઃ—(૧) પુષ્ટતાને માટેઃ ખટખટીનાં મૂળ દૂધમાં વાટી પાવાં. (૨) આમરક્ત પડે છે તે ઉપરઃ—ખટખટીનાં મૂળ દૂધમાં અથવા પાણીમાં વાટી પાવાં. (૩) વાતરક્ત ઉપરઃ રોગીએ ખટખટીનાં મૂળ હમેશાં પાસે રાખવાં; ખટખટીની લાકડી હાથમાં રાખવી, સોજા ઉપર અને ગાંઠ ઉપર ખટખટીનાં મૂળ ઘસીને ચોપડવાં, અને દરરોજ સાંજ સવાર ગાયના પાશેર દૂધમાં ખટખટીનાં મૂળ ૩ માસા, ધોળી ગુલબાશીનો કંદ બે તોલા, અને ગોમેટીનાં મૂળ ૬ માસા ઘસીને ૪૨ દિવસ સુધી પાવાં. એટલે વાતરક્ત દૂર થાય છે. (૪) અતિસાર ઉપરઃ—ખટખટીનાં મૂળ છાશમાં વાટી પાવાં.

**૧૬૭. ખડબુચું (સકરટેટી):**—સં૦ ષડ્ભુજા, મધુપાકા. મ૦ ખરબુજ. હિં૦ ખરબુજા. બં૦ ખરમુજા. ક૦ ષડભુજા, સૌંતે. ફા૦ ખુરપુજા. અ૦ બિત્તીખ. ઈં૦ મેલન. લા૦ કુકુમિસમેલો.

કાલીંગડા જેવોજ એનો વેલો થાય છે. ખડબુચું, એ ફળ ગોળ છે અને તેનો બહારનો રંગ રાતો હોય છે. ખડબુચું ખાવાથી સારૂં લાગે છે. એનું શાક પણ કરે છે. જે ખડબુચાંનો અંદરનો રંગ લીલો હોય છે તેને મરાઠીમાં "તરટી" કહે છે. એ ખાવાથી બહુ સારી લાગે છે. ખડબુચાં વધારે ખાવામાં આવ્યાથી ગરમીનો ઉપદ્રવ થાય છે. ઉપયોગઃ—(૧) તાપની ઝાળ લાગી હોય તોઃ ખડબુચાનાં બિયાં વાટી માથા ઉપર ચોપડવાં અને તેનો રસ શરીરે ચોપડવો.

**૧૬૮. ખરશીંગી (મેંઢાસીંગ):**—સં૦ મેષશૃંગી, ખરશૃંગિકા. મ૦ મેડશીંગી, ખડશીંગી. હિં૦ બં૦ મેઢાશીંગી. ક૦ ઉરીય, ઉહીમારા. તા૦ ઓડિયમાર. તે૦ ઓહીમાનુ. મલા૦ ઓઠી, ઉટી. લા૦ હસઓહિની.

આ ઝાડ ઘણુંજ મોટું થાય છે. એનાં પાંત્રાં આકારે ટેટૂનાં પાંત્રાં જેવાં હોય છે. એને હાથ સવા-

(૬) **ગરમીનાં ચાઠાં** (ચાંદાં), **વ્રણ ઇત્યાદિને રૂઝ આવવા માટે:**—ખરસાંડીયાની છાલ, રસાંજન અને હરડાં, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધમાં ખરલ કરી ચોપડવું. (૭) **સન્નિપાત જ્વરમાં તંદ્રા** (મૂર્છા) **આવે છે તે ઉપર:** ખરસાંડીયાનાં બી, પીપર, મરી અને સિંધવ, એ ગોમૂત્રમાં ઘસી અંજન કરવું; અથવા ખરસાંડીયાનાં બી અને મરી સમભાગ લઇ બકરાના મૂત્રમાં ઘસી અંજન કરવું. (૮) **ચોથીઆ તાવ ઉપર:** ખરસાંડીયાનાં ફૂલ, હળદર અને દારૂહળદર એકત્ર વાટી તેનો કલ્ક ઘીમાં આપવો. તે કલ્ક ચોથીયા તાવનો નાશ કરે છે. (૯) **કર્દમ વિસર્પ ઉપર:** ખરસાંડીયાની છાલનું ચૂર્ણ સો વખત ધોયેલા ઘીમાં નાંખી લેપ કરવો. (૧૦) **સૂર્યાવર્ત શિરોરોગ ઉપર:** ખરસાંડીયાનાં મૂળોની કિંવા ફળોની પોટલી સુંઘાડવી.

**૧૭૧. ખરસાંણી (ડી):** સં૦ ભદ્રચૂડ, પત્રગુપ્ત. મ૦ શેર.

આ ઝાડ જંગલી છે. વાડ કરવામાં એનો ઘણો ઉપયોગ થાય છે. એનું દૂધ ઘણું ઉષ્ણ છે, તે શરીરે લગાડવાથી ફોલ્લો ઉઠે છે. (૧) **વીંછીના વિષ ઉપર:**—ખરસાંણીનું દૂધ ચોપડવું. (૨) **ઉધરસ ઉપર:**—ખરસાંણીનું દૂધ માખણમાં રોગીની શક્તિ જોઇ એક, બે, કિંવા ત્રણ માસા આપવું; તેથી ઉલટી થાય છે અને રેચ પણ થાય છે. ઉપર દહીં અને ભાત આપવાં. (૩) **ખરસાંણીના વિષ ઉપર:**—પાણીમાં મધ નાંખી પાવું; કાળી નાડનો પાલો વાટી લેપ કરવો; માખણ ખાવું તથા લેપ પણ કરવો. (૪) **આંબોઇ ખસી હોય તો:** ડુંટીની આસપાસ ખરસાંણીના દૂધનો લેપ કરવો. (૫) **ખસ ઉપર:** ખરસાણીની સુકાઇને નીચે પડેલી ડુખો બાળી તેલમાં ખલ કરી લેપ કરવો. (૬) **કર્ણશૂળ ઉપર:**—ખરસાંણીની ડુખો અંગારામાં શેકી રસ કાઢીને તે કાનમાં પાડવો. અથવા તે રસમાં તેટલુંજ બકરીનું ઘી ગરમ કરી નાંખી તે કાનમાં પાડવું. (૭) **વિષમજ્વર ઉપર:** ખરસાંણીની પાકેલી ડુખો કેળનાં પાંત્રાંમાં વીંટી અંગારામાં શેકી, તથા બાફી તેનો રસ કાઢી તેમાં ઠીકરી છમકારી હિંગની ભૂકી નાંખી તે રસ સુમારે ૪ તોલા પર્યંત આપવો. (૮) **ફુરશાના વિષ ઉપર:**—ખરસાંણીની ડુખો અંગારામાં બાફી રસ કાઢવો અને તે તાળવા ઉપર અને દંશ સ્થાને ચોળવો તથા બે આચમની પાવો પણ ખરો.

**૧૭૨. ખસખસ, અફીણ:** સં૦ ખાખસ. મ૦ હિં૦ ક૦ ખસખસ્. બં૦ પોસ્તદાના. તૈ૦ તા૦ ગસગસ. તુ૦ કસકસે. મલા૦ કશકશ. ફા૦ તુખ્મેકોકનાર. અ૦ હબુલ કોકનાર. ઇં૦ પૉપીસીડસ્. લા૦ પાપાવર સોમ્નિફેરમ્.

**અફીણ.** સં૦ અફેન. હિં૦ બં૦ ક૦ અ–આફીમ. ફા૦ અફ્યુન તિર્યાક. અ૦ લબનુલ ખસખાસ. ઇં૦ ઓપીયમ. લા૦ પેપેવેરી, સોમ્નિફેરમ્.

ખસખસનાં ઝાડ ત્રણ ચાર હાથ ઉંચાં વધે છે. એને લાલ રંગનાં ફૂલો અને જીંડવાં આવે છે. જીંડવામાં બી થાય છે તેને ખસખસ કહે છે. ખસખસના જીંડવાને શસ્ત્રથી ચીરો પાડવાથી તેમાંથી જે રસ નીકળે છે તેનું અફીણ (અહિફેન) થાય છે. અફીણ એ માદક પદાર્થ છે. એની ગણના ઉપવિષોમાં છે. અફીણ ઘણું ખાવામાં આવે તો પ્રાણ નાશ થાય છે; પરંતુ એ રીતસર આપવાથી સારા ઉપયોગમાં આવે છે; ખસખસના છોડમાંથી અફીણ થાય છે. પરંતુ ખસખસના અંગે માદકપણું નથી. ખસખસના ફળ ઉપરની ત્વચાને "પોસ્ત" કહે છે. ખસખસ એ પૌષ્ટિક છે. એનો પકવાનોમાં અને બીજા પદાર્થોમાં પુષ્કળ ઉપયોગ થાય છે. કુંણી હોય ત્યારે ખસખસનાં પાંદડાંની એકલી અથવા મેગવાળી ભાજી સારી થાય છે. **ખસખસનું ઝાડ:** ગ્રાહક, બલકર, ગુરૂ, વૃષ્ય, કફપ્રદ, પાકકાળે મધુર, વીર્યપ્રદ, કાંતિકારક તથા બલકર છે, અને વાત, પિત્તનો નાશ કરે છે. **એનાં ફળ:** ગ્રાહક, રૂક્ષ અને રક્તશોધક છે. **ફળની છાલ:** શીતળ, લઘુ, કડવી, ગ્રાહક, તુરી, વાતકારક, રૂચ્ય, સપ્તધાતુશોષક, પુંસ્ત્વનાશક, રૂક્ષ, મદકર, અગ્નિવર્ધક અને મોહક છે. **ખસખસ:**—કફકારક, બલ્ય, વૃષ્ય, ગુરૂ, મધુર, ગ્રાહક અને વાતનાશક છે. **અફીણ:**—જારણ, મારણ, ધારણ અને સારણ, એવા ચાર પ્રકારનું છે. તે વૃષ્ય, બલકર, ગ્રહિણી, સાત ધાતુનો શોષ કરનારૂં, વાતપિત્તકર, આનંદકારક, માદક, વીર્યસ્તંભક,

(૨) **અરીઠાનું પાણી** કરી પાવું. અફીણના પાશેર ગોળા ઉપર અરીઠાના પાણીનાં ૫-૭ ટીપાં મીવાથી તે ઘણુંજ નિઃસત્વ થાય છે. (૩) **ત્રણ કિંવા ચાર માસા હિંગ** છાશમાં અથવા પાણીમાં વાટી પાવી, કિંવા એકલી હિંગ ખવડાવવી. (અફીણની ડાબડીમાં હિંગનો ગાંગડો રાખવાથી અફીણ નિસત્વ થાય છે.) (૪) **ઘીમાં ટંકણખાર અને મોરથુથુ** અથવા એકલો ટંકણખાર નાંખી પાવો. એટલે ઉલટી થઇ અફીણ નીકળી જશે. (૫) **ફટકડીનું** ચૂર્ણ અને નરમાનાં બિયાંનું ચૂર્ણ એકત્ર કરી ખાવાથી અફીણ ઉતરે છે. (૬) **કાંકર્ણીના** વેલાનાં પાંત્રાંનો રસ પાવો. (૭) **ઉભી ભોરીંગણીનો** રસ દૂધ નાંખી પાવો. (૮) **વજ અને સિંધવ** એકત્ર કરી પાવાં. (૯) પીંપર અને મીંઢળ આપવું. (૧૦) **ઝેડૂના** (ગલગોટાના) પાલાનો રસ કાઢી પાવો. (૧૧) થોડું મોરથુથુ શેકી લીંબોળીમાં ઘાલી ચૂસવું. (૧૨) **તાંદળજાનાં મૂળીયાં** પાણીમાં વાટી પાવાં. (૧૩) **ઉંટકટારીનાં મૂળીયાં** પાણીમાં વાટી પાવાં. (૧૪) **ગળોની સળીયોનો** રસ કાઢી પાવો. (૧૫) **કિંજળીના** ઝાડનો રસ કાઢી પાવો. (૧૬) **કપાસનાં** પાંદડાંનો રસ પાવો. (૧૭) **કડવા લીમડાનાં** પાંદડાંનો અર્ક કાઢી પાવો. (૧૮) **અંબાડાનાં** પાંત્રાંનો રસ પાવો. (૧૯) **આમલીનાં** પાંદડાંનો રસ પાવો. (૨૦) **શીતાફળીનાં** બિયાં માંહેનું મગજ પાણીમાં વાટી પાવું. (૨૧) **નાના બાળકને અફીણ ચઢયું હોય તે ઉપર:** ડુંગળી ભાંગી તેનો વાસ લેવરાવવો કિંવા કોરા દેશી કાગળ પાણીમાં મસળી પાવા. ગર્ભિણીએ અફીણનું કિંવા અફીણ મિશ્રિત ઔષધનું સેવન કરવું નહિ.

**૧૭૩. ખાખરો:**—સં૦ તૈ૦ ક૦ પલાશ. મ૦ પળસ. હિં૦ ખાખર. કેસૂડા. કો૦ પળશી.

એ ઝાડ ઘણેક ઠેકાણે થાય છે. ખાખરાનાં ઝાડ ઘણાં ઉંચાં વધતાં નથી. એનું લાકડું સુતારના કામમાં આવતું નથી. એનાં પાંત્રાં અને ફૂલો ઉપયોગમાં આવે છે: પાંદડાંનાં પત્રાળાં કરે છે. ફૂલનો રંગ રાતો હોય છે. કવચિત ધોળાં ફૂલનો પણ ખાખરો હોય છે. રંગને માટે ફૂલનો પુષ્કળ ઉપયોગ થાય છે. ખાખરાને ચપટાં રાતા રંગનાં બીજ આવે છે. તેને પળસપાપડી (પિત્તપાપડો) કહે છે. રંગ તથા સફેતી દેવાને માટે ખાખરાનાં મૂળનો કુચો કરે છે. ખાખરાને ગુંદ (લાખ) આવે છે. તે સ્તંભક છે. **ખાખરો:** ઉષ્ણ, તુરો, વૃષ્ય, અગ્નિદીપક, સારક, કડવો, સ્નિગ્ધ, ગ્રાહક તથા ભગનસંધાનકારક છે. અને વ્રણ, ગુલ્મ, કૃમિ, પ્લીહા (બરોળ), સંગ્રહણી તથા અર્શ, વાયુ, કફ, યોનિરોગ અને પિત્તરોગનો નાશ કરે છે. એ રક્ત (રાતો), પીળો, શુભ્ર, (ધોળો), અને નીલ (લીલો), એ ભેદવડે ચાર પ્રકારનો થાય છે. **એનાં ફુલ:** સ્વાદુ, કડવાં, ઉષ્ણ, તુરાં, વાતુળ, ગ્રાહક, શીતળ તથા તીખાં છે. અને તૃષા, દાહ, પિત્ત, કફ, રકતદોષ, કોડ, અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. **એનાં ફળ:** રૂક્ષ, લઘુ, ઉષ્ણ તથા પાકકાળે તીખાં છે. અને કફ, વાયુ, ઉદર, કૃમિ, કોડ, ગુલ્મ, પ્રમેહ, અર્શ, તથા શૂળનો નાશ કરે છે. **એનાં ફળોમાંનાં બિયાં:**—સ્નિગ્ધ, ઉષ્ણ તથા તીખાં છે. અને કફ. તથા કૃમિ (કરમ)નો નાશ કરે છે. **એનાં કુમળાં પાંદડાં:** કૃમિ અને વાયુનો નાશ કરનાર છે. (૧) **ન્હાના બાળકના કૃમિ ઉપર:**—પિત્તપાપડો દૂધમાં ઘસી પાવો, કિંવા ચૂર્ણ કરી મધમાં આપવું, અથવા પિત્તપાપડો અધો કાચો શેકી મગની દાળ જેટલો ઘીમાં આપવો. (૨) **દાદર ઉપર:**—પિત્તપાપડો લીંબુના રસમાં ઘસી ગરમ કરી લેપ કરવો. (૩) **વંધ્યા (વાંઝણી)ને ગર્ભ ધારણ થવા માટે**—પિત્તપાપડાને બાળી તેની રાખ કરી તે રાખ પાણી સાથે પાવાથી સ્ત્રી ગર્ભિણી થાય છે. (૪) **કંઠમાળ અથવા ગડગુમડાં ઉપર:** ખાખરાનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી તેનો કાનની બાજુ પર અને કીનારી ઉપર લેપ કરવો. (૫) **અડકાવ (ઋતુસ્રાવ) બંધ થવા માટે:**—પિત્તપાપડો અને શેવતીનાં ફૂલ પાણીમાં અથવા ઘીમાં ભક્ષણ કરવાં, અને ફટકડીની પોટલી યોનિમાં રાખવી. એટલે અડકાવ (ઋતુસ્રાવ) બંધ થાય છે. (૬) **પુરૂષત્વ આવવા માટે:**—ખાખરાના મૂળને ચીરી તે નીચે રીઢું માટલું મૂકી ઉપર અગ્નિ કરવો; એટલે માટલામાં અર્ક પડે છે, તે અર્ક ખાવાના પાનમાં ચોપડીને તે પાનમાં મરાઠીનું બીડવું એક મૂકી તે પાન ખાવું એટલે એકજ દિવસમાં પુરૂષત્વ આવશે. ઉતાર સ્ત્રીસંગ કરવો. (૭) **ખરજવા ઉપર:**—પિત્તપાપડો, હડતાલ, અને વછનાગ એ જાના ઘીમાં ઘસી તેનો લેપ કરવો. (૮) **કૃમિ ઉપર:** ખાખરાનાં બી અને

**શમી:**—તુરી, રૂક્ષ, શીતળ, લઘુ, કડવી, તીખી, તથા રેચક છે; અને રક્તપિત્ત, અતિસાર, કોડ, અર્શ, દમ, ઉધરસ, કફ, ભ્રમ, કૃમિ, કંપ, તથા શ્રમનો નાશ કરે છે. **એનાં ફળો:** તીક્ષ્ણ, પિત્તકર, મેધાકારક, ગુરૂ, સ્વાદુ, રૂક્ષ, ઉષ્ણ, તથા કેશનાશક છે. **લઘુ શમી:**—તુરી, રૂક્ષ, શીત તથા લઘુ છે; અને રક્તપિત્ત, અતિસાર, અર્શ, કોઢ, શ્વાસ, કફ, તથા શ્વેતકોઢનો નાશ કરે છે. **એનાં ફળો:** ગુરૂ, સ્વાદુ, રૂક્ષ, પિત્તલ, મેધાકારક, તથા ઉષ્ણ છે. અને વ્રણ, કેશ તથા કંડૂનાં નાશક છે. **ઉપયોગ: (૧) ઉંદરી ઉપર:** શમીનો પાલો (પાંદડાં) ગાયના દહીંમાં વાટી લેપ કરવો. **(૨) નખદંત વિષ ઉપર:** શમી, કડવો લીમડો અને વડ, એની છાલ વાટી લેપ કરવો. **(૩) પ્રમેહ અને ગર્ભિણીના પ્રદર ઉપર:**—શમીના કુમળા તોરા ૧ તોલો લઇ, તેમાં ત્રણ માસા જીરૂં મિશ્ર કરી બારીક વાટવું અને ગાયનું તાજું દૂધ પાશેર લઇ તેમાં કઢવી કપડાથી ગાળી લેવું. પછી તેમાં ધોળાં જાસુંદીનાં ફૂલ અર્ધો તોલો ઘસી સાકરની ભૂકી ૨ તોલા પર્યંત નાંખી દરરોજ પ્રાતઃકાળે એકવાર પ્રમાણે સાત કિંવા ચૌદ દિવસ (ગુણ આવતાં) સુધી આપવું. **(૪) ધાતુસ્થાનની કડકી ઉપર:** શમીના કુમળા તોરા અને દેવબાવળીયાના કુમળા તોરા સમભાગ લઇ એકત્ર કરી તેમાં થોડું જીરૂં નાંખી બારીક વાટવું અને ગાયનું તાજું દૂધ પાશેર લઇ તેમાં મેળવી તે દૂધ ગાળી તેમાં સાકરની ભૂકી ૨ તોલા પર્યંત નાંખી પાવું. **(૫) ભુખ લાગે છે તે ઉપર:**—શમીના તોરા ગાયના દૂધમાં વાટી તેમાં જીરાની ભૂકી અને ખાંડ નાંખી પાવું. **(૬) મૂત્રમાં ધાતુ અથવા ખર પડતું હોય તો તે ઉપર:** શમીના તોરાનો રસ ગાયના દૂધમાં કાઢી જીરૂં અને સાકર નાંખી પાવો. **(૭) ગરમી ઉપર:** શમીના તોરાનો અથવા પાલાનો રસ જીરૂં અને સાકર નાંખી ૧૪ દિવસ પાવો.

**૧૭૭. ખુરાસાની અજમો:**—સં૦ ખુરસાના. મ૦ ખુરાસનીઓંવા. હિં૦ ખુરાસાની અજવાઇન.

'ખુરાસાની અજમો' એ પર્શિયા દેશમાંહેના ખુરાસાન અને યમાન, પ્રાંતમાં પાકે છે તે ઉપરથી એનું એવું નામ પાડેલું છે. એ બીજ ચપટાં અને બારીક હોય છે. એ બીજ અજમાના જેટલાં તીખાં નથી હોતાં કિંચિત્ તીખાં હોય છે. એ બીજ પર્શિયામાંથી અહીં આવે છે. એનો વૈદકમાં ઘણોજ ઉપયોગ કહેલો છે. **ખુરાસાની અજમો:** તીખો, રૂક્ષ, પાચક, ગ્રાહક, ઉષ્ણ, માદક, ગુરૂ, વાતકર અને કફનાશક છે. બીજા ગુણ અજમાના જેવાજ છે. **ઉપયોગ:—(૧) વિષમજ્વર ઉપર:**—ત્રણ માસા ખુરાસાની અજમો અને નવ માસા જેઠીમધ, એનો કાઢો કરી તે તાવ આવતાં પહેલાં પીવો.

**૧૭૮. ખુળખુળા:** સં૦ શણપુષ્પી. મ૦ ખુળખળા, રાનતાગ. હિં૦ શણહુલી, શણઇ, ઝુનઝુનિયા, પટસણ. બં૦ વનશણઇ, શોણેરગાછ. ક૦ ગિલુગિચ્ચિ. તૈ૦ શણમતુવેલ્લ, જેનપનર, રેલ્લચેટ્ટુ. તા૦ જેનપ્પનર. ઘ્રા૦ પન. ફા૦ લાદના. લા૦ ક્રોટાલેરિઆવેર્રૂકોસા.

જેવાં શણનાં ઝાડો હોય છે; તેવાંજ ખુળખુળાનાં ઝાડ થાય છે. એમાં નાની અને મોટી એવી બે જાતિ છે. ખુળખુળાનાં ઝાડ માથોડું ઉંચાં વધે છે. એને શણનાં ફળ જેવાંજ ફળો આવે છે, અને તે સુકાયા પછી ખડખડ વાગે છે, માટે મરાઠીમાં તેનું 'ખુળખુળા' (નાના છોકરાને રમવાનો ઘૂઘરો) નામ સાર્થક છે. ખુળખુળા એ કડવા, વાંતિકર, તથા રસબંધક છે, અને અપસ્માર, ભૂતબાધા, કંઠરોગ, કાસરોગ, હિક્કા, તથા શ્વાસનો નાશ કરે છે. એને જંગલી લોક મરાઠીમાં "ઘાંટસર્પ" કહે છે. **ઉપયોગ:**— **(૧) અપસ્માર તથા ભૂતબાધા ઉપર:**—ખુળખુળાનાં ફળોનો કાઢો અથવા તેની ધૂણી આપવી. **(૨) ઘાંટસર્પ ઉપર:**—ખુળખુળાનાં ફળો ચલમમાં નાંખી પીવાં, એટલે તાબડતોબ ગળામાં ભરેલો કફ જૂદો પડી ગુણ આવે છે. પીવાની શક્તિ ન હોય તો બીજાએ પી તેના નાકમાં તથા મોંમાં ધુણી ઘાલવી. **(૩) નાકમાં પીનસ કિંવા વ્રણ થયું હોય તો:**—ખુળખુળાનાં પાંત્રાંનો રસ નાકમાં પાડવો.

**૧૭૯. ખેર:**—સં૦ ખદિર. મ૦ હિં૦ ક૦ ખેર. તૈ૦ ખાસ્રુ, ખદિરમુ. મલા૦ કરિનિલિ. તું૦ કાચુ. તાં૦ વોડાલે. લા૦ એકેશિઆકેટેચ્યુ.

આ અરણ્યવૃક્ષ છે. સહ્યાદ્રિના નીચેના પ્રદેશમાં એનાં વન ઘણાં છે. એને બારિક અને કઠિણ કાંટા હોય છે. એનાં પાંત્રાં શમીનાં પાંત્રાં જેવાં હોય છે. ખેરનું લાકડું ઇમારતના કામમાં ઘણું ઉપયોગી છે.

અંગરસમાં આપવી. (૩) **બાળકોના પેટમાંહેના ભાર ઉપર:**—ખેરેતીની છાલ, ચિત્રાનાં મૂળો અને અંઘેડાનાં મૂળો ગોમૂત્રમાં ઘસી પાવાં. રેચ થાય તો ઉતાર દહીં અને ભાત. (૪) **ભાર ઉપર અને પથરી ઉપર:** ખેરેતીની છાલ, પાણીશોક અને નાળિયેરની કાચલી, એ સમભાગે ગોમૂત્રમાં ઘસી દરરોજ બે વખત પ્રમાણે ૨૧ દિવસ આપવું. (૫) **ગળા ઉપરના ભાગમાં વ્રણ થયું હોય તે ઉપર:**—ખેરેતીની છાલના રસમાં કપડું ભીંજવી તેની ઘડી કરી તાળવા ઉપર મૂકવી; અને ઉપર એક કપડું આખા માથા ઉપર વીંટાળી તે ઉપર તે રસ વારંવાર નાંખતાં રહેવું. એ પ્રમાણે ૭ દિવસ એ ઘડી સતત રાખવી અને પથ્ય પાળવું. (૬) **ભારનો ઉપદ્રવ ન થવા માટે:** મહિનામાં બે વાર ખેરેતીની છાલ ગોમૂત્રમાં ઘસી પાવી. (૭) **ગુલ્મરોગ ઉપર:**—ખેરેતીનાં સુકાયલાં ફળો અથવા છાલ અને નાળિયેરની કાચલી, એ પાંચ તોલા ગોમૂત્રમાં અર્ધા તોલા પ્રમાણે ઘસી તે પ્રાશન કરવું. (૮) **દંતશૂળ અને દાંત હાલતા હોય તે ઉપર:** ખેરેતીના દાતણવડે દાંત ઘસવા, એટલે ૩ દિવસમાં દાંત મજબુત થાય છે, અને દુખતા બંધ થાય છે. (૯) **અટકાવ આવવા માટે:** ખેરેતીનાં ફળોનું ચૂર્ણ નાળિયેરના અંગરસમાં આપવું. દિવસ ૩ અથવા ૭.

**૧૮૧. ગજકર્ણી:** ગજકર્ણીનાં ઝાડ નાનાં હોય છે, એનાં પાંત્રાં ભાંગરાનાં પાંત્રાં જેવાં લાંબાં હોય છે. એ ઝાડ ઉપર જે ફૂલ આવે છે, તે શરીર ઉપર થનારાં દાદરનાં ચાઠાં જેવાં રાતા રંગનાં અને ચપટાં હોય છે. ગજકર્ણીનો રસ નીકળે છે. **ગજકર્ણી:** પાકકાળે સ્વાદુ, કડવી તથા ઉષ્ણુ છે અને કફ, શીતજવર, તથા વાયુનો નાશ કરે છે. એનો કંદ પાંડુરોગ, સોજો, અર્શ, કૃમિ, ગુલ્મ, ઉદર, આનાહવાયુ, પ્લીહા અને સંગ્રહણીનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **ચાઠાં ઉપર:**—ગજકર્ણીના ઝાડનો રસ ચોપડવો. (૨) **દાદર ઉપર:**—ગજકર્ણીનો પાલો કિંવા મૂળની છાલ વાટી ચોપડવી. અથવા ગજકર્ણીનું મૂળસુદ્ધાં ઝાડ, ગરમાળાનો પાલો અને પળશપાપડી, એ એકત્ર વાટી ચોપડવું. (૩) **ખાલી ચડે છે તે ઉપર:** ગજકર્ણીના પાલાના રસમાં નવસાર ઘસી ચોપડવો. (૪) **અંગની ખસ દૂર થવા માટે:** ગજકર્ણીનો પાલો વાટી શરીરે ચોળવો અને થોડી વારે સ્નાન કરવું. એ પ્રમાણે બે ત્રણ વાર કરવું.

**૧૮૨. ગરણી:**—(સં૦ ગોકર્ણી. હિં. અપરાજીતા.) ગરણીના વેલા પ્રસિદ્ધ છે, ગરણીમાં ધોળી અને કાળી, એવી બે જાતિ છે. ગરણીને લાંબી શિંગો આવે છે. એનાં ફૂલ આકારે ગરણી જેવાં હોય છે, ફૂલનો પૂજાના કામમાં ઉપયોગ થાય છે. ધોળી ગરણી વધારે ગુણવાળી છે. ગરણીને મરાઠીમાં "સુપલી" "કાજળી" એમ પણ કહે છે. **ધોળી ગરણી:** તીખી, શીત, કડવી, બુદ્ધિપ્રદ, ચક્ષુષ્ય, તુરી, સારક તથા વિષનાશક છે અને ત્રિદોષ, મસ્તકશૂળ, દાહ, કોઢ, શૂળ, આમ, પિત્તોપદ્રવ, સોજો, કૃમિ, વ્રણ, કફ, ગ્રહપીડા, શીર્ષરોગ તથા સર્વ વિષનો નાશ કરે છે. **કાળી ગરણી:** કડવી, સ્નિગ્ધ, ત્રિદોષનાશક તથા શીતવીર્ય છે અને વાયુ, પિત્ત, કફ, જ્વર, દાહ, શ્રમ, પિશાચબાધા, રક્તાતિસાર, ઉન્માદ, મદ, અતિકાસ, દમ, કફ, કોઢ, જંતુ તથા ક્ષયનો નાશ કરે છે. બીજા ગુણ ધોળી ગરણીના જેવા છે. ઉપયોગ:—(૧) **કોઢ ઉપર:** ધોળી ગરણીનાં મૂળ, પાણીમાં ઘસી લેપ કરવો એટલે ધોળો કોઢ એક મહિનામાં જાય છે. (૨) **રેચ થવા માટે:**—ગરણીનાં બિયાં ઘીમાં તળી એનું ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પાવું. (૩) **મસ્તકશૂળ ઉપર અને આદ્ધાશીશી ઉપર:** ધોળી ગરણીનું મૂળ પાણીમાં ઘસી તે નાકે સુંઘવું. (૪) **તણખીયા પરમા ઉપર:** ધોળી ગરણીનાં મૂળો ઠંડા પાણીમાં ઘસી સાત દિવસ સુધી પાવાં. (૫) **હડતાલના વિષ ઉપર:** ધોળી ગરણીના પાલાનો રસ પાવો. (૬) **આદ્ધાશીશી ઉપર:**—ધોળી ગરણીનાં બિયાં તથા મૂળ એકત્ર વાટી તેનો લેપ કરવો કિંવા ધોળી ગરણીનાં મૂળ કાને બાંધવાં. (૭) **કફ વિકાર ઉપર:**—ધોળી ગરણીનાં મૂળોનો રસ શક્તિપ્રમાણે બે તોલા પર્યંત ગાયના તાજા દૂધમાં પાવો. (૮) **નળગુદ ઉપર:** ધોળી ગરણીનો વેલો કમરે બાંધવો. (૯) **એકાહિક વિષમ જ્વર ઉપર:** ગરણીના રસનું નસ્ય આપવું. (૧૦) **ગર્ભપાત ઉપર:**—ધોળી ગરણીનાં મૂળ દૂધમાં ઘસી પાવાં. એટલે પડનારા ગર્ભનું સ્તંભન થાય છે. (૧૧) **ગાળા ઉપર:**—ધોળી ગરણીનાં મૂળ દૂધમાં વાટી લેપ કરવો. (૧૨) **યકૃત, પ્લીહા, અને જલોદર ઉપર:** ગરણીનાં બિયાંનું ચૂર્ણ ત્રણ માસા ગરમ પાણી સાથે પાવું.

**૧૮૫. ગરવેલ:**—આ ઝાડની ઉંચાઇ સુમારે બે હાથ હોય છે. આ ઝાડ ડમરા જેવું હોય છે. એનાં પાંત્રાં અને મૂળો ઘણાં કડવાં હોય છે. આ ઝાડો માહુલી કિલ્લા ઉપર પુષ્કળ થાય છે. **ઉપયોગ:**—(૧) **કોલેરા ઉપર:** ગરવેલનાં મૂળ ત્રણ માસા અને મોડસ કાંદો ત્રણ માસા, એ પાણીમાં વાટી પાવું એટલે તાબડતોબ કોલેરાનો આજાર દૂર થાય છે.

**૧૮૬. ગહુલા:** સં૦ અબ્દય. બં૦ પ્રિઇંગુ. મ૦ ગહુલા. હિં૦ ફૂલપ્રિયંગુ. ક૦ નેપીલગુ ગોલ. લા૦ પ્રૂનસમહા લિબ.

ગહુલાનાં ઝાડ ઘણાં મોટાં થતાં નથી. એની ઉત્પત્તિ ઉત્તર હિંદુસ્થાનમાં થાય છે. **ગહુલા:**—તુરા, કડવા, વૃષ્ય, શીતળ તથા કેશોને હિતાવહ છે અને ઉલટી, ભ્રાંતિ, દાહ, પિત્ત, રક્તરોગ, તાવ, મોહ, ઘર્મ, કોઢ, મુખજાડય, તૃષા, વાત, ગુલ્મ, વિષ, મેદ, મેહ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં બીજ:** તુરાં, મધુર, શીતળ, રૂક્ષ, ગ્રાહક, મલસ્તંભક, બલ્ય, પિત્તનાશક, કફનાશક અને આધ્માનવાયુકારક છે. **સુગંધ-ગહુલા:** શીતળ તથા સુગંધિ છે અને કોઢ, તાવ, તથા રક્તવિકારનો નાશ કરે છે. **ઉપયોગ:** (૧) **ગર્ભિણીના રક્તસ્રાવ ઉપર:** ગહુલા, કમળકંદ, કુમળાં ઉંમરાં, એ દૂધમાં બાફી તે દૂધ પાવું; પછી સાકર સાથે રાતી ડાંગરનો ભાત ખવડાવવો. (૨) **અમ્લપિત્ત ઉપર:** ગહુલાનું ચૂર્ણ સાકરમાં ખાવું.

**૧૮૭. ગહું (ઘઉં):**—સં૦ ગોધૂમ. મ૦ હિં૦ ગહુ. ક૦ ગોધી. તા૦ ગોદુમે. તુ૦ ગોદી. મલા૦ ટપ. તૈ૦ ગોદૂમ. ગોધુમલુ. ફા૦ ગંદુમ. અ૦ હિતા. ઈં૦ વ્હીટ. લા૦ ટ્રિટિકમ્ વલગેરી.

સર્વ પ્રકારના ધાન્યમાં ગહું શ્રેષ્ઠ છે, એટલે તેને 'ધાન્યરાજ' એમ કહે છે. ગહું હિંદુસ્થાનમાં ચૈત્ર પાકે છે. બીજા સર્વ ખંડોમાં પણ ગહું પાકે છે. ગહુંનો રોપો બે હાથ ઉંચો વધે છે. અવ્વલ કાળી જમીનમાં ગહુંનો પાક સારો થાય છે. ઉત્તર હિંદુસ્થાનમાં ગહું પુષ્કળ પાકે છે એટલે ત્યાંના લોકનું ખાણું ગહુંનું છે. ગહુંનું ધાન્ય બરોબર સાચવીને રાખવાથી ચાર પાંચ વર્ષપર્યંત ટકે છે. ગહું એક ઉચ્ચ જાતીનું ધાન્ય હોઈ એના ખાવાના પદાર્થો માણસની પ્રકૃતિને માફક માનવામાં આવે છે. સર્વ પ્રકારનાં ધાન્ય કરતાં ગહુંમાં પૌષ્ટિકપણું વિશેષ છે. ગહુંમાં **રાતડા, વાજીયા, કાઠા, બન્સી, પુનેમીયા, દાઉદખાની,** એવી ઘણીક જાતિયો છે. તેમાં બન્સી ગહું ઉત્કૃષ્ટ પ્રતીના છે. ગહુંની કુમળી ઉંબીઓને શેકી તેનો પોંખ કરી ખાય છે. ગહુંના જેટલા પદાર્થો બને છે તેટલા કોઇ પણ ધાન્યના બનતા નથી. ગહુંના લોટનાં **ઘેબર, જલેબી, શીરો, પુરી, કણુસાર, લાડુ, એવાં** અનેક **પકવાન્નો** બને છે. એ પકવાન્નોમાં ઘી, ખાંડ, ગોળ કે સાકર અવશ્ય જોઇએ. પાંચ છ દિવસ ગહું પલાળી રાખી તેના સત્વનો એક પદાર્થ કરે છે; તેને 'બદામી હલવો' કહે છે. તે પૌષ્ટિક છે. ગહુંની થુલી કરે છે. તે પણ પૌષ્ટિક છે; તે અશક્ત માણસોને શક્તિ આવવા માટે આપે છે. ગહુંનું પરાળ અને ઘાસ ઢોરને ખવરાવે છે. કાગળો ચોટાડવાને એના લોટની **લાહી** ઘણી સારી થાય છે. **મોટા ગહું:** સ્નિગ્ધ, મધુર, શીત, ગુરૂ, ધાતુવર્ધક, બલકર, કફકર, સારક, વર્ણ્ય, રૂચ્ય, જીવન, ભગ્નસંધાનકારક, વ્રણને હિતકર, સ્થિરતાકારક તથા આમ કરનાર છે અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે. **ઝીણા ગહું:**—સ્નિગ્ધ, વૃષ્ય, કફકારક, બલકર, મધુર, ધાતુવર્ધક તથા પૌષ્ટિક છે; બીજા ગુણ મોટા ગહું જેવાજ છે. **ઉપયોગ:**—(૧) **બદ ઉપર:** ગહુંની કણકનું પોટીસ સાત આઠ વાર બાંધવું; એટલે બદ પાકીને ફુટશે. પછી વ્રણોક્ત ચિકિત્સા કરવી. કોઇ પણ પ્રકારનું ગુમડું ફાટવાને માટે આજ પોટીસ બાંધવાથી તે પાકીને ફાટે છે. (૨) **કમળીના રોગ ઉપર:** ગહું લઈ, તે ઉપર દેવતામાં લાલ કરેલી કડછી દબાવવી અને તેને જે ધણનો બાફ લાગે તે આંખોમાં આંજવો. (૩) **શીઘ્રપ્રસૂતિ થવા માટે:**—ગહુંની સેવો આધણમાં બાફી તે પાણી વસ્ત્રગાળ કરી સુમારે અચ્છેર પર્યંત લેઇ તેમાં સાજું ઘી નવટાંક પર્યંત નાંખી પાવું. આ ઔષધ પ્રસૂતિસમયની પીડા થવા લાગે કે તુરત પાવું. પછી પાવું નહિ. (૪) **અસ્થિભંગ ઉપર:**—કિંચિત શેકેલા ગહુંનું ચૂર્ણ મધમાં નાંખી આપવું; તે કંમર અને સાંધા દુઃખતા હોય તો તે ઉપર ઉત્તમ છે. (૫) **વાળા ઉપર:** ગહું અને સણનાં બીયાંનું ચૂર્ણ ઘીમાં શેકી ગોળી કરી આપવી, અને ચુનો તથા બીડલોણ પાણીમાં વાટી લેપ દેવો. (૬) **નાકમાંથી લોહી નીકળે છે તે ઉપર:** સાકર અને

એ ઘીની સાથે સેવન કરવાથી વાયુનો, ગોળસાથે લેવાથી મલબંધનો, સાકર સાથે લેવાથી પિત્તનો, મધસાથે લેવાથી કફનો, એરંડતેલ સાથે લેવાથી વાયુનો અને સુંઠ સાથે સેવન કરવાથી આમવાયુનો નાશ કરે છે. **ગળોના પાલાનું શાક:** તુરૂં, ઉષ્ણ, લઘુ, તીખું, કડવું, પાકકાળે મધુર, રસાયન, અગ્નિદીપક, બલકર તથા ગ્રાહક છે અને ત્રિદોષ, વાતરક્ત, તૃષા, દાહ, મેહ, કોઢ, કમળો અને પાંડુરોગનો નાશ કરે છે. **ગળોનો કંદ:** ઉષ્ણ, તેમજ તીખો છે અને જ્વર, સન્નિપાત, વિષ, વલીપલિત અને પિશાચબાધાનો નાશક છે. **ગળોનું સત્વ:** સ્વાદુ, પથ્ય, લઘુ, દીપન, ચક્ષુષ્ય, ધાતુવર્ધક, મેધ્ય, વયઃસ્થાપક છે અને વાતરક્ત, ત્રિદોષ, પાંડુ, તીવ્ર જ્વર, વમી, જીર્ણજ્વર, પિત્ત, કમળો, પ્રમેહ, અરૂચિ, દમ, ઉધરસ, ઉચકી (હેડકી), અર્શ તથા ક્ષય, દાહ, મૂત્રકૃચ્છ્ર, પ્રદર અને સોમરોગનો નાશ કરે છે. **ઉપયોગ: (૧) વિષમ જ્વર વગેરે સર્વ રોગો ઉપર:**—ગળોનું વસ્ત્રગાળ ચૂર્ણ ૧૦૦ ભાગ, ગોળ અને મધ સોળ ભાગ, અને ઘી વીસ ભાગ લેઇ એકત્ર કરવું તથા અગ્નિબલ જોઇ ભક્ષણ કરવું અને હિતકારક તથા પરિમિત એવાં અન્ન ભક્ષણ કરવાં એટલે કોઇ પણ વ્યાધિ થતો નથી. એટલુંજ નહિ પણ કેશોની ધોળાશ, વૃદ્ધપણું, તાવ, વિષમજ્વર, પ્રમેહ, વાતરક્ત અને નેત્રરોગ થતા નથી. આ ઉત્કૃષ્ટ રસાયન જરાવસ્થા દૂર કરનાર, બુદ્ધિ આપનાર, ત્રિદોષનાશક, એવું હોઇ એના સેવનથી પુરૂષ ૧૦૦ વર્ષ જીવે છે. અને દૈત્ય જેવો બલવાન થાય છે, એને કોઈ 'અમૃતરસ' પણ કહે છે. એના આગળ અન્ય વસ્તુ, રસાયન તુચ્છ છે. **(૨) સર્પદંશ ઉપર:**—ખડક ઉપર થનારી ગળોનો કંદ લાવી દૂધમાં બાણી રાખી મેલવો. એ સર્પના વિષ ઉપર ઠંડા પાણીમાં ઘસી તેમાં અરીઠા ઘસી તે પાઇ દેવું. **(૩) સર્વપ્રકારના પ્રમેહ ઉપર:** ગળોનો અંગરસ કાઢી તેમાં પાષાણભેદનું ચૂર્ણ અને મધ અથવા એકલું મધ નાંખી તે પાવો. **(૪) કમળીરોગ ઉપર:** ગળોના રસમાં અથવા કાઢામાં મધ નાંખી પાવું. અથવા પાંત્રાંનો કલ્ક છાશમાં પાવો. **(૫) તિમિરાદિક નેત્રરોગ ઉપર:** ગળોનો અંગરસ ૧૦ માસા લેઇ એમાં મધ અને સિંધવ અકેક માસો નાંખી સારૂં મર્દન કરી થોડું થોડું અંજન કરવુ; એટલે તિમિર, કાચબિંદુ, ખરજ, લિંગનાશ અને કીકી ઉપરના રોગ; એ સર્વ દૂર થાય છે. **(૬) આમવાત ઉપર:** ગળો અને સુંઠનો કાઢો પાવો; કિંવા ગળોના કાઢામાં એરંડતેલ નાંખી પાવું. **(૭) પિત્તરોગ ઉપર:** ગળોનો રસ અને સાકર એકત્ર કરી તે ભક્ષણ કરવું એટલે તત્કાળ પિત્ત દૂર થાય છે. **(૮) કફરોગ ઉપર:** ગળોના કાઢામાં મધ નાંખી તે પાવો. **(૯) અમૃતાદિ કાઢો:**—ગળો, અરડુસી તથા એરંડમૂળનો કાઢો કરી તેમાં એરંડતેલ નાંખી પીવાથી સર્વ અંગમાં સંચાર કરનાર વાતરક્તનો નાશ કરે છે. **પ્રકાર બીજો:**—ગળો અને ત્રિફળાંનો કાઢો મધ અને પીંપર નાંખી નિત્ય પીવાથી સર્વ નેત્રરોગનો નાશ કરે છે. **પ્રકાર ત્રીજો:**—ગળો, સુંઠ, આવળકંટી, અશ્વગંધી તથા ગોખરૂનો કાઢો પાવો. તેથી કરી શળયુક્ત વાંતિ અને મૂત્રકૃચ્છ્ર દૂર થાય છે. **પ્રકાર ચોથો:** ગળો, અરડુસી, કડવાં પંડોલાં, નાગરમોથ, સાતવણ, ખેર, કાળો બરૂ, કડવા લીમડાનાં પાંત્રાં, હળદર તથા દારૂહળદરનો કાઢો કરી પીવાથી અનેક પ્રકારનાં વિષો, વિસર્પ, કોડ, વિસ્ફોટક, કંડૂ, મસુરિકા, તાવ, શીતપિત્ત વગેરે વિકારો દૂર થાય છે. **પ્રકાર પાંચમો:** ગળો, સુંઠ, નાગરમોથ, હળદર તથા ધમાસનો કાઢો પીંપરનું ચૂર્ણ નાંખી પાવો. **વાતજ્વર ઉપર પ્રકાર છઠ્ઠો:** ગળો અને દશ મૂળનો કાઢો પાવો; એટલે તેર પ્રકારના સન્નિપાતનો નાશ થાય છે. **પ્રકાર સાતમો:**- ગળો, સુંઠ, ભારંગમૂળ તથા વ્યાઘ્રપર્ણીનો કાઢો પીંપરનું ચૂર્ણ નાંખી પાવો. આ કાઢો કાસ તથા શ્વાસનો નાશ કરે છે. **પ્રકાર આઠમો:** ગળો, સુંઠ, કાંટાસરીયો, બળદાણા, ભટકટારી, પંચમૂળો તથા નાગરમોથનો કાઢો કરી તે ઠંડો થયા પછી મધ નાંખી પાવો; એટલે તત્કાળ સૂતિકા (સુવા) રોગનો નાશ થાય છે. **(૧૦) મૂત્રકૃચ્છ્ર ઉપર:** ગળોના રસમાં મધ નાંખી તે રસ પાવો. **(૧૧) મધુરજ્વર ઉપર:** ગળોનો કાઢો મધ નાંખી પાવો. **(૧૨) સ્તનમાં દૂધ આવવા માટે:** ગળોનો કાઢો કરી તેમાં દૂધ નાંખી પાવો. **(૧૩) કૃમિ ઉપર:** ગળો અને ભૈસો ગુગળ, એ એરંડાનાં પાંત્રાંના રસમાં ઘસી પેટ ઉપર લેપ કરવો. **(૧૪) જીર્ણજ્વર ઉપર:** ગળોના કાઢામાં ચતુર્થાંશ મધ કિંવા પીંપરનું ચૂર્ણ ત્રણ માસા નાંખી તે પાવો. અથવા ગળોનું હિમ આપવું. **(૧૫) વાતરક્ત ઉપર:** ગળો, ગોખરૂ અને આવળકંટી (આંમળી), એના કાઢામાં એરંડતેલ અથવા મધ ૧ તોલો નાંખી તે પાવો. અથવા ગળોના કાઢામાં એરંડમૂળ નાંખી પાવો; કિંવા એકલો કાઢો પાવો. (૧૬)

હાથ સવા હાથ વધે છે. દિલ્લીની પાસે જે ગાજર થાય છે તે સર્વોત્કૃષ્ટ છે. ગાજર લીલાં, રોટલી સાથે ખવાય છે. દુષ્કાળમાં ગરીબ લોક ગાજર ઉપરજ દિવસ કાઢે છે. ગાય-ભેંશ વગેરે ઢોરને ગાજર ખવરાવવાથી તે પુષ્ટ થઇ ઘણું દૂધ દે છે. ગાજરનાં બી ગર્ભપાતકારક છે. **ગાજર:** મધુર, રૂચ્ય, ગ્રાહક, કડવું, તીખું, રક્તપિત્તકારક, ઉષ્ણ, હલ, અગ્નિદીપન, નેત્રને વિકાર કરનાર, વિદાહી, રૂક્ષ તથા પિત્તકર છે; અને આધ્માન, શૂળ, મૂળવ્યાધિ, કૃમિ, સંગ્રહણી, વાત, કફ, તૃષા તથા શુક્રનો નાશ કરે છે. એનાં **બીજ:** ઉષ્ણ, વૃષ્ય, તથા ગર્ભપાતકારક છે. **ઉપયોગ (૧) ખરજવા ઉપર:** ગાજર પીલી તેમાં થોડું મીઠું નાંખવું. અને પાણી ન રેડતાં તેને બાફી તે ખરજવા ઉપર બાંધવું. એથી ત્વરિત ગુણ આવે છે. **(૨) ઋતુપ્રાપ્તિ માટે:** ગાજરનાં બી પાણીમાં વાટી પાંચ દિવસ પાવાં.

**૧૯૨. ગાંજો ( ભાંગ ):** સં૦ વિજયા. મ૦ હિં૦ ગાંજા.

ગાંજાનાં ઝાડ સુમારે ૩ હાથ પર્યંત ઉંચાં વધે છે. એનાં પાંત્રાં અંબાડીનાં પાંત્રાં જેવાં હોય છે. એ ઝાડ ઉપર તોરા આવે છે; તેને ગાંજો કહે છે. તે તોરા કાઢી સુકવે છે. ગાંજાની જે ભૂકી તેને 'ભાંગ' કહે છે. એ ભાંગ વાટી લોક પીએ છે. ગાંજો પીવાથી અને ભાંગ પીવાથી માણસને નિશો ચ્હડે છે, તેથી કાળજું કપાઈ જાય છે, શક્તિ ક્ષીણ થાય છે, તથા તેથી માણસને એક પ્રકારનો તોર આવી તે તોરમાં માણસ ઘણોજ ધુંધ થઈ જાય છે; જેમ તેમ બકે છે. એ એક દુર્વ્યસન છે. એ વ્યસન જે માણસને વળગ્યું હોય તેને 'ગંજેરી' કહે છે. **ભાંગ:** પિત્તલ, ગ્રાહક, તીક્ષ્ણ, કડવી, ઉષ્ણ, લઘુ, કર્ણકારક, અગ્નિદીપક, રૂચિકર, માદક, વાણીવર્ધક તથા મોહકારક છે અને કફ તથા વાયુની નાશક છે. **ઉપયોગ: (૧) ભુખ ઉપર:** ભાંગ પીવી. **(૨) મૂળવ્યાધિ ઉપર:** ભાંગ અને ઢોરના શિંગડાની ધૂણી આપવી. **(૩) બળદ કિંવા પાડા લોહી મૂતરે છે તે ઉપર:** ભાંગ, વરીયાળી અને એલચી એકત્ર કરી, વાટી શક્તિ પ્રમાણે પાવું; અથવા ભાંગ વાટી પાવી. **(૪) અતિસાર ઉપર:** ગાંજાનું ચૂર્ણ ગોળમાં અથવા સાકરમાં આપવું. **(૫) શ્વાસ ઉપર:**—ગાંજાની રાખ મધમાં આપવી. **(૬) નિદ્રાનાશ, અતિસાર, સંગ્રહણી અને અગ્નિમાંદ્ય ઉપર:** ભાંગ શેકી તેનું ચૂર્ણ મધમાં આપવું. **(૭) ચોથીયા તાવ ઉપર:** ગોળમાં ભાંગ મેળવી, બોર જેવડી ગોળીઓ કરવી; અને તાવ આવ્યા પહેલાં ચાર ઘડી ઉપર એક ગોળી આપવી. **(૮) ભૂતજ્વર ઉપર:** પ્રાતઃકાળે ભાંગના ઝાડનાં મૂળીયાં કાઢી માથે બાંધવાં.

**૧૯૩. ગુગળ:** સં૦ ક૦ ગુગ્ગુલ. મ૦ ગુગ્ગળ. હિં૦ ગુગળર. બં૦ ગુગ્ગુલુ. તૈ૦ માહિષાક્ષી. ફ્રા૦ બોએજહુદાન. અ૦ મુકિલેઅર્જક. ઇં૦ ઇંડીયનડેલિયમ. લા૦ બાલસમોડેન્ડ્રન રૉક્સબુર્ઘીઆઇ.

ગુગળનાં ઝાડ **મારવાડ** અને **સિંધ** દેશમાં થાય છે. એ ઝાડ **શિંગાપૂર બેટમાં** ઘણાં થાય છે. **ગ્રીષ્મ** ઋતુમાં તાપને લીધે આ ઝાડમાંથી જે **રસ** ઝરે છે તેને '**ગુગળ**' કહે છે. ધૂપ કરવાના કામમાં એનો ઘણો ઉપયોગ થાય છે. એનો ધૂપ કરવાથી હવા શુદ્ધ થઇ હવામાંહેનાં રોગકારક દ્રવ્યો નાશ પામે છે; એ એનાથી મોટો ફાયદો છે. દેવની આગળ નિત્ય ધૂપ કરવાનું કહ્યું છે તેનું મૂળ કારણ તો આજ હોવું જોઇએ. **ગુગળ:—મહિષાક્ષ, મહાનીલ, કુમુદ, પદ્મ અને હિરણ્ય,** એ રીતે પાંચ પ્રકારનો છે. તે કડવો, તીખો, રસાયન, ઉષ્ણ, વિશદ, પિત્તલ, સારક, તૂરો, લઘુ, પાચક વૃષ્ય, ભાંગેલા હાડકાનું સંધાન કરનાર, સૂક્ષ્મ, સ્વર્ય, અગ્નિદીપક, ભીનો, મધુર, બલ્ય, તીક્ષ્ણ, સ્નિગ્ધ, સુગંધિ, પૈષ્ટિક, કાંતિકર તથા ભેદક છે; અને કફ, વાયુ, કાસ, કૃમિ, વાતોદર, શ્લેષ્મ, સોજો, અર્શ, પ્રમેહ, મેદરોગ, વાતરક્ત, રક્તદોષ, ગ્રંથિરોગ, ગંડમાલા, વ્રણ, અપચી, પિટિકા, આમ, કંડૂ, કોઢ, શરદી, આમવાયુ તથા અશ્મરીનો નાશ કરે છે. એ નવો હોય તો ધાતુવર્ધક અને વૃષ્ય છે, અને જુનો હોય તો અતિ લેખન છે, **મહિષાક્ષ** અને **મહાનીલ,** એ બે હાથીને ઉપયોગી; અને **કુમુદ** તથા **પદ્મ** એ ઘોડાને ઉપયોગી; અને **હિરણ્ય,** એ માણસના ઉપયોગનો છે. કોઇ વખત **મહિષાક્ષ** પણ માણસના ઉપયોગમાં આવે છે. ગુગળ મધુર છે તેથી વાતશમન અને તૂરો છે તેથી પિત્તનાશક, તથા કડવો છે માટે કફનાશક છે. એ પ્રકારે એ સર્વ દોષનાશક છે, **કણ ગુગળ:**—એ તીખો, ઉષ્ણ, સુરભિ તથા

યોગ સર્વ રોગોનો નાશ કરનારો છે. **વિશ્વાદ્ય ગુગળ:** શતાવરી, એરંડમૂળ, સુંઠ, દારૂહળદર, કોષ્ઠ, સિંધવ, રાસ્ના તથા ગળો, એ સર્વેના ચૂર્ણથી બમણો શુદ્ધ ગુગળ એકત્ર કરી તેની ગોળીઓ કરી એકેક આપવી, તથા પથ્ય પળાવવું; એટલે ભ્રમવાત નાશ પામે છે. **બીજો પ્રકાર:** સુંઠ, પીપળીમૂળ, વાવડીંગ, દેવદાર, સિંધવ, રાસ્ના, ચિત્રક, અજમો, મરી, કોષ્ઠ, તથા હરડે, એ સમભાગ; અને બમણો ગુગળ એકત્ર કરી તે આપવું; એટલે વાયુ, મૂર્ચ્છા, ગુલ્મ, શૂળ, કંપ અને ગૃધ્રસીનો નાશ થાય છે. **રાસ્નાદિ ગુગળ:**—રાસ્ના, ગળોનું સત્વ, એરંડમૂળ, દેવદાર અને સુંઠ, એ એકેક ભાગ તથા એ બધાનાં બરાબર ગુગળ લઇ એકત્ર ખરલ કરી તે ખાવું; એટલે વાયુ, શિરોરોગ, નાડીવ્રણ તથા ભગંદરનો નાશ થાય છે. **કાંચનાર ગુગળ:**—કાંચન વૃક્ષની છાલ ૪૦ તોલા; અને હરડાં, બેહડાં, આવળકંટી એ ત્રણ ઔષધ ચાર ચાર તોલા; અને વાયવર્ણો ૪ તોલા; તથા ઇલાયચી, અને તજ એકેક તોલો લેવાં; પછી બધાં ઔષધો ખાંડી ચૂર્ણ કરી, તેના સમભાગ શુદ્ધ કરેલો ગુગળ લઇ વાટી તેમાં આ ચૂર્ણ મેળવી. તેની ગોળીઓ ૪ માસા પ્રમાણની કરી, પ્રાતઃકાળે સુંઠના કાઢામાં અથવા ખેરની અંતરછાલના કાઢામાં, અથવા હરીતકીના કાઢામાં અથવા ગરમ પાણીમાં એકેક ગોળી આપવી; તેથી કરી ભયંકર ગંડમાલા અને ગંડમાલાનો ભેદ, અપચી રોગ, અર્બુદ, ફોડકીયો, વ્રણ, ગુલ્મ, તથા ભગંદર, એ રોગો દૂર થાય છે. **ત્રિફળા ગુગળ:** હરડાં, બહેડાં, આવળકંટી અને પીપર, એ ચાર ચાર તોલા લઇ ચૂર્ણ કરવું. પછી શુદ્ધ કરેલો ગુગળ ૨૦ તોલા જેટલો લઇ સારો વાટી તેમાં તે ચૂર્ણ મેળવી ખાંડી ગોળીઓ કરી, રોગીના જઠરાગ્નિબળનું તારતમ્ય જોઇ આપવી. તેથી કરી વિદ્રધિ, નાડીવ્રણ, ગંડમાલા, ભગંદર, સોજો, ગુલ્મ તથા મૂળવ્યાધિ, એ રોગો દૂર થાય છે. **ગોક્ષુરાદિ ગુગળ:**—૨૮ પળ (૧૧૨ તોલા) ગોખરૂ લાવી થોડા ખાંડી તેમાં ૬ ગણું પાણી નાંખી અર્ધું પાણી રહે ત્યાં સુધી તે કાઢો કઢવવો પછી શુદ્ધ કરેલો ગુગળ સાત પળ (૨૮ તોલા) જેટલો લઇ સારો ખાંડી અથવા વાટી તે કાઢામાં નાંખી, ફરી ગોળના પાક જેવો ઘટ્ટ થાય ત્યાં સુધી કઢવવો. પછી તેમાં નીચે પ્રમાણે ચૂર્ણ કરી નાંખવું. સુંઠ, મરી, પીપર, હરડાં, આંબળાં તથા નાગરમોથ, એ સાત ઔષધો ચાર ચાર તોલા લેઈ ચૂર્ણ કરી તે પાકમાં મેળવી તેની ગોળીઓ કરી આપવી. તેથી પરમો, મૂત્રકૃચ્છ્ર, પ્રદર, મૂત્રાઘાત, વાતરક્ત, વાતરોગ, ધાતુ વિકાર, તથા મૂત્રખડો, એ રોગોનો નાશ થાય છે. **લાક્ષાદિ ગુગળ:** લાખ, હાડસંધિ, આસુંદરો, આસંધ, નાગબલા અને ગુગળ એનું ચૂર્ણ અસ્થિભંગ અને મુક્તાસ્થિને ફાયદો કરે છે, અને શરીર વજ્ર જેવું થાય છે. **આભાદિ ગુગળ:** આવળીયાનાં બી ૧ ભાગ, ત્રિફળાં ૩ ભાગ તથા ત્રિકટુ ૩ ભાગ, એ બધાંની બરોબર ગુગળ નાંખી તે ભાગેલા હાડકાને સાંધવા માટે વાપરવો. એ ઘી અને મધમાં સેવન કરવા આપવો. **ગુલ્મ અને શૂળ ઉપર:** શુદ્ધ ગુગળ ગોમૂત્રમાં આપવો. **વિડંગાદ્ય ગુગળ:** વાવડીંગ, હરડાં, બેહડાં, આંબળાં, સુંઠ, મરી તથા પીપર એના બરોબર ગુગળ લેઇ એ સર્વ ઘીમાં ખરલ કરી ગોળી કરી ખાવી; પથ્ય પાળવી; એટલે દુષ્ટ વ્રણ, નાડીવ્રણ, અપચી, મેહ તથા કોઢ, એ સર્વે નાશ થાય છે. **ગુગ્ગુલાદિ લેપ:**—ગુગળ, ત્રિફળાં, સુંઠ, મરી તથા પીંપર, એ સમભાગ વાટી લેપ કરવો; તેથી દુષ્ટ નાડીવ્રણનો તથા ભગંદરનો નાશ થાય છે. **અમૃતાદિ ગુગળ:**—કડવી ગળો, પંડોળાનાં મૂળ, સુંઠ, મરી, પીંપર, ત્રિફળાં તથા વાવડીંગ, એના સમભાગ ગુગળ નાંખી એકેક તોલાની ગોળી કરવી. તે દરરોજ એક ખાવી. તેથી વ્રણ, વાતરક્ત, ગુલ્મ, ઉદરરોગ, પાંડુ, અને સોજાનો નાશ કરે છે. **પથ્યા ગુગળ:** હરડાં ૧૦૦, બહેડાં ૨૦૦, આંબળાં ૪૦૦, અને ગુગળ ૬૪ તોલા, એ સર્વ ૧૦૨૪ તોલા પાણીમાં રાત્રે પલાળી રાખી પ્રાતઃકાળે કઢવી અર્ધું શેષ રહે એટલે ગાળી લઇ ફરી લોખંડના વાસણમાં કઢવવું; તથા ઉતાર્યા પછી તેમાં વાવડીંગ, દાંતીમૂળ, ત્રિફળાં, ગળો, પીંપર, નસોત્તર, સુંઠ તથા મરી, એ દરેકનું ચૂર્ણ બે તોલા પ્રમાણે નાંખવું. જેથી આ ગુગળ તૈયાર થાય છે. આ ગુગળ યથેષ્ટ ભોજન અને યથેષ્ટ આચરણ કરનારા માણસે પણ સેવન કરવું જેથી દરેક રોગનો નાશ થશે. એ ગૃધ્રસી, નવી ખંજતા, પ્લીહા, ઉગ્ર જઠર, પંગુતા, પાંડુત્વ, કંડૂ (ખરજ); વમી, અને વાતરક્તનો નાશ કરે છે. આ ગુગળ સેવન કરવાથી માણસને અપ્રતિમ સામર્થ્યવાન તથા બળમાં હાથી જેવો અને વેગમાં ઘોડા જેવો કરે છે, અને આયુષ્ય, ચક્ષુર્બલ, અને

ફૂલોનો વાસ ઘણો સુવાસિક આવે છે. ગુલાબની કળીઓ સારક છે. **ગુલાબજળ** ઠંડુ છે. ફૂલોની પાંખડીઓનો ગુલકંદ કરે છે. **ઉપયોગ:—(૧) રેચ થવા માટે:** થોડી સુકાયેલી ગુલાબની કળીઓ સાકર સાથે ખાઈ ઉપર થોડું પાણી પીવું એટલે રેચ થાય છે. અથવા કળીઓ રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે તે પાણી ગાળી પીવું. **બીજો પ્રકાર:** સુકાયેલી ગુલાબની કળીઓ ભાતમાં બાફી તે ભાત ઘી સાકર નાંખી ખાવો, એટલે જલદી રેચ થવા લાગે છે. એથી ગ્લાનિ વગેરે કાંઇ પણ ન થતાં રેચ પણ સાફ આવે છે. **(૨) ગુલકંદ બનાવવાની રીત:** ઉંચા ગુલાબનાં ફૂલો લેઇ પાંખડીઓ કાઢવી, તે પાંખડીઓથી બમણી સાકર લઇ બરણીમાં કિંવા લોટામાં પાંખડીઓ અને સાકરના થરપર થર લેવા, અને તેનું મોં બંધ કરી આઠ દિવસ તાપમાં ટાંગી રાખવું, એટલે ગુલકંદ તૈયાર થાય છે. આ ગુલકંદ દાહશામક, પિત્તશામક, અને મળની શુદ્ધિ કરનાર છે. **(૩) ગુલાબનું અત્તર કાઢવાની રીત:—**ઘણાં ફૂલો એક વાસણમાં નાંખી ઉકાળવાં અને તેને ઉભરો આવે એટલે તે વાસણ નીચે ઉતારી નાંખવું. પછી તે ઠંડુ થયા પછી અત્તરની તોર પાણી ઉપર આવે છે તે કાઢી લઇ શીશીમાં ભરવું. એક મણું ફૂલોમાંથી ૧ તોલા ભાર અત્તર પણ નીકળતું નથી એટલે એ મોંઘુ વેચાય છે. તોરની નીચે જે પાણી રહે છે તેને 'ગુલાબજળ' કહે છે. **(૪) ગુલાબનું સરબત:** ગુલાબજળમાં સાકર નાંખી સરબતી પાક કરવાથી સુવાસિત સરબત થાય છે. એ સરબત ગરમીનો નાશ કરનારૂં, તથા ઠંડુ હોવાથી ઉન્હાળાના દિવસોમાં સેવન કરવાને યોગ્ય છે. **(૫) આંખોમાં બળતરા થતી હોય કિંવા તેજ કમી થયું હોય તો:** ગુલાબજળ આંખોમાં આંજવું. **(૬) આંકડી ઉપર:—**નાક, કપાળ, અને આંખોએ રૂના પુંમડાથી ગુલાબજળ ચોપડવું. **(૭) પ્રદર, ધાતુવિકાર, રક્તમૂળવ્યાધિ, પિત્તવિકાર, ઇત્યાદિક ઉપર:** સવારે અને સાયંકાળે ગુલાબનાં તાજાં ફૂલો દર વખતે પાંચ લઇ, તે ૩ માસા સાકર સાથે ખાવાં અને ઉપર થોડું ગાયનું દૂધ દિવસ ૧૪ પીવું. એટલે ઉપરના સર્વે વિકારો દૂર થાય છે. તથા મળ- શુદ્ધિ થાય છે. મૂત્રસ્થાનનો દાહ, સણકા, મૂત્રની આરક્તતા, તથા પીળાપણું ઇત્યાદિ વિકારો ઉપર પણ આ અપ્રતિમ ઔષધ છે. **(૮) ખસ, દાદર, વગેરે ત્વગ્દોષ ઉપર:** ગુલાબકળીનો રેચ આપવો, એટલે સારો ફાયદો થશે. **(૯) ત્વગ્દોષ ઉપર:** ગુલકંદ ખાવાથી રક્તશુદ્ધિ થઇ શરીર માંહેની ગરમી નીકળી જાય છે. **(૧૦) આંખો માંહેની ગરમી નીકળી જવા માટે:** સુરમાને ગુલાબજળની ૨૧ ભાવનાઓ આપી તે સુરમો આંખોમાં આંજવો. **( ૧૧ ) ત્વગ્દોષ ઉપર:** કપૂર, ટંકણખાર, ગંધક અને વિશેષ ધૂપ, એમે ગુલાબજળમાં ખરલ કરી થેપલી કરવી, એ થેપલી પાણીમાં ઘસી લેપ કરવો.

**૧૯૯. ગોખરૂ બોડા:** સં૦ ગોક્ષુરક. મ૦ હિં૦ ગોખરૂ. ક૦ દોડ્ડ નેગ્ગિલુ. તે૦ પેદ્દ પાલેરૂ. તા૦ અનેનેરિંજલ. મલા૦ કાકમુલ્લા. ફત્તુનેરિલ. ફા૦ તુખ્મેખાર ખસ્ક. અ૦ બજરૂલ ખસ્ક. લા૦ પેડે- લિયમ્ મ્યુરેક્સ.

ગોખરૂનાં ઝાડ નાનાં થાય છે. એનાં પાંત્રાં તલનાં પાંત્રાં જેવાં હોય છે, એ ઝાડ ચોમાસામાં ઉત્પન્ન થાય છે. એ ઝાડ ઉપર ચણીબોર જેવડાં ફળો આવે છે, તેને 'બોડા ગોખરૂ' કહે છે. એ ફળ ઉપર ચાર બાજુએ ચાર કાંટા હોય છે. ગોખરૂની બીજી એક નાની જાતિ છે, તેને "કાંટાવાળા ગોખરૂ" કહે છે. તેનું વર્ણન મૂદું કરેલું છે. બોડા ગોખરૂ ન મળે તો, તેનો ઉપયોગ પણ થાય છે. **દશ મૂળોમાં** ગોખરૂનાં મૂળ આવે છે, ગોખરૂ એ પૌષ્ટિક છે. **ગોખરૂ:** શીતળ, બલકારક, મધુર, બૃંહણ, બસ્તિશુદ્ધિકારક, વૃષ્ય, પૌષ્ટિક, રસાયન, અગ્નિદીપક, તથા સ્વાદુ છે; અને મૂત્રકૃચ્છ, અશ્મરી, દાહ, મેહ, દમ, ઉધરસ, હૃદ્રોગ, અર્શ, બસ્તિવાત, ત્રિદોષ, કોઢ, શૂળ, અને વાયુનો નાશ કરે છે. ઔષધોમાં એનાં પંચાંગ અને ફળો પણ આવે છે. **ઉપયોગ: (૧) પાંડુરોગ ઉપર:** ગોખરૂનો કાઢો મધ અને સાકર નાંખી પાવો. **(૨) પ્રમેહ ઉપર:** ગોખરૂનું ચૂર્ણ સાકર સાથે આપવું. **(૩) મૂત્રકૃચ્છ અને ઉષ્ણ વાયુ ઉપર:** ગોખરૂના ઝાડનો અથવા ગોખરૂનો કાઢો મધ અને સાકરની ભૂકી નાંખી પાવો. **(૪) પુષ્ટતા ઉપર:** ગોખરૂની ભૂકી કરી રોજ દૂધ પાશેર, ઘી ૪ તોલા, અને સાકર ૧ તોલો; એકત્ર કરી એમાંથી દરરોજ ૩ માસા પ્રમાણે આપવું. એથી શરીરમાં ભરેલી ગરમીના વિકારો નાશ પામે છે. **(૫) ઉષ્ણ પ્રમેહ, તિદિક પ્રમેહ અને મૂત્રાઘાત ઉપર:** ગોખરૂનાં લીલાં ઝાડ લાવી પાણીમાં બોળી રાખવાં, થોડી વાર

આ ઝાડ કોકણમાં પ્રસિદ્ધ છે. એ કાકડશીંગીની જાતિનું વૃક્ષ છે. એ ઝાડ માણસ જેટલું ઉંચું વધે છે અને લાલ રંગનાં ફળો આવે છે તે કાકડશીંગ કરતાં મીઠાં લાગે છે. લોકો એનાં ફળો પ્રેમથી ખાય છે. એ ફળો પૌષ્ટિક છે. એ ફળો માંહેનો રસ ગુંદરની પેઠે ઉપયોગમાં આવે છે. એનું લાકડું ચીકણું હોઇ સુતાર કામમાં પણ ઉપયોગી છે. ગોંધણી:—વાતકારક, મધુર, કિંચિત્ શીતલ, કૃમિનાશક અને સુવર્ણ-મારક છે. ઉપયોગ:—(૧) દાંત દુઃખે છે તે ઉપર:—ગોંધણીની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા. (૨) પૌષ્ટિક લાડુ: એનાં ફળો સુકવી તેનું ચૂર્ણ કરી સાકરના પાકમાં લાડુ કરવા; એ પૌષ્ટિક છે અને એનું સેવન કરવાથી કમરમાં જોર આવે છે.

૨૦૪. ગોમેટો: (સં૦ વનતુંડી) કૂવા ઉપર અને વાડો ઉપર ગોમેટોના વેલા આપોઆપ થાય છે. એ વેલા કોકણમાં પુષ્કળ થાય છે. એનાં પાંદડાં કિંચિત્ લાંબાં અને સહજ જાડાં હોય છે. એને રાન-પડોળા જેવાં આંગળભર લાંબાં અને સોનેરી ફળો જેવાં અને ડીટાં પાસેની બાજુએ કિંચિત્ જાડાં ફળ આવે છે. એ શાક કોંકણમાં પ્રસિદ્ધ છે. ગોમેટોનાં મૂળ ગળચટાં હોય છે. એ મૂળોને કણબી વગેરે લોકો ખાય છે. ગોમેટો:—મધુર, શીતળ તથા લઘુ છે અને દંતપીડાનાશક છે. ઉપયોગ:—(૧) આગંતુક ગરમી ઉપર:—ગોમેટોનાં મૂળ તથા ગાયનું ઘી સુમારે ત્રણ તોલા પર્યંત લેઇ તેમાં એક તોલા પર્યંત ઘસી તથા થોડી સાકર નાંખી પ્રત્યેક બે વખત સાત દિવસ પાવું. (૨) ધાત પડતી હોય તો: ગોમેટોનાં મૂળ કુટી રસ કાઢવો. તેમાં ગાયનું તાજું દૂધ, સાકર અને જીરાની ભૂકી નાંખી આપવું. એ ઔષધ બેવાર આપવું એટલે ત્રણ દિવસમાં ગુણ આવે છે. (૩) બિલામો ઉઠયો હોય તો: ગોમેટોનાં પાંદડાંનો રસ ચોપડવો. (૪) પુષ્ટતા ઉપર:—શેકેલા ધોળા દાળ, ગોમેટોનાં મૂળ, જીરૂ અને સાકર એકત્ર બારીક વાટી તેમાં ઘી નાંખી પાવું. આ ઔષધ બાળકોને આપવાને પણ હરકત નથી. બીજો પ્રકાર: ગોમેટોનાં મૂળ ગાયના દૂધમાં ઘસી તેમાં ઘી અને સાકર નાંખી પાવું. (૫) પિત્ત ઉપર: ગોમેટોનાં ફૂલોનું ચૂર્ણ ઘી સાકરમાં આપવું.

૨૦૫. ગોરખ આમલી: સં૦ ગોરક્ષી. મ૦ ગોરખચીંચ-ચોરીચીંચ. હિં૦ ગોરખઇમલી. ક૦ ગોરક્ષહુણુચી, માગિમાવું, મ્હામ્લિકા. કા૦ તા૦ પપ્પારપ્પુલી, તોદી. અ૦ હબહબુ. લા૦ એડન્સોનિયા ડિજીટેટા.

એ ઝાડ મોટાં મોટાં થાય છે. ગોરખ આમલીના ઝાડનાં પાંદડાં કાંઇક શીમળાનાં પાંદડાં જેવાં હોય છે. એ ઝાડ ઉપર વેંતભર લંબાઇનાં દુધીના જેવાં ફળો આવે છે. એ ફળોની બાહેરની છાલ કઠિણ હોય છે. એ ફળમાં લોટના ગોળા હોય છે. એ લોટ ઘણો ખાટો છે. એનો આમલીને બદલે ઉપયોગ કરે છે. એ લોટ પિત્તશામક, રૂચિકર તથા પથ્યકારક છે. આ વૃક્ષને "ચોર આમલી" પણ કહે છે. ગોરખ આમલી: મધુર, કડવી તથા શીત છે. એ દાહ, જ્વર, પિત્ત, વમિ તથા અતિસારનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) દમ ઉપર:-ગોરખ આમલીનો લોટ ત્રણ માસા લેઇ, તે લીલા અથવા સુકાયલા અંજીરમાં ભરી સેવન કરવો. (૨)આમ્લપિત્ત ઉપર: ગોરખ આમલી માંહેના ગરનો અષ્ટમાંશ કાઢો કરી પાવો; અથવા ગોરખ આમલીના ગરનું સરબત કરી તેમાં જીરાની ભૂકી અને સાકરની ભૂકી નાંખી પાવું. (૩) અતિસાર અને પ્રદર ઉપર: ગોરખ આમલીના ગરનું સરબત કરી સાકર નાંખી પાવું. (૪) ઢોરોને મુસલ રોગ થાય છે તે ઉપર: ગોરખ આમલીનું મગજ પાણીમાં મેળવી પાવું. (૫) ગરમીની ચાંદીઓ, ખાંડક અને સર્વ પ્રકારના જખમો ઉપર: ગોરખ આમલીનાં બિયાંની કાળી રાખ કરી માખણમાં મેળવી તે મલમ ચોપડવું.

૨૦૬. ગોરખમુંડી:—(સં૦ ગોરક્ષ મુંડી. હિં૦ મુંડી.) ગોરખ મુંડીમાં બે જાતિ છે. નાની અને મોટી. નાનાં ઝાડ સુમારે વેંતભર ઉંચાં વધે છે. મોટાં હાથ ભર ઉંચાં વધે છે. એ ઝાડ ઉપર નાની સોપારી જેવડાં અફીણનાં જીંડવાં સરખાં ગુલાબી રંગનાં ફળો આવે છે. એ ઝાડનાં પાંદડાં બારીક હોઇ તે લાંબાં હોય છે. આ ઝાડનો વાસ ઘણો ઉગ્ર આવે છે. એ ઝાડો લીલી જમીનમાં થાય છે. ગોરખ-મુંડી: તુરી, ઉષ્ણ, પાકકાળે તીક્ષ્ણ, કડવી; મધુર, ભેદક, લઘુ, મેધાકારક, બલકર તથા રસાયન છે; અને ગંડગુમડાં, ગંડમાલા, અપચી, કફ, વાયુ, પ્લીહા, મેદ, અપસ્માર, શ્લીપદ, પાંડુરોગ, પિત્ત, આમરોગ,

**૨૧૧. ગૌલણ:** એ ઝાડ ઘાસની પેઠે જમીન ઉપર પ્રસરે છે. એનાં પાંત્રાં બારીક હોય છે અને તેનું થડ સાત આઠ આંગળ લંબાઇનું થાય છે. **ઉપયોગ:—(૧) ઘાંટ સર્પ ઉપર:** ગૌલણનાં ફળ બિંયાં સુદ્ધાં અધકચરાં ખાંડી ચલમમાં નાંખી પાવાં, અથવા ગૌલણનાં બીજ એકલાં પાણીમાં ઘસી પાવાં.

**૨૧૨. ઘણુસરી:**—એ ઝાડ ઘણાં મોટાં થાય છે. એને "માનસુરી" પણ કહે છે. ઘણુસરીનાં પાંત્રાં બિલાંમાનાં જેવાં લાંબાં હોય છે. એ પાંત્રાંનો વાસ ઘણો આવે છે. **ઉપયોગ:—(૧) ઘોણુસ (ઘોયડા) ના અને ફુરશાના વિષ ઉપર:** ઘણુસરીનાં મૂળ ઘસી તેમાં સુંઠ ઘસી પાવી; તેથી રેચ થશે અને ઉલટી પણ થશે. વિષથી શરીરમાં ગાંઠો થાય તો તેજ મૂળ ઘસી શરીર ઉપર ચોપડવું. **(૨) રેચન:** ઘણુસરીનાં મૂળ ઘસી પાવાં, ઉતાર ઘી અને ભાત આપવાં. **(૩) ફોડકી, ખરજ વગેરે ઉપર:** ઘણુસરીનાં મૂળ અને વાંકેરીનું બોથું પાણીમાં ઘસી લેપ કરવો. **(૪) ગરોળી વગેરેના વિષ ઉપર:**—ઘણુસરીની ભાજીમાં ગોમૂત્ર નાંખી રસ કાઢી તેમાં ઘણુસરીનાં મૂળ ઘસી શરીરે મર્દન કરવું. **(૫) ઢોરને ઘોયડાનું વિષ લાગે છે તે ઉપર:** ઘણુસરીની ભાજીમાં પાણી નાંખી એક શેર પર્યંત રસ કાઢવો અને તેમાં ઘણુસરીનાંજ મૂળ ૧ તોલો ઘસીને પાવી, એ પ્રમાણે ૩ દિવસ પાવી; તથા અરીઠાના પાણીમાં ઘણુસરીનાં મૂળ ઘસી સુજેલી જગોએ વારંવાર લેપ કરવો.

**૨૧૩. ઘાપાન:**—અનસના ઝાડ જેવાં ઘાપાનનાં ઝાડ હોય છે. એનાં પાંત્રાં અનસના પાંત્રાં કરતાં પહોળાં હોય છે. તેના છેડે વાંક અને કરવત જેવા કાંટા હોય છે. ઘાપાનનાં પાંત્રાં પલાળી રાખી, કચરી તેનું સુતર કાઢી પછી દોરડું વણે છે. એ મજબુત થાય છે. **ઉપયોગ:—(૧) મુસલ રોગ (ઢોરોને અને માણુસોને મૂર્છા જેવો રોગ થાય છે તે) ઉપર:** ઘાપાનના કાંદાનો રસ પાવો. **(૨) જખમ ઉપર:** ઘાપાનનાં પાંદડાં વાટી ચોપડવાં.

**૨૧૪. ઘાસપિત્તપાપડો:** સં૦ પર્પટક. આ ઝાડ જમીન બરોબર પ્રસરે છે. એનાં પાંત્રાં બારીક હોય છે. એ ઝાડ ઘણું કરીને માળ જમીન ઉપર થાય છે. એ ઝાડ ઉપર બારીક જીંડવા જેવા તોરા આવે છે. એ ઝાડ પ્રસિદ્ધ છે. પિત્તપાપડાનાં ઝાડ વધારે ગુણકારી છે. ઘાસપિત્તપાપડાનું શાક સારૂં થાય છે. **પિત્તપાપડો:** શીતળ, કડવો, ગ્રાહક, વાતકારક, લઘુ તથા પાકકાળે તીખો છે; અને પિત્ત, કફ, જ્વર, રક્તદોષ, અરૂચિ, દાહ, ગ્લાનિ, ભ્રમ, મદ, પ્રમેહ, ઓકારી (ઉલટી), તૃષા તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનું શાક:** સંગ્રહી, શીતલ, વાતકારક, લઘુ તથા કડવું છે; અને રક્તવિકાર, પિત્તજ્વર, તૃષા, કફ, ભ્રમ તથા દાહનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) પિત્તથી ચકરી આવે છે તે ઉપર:**—ઘાસપિત્તપાપડાની વસ્ત્રગાળ ભૂકી કરી કોપરાના તેલમાં કાલવી માથા ઉપર જાડો લેપ કરવો. **(૨) પિત્તજ્વર ઉપર:**—ઘાસ પિત્તપાપડાનો કાઢો પાવો. **(૩) સાધારણ તાવ ઉપર:**—ઘાસપિત્તપાપડાનો કાઢો કરી તેમાં ગારગોટી (ઘોળો અને ઠંડો પથ્થર) દેવતામાં લાલ કરી છમકારી તે કાઢો પાવો. **(૪) ઉલટી ઉપર:** ઘાસપિત્તપાપડાનો કાઢો મધ નાંખી પાવો.

**૨૧૫. ઘામારી:** સં૦ અસ્થિભક્ષા. ઘામારીનાં ઝાડ ભેજવાળી જમીનમાં થાય છે. એ ઝાડની ઉંચાઇ સુમારે બે હાથ હોય છે. એનાં પાંત્રાંનો આકાર પર્ણબીજનાં પાંત્રાં જેવો થાય છે. ઘામારીને તોરા આવી તેને ફળો આવે છે. તેનો આકાર લાંબો હોય છે. એ ફળોનો રંગ પ્રથમ લીલો હોય છે અને પછી રાતો થઈ જાય છે. **ઉપયોગ:—(૧) ઘા રૂઝવવા માટે:**—ઘામારીની ભાજીનો રસ કાઢી તે જખમ ઉપર ચોપડવો; એટલે જખમ જલદી રૂઝાઈ જાય છે. **(૨) બાળકોના રક્તાતિસાર ઉપર:** ઘામારીનાં પાંત્રાંનો રસ કાઢી તેમાં ગાયનું ઘી મિશ્ર કરી તે રસ પાવો. એ ઔષધ મોટા માણુસને પણ આપવું.

**૨૧૬. ઘેવડો (વાલોળ):** સં૦ નિષ્પાવી. ઘેવડાનો વેલો ઘણોજ મોટો વધે છે. એ ચાર પાંચ વર્ષ ટકે છે. ઘેવડાને ત્રિદળ પાંત્રાં હોય છે. તેની શિંગોનું શાક સારૂં થાય છે. અંદરના દાણાનું પણ શાક કરે છે. ઘેવડામાં ચોધારી ઘેવડો, વેટ ઘેવડો, ગર્વો, ઘોળો અને કાળો; એવી અનેક જાતો છે. **ઘેવડો:** વાતકર, રૂક્ષ, તુરો, મધુર, મુખને પ્રિય, કંઠશુદ્ધિકારક, ગ્રાહક તથા અગ્નિદીપક છે; અને કફ

બે તોલા નાંખી દરરોજ બે વાર પ્રમાણે રજસ્રાવ થયેલા દિવસથી ચાર દિવસ આપવું. આ ઔષધ ગર્ભધારણ થઇ ત્રણ મહિના થયા પછી ઉપર લખ્યા પ્રમાણે પ્રકાર થાય તો આપવું. તે પહેલાં આપવું નહિ. (૩) **કુરશાના વિષ ઉપર:**—ઘોલીનાં પાંત્રાંના રસમાં સમુદ્રફળ છ માસા ઘસી સુમારે નવટાંક રસ પાવો. આ રસ એકેક કલાકને અંતરે પાવો; એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે. (૪) **સર્લ પથવા ઉપર:**—ઘોલીનાં મૂળોનો રસ, દેવદાર, જીરૂં અને સાકરનું ચૂર્ણ, એકવર્ણી ગાયના દૂધમાં ઋતુકાળે ત્રણ દિવસ આપવું.

**૨૨૧. ઘોલિકા ( લુણીની ભાજી ):** સં૦ ઘોલિ. કા૦ મ૦ ઘોળ૦ હિં૦ બડીનોનિઆશાક, કુલ્ફા. ક૦ ગોલિ. તૈ૦ અઇલકુરા. ફા૦ ખુરફા. અ૦ બકલતુલ, હુમકા. ઈં૦ પર્સ લેન. લા૦ પોર્ચ્યુલેકા, ક્વાડ્રિફિડા.

ઘોલિકાનાં ઝાડ મોટાં થતાં નથી, એનાં પાંત્રાં કાંઇક ગોળ થઇ જરા રાતા રંગનાં હોય છે. ઘોલિકાને ઘણું ન્હાનાં જીંડવાં આવી તેમાં કાળા રંગનાં બી હોય છે. ઘોલિકાની બે જાત છે. એકને 'ન્હાની' અથવા 'જંગલી ઘોલિકા' તથા બીજીને 'મોટી' અથવા 'રાજઘોલિકા' કહે છે. જંગલી ઘોલિકાનાં પાંત્રાં રંગે ઘણાં રાતાં અને રાજઘોલિકા કરતા ન્હાનાં પરંતુ ખડબચડાં હોય છે. એ ઝાડનાં ઝુંડેઝુંડ થાય છે. રાજ ઘોલિકાનાં પાંત્રાં અને ઝાડ કાંઇક મોટાં હોય છે અને કોમળ હોય છે. ઘોલિકાની ઢીલી ભાજી કરે એનો ગરીબ લોક ઘણો ઉપયોગ કરે છે. એ ભાજી ઠંડી હોઇ ઘણી ખાવામાં આવે તો હગામણ, ામાંશાદિ ઉપદ્રવો થાય છે. **ઘોલિકા:**—રૂચિકર, ખારી, પિત્તલ, ખાટી, સારક, કફકર તથા ઉષ્ણ છે; તે વાયુ, ત્વગ્દોષ, ગુલ્મ, વ્રણ, શ્વાસ, કાસ, નેત્રરોગ, મેહ તથા સોજાનો નાશ કરે છે. **મોટી ઘોલિકા:** ા, ખાટી, ખારી, રૂચિકર, તીખી, ગુરૂ, અગ્નિદીપક તથા કફનાશક છે; અને વાયુ, અર્શ, અગ્નિમાંદ્ય, વિષ યા શુક્રનો નાશ કરે છે. **ક્ષુદ્રઘોલિકા:**—પિત્તલ, સારક, કફકર તથા તીખી છે અને જીર્ણજ્વર, શ્વાસ, ાસ, ગુલ્મ, મેહ તથા શોથનો નાશ કરનારી તથા રસાયન, વાતનાશક, ઉષ્ણ, તથા ખાટી છે; તેમજ ાત્રરોગ, ચર્મદોષ તથા વ્રણની નાશક છે. **ઉપયોગ: (૧) પેશાબે ઘણી બળતરા થતી હોય તે ાથા ઉનવા ઉપર:** ઘોલિકાની ભાજીનો રસ કાઢી તેમાં સાકર નાંખી તે રસ સવાર સાંજ બે વખત ાાવો. જેથી ત્રણ દિવસમાં બળતરા શાંત થાય છે.

**૨૨૨. ઘોસાળી ( ગલકી ):** સં૦ હસ્તિકોશાતકી, ઘોશકી. મ૦ ઘોસાળે. હિં૦ નેનુઆ, તોરઇ. બં૦ ધુંધલ. ક૦ અરહીરે, તુપ્પીરી. તૈ૦ પુછાબીરકાયા. ફા૦ ખિયાર. લા૦ લ્યુફાપેટેંડ્રા.

ઘોસાળીનો વેલો ઘણોજ વધે છે. એનાં ફળોને 'ગલકાં' કહે છે. એમાં બે જાત છે. માઠ અને સાતપુતી. માઠને ફક્ત એકજ ફૂલ અને ફળ આવે છે. સાતપુતીને વધારે ફળ ફૂલો આવે છે અને તોરા આવે છે. માઠનાં ગલકાં પોચાં હોય છે. ગલકાં એ એક તુરીઆનીજ જાતિ છે. ગલકાનું શાક અને ભજીયાં ઘણાં ઉત્તમ થાય છે. એ તુરીઆં કરતાં સારાં થાય છે. ઘણીખરી ભાજીઓ કરતાં એ ઘણી મીઠી લાગે છે. ગલકાંને "પારોસ" પણ કહે છે. **મોટાં ગલકાં:** શીતલ, મધુર, વાતલ, અગ્નિદીપક, કફકર તથા પિત્તલ છે; અને દમ, ઉધરસ, તાવ તથા કૃમિનો નાશ કરે છે. **સાતપુતી:** શીતળ, લઘુ, પાકકાળે તીખી તથા કડવી છે; અને પિત્ત, વિષ, ઉધરસ, તાવ તથા વાયુનો નાશ કરે છે. **ઉપયોગ: (૧) બાળકની છાતીમાં દરદ થયું હોય તે ઉપર:**—ગલકું શેકી તેનો રસ એક પૈસાભાર પાવો. **( ૨ ) સોજા ઉપર:** ઘોસાળીનાં પાંત્રાંનો રસ ગોમૂત્રમાં નાંખી ગરમ કરી ચોપડવો. **(૩) નળગુદ ઉપર:** ઘોસાળીના પાંત્રાંનો રસ ૨ તોલા પાવો અને પાલો વાટી સોજા ઉપર ચોપડવો. **(૪) બદ, ગુમડાં, ગરમીની ચાંદીઓ વગેરે સારાં થવા માટે અનુભવી મલમ:** ઘોસાળીના વેલાનાં લીલાં પાંત્રાં ખાંડી તેનો અંગરસ એક શેર કાઢવો. તે રસમાં ગાયનું કિંવા બકરીનું ઘણુંજ જુનું ઘી એક શેર નાંખવું અને કલઇના વાસણમાં દેવતા ઉપર શીજવવા મૂકી તેમાંનો બધો રસ બાળી નાંખવો. પછી જે ઘી બાકી રહે તેમાં શુદ્ધ મીણ ૫ તોલા નાંખવું; તે ઓગળી ઘી સાથે એકત્ર થયા પછી દેવતા ઉપરથી ઉતારી એક કથરોટમાં પાણી ભરી લેઇ તે પાણીમાં તે ઔષધ ગાળી નાંખવું; અને એક પ્રહર

નાશ કરે છે. **એનાં બીજ:** વાંતિકારક અને શૂળનાશક છે. એનાં **પાંત્રાં** વિષનાશક છે. ધોળી ચણોઠી ઘણું કરીને વશીકરણના ઉપયોગમાં લે છે. બાકી ગુણો ચણોઠી જેવાજ છે. **ઉપયોગ:—(૧) અર્ધશિશી ઉપર:** ચણોઠીનાં મૂળ પાણીમાં ઘસી નસ્ય આપવું; એટલે આદાશીશી તત્કાળ દૂર થાય છે. **(૨) શીતળાથી આંખમાં ફુલ પડયું હોય તે ઉપર:** મોગલી એરંડના રસમાં ધોળી ચણોઠી ઘસી અંજન કરવું. **(૩) વીર્યવૃદ્ધિ અને ધાતુ પડતી હોય તે ઉપર:** ચણોઠીનાં મૂળ દૂધમાં બાફી સાકર સાથે ખાવાં. **(૪) માથે ચળ આવતી હોય તે ઉપર:** ચણોઠીનાં મૂળ અથવા ફળ ભિલાંમાના રસમાં ઘસી તેનો લેપ કરવો; અથવા ચણોઠી મધમાં અગર ઘીમાં ખરલ કરી ચોપડવી. **(૫) અવાજ સાફ થવા માટે:—**ધોળી ચણોઠીની ભાજી ચાવી મોંમાં રાખી રસ ગળતા જવું, અથવા ચાવવી. **(૬) ગરમીથી મોંમાં ફોલ્લા વગેરે થાય તે ઉપર:—**ધોળી ચણોઠીની ભાજી, કંકોલ અને સાકર એ મ્હોંમાં રાખી રસ ગળતા જવું, અથવા મૂળ ચાવવાં. **(૭) લાલામેહ ઉપર:** ધોળી ચણોઠીની ભાજી અને મેંદીની ભાજી સમભાગ લેઇ તેનો રસ કાઢવો. તેમાં દુદુરલીનાં મૂળ ઘસી જીરૂં અને સાકર નાંખી પાવું. આ ઔષધનું સાત દિવસ દરરોજ બે વખત સેવન કરવું. **(૮) ધાંવરા ઉપર:—**ધોળી ચણોઠીની ભાજીનો લેપ કરવો. **(૯) પ્રમેહ ઉપર:** ચણોઠીની ભાજીનો રસ કાઢી તે ગાયના પાશેર દૂધમાં મેળવી પાવો. **(૧૦) ખાલી ચડે છે તે ઉપર:—**ધોળી ચણોઠીના પાંત્રાંના રસમાં જીરાની ભૂકી નાંખી પાવું. **(૧૧) લુખ લાગે છે તે ઉપર:—**ધોળી ચણોઠીની ભાજીનો રસ સાકર અને જીરૂં નાંખી પાવો. **(૧૨) તાવથી માથું દુઃખતું હોય તે ઉપર:—**ધોળી ચણોઠીનાં મૂળ સ્વચ્છ ધોઇ ઘસવાં અને કપડામાં ઘાલી તે ૭ દિવસ સુંઘવાં. **(૧૩) ગરમી ઉપર:** લાલ ચણોઠીની ભાજીના રસમાં જીરાની ભૂકી અને ખડીસાકર નાંખી સાત દીવસ લેવું. **(૧૪) સીંદુરના વિષ ઉપર:** ચણોઠીની ભાજી ૭ દિવસ ખાવી. **(૧૫) શિરોરોગ ઉપર:** ચણોઠીનાં મૂળ ઘસી નાકે સુંઘાડવાં, એટલે આંખોમાં ચક્કર આવે છે તે તથા રતાંધળો, આંખનાં પડોળ, આદાશીશી અને મસ્તકશૂળનો નાશ થાય છે. **(૧૬) વાયુરોગ ઉપર લેપ:** શરીરના જે ભાગમાં વાયુનો કોપ થયો હોય તે જગા ઉપરના વાળ દેવતાથી બાળી નાંખી તે ઉપર ચણોઠી પાણીમાં વાટી લેપ કરવો. તેથી કરી અપબાહુક, વિશ્વાચી, ગૃધ્રસી, અને બીજી વાયુસંબંધી પીડા દૂર થાય છે. **(૧૭) ગ્રંથી (એટલે ગાંઠ) ઉપર:** રાતી ચણોઠીની દાળ, આંબલીનો કચુકો અને ગેરૂ એ ઠંડા પાણીમાં ઘસી તેનો લેપ કરવો, અને તે સુકાયા પછી ફરી બીજો લેપ કરવો. **(૧૮) ઉપદંશ ઉપર:—**ધોળી ચણોઠીનાં મૂળ અને ધોળી જાસુંદીનાં મૂળ ઘસી પાવાં અને ગરમીની ચાંદી ઉપર પણ એનોજ લેપ કરવો. **(૧૯) ઉધરસ ઉપર:—**ધોળી ચણોઠીનાં મૂળ ઘસી પાવાં. **(૨૦) પાંપણોમાં થનારા રોગ ઉપર:** ચણોઠી પાણીમાં બાફી તે પાણી પાંપણે ચોપડવું, એટલે પરૂ નીકળી જઇ પાંપણનો દાહ અને સોજો નાશ પામે છે.

**૨૨૫. ચંદનબટવો:—**( સં. ચંડિલ. ) ચંદનબટવાનાં ઝાડ બે હાથ ઉંચાં વધે છે. એનાં પાંત્રાં નાજુક હોય છે; તે નીચેની બાજુએ કાંઇક રાતાં અથવા ગુલાબી રંગનાં હોય છે. એની ભાજી જલદીથી સુકાઇ જાય છે. ગુજરાત, ઉત્તર હિંદુસ્તાન અને બીજા ભાગોમાં એની ઉત્પત્તિ ઘણી થાય છે. ચંદનબટવાની ભાજી કરે છે; એ ભાજીનો ગરિબ લોકમાંજ ઉપયોગ થાય છે. **ચંદનબટવો:** ખારો, પાકકાળે સ્વાદુ, બલપ્રદ અને વિશેષ કરીને ત્રિદોષનાશક છે. **ઉપયોગ: (૧) ઢોરના રોગ ઉપર:** ચંદનબટવાનાં લાકડાનો કોલસો ઘીમાં વાટી અકેક ઘુંટડો ૩ દિવસ પાવો.

**૨૨૬. ચંદ્રુસ:** ચંદ્રુસનાં ઝાડ દક્ષિણ હિંદુસ્તાનમાં થાય છે. એ ધૂપની જાતનું વૃક્ષ છે. ચંદ્રુસનાં ઝાડો આફ્રિકાખંડમાં ઘણાં થાય છે, એ વૃક્ષનો જે રસ નીકળે છે તેને ચંદ્રુસ કહે છે. એનો રંગ કિંચિત્ લીલો અથવા પીળો હોય છે. ચંદ્રુસનો "વાર્નિશ" કરે છે; તેમજ એનો મલમ પણ થાય છે. દક્ષિણ હિંદુસ્તાનમાં એને "સફેદ ડામર" કહે છે. **ચંદ્રુસ:** તીખી, સ્વાદુ, સ્નિગ્ધ, ઉષ્ણ, શુક્લ, લઘુ, વૃષ્ય તથા કાંતિકારક છે; અને કંડૂ ( ખરજ ), તાવ, ગ્રહપીડા, કોઢ તથા દાહનો નાશ કરે છે.

**૨૨૭. ચમેલી:** સં૦ સુરપ્રિયા. ચમેલીના વેલા હોય છે. એનાં પાંત્રાં જૂઇ જેવાં ધોળાં અને ન્હાનાં હોય છે. એ ફુલોનો વાસ મધુર આવે છે. એ ફુલો શ્રાવણ મહિનામાં ઘણાં થાય છે. એનું તેલ નીકળે છે.

પિત્ત, દાહ, તાવ, તૃષા, ક્ષતરોગ, રક્તદોશ તથા ક્ષતક્ષયનો નાશ કરે છે. **ફળ માંહેનો ગર્ભ:** મધુર તથા વૃષ્ય છે; અને દાહ, પિત્તનો નાશ કરે છે. **ચારોળીનું તેલ:**—મધુર, જડ, કિંચિત્ ઉષ્ણ, કફકારક, અને પિત્તવાતનો નાશ કરનારૂં છે. ઉપયોગ:—( ૧ ) **રક્તાતિસાર ઉપર:**—ચારોળીના ઝાડની છાલ દુધમાં વાટી મધ નાંખી પાવી. (૨) **શીતપિત્ત ઉપર:** ચારોળી દુધમાં વાટી શરીરે ચોપડવી.

**૨૩૧. ચિત્રક:** સં૦ ચિત્રક. હિં૦ મ૦ ચિત્રક, ચીત્તા. બં૦ ચિતેગાછ. ક૦ ચિત્રમૂલ. તે૦ ચિત્રમૂલમુ. તા. કોદિવેલ્લ. તુ૦ ઓલડુ, ચિત્રમુલ. મલા૦ ટંપકોટુવેલી. ફા૦ બેખબરંદા. અ૦ શિતરજ લા૦ પ્લંબેગોઝિલેનિકા.

એ ઝાડ નાનો હોય છે અને બીજાં ઝાડવાંના આશ્રયે થાય છે. એનાં પાંત્રાં જાડાશ પડતાં દળવાળાં હોય છે. એ પાંત્રાંનું શાક થાય છે. એ ઝાડને જે કંદ ફુટે છે તેમાં પેર હોય છે. ચિત્રકમાં ફૂલોની ધોળી અને રાતી એવી બે જાતિ છે. ચિત્રકની લીલી છાલ ઘસી અગર કચરી શરીરે લગાવવાથી લુખસને બાળી નાંખે છે. **ચિત્રક:** પાચક, રૂક્ષ, લઘુ, અગ્નિદીપક, પાકકાળે તીખો, ગ્રાહક, કડવો, ઉષ્ણ, રૂચિકર, રસાયન તથા અગ્નિ જેવો પરાક્રમી છે; અને સોજો, કોઢ, અર્શ, ઉધરસ, કૃમિ, વાતોદર, કંડૂ, યકૃત, સંગ્રહણી, આમ, ક્ષય તથા ઉદરરોગનો નાશ કરે છે. એ તીખો છે એટલે પિત્તનો નાશ કરે છે, અને ઉષ્ણ છે તેથી વાયુનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **ખસ ઉપર:** ચિત્રકના મુળોની છાલ બારીક વાટી માખણમાં કાલવી, તેનો ગોળો એક કથરોટમાં મૂકી તે કથરોટ તાપમાં વાંકી કરી રાખવી; એટલે ઘી ઓગળી નીચે નીતરશે. તે ઘી ખસ ઉપર ચોપડવાથી ખસ જાય છે. તેમજ એથી દાદર પણ જાય છે. (૨) **સ્તન કર્ણ કિંવા બીજે ઠેકાણે સોજો આવી ગાંઠ થાય છે તે ઉપર:** ચિત્રકનાં મુળ પાણીમાં ઘસી લેપ કરવો. (૩) **સર્પદંશ ઉપર:** ચિત્રકનાં મુળ, કાળીવેલીના કાંદા અને બોખાડાનાં મુળ એ સર્વે એકત્ર ઘસી થોડા થોડા સમયના આંતરે ત્રણવાર પાવાં અને વિષ ચઢેલા માણસને છાણની પાસે બેસાડી અંગ ઉપર ઠંડા પાણીની ધાર કરવી. એટલે બે પ્રહરમાં વિષ ઉતરશે. એનો ઉતાર ઘી અધોશેર પાવું. ( ૪ ) **ઉંદરના વિષ ઉપર:**—ચિત્રકનાં મુળોનું ચૂર્ણ તેલમાં પચન કરવું અને તે ચૂર્ણ શસ્ત્રવડે બ્રહ્મરંધ્ર ઉપર કિંચિત્ ક્ષત કરી તે ઉપર ચોળવું. (૫) **સર્વ પ્રકારના ઉદર રોગ ઉપર:** ચિત્રકનાં મૂળ અને દેવદાર એનો કલ્ક દુધમાં આપવો. (૬) **વેળ ઉપર:**—ચિત્રકનાં મૂળ લીમડાના રસમાં ઘસી ઉપર ચોપડવાં. (૭) **ખસ ઉપર:**—ચિત્રકનાં મુળીયાં ખાંડી તેનો રસ નાળીએરના રસમાં નાંખી તેલ કાઢવું અને ઉપર ચોપડવું. ( ૮ ) **ચિત્રઘૃત:**—ચિત્રકનો કાઢો અને કલ્ક એમાં સિદ્ધ કરેલું ઘી સેવન કરવાથી ગુલ્મ, સોજો, ઉદર, પ્લીહા, શૂળ, મૂળવ્યાધિ અને સંગ્રહણીનો નાશ થાય છે. ( ૯ ) **પાંડુરોગ ઉપર:**—ચિત્રના ચૂર્ણને આવળકંટીના કાઢાની ત્રણ ભાવનાઓ આપવી. પછી તે ગાયના ઘીમાં રાત્રે લેતા જવું. (૧૦) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—ચિત્રકનું ચૂર્ણ મધ સાથે આપવું. (૧૧) **મંડલ કોઢ ઉપર:**—ચિત્રકના મૂળનો લેપ કરવો, પછી નગોડના બિયાંનો લેપ કરવો. ( ૧૨ ) **તિક્ષ્ક પ્રમેહ ઉપર:**—ચિત્રકનું ચૂર્ણ તલના તેલમાં આપવું; નિદ્રા આવવા માટે ગોળમાં; અજીર્ણ, સંગ્રહણી, અતિસાર એ ઉપર છાશના પાણી સાથે પાવું. ( ૧૩ ) **કંડૂ ( ખરજ ) ઉપર:**—ચિત્રકનાં મૂળનો કાઢો કરી પાવો. ( ૧૪ ) **યકૃત અને પ્લીહોદર ઉપર:**—ચિત્રકનો ક્ષાર કાઢી તે પાવો. (ક્ષાર કાઢવાની રીતિ અઘેડાના વર્ણનમાં આપેલી છે.) ( ૧૫ ) **મૂળવ્યાધિ ઉપર:**—ચિત્રક, ટંકણખાર, હળદર અને ગોળ સમભાગે લઇ વાટી લેપ કરવો. (૧૬) **મૂળવ્યાધિ ઉપર:**—ચિત્રકનાં મૂળની છાલ વાટી તેનો અથવા ચિત્રકના મૂળીયાંના ચૂર્ણનો એક કોરા માટલાની અંદર લેપ કરી તેમાં રાત્રે દુધ જમાવવું અને સવારે તે દહીં ખાવું. એ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી મૂળવ્યાધિનો નાશ થાય છે.

**૨૩૨. ચીત્રા:** સં૦ ચિત્રા. મ૦ કવંડળ. ચીત્રાના વેલા હોય છે, તેને ફળ આવે છે તેનો પ્રથમ લીલો રંગ હોય છે, અને પાક્યા પછી તેનો સુશોભિત રાતો રંગ થાય છે. તે ફળ ઘણાંજ કડવાં હોય છે. શોભા માટે તેને દેવમંદિરમાં લટકાવે છે. ચીત્રાના ગુણ ઇંદ્રવરણી જેવા છે. (૧) **કંઠસર્પ વગેરે કંઠરોગ ઉપર:** ચીત્રાનાં ફળની છાલ દિવસ ૭ ચલમમાં નાખી પીવી. ( ૨ ) **કફ પાતળો**

(૧) અતિસાર ઉપર: ચેરની છાલનો રસ ૨ તોલા દહિંમાં મિશ્ર કરી તેમાં અર્ધો તોલો વરી (મોરીઆ) નો લોટ મેળવી તે મિશ્રણ તુરત ખાવું.

**૨૩૭. ચોપચિની:** (સં૦ વ્યાધિનાશન. મ૦ હિં૦ ચોપચિની.) ચોપચિનીના વેલા ચીન, બ્રહ્મદેશ અને ગ્યારો પર્વતના પ્રદેશમાં થાય છે. ચોપચિનીના કંદનો ઔષધમાં ઉપયોગ થાય છે. ગરમીના રોગ ઉપર ચોપચિની એ ઉત્તમ ઔષધ છે. ધોળી **ગુલબાસીનું** કંદ પણ ચોપચિનીના ગુણ જેવાજ ગુણવાળું છે. **ચોપચિની:**—કડવી, ઉષ્ણ, અગ્નિદીપક, ધાતુવર્ધક, બલકર, મલ અને મૂત્રનું શોધન કરનારી, તારૂણ્યદાયક, પુષ્ટિકર, વૃષ્ય, રસાયન તથા ગર્ભપ્રદ છે; અને બદ્ધવિટ્કતા, આધ્માન, ઉન્માદ વાયુ, શૂળ, અપસ્માર, ધાતુક્ષય, અંગગ્રહ, ફિરંગોપદંશ, અગ્નિમાંદ્ય, કટિગ્રહ, પક્ષાઘાત, ઉરૂસ્તંભ, ક્ષય, વ્રણ ગંડમાળ, નેત્રરોગ, શુક્ર અને શોણિત (લોહી)ના દોષ, સર્વાંગ વાયુ, કંપવાત અને કુંબ્જવાતનો નાશ કરે છે. ઉપયોગ:—**(૧) શરીરમાં ભરેલી ગરમી ઉપર ચોપચિનીનું ચૂર્ણ:** ચોપચિની ૧૬ તોલા, ખાંડ ૪ તોલા, લીંડીપીંપર, પીપળીમૂળ, મરી, લવીંગ, અકલકરો, ખુરાસાની અજમો, સુંઠ, વાવડીંગ અને તજ, એ અકેક તોલો લેઈ ચૂર્ણ કરી તેમાંનું ૬ માસા ચૂર્ણ ગરમ પાણીમાં આપવું; એટલે ઉપદંશ રોગ, ઉપદંશના પરિણામી દોષ (ચામડીના રોગ, સંધિવાત, અસ્થિશોષ અને શૂલાદિ થાય તે) પ્રમેહ, ક્ષીણતા તથા ફિરંગોપદંશનો નાશ કરે છે. **(૨) ચોપચિનીનો પાક:**—ચોપચિની ૪૮ તોલા, પીંપર, પીપળીમૂળ, મરી, સુંઠ, તજ, અક્કલકરો તથા લવીંગ, એ અકેક તોલો અને તેમાં ચૂર્ણના જેટલી સાકર નાંખી એનો પાક કરવો. તેમાંથી એક તોલો સવારે અને એક તોલો સાંજે લેવો એથી ઉપદંશ, વ્રણ, કોઢ, વાતરોગ, ભગંદર, ક્ષય, ગાંસ, સળેકમ વગેરે રોગ દૂર થઇ પુષ્ટિ થાય છે.

**૨૩૮. ચૌધારી:**—એ ઝાડ હાથભર ઉંચું વધે છે. એને ચોધારી કાંડવેલ જેવી ચાર ધારાઓ હોય છે. એનું શાક થાય છે. એના પાકા ઝાડનો રંગ લાલ હોય છે. એ ઝાડ ઘણું કરીને ખાનદેશમાં થાય છે. ઉપયોગ:—**(૧) ચોથીઆ તાવ ઉપર:** ચૌધારીનો કાઢો પાવો.

**૨૩૯. ચોળા:**—સં૦ રાજમાષ, સવ. મ૦ ચવળ્યા. હિં૦ ચવરા, ચોરા, વેડાલોબિયા. અ૦ ફરીકા. ઈં૦ ચાઇનીસ્ડ્રોલિકોસ્. લા૦ ડોલિકોસસિનેંસીસી.

ચોળાના વેલા હોય છે. એ વેલાને વેંતભર લંબાઇની શિંગો આવે છે. ચોળાના વેલાના ડીંટાનું અને કુમળી શિંગોનું અને જુની શિંગો માંહેના દાણાનું શાક કરે છે. ચોળા એ ધાન્ય વાતુળ છે. દાર ચોળા કરીને એક ચોળાની જાત છે, એના છોડ અડદના જેવા થાય છે. ચોળાના જેવુંજ એ ધાન્ય છે. **ચોળા:**—સ્વાદુ, રૂક્ષ, તુરા, તર્પણ, ગુરૂ તથા ગ્રાહક છે; અને વાયુ, કફ, દુગ્ધ તથા વર્ચસને વધારનાર છે; તેમજ શીતલ, પિત્તકારક, વૃષ્ય, સારક, આધ્માનકારક અને શ્રમહરણ કરે છે. ચોળા એ ધોળા, કાળા, અને રાતા એવા ત્રણ પ્રકારના થાય છે. તેમાં મોટી શિંગોના ચોળા વધારે ગુણવાળા છે. **દાર ચોળા:**—સ્વાદુ, રૂચિકર, તુરા, મધુર, તર્પણ અને સ્તનમાં દૂધ વધારનાર છે. એ તુરા છે માટે મૂત્ર અને કફને વધારતા નથી.

**૨૪૦. ચાંબેલ:**—(સં. મહાયમલ પત્રક) ચાંબેલનાં ઝાડ કોકણું પ્રાંતમાં થાય છે. એનાં પાન મંચનારનાં પાંન જેવાં થાય છે. તે માહુલીનાં પાન જેવડાં મોટાં થાય છે. એનાં પત્રાળાં થાય છે. ચાંબેલનું લાકડું ઇમારતના કામમાં આવે છે.

**૨૪૧. જટામાંસી:**—સં૦ જટામાંસી. મ૦ ખં૦ ક૦ તૈ૦ મલા૦ જટામાંસી હિં૦ છડ. તા૦ નામાત્ત. ફા૦ સુમ્બુલ. અ૦ સુવુલુતીવ. ઇં૦ સ્પાઇકાનાર્ડ. લા૦ નાર્ડોસ્ટેકીસ્.

જટામાંસી એ ઘાસના જેવી હોય છે, અને એનાં ઝાડવાં નદીને કિનારે ઘણું કરીને થાય છે. એ છોડ વેલાની પેઠે જમીન ઉપર પ્રસરે છે. એને "જટાશંકર" પણ કહે છે.

**૨૪૨. જવ:**—સં૦ યવ. મ૦ ફા૦ જવ. હિં૦ જૌં. ક૦ જવગોધી, સુંડજયએ. તૈ૦ યવધાન્ય. અ૦ શઇર. ઇં૦ બીઇર—પર્લ, બાર્લી. લા૦ હોર્ડીયમ હેક્સ.

સુંદર દેખાય છે. એનાં ફળો પાકી તૈયાર થાય એટલે જાયફળ થાય છે. જાયફળની આસપાસ જાવંત્રી હોય છે, તેનો રંગ રાતો હોય છે. ફળના ઉપરની છાલ નાળીયેરના છોડા જેવી હોય છે. જેમ નાળીયેરને બહાર કાચલી હોય છે તેમ જાયફળને પણ બહારથી પાતળું કવચ હોય છે; તે કાઢી નાંખવાથી જાયફળ નીકળે છે. જાયફળ અને જાવંત્રી એ પાનમાં ખવાય છે, અને બાસુંદી વગેરે પકવાનોમાં તથા પાક વિગેરે ઔષધોમાં પણ તે નાંખે છે. જાયફળનું તેલ નીકળે છે. જાયફળ સાધારણ માદક હોઇ ઉષ્ણ, વીર્ય વૃદ્ધિકર અને વાતનાશક છે. જાયફળ ઘીમાં નાંખી રાખવાથી ઘણાં વર્ષો સુધી જેમનાં તેમ રહે છે. **જાયફળ:** તુરૂ, તીખું, વૃષ્ય, દીપન, રસકાળે કડવું, લઘુ, ગ્રાહક, હૃદ્ય, ઉષ્ણ તથા સ્વર માટે હિતકર છે; અને કંઠરોગ, કફ, વાયુ, મેહ, વાતાતિસાર, મલ તથા દુર્ગંધનું શામક અને મુખવૈરસ્યકારક છે, તથા કાળાપણું, કૃમિ, ઉધરસ, ઉલટી, દમ, પીનસ, હૃદ્રોગ તથા શોષનો નાશ કરે છે. **જાવંત્રી:** તીખી, કડવી, મુખને સ્વચ્છ કરનારી, મીઠી, વર્ણકારક, લઘુ, કાંતિકર, રૂચિકર તથા ઉષ્ણ છે; અને અંગજડતા, કફ, રક્તદોષ, દમ, ઉધરસ, ઉલટી, તૃષા, વિષ, વાયુ તથા કૃમિનો નાશ કરે છે. **ઉપયોગ:** **(૧) માથું દુખતું હોય તો:**—જાયફળ ઘસી લેપ કરવો. **(૨) ઉંઘ ન આવતી હોય તો:** જાયફળ ઘીમાં ઘસી આંખો ઉપર ચોપડવું અથવા જાયફળ ખાવા આપવું. **(૩) બાળકોને શરદીથી હગામણ થાય છે તે ઉપર:** ગાયના ઘીમાં જાયફળ અને સુંઠ ઘસી ચટાડવું. **(૪) સળેકમ ઉપર:** ગાયના દૂધમાં અફિણ મેળવી તેમાંજ જાયફળ ચંદનની પેઠે ઘસી નાક અને મસ્તક ઉપર લેપ કરવો; અથવા જાયફળ દૂધમાં ઘસી ગરમ કરી મસ્તકે લેપ કરવો. **(૫) ઉચકી અને ઉલટી ઉપર:** જાયફળ ચોખાના ધોવરામણમાં ઘસી પાવું. **(૬) વિષૂચિકા (કોલેરા) ઉપર:**—૩ માસા જાવંત્રી દૂધમાં વાટી પાવી. **(૭) તારૂણ્યપીટિકા (ખીલ) ઉપર:**—જાયફળ દૂધમાં ઘસી ચોપડવું. **(૮) મોડશી (કોલેરા) ઉપર:**—જાયફળનું ૧ તોલો ચૂર્ણ કરી ગોળમાં ત્રણ માસાની ગોળી કરી આપવી. ગોળી અર્ધો અર્ધો કલાકને અંતરે આપવી, અને ઉપર થોડું ગરમ પાણી પાવું; એટલે જુલાબ બંધ થશે. **(૯) આમાતિસાર અને અતિસાર ઉપર:** જાવંત્રીનું બે અઢી માસા ચૂર્ણ દહિંની પરાશમાં અથવા ગાયના દહીંમાં કાલવી સાત દિવસ આપવું. એટલે અસાધ્ય રોગ હશે તોપણ તે મટશે. **(૧૦) પેટ ચડે છે અને ઝાડો થતો નથી તે ઉપર:** લીંબુના રસમાં જાયફળ ઘસી પાવું. એટલે ઝાડો થઇ પેટ ઉતરે છે. **(૧૧) કોલેરા થાય ત્યારે હાથપગ વગેરે જગોપર ગોળા ચઢી આવે છે તે ઉપાય:**—એક જાયફળ લેઇ તેનું ચૂર્ણ કરવું. તે પાશેર મીઠા તેલમાં કાલવવું. પછી તે વાસણમાં નાંખી કઢવવું. સારૂં કઢાયા પછી નીચે ઉતારી બરાબર ઠંડું પડયા પછી શીશીમાં ભરી બંધ કરી રાખવી. જરૂરની વેળાએ જ્યાં ગોટલા ચડતા હોય તે ભાગ ઉપર તે ચોળવું, એટલે ગોટલા તુરત બંધ થાય છે.

**૨૪૬. જાંબ:**—કેટલેક ઠેકાણે જામફળને અને કાજુના ફળને જામફળ કહે છે. પરંતુ એ ઝાડ તે કરતાં જુદું છે. જાંબની બે જાત છે. એકને "ખાટાં જાંબ" અને બીજાને "મલાખી જાંબ" એમ કહે છે. ખાટા જાંબનાં ઝાડ ઉંચાં હોય છે. તેનાં ફૂલ રાતાં હોય છે; ફળ ધોળાં અને મોટાં હોય છે. તેને માગશર અને પૌષ માસમાં ફળ આવે છે. મલાખી જાંબનાં ઝાડ ઘણું કરીને મલાકા બેટમાંથી આવેલાં હોવાં જોઇએ. એ ઝાડ ઉંચાં વધતાં નથી; એને ધોળાં ફૂલ આવે છે. એના ફળનો રંગ પીળો હોય છે. એના અંગમાં મધુરતા હોય છે, અને વાસ સારો આવે છે. જાંબ વર્ષમાં બે વાર પાકે છે.

**૨૪૭. જાંબુ:**—સં૦ જંબુ. મ૦ જાંભૂળ. હિં૦ જામૂન. બં૦ જામ. તા૦ જંબુનાવલ. તુ૦ જંબુનેરોલુ. ક૦ નીરલ, કેંપુજંબીનેરલુ. તે૦ નેરેડુ. મલા૦ નેત્તુજાંબલ, નાવલ. ઇં૦ જાંબુલટ્રી. લા૦ જાંબોલેનમ્, સિઝિજીયમ્.

જાંબુડીનું ઝાડ ઘણું ઉંચું વધે છે. એનાં પાંત્રાં (બોરસળી) નાં પાંત્રાં જેવાં હોય છે. જાંબુડીના ઝાડને વૈશાખ, જેઠ માસમાં ફળ આવે છે. એનો રંગ બહારથી કાળો હોઇ અંદરથી રાતો હોય છે. રાનમાં જે ઝાડ થાય છે તેનાં ફળ નાનાં અને ખાટાં લાગે છે. પરંતુ બાગમાં જે ઝાડ થાય છે તેનાં

હૃદ્રોગ, દમ, ઉધરસ ઉપર: જીતેલીનાં મૂળીયાં ગાયના દૂધમાં પચત કરી તે દૂધ પાવું.

**૨૪૯. જીયાપોતો**:-સં० મ० તૈ० ક० પુત્રજીવક. હિં० જીયાપોતા, પુતજીયા. બં० પુતંજીવા. લા० પુત્રજીવારૉક્સ બુર્ધિઆઇ.

આ ઝાડ મોટું વધે છે. જીયાપોતાનાં ઝાડ કોકણમાં તથા ઘાટ ઉપર થાય છે. એને 'પુત્રવંતી' પણ કહે છે. મ્હૈસુરમાં આ ઝાડ ઘણાં થાય છે. એનાં બિયાંની માળાઓ કરી તે સ્ત્રીઓ પુત્રપ્રાપ્તિ માટે ગળે બાંધે છે. **જીયાપોતો ઝાડ**:—કફકારક, ચક્ષુષ્ય, ગર્ભપ્રદ, હિમ, વૃષ્ય, વાતકારક, રૂક્ષ, સ્વાદુ, ખારૂં, તીક્ષ્ણ, મૂત્રલ તથા મલસ્તંભક છે; અને પિત્ત, દાહ તથા તૃષાનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **ગંડમાળ, ગલગંડ,-કાળપૂળી (પાકું), વિષના ફોલ્લા અને કાખમાંજરી (બાંબલી) વગેરે ઉપર**: જીયાપોતાના ઝાડની અ તરછાલ પાણીમાં ઘસી ચોપડવી. (૨) **શ્લીપદ રોગ ઉપર**: જીયાપોતાના ઝાડનાં પાંત્રાંનો રસ શક્તિતારતમ્ય જોઈ આપવો. (૩) **દૂષી વિષ ઉપર**:—જીયાપોતાના ઝાડની અંતરછાલ ચારમાસા, ગાયના દૂધમાં વાટી પાવી, એટલે અનેક પ્રકારથી ઉત્પન્ન થયેલાં અતિ ઉગ્ર વિષોનો નાશ થશે.

**૨૫૦. જીરૂં**: સં० જીરક. મ० બં० જીરે. હિં० ફા० જીરા. ક० જીરીગે, તૈ० જીરકં, કર્રા. તા० મલા० ચીરકં. તુ० જીરહરી. યુ० ખામુન. અ० કમુન. ઈં० ક્યુમ્મીનસીડ. લા० ક્યુમિનંસિમિનં.

જીરાનાં ઝાડ અજમાના છોડ જેવાં હોય છે. અજમાની પેઠેજ જીરાના છોડ ઉપર જીરૂં આવે છે. હિંદુસ્તાનમાં ઘણાક પ્રાંતોમાં જીરૂં ઉત્પન્ન થાય છે. જીરાનો ઉપયોગ મસાલામાં અને ઔષધોમાં ઘણો થાય છે. જીરૂં એ વાતહર, ક્ષુધા પ્રદિપ્ત કરનારૂં, રૂચિકારક અને ઠંડું છે. શરીરમાંની ગરમી (ઉષ્ણતા) કાઢવાને જીરૂં એ ઉત્તમ ઔષધ છે. જીરાવિષે એક હિંદુસ્તાની કહેવત છે કે "ઠંડીકું જીરા ઔર ગરમીકું હીરા". **ધોળુજીરૂં**: તીખું, ગ્રાહક, પાચક, દીપન, લઘુ, કિંચિત્ ઉષ્ણ, મધુર, ચક્ષુને હિતાવહ, રૂચિકારક, ગર્ભાશયને શુદ્ધ કરનારૂં, શુદ્ધ, બલકર, સુગધી તથા કડવું છે; અને ઉલટી, ક્ષય, આધ્માનવાયુ, કોઢ, વિષદોષ, જ્વર (તાવ), અરૂચિ, રક્તદોષ, અતિસાર, કૃમિ, પિત્ત, તથા ગુલ્મનો નાશ કરે છે. **પીળુ જીરૂં**: દીપન, તીખું, તથા ઉષ્ણ છે, અને અતિસાર, આધ્માનવાત, ગુલ્મ, સંગ્રહણી તથા કૃમિનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **ફોલ્લો ઉઠે છે તે ઉપર**:—જીરૂં પાણીમાં વાટી ચોપડવું. (૨) **રતાંધળા ઉપર**:—જીરૂં, આવળકંટી અને કપાસનાં પાંત્રાં ઠંડા પાણીમાં સમભાગે વાટી ડોકી ઉપર ૨૧ દિવસ પાટો બાંધવો. (૩) **જીર્ણજ્વર ઉપર**: જીરાની ભૂકી એક પૈસાભાર પ્રાત:કાળે અગર રાત્રે જુના ગોળમાં ૨૧ દિવસ ખાવી. (૪) **પ્રદર** (સ્ત્રીઓને ધોળું કે લાલ પાણી જવું તે) **ઉપર**: જીરૂં અને સાકરનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં પાવું. (૫) **પરિણામ શૂળ ઉપર**:—જીરૂં, હિંગ અને સિંધવનું ચૂર્ણ મધ તથા ઘીમાં નાંખી પાવું. (૬) **હરતાળના વિષ ઉપર**: જીરૂં અને સાકર ૭ દિવસ પાવાં. (૭) **જીર્ણજ્વર ઉપર**:—જીરૂં ગાયના દૂધમાં શીજવી તેનું ચૂર્ણ કરી તે સાકર સાથે ખાવું; એટલે શરીરમાંહેની કડકી નીકળી જઈ શરીરમાં શક્તિ પણ આવે છે. (૮) **મુખરોગ ઉપર**:—જીરૂં ખાંડી, તેના પાણીમાં ચંદન ઘસી, તેમાં એલચીની ભૂકી અને ફટકડીની ફૂલાવેલી ભૂકી નાંખી કોગળા કરવા. (૯) **ટાઢીઆ તાવ ઉપર**:—જીરૂં, કારેલીના એક તોલા રસમાં પાવું, અથવા રાત્રે જુના ગોળમાં આપવું. (૧૦) **સામાન્ય જ્વર ઉપર**:—જીરાનું ચૂર્ણ જુના ગોળમાં કાલવી ૧ તોલા વજનની ગોળી કરી સૂતી વેળાએ આપવી એટલે પરસેવો આવી તાવ ઉતરી જાય છે. (૧૧) **જીર્ણ જ્વર ઉપર**:—જીરૂં અને તેનો આઠમો ભાગ શાહજીરૂં; ઘીમાં સાધારણ શેકી બારીક ભૂકી કરવી, અને સાકર અથવા જુના ગોળનો પાક કરી તેમાં નાંખી થેપલી અગર ગોળીઓ કરવી. આ ઔષધ રોજ બે વાર એકેક તોલો ૪૨ દિવસ આપવું. (૧૨) **ઉલટી ઉપર**:—પીતાંબરના કકડામાં જીરૂં ઘાલી તેની બીડી સળગાવી નાકે પીવી.

**૨૫૧. જુઇ**:—સં० યૂથિકા. મ० જુઇ० હિં० જુહી. ક० મલ્લિગે. તૈ० જાઇપુષ્પાલુ. લા० જેસ્મિનમ ઓરિક્યુલેટ.

ાવાથી પ્રેમથી ખાઇએ છીએ, પરંતુ જેઠીમધ અહીં ઘણુંજ પાકતાં છતાં તેના અર્કની સળીઓ ૅરવામાં હજુ અહીંના લોકનું લક્ષ જતું નથી. એ મોટી શોચનીય વાત છે. **મધુવલ્લી** બે પ્રકારની: (જમીનમાં અને જળમાં થનારી):—વૃષ્ય, મધુર, રૂચ્ય, બલ્ય, ગુરુ, શીતળ, ચક્ષુષ્ય, વર્ણકર, સ્વર્ય, સ્નિગ્ધ, કેશોને હિતાવહ, શુક્રલ, રક્તપિત્તનાશક તથા વ્રણશુદ્ધિ કરનારી છે; અને સોજો, વિષ, વાતરક્ત, મેહ, ઉલટી, તૃષા, ગ્લાનિ, ક્ષય, રક્તદોષ, રક્તપિત્ત, પિત્ત, સદ્યોવ્રણ તથા વાતપિત્તનો નાશ કરે છે. **મધુયષ્ઠિ** (જેઠીમધ);–મધુર, કિંચિત્ કડવી, શિતળ, ચક્ષુષ્ય તથા રૂચિકર છે; અને શોષ, પિત્ત, તૃષા તથા વ્રણનો નાશ કરે છે. બીજા ગુણ મધુવલ્લી જેવાજ છે. **ઉપયોગ:** **(૧) જેઠીમધનો શિરો તૈયાર કરવાની રીત:** જેઠીમધનું મૂળીયું ચાર પાંચ વર્ષનું થયા સિવાય અર્ક કાઢવાને યોગ્ય થતું નથી. સુમારે સો પૌંડ વજનના મૂળીયામાંથી ૧૬ પૌંડ અર્ક નીકળે છે. જેઠીમધનાં મૂળીયાં લાવી તેના બેચાર આંગળ લંબાઇના કકડા કરી તે પાણીમાં નાંખી સારી રીતે ધોવા. પછી તે ખાંડણીમાં ઉપર નીચે ખાંડવા. એ લોટ થયેલાં મૂળીયાં એક મોટા વાસણમાં નાંખી ૨૪ કલાક સુધી મંદ અગ્નિ ઉપર બાફવાં. પછી તે એકાદ યંત્રના દાબ નીચે મૂકી તેમાંનો સર્વ રસ કાઢી લેવો. એ બાફવાની અને રસ કાઢવાની ક્રિયા તે મૂળીયાં ઉપર બે ચાર વાર કરવી પડે છે, અને જે રસ નીકળે તે ગાળી પુનઃ ચૂલા ઉપર ચડાવવો અને ઉપર ઉપર હલાવવો. એ હલાવવાનું તે રસ ઘટ્ટ થાય ત્યાં સુધી ચાલુ રાખવું. પછી કચરોટ ચૂલા ઉપરથી નીચે ઉતારી તેની સળીઓ એક સંચામાં ઘાલી પાડવી એટલે તૈયાર થશે; એવી આ સળીઓ બનાવવાની અલ્પરીત છે. આ સળી ઉધરસ ઉપર દાઢ નીચે રાખવાથી ઉધરસ શમે છે, અને તૃષા પણ શમન થાય છે. **(૨) તૃષા (તરસ) શમન થવા માટે:**–જેઠીમધનાં મૂળ દાઢ નીચે રાખી રસ ગળતા જવું, અથવા જેઠીમધનો કાઢો કરી પાવો. **(૩) આગંતુક જખમ થયો હોય તે ઉપર:** જેઠીમધનું ચૂર્ણ ઘીમાં ખરલ કરી કિંચિત્ ગરમ કરી લેપ કરવો. **(૪) હેડકી ઉપર:** જેઠીમધનું ચૂર્ણ મધમાં આપવું. **(૫) ઉલટી થવા માટે:** જેઠીમધના કાઢામાં ૩ માસા રાઇનું ચૂર્ણ નાંખી પાવો, એટલે ઉલટી થઇ વિષદોષ, અજીર્ણ અને કફ, વિગેરે રોગો મટે છે. **(૬) વીર્યવૃદ્ધિ અને બળ પ્રાપ્ત થવા માટે:**—જેઠીમધનું ચૂર્ણ ઘી અને મધમાં મેળવી આપવું અને ઉપર દૂધ પાવું. **(૭) મુખમાં ચાંદીઓ પડે છે તે ઉપર:**—રાત્રે સાકર અને કંકોલ દાઢ નીચે રાખવાં અને સવારે જેઠીમધનો કાઢો સાકર અને ઘી નાંખી પાવો. **(૮) પિત્તપ્રદર ઉપર:**—જેઠીમધ ૧ તોલો વાટી ચોખાના ધોવરામણમાં કલ્ક કરી, સાકર ૪ તોલા નાખી તે કલ્ક આપવો. **(૯) બાળકોના ચામડીના રોગ ઉપર:**—ગાયનું માખણ જરા ગરમ કરી પાતળું થાય એટલે તેમાં જેઠીમધનો શીરો ઘસવો. અને તેમાંજ થોડો ધોળો કાથો નાંખી ખરલ કરવો, અને તે મિશ્રણ શરીર ઉપરની ચાંદીઓએ ચોપડવું. **(૧૦) ઉષ્ણતાના કારણથી છાતીમાં કફ સુકો થઇ ગયો હોય તે તથા ઉધરસ ઉપર:** જેઠીમધનો કાઢો કરી તેમાં સાકર નાંખી પાવો. **(૧૧) ઉર:-ક્ષતક્ષય ઉપર:**—જેઠીમધ અને ચીકણામૂળ એનો કાઢો કરી તેમાં પીંપર અને વંશલોચન એનું ચૂર્ણ નાંખી પાવો. **(૧૨) અપસ્માર ઉપર:**—કોળાના ગર્ભમાં જેઠીમધ ઘસી પાવું. **(૧૩) કફરોગ ઉપર:**—જેઠીમધનો કાઢો, મધ અથવા સાકર નાંખી પાવો, અથવા ગોમૂત્રમાં જેઠીમધ અને બહેડાં ઘસી ચાટણ કરી આપવું. **(૧૪) ત્રિદોષ ઉપર:**—આદાના અને તુળસીના રસમાં જેઠીમધ ઘસી તેમાં મધ નાંખી તે પાવું. **(૧૫) અહિરા ઉપર:**—જેઠીમધ મધમાં ઘસી આંખોમાં અંજન કરવું. **(૧૬) કફદોષથી દૂધ દૂષિત થયું હોય તે ઉપર:**—જેઠીમધ અને સિંધવ નાંખી ઘી આપવું અને આશોપાલવનાં ફૂલ વાટી સ્તનને અને બાળકના હોઠોએ લેપ કરવો, એટલે બાળકને સુખથી ઉલટી થાય છે, અને કફકોપ શાંત થાય છે. **(૧૭) ગડગુમડા ઉપર:** જેઠીમધનો શીરો સ્ત્રીના દુધમાં ઘસી લેપ કરવો. **(૧૮) મૂત્રકૃચ્છ્ર ઉપર:** જેઠીમધનું બારીક ચૂર્ણ કરી દુધમાં કાલવી પાવું. **(૧૯) હૃદ્રોગ ઉપર:**—જેઠીમધ અને કડુ એનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું. **(૨૦) કોલેરા ઉપર:** જેઠીમધનો કાઢો પાવો. **(૨૧) રક્તજનિત ઉલટી** (ઉલટીમાં લોહી પડતું હોય તે) **ઉપર:** જેઠીમધ અને ધોળું ચંદન દુધમાં ઘસી પાવું. **(૨૨) સ્વરભંગ ઉપર:**—જેઠીમધનું ચૂર્ણ ઘી અને સાકરમાં નાંખી આપવું.

**૨૫૪. ઝરસી:**—ઝરસીનાં ઝાડ હરીયાળી જેવાં ખેતરની જમીનમાં અને ખાડીમાં જ્યાં શરદી

ચો તાવ, સુવારોગ, અજીર્ણ, શૂળ અને મંદાગ્નિ ઉપર:—ઝેરકોચલાનાં બી ભાંગી જવા ન દેતાં ઘીમાં તળી કાઢવાં, એટલે તે શુદ્ધ થાય છે. શુદ્ધ કર્યા પછી તેનું ચૂર્ણ કરી તે ૧-૨ ગુંજા, મધમાં આપવું. (૮) વાળા ઉપર: ઝેરકોચલાનાં બી અને સોમલ પાણીમાં ઘસી ત્રણ દિવસ લેપ કરવો. (૯) શીતજવર, આમ, શૂળ અને સંગ્રહણી ઉપર: શુદ્ધ ઝેરકોચલાં ત્રણ ભાગ અને લવંગ એક ભાગ, આદાના-રસમાં ખરલ કરી ચણોઠી જેવડી ગોળીઓ કરી તે મધમાં આપવી. (૧૦) શૂળ ઉપર: ઝેર-કોચલાનાં બિયાંનું પાતાળ યંત્રે તેલ કહાડી તે પાનમાં ચોપડી આપવું.

**૨૫૮. ટીંબરૂ:** સં॰ તિંદુકી. મ॰ ટેંભુરણી. હિં॰ તેંદુ. ક॰ તુંમરી, જગળમર. ફા॰ અબનુસ. ઈં॰ એબની. લા॰ ડાયોસ્પાયરોસ્, એંબ્રીઓપ્ટેરિસ્.

ટીંબરૂનાં ઝાડ મોટાં મોટાં થાય છે. એનાં પાંત્રાં મોટાં અને લાંબાં હોય છે. એને બોર જેવડાં ફળ આવે છે, અને તે લોકો ખાય છે. એનાં પાંત્રાંની તંબાકુની બીડીઓ કરે છે. એ બીડીઓ પીવાથી કાળજું ખવાઇ જાય છે, હૃદયમાં પીળો ડાઘ પડે છે, કંઠશોષ થાય છે, અને કફ વધે છે. એવું છતાં પણ હાલમાં એ વ્યસનનો ફેલાવો વધતોજ જાય છે. એ વ્યસન સાધારણ જણાય છે, પરંતુ એથી ઘણુંજ નુકસાન થાય છે. દ્રવ્યનાશ થાય છે, શક્તિ જતી રહે છે તથા આંખોનું તેજ મંદ થાય છે. આવી હાનિ થતી હોવાથી આવા દુષ્ટ અને હલકા વ્યસનથી લોકોએ દૂર રહેવું એ બહુજ સારૂં છે. **ટીંબરૂ:** તુરી, કડવી, સ્નિગ્ધ, ઉષ્ણ તથા મધુર છે; અને વાયુ તથા વ્રણનો નાશ કરે છે. એનાં **ફળ:** તુરાં, લેખન, ગ્રાહક, શીત, સ્વાદુ, રૂક્ષ, લઘુ, મલસ્તંભક, અરૂચિકારક, વાતકારક તથા કડવાં છે. **પાકાં ફળ:** ગુરૂ, સ્વાદુ, મધુર, સ્નિગ્ધ, દુર્જર તથા કફકર છે; અને મેહ, પિત્ત, રક્તરોગ, તથા વાયુનો નાશ કરે છે. ટીંબરૂનો નાર પિત્તરોગનાશક છે. ઉપયોગ:—(૧) જૂઓ મરવા માટે:—ટીંબરૂની છાલને ગોમૂત્રમાં વાટી તેનો લેપ કરવો. (૨) દમ ઉપર: ટીંબરૂના ફળની છાલ સુકવી પા તોલો ચલમમાં નાંખી પીવી.

**૨૫૯. ડમરો:**—સં॰ વેધી, દમનક. મ॰ સબજા, દવણા. હિં॰ ક॰ દવના. તે॰ સાવિત્રચેટુ. ફા॰ બરંજશીપ, અફસંતીન્. અ॰ સકુસ્રૂમી. ઈં॰ વર્મકુડ. લા॰ આર્ટિમિશિયાઇંડીકા.

ડમરાનાં ઝાડ જંગલી તુલસીનાં ઝાડ જેવાં હોય છે. એની ઉંચાઇ સુમારે બે ત્રણ હાથ હોય છે. પાંત્રાં પણ જંગલી તુલસી જેવાંજ હોય છે. એનાં પાંત્રાંને કાત્રા હોય છે. મુસલમાન લોક એ ઝાડનો ઘણો ઉપયોગ કરે છે. એને તુળસીના ઝાડ જેવા મોટા તોરા આવે છે. તેમાં કાળા રંગનાં બિયાં હોય છે. એ બિયાંને મરાઠીમાં "તુકુમરાઇ" કહે છે. ડમરાના છોડનાં વાસથી ઘણું ભાગે સર્પ એ ઝાડ પાસે જઇ શકતો નથી. તુકુમરાઇ એ જંગલી તુલસીનાં બીજ કરતાં વધારે ઠંડી છે. ડમરો:—પાકકાળે સ્વાદુ, પ્રમેહનાશક, અગ્નિમાંદ્યકર અને પિત્તનાશક છે. ઉપયોગ:—(૧) સર્પના વિષ ઉપર: ડમરાનાં પાંત્રાંનો રસ ઘડી ઘડીના અંતરે બે ત્રણ વાર પાવો. (૨) દાહ ઉપર:—ડમરાનાં બી પલાળી રાખી તે ફુલે એટલે તેમાં ગાયનું દૂધ અને સાકર નાંખી પાવું. (૩) ખોડા ઉપર: ડમરાની ભાજીનો રસ અને લીમડાનો રસ એકત્ર કરી માથે ચોળવો. (૪) વીંછીના દંશ ઉપર:—ડમરાની ભાજીનો રસ ચોપડવો. (૫) બેહેરાપણું અને કાન ફુટ્યો હોય તે ઉપર:—ડમરાની ભાજી હાથપર ચોળી કાનમાં રસ પાડવો. (૬) પીનસ રોગ ઉપર:—ડમરાનો રસ એક તોલો અને કપૂર એક માસો એકત્ર ઘુંટી દરરોજ સવારે અને સાંજે એનાં પાંચ પાંચ ટીપાં નાકમાં નાંખવાં; એટલે પાણી તથા લોહી વિગેરે પડવું બંધ થઈ સારૂં થાય છે. (૭) કૃમિ ઉપર:—ડમરાનો રસ અને ફૂદીનાનો રસ એકત્ર કરી પાવો. (૮) ચાંદીઓના કીડા મરવા માટે:—ડમરો અને ધંતૂરાનો રસ ક્ષત ઉપર ચોપડવો. (૯) આગંતુક ગરમી ઉપર: ડમરાનાં બિયાં એક તોલો ઠંડા પાણીમાં રાત્રે પલાળી રાખી સવારે તેમાં ૫-૭ તોલા દૂધ અને થોડી સાકર નાંખી તે સવારે અને સાંજે ૭ દિવસ પાવું. (૧૦) પીડ ઉપર:—ડમરાનો રસ સાકર સાથે પાવો. (૧૧) બળદ કે પાડો લોહી મૂતરે છે તે ઉપર:—ડમરાનાં બી તો[illegible]

તેની દશમીઓ, ભાખરીઓ, પુરીઓ તથા રોટલા વિગેરે પદાર્થો કરે છે. ચોખાની ખીર સારી થાય છે. ચોખાનું ઉત્તમ પકવાન કેસરી ભાત થાય છે. ચોખાના લાડુ વિગેરે બીજાં પકવાનો પણ થાય છે. ચોખાની કણકીની ઘેંસ કરે છે. નાનાં બાળક, રોગી તથા અશક્ત માણસોને એ ઘેંસ બહુ ઉપયોગી છે. ચોખામાં તુવેરની કે મગની દાળ નાંખી તેની ખીચડી કરે છે. એ સાદા ભાત કરતાં પૌષ્ટિક છે. ચોખાના પુંવા કરે છે, તેમજ મુરમરા પણ બનાવે છે. પરાળ ઢોરને ખાવાના કામમાં આવે છે. ડાંગરના ભુસનો પણ ઘણો ઉપયોગ થાય છે. **રાયભોગ ડાંગર:**—ધોળી, કાળી અને રાતી, એવા ત્રણ પ્રકારની થાય છે. તે સ્નિગ્ધ, મધુર, અગ્નિદીપક, બલકર, કાંતિકર, ધાતુવર્ધક, પથ્યકારક, ત્રિદોષનાશક તથા લઘુ છે. એ એક કરતાં એક ગુણથી અધિક છે. **રાતી ડાંગર:**- મધુ, સ્નિગ્ધ, મધુર, પથ્યકારક, રૂચિકારક, બલકારક, વર્ણકર, ચક્ષુષ્ય, અગ્નિદીપક, મૂત્રલ, શુક્રલ, સ્વર્ય, હૃદ્ય તથા પુષ્ટિકારક છે; અને ત્રિદોષ, રક્તરોગ, દાહ, તૃષા, વ્રણ, વાયુ, વિષ, પિત્ત, શ્વાસ, કાસ તથા જ્વરનો નાશ કરે છે. **ધોળા સાઠી ચોખા:** રૂચિકર, શીતલ, બલકર, પથ્ય, વીર્યવર્ધક, ગ્રાહક, દીપન તથા મીઠા છે; અને તાવ તથા ત્રિદોષનો નાશ કરે છે. કાળા સાઠી ચોખા ગુણમાં અધિક છે. **દેવડાંગર:** એ કૃષ્ણ, પાટલ, શાલામુખ, કુકકુટાંડ અને જંતુભેદ, એવા પાંચ પ્રકારની છે. તે પાકકાળે મધુર, શીતલ, મલસ્તંભક તથા અભિષ્યંદકારક છે. એમાં કાળી વધારે ગુણવાળી છે. **ઉપયોગ: (૧) ચોમાસામાં પગે ઓસાર થાય છે તે ઉપર:** ડાંગરનું પરાળ બાળી પગે કાળો રંગ આવે ત્યાં સુધી ધુણી દેવી. **(૨) અષ્ટગુણમંડ જ્વર ઉપર:** -કિંચિત્ શેકેલા ચોખા અને મગ એ સમાન લેઇ તેમાં ચૌદગણું પાણી નાંખી બાફવા. બફાતી વખતે તેમાં હીંગ, સિંધવ, ધાણા, સુંઠ, મરી તથા પીંપર નાખી પછી તેમાંની વરાળ બહુ નીકળવા ન દેતાં તે ઘેંસ ખાવી. આ મંડ જ્વર તથા ત્રિદોષનાશક છે; અને તે લોહીને તથા ભૂખને વધારનાર, બલકર અને બસ્તિશોધક છે. **(૩) શરદગર્મી ઉપર:**—બારીક ચોખા સાંજે બાફી તેનું ઓસામણ કોરા માટલામાં ઘાલી મોં બાંધી રાત્રે ઝાકળમાં મૂકી સવારે તેમાં સાકર નાંખીને ૭ દિવસ આપવું. **(૪) મૂત્રરેચન માટે:**—ધોળા ચોખાના ધોવરામણમાં સાકર અને સુરોખાર નાંખીને પાવું. **( ૫ ) ભાંગ ઉપર ઉતાર:**—ચોખાનું ધોવરામણ પાવું. **( ૬ ) શોષરોગ ઉપર:** ડાંગરની ધાણીનો કાઢો કરી પાવો. **તૃષારોગ ઉપર:** ચોખાના ધોવરામણમાં મધ નાંખી પાવું.

**૨૬૪. ડીકામાલી:**—(સં૦ હિંગુકળા. મ૦ ડિકેમાલી,) ડીકામાલીનાં ઝાડ મોટાં મોટાં થાય છે. એ ઘણું કરી ડુંગરાળ પ્રદેશમાં થાય છે. કોકણમાં અને બીજે ઘણેક ઠેકાણે એ ઝાડ થાય છે. એનાં પાંત્રાં જામફળીનાં પાંત્રાં જેવડાં અને આકારે પણ તેવાંજ હોય છે. એને ગીસોડાં જેવડાં ફળ આવે છે. એ ફળ અથાણામાં નાંખે છે. એ ઝાડની ડુંખોમાંથી શિયાળામાં લીલા અને પીળા રંગનો રસ નીકળે છે. તેને "ડીકામાલી" કહે છે. જંગલી લોક એ દૂધની ચેપલી કરી વેચે છે. એ રસમાં ડુંખોનો પણ ભેગ કરે છે. **ડીકામાલી:**—તીખી, તીક્ષ્ણ, ઉષ્ણ તથા અગ્નિદીપક છે; અને કફ, વાયુ, મલબંધ, મનનો મોહ તથા આમનો નાશ કરે છે. **(૧) પેટપીડ ઉપર:**—એક લીંબુ ચીરી તેની એક ચીર ઉપર ડીકામાલી ભરી બીજી ચીરનો રસ તે ઉપર પાડી ડીકામાલી નાંખેલી ફાડ અંગારા ઉપર મૂકી ખદખદાવી, પછી કાઢી ચૂસી લેવી. **( ૨ ) જંતુ ( કૃમિ ) ઉપર:** ડીકામાલીનું ચૂર્ણ સાકરમાં નાંખી આપવું. **(૩) મૂર્છા તથા શીળ વા તાવ ઉપર:**—ડીકામાલીનું ચૂર્ણ સાકરમાં આપવું. **(૪) જનાવરની ચાંદીમાં કીડા પડયા હોય તો:** ચાંદીમાં ડીકામાલી ભરવી. **(૫) ભાર ઉપર:**—ડીકામાલી અને કાળો બોળ પાવાં. **( ૬ ) બાળકની સંસણી ઉપર:**—ડીકામાલી, રેવંચી અને કાળો બોળ, ગરમ પાણીમાં વાટી પેટ ઉપર ડુંટીની જગ્યા બાદ કરી બીજે સર્વે ઠેકાણે લેપ કરવો.

**૨૬૫. ડુકરકંદ:**—(સં૦ વારાહી.) ડુકરકંદના વેલા હોય છે. એ વેલાના કાંદાનો આકાર ડુક્કર (સુવર) ના જેવો હોય છે, અને સુવરના અંગ ઉપર જેવા વાળ હોય છે તેવા એના ઉપર પણ હોય છે. ડુકરકંદ એ મોટું તીવ્ર ગુણવાળું ઔષધ છે. **ડુકરકંદ:** તીખો, કડવો, બલકર, પિત્તલ, રસાયન, શુક્રલ, વૃષ્ય, અગ્નિદીપક, મધુર, ઉષ્ણ, વર્ણકર, સ્વર્ય તથા આયુષ્યવર્ધક છે; અને કોઢ, મેહ, ત્રિદોષ, કફ, વાત, કૃમિ તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. **ઉપયોગ: કાંડરાના વિષ ઉપર:** ડુકરકંદ એ તાજા

આપવું. ( ૨૩ ) **અપસ્માર ઉપર:**—ધોળી ડુંગળીનો રસ નાકે પીવો. ( ૨૪ ) **કામીણુ રોગ ઉપર:**—ધોળી ડુંગળી, ગોળ અને તેમાં થોડી હળદર નાંખી સવારે અથવા સાંજે ઊંઘવાની વખતે ખાવી. (૨૫) **સળેકમ ઉપર:**—ધોળી ડુંગળી કાપી નાકનાં બન્ને છિદ્રથી સુંઘવી. (૨૬) **બાળકોને તાનનો આજાર થાય છે તે ઉપર:** ધોળી ડુંગળી બાફી બારીક વાટી તેમાં ગાયનું ઘી નાંખી વડી કરી તાળવાપર મૂકી ઉપર એરંડનાં કુમળાં પાંત્રાં મૂકી કપડાથી ૩ દિવસ બાંધવું. દરરોજ સાયંકાળે ડુંગળીની ચેપલી કાઢી નાંખી માથું સ્વચ્છ ધોવું અને તાળવાપર ગાયનું ઘી ચોપડવું તથા ધોળી ડુંગળીનો રસ કાઢી તેમાં થોડું જીરૂં અને ખડીસાકરની ભૂકી નાંખી તે પાવું. (૨૭) **ગરમીની લુખ લાગે છે તે ઉપર:**—એક ધોળી ડુંગળી બાફવી અને બીજી લીલી ડુંગળી લેઇ તે બન્ને બારીક વાટી તેમાં જીરાની ભૂકી બે માસા અને ખડીસાકર બે તોલા એ પ્રમાણે મિશ્રણ કરી તે એક વખત આપવું. (૨૮) **ગેળ, બદ, ગાંઠ વગેરે પકવવા માટે:**—ડુંગળી બાફી વાટવી અને તેમાં ઘી અને હળદરની ભૂકી નાંખી ગરમ કરી સ્હેવાય તેટલું ગરમ પોટીસ બાંધવું. આ સૌમ્ય અને ઉત્તમ પોટીસ છે. (૨૯) **આંખો આવે છે તે ઉપર:** ડુંગળીનો રસ આંખોમાં નાંખવો. (૩૦) **ઢોરોને શેંબારોગ ( ઢોરોના નાકમાંથી શ્લેષ્મ ( લીંટ ) પડવા લાગે છે તે ) થાય છે તે ઉપર:**—ધોળી ડુંગળીના કાંદા સાત અને ગોળ પાશેર, એ પ્રમાણે ત્રણ દિવસ સવારે ખવરાવવું, અને ઘણા દિવસનું જુનું કપાસિયા કાઢી નાંખેલુ રૂ લેઇ સ્વચ્છ પહોળું કરી એક વાસણમાં અગ્નિ લાવવો અને તેમાંથી નીકળનારી ધૂણી તે ઢોરના શ્વાસોચ્છ્વાસે મસ્તકમાં જઇ શકે એવી રીતે તે દેવતામાં નાંખેલુ રૂ ઢોરના નાક આગળ ત્રણ દિવસ ધરવું. (૩૧) **મૂળવ્યાધિ ઉપર:** ડુંગળી ઝીણી ચીરી છાબડીમાં સુકવવી પછી તેમાં તલની ભૂકી ૧ માસો, અને ખાંડ બે તોલા મિશ્ર કરી નિત્ય સેવન કરવું. ( ૩૨ ) **પિત્તવિકાર ઉપર:**—ધોળી ડુંગળી ઝીણી ચીરી મીઠા દહીંમાં મેળવી તેમાં થોડી સાકર નાંખી ખાવી. (૩૩) **દાઢ દુખતી હોય તે ઉપર:** ડુંગળીનાં બી ચલમમાં નાંખી પીવાં અથવા એકલાંજ દાઢમાં રાખવાં. (૩૪) **મૂળવ્યાધિ ઉપર:** ડુંગળીનો રસ, સાકર અને ઘી નાંખી આપવો.

**૨૬૭. ઢોર આંબો:**—ગોમાંતક પ્રાંતના રાનમાં અનેક તરેહનાં ઝાડ છે. તેમાં 'ઢોર આંબો' કરીને એક સાધારણ ઝાડ થાય છે. તેને માર્ગશીર્ષ મહિનાને સુમારે આંબા જેવાં ગોળ ફળ આવે છે. તેની છેવટે નાની અણી હોય છે. એ ફળ પાકે એટલે ગળચટાં થાય છે. કેટલાક લોક એનાં રાયતાં કરે છે.

**૨૬૮. તગર:**—(સં૦ પિંડિતગર. મ૦ હિં૦ તગર.) તગરનાં ઝાડ ઘણાંજ મોટાં થાય છે. તગરનાં પાંત્રાં લાંબાં હોઇ તેને છેડે અણી હોય છે. એનો વિસ્તાર ઘણોજ મોટો થાય છે. તગરમાં 'એકેરી ધોળી' અને 'દુહેરી ધોળી' એવી બે જાત છે. દુહેરી તગરનાં પાંત્રાં જરા કાળા રંગનાં હોય છે. એને 'મીઠી તગર' કહે છે. એકેરી તગરનાં ફૂલ પારિજાતકનાં ફૂલ કરતાં કાંઇક મોટાં હોય છે. તેને પાંચ ૭ પાંખડીઓ હોય છે. એ ફૂલને લાંબી દાંડી હોય છે, એનાં ફૂલનો માત્ર સવારે કાંઇક વાસ આવે છે, પછી આવતો નથી. તગરના ગુણ ગાંઠી તગરના જેવાજ છે. ઉપયોગ:—(૧) **મસ્તકશૂળ ઉપર:** તગરનાં મૂળીઆં ઘસી લેપ કરવો.

**૨૬૯. તગરગંઠોડા:** (સં૦ તગર.) તગરનાં ઝાડ હિમાલય પર્વત અને આલમોરાના પહાડ ઉપર થાય છે. એનાં મૂળીઆંને "તગરમૂળ" કહે છે. તગર એ ઘણું સુવાસિક હોય છે. એનો ધૂપમાં ઉપયોગ કરે છે. તગરમૂળનો રંગ કાંઇક છીંકણી જેવો હોય છે. સુવાસિક છીંકણી અને સુગંધી પદાર્થોમાં એનો ઘણો ઉપયોગ થાય છે. **તગર:** શીતળ, પથ્યકર, કડવું, મધુર, લઘુ, સ્નિગ્ધ, પાકકાળે તીખું, દુર તથા વિષનાશક છે; અને નેત્રરોગ, મસ્તકરોગ, રક્તદોષ, ભૂતોન્માદ, અપસ્માર તથા ભૂતબાધાનો નાશ કરે છે. ઉપયોગ:—**પ્રલાપક સન્નિપાત ઉપર તગરાદિ કાઢો:** તગર, આસોદ, કુંભ, શંખાહુલી, દેવદાર, કડૂ, બ્રાહ્મી, જટામાંસી, નાગરમોથ, ગરમાળો, હરડે અને દ્રાક્ષનો કાઢો પાવો.

**૨૭૦. તજ:** સં૦ ત્વચા. બં૦ દારૂચિની. મ૦ હિં૦ ક૦ તૈ૦ તજ, દાલચીની. તા૦ કરૂવાપત્તે. પું૦ ઈજીન. મલા૦ કરૂવા. ફા૦ દાર્ચિની. અ૦ સાલીખા. ઈં૦ સિનામન બાર્ક. લા૦ સિનામન ઝિલાનિકમ.

ઉત્પન્ન થાય છે, અને કાળજું બળી જાય છે. તંબાકુ ખાનારો ક્યાં થૂંકશે, તેનો નિયમ નથી. એ ઉપર એક કહેવત છે કે "હગનારની ગાંડ અને તંબાકુ ખાનારનું મોં એનો નિયમજ નહિ." એટલું એ અમંગળ અને ગંદુ વ્યસન છતાં આધુનિક કાળમાં એ વ્યસનની નિરર્થક બડાઇ ચાલી રહી છે. એ વ્યસન જ્યારે બધા માણસો છોડશે ત્યારે દેશનું ઘણું હિત થશે. **તંબાકુ:** પિત્તલ, તીક્ષ્ણ, ઉષ્ણ, બસ્તિશોધક, મદકર, ભ્રામક, કડવી, દ્રષ્ટિમાંદ્યકારક, સારક, વામક, તીખી, રૂચિકર તથા વાતાનુલોમન છે; અને કફ, ઉધરસ, દમ, વાયુ, કોઢવાયુ, કૃમિ, દંતરોગ, શુક્રરોગ, દ્રષ્ટિરોગ, લીખ, જૂ વીંછીનું વિષ તથા સોજા-નો નાશ કરે છે. **ઉપયોગ: (૧) જનાવરોના કીડા દૂર થવા માટે:** તંબાકુ ઝીણી કરી ચાઠામાં ભરવી. **(૨) અંડવૃદ્ધિ ઉપર:**—તંબાકુનાં પાંત્રાંને શિલારસ ચોપડી બાંધવાં કિંવા કાચકીમાંનું મગજ એરંડતેલમાં ખરલ કરી તંબાકુનાં પાંત્રાં ઉપર ચોપડી તે પાંત્રાં બાંધવાં. એ યોગથી સર્વાંગે ચર ચર થઇ ઉલટી થાય છે. ઘણીજ તસ્દી પડે તો તે છોડી નાંખવાં અને વળી ફરીથી બાંધવાં. એથી કરી બે દિવસમાં અંડ ઠેકાણે આવે છે. તંબાકુનાં પાંત્રાં એકલાં પણ બાંધવાં. **( ૩ ) મધમાખી વિગેરેના ડંખ ઉપર:** છીંકણી કિંવા ઝીણી કરેલી તંબાકુ ચોપડવી. **( ૪ ) પીનસ રોગ ઉપર:** જુની છીંકણી સુંઘવી. **( ૫ ) આધાશીશી ઉપર:**—તંબાકુમાં પાણી નાંખી કપડછાણ કરી તેનાં બે ટીંપાં નાકમાં પાડવાં; અને તાળવા ઉપર પણ થોડું પાણી ચોળવું. **( ૬ ) સર્પના વિષ ઉપર:**—તંબાકુ પાણીમાં મેળવી અર્ધોશેર પાણી વસ્ત્રગાળ કરી રાખવું અને ઘડી ઘડીના આંતરે દર વખતે સાત સાત તોલા એમ બે ત્રણ વાર આપી ઉલટી કરાવવી. આ ઔષધ પાંચ છ વાર આપવાથી સારો ફાયદો થાય છે. **( ૭ ) વીંછીના વિષ ઉપર:** તંબાકુ પીવાની ચલમમાંનો કીટ ખાવાના પાનના બીડામાં થોડો ખવરાવવો. **( ૮ ) જુ મરવા માટે:** તંબાકુ પાણીમાં મેળવી તે પાણી માથે ચોપડી ઉપર પાટો બાંધવો; બે પ્રહર પછી પાટો છોડી અરીઠાનું ફીણ ચોપડી સ્નાન કરવું; એટલે બધી જુ મરે છે.

**૨૭૩. તમાલવૃક્ષ;** સં૦ મ૦ તમાલપત્ર. હિં૦ તેજપાત. બં૦ તેજપાતા. ક૦ પત્રક. તે૦ આકપત્રી. અ૦ સામીજ. ઈં૦ ફોલિઆમાલાબાથ્રી. લા૦ સિનામોમમ ટમાલ.

જેવાં તજનાં ઝાડ હોય છે તેજ પ્રમાણે તમાલવૃક્ષ થાય છે. તમાલવૃક્ષ સિંહલદ્વીપમાં ઘણાં થાય છે. એનાં પાંત્રાંને 'તમાલપત્ર' કિંવા 'તેજપત્ર' કહે છે. તમાલપત્રનો મસાલામાં તેમજ ઔષધોમાં ઘણો ઉપયોગ થાય છે, તમાલપત્ર તસુભર પહોળાં હોય છે, અને ચાર પાંચ આંગળ લાંબાં હોય છે. **તમાલવૃક્ષ:**—મધુર, બલકર, વૃષ્ય, ગુરૂ, ધાતુવર્ધક તથા શીતળ છે; અને શ્રમ, દાહ, કફ, પિત્ત, શોષ તથા વિસ્ફોટકનો નાશ કરે છે.

**૨૭૪. તરટી:**—(સં૦ રક્તબીજકા. મ૦ તરટી. હિં૦ તરંટી. ક૦ રેઉડ.) તરટીનાં ઝાડ બે માથોડાં ઉંચાં વધે છે. એનાં પાંત્રાં બીડાએલાં અને લાંબાં હોય છે. તરટીને લાલ રંગનાં ફળ આવે છે. એ ઝાડને કાંટા હોય છે. તરટીનાં ઝાડ સોલાપુર પ્રાંતમાં પુષ્કળ થાય છે. **તરટી:** મધુર, કડવી, ગુરૂ, બલકર અને કફનાશક છે. **ઉપયોગ: કફ ઉપર:** તરટીની છાલનો કાઢો મધ નાંખી પાવો.

**૨૭૫. તલ:** સં૦ હિં૦ તિલ. મ૦ તીળ. ક૦ એલુ. તે૦ નોબલુ. તા૦ એલ, નુવુ. તુ૦ ઉરૂ, એન્મે. મલા૦ કારેલ્લુ. ફા૦ કુન્જદ. અ૦ સીમસીમ. ઈં૦ સિસેમ નૈન્જર સીડસ. લા૦ સિસેમેઇંડીકં.

તલનાં ઝાડ સુમારે બે હાથ ઉંચાં વધે છે. એનો રોપો વેંત દોઢ વેંત ઉંચો વધે છે, તેનાં પાંત્રાંની ભાજી કરે છે. તલમાંથી તેલ કાઢે છે.; તેનો ખોળ માણસોને અને ઢોરોને પણ ખાવાના ઉપયોગમાં આવે છે. તલ પૌષ્ટિક છે. તલનું તેલ ખાવાનાં સર્વ તેલોમાં ઉત્તમ છે. જંગલી અડદ, જંગલી મગ, અને જંગલી ચણા (રૂદ્રવંતી) પ્રમાણે જંગલી તલ કરીને જંગલમાં એક ઝાડ તલનાં ઝાડ જેવું થાય છે. એ જંગલી ઝાડ પણ ઔષધના ઉપયોગમાં આવે છે. તલમાં કાળા અને ધોળા એવી બે જાત છે. **તલ:** બલકર, સ્નિગ્ધ, ગુરૂ, અગ્નિદીપક, સ્તનમાં દૂધ વધારનાર, પિત્તલ, કેશોને હિતાવહ,

**૨૭૬. તવખીર વૃક્ષ:** સં૦ ક૦ તવક્ષીર. મ૦ તવખીર. હિં૦ તવાખીર. ફા૦ તબાશીર. ઇં૦ આરોરૂટ. લા૦ કર્કયુમા એંગસ્ટિફોલિયા.

આ ઝાડ મલબાર પ્રાંતમાં થાય છે. એ વધારેમાં વધારે એક માંથોડું ઉંચું વધે છે, અને સાધારણ રીતે બે હાથ ઉંચું હોય છે. એનાં પાંત્રાં હળદરનાં પાંત્રાં જેવાં હોય છે અને ઝાડ પણ તેવુંજ દેખાય છે. તથા તેના જેવીજ તેને મુડીઓ થાય છે. તેને ચુંટી કાઢી પાણીમાં ધોયા પછી જરા કચરી, ચાર પાંચવાર ધોઈ તાપમાં સૂકવે છે. પછી તેને દળી તેની બારીક ભૂકી કરે છે. તે શુભ્ર (ધોળા) રંગની હોય છે. તેને 'તવકીર' કહે છે, એને દૂધમાં બાફી ખાય છે. એવો જે એનો પદાર્થ કરે છે તેને 'લાપશી' કહે છે. નાના બાળકોને તથા રોગીને એ લાપશી આપે છે. એ પદાર્થ શીતળ અને પૌષ્ટિક છે. તવખીર પાંચ છ જાતના ઝાડના કંદમાંથી થાય છે. મહાબળેશ્વરના ડુંગર ઉપર પણ તવખીર ઉત્પન્ન કરનારાં ઝાડ થાય છે. અમેરિકા ખંડમાં આ ઝાડ પ્રખ્યાત છે. અમેરિકન લોક, બાણથી કિંવા બીજા શસ્ત્રથી જખમ થયા હોય તો એ ઝાડનું દૂધ ચોપડે છે; માટે તેને "આરોરૂટ" એવું નામ આપેલું છે. ઇંગ્રેજી ભાષામાં આરા એટલે "તીર" અને "રૂટ" એટલે મૂળ એવો અર્થ થાય છે. લુચ્ચા માણસો તવખીરના યોગે તેલનું ઘી કરે છે. તે આઠ દિવસ માત્ર સારૂં રેહે છે. પછી તેનો તેલવાળો વાસ આવે છે. **તવખીર:** મધુર, શુભ્ર, શીત, સુગંધિ, બલકર, વૃષ્ય, પૌષ્ટિક, ધાતુવર્ધક, લઘુ તથા સ્નિગ્ધ છે; અને ક્ષય, પિત્તરક્ત, પિત્તદાહ, અરૂચિ, ઉધરસ, દમ, તાવ, તૃષા, કમળો, પાંડુ, કોઢ, મૂત્રાશ્મરી, મૂત્રકૃચ્છ્ર, મેહ, વ્રણ, કફ તથા રક્તદોષનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **ગરમીથી મ્હોંમાં ચાંદીઓ પડે છે તે ઉપર:** તવખીર ચોપડવી. (૨) **પિત્ત ઉપર:** તવખીર ઘીમાં નાંખી ખાવી. (૩) **બાળકોને શકિતવર્ધક ભક્ષ્ય:** તવખીર ઠંડા પાણીમાં અથવા ગાયના દૂધમાં નાંખી બાફી પાતળી રાબડી કરી તેમાં થોડી સાકર નાંખી પાવી. (૪) **રકતપ્રદર** (સ્ત્રીઓને ધાત જાય છે તે) **ઉપર:** તવખીર, રાળ અને ગેરૂનું ચૂર્ણ ઘીમાં આપવું.

**૨૭૭. તાડ:** સં૦ બં૦ ફા૦ તાલ. મ૦ ખરતાડ, તાડવૃક્ષ. હિં૦ તાડ. ક૦ તાળીમારા. તૈ૦ પનેમારં, તાતી. તુ૦ તાંરી. મલા૦ માલં, પના. અ૦ તારગો, તળટમાડો. ઇં૦ પાલમાયરા, પામ. લા૦ બોરેસસ, ફલેબેલીફોર્મીસ.

**તાડ, માઢ, સોપારી, સુરમાડ શીંદી** એ સર્વેનાં ઝાડ એકજ જાતનાં છે. એની ઉત્પત્તિ ગરમ દેશમાં થાય છે. તાડનાં ઝાડ ડુંગર ઉપર અને રાનમાં પોતાની મેળે ઉગે છે. એ દશબાર વર્ષે ફળે છે. તાડનું ઝાડ ઘણુંજ ઉંચું વધે છે. તેનો સોટો ૪૦–૫૦ હાથ ઉંચો અને સરળ હોય છે. એ ઝાડમાંથી તાડી કાઢે છે. એના ફળને 'તાડગોળા' 'તાળફળ' કહે છે. એ ગોળા ઘણા ઠંડા છે, માટે કેટલાક લોક ગરમી થવાથી ખાય છે. તાડનું ઝાડ ઘણુંજ ઉપયોગી છે. તેની ઝાવલી ઘરનાં છાપરાંપર નાંખે છે. તેનાં પાંત્રાંમાંથી છત્રીઓ વિગેરે અનેક વસ્તુઓ થાય છે. તાડના સોટા પાણી જવાની પરનાળો કરવાના ઉપયોગમાં આવે છે. તાડપત્રવૃક્ષ કરીને તેની એક જાત સિંહલદ્વીપમાં થાય છે એની ઉંચાઇ સવાસો હાથ હોઇ એની ઝાવલી પંદર વીસ હાથ લાંબી હોય છે. એ એક ઝાવલીથી વીસ પચીસ માણસનું વરસાદથી કે તાપથી રક્ષણ થાય છે. આ તાડપત્ર વૃક્ષ સુમારે ૮૦ વર્ષે ટકે છે. એટલા વખતમાં તે એકજ વખત ફળે છે. એનાં ફળ હાથીના મસ્તક જેવડાં હોઇ તેમાં તાળગોળા જેવો ગીરો હોય છે. તે લોકો ખાય છે. એ વૃક્ષનાં પાંત્રાંનો પુસ્તક લખવામાં પ્રથમ ઉપયોગ થતો હતો. સિંહલદ્વીપ, કર્નાટક, એ દેશોમાં અદ્યાપિ તાડપત્ર ઉપર પુસ્તકો લખે છે. લખવાના કામમાં લીધા પહેલાં એ પાંત્રાં દૂધપાણીમાં ઉકાળી કહાડે છે. એ પાંત્રાં ઉપર લોખંડના ખીલાથી લખે છે. એ પાંત્રાં કાગળ કરતાં ઘણાં વર્ષો સુધી ટકે છે. વ્યજનતાડ કરીને એક તાડની જાત છે; તેનાં ઝાડ દક્ષિણ અમેરિકામાં ઘણાં છે. એ સાદડીઓ તથા પંખા કરવાના કામમાં આવે છે. તાડગોળા કુમળા હોય ત્યારે સ્વાદિષ્ટ લાગે છે. જુના તાડગોળા ખાવાથી અતિસાર થાય છે. તાડગોળાની અંદર નાળીએરની પેઠે પાણી હોય છે. તે પીવાય છે. **તાડવૃક્ષ:**—મધુર, શીતળ, માદક, પુષ્ટિકર, શુક્રલ, કફકર, બલકર, મેદકારક, વૃષ્ય,

આ વનસ્પતિ હિમાલયના ઉત્તર પ્રદેશમાંના રાનમાં થાય છે. પર્શીયા દેશમાં પણ એની ઉત્પત્તિ થાય છે. ત્રાયમાણ કડવું, રેચક અને તાવનાશક છે. એની સળીઓ અને ફુલો, રેશમી કપડાં રંગવાના કામમાં આવે છે. **ત્રાયમાણ:**—તુરૂં, શીતળ, મધુર, સારક તથા કડવું છે; અને પિત્તરોગ, ઉલટી, જ્વર, ગુલ્મ, કફ, વિષ, શૂળ, ભ્રમ, રક્તરોગ, ક્ષય, ગ્લાનિ, તૃષા, હૃદ્રોગ, રક્તપિત્ત, મૂળવ્યાધિ તથા ત્રિદોષનો નાશ કરે છે. **ઉપયોગ:—વિષમજ્વર ઉપર:** ત્રાયમાણ, કડુ, ધમાસો, અને ઉપલસરીનો કાઢો પાવો.

**૨૮૦. તાલીસ:**—સં૰ મ૰ બં૰ હિં૰ તાલીસપત્ર. ક૰ ચરીચલી—ચંચલી—મારા. તૈ૰ તા૰ તાલીસ—પતીરી—પત્રી. મલા૰ તાલેસપત્ર. ફા૰ જરનલ. અ૰ તાલીસફર. લા૰ ટેકસસ્એકેટા.

એની ઉત્પત્તિ હિમાલય પર્વત ઉપર થાય છે. એ ઝાડ નાનાં હોય છે. એનાં પાંત્રાંને 'તાલીસપત્ર' કહે છે. તાલીસપત્રનો ઔષધમાં ઘણો ઉપયોગ થાય છે. **તાલીસ પત્ર:** મધુર, કડવું, ઉષ્ણ, લઘુ, તીક્ષ્ણ, સ્વર્ય, હૃદ્ય તથા અગ્નિદીપક છે અને દમ, ઉધરસ, કફ, વાયુ, ક્ષય. ગુલ્મ, અરૂચિ, રક્તદોષ, ઉલટી, આમદોષ, અગ્નિમાંદ્ય તથા મુખરોગનો નાશ કરે છે. **તાલીસાદી ચૂર્ણ** તાલીસપત્ર ૧, મરી ૨, સુંઠ ૩, પીપર ૨, વંશલોચન (વાંસકપૂર) ૨, એલચીદોડા ાા, તજ ાા; અને ખાંડ ૩૨ તોલા, એ સર્વેનું ચૂર્ણ કરી તે ૩ માસા આપવું. એટલે અરૂચિ, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, તાવ, ઉલટી, અતિસાર, શોષ, પેટ ચડવું, પથરી, પાંડુ, તથા સંગ્રહણી વિગેરે રોગો દૂર થાય છે.

**૨૮૧. તિપાની:**—(સં૰ ત્રિપર્ણી) તિપાનીના નાના નાના વેલા થાય છે. એ વેલા વાડો ઉપર અને ઘણું કરી ભોંયમગના ખેતરોમાં ઘણા થાય છે. એનાં પાંત્રાં બારીક અને આકારે ભોંયમગના પાલા જેવાં હોય છે. એ વેલાને ત્રિદલ પાંત્રાં આવે છે. એ વેલો શ્વાસ, કાસ, વ્રણ અને વિષનો નાશક છે **તિપાની:**—મધુર, તથા શીત છે અને દમ, ઉધરસ, વ્રણ, શીતપિત્ત, તથા વિષનો નાશ કરે છે. **ઉપયોગ:** **(૧) વ્રણ ઉપર:**—તિપાનીનાં પાંત્રાં સુકવી બાળી રાખ કરવી. અને ઘીમાં ખરલ કરી ચોપડવી. એટલે ગુમડું તરતજ ભરાઈ આવે છે. આ મોટો—અનુભવસિદ્ધ પ્રયોગ છે.

**૨૮૨. તિવર:**—તિવરનાં ઝાડ ખાડીમાં થાય છે. એ ઝાડ માથોડુ બેમાંથોડાં ઉંચાં વધે છે. એને કાંટા હોય છે. એનું લાકડું મજબુત હોય છે. ઘણું કરીને એનો બાળવાના કામમાં વિશેષ ઉપયોગ થાય છે. દેવતા સળગાવવાને એની છાલ ઘણી ઉપયોગમાં આવે છે.

**૨૮૩. તિવસ:**—(સં૰ તિનિશ.) તિવસનાં ઝાડ મોટાં થાય છે. એનું લાકડું ઇમારતના ઉપયોગમાં આવે છે. તિવસ તુરૂં છે અને કફ, રક્તપિત્ત, મેદ, કોઢ, પ્રમેહ, દાહ, વ્રણ, પાંડુ, તથા કૃમિનો નાશ કરે છે.

**૨૮૪. તુરીઆં:** સં૰ ધારાકોશાતકી. મ૰ દોડકી, શીરાળી. હિં૰ તોરઇ, ધીસોડા. બં૰ ઝીગા. ક૰ ધારવીરે. તૈ૰ બીરકાયા. તા૰ પીરકુ. તુ૰ પીરે. મલા૰ પિચ્ચકં. ઇં૰ એકયુટેંગલ્ડ કકંબર. લા૰ લ્યુરાએકયુટેંગ્યુલા.

તુરીઆંનો વેલો ઘણોજ પ્રસરે છે. તુરીઆંને પીળાં ફૂલો આવે છે. એ વેલો વાવ્યા પછી સવા મહિને ફળ આવે છે. એ ફળ હાથ હાથ લંબાઇ સુધી વધે છે. તુરીઆંનું શાક થાય છે. એ આમાંશ કરનારૂં છે. **તુરીઆં:**—મધુર, સ્નિગ્ધ, શીત, બલપ્રદ, વીર્યપ્રદ, રૂચિકર, ગુરૂ, તથા પથ્યકર છે; અને શ્વાસ, કાસ, તાવ, કફ, પિત્ત, કૃમિ, ગુલ્મ, ઉદર, ત્રિદોષ, તથા મલબંધનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) વેળ ઉપર:**—તુરીઆંનાં મૂળીઆં ઠંડા પાણીમાં ઘસી ચોપડવાં કિંવા તુરીઆંની ભાજી બારીક વાટી વેળ ઉપર ચોપડવાથી ચાર પ્રહરમાં વેળની ગાંઠ બેસે છે. **(૨) શરીરમાં ગરમીનો આજાર ભરવાથી કાખમાં કિંવા જાંઘના ખાંચામાં ચાંદીઓ પડે છે તે ઉપર:** તુરીઆંના વેલાનાં મૂળીઆં ગાયના માખણમાં કિંવા એરંડતેલમાં ઘસી બે ત્રણ વાર ચોપડવાં; એટલે ચાંદીઓ મટી જાય છે. **(૩) મૂતરખડા (પથરી) ઉપર:** તુરીઆંના વેલાનાં મૂળીઆં પ્રાતઃકાળે એકવાર એ પ્રમાણે ૩ દિવસ પાવાં.

**૨૮૫ તુંબરૂફળ:**—સં૰ હિં૰ બં૰ ક૰ તુંમરૂ—ફળ. મ૰ તી—ચીરફળ. કો૰ તીસળી. લા૰ ઝેથોક્ઝીલન અલાટા.

તુળસીનાં ઝાડ સુમારે હાથ બે હાથ ઉંચાં વધે છે. એમાં કાળી અને ધોળી, એવી બે જાત છે. તુળસીને માંજરો આવે છે. અને તેમાં તેનાં બીયાં હોય છે. એ માંજરોનો અને તુળસીદળનો દેવની પૂજામાં ઉપયોગ થાય છે. કાળી તુળસીનાં ઝાડ કાળા રંગનાં હોય છે. કાળી તુળસી ધોળી કરતાં વધારે ગુણવાળી છે. તુળસીના ઝાડમાં અનેક અપૂર્વ ગુણો હોવાથી આપણા પૂર્વના ઋષિવર્યોએ દીર્ઘ દૃષ્ટિ વાપરી સર્વ લોકોને ઘેર તુળસીનાં ઝાડ જોઇએ એવી યોજના કરી રાખેલી છે. એ યોજના ઉપરથી તેઓનું પૂર્ણ ડહાપણ અને દૂરદર્શીપણું વ્યક્ત થાય છે. તુળસીનું ઝાડ ઘરના આંગણામાં વાવવાથી આરોગ્ય વધે છે. તુળસીના ઝાડમાંથી એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થઈ તે આસપાસની રોગકારક હવાનો નાશ કરી તે હવાને ચોખ્ખી કરે છે. એવા અપૂર્વ ગુણ ઉપરથી તુળસીના ઝાડની નિત્ય પૂજા કરવી, તેની પ્રદક્ષિણાઓ કરવી, એવો જે આપણા ધર્મમાં નિત્ય નિયમ કહેલો છે, એથી કરી આપણને ઘણો જ ફાયદો છે. એ વિષે વધારે કહેવાની જરૂર નથી. તુળસીનાં ઝાડ ફક્ત આપણા હિંદુસ્થાનમાંજ છે; તુળસીના ઝાડ જેવી અપૂર્વ ગુણકારી અનેક વનસ્પતિ પરમાત્માએ હિંદુસ્થાન દેશમાં આપણા લોકોના સુખ માટે નિર્માણ કરેલી છે. એ આપણા ઉપર ઇશ્વરની બીજા સર્વ દેશમાંના લોકો કરતાં ઘણીજ મોટી બક્ષીસ છે; પરંતુ આ બક્ષીસનો ધિક્કાર કરી પૌષ્ટિક ઔષધ જોઇએ તો, લો "કૉડલીવર ઑઇલ (મચ્છું તેલ)," ચ્હા જોઇએ તો લો રક્તશોષણ કરનારી ચિનાઇ ચ્હા, અને તે વળી હાડકાંના પ્યાલામાં આ કેટલું ખરાબ છે? આવા આપણા લોકમાંહેના જે કૃતઘ્ન, દેશ ખુરાડનાર અને મહા અજ્ઞાન લોક છે, તેઓને આ વાતની કાંઇ શરમ જણાતી નથી! ગાયના દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ આ સૃષ્ટિમાં બીજો કોઇ પણ નથી. છતાં તે તેઓને પૌષ્ટિક જણાતું નથી કે શું? તુલસી જેવી અનેક રોગહારક અને પૌષ્ટિક ચ્હા મોટા જથામાં અને ફોકટ મળવા છતાં તે તેઓએ કેમ ગ્રહણ કરવી નહિ? એનો વિચાર કરવા માંડયાથી એવું જણાય છે કે, તેઓની આંખો ઉપર અજ્ઞાનનાં ડળ ચઢેલાં છે. અસ્તુ હમણાં કાળચક્રના ફેરામાં આપણો હિંદુસ્થાન દેશ પડેલો છે, તેથી એવી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થાયજ; ત્યાં બીજો કાંઇ ઉપાય નથી. આપણા ઘરમાંની હવા શુદ્ધ રહેવા માટે આ ઝાડો કુંડામાં વાવવાં જોઇએ, અને તેમાંથી એક બે કુંડાં ઘરમાંના વપરાશવાળા પ્રત્યેક ભાગમાં અને ઓરડીઓમાં દિવસે રાખવાંજ જોઇએ. તે કુંડાં સંધ્યાકાળે ખુલ્લા ઓટલા ઉપર લાવી મૂકવાં, અને ત્યાંજ આખી રાત્રી રહેવા દઇ, બીજે દિવસે સવારમાં ઘરમાં લઇ ઉપર કહ્યા પ્રમાણે મૂકતા જવું. એમ કરવાથી પ્રકૃતિ સારી રહી અનેક વિકાર, અને વાયુ વગેરેના વિકારો થતા નથી. **તુળસી સાધારણ:**—કડવી, ઉષ્ણ, તીખી, સુગંધી, દાહકર, પિત્તકર હૃદ્ય, તુરી, અગ્નિદીપક, તથા લઘુ છે; અને વાયુ શ્વાસ, કાસ, ઉચકી, કૃમિ, ઉલટી દૌર્ગંધ્ય, કોઢ, પાર્શ્વશૂળ, વિષ, મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ, ભૂતબાધા, શૂળ, તાવ તથા ઉચકી (હેડકી) નો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) તુળસીનો ચ્હા: તાવ, આળસ, સુસ્તી, અરૂચિ, દાહ, વાતવિકાર અને પિત્ત ઉપર:** તુળસીનાં પાંત્રાં સુમારે એક તોલો કિંવા તેથી વધારે લેઇ અર્ધાશેર પાણીમાં નાંખી તે પાણી અર્ધું અગર ચતુર્થાંશ બાળવું અને પછી પીવું; એટલે ઉપલા સર્વ રોગો દૂર થાય છે. **બીજો પ્રકાર:**—ઉપર પ્રમાણે ઉકાળો કરી તેમાં તેટલુંજ દૂધ, એક કિંવા બે તોલા સાલમમિશ્રી, અને એક બે એલચીદાણાનું ચૂર્ણ કરી તે નાંખી તે કાઢો પાવો. એટલે ઉત્તમ પુષ્ટતા પ્રાપ્ત થાય છે. મ્હોંમાં સ્વાદ આવે છે. અને અનેક રોગો દૂર થાય છે. એવી આ "તુળસી ચ્હા" પરદેશી નિ:સત્વ અને રક્તશોષક ચ્હા કરતાં ગુણોમાં હજારગણી શ્રેષ્ઠ છે, **એટલા માટે તુળસીની ચ્હાજ નિત્ય પીવી. એ આપણા આર્ય લોકને ઘણુંજ હિતકારક છે. (૨) મણીયારીના વિષ ઉપર:**—કાળી તુળસીનાં પાંત્રાંનો રસ નવટાંક પાવો. અથવા પાંત્રાં ચાવી ખાવાં. દાંત ચોંટી જાય તો આજ રસ નાકના છિદ્રમાં પાડવો અને તાળવું અને હાથતળીએ અને પગતળીએ બે ઘડી સુધી ચોળવો. **(૩) વિષમ જ્વર ઉપર:**—કાળી તુળસીનાં પાંત્રાંના રસમાં મરીની ભૂકી નાંખી તે રસ પાવો. **(૪) વાયુહારક ચૂર્ણ:**—કાળી તુળસી છ ભાગ, નગોડ ચાર ભાગ, ભાંગરો છ ભાગ, અને વાયવરણા એક ભાગ, એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરી રોજ ત્રણ માસા પ્રમાણે મધમાં આપવું. **(૫) રક્તાતિસાર ઉપર:** તુલસીનાં બી રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે ચોળી પાવાં.

છાશ દહીંના જેવી ઘટ્ટ થાય છે. એ પ્રમાણે છાશનું દહીં થાય છે. **(૬) ચાંદી અને વ્રણ ધોવા માટે:**—તોરણીનો પાલો બારીક ખાંડી તેમાં પાણી નાંખી કાઢો કરવો અને તેથી વ્રણ (ગુમડું) ધોવું એટલે જલદી રૂઝ આવે છે.

**૨૯૭. થોર (ચોધારો.):** સં૦ સ્તુહી, સેહુંડ. મ૦ સાંબર, નીવડુંગ. હિં૦ થુહર, સેહુંડ. બં૦ સીજવૃક્ષ. ક૦ કળી, મુંડુકળી. મલા૦ તીરૂકળી. તૈ૦ જેમડું. ફા૦ લાદના. અ૦ જકુમ. ઈં૦ મીલ્કસ્ હેજ. લા૦ યુફ્રોર્લીયા ટ્રાયગોના.

થોર ગોળ હોય છે. એના ઉપર બારીક ચોખા જેવડા લાંબા કાંટા હોય છે. એનાં પાંત્રાં બે આંગળ પહોળાઈનાં લાંબાં હોય છે. એ પાંત્રાંનું અથાણું કરે છે. વાડ કરવા માટે એનો ઉપયોગ થાય છે. એ ઝાડ સુમારે માંથોડુ બે માંથોડાં ઉંચું વધે છે. એમાંથી ધોળું દૂધ પુષ્કળ આવે છે. એ દૂધમાં કેટલાંક રસાયનો અને સોમલની શુદ્ધિ થાય છે. **થોર:** તીખો, કડવો, ઉષ્ણ, અગ્નિદીપન, સારક, ગુરૂ તથા વાંતિકર છે, અને કોઢ, ઉદર, પ્લીહા, વાયુ, ગુલ્મ, અષ્ઠિલા, આધ્માન, પાંડુ, કફ, ઉદરવ્રણ, જ્વર, ઉન્માદ વાયુ, મેદ, વીંછીનું વિષ, દૂષીવિષ, અર્શ તથા અશ્મરીનો નાશ કરે છે. **થોરનું દૂધ:** ઉષ્ણ-વીર્ય, સ્નિગ્ધ, તીખું, સારક તથા લઘુ છે; અને કોઢવાળા, ગુલ્મી તથા ઉદરરોગવાળાઓને રેચ વિષે ઉત્તમ છે. એ આધ્માન વાયુ તથા ગુલ્મનો નાશ કરે છે. **થોરનાં પાંત્રાં:**—રૂચિકર, તીખાં તથા અગ્નિદીપન છે અને કોઢ, અષ્ટીલા, આધ્માન, વાતશૂળ શોથોદર અને સર્વ ઉદરરોગનો નાશ કરે છે. **ઉપયોગ:**—**(૧) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:** થોરીઆનું દૂધ ચોપડવું એટલે ફોલ્લો ઉઠતો નથી. **(૨) ઢોરનું શિંગડું, હાડકું વગેરે ભાંગ્યું હોય તો:**—થોરના દૂધમાં ગુણપાટની રાખ ખરલ કરી લેપ કરી પાટો બાંધવો. **(૩) નિદ્રા ન આવવાને:** થોરનાં મૂળ ગોળમાં ખાવાં. **(૪) કમળી ઉપર:** થોરનું ડીંટું શેકી તેનો રસ ૪ પૈસાભાર, આદુનો રસ ૧ પૈસાભાર અને ઘી ૧ પૈસાભાર એકત્ર કરી પાવું. **(૫) શરીર-માંની ગરમી કાઢવા માટે:**—થોરીઆના કકડા કરી પાણીમાં નાંખી તે પાણી આધણ આવે ત્યાં સુધી કઢવવું, અને માણસને ખાટલા ઉપર સુવાડી નીચે તે ઉકળતા પાણીનું વાસણ મૂકી અંગને બાફ આપવો, અને ઉપર પીછોડી ઓઢવી; એટલે પરસેવો છુટી અંગ છુટું થશે. પછી શરીરે વગડાઉ છાણાંની રાખ ચોળવી. ઠંડું પાણી અને વાયરો, એથી વિશેષ સંબંધ રાખવો નહિ. ઘી અને ભાત ખાવો. એટલે શરીરમાંની ગરમી નીકળી જશે. **(૬) ભ્રમરવિષ ઉપર:**—થોર અને પીપર વાટી લેપ કરવો. **(૭) નવા જન્મેલા બાળકનું ગળું કફથી બંધાઇ ગયું હોય તો:** થોરીઓ કેળના લીલાં પાંત્રાંમાં વીંટાળી અંગારામાં બાફી કાઢવો તથા સાધારણ ઠંડો થયા પછી બે ત્રણ ટીપાં રસ કાઢવો. તેમાં ૬ ટીપાં મધ મિશ્ર કરી તેનું થોડું મિશ્રણ હાથની આંગળી વડે બાળકના તાળવામાં ચોપડવું અને જીભે ચોળવું; એટલે કફ ઉપર આવી ગળું ખુલ્લું થાય છે. **(૮) બાળકોની સસણી ઉપર:** ચોધારી થોરનાં પાંત્રાં લાવી શેકી તેનો રસ કાઢવો; તેમાં કાળો બોળ (એળીયો), હરડે અથવા રેવંચીનો શિરો ખદખદાવી સહેવાય તેવો પેટ ઉપર લેપ કરવો. ડુંટી ઉપર લેપ કરવો નહિ. **(૯) નાસુર અને નાડીવ્રણ ઉપર:** વ્રણનું છિદ્ર યુક્તિથી મોટું કરી, થોરનું દૂધ અને સિંધવ એકત્ર ખરલ કરી તેની વાટ વ્રણમાં ઘાલવી. **(૧૦) સોજા ઉપર:**—થોર અંગરામાં બાફી અંદરના ગરનો સોજા ઉપર લેપ કરવો. **(૧૧) કફ ઉપર:**—થોર અને દક્ષિણી થોર અંગારામાં શેકી, અર્ધો તોલો રસ કાઢવો. અને તેમાં ફુલાવેલો તેલીયો ટંકણખાર બે ગુંજા તથા મધ ૫ તોલા મિશ્ર કરી ખરલ કરી ખાવો, એટલે કફ પાતળો થઇ પડે છે. **(૧૨) નળવિકાર ઉપર:** ગોળ થોરનાં પાંત્રાંને એરંડ-તેલ ચોપડી શેકવાં અને તેમાં શહાજીરૂં, લસણ, હીંગ, મરી અને પીંપર નાંખી, બારીક વાટી સોપારી જેવડી ગોળીઓ કરવી અને તે એક ગોળી ગરમ પાણી સાથે ખાવી. **(૧૩) કાસ, શ્વાસ, ક્ષય અને હૃદ્રોગ ઉપર:** બે વાલ થોરનું દૂધ લેઇ ગોળમાં ખાવું.

**૨૯૮. થુવેર (૨) ત્રણધારીઓ:** સં૦ ત્રિધાર. મ૦ તીધારી. નીવડુંગ. હિં૦ તીધારાથુહર. ક૦ મૂરેણુકળી.

એને ત્રણ દાંડા અને તેરેક દાંડા ઉપર ડાંડા હોય છે. એ થોરીઆના મોટાં મોટાં વન હોય છે. એ માંથી પીળું દૂધ ઘણું નીકળે છે. મુંબઈ પાસે દિવાળીના તહેવારોમાં એના કકડા કરી તેમાં બત્તી સળગાવે છે. એના દૂધમાં સોમલની શુદ્ધિ થાય છે. ગુણ:—પારતમંધક અને રંજન વિષે સિદ્ધિ આપનારો છે. બીજા ગુણ થોરના સરખા છે. ઉપયોગ:—(૧) સંધિવાત ઉપર:—ત્રિધારી થોરીઆનું દૂધ લીંબોળીના તેલ સાથે મિશ્ર કરી લેપ કરવો; એટલે દરદ મટે છે; અને સોજો ઉતરે છે. (૨) સોજો, ગાંઠ વગેરે થાય તે ઉપર:—ત્રિધારી થોરીઆના દૂધનો લેપ કરવો. (૩) બાળકના દૂધરોગ ઉપર:—ત્રિધારી થોરીઆ બાળી ૭ માસા રસ કાઢવો, તેમાં પુષ્પસ અર્ધો માસો અને કિંચિત્ કસ્તુરી નાંખી બાળક ની શક્તિ પ્રમાણે આપવું. (૪) બાળકના કફવિકાર ઉપર:—ત્રિધારી થોરીઆના કકડા અંગારામાં શેકી તેને રસ કાઢવો. તેમાં ફુલાવેલા તેલીઆ ટંકણખારની ભુકી અને મધ નાંખી તેનું ચાટણ આપવું. એ મોટા માણસને પણ આપવું. ૧૦ મહિનાનું બાળક હોય તો એક અચ્છોડીભાર આપવું. (૫) દમ ઉપર:—આકડાનાં દૂધ, અધેડાનાં મૂળીઆં અને ગોખરૂનાં મૂળીઆં; એને ત્રિધારી થોરીઆના રસના ૧૪ પુટ દે ભસ્મ કરી રાખવી; અને રોજ ત્રણ માસા મધમાં મેળવી તેમાંથી બે ગુંજા પ્રમાણે આપવું. (૬) દાદર ઉપર:—ત્રિધારી થોરીઆના દૂધનો લેપ કરવો. (૭) ખસ ઉપર:—ત્રિધારી થોરનાં મૂળીઆંનો રસ ચોપડી, ઉપર તેજ ઝાડની માટી ચોપડવી; એટલે ૩ દિવસમાં ગુણ થાય છે.

૨૯૨. હવાજી મરવા:—(સં૦ દમનક.) આ એક દમરાની જાત છે. હવાજીનાં ઝાડ નેત કોક ચેવ ઉંચાં વધે છે. એનાં પાંદડાં ધોળાં ઝાખરનાં પાંદડાં જેવાં હોય છે. પરંતુ હવાજીનાં પાંદડાં ઝીણાં જાડાં હોય છે. હવાજીનાં ઝાડનો વાસ ઘણો ગમે આવે છે. દૂરથી વાસ માત્ર સારો લાગે છે. એને તોડતાં આવે છે તેનો પણ ગાઢ જેવો વાસ આવે છે. હવાજીનો સુગંધિ પદાર્થોમાં ઘણો ઉપયોગ થાય છે. હવાજીનાં ઝાડ ઘરની આસપાસ વાવવાથી ઘરમાં સાપ આવતો નથી. ગુણ:—તીખો, શીતળ, કડવો, તૂરો, રુચ્ય તથા સુગંધિ છે અને કોઢ, વિસ્ફોટક, કંડૂ (ખરજ), ત્રિદોષ, વિદોષ, વિષ, ક્લેદ, અર્શ, કૃતપાપ, સંગ્રહણી તથા મરડાનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) સર્પના વિષ ઉપર:—હવાજીનાં મૂળીઆં અને તેનાં પાંદડાં ખાવાં; અથવા રસ કાઢી તે પાવો. ઢોરોને પણ તે આપવાથી ગુણ આવે છે. (૨) મરકી ઉપર:—હવાજી મરવાનો રસ કાઢી તે રસ પાવો.

૨૯૩. હાથલી ફુરીઓ (થોર) કંથારો:—સં૦ કંથારી. મ૦ હાથીનીવડુંગ. હિં૦ નાગફનીથુહર. ક૦ કળીમલી. તે૦ નાગજમુડુ. તા૦ મથા૦ નાગતાળી. ઈં૦ પ્રીકલીપેર. લા૦ ઓપંટિઆ ડિલેનાય.

એનાં પાંદડાં હાથલીઆથી મોટાં અને એક ઉપર એક ઉગી તેવું ઝાડ મોટું થાય છે. એ ફુરીઆની વાડો ઘણી ઉંચી વધે છે. એનો કાંટો બે આંગળ લાંબો અને ઘણોજ તીક્ષ્ણ હોય છે. એ કાંટા વાગવાથી મોટો જખમ થાય છે. એ થોર ઉપર બાવરંગનાં ઝીંડવાં આવે છે. તે ખાતે મીઠાં હોવાથી કેટલાક લોક તેને ખાય છે. એ ઝીંડવાં તોડી, કપડામાં બાંધી, પીલી તેનો રસ કાઢી કાગળપર લખવાથી રાતી શાહી પ્રમાણે જણાય છે. આ થોર સર્વત્ર થાય છે. એ ફુરીઆનું પાન ખાઇપર જો પડે તો ત્યાં તે ઉગે છે એવો એમાં વિલક્ષણ ગુણ છે. આ થોરની વાડોમાં સર્પની ઉત્પત્તિ ઘણી થાય છે. હાથલી થોર:—તીખ, રુધિર, તીખો, ઉષ્ણ તથા કડવો છે; અને શ્વાસ, કફ, વાયુ, મંદિરોગ, સ્નાયુ રોગ તથા સોજાનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) બાળકની ઉધરસ ઉપર:—હાથલી ફુરીઆનું ઝીંડવું બાળી, રેતમાં ગરમ કરી ઉપલી છાલ કાઢી મૂંડી, પછી કપડામાં વાટી પીલી, રસ કાઢી તેમાં સાકર નાંખી પાવો. (૨) ન્હાના બાળકોને ગળુંબે થાય છે તે ઉપર:—પ્રથમ અંજન ચોપડી પછી હાથલી ફુરીઆનાં મૂળીઆં ઘસી ચોપડવાં. (૩) ગુમડી ઉપર:—હાથલી થોરીઆના પાંદડાં અંગારામાં શેકી, સારાં ગરમ થયા પછી કાઢી તેની બે ચીર કરી, તે ઉપર હળદર નાંખી, તે ગરમ ગરમ બાંધવી. (૪) મૂત્રવ્યાધિ ઉપર:—હાથલી ફુરીઆના શેકાવેલાં પાંદડાંની ભુકી આપવી. (૫) નિદ્રા આવવા માટે:—થોરનાં મૂળીઆં ઓશીકામાં સેવન કરવાં. (૬) વાતપકી ઉત્પન્ન અપેક્ષ નાશ ઉપર:—હાથલી થોરીઆનાં મૂળીઆં અને મોસલના કકડાનો લેપ કરવો.

૨૯૪. દાડમ: સં૦ દાડિમ. મ૦ ક૦ ડાળીંબ. હિં૦ અનાર. રા૦ દાંડયુ વાડીભ. ક૦ તુ૦ દાલીંબ. તે૦ દાલીબકાયા. તા૦ માડળે. ફા૦ આતારશીરી, અનારતુરશ. અ૦ રૂમાનહમીજ, રૂમાહલુલુ. ઇં૦. પોમીગ્રેનેટ. લા૦ પ્યુનીકાગ્રાનેટમ.

દાડમનાં ઝાડ આ દેશમાં સર્વત્ર થાય છે. અરબસ્તાનમાં મસ્કત પાસે જે દાડમો પાકે છે તે ઉત્તમ હોય છે. તેમાં ઘણાં બી હોતાં નથી. દાડમનાં ઝાડ એ અઢી માથોડાં સુધી ઉંચાં વધે છે. એ ઝાડમાં પણ બે પ્રકાર છે. એકને ફૂલો માલ આવે છે, એને "ગુલનાર" કહે છે; બીજાને ફૂલ અને ફળ બે આવે છે. દાડમનાં ફૂલો કસુંબી રંગનાં હોઈ, તેમાં થોડીક પીળી ઝળકી હોય છે. એ રંગ જેવા રંગને "દાડીમી રંગ" કહે છે. દાડમ, એ ફળ ખાવાને રૂચિદાયક અને શરીરને હિતકારક છે. એના યોગથી શરીરમાં હુશિયારી આવી તૃષા (તરસ) શમે છે. આ ફળ રોગીને ખવરાવવાને પણ હરકત નથી. આ ઝાડનાં મૂળીઆં, પાંત્રાં, છાલ, ફૂલ અને ફળની છાલ, એ સર્વ ઔષધનાં ઉપયોગમાં આવે છે. દાડમના રસનો ઉત્તમ પાક થાય છે. તેને "દાડમપાક" કહે છે. દાડમનો રસ પિત્ત-શમક છે. **દાડમ:** તુરું, ખાટું, મધુર, તૃપ્તિકારક, સ્નિગ્ધ, દીપન, ગ્રાહિ, હૃધ, ઉષ્ણ, રૂચિકર, લઘુ તથા અગ્નિદીપક છે; અને કફ, ઉધરસ, શ્રમ, મુખરોગ, કંઠરોગ, તથા પિત્તનો નાશ કરે છે. **મીઠાં દાડમ:**—તૃપ્તિકારક, ધાતુવર્ધક, લઘુ, તુરાં, ગ્રાહક, સ્નિગ્ધ, મેધાકર, બલપ્રદ, મધુર તથા પથ્યકર છે; અને ત્રિદોષ, તૃષા, દાહ, જ્વર, હૃદ્રોગ, મુખરોગ તથા કંઠરોગનો નાશ કરે છે. **મધુરખાટાં દાડમ:**-રૂચિકર, દીપન તથા લઘુ છે; અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે. **ખાટાં દાડમ:**-પિત્તકારક તથા રક્તપિત્ત કરનારાં છે; અને કફ, વાયુનો નાશ કરે છે. **કુમળાં સૂકાએલાં દાડમ:** રૂચિકર, હૃધ અને વાયુને અનુલોમન કરનારાં છે. **ઉપયોગ:**—(૧) **બાળકની ઉધરસ ઉપર:**—દાડમની છાલ ખાવા આપવી અથવા દાડમના રસનું ચાટણ કરી આપવું. (૨) **બાળકના અતિસાર અને સંગ્રહણી ઉપર:**—દાડમની છાલ ઘસી પાવી. (૩) **કૃમિ (કરમ પડે છે તે) ઉપર:**—દાડમના ઝાડની અને મૂળીઆંની છાલનો કાઢો કરી પાવો, અથવા દાડમની છાલનો કાઢો કરી તલનું તેલ નાંખી ૩ દિવસ પાવો. (૪) **ઉષ્ણપિત્ત ઉપર દાડમનું શરબત:** સાકરનો પાક કરી તેમાં દાડમના દાણાનો રસ કાઢી નાંખવો અને તુરતજ વસ્ત્રથી ગાળી નાંખવું. જરૂર જણાય ત્યારે આ શરબત ૨ તોલા અને તેટલુંજ પાણી નાંખી પાવું એટલે ઉષ્ણપિત્ત જલદી શમે છે. (૫) **આંખોની ગરમી શમવા માટે:** દાડમના દાણાનો રસ આંખોમાં પાડવો. (૬) **બાળકની સંગ્રહણી ઉપર:** લીલાં દાડમ કચરી રસ કાઢવો. તેમાં માયફળ, લવંગ અને સુંઠ ઘસી થોડું મધ નાંખી પાવો. દાડમ ન મળે તો દાડમની છાલ ઘસી પાવી. (૭) **ગરમીને લીધે નાકમાંથી લોહી પડે છે તે અને રક્તષ્ઠીવી સન્નિપાત ઉપર:**—દાડમનાં ફૂલ અને ધરોનાં મૂળીઆંનો રસ કાઢી અથવા એકલાં દાડમનાં ફૂલનો રસ નાકમાં પાડવો અને તાળવા ઉપર ચોળવો; એટલે તુરત લોહી પડતું બંધ થશે. (૮) **છાતીમાં દુ:ખતું હોય તે ઉપર:**—દાડમના દાણાના રસમાં સોનામખીનું ચૂર્ણ ૧ માસો નાંખી પાવું. (૯) **ઘોડાના વિષ ઉપર:** દાડમડીનાં પાંત્રાં, તલ, હરતાલ અને ગોળ, એકત્ર કરી વાટી કરડેલે ઠેકાણે ચોપડવું. (૧૦) **ઓદારશિંગના વિષ ઉપર:**—દાડમનો રસ પાવો. (૧૧) **આંખો આવે છે તે ઉપર:**—દાડમડીનાં પાંત્રાં વાટી તેનો લેપ કરવો. (૧૨) **પિત્તરોગ ઉપર:**—પાકેલાં દાડમનો રસ કાઢી તેમાં સાકર નાંખી તે રસ પાવો. (૧૩) **શોષ અને મુખની વિરસતા ઉપર:**-સાકર તથા દાડમ અથવા દાડમ અને દ્રાક્ષનો કલ્ક સેવન કરવો. (૧૪) **રક્તાતિસાર ઉપર:**—દાડમની છાલ અને ઇંદ્રજવની છાલનો કાઢો મધ નાંખી પાવો. (૧૫) **ઉપદંશ-વ્રણ ઉપર:**—દાડમની છાલનું ચૂર્ણ કરી ચોપડવું. (૧૬) **ત્રિદોષોત્પન્ન ઉલટી ઉપર:**—મસૂર શેકી તેના લોટમાં દાડમના રસથી તે લોટ પલાળી તેમાં થોડું મધ નાંખી તે ખાવો. (૧૭) **દાડમ પાક:**—ધાણા, સુંઠ, નાગરમોથ, વાળો, બીલીનો ગર, આવળકંટી, મોચરસ, ધાવડીનાં ફૂલ, લોધ્ર, ઇંદ્રજવની છાલ, જાયફળ, અતિવિષ, ખેરની છાલ, અજમોદ, ખુરાસાની અજમો, એરંડાનાં મૂળીઆં, જીરૂં, લવંગ, પીપર, કાકડાશિંગી, એ પૈસા પૈસાભાર લેઇ ચૂર્ણ કરી દાડમમાં ભરી ઉપર કણકથી ડાટો કરી ચૂલામાં બોરી પછી ઉપરની કણક કાઢી નાંખવી. પછી દાડમ સુદ્ધાં ખરલ કરી ગોળીઓ બોર જેવડી કરવી. તે ગોળી રોજ એક એક ખવરાવવી; એટલે અતિસાર, સંગ્રહણી, મંદાગ્નિ, અરૂચિ તથા શૂળનો નાશ થાય છે.

૨૯૫. દારૂ હળદર:—સં૦ ન૦ દારૂહરિદ્રા. મ૦ દારૂહળદ. હિં૦ દારૂહલદ, ક૦ મરદર્શીલ પોપ્પિલ્લી. તે૦ મ્રાનુરૂ, પાસુપુ. મલા૦ નાલ્મારૂ. ગો૦ કરમ વેદી. તા૦ મુનામાર. ફા૦ દારચોબા. લા૦ બરબરીસ્ એરિસ્ટેટ, બેરિકડા અમેરિકાના.

દારૂહળદરના વેલા હોય છે. એ વેલા હિમાલય પર્વત ઉપર અને અફઘાનીસ્તાનમાં થાય છે. એ વેલાનું થડ઼ું હળદરના જેવું પીળા રંગનું હોય છે. રસાંજન અથવા રસવંતી નામે એક ઔષધ દારૂ હળદરનો કાઢો કરી તેમાંથી બનાવે છે. એ કાઢો અટાવીને કરી તેમાં બકરીનું દૂધ સમભાગે નાંખી ઘાટું કરવું એટલે રસાંજન તૈયાર થાય છે. દારૂહળદર:—તીખી, કડવી, રૂક્ષ, ઉષ્ણ તથા વ્રણનાશક છે અને પ્રમેહ, કર્ણરોગ, નેત્રરોગ, મુખરોગ, કંડુ, વિસર્પ, ચામડીના રોગ તથા વિષનો નાશ કરે છે. બીજા ગુણ હળદર જેવાજ છે. રસાંજન:—તીખું, ઉષ્ણ, રસાયન તથા કડવું છે; અને કફ, વિષ, નેત્રવિકાર તથા વ્રણદોષનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) કમળી ઉપર:—દારૂહળદરના અંગરસમાં હળદર નાંખી પાવી. (૨) પ્રદર ઉપર:—દારૂહળદરના કાઢામાં ૩ માસા શિલાજીત નાંખી સાત દિવસ પાવું. (૩) આગંતુક વ્રણ એટલે શસ્ત્રાદિકથી થએલા વ્રણ ઉપર:—દારૂહળદરથી બનેલો કલ્ક, તલનું તેલ, મધ અને ઘીનો અંગરસ, એકત્ર કરી મંદાગ્નિથી પકવી તેલ સિદ્ધ થાય એટલે ચોપડવું. (૪) અંડવૃદ્ધિ ઉપર:—દારૂહળદરનું ચૂર્ણ ગોમૂત્રમાં રોજ બે માસા આપવું. (૫) ભગંદર અને નાડીવ્રણ ઉપર:—ઘીરીઓ અને આકડાનું દૂધ એકત્ર કરી દારૂહળદરની દીવેટ તે દૂધમાં પલાળી છિદ્રમાં ઘાલવી. (૬) પિત્તાભિષ્યંદ એટલે આંખો આવે છે તે ઉપર:—રસાંજન દૂધમાં ઘસી તેનો આંખો ઉપર લેપ કરવો. (૭) કાનમાંથી પરૂ વહેતું હોય તે ઉપર:—રસાંજન બીજા દ્રવ્યમાં ઘસી, તે મધમાં નાંખી કાનમાં પાડવું. (૮) વાતપિત્ત પ્રદર ઉપર:—રસાંજન અને લાખ બકરીના દૂધમાં પાવી, તે પાવું

૨૯૬. દારૂડી:—સં૦ પટુપર્ણી, સ્વર્ણક્ષીરી. મ૦ પીંવળા, કાટેધોત્રા. ગો૦ શિયાલકાંટા. હિં૦ ચોક, સત્યાનાસી, પીલોળા. ક૦ સીમાબદનેકા, પોન્નુમ્મટૂ. ક૦ બિરમુસ્તિ. તા૦ કુડિયોટી. મલા૦ પોન્નમ્મટ્ટ. ઇં૦ મેક્સિકન પોપી. લા૦ આર્ગીમોની મેક્સિકેના.

દારૂડીનાં નાનાં નાનાં ઝાડ હોય છે. એની ઉચાઈ સુમારે હાથ રોડ હાથ હોય છે. પાંદડાં નાનાં હોય છે. પીળા ધતુરા પ્રમાણે એના ડીંડામાંથી પણ દૂધ (રસ) નીકળે છે. એનાં મૂળીઆંને "ચોક" કહે છે. આ વનસ્પતિ રેચક, તીક્ષ્ણ, કડવી તથા સારક છે અને કંડુ, વાતરક્ત, કૃમિ, વિષ, કફ, મૂત્રકૃચ્છ્ર, જ્વર, આમરી, સોજા, દાહ તથા કોઢનો નાશ કરે છે. એનાં મૂળીઆંના પણ એવાજ ગુણ છે. ઉપયોગ:—(૧) રેચક:—દારૂડીનાં મૂળીઆંનું ચૂર્ણ શક્તિ પ્રમાણે ગરમ પાણીમાં પાવું. (૨) નપુંસકને પુરૂષત્વ આવવા માટે:—દારૂડીની છાલ ૧ માસો અને વાનું દૂધ ગરમ કરી, તેની ગોળી જેવડી ગોળી કરી તે ૧૪ દિવસ પાનમાં ખાવી. (૩) ગુમડું ફુટવા માટે:—દારૂડીનાં મૂળીઆંનો લેપ કરવો.

૨૯૭. દાવણાભોરસ:—(સં૦ સમુદ્રક્ષાર. મ૦ મોરસ. હિં૦ મોરસ, ખારીશાક.) આ ભાજીનો છોડ વેંત રોડ વેંત લાંબો હોય છે, અને જમીન ઉપર પથરાએલો હોય છે. એના ડીંડાનો રંગ લુણીની ભાજી જેવો હોય છે તથા તેનાં પાંદડાં સુમારે રોડ આંગળ લાંબાં હોય છે. તે લુણીનાં પાંદડાં કરતાં જાડાં અને લાંબાં હોય છે. એ ભાજીનાં પાંદડાં ખારાં હોય છે. આમલીની કાતરી નાંખી એનું શાક કરે છે. એનું રાયતું પણ થાય છે અને ભજીઆં પણ થાય છે. આ ભાજી સમુદ્રતીરે થાય છે, એટલે તે ખારી હોય છે એમાં મીઠું રીતસર નાંખવું જોઈએ.

૨૯૮. દ્રાક્ષ (દરાખ):—સં૦ મ૦ તે૦ દ્રાક્ષા. હિં૦ દાખ ક૦ દ્રાક્ષે. ફા૦ અંગૂર. અ૦ ઝીબ ભીસ્ત, એનબ્ઝબીબ. ઇં૦ ગ્રેપ લા૦ વ્હાઇટીસ્ વ્હીનીફેરા.

દ્રાક્ષના વેલા હોય છે. એ વેલા વાળવા પછી ત્રણ વર્ષે ફળ છે. દ્રાક્ષ ઘણું કરીને બધા પ્રદેશમાં થાય છે. હિંદુસ્થાનમાં જે દ્રાક્ષ થાય છે, તેમાં ત્રણ જાત છે. લીલી, કાળી અને પીળી. સર્વેમાં દ્રાક્ષ ઘણું કરીને વધારે ખાટી હોય છે. આ દેશમાં જે દ્રાક્ષ થાય છે, તે લીલી ને લીલીજ ખાય છે.

છે. અરબસ્તાન, પર્શિયા, અને મસ્કત, એ સ્થળોમાં ઘણીજ દ્રાક્ષ પાકે છે, એટલા માટે તેને સૂકી બહાર ગામ ખાતે વેચવા મોકલવામાં આવે છે. બેદાણા, મનુકા, ખીસમીસ એવાં સૂકી દ્રાક્ષનાં નામો હોય છે. બેદાણા કિંચિત્ ધોળા હોય છે, અને તેમાં બી હોતાં નથી. મનુકાદ્રાક્ષ કાંઇક કાળી હોય છે, અને ખીસમીસ ઘણું કરી બેદાણા જેવી પરંતુ નાની હોય છે. દ્રાક્ષ ઉષ્ણ દેશમાં લોકોની ભૂખ અને તરસનું શમન કરવાને ઘણી ઉપયોગી થઇ પડે છે. દ્રાક્ષ પિત્તશામક તથા રક્તવૃદ્ધિ કરનારી છે. દ્રાક્ષના રસનો આસવ, કોલેરા ઉપર ઘણો ઉપયોગી થઈ પડે છે. દ્રાક્ષનાં પાંત્રાં જનાવરોને ખવરાવે છે. અને લાકડાનો કોઇ કોઇ કાળો રંગ કરે છે. **પાકી દ્રાક્ષ:** સ્વરને હિતકારક, મધુર, તૃપ્તિકર, પાકકાળે સ્નિગ્ધ, અતિરૂચિકર, ચક્ષુષ્ય, મૂત્રલ, ગુરૂ, તુરી, સારક, ખાટી, વૃષ્ય તથા શ્રમનાશક છે; અને પિત્ત, શ્વાસ, ઉધરસ, ઉલટી, સોજો, ભ્રમ, જ્વર, દાહ, મદાત્યય, વાતપિત્ત, ક્ષતક્ષય, કમળી, વાતરક્ત, રક્તપિત્ત તથા આધ્માન વાયુનો નાશ કરે છે. **લીલી દ્રાક્ષ:** કફકારક, ગુરૂ, ખાટી, પિત્તલ, ઉષ્ણ, રક્તપિત્તકારક, રૂચિકારક, દીપન અને વાતનાશક છે. **કાળી દ્રાક્ષ:** વિશદ, ઉષ્ણ, તીખી, પિત્તલ અને રક્તદોષકારક છે. **પાકી સૂકાયેલી દ્રાક્ષ:** વૃષ્ય, સંતર્પણ, બલકર અને પૌષ્ટિક છે. **કાળી દ્રાક્ષ:** (બીજવાળી) શીત, હૃદ્ય, વૃષ્ય, ગુરૂ, વાતાનુલોમન, સ્નિગ્ધ, હર્ષપ્રદ તથા શ્રમનાશક છે, અને દાહ, મૂર્ચ્છા, દમ, ઉધરસ, કફ, પિત્ત, તાવ, રક્તદોષ, તૃષા, ઉલટી તથા હૃદયવ્યથાનો નાશ કરે છે. **લઘુ દ્રાક્ષ** (બેદાણા, નીર્બીજ):—મધુર, શીતલ, વૃષ્ય, રૂચિકર, ખાટી, તથા રસાળ છે; અને દમ, ઉધરસ, તાવ, હૃદયવ્યથા, રક્તપિત્ત, ક્ષતક્ષય, સ્વરભેદ, તૃષા, વાયુ, પિત્ત અને મુખ માંહેની કડવાશનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **અમ્લપિત્ત ઉપર:** દ્રાક્ષ તથા બાળહરડે સમભાગે, અને તેના બરોબર સાકર નાંખી એક તોલા જેટલી ગોળી આપતાં જવી; એટલે અમ્લપિત્ત, ગળું અને હૃદય એ સ્થળની બળતરા, તરસ, ભ્રમ, મંદાગ્નિ તથા આમવાતનો નાશ થાય છે. (૨) **ધંતૂરાના વિષ ઉપર:**—દૂધમાં દ્રાક્ષનો સરકો નાંખી પાવો. (૩) **હડતાલ અને જંગાલના વિષ ઉપર:**—ઉલટી કરાવી પછી પાશેર દૂધમાં બેદાણા દ્રાક્ષ ૧ તોલો નાંખી તે પાવી. (૪) **ધાતુક્ષય ઉપર:** દ્રાક્ષ, સાકર, મધ અને પીંપર આપવી. (૫) **તૃષા રોગ ઉપર:** કાળી દ્રાક્ષ અને જેઠીમધનો કાઢો પાવો. (૬) **મૂર્ચ્છા રોગ ઉપર:** દ્રાક્ષ અને આંમળાં બાફી વાટવાં તથા તે મધમાં આપવાં. (૭) **સન્નિપાત જ્વરમાં જીભે કાતરા થઇ આવે છે તે ઉપર:**—મધમાં દ્રાક્ષ ખરલ કરી જીભે ચોપડવી. (૮) **મૂત્રરેચનને માટે:** કાળી દ્રાક્ષ ચાર તોલા રાત્રે ઠંડા પાણીમાં પલાળી રાખી, સવારે મસળી, ગાળી નાંખી તે પાણીમાં થોડી જીરાની ભૂકી નાંખી એક શેર સુધી શક્તિઅનુસાર પ્રાશન કરવાથી મૂત્રદ્વારે ગરમી નીકળે છે. પ્રકૃતિ પ્રમાણે કોઇને એથી રેચ પણ થઇ જાય છે. (૯) **ક્ષતકાસ ઉપર:** બિયાં કાઢેલી કાળી દ્રાક્ષ ૧ ભાગ, તાજું ઘી ૧ ભાગ, અને મધ ૧ ભાગ; એ સર્વે ઔષધો એક બરણીમાં ઘાલી તે બરણી ડાંગરના ઢગલામાં ઘાલવી. પંદર દિવસ પછી અથવા એક મહિના પછી કાઢી તે માંહેનું ઔષધ રોજ સવાર સાંજ મળી દોઢ તોલા સુધી રોગીએ ખાવું. (૧૦) **શૂળ ઉપર:** દ્રાક્ષ અને અરડુસાનો કાઢો પાવો. (૧૧) **જીભ, તાળવું અને ગળું, એનો શોષ શાંત થઇ મ્હોઢામાં રૂચિ આવવા માટે:** દ્રાક્ષ અને આવળકંટી, એ ઘીમાં મેળવી મુખની અંદર ચોળવી. અને એજ ઔષધની ગોળી કરી મ્હોઢામાં રાખવી. (૧૨) **પિત્તજ્વર ઉપર:**—દ્રાક્ષ અને ગરમાળાના ગોળનો કાઢો પાવો. (૧૩) **શીતળા અને ગોવરૂ, એથી બાળકોના અંગમાં ભરેલી ગરમી નીકળવા માટે:**—૮ ભાગ બેદાણા દ્રાક્ષ, ૧ ભાગ ગળોનું સત્વ, ૨ ભાગ ખાંડ, તથા ૧ ભાગ જીરૂં, એ પ્રમાણે ભેગું કરી નીવડેલા માટલામાં ભરી તે મિશ્રણ પલળે એટલું ગાયનું ઘી નાંખી આથી રાખવું; અને રોજ સવારે અર્ધા તોલાથી બે તોલા સુધી શક્તિ પ્રમાણે આપતા જવું. (૧૪) **માથામાંહેની ગરમી અને પિત્તવિકાર શમન થઈ મગજ સુધરવા માટે:**—ગાયના અર્ધો શેર દૂધમાં બેદાણા દ્રાક્ષ ૨ તોલા નાંખી ઉકાળી તે દૂધ રોજ સૂતી વેળાએ પીવું. (૧૫) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—ઠંડા પાણીમાં કાળી દ્રાક્ષ પલાળી તેમાં સાકર નાંખી પાવી. (૧૬) **પિત્તવિકાર ઉપર:**—કાળી દ્રાક્ષ રાત્રે પલાળી રાખી બીજે દિવસે સવારે તેજ પાણીમાં મસળી કુચા કાઢી નાંખી તે રસમાં જીરાની ભૂકી અને સાકર નાંખી પાવો; એટલે પિત્તજનિત દાહ વગેરે શમન

થાય છે. દુધી પાકીને જુની થાય એટલે જે ગોળ આકૃતિની હોય છે તેનાં તુંબડાં કરે છે. તરતાં શીખનારાઓ, એનાં સૂકાએલાં તુંબડાં કમરે બાંધી તરવાને શીખે છે. દુધીની એક બીજી જાત છે તેને "મગીયા દુધી" કહે છે. એમાં ધોળી અને રાતી એવી પણ બીજી બે જાત છે. દુધી જેવુંજ તેનું શાક થાય છે, અને તરવાના કામમાં એનો બહુ ઉપયોગ થાય છે. **લાંબી દુધી:** તીખી તથા ઉષ્ણ છે; અને સન્નિપાત, દંતાર્ગલરોગ, દાંત ખીલી તથા ધનુર્વાનો નાશ કરે છે. ફળના ગુણ પણ એના જેવાજ છે. **ગોળ મોટી દુધીનો વેલો:** મધુર, શીતળ, તર્પણકારક, ગુરૂ, રૂચિકર, પૌષ્ટિક, ધાતુવર્ધક, બળપ્રદ, પિત્તનાશક અને ગર્ભપોષક છે. ફળના ગુણ પણ એના જેવાજ છે. **દુધીયા દુધી:** મધુર, સ્નિગ્ધ, ગર્ભનું પોષણ કરનારી, વૃષ્ય, વાતકારક, બલકર, પૌષ્ટિક, રૂચિકર, શીતળ, મલસ્તંભક, રૂક્ષ, ભેદક, ગુરૂ, પિત્તનાશક તથા કફપ્રદ છે. **એનાં ફળ:** ગુરૂ, રૂક્ષ, શીતળ, હૃદ્ય, કફકારક, ગ્રાહક, રૂચિકારક, ધાતુવર્ધક, તથા પૌષ્ટિક છે અને કલ્ક, વિષ, શ્રમ તથા પિત્તનો નાશ કરે છે. **એના વેલાની સળીઓ:** મધુર, વાતલ, કફકારક સ્નિગ્ધ, શીતળ, ભેદક અને પિત્તનાશક છે. **ઉપયોગ: મૂળવ્યાધિ ઉપર:** દુધીઆ દુધીનાં પાંત્રાંનો રસ કાઢી લેપ કરવો.

૩૦૩. **દુધેલી:** (સં૦ દુગ્ધિકા. મ૦ હિં૦ દુધી.) દુધેલીનાં નાનાં ઝાડ પ્રથમ હાથભર ઉચાં હોય છે. પછી તેના વેલા થાય છે. એનાં પાંત્રાં ભાંગરાનાં પાંત્રાં જેવાં પરંતુ કિંચિત્ ફિકા લીલા રંગનાં અને ન્હાનાં હોય છે. એ વેલો તોડવાથી તેમાંથી દૂધના જેવો ધોળો રસ નીકળે છે. વેલાનો રંગ કિંચિત્ લાલસર લીલા રંગનો હોય છે. એને ભાંગરાના જેવાંજ ફૂલ આવે છે. ઘરની આજુબાજુએ પણ આ છોડો વાને છે. એને લાંબી શિંગો આવે છે. **દુધેલી:** મધુર, વૃષ્ય, રૂક્ષ, ગ્રાહક, કડવી, વાતલ, ગર્ભસ્થાપક, તીખી, ધાતુવર્ધક, હૃદ્ય, ઉષ્ણ, પારદબંધક તથા મલસ્તંભક છે; અને મેહ, કફ, કોઢ, તથા કૃમિનો નાશ કરે છે. **ઉપયોગ: (૧) મૂળવ્યાધિ ઉપર:**—દુધેલીના પાલાનો રસ ૧ તોલો, સાકર ૧ તોલો, તાજું ઘી ૧ તોલો, એ સર્વને ભેગું કરી સતત ચાર પાંચ દિવસ આપવું; એટલે બળતરા અને લોહી બંધ થાય છે. **(૨) સુબારકી રોગ ઉપર:**—(બાળકને દૂધના યોગથી તેના ચીકાશથી પેટમાં ગાંઠો થઇ મળની ગાંઠ બાઝે છે તે ઉપર): દુધેલીનાં મૂળીયાં ગાયના તાજા દૂધમાં ઘસી શક્તિ પ્રમાણે પાવાં; એટલે બે ત્રણ દિવસમાં મળદ્વારે રોગ નીકળી જાય છે. **( ૩ ) વિષમજ્વર ઉપર:** દુધેલીનાં મૂળીયાં કાનમાં રાખવાં એટલે નિયમિત વેળાએ આવનારો તાવ દૂર થશે. **(૪) વાછરડાંને દૂધીયો રોગ થાય છે તે ઉપર:**—દુધેલીનાં મૂળીઆં ઠંડા પાણીમાં ૧ તોલા સુધી ઘસી દરરોજ એકવાર એ પ્રમાણે ૭ દિવસ આપવાથી પેટમાંનો સર્વ ભાર નીકળી જઇ રોગ ઘણોજ હલકો થાય છે.

૩૦૪. **દુદુરલી:**—દુદુરલીના વેલા હોય છે. એનાં પાંત્રાં ઘણાં મોટાં હોતાં નથી. એ પાંત્રાં ગળચટાં લાગે છે. એનાં મૂળીઆં ચાવવાથી કિંવા બારીક ભૂકી કરવાથી ખારીક કણ થાય છે. એને આકડાનાં ફૂલ જેવાં ફૂલ આવે છે. **ઉપયોગ: (૧) તંતુમેહ અને સ્વપ્નાવસ્થા વિગેરે ધાતુવિકારો ઉપર:** દુદુરલીનાં મૂળીઆં અને ધોળી શેમળનું કંદ ખાંડી બારીક ભૂકી ગાયના પાશેર દૂધમાં નાંખી તથા સાકર નાંખી, એ ઔષધ બે વખત ૭ દિવસ આપવું. **(૨) મધુમેહ અને તિડક પ્રમેહ ઉપર:** દુદુરલીનાં મૂળોની ભૂકી, કિંવા દુદુરલીનાં મૂળીઆં ગાયના તાજા દૂધમાં વાટી, એ ઔષધ દર વખત નવટાંક પ્રમાણે દરરોજ બે વાર ચૌદ દિવસ આપવું. **( ૩ ) ધાવરા ઉપર:** દુદુરલીનાં મૂળીઆં દૂધમાં વાટી પાવાં અને લેપ પણ કરવો.

૩૦૫. **દેવનળ:** ગું. દેવનળ. બં૦ નલ. મ૦ દેવનળ. હિ૦ નરસલ. કચ્છી૦ આંચી. ક૦ ઉચ્ચગોળિવે. તૈ૦ જુંગુએદુર. ઇં૦ ઇંડીયન ટોબેકો. લા૦ લોબીલીયા—નીકોટીઆનીફોલીઆ.

દેવનળનાં બરૂના જેવા બેટો થાય છે. અને બરૂની માફકજ એની સોટીમાં પોલ હોઇ ગાંઠો હોય છે. એનાં પાંત્રાં વાંસનાં પાંત્રાં જેવાં હોય છે. એની નળીઓ કરવામાં ઉપયોગ થાય છે. **દેવનળ:** શીતળ, રૂચ્ય, તુરી, મધુર, વીર્યવર્ધક, કડવી, દીપન, તથા મૂત્રશોધક છે; અને વિસર્પ, મૂત્રકૃચ્છ્ર, દાહ, રક્તદોષ, પિત્ત, કફ, હૃદ્રોગ, બસ્તિશૂળ, યોનિરોગ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧)

આંક ઉતરી ગયો હોય તો:—નાગરવેલના અંગરસમાં દેવનળનાં મૂળ પૈસાભાર ઘસી પાવાં. કાનમાં જુવારની સળી દિવસ ૧૪ ઘાલી રાખવી. (૨) મૂત્રાઘાત ઉપર:—દેવનળનાં મૂળિયાં, કાસ મૂળિયાં, દાભનાં મૂળિયાં અને શેરડીનાં મૂળિયાં; એ સર્વ સમભાગે લઈ, અષ્ટમાંશ ક્વાથ કરી ઠરે પછી તેમાં સાકર નાખી પાવો. ઘાયસર્પ ઉપર:—દેવનળના તોરા મધમાં નાખી પીવા.

૩૦૬. દેવબાવળીઓ:—સં૰ કિંકિરાત, નીલઝિંટિકા. મ૰ કાટ, કોરંટ, દેવબાભળ. શીકર ખં૰ બાબલા. ક. નીલી. તે૰ બાકુંરમુ. તા૰ મલા૰ કાવેલા. ફા૰ અ૰ અ ગુલીલા. ઇં૰ ધ એકેશીયા ટૂ, ઍમ એરેબિક.

આ એક બાવળીઆની જાત છે, બાવળીઆ જેવું મોટું ઝાડ થતું નથી. એને ફૂલ તથા ફળ બાવળ જેવાંજ પીળા રંગનાં આવે છે. એ ઝાડને કામ આવે છે. દેવબાવળીઆ:—તુરો, કડવો, શીતળ તથા ઉષ્ણ છે અને કફ, પિત્ત, તૃષા, રક્તદોષ, દાહ, તાવ, ઉલટી, મેદ તથા વિષનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) હડકાયેલા કૂતરાના વિષ ઉપર:—દેવબાવળીઆની તાજી છાલનાં પાણીમાં એક તોલાથી ચાર તોલા સુધી ઘસી તેમાં થોડું પાણી નાંખી તે પાવું. એ દરરોજ બે વખત એ પ્રમાણે ૭ દિવસ પાવું. પથ્ય કરવી.

૩૦૭. દેવદાર:—ગુ૰ હિં૰ ક૰ તા૰ મલા૰ તુ૰ દેવદાર. મ૰ શા૰ દેવદાર. ક૰ દેવદાર વે દેવદારુ, એકુ. અ૰ સનૌવરુલહિન્દ, હજરુલવાર. લૅ૰ સિડ્રસદેવદારા.

હિમાલય પર્વત, ઘમરેલ, બંગાળ અને પિનાંગ, એ ઠેકાણે દેવદારનાં ઝાડ ઘણાં થાય છે. એ ઝાડ જોઇએ તેવી જમીન મળી હોય તો તે ખરેખર ઉંચું વધે છે. ત્રીસ ચાળીસ વર્ષનું થાય ત્યારે તેને ફળ આવવા લાગે છે. આ ઝાડ સો દોઢસો વર્ષ સુધી રહે છે. જેમ જેમ એ ઝાડ જૂનું થાય છે તેમ તે મજબુત થઈ તેનો ઉપયોગ ઘણો થાય છે. સાગના કરતાં આ લાકડું ઘણું હલકું છે. એની અનેક પ્રકારની વસ્તુઓ બનાવે છે. રાજ લોક ચાર એ લાકડાની ફર્નીચર, અસબાબ વગેરે બનાવે છે. દેવદારને ધૂપ કરવામાં પણ ઉપયોગ થાય છે. દેવદારના લાકડામાંથી ટર્પેન્ટાઇન તેલ બને છે. તેલીઓ દેવદારુ પાકકાળે તીખો, સ્નિગ્ધ, ઉષ્ણ, કડવો તથા લઘુ છે, અને કફ, વાત, પ્રમેહ, અર્શ, મલસ્તંભ, આમદોષ, તાવ, આધ્માન, કૃમિ, ઉધરસ, સોજો, ખરજ, હેડકી, તંદ્રા (મૂર્ચ્છા), રક્તદોષ તથા પીનસનો નાશ કરે છે. કાષ્ઠ દેવદાર:—ઉષ્ણ, કડવો તથા રૂક્ષ છે; અને કફ, વાયુ, આમપાચન તથા લેપ કરવામાં ઉપરના અંગોનો નાશ કરે છે. સરળ દેવદાર:—તીખો, કડવો, મધુર, ઉષ્ણ, લઘુ, માંસલ તથા સ્નિગ્ધ છે, અને ત્વગ્દોષ, વાયુ, સ્વેદરોગ, કફ, સોજો, કંડૂ (ખરજ), કંઠરોગ, નેત્રરોગ, ઉધરસ પરસેવો, શિરઃપીડા તથા જૂનો નાશ કરે છે ઉપયોગ:—(૧) ઉરુસ્તંભ ઉપર:—દેવદાર વાટી ગરમ કરી લેપ કરવો. (૨) કફ અસમંદ ઉપર:—દેવદાર અને અરડુસાના પાણીમાં વાટી લેપ કરવો (૩) અપચી (કંઠમાળનો ભેદ છે તે) રોગ ઉપર:—દેવદાર અને સરગવાની છાલ મૂત્રમાં ગરમ કરી લેપ કરવો. (૪) દેવદાર્વાદિ ક્વાથ:—દેવદાર, વજ, કોઠ, પીપર, સુંઠ, કાયફળ, નાગરમોથ કરિયાતું, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોંયરીંગણી, ગોખરુ, ધમાસો, ઉભી ભોંયરીંગણી, અતિવિષ ગળો, પીપળી અને ગાડરૂ, એ બધાનો ક્વાથ કરી તેમાં સિંધવ અને હીંગ નાખી સુવાવડીને પાવાથી શૂળ, કાસ, તાવ, શ્વાસ, મૂર્ચ્છા, કંપ, મસ્તકપીડા, બકવાદ, તૃષા, દાહ, તંદ્રા, અતિસાર તથા ઉલટી; એટલા ઉપદ્રવયુક્ત અને ત્રિદોષાત્મક સૂતિકા રોગનો નાશ થાય છે.

૩૦૮. ધમાસો:—સં૰ બં૰ દુરાલભા ધન્વયાસ. મ૰ ધમાસા, કરિ ગુઝુ. હિં૰ હીંગુઆ. ક૰ વનિવાદરને, નેગ્ગિલ. તે૰ ચિત્રેગટિ, દુલગોંડી. ફા૰ બાદાવર્દ. અ૰ શુકાઈ. લૅ૰ ફેગોનીઆ અરેબિકા.

ધમાસામાં બે ત્રણ પ્રકાર છે એ ઝાડના જાત ઉપર ગોખરુના ઝાડ જેવાં સુમારે આંગળભર લાંબાંના કાંટા હોય છે એની ઉંચાઈ સુમારે એક હાથ હોય છે એનાં પાંદડાં ઓગરાયેલાં તથા લાંબાં હોય છે. એ પાંદડાં ઉનાળો બેસે ત્યાં સુધી એક ઉપર રહે છે. કાર્તિક માસના આરંભમાં બધાં પાંદડાં ખરી પડે છે, અને કાંટાનો રંગ પીળો થવા લાગે છે. જવાસાને પણ ધમાસો કહે છે. એ ઝાડ

ઉપર ઉન્હાળામાં તેના દીટામાંથી તાપના યોગે એક પ્રકારની સાકર નીકળે છે તેને ફારશી ભાષામાં "તુરૂંજબીન" કહે છે. એ સાકર આ દેશમાં અરબસ્તાનમાંથી આવે છે. એ સાકર યુનાની વૈદો બાળકોને રેચ આપવાના કામમાં દૂધમાં આપે છે. **ધમાસો:**—જવાસો શરપુંખાના જેવો ( મથુરામાં થાય છે તે ) મધુર, કડવો, બલકર, અગ્નિદીપક, સારક, શીતળ, લઘુ તથા તુરો છે; અને કફ, પિત્ત, રાતો-~~ક, વિસર્પ, મેદ, શ્રમ, મદ, વાતરક્ત, તૃષા, ઉલટી, ઉધરસ, દાહ તથા તાવનો નાશ કરે છે. ધમાસો~~ **રાતો:** તીખો, કડવો, મધુર, રક્તશુદ્ધિકારક, શીત તથા ઉષ્ણ છે, અને વિસર્પ, વિપમજ્વર, તૃષા, ઉલટી, મોહ, રક્તદોષ, વાતપિત્ત, કફ, કોઢ તથા તાવનો નાશ કરે છે. ઉપયોગ:—( ૧ ) **ઉધરસ ઉપર:** ધમાસાનું અથવા તેના મૂળીઆનું ધુમ્રપાન કરવું. **(૨) તાળવામાં કાત્રા પડે છે તે ઉપર:**-ધમાસાનાં લીલા છોડ કચરી તેનો અંગરસ કાઢી તેમાં સાકર નાંખી સારી પેઠે કઢવી ચાટણુ તૈયાર કરવું. એ ચાટણુ વારંવાર ટીપું ટીપું તાળવામાં પાડતાં જવું, તેથી કરી એક દિવસમાં રૂઝાઇ જાય છે. **( ૩ ) જખમ ઉપર:** આગંતુક જખમ થયો હોય તો લીલા ધમાસાનો અંગરસ જખમ ઉપર પાડવો એટલે જખમ જલદી ભરાઇ આવે છે. **( ૪ ) હેડકી ઉપર:**—ધમાસાનો કાઢો મધ નાંખી પાવો. **(૫) ભ્રમ મૂર્ચ્છા વગેરે ઉપર:**—ધમાસાનો કાઢો કરી તેમાં ગાયનું ઘી નાંખી તે પાવો. **( ૬ ) મૂતરખડા અને મૂત્રકૃચ્છ્ર ઉપર:** ધમાસો, ડાભ અને કાસનાં મૂળીઆંનો કાઢો કરી તેમાં મધ નાંખી પાવો. **( ૭ ) શીતપિત્ત ઉપર:**—ધમાસાનો કાઢો પાવો. **( ૮ ) હરતાલનું વિષ તથા મૂત્રાઘાત અંતરવિદ્રધિ ઉપર:**-ધમાસાનાં મૂળીઆં ચોખાના ધોવરામણુમાં ઘસી મધ નાંખી પાવાં.

**૩૦૯. ધરો ( દરોઇ ):**—સં૦ દૂર્વા. મ૦ હરળી. હિં૦ દૂય. ક૦ હસુગરૂકે. તૈ૦ દૂર્વાલુ. તા૦ અરગુ. તુ૦ કઠીકેપતી. મલા૦ કરૂકપુલ્લુ. ગો૦ જીરબાંકુર. ઈં૦ ક્રિપિંગ સાઇનોડન્. લા૦ સાઇનોડન્, ડેક્ટિલન્.

ધરો એક જાતિનું તૃણ છે. ધરોના બેટ લીલાછમ અને સુશોભિત દેખાય છે. આ તૃણની અંદર એવો એક વિલક્ષણ ગુણ છે કે, કેટલીક મુદત સુધી વરસાદ ન પડે ત્યારે સર્વ વનસ્પતિ સુકાઇ જાય, તોપણુ ધરોનાં મૂળીઆં લીલાંજ હોય છે. દુકાળમાં ઢોરોને ચારો સમુળગો મળતો નથી; ત્યારે ધરોનાં મૂળીઆં ખોદી લાવી ખવરાવે છે. ધરોનો ઉપયોગ દેવપૂજામાં પણુ થાય છે. ગણુપતિપૂજનમાં તો ધરો અવશ્ય જોઇએ. ધરો ઘોડાને ઘણી સારી લાગે છે. **ધરો સાધારણુ:**—તુરી, શીતળ, મધુર તથા તૃપ્તિકારક છે, અને પિત્ત, તૃષા, ઉલટી, દાહ, રક્તદોષ, શ્રમ, કફ, મૂર્ચ્છા, અરૂચિ, વિસર્પ, તથા ભૂતબાધાનો નાશ કરે છે. **ધોળી ધરો:**—મધુર, રૂચિકર, તુરી, કડવી તથા શીતળ છે; અને ઉલટી, વિસર્પ, તૃષા, કફ, પિત્ત, દાહ, આમાતિસાર, રક્તપિત્ત તથા ઉધરસનો નાશ કરે છે. **લીલી ધરો:** અતિ મધુર, કડવી, શીતળ, રૂચકર, સંજીવન, તુરી તથા રક્તશોધક છે; અને રક્તપિત્ત, અતિસાર, તાવ, પિત્ત, ઉલટી, કફ, રક્તરોગ, વિસર્પ, તૃષા, દાહ તથા ચર્મદોષનો નાશ કરે છે. ઉપયોગ:—**( ૧ ) નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—ધરોનો રસ નાકમાં પાડવો. **(૨) હેડકી ઉપર:**—ધરોનાં મૂળીઆંનો રસ માસો ૧ અને મધ ૧ તોલો એકત્ર કરી પાવું. **( ૩ ) ઉંદરી ઉપર:**—ધોળી ધરોના રસમાં ધોળા ચોખા વાટી લેપ કરવો. **(૪) ખાલી ચડે છે તે ઉપર:**—ધરોનાં મૂળીઆં, ધોળો કાથો, ઉંબરાનાં પાંત્રાં ઉપરની ફોડ અને ગોવરાનાં ખી વાટી ચોપડવાં. **( ૫ ) ઋતુપ્રાપ્તિ માટે:**—ધોળી ધરોના રસમાં દાડમની મોટી મોટી કળીઓ વાટી તે રસ ઠંડી કાંજીમાં સાત દિવસ પાવો, એટલે જેને વસંત આવ્યા પછી કાંઇ દોષથી ઋતુપ્રાપ્ત થતું નથી તે આવશે, અને જેનો અટકાવ બંધ થયો હશે તે પણુ આવશે. **( ૬ ) મરકી રોગ ઉપર:**—ધરોના રસમાં ચોખા વાટી લેપ કરવો. **( ૭ ) ઉલટી ઉપર:**—ચોખાના ધોવરામણુમાં ધરો વાટી રસ કાઢવો અને તેમાં સાકર નાંખી તે રસ પાવો. **( ૮ ) સર્વ પ્રકારના તાવ ઉપર:** ધરોનાં મૂળીઆં સૂતરથી વીંટી હાથે બાંધવાં, એટલે સર્વ પ્રકારનો તાવ શમી જાય છે. **(૯) આગંતુક વ્રણુ ઉપર:**—ધરોના રસમાં અથવા દારૂહળદરની છાલના રસમાં તેલ સિદ્ધ કરી ચોપડવું.

**૩૧૦ ધંતૂરો:**—સં૦ ધત્તૂર: મ૦ ધોત્રા. હિં૦ બં૦ ધત્તૂરા. ક૦ બિલીય, મદંગુણીકે. તૈ. તેલ્લાઉમ્મિતે. તા૦ ઉમ્માતે. તુ૦ અબે મલા૦ અમ્માત્તં૦ ફા૦ અં૦ જોજમાશીલ, તાતુરા૦ ઈં. થૅાર્નઍપલ. લા૦ ડાતુરા સ્ટ્રામોનિયમ

ચિત્ત ઉષ્ણ તથા વ્રણરોપણ છે, અને કફ, વાત, દાહ, શોષ, કંઠરોગ, રક્તરોગ, પિત્ત, કાસ તથા તસનો નાશ કરે છે. **એનાં ફૂળ:** સ્વાદુ, શીતળ તથા તુરાં છે, તે કફ અને વાતનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **અતિસાર ઉપર:** ધામણની છાલમાં પાણી નાંખી, રસ કાઢી, તેમાં શેકેલી સીનો (મોરીઆનો) લોટ થોડો કાલવી પાવો.

**૩૧૨. ધાવડી:** સં૦ ક૦ ધાતકી. મ૦ ધાવટી. કો૦ ધાવશી. હિં૦ ધાવઇ ધાય. ખં૦ ધાઇ. તે. ધાતુકી. લા૦ વુડ ફોર્ડિયા, ફ્લોરીબંડા.

ધાવડીનાં ઝાડ સુમારે માંથોડું બે માંથોડાં ઉચાં વધે છે. એનાં ફૂલ લવંગ જેવાં અને રાતા રંગનાં હોય છે. પાંત્રાં શેલડીનાં પાંત્રાં જેવાં અને તે કરતાં રંગે ઘણાં લીલાં હોય છે. ફૂલનો ઔષધોમાં તથા રંગના કામમાં ઉપયોગ થાય છે. ધાવડીનાં ઝાડ કોકણમાં અને અનેક સ્થળે પ્રસિદ્ધ છે. **ધાવડી:** તીખી, શીતળ, તુરી, માદક, કડવી, લઘુ તથા ગર્ભસ્થાપક છે, અને રક્તપ્રવાહિકા, પિત્ત, તૃષા, વિસર્પ, વ્રણ, કૃમિ, અતિસાર તથા રક્તદોષનો નાશ કરે છે. **ફુલ** સ્વાદુ તથા રૂક્ષ છે, અને રક્તપિત્ત, અતિસાર તથા વિષનો નાશ કરે છે. ઉપયોગ: (૧) **ગુમડા ઉપર:** ધાવડીનાં ફૂલનું ચૂર્ણ જવાસાના તેલમાં ખરલ કરી ચોપડવું, એટલે અગ્નિદગ્ધ વ્રણ, વિસર્પ, કીટ વ્રણ, લૂતા વ્રણ અને ઘણા દિવસનું દુષ્ટ નાડીવ્રણ મટી જાય છે. (૧) **ગર્ભિણીના અતિસાર ઉપર:**—ધાવડીનાં ફૂલ, મોચરસ, ઇંદ્રજવ એ સર્વે સમભાગે લઇ ચૂર્ણ કરી, તે બે માસા પાણીમાં આપવું. (૩) **બાળકની દાંતપીડા ઉપર:**—દાંત આવવાની વેળાએ ધાવડીનાં ફૂલ, પીંપર અને આંમળાંનો રસ, એમાં મધ નાંખી દાંતના નવેલામાં ચોપડવું. (૪) **પ્રદર ઉપર:**—ધાવડીનાં ફૂલનો કાઢો ત્રણ દિવસ પાવો, અથવા ધાવડીના પાલાનો રસ શક્તિ પ્રમાણે ચાર તોલા સુધી ખાંડ નાંખી પાવો. (૫) **વાતપિત્તજ્વર ઉપર:** ધાવડીનાં પાંત્રાં અને સુંઠનો કાઢો સાંકર નાંખી પાવો. (૬) **ધાવરા ઉપર:** કાળી કાચળીની રાખ અને ધાવડીનાં ફૂલની રાખ મધમાં કાલવી લેપ કરવો. (૭) **મણ્યારીના વિષ ઉપર:**—ધાવડીના પાલાનો રસ પાવો અને શરીરે પણ ચોળવો.

**૩૧૩. ધોળી ફૂળી:**—(સં૦ ફલી, ધુસરી.) ધોળી ફૂળીનાં ઝાડ ન્હાનાં હોય છે. એ ઝાડના ઉંચાઇ સુમારે હાથ દોઢ હાથ હોય છે. એ ઝાડનો વર્ણ ધોળો હોય છે. એને રાઇ કરતાં મોટાં બીયાં આવે છે. એનો રંગ ધોળો હોય છે. એ બીયાં ઢોરોનો ખોરાક છે. દુષ્કાળમાં લોકો ધોળી ફળીનાં બિયાંનો લોટ કરી ભાખરી બનાવી ખાય છે, ક્ષુદ્ર વનસ્પતિ પણ માણસને કેટલી ઉપયોગી છે, એ આ ઉપરથી પૂર્ણ ખાત્રી થાય છે. **ધોળી ફૂળી:**—મધુર, બલકર, વૃષ્ય તથા શીતળ છે, અને મૂત્રાધાત, પિત્તરોગ, મૂત્રકૃચ્છ્ર તથા રક્તદોષનો નાશ કરે છે.

**૩૧૪. ધોળી:**—ધોળીનાં ઝાડ ડુંગરાળ પ્રદેશમાં થાય છે. ધોળીનાં પાંત્રાં લીંબડીનાં જેવાં હોઇ દળવાળાં હોય છે. ધોળીનું લાકડું જાડું અને કઠિન હોય છે. એ લાકડાનો રસ સફેદ ધોળો હોય છે. ધોળીની લાકડી હાથમાં હોય તો ભૂતબાધા થતી નથી અને સર્પ અંગ ઉપર ધસી આવતો નથી, એટલા માટે એ લાકડાની લાકડી કરી પાસે રાખવી. ધોળીવેલ કરીને એક ધોળીની જાત છે. એના વેલા થાય છે. એ ધોળીનાં લાકડાં પણ હસ્તિદંત પ્રમાણે મજબુત હોય છે.

**૩૧૫. ધોળો ચંપો:**—(સં૦ શ્વેત ચંપક. મ૦ પાંઢરા ચાંપા. હિં૦ ચંપા.) એને "ખડચંપો" પણ કહે છે. આ ઝાડ ઘણાક પ્રાંતમાં થાય છે. એ ઝાડનાં પાંત્રાં લાંબાં હોય છે અને તેનાં ફૂલ ધોળાં હોય છે. એ ઝાડ ઘણુંજ મોટું થાય છે. આ ઝાડ ઘણુંજ પોચું છે. એ ચંપાનો રસ એટલો ઉષ્ણ છે કે, તે શરીરે લાગવાથી ફોલ્લો થાય છે. જુના ઝાડને ક્યાંક ક્યાંક શીંગો આવે છે. ચંપાનાં ફૂલનું શાક પણ કરે છે: **ચંપો:**—સારક, કડવો, તીખો, તુરો તથા ઉષ્ણ છે, અને કોઢ, કંડૂ (ખરજ), વ્રણ, શૂળ, કફ, વાયુ, ઉદર તથા આધ્માનનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **વાયુના યોગે અંગ બહેરૂં થયું હોય તે ઉપર:** ચંપાનો રસ ચોપડવો, અથવા પાંત્રાંનો શેક કરવો. (૨) **ગુમડાં વગેરે ગાંઠો બેસી જવા માટે:** ચંપાના દૂધનો લેપ કરવો. (૩) **સર્પદંશ ઉપર:** ચંપાની શીંગ

કિંચિત્ ઉષ્ણ તથા વ્રણરોપણ છે, અને કફ, વાત, દાહ, શોષ, કંઠરોગ, રક્તરોગ, પિત્ત, કાસ તથા પીનસનો નાશ કરે છે. એનાં ફળ: સ્વાદ, શીતળ તથા તુરાં છે, તે કફ અને વાતનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) અતિસાર ઉપર: ધામણની છાલમાં પાણી નાંખી, રસ કાઢી, તેમાં શેકેલી જીનો ( મોરીઆનો ) લોટ થોડો કાલવી પાવો.

૩૧૨. ધાવડી: સં૦ ક૦ ધાતકી. મ૦ ધાવડી. કો૦ ધાવશી. હિં૦ ધાવઇ ધાય. બં૦ ધાઇ. તે. ધાતુકી. લા૦ વુડ ફોર્ડિયા, ફ્લોરીબંડા.

ધાવડીનાં ઝાડ સુમારે માંથોડુ બે માંથોડાં ઉંચાં વધે છે. એનાં ફૂલ લવંગ જેવાં અને રાતા રંગનાં હોય છે. પાંત્રાં શેલડીનાં પાંત્રાં જેવાં અને તે કરતાં રંગે ઘણાં લીલાં હોય છે. ફૂલનો ઔષધોમાં તથા રંગના કામમાં ઉપયોગ થાય છે. ધાવડીનાં ઝાડ કોકણમાં અને અનેક સ્થળે પ્રસિદ્ધ છે. ધાવડી: તીખી, શીતળ, તુરી, માદક, કડવી, લઘુ તથા ગર્ભસ્થાપક છે, અને રક્તપ્રવાહિકા, પિત્ત, તૃષા, વિસર્પ, વ્રણ, કૃમિ, અતિસાર તથા રક્તદોષનો નાશ કરે છે. ફુલ સ્વાદુ તથા રૂક્ષ છે, અને રક્તપિત્ત, અતિસાર તથા વિષનો નાશ કરે છે. ઉપયોગ: (૧) ગુમડા ઉપર:—ધાવડીનાં ફૂલનું ચૂર્ણ જવાસાના તેલમાં ખરલ કરી ચોપડવું, એટલે અગ્નિદગ્ધ વ્રણ, વિસર્પ, કીટ વ્રણ, લુતા વ્રણ અને ઘણા દિવસનું દુષ્ટ નાડીવ્રણ મટી જાય છે. (૨) ગર્ભિણીના અતિસાર ઉપર: ધાવડીનાં ફૂલ, મોચરસ, ઇંદ્રજવ એ સર્વ સમભાગે લઇ ચૂર્ણ કરી, તે બે માસા પાણીમાં આપવું. (૩) બાળકની દાંતપીડા ઉપર:—દાંત આવવાની વેળાએ ધાવડીનાં ફૂલ, પીપર અને આંમળાંનો રસ, એમાં મધ નાંખી દાંતના નવેલામાં ચોપડવું. (૪) પ્રદર ઉપર:—ધાવડીનાં ફૂલનો કાઢો ત્રણ દિવસ પાવો, અથવા ધાવડીના પાલાનો રસ શક્તિ પ્રમાણે ચાર તોલા સુધી ખાંડ નાંખી પાવો. (૫) વાતપિત્તજ્વર ઉપર: ધાવડીનાં પાંત્રાં અને સુંઠનો કાઢો સાકર નાંખી પાવો. (૬) ધાવરા ઉપર: કાળી કાચળીની રાખ અને ધાવડીનાં ફૂલની રાખ મધમાં કાલવી લેપ કરવો. (૭) મણ્યારીના વિષ ઉપર:—ધાવડીના પાલાનો રસ પાવો અને શરીરે પણ ચોળવો.

૩૧૩. ધોળી ફળી:—(સં૦ ફલી, ધુસરી.) ધોળી ફળીનાં ઝાડ ન્હાનાં હોય છે. એ ઝાડના ઉંચાઇ સુમારે હાથ દોઢ હાથ હોય છે. એ ઝાડનો વર્ણ ધોળો હોય છે. એને રાઇ કરતાં મોટાં બીયાં આવે છે. એનો રંગ ધોળો હોય છે. એ બીયાં ઢોરોનો ખોરાક છે. દુષ્કાળમાં લોકો ધોળી ફળીનાં બિયાંનો લોટ કરી ભાખરી બનાવી ખાય છે, ક્ષુદ્ર વનસ્પતિ પણ માણસને કેટલી ઉપયોગી છે, એ આ ઉપરથી પૂર્ણ ખાત્રી થાય છે. ધોળી ફળી: મધુર, બલકર, વૃષ્ય તથા શીતળ છે, અને મૂત્રાઘાત, પિત્તરોગ, મૂત્રકૃચ્છ્ર તથા રક્તદોષનો નાશ કરે છે.

૩૧૪. ધોળી:—ધોળીનાં ઝાડ ડુંગરાળ પ્રદેશમાં થાય છે. ધોળીનાં પાંત્રાં લીંબડીનાં જેવાં હોઇ દળવાળાં હોય છે. ધોળીનું લાકડું જાડું અને કઠિન હોય છે. એ લાકડાનો રસ સફેદ ધોળો હોય છે. ધોળીની લાકડી હાથમાં હોય તો ભૂતબાધા થતી નથી અને સર્પ અંગ ઉપર ધસી આવતો નથી, એટલા માટે એ લાકડાની લાકડી કરી પાસે રાખવી. ધોળાવેલ કરીને એક ધોળીની જાત છે. એના વેલા થાય છે. એ ધોળીનાં લાકડાં પણ હસ્તિદંત પ્રમાણે મજબુત હોય છે.

૩૧૫. ધોળો ચંપો:—(સં૦ શ્વેત ચંપક. મ૦ પાંઢરા ચાંપા. હિં૦ ચંપા.) એને "ખડચંપો" પણ કહે છે. આ ઝાડ ઘણાક પ્રાંતમાં થાય છે. એ ઝાડનાં પાંત્રાં લાંબાં હોય છે અને તેનાં ફૂલ ધોળાં હોય છે. એ ઝાડ ઘણુંજ મોટું થાય છે. આ ઝાડ ઘણુંજ પોચું છે. એ ચંપાનો રસ એટલો ઉષ્ણ છે કે, તે શરીરે લાગવાથી ફોલ્લો થાય છે. જુના ઝાડને ક્યાંક ક્યાંક શીંગો આવે છે. ચંપાનાં ફૂલનું શાક પણ કરે છે: ચંપો: સારક, કડવો, તીખો, તુરો તથા ઉષ્ણ છે, અને કોઢ, કંડૂ (ખરજ), વ્રણ, શળ, કફ, વાયુ, ઉદર તથા આધ્માનનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) વાયુના યોગે અંગ બહેરૂં થયું હોય તે ઉપર: ચંપાનો રસ ચોપડવો, અથવા પાંત્રાંનો શેક કરવો. (૨) ગુમડાં વગેરે ગાંઠો બેસી જવા માટે: ચંપાના દૂધનો લેપ કરવો. (૩) સર્પદંશ ઉપર: ચંપાની શીંગ

૩૧૮. નરાંબા: એ ઝાડ મોટાં થાય છે. એ ઝાડનાં પાંત્રાં કાંઈક નાંબાના પાંત્રાં જેવાં થાય છે એ ઝાડ ઉપર ગોળાકૃતિ ફળના ઝુમખા આવે છે. નરાંબાનું લાકડું ઇમારતના કામમાં સારૂં ઉપયોગી છે જંગલમાં આ ઝાડ ઘણાં હોય છે. ઉપયોગ:—(૧) ગંદ પાકવાને માટે: નરાંબાનાં કુમળાં પાંત્રાં અર્ધો ભાગ અને લુનાં પાંત્રાં અર્ધો ભાગ લઇ એકત્ર કરી બારીક વાટવાં તથા તેનો ગોળો કરી ગાંઠ ઉપર બાંધવો અને તેજ પાંત્રાંનો બે તોલા સુધી અંગરસ કાઢી પાવો. આ ઔષધ ગરમી છૂટી કાઢનાર ઉત્તમ છે.

૩૧૯. નાગફણી:—(સં૦ સર્પિણી.) એના અંગ ઉપર સર્પના અંગ જેવા લીસોટા હોય છે. ઝાડ નાના થાય છે, અને નાગની ફણી જેવો એ ઝાડના ઉપરના છેડાનો આકાર હોય છે. નાગફણી: વિષનાશક, અને સ્તનમાં દૂધ વધારનારી છે. ઉપયોગ:—(૧) સર્પ વિષ ઉપર: નાગફણીનાં પાંત્રાંનો રસ પાવો અથવા મૂળીઆં ઘસી પાવાં. (૨) ઉંદરના વિષ ઉપર: નાગફણીના ઝાડનાં મૂળીઆં ગાયના દૂધમાં ઘસી નિત્ય બે વખત પ્રમાણે ૭ દિવસ સુધી આપવાં; પથ્ય મીઠું ખાવું નહિ.

૩૨૦. નરવેલ: સં૦ તર્કારી. અગ્નિમંથ. મ૦ નરવેલ. હિં૦ અરની૦ ક૦ નરૂવલપલ્ય. તે૦ નેલ ચેટ્ટુ. લા૦ ક્લેરોડેન્ડ્રન ફ્લોમોઇડિસ.

નરવેલનું ઝાડ મોટું થાય છે. એનાં પાંત્રાં નાનાં અને લાંબાં હોય છે. એને કાંટા હોય છે. એનાં પાંત્રાંનો સુગંધયુક્ત વાસ આવે છે. એ ઝાડની ડાળીઓ વેલાની પેઠે પાંગરે છે. એનાં પાંત્રાંની ગરજ કરે છે. કોઇ કોઇ એનાં પાંત્રાંનું શાક પણ કરે છે. જેને દમનો આજાર છે તેણે આ ભાજી નિત્ય ખાવી હિતકારક છે. નરવેલ:—એના ગુણ અરણી જેવાજ છે. પરંતુ વિશેષ કરી વાતશોફનો નાશ કરે છે. ઉપયોગ: (૧) રક્તપ્રદર, નાના બાળકની પીડ તથા કૃમિ ઉપર: નરવેલના પાંત્રાંનો રસ શક્તિ અનુસાર ૪ તોલા સુધી પાવો. (૨) સ્તનમાં દૂધ આવવા માટે: નરવેલની ભાજી કરી ખાવી.

૩૨૧. નાઉળ: સં૦ નાકુલી. મ૦ મુંગુસકાંદા. હિં૦ સ૦ નકુલકંદ. ક૦ વિષમુંગરી. લા૦ રાઓલ્ફીયા સરપેન્ટિના.

નાઉળીના વેલા હોય છે. એ ચોમાસામાં ઉગે છે. એનાં પાંત્રાંને આણીઓ હોય છે. પાંત્રાંની નીચે બાજુએ ફુલો (પુષ્પ) હોય છે. નાઉળીના પાંત્રાંનું શાક કરે છે. એ શાક ઠંડું અને પથ્યકર છે. ગરમીવાળા માણસને એ શાક પથ્યકર છે. ઉપયોગ (૧) મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત ઉપર: નાઉળીના પાલાનો રસ સાકર નાંખી પાવો. (૨) આંખો આવે છે તે ઉપર: નાઉળીના પાલાનો અંગરસ લીંબુનો રસ, એ એકેક ભાગ, અફીણ અર્ધો ભાગ, ગમીરા પા ભાગ, એ સર્વ એકત્ર કરી તેનો સારી પેઠે ખરલ કરી આંખો ઉપર લેપ કરવો. (૩) ઉપદંશ ઉપર: નાઉળીના પાલાનો રસ, દૂધ અને સાકર સાથે ૨ વખત આપવો.

૩૨૨. નાકછીંકણી:—(સં૦ છિક્કીપત્રા મ૦ ક૦ ભૂતકાશી. ઈં૦ ઇથીઓડેન્ડ્રાન્ગ્લાકમ.) એને મરાઠીમાં "ભૂતકાશી" પણ કહે છે. એનાં નાનાં નાનાં ઝુમખાં હોય છે. એ કોકણમાં અને બીજે સ્થળે પણ ઘણી થાય છે. નાકછીંકણી:—તીખી, રૂચિકર, પિત્તલ, અગ્નિદીપક, લઘુ, ઉષ્ણ, તુરી તથા ઉગ્રગંધ અને ત્વગ્દોષ, કફ, વાયુ, શ્વેતકુષ્ઠ, કૃમિરોગ, રક્તવિકાર, ગ્રહપીડા, ભૂતબાધા તથા દૃષ્ટિરોગનો નાશ કરે છે. ઉપયોગ:-(૧) ચઢેલું માથું ઉતરવા માટે:—નાકછીંકણીના પાલાનો અથવા બીયાંનો રસ નાકમાં ટિપાં પાડવો, કિંવા બી સુંઘવાં એટલે છીંકો આવી મસ્તક ઉતરે છે. ઉતાર ઘી નાકમાં પાડવું. (૨) સ્ત્રીઓના નષ્ટપુષ્પ ઉપર: નાકછીંકણીના પાલાનું ચૂર્ણ સાકર નાંખી ૭ દિવસ આપવું, અને તેજ પાલો તેલમાં ખરલ કરી ઋતુ સમયે ત્રણ દિવસ સુધી યોનિમાં ગોળી કરી રાખવો. (૩) ગુલ્મ અને રૂક્ષવાત ઉપર: નાકછીંકણીના ઝાડનો કાઢો આપવો. (૪) દંતશૂળ ઉપર:—નાકછીંકણીનો પાલો વાટી દાંત નીચે રાખવો.

૩૨૩. નાગકેસર:—સં૦ મ૦ હિં૦ ક૦ તે૦ નાગકેસર—શર. અ૦ નારસુષ્ક. લા૦ મ્યાસ્યુઆ ફેરીઆ (?) સાગીફાલીયમ.

નાગકેસરનાં ઝાડ થાય છે. એમાં કાળી અને રાતી એવી બે જાત છે. નાગકેસર એ સ૦

(૧) **સર્વ પ્રકારના વિષ ઉપર:** નાગદમનીનાં મૂળીઆં ઠંડા પાણીમાં ઘસી પાવાં. એટલે ઉલટી થઇ વિષ ઉતરી જાય છે. (૨) **વાળા ઉપર:** નાગદમનીનાં પાંત્રાં તેલ ચોપડી શેકી ૩ થી ૭ દિવસ વાળા ઉપર બાંધવાં. (૩) **દાદર ઉપર:**—નાગદમનીનાં પાંત્રાંના રસમાં મીઠું નાંખી ગરમીમાં મૂકી પછી ત્રણ દિવસ લેપ કરવો. (૪) **સ્ત્રીઓની કંમરે કનવટ થાય છે તે ઉપર:**—નાગદમનીનાં પાંત્રાંને ગોળ લગાવી તે પાંત્રાં કંમરે બાંધવાં. (૫) **નાના બાળકના કફવિકાર ઉપર:** નાગદમનીનાં પાંદડાં ગરમ કરી રસ કાઢી મધમાં નાંખી પાવાં; એટલે ઉલટી થઇ કફવિકાર દૂર થાય છે.

**૩૨૭. નાગરવેલ:** સં૦ નાગવલ્લી. મ૦ નાગ પાનવેલ. હિં૦ નાગરવેલ. ક૦ યલીબળી. તે૦ તામલપાકુ. તા૦ તાંબુલી. તુ૦ બાચ્ચરે. મલા, વેત્તિલા. ફા૦ બર્ગતંબોલ. અ૦ કાન. ઈં૦ બિટલલીફ. લા૦ પાઇપરબિટલ્.

નાગરવેલનાં પાંત્રાં સર્વત્ર પ્રસિદ્ધ છે. ફક્ત હિંદુસ્તાનમાંજ ખાવાના પાનની ઉત્પત્તિ છે. ખાવાના પાનમાં 'કાળાં પાન' અને 'ડીંટાં પાન' એવી બે જાત છે. કાળાં પાન ચરચરીત અને ઘણાં ગરમ હોય છે. રેચ આપવામાં એનો ઉપયોગ થાય છે, ડીંટાં પાન કે જે કપુરી કહેવાય છે તે મૃદુ અને સૌમ્ય હોય છે, રામટેક પાસે પાન ઘણાં ઉત્તમ થાય છે. એ પાન ઘણા દિવસ રહે તો પણ સૂકાતાં નથી. લીલાં પાન કરતાં પાકેલાં પાન ખાવામાં સારાં તેમજ ગુણવાળાં પણ વધારે છે. પાનનો પ્રચાર સર્વત્ર છે. એટલે તે વિષે વિશેષ કહેવાનું કારણ નથી. **તાંબુલ** (પાન)–એ વિર્યવૃદ્ધિકર, કામોદ્દિપક, રૂચિકર અને કાંતિકર છે. તાંબુલના આત સેવનથી પિત્ત, દંતદૌર્બલ્ય, નેત્રરોગ, બલક્ષય, અને મુખરોગ ઉત્પન્ન થાય છે. ગર્ભિણી અને બાળકને પાન આપવું નહિ. પાન ખાવું તે સ્નાન કર્યા પહેલાં, અને જમવાની સાથે લાગલુંજ ખાવું નહિ. બે ઘડી પછી ખાવું. એટલે તે હિતકર થાય છે. **નાગરવેલ:** તીખી, તીક્ષ્ણ, રૂચિકર, કડવી, અગ્નિદીપક, દાહકારક, કામોદ્દીપક, સારક, ઉષ્ણ, તુરી, ખારી, વિશદ, વશ્યકારક, રક્તપિત્ત-કારક, બલકર, લઘુ, રૂક્ષ, સ્વરપ્રદ, મુખશુદ્ધિકારક, મુખને શોભાવનારી તથા સંસિની છે; અને પીનસ, ઉધરસ, કફ, વાત, શ્રમ, કૃમિ, વાતરક્ત, ભ્રમ તથા ક્લેદ, કંડૂ (ખરજ) નો નાશ કરે છે. **ઉપયોગ:** (૧) **સર્પદંશ ઉપર:** નાગરવેલનાં મૂળીઆં પાનમાં ઘાલી ખાવાં, એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે. પ્રથમ પાનથી ઉલટી ન થાય તો બે ત્રણ ખાવાં; એટલે ઉલટી થશે. (૨) **નળ ફુલ્યા હોય તે ઉપર:** ખાવાનાં પાકેલાં પાન અને સરગવાની છાલનો ભેગો રસ કાઢી ૩ દિવસ પાવો, (૩) **કુતરાના વિષ ઉપર:** કાળી નાગરવેલના પાનનાં ડીંટાનો રસ પાશેર સુધી ૩ દિવસ પાવો. (૪) **પારો અંગે ફુટી નીકળ્યો હોય તે ઉપર:** નાગરવેલનો, ભાંગરાનો તથા તુળસીનો રસ, અને બકરીનું દૂધ એ સર્વ આખા અંગે બે પહોર સુધી મર્દન કરવું; અને ઠંડા પાણી વડે ૩ દિવસ સ્નાન કરવું (૫) **કોલ્હાના વિષ ઉપર:** નાગરવેલનાં મૂળીઆં પાણીમાં બારીક વાટી પાવાં, એટલે ઉલટી થઈ વિષ ઉતરે છે. (૬) **શરદીથી થયેલી ઉધરસ ઉપર:** નાગરવેલની શીંગોનું ચૂર્ણ મધમાં આપવું.

**૩૨૮. નાગલી:** સં૦ બહુદલ. મ૦ નાચણી. કો૦ નાગલી. હિં૦ નાચની. ક૦ તુ૦ રાગી તાબી-ડેલ્સુ ચોલ. તા૦ ઇરાગી, મલા, કોરા, મદારી. ફા૦ નંડવા. ઈં૦ થ્રિક. સ્પાઇકડ્ એલ્યુનીન. લા૦ એલ્યુઝીને કોરકાના.

નાગલી એ ધાન્યનો કોકણ, ગુજરાત વગેરે ભરતખંડના કેટલાક ભાગોમાં કનિષ્ઠ પ્રતિના લોકોમાં ઉપયોગ થાય છે. એના દાણા બારીક રાઇ જેવા હોય છે. અને રંગ પણ તેવોજ હોય છે. નાગલી દળી, તેની ભાખરી બનાવે છે. **નાગલી:** તુરી, કડવી મધુર, તર્પણ, લઘુ, બલકર, તથા શીતલ છે અને પિત્ત, તથા ત્રિદોષનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **અશક્તને તથા નાના બાળકને શક્તિ આવવાને નાગલીનું સત્વ:** નાગલી રાત્રે પાણીમાં પલાળી રાખી, સવારે તે કાઢી બારીક વાટવી, પછી એનું દૂધ જેવું ધોળું પાણી નીકળે છે, તે પાણી વસ્ત્રગાળ કરી કલઇના વાસણમાં બે ચાર ઘડી રાખી મેલવું, એટલે તેમાંનું સત્વ તે વાસણની તળે જામે છે. એટલે ઉપરનું પાણી નાંખી દેઇ જે સત્વ જામેલું હોય છે તે કાઢી એક સ્વચ્છ વસ્ત્રની ચોઘડી ઘડી કરી તે ઉપર પાથરવું. પછી પાંચ છ ઘડીએ ચીકણી માટી-

નાળીએરીનાં ઝાડ ચાળીસ પચાસ હાથ સરળ ઉંચાં વધે છે, તેના છેડાએ માત્ર ઝાવળી આવે છે. નાળીએરીને દક્ષિણના કેટલાક ભાગમાં "માઢ" પણ કહે છે. ગોમાંતક, કર્નાટક, કલીકોટ અને સહ્યાદ્રિ પર્વત પાસેના પ્રદેશમાં નાળીએરીનાં ઝાડ ઘણાં થાય છે. નાળીએરી વાવ્યા પછી સાત આઠ વર્ષે ફળે છે. નાળીએરનાં જે ઝુમખાં ઝાડ ઉપર લટકે છે. તેને મરાઠીમાં 'પીંડ' કહે છે. નાળીએરીને બાર માસી ફૂલ આવે છે. અવ્વલ પ્રતિની જમીન હોય તો દર નારીએળીને દર વર્ષે સુમારે પાંચસેં નાળીએર આવે છે. નાળીએરીના ઝાડના સર્વ ભાગનો ઉપયોગ થાય છે. એ ઝાડના સોટા, મોભ, બારોટીયાં, વાંસ, વળીઓ, દોરડાં વગેરે બને છે. ટોચનો અને મૂળનો કેટલોક ભાગ બાળવાના ઉપયોગમાં આવે છે. કાચલીના કોયલા બનાવે છે, કોપરૂં ખવાય છે, અને તેમાંનું મીઠું અને ઠંડું પાણી લોક પીએ છે. કોપરૂં ખાવાના તથા રસોઇના અનેક પદાર્થોમાં નાંખવાના કામમાં આવે છે. કોપરાનું તેલ ખાવાના, દીવો બાળવાના, તથા માથામાં ઘાલવાના અને લાકડે ચોપડવાના કામમાં આવે છે. નાળીએરીમાંથી કાથી નીકળે છે, તેના ગાદી, તકીઆ, દોરડાં, શીકાં, ધાબલી વગેરે ઘણા પદાર્થો બનાવે છે. સાબુ કરવાના કામમાં પણ તેના તેલનો ઉપયોગ થાય છે. નાળીએરીનો ખોળ ઢોરને ખવરાવે છે. નાળીએરની આંખમાં છિદ્ર પાડી અંદરનો ગીર કાઢી નાંખી તેના હોક્કા બનાવે છે. કાચલીનું તેલ નીકળે તે ઔષધના ઉપયોગમાં આવે છે. એવો આ ઝાડનો અનેક પ્રકારે ઉપયોગ થાય છે. **નાળીએરી:** ગુરૂ, સ્નિગ્ધ, શીત, વૃષ્ય, દુર્જર, બસ્તિશોધક, બલકર, બૃંહણ, કફકારક, સ્વાદુ તથા વિષ્ટંભકારક એમ શોષ, તૃષા, પિત્ત, વાતપિત્ત, રક્તદોષ, દાહ અને ક્ષતક્ષયનો નાશ કરે છે. **નાળીએરના તેલના ગુણ:** (૧) નાળીએરનાં સુકાયેલાં કોપરાં પાણીમાં નાંખી તેલ કાઢે છે. આ તેલ ઠંડું હોય. ઠંડાઇ આવવા માટે તેને માથે ચોળે છે. (૨) **લીલાં નાળીએરમાંના** કોપરાનો રસ કાઢી અગ્નિ ઉપર ઉકાળવો એટલે તેલ આવે છે; તે તેલ વાયુહારક છે. વાયુએ પકડાઇ ગયેલે અંગે આ તેલ મરીની ભૂકી નાંખી ચોળવું. (૩) **મુઠેલ:** સારા સુકાયેલા નાળીએરને ખાંડીને ભૂકો સુકવવો. એ સુકાઇ સારો ખરો થયા પછી તેમાં આમલીના કચૂકાની છાલની ભૂકી બે પૈસાભાર નાંખી તે કોપરાનો ભૂકો સારો મસળવો, પછી તે કોપરૂં બળવાન માણસ પાસે પીલાવવું, એટલે તેમાંથી જે તેલ નીકળે તેને મુઠેલ કહે છે. એ તેલ વાગેલા અંગમાંનું લોહી સાફ કરવાના સર્વ ગુણ અને જખમ રૂઝાઇ આવવાના કામમાં સારૂં ઉપયોગી થઇ પડે છે. (૪) **આયવેલ:** રાતી છાલનું નાળીએર સારૂં જુનું અને પાકું થયેલું લેવું. તે ભાગી કોપરાનો ભૂકો કરવો. તે ભૂકો પીલી રસ કાઢવો. એ રસ સુમારે કાચો પાશેર લઇ એક કલઇના વાસણમાં નાંખી દેવતા ઉપર ઉકાળવો; અને ઉકળે એટલે તેમાં ચાર ગુંજા પર્યંત મીઠું અને બે માસા સુધી હળદરની ભૂકી નાંખી બધો રસ ઉકાળવો; એટલે રસનો થયેલો પાક વાસણના તળીએ ચોંટે છે, અને ફક્ત તેલ માત્ર ઉપર રહે છે. એ પ્રમાણે તેલ તૈયાર થયા પછી ઉતારી લેઈ બાટલીમાં ભરી રાખવું. એ તાજું હોય છે ત્યારે સારૂં સુવાસિક હોય છે. કેટલાક દિવસ પછી તેનો ખોરો વાસ આવે છે; પરંતુ ગુણ કદી પણ કમી થતો નથી. આ તેલમાં રૂના ધડી પલાળી ગરમી વગેરેની ચાંદીઓ ઉપર મૂકવી. એથી જખમ પણ રૂઝાય છે. (૫) **વાળા ઉપર:**—નાળીએરને કોરી તેમાં નવસારની ભૂકી રાત્રે નાંખવી. સવારે તેમાંનું પાણી પીવું અને કોપરૂં ખાવું. અને સાયંકાળ પર્યંત ઉપવાસ કરવો, અને રાત્રે સ્નાન કરી દહીં અને ભાત ખાવો. (૬) **ભિલામા, વસ્તરા વગેરે ઉઠે છે તે ઉપર:**—કોપરૂં ઘસી અગર બાળી ચોપડવું. (૭) **સરડાના વિષ ઉપર:** નાળીએરના કુમળા તોરા પાણીમાં ઘસી તેમાં કોકમ નાંખી ગરમ કરી ડંખ ઉપર ચોપડવું. (૮) **ઉંદરના વિષ ઉપર:**—કોપરૂં મૂળાના રસમાં ઘસી લેપ કરવો. (૯) **ઉચકી અને ઉલટી ઉપર:**—નાળીએરનું છોડું હોકામાં નાંખી તેની ધુંણી પીવી અથવા નાળીએરના છોડાંની રાખ મધમાં આપવી. (૧૦) **ખસ, દાદર ઉપર:**—નાળીએરની કાચલીનું પાતાળયંત્ર વડે તેલ પાડી તે તેલ ચોપડવું. કાચલી સળગાવી થાળીમાં પણ તેલ નીકળે છે. (૧૧) **ખસ ઉપર:** નાળીએરનો રસ કાઢી તેમાં થોડો આમલસારો ગંધક નાંખી બધો રસ આટવી, તેલ થાય ત્યાં સુધી કઢવી, ઉતારી નાંખવું. નીચે ઉતારેલા રસના જે કુચા બાકી રહે તે થોડા ખાવા, અને થોડા ચોળી શરીરે ચોપડવા અને રોજ રાત્રે એ તેલ શરીરે ચોપડવું; એટલે કંડૂ (ખરજ), અને

ણુમાં ખરલ કરી તેનો લેપ કરવો. (૨) **પાડાના વાળમાં જૂઓ પડી હોય તે ઉપર:** નિંબરાનાં ફળનો રસ કાઢી તેમાં છાશ નાંખી પાવો.

**૩૩૬. નિર્મળી:**—સં૦ કતુક. મ૦ નિર્મ-ળી. હિં૦ નિર્મલી. બં૦ નિર્મલા. ક૦ ચિલ્લિ કાયી. તા૦ મલા૦ ટેટ્ટાંમાર. તે૦ ચિલ્લિચેટ્ટ. ગો૦ ચીલવી. ઈં૦ એનટ વુઇચ ક્લીન વૉટર. લૅ૦ સ્ટ્રિક્નોસ પોટેટરમ્.

નિર્મળીનાં ઝાડ થાય છે. એનાં બી ચપટાં અને ગોળ હોય છે. નિર્મળીનાં બિયાંનું ચૂર્ણ મેલા પાણીમાં નાંખવાથી તે પાણી સ્વચ્છ થાય છે. **નિર્મળી વૃક્ષ:** તીખું, કડવું, લેખન, રુચિકર, લઘુ, ચક્ષુષ્ય, તુરૂ, શીત, વિશદ, વિકાસી, છેદન તથા મધુર છે; અને તૃષા, દાહ, વિષ, ગુલ્મ, શૂળ, કૃમિ, મેહ, નેત્રરોગ તથા પાણીમાંના મેલનો નાશ કરે છે. **એનાં કુમળાં ફળ:** ચક્ષુષ્ય, વાતકારક, તથા શીત છે, અને રક્તપિત્ત, તૃષા, વિષ તથા મોહનો નાશ કરે છે. **જુનાં ફળ:** દુર્જર તથા રુચિકર છે, અને કફ, તેમજ પિત્તનાં નાશક છે. તે પાકવાથી પિત્તકારક, વાંતિકારક તથા ધર્મજનક છે, અને સોજો, પાંડુરોગ, વિષ, પ્રતિસ્યાય તથા કમળાનો નાશ કરે છે. **નિર્મળીનાં બિયાં:** આંખોને હિતાવહ, તુરાં તથા ગુરૂ છે, અને પાણીને સ્વચ્છ કરનારાં તથા મધુર છે, અને અશ્મરી, વાયુ, કફ, મૂત્રકૃચ્છ્ર, તૃષા, નેત્રરોગ, વિષ, પ્રમેહ તથા મસ્તકરોગનો નાશ કરે છે. નિર્મળીનાં મૂળીઆં સંપૂર્ણ કોઢનો નાશ કરે છે. **ઉપયોગ:** (૧) **નેત્ર પ્રસન્ન થવા માટે:** નિર્મળીનાં ફળ ચંદનમાં ઘસી તેમાં થોડું કપૂર નાંખી અંજન કરવું; એટલે આંખો સ્વચ્છ થાય છે. (૨) **અંધત્વ દૂર થવા માટે:**—નિર્મળીનાં બિયાં, શંખ અને કાળા સર્પની કાંચળી, એ સર્વ એકત્ર ખરલ કરી અંજન કરવું. (૩) **ગંદું પાણી ચોખ્ખું કરવા માટે:**—નિર્મળીનાં બિયાંનું ચૂર્ણ કરી ગંદા પાણીમાં નાંખવું. એટલે કેટલીક વારે પાણી સ્વચ્છ થાય છે. (૪) **આંખો આવે છે તે ઉપર:** નિર્મળીનાં બિયાં મધમાં ઘસી તેમાં થોડું કપૂર નાંખી અંજન કરવું. (૫) **અહિરા ઉપર:** નિર્મળીનાં બિયાં અને સિંધવ ઘસી અંજન કરવું. (૬) **ઉદકમેહ તથા પ્રમેહ ઉપર:**—નિર્મળીનાં બિયાં એક તોલો છાશમાં વાટી તેમાં મધ નાંખી પાવાં. (૭) **આંખોમાં ફુલાં પડે છે તે ઉપર:** નિર્મળીનાં બિયાં, શંખચૂર્ણ, સિંધવ અને સમુદ્રફળ, એનું ચૂર્ણ કરી મધમાં ગોળીઓ કરી તે ઘસી અંજન કરવું.

**૩૩૭. નસોતર:** સં૦ નિશોત્તર. મ૦ તેડ. હિં૦ નિશોથ, પનીલર. બં૦ તેઉડી. ક૦ બીજે-નાગ-દંતી. તે૦ તેલ્લા તેગડા. તા૦ ચિવડે. મલા૦ ગો૦ તીગડે. અ૦ તુરબુદ. ઈં૦ ટરબીથરૂટ. લૅ૦ આપ ોમિયાટરપીથમ્.

નસોતરના વેલા હોય છે. એમાં ધોળી, કાળી અને રાતી, એવી ત્રણ જાત છે, અને તે ફૂલ ઉપરથી થયેલી છે. આ વનસ્પતિ બહુ રેચક છે. ધોળી કરતાં કાળી અધિક તીવ્ર છે. આ વનસ્પતિનાં મૂળીઆંને નસોતર કહે છે. **ધોળું નસોતર:**—મધુર, રૂક્ષ, તુરૂં, સ્વાદુ, રેચક, ઉષ્ણ, પાકકાળે તીખું તથા વાતકારક છે, અને કફ, પિત્ત, તાવ, પ્લીહા, વ્રણ, પાંડુરોગ, શોફોદર, પિત્તોદર તથા પિત્તજ્વરનો નાશ કરે છે. **કાળું નસોતર:** તીખું, કડવું, ઉષ્ણ, તથા રેચન વિષે પ્રશસ્ત છે, અને મૂર્ચ્છા, દાહ, મદ, ભ્રાંતિ, કોઢ, કંડૂ, કફ, વ્રણ, કંઠરોગ, તથા કૃમિનો નાશ કરે છે. એ ધોળા નસોતર કરતાં ઓછા ગુણવાળું છે. **રાતું નસોતર:**—મધુર, રૂક્ષ, વાતકારક, તુરૂં, રસકાળે કડવું, તીખું, ઉષ્ણ, રેચક, હિતકારક તથા મલસ્તંભક છે, અને સંગ્રહણી, કફોદર, સોજો, પાંડુરોગ, કૃમિ, પ્લીહા, તાવ, પિત્ત, કફ, વાતરક્ત, ઉદાવર્ત તથા હૃદ્રોગનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **જૂઓ મરવા માટે:**—ધોળું નસોતર કાંજીમાં વાટી ચોપડવું. (૨) **મૂતરખડા ઉપર:** નસોતર અને ઇંદ્રજવનું ચૂર્ણ દૂધમાં આપવું. (૩) **રેચક:** નસોતરનું ચૂર્ણ શક્તિ પ્રમાણે ગરમ પાણીમાં નાંખી પાવું, અને પિત્તપ્રધાન હોય તો દ્રાક્ષના કાઢામાં પાવું. (૪) **ભસ્મકરોગ ઉપર:**—દૂધમાં પાવું. (૫) **વિદ્રધી રોગ અને ગડબાં થાય છે તે ઉપર:**—ત્રિફળાના કાઢામાં નસોતર નાંખી પાવું. (૬) **પિત્તગુલ્મ ઉપર:** નસોતર અને ત્રિફળાંનો કાઢો પાવો.

**૩૩૮. નેતર:** સં૦ વેતસ-મ૦ વેત. હિં૦ બેત. ક૦ બેતા. મલા૦ ચુરલવળી. તે૦ પીપારચા. ફા૦ બેત. અ૦ ખલાફ. ઈં૦ કે૦ લૅ૦ કેલેમસ રોટંગ. તા૦ પિરંબુ. બ્રુ૦ સુરોલબેત્તા.

**૩૪૨. પટોલ કટુ. ( કડવાં પંડોળાં ):**—સં૦ કટુ પટોલી૦ મ૦ સોન–કડુ પડવળ. હિં. કડવે પડવળ. બં૦ પલતાલતા. ક૦ કહી પડવળ. તૈ૦ અડવી પોટલા. તા૦ કોણુપુડલે. તુ૦ કટુ પટલાકાયા. મલા૦ કટુ પટોલ. લા૦ ટ્રિકોસેન્થીસક કુમેરિના.

એ વેલાનાં પાંત્રાં અને ફળ બહુજ કડવાં છે. કાઢામાં એ વેલાનાં પંચાંગનો ઉપયોગ થાય છે. **પટોલકટુ:** (કડવી પંડોળી) કડવી, તીખી, ઉષ્ણુ, સારક, ભેદક, પાચક તથા અગ્નિદીપક છે, અને પિત્ત, કફ, કંડૂ, કોઢ, રક્તવિકાર, જ્વર, દાહ, તૃષા, કોઢરોગ, કૃમિ તથા કાસનો નાશ કરે છે. **એનાં ફળ:** તીખાં, કડવાં, પાક વખતે મીઠાં, લઘુ, દીપક, પાચન, વૃષ્ય, સ્નિગ્ધ, ઉષ્ણુ, મલાનુલોમન એટલે વાયુ, પિત્ત અને કફને યથાસ્થાને રાખનાર, તથા સારક છે; અને શ્વાસ, જ્વર, ત્રિદોષ તથા કૃમિનો નાશ કરે છે. એનાં **પાંત્રાં** પિત્તનાશક, તથા **મૂળીઆં** અને **વેલો** કફનાશક છે. તેમજ તેનું તેલ, કફ અને એંશી પ્રકારના વાયુનો નાશ કરનારું છે. ઉપયોગ:—**(૧) વ્રણુ (ગુમડું) ધોવા માટે કાઢો:** કડુ પડવળ અને કડવા લીમડાના કાઢાથી ગુમડું ધોવું. એટલે ગુમડાનું શોધન થશે. **(૨) અગ્નિદગ્ધ વ્રણુ ઉપર:** પટોલ કટુનો કાઢો, કલ્ક અને શિરસનું તેલ સિદ્ધ કરવું. તે અગ્નિદગ્ધ વ્રણ, સણકા, સ્રાવ, દાહ અને ફોલ્લાને હઠાવી નાશ કરે છે. **( ૩ ) સર્વ જ્વર ઉપર કાઢો:** પટોલ કટુ તથા સુંઠનો કાઢો અને નિકાઢો આપવો. શોપ જવા માટે ખડીસાકર નાખવી. શરદીનો પ્રાદુર્ભાવ હોય તો મધ ત્રણુ માસા સુધી નાખવું. **( ૪ ) શીતજ્વર અને સંતતજ્વર ઉપર:**—પટોલ કટુનાં પાંત્રાંનો રસ કાઢી પ્રથમ કાળજા ઉપર ચોપડવો; પછી સર્વાંગે લેપ કરવો. **(૫) ઇંદ્રલુપ્ત અથવા ચાઇનલ ઉપર:** પટોલ કટુનાં પાંત્રાંનો રસ ચોળવો. એટલે કેશ ઉત્પન્ન થાય છે. **(૬) વમન થવા માટે:** પટોલ કટુ, કડવો લીમડો, અને અરડુસાનાં પાંત્રાંનું ચૂર્ણ ઠંડા પાણીમાં આપવું. એટલે વમન થઇ પિત્તવિકાર દૂર થાય છે. **(૭) કૃમિ ઉપર:** પટોલ કટુનાં પાંત્રાં ૧ તોલો અને ધાણા ૧ તોલો લઇ રાત્રે પાશેર પાણીમાં પલાળી રાખી સવારે ગાળી તેમાં મધ નાંખી તે પાણી દિવસમાં ત્રણુ વખત આપવું. **(૮) પિત્તજ્વર ઉપર:**—પટોલ કટુનાં મૂળીઆંનું પાણી સાકરમાં આપવું. અથવા કટુ અને જવનો કાઢો મધ નાંખી આપવો. તે તીવ્ર પિત્તજ્વર, તૃષા અને દાહનો નાશ કરે છે. **(૯) ભ્રમ ઉપર:** પટોલ કટુનાં પાંત્રાં અને શેકટીનાં પાંત્રાં ખોપરાનું તેલ નાખી તળવાં, અને દૂધમાં એકત્ર વાટી શિજવવાં તથા તેનો સેહેવાય તેટલો ગરમ પાટો માથાપર બાંધવો. **(૧૦) વિષાર ઉપર:** પટોલ કટુ ઘસી પાવું. એટલે ઉલટી થઇ વિષ ઉતરશે.

**૩૪૩. પત્તુર:**—(મ૦ પાચુંદા.) આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એને બારીક કાંટા હોય છે. એનાં પાંત્રાં બીલીનાં પાંત્રાંના આકારનાં હોય છે, એનું લાકડું હલકું છે. એને સફેત કેશરયુક્ત ફૂલ આવે છે, અને તે ફૂલ બારીક હોય છે. **પત્તુર**–તિખો, નેત્રવિકાર–નાશક તથા શીતોષ્ણુ છે અને પિત્ત તથા જીર્ણુજ્વરનો નાશ કરે છે. ઉપયોગ:—**(૧) જીર્ણુજ્વર ઉપર:** પત્તુરનાં પાંત્રાંનો રસ કાઢી સાકર નાંખી પાવો. **(૨) વિષમજ્વર ઉપર:**—પત્તુરના લાકડાંનો મણિ કરી હાથે બાંધવો.

**૩૪૪. પતંગ:** સં૦ રક્તકાષ. પત્રાંગ, મ૦ હિં૦ ક૦ તૈ૦ પતંગ. તા૦ બારતાંગી. તુ૦ ચપ્પનંગ. મલા૦ ચપ્પનં. ફા૦ અ૦ બકં. ઈં૦ સેપ્પનવુડ. લા૦ સિસાલવે નિયાસેપ્પન.

એ ઝાડ મલબાર અને બંગાળા પ્રાંતમાં થાય છે, તેના લાકડાનો રંગ રાતો હોય છે. એ કારણથી તે ઝાડના અંગથી ગુલાલ બને છે. રંગસિવાય એ ઝાડનો બીજો ઉપયોગ થતો નથી. પતંગનું લાકડું, અને હરડેને લખવાની સાહીમાં નાંખે છે. એ ઝાડ પાકું થવાને આશરે ચૌદ વર્ષો લાગે છે. **પતંબ સુગંધ:**—કડવું, રૂક્ષ, ખાટું, શીત તથા માદક છે; અને વાત, પિત્તજ્વર, વિસ્ફોટક, ઉન્માદ, કફ, અસ્મરી ( પથરી ), રક્તદોષ તથા ભૂત બાધાનો નાશ કરે છે.

**૩૪૫. પદ્મકાષ્ઠ:** સં૦ ક૦ પદ્મક. મ૦બં૦ પદ્મકાષ્ઠ. હિં૦ પદ્માખ. તૈ૦ પદ્મપુચેકવાં. લા૦ પ્રુનસપડમ.

પદ્મકાષ્ઠનાં ઝાડ હિમાલય પર્વત ઉપર થાય છે. ત્યાંથી એ ઝાડનું લાકડું અહીં આવે છે. **પદ્મકાષ્ઠ:** કડું અને શક્તિવર્ધક છે; તેમજ તુરું, કડવું, શીતલ, વાતુલ તથા લઘુ છે, અને વિસર્પ, દાહ, વિસ્ફોટક, કોઢ, કફ, તથા રક્તપિત્તનું નાશક, અને ગર્ભની સ્થિતિ કરનારું તથા રૂચિકારક છે, અને ઉલટી, વ્રણુ તથા

**૩૪૨. પટોલ કટુ. ( કડવાં પંડોળાં ):** સં૦ કટુ પટોલી૦ મ૦ સોન-કડુ પડવળ. હિં. કડવે પડવળ. બં૦ પલતાલતા. ક૦ કહી પડવળ. તૈ૦ અડવી પોટલા. તા૦ કોણુપુડલૈ. તું૦ કટુ પટલાકાયા. મલા૦ કટુ પટોલં. લા૦ ટ્રિકોસેન્થીસક કુમેરિના.

એ વેલાનાં પાંત્રાં અને ફળ બહુજ કડવાં છે. કાઢામાં એ વેલાનાં પંચાંગનો ઉપયોગ થાય છે. **પટોલકટુ:** (કડવી પંડોળી) કડવી, તીખી, ઉષ્ણ, સારક, ભેદક, પાચક તથા અગ્નિદીપક છે, અને પિત્ત, કફ, કંડૂ, કોઢ, રક્તવિકાર, જ્વર, દાહ, તૃષા, કોઇરોગ, કૃમિ તથા કાસનો નાશ કરે છે. **એનાં ફળ:** તીખાં, કડવાં, પાક વખતે મીઠાં, લઘુ, દીપક, પાચન, વૃષ્ય, સ્નિગ્ધ, ઉષ્ણ, મલાનુલોમન એટલે વાયુ, પિત્ત અને કફને યથાસ્થાને રાખનાર, તથા સારક છે; અને શ્વાસ, જ્વર, ત્રિદોષ તથા કૃમિનો નાશ કરે છે. એનાં **પાંત્રાં** પિત્તનાશક, તથા **મૂળીઆં** અને **વેલો** કફનાશક છે. તેમજ તેનું તેલ, કફ અને એંશી પ્રકારના વાયુનો નાશ કરનારૂં છે. **ઉપયોગ:—(૧) વ્રણ (ગુમડું) ધોવા માટે કાઢો:**—કડુ પડવળ અને કડવા લીમડાના કાઢાથી ગુમડું ધોવું. એટલે ગુમડાનું શોધન થશે. **(૨) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:** પટોલ કટુનો કાઢો, કલ્ક અને શિરસનું તેલ સિદ્ધ કરવું. તે અગ્નિદગ્ધ વ્રણ, સણકા, સ્રાવ, દાહ અને ફોલ્લાને હઠાવી નાશ કરે છે. **( ૩ ) સર્વ જ્વર ઉપર કાઢો:** પટોલ કટુ તથા સુંઠનો કાઢો અને નિકાઢો આપવો. શોષ જવા માટે ખડીસાકર નાખવી. શરદીનો પ્રાદુર્ભાવ હોય તો મધ ત્રણ માસા સુધી નાખવું. **( ૪ ) શીતજ્વર અને સંતતજ્વર ઉપર:**—પટોલ કટુનાં પાંત્રાંનો રસ કાઢી પ્રથમ કાળજા ઉપર ચોપડવો; પછી સર્વાંગે લેપ કરવો. **(૫) ઇંદ્રલુપ્ત અથવા ચાઇનલ ઉપર:** પટોલ કટુનાં પાંત્રાંનો રસ ચોળવો. એટલે કેશ ઉત્પન્ન થાય છે. **(૬) વમન થવા માટે:** પટોલ કટુ, કડવો લીમડો, અને અરડુસાનાં પાંત્રાંનું ચૂર્ણ ઠંડા પાણીમાં આપવું. એટલે વમન થઇ પિત્તવિકાર દૂર થાય છે. **(૭) કૃમિ ઉપર:** પટોલ કટુનાં પાંત્રાં ૧ તોલો અને ધાણા ૧ તોલો લઇ રાત્રે પાંશેર પાણીમાં પલાળી રાખી સવારે ગાળી તેમાં મધ નાંખી તે પાણી દિવસમાં ત્રણ વખત આપવું. **(૮) પિત્તજ્વર ઉપર:** પટોલ કટુનાં મૂળીઆંનું પાણી સાકરમાં આપવું. અથવા કટુ અને જવનો કાઢો મધ નાંખી આપવો. તે તીવ્ર પિત્તજ્વર, તૃષા અને દાહનો નાશ કરે છે. **(૯) ભ્રમ ઉપર:** પટોલ કટુનાં પાંત્રાં અને શેકટીનાં પાંત્રાં ખોપરાનું તેલ નાખી તળવાં, અને દૂધમાં એકત્ર વાટી શિજવવાં તથા તેનો સેહેવાય તેટલો ગરમ પાટો માથાપર બાંધવો. **(૧૦) વિષાર ઉપર:** પટોલ કટુ ઘસી પાવું. એટલે ઉલટી થઇ વિષ ઉતરશે.

**૩૪૩. પત્તુર:** (મ૦ પાચુંદા.) આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એને બારીક કાંટા હોય છે. એનાં પાંત્રાં બીલીનાં પાંત્રાંના આકારનાં હોય છે, એનું લાકડું હલકું છે. એને સફેત કેશરયુક્ત ફૂલ આવે છે, અને તે ફૂલ બારીક હોય છે. **પત્તુર**-તિખો, નેત્રવિકાર-નાશક તથા શીતોષ્ણ છે અને પિત્ત તથા જીર્ણજ્વરનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) જીર્ણજ્વર ઉપર:** પત્તુરનાં પાંત્રાંનો રસ કાઢી સાકર નાખી પાવો. **(૨) વિષમજ્વર ઉપર:**—પત્તુરના લાકડાનો મણિ કરી હાથે બાંધવો.

**૩૪૪. પતંગ:** સં૦ રક્તકાષ્ઠ. પત્રાંગ, મ૦ હિં૦ ક૦ તૈ૦ પતંગ. તા૦ બારતાંગી. તુ૦ ચપ્પનંગ. મલા૦ ચપ્પન. ફા૦ અ૦ બકં. ઇં૦ સેપ્પનવુડ. લા૦ સિસાલવે નિયાસેપ્પન.

એ ઝાડ મલબાર અને બંગાળા પ્રાંતમાં થાય છે, તેના લાકડાનો રંગ રાતો હોય છે. એ કારણથી તે ઝાડના અંગથી ગુલાલ બને છે. રંગસિવાય એ ઝાડનો બીજો ઉપયોગ થતો નથી. પતંગનું લાકડું, અને હરડેને લખવાની સાહીમાં નાંખે છે. એ ઝાડ પાકું થવાને આશરે ચૌદ વર્ષો લાગે છે. **પતંગ સુગંધ:**—કડવું, રૂક્ષ, ખાટું, શીત તથા માદક છે; અને વાત, પિત્તજ્વર, વિસ્ફોટક, ઉન્માદ, કફ, અશ્મરી (પથરી ), રક્તદોષ તથા ભૂત બાધાનો નાશ કરે છે.

**૩૪૫. પદ્મકાષ્ઠ:** સં૦ ક૦ પદ્મક. મ૦ બં૦ પદ્મકાષ્ઠ. હિં૦ પદ્માખ. તૈ૦ પદ્મપુચેકવાં. લા૦ પ્રૂનસપડમ્.

પદ્મકાષ્ઠનાં ઝાડ હિમાલય પર્વત ઉપર થાય છે. ત્યાંથી એ ઝાડનું લાકડું અહીં આવે છે. **પદ્મકાષ્ઠ:** ઠંડું અને શક્તિવર્ધક છે; તેમજ તુરૂ, કડવું, શીતલ, વાતુલ તથા લઘુ છે, અને વિસર્પ, દાહ, વિસ્ફોટક, કોઢ, કફ, તથા રક્તપિત્તનું નાશક, અને ગર્ભની સ્થિતિ કરનારૂં તથા રૂચિકારક છે, અને ઉલટી, વ્રણ તથા

શોષ તથા ત્રિદોષનો નાશ કરે છે. **પંડાળીનાં ફળ:** ત્રિદોષનાશક અને ઉપલા ગુણવાળાં છે. એનાં પાંત્રાં પિત્તનાશક, વેલો કફનાશક અને મૂળીઆં રેચક છે.

**૩૫૨. પાષાણભેદ:**—સં૦ પાષાણભેદ. ગુ૦ હિં૦ ક૦ પાખાણભેદ. બં૦ પાથરચૂર. તે૦ તેલ્લાંરૂપીડી. ઈં૦ આયરિસ્પ. લા૦ કોલિયસ્‌એરોમેટિકમ્‌.

એને મહારાષ્ટ્રમાં "પાથરફોડ" પણ કહે છે. એ વનસ્પતિ નાની અને રીંગણી પ્રમાણે જમીન ઉપર પ્રસરે છે. એને બોરડી જેવા કાંટા હોય છે. એને ખડક ઉપર ઉગાડે છે, અને એનાં મૂળીઆં ખડક ફોડી અંદર જાય છે; એટલે એ નામ એને યથાર્થ મળેલું છે. એને રીંગણીના ફળ જેવડાં ફળ થાય છે. એનાં ફૂલ ધોળાં હોય તેમાં લાલ કેસર હોય છે. એનાં કુમળાં પાંત્રાંનું શાક કરે છે. એનાં મૂળીઆંને "લકડયા પાષાણભેદ" કહે છે. એ મૂળીઆં કડવાં હોય છે. **પાષાણભેદ:**—શીતળ, મધુર, તથા કડવું છે; અને મેહ, તૃષા, દાહ, મૂત્રકૃચ્છ્ર, તથા અશ્મરી (પથરી)નો નાશ કરે છે. બીજી **વટપત્રી પાષાણભેદની** જાત છે તે—શીતલ, તથા મદકર છે, અને પ્રમેહ તથા મૂત્રકૃચ્છ્રની નાશક, બલકર, વ્રણનાશક અને કિંચિત્‌ દીપન છે. ત્રીજી એક **શિલાવલ્ક** નામની જાત છે, તે—શીતલ તથા સ્વાદુ છે, અને પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાવરોધ, પથરી, શૂલ, ક્ષય તથા પિત્તનો નાશ કરનારી છે. ચોથી એક **ક્ષુદ્રપાષાણભેદી** નામની જાત છે, તે—વ્રણ, મૂત્રકૃચ્છ્ર અને પથરીનો નાશ કરનારી છે. ઉપયોગ-**(૧) મૂત્રકૃચ્છ્ર પર:**—પાષાણભેદનાં મૂળીઆં, ગરમાળાનું મગજ, ધમાસો, બાળહરીતકી અને ગોખરૂનો કાઢો મધ નાંખી પીવો, એટલે તિડિક તથા આગથી યુક્ત મૂત્રકૃચ્છ્ર દૂર થાય છે; અથવા પાષાણભેદનાં મૂળીઆંનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં પાવું; કિંવા પાષાણભેદનાં મૂળીઆં, શિલાજિત, લીડીપીંપર અને એલચીદાણાનું ચૂર્ણ પાણીમાં અથવા ગોળમાં કિંવા ચોખાના ધોવરામણમાં આપવું. **(૨) પ્રમેહ ઉપર:**—પાષાણભેદનાં મૂળીઆંનું ચૂર્ણ મધમાં આપવું. **(૩) શુક્રાશ્મરી ઉપર:**—પાષાણભેદનો કાઢો પાવો. **(૪) મૂતરખડા ઉપર:**—પાષાણભેદનાં મૂળીઆંનો કાઢો, શિલાજિત અથવા સુરોખાર અને સાકર નાંખી પાવો. **(૫) અશ્મરી (પથરી) જન્ય મૂત્રકૃચ્છ્ર ઉપર:** પાષાણભેદનાં મૂળીઆંનો કાઢો પાવો. **(૬) દંતકૃમિ ઉપર:**—પાષાણભેદના ફળનો ધુમાડો દાંતને આપવો.

**૩૫૩. પાટલા:**—(મ૦ પાડળ. હિં૦ પાંડરી.) પાટલામાં **વેલ પાટલા અને વૃક્ષ પાટલા,** એ બે જાતિ છે. વેલ પાટલાના વેલા હોય છે, અને વૃક્ષ પાટલાનાં ઝાડ હોય છે. "**પાટલી, પાટલા, અમોઘા, મધુદૂતી, ફલેરૂહા, કૃષ્ણવંતા, કુબેરાક્ષી, કાલસ્થાલી, કાચસ્થાલી, અલિવલ્લભા, તામ્રપુષ્પી,** એ વેલ પાટલાનાં સંસ્કૃત નામ છે. **પાટલા, સીતા, મુષ્કક, મોક્ષક, ઘંટા પાટલિ, કાષ્ઠપાટલા,** એ **વૃક્ષ પાટલાનાં** અથવા **શ્વેત પાટલાનાં** નામ છે. વેલ પાટલાના વેલા વૃક્ષ ઉપર ચડેલા હોય છે, અને એનાં પાંત્રાં વાસનવેલનાં પાંત્રાં જેવાં હોય છે, પણ તે કરતાં મોટાં અને લાંબાં હોય છે. એને ફળનો ગુચ્છો આવે છે. જેવી વાસનવેલનાં પાંત્રાંના રસની ઘટ્ટ થેપલી બને છે, તેમજ વેલ પાટલીનાં પાંત્રાંના રસની પણ બને છે. પાટલાનાં ફળ ગોળ અને ન્હાના મોતી જેવડાં અને ધોળાં હોય છે. એ વેલનાં મૂળ વાસનવેલનાં મૂળ જેવાંજ કડવાં હોય છે. વૃક્ષ પાટલામાં પાંત્રાં બકુલીના પત્રાં જેવાં હોય છે. વેલ પાટલાને "મોટી તાનહીની" વેલ પણ કહે છે. **પાટલા:** રસકાળે કડવી, તીખી તથા ઉષ્ણ છે અને કફ, વાત, સોજો, આધ્માન, ઉલટી, ઉર્ધ્વરસ તથા સન્નિપાતનો નાશ કરનારી છે. બીજી **સિતપાટલિકા:**—(ધોળી પાટલા) નામની જાતિ છે, તે—કડવી, જડ તથા ઉષ્ણ છે; અને વાતદોષ, ઉલટી, ઉચકી, કફ, શ્રમ તથા તરસનો નાશ કરનારી છે. **વલ્લીપાટલા:** ઉષ્ણ છે, અને પિત્ત, રક્તદોષ, સોજો, અરોચક તથા વાયુનો નાશ કરે છે. **રક્તપાટલા:**—(તામ્રપુષ્પી—). કડવી, તીખી તથા ઉષ્ણ છે, અને કફ, વાયુ, સન્નિપાત, શ્વાસ, ઉલટી, તથા સોજાનો નાશ કરે છે. **ક્ષુદ્રશ્વેતપાટલા:**—સ્નિગ્ધ તથા વ્રણશોધક છે, અને કફ, વિષ, કોઢ તથા નાયટાની નાશક છે. **ભૂ પાટલા:** તીખી, ઉષ્ણ, બલકર તથા વીર્યવર્ધક છે, અને બીજા ગુણ રક્તપાટલા જેવાજ છે. **પાટલાનાં ફૂલ** તુરાં, સ્વાદુ, શીત તથા હૃદ્ય છે; અને કફ, રક્તદોષ, દાહ, પિત્ત તથા પિત્તાતિસારનો

એ છોડ થાય છે. એના ઉપર ફળ કિંવા બિયાં આવતાં નથી. આ પાંત્રાંનાં ભજીઆં ઘણાં સુસ્વાદ થાય છે. **ઉપયોગઃ—(૧) કરમ ઉપરઃ** એનાં પાંત્રાંનો રસ આપવો. **(૨) ભમરીના દંશ ઉપરઃ**—એનાં પાંત્રાં મસળી દંશ સ્થાને ચોળવાં એટલે જરા ચટકો લાગ્યા જેવું થઇ વેગ જલદી બંધ થાય છે.

**૩૫૭. પારસ પીંપળોઃ** સં૦ પારિસ, તૂલ. મ૦ પારસપિંપળ. હિં૦ ગજદંડ, પુરવસુ. મલા. બં૦ બંગરળી. તે૦ ગંગારબી. તા૦ પૂવરાચું. મલા૦ પૂરવાસુ. ફ૦ યલાસએલ્ય. ઈં૦ હિબિકસસ. લૅ૦ વીસથિસિયા પૉપલનિયા.

આ એક પીંપળા જેવું ઝાડ છે, એનાં કોકણ પ્રાંતમાં "અષ્ટ" "ભણેર" "કડેપાઈર" એવાં નામ છે. એનાં પાંત્રાં પીંપળાનાં પાંત્રાં જેવાં ને તે કરતાં મોટાં હોય છે. એને ધોળો રસ (દૂધ) આવે છે. એ ઝાડ ડુંગરાળ પ્રદેશમાં થાય છે. એના ગુણ પીંપર જેવા છે. એને ભીંડીના છોડના જેવાં ફળ આવે છે. **ઉપયોગઃ—(૧) ગુમડા આંહેના કૃમિ (જીવડા) મરવા માટેઃ** પારસ પીંપળાનું દૂધ ચોપડવું. **(૨) મણ્યારીના** (સર્પની એક જાતિ છે તેના) **વિષ ઉપરઃ** પારસ પીંપળાની છાલનો રસ અર્ધા તોલાથી એક તોલા સુધી પાવો. **(૩) શ્વાસ ઉપરઃ** પારસ પીંપળાના દૂધમાં મરી અને હળદર અથવા બહેડાંનું ચૂર્ણ નાંખી બે ચણોઠીભારની ગોળીઓ કરી ખાવી. ગોળી ખાધા પછી કેટલીક વારે ઉલટી થઈ કફ પડે છે. ઉતાર ઘી અને ભાત. **(૪) કફરોગ ઉપરઃ** પારસ પીંપળાનો રસ શક્તિ પ્રમાણે બાળકને ત્રણ ટીપાં પર્યંત ગોળમાં કાલવી આપવો, એટલે કફ પાતળો થઈ પડે છે. **(૫) આધાશીશી ઉપરઃ** પારસ પીંપળાનાં ફળ પાણીમાં ઘસી તેનું નસ્ય આપવું.

**૩૫૮. પાલખ (ભાજી):** સં૦ મધુસૂદની. ક૦ પાલકય. હિં૦ બં૦ પાલેક. મ૦ પાલખ. ફા૦ ઇસ્પનાખ. લૅ૦ સ્પાઇનેસિયા ઓલેરિયા. ઈં૦ સ્પાઇનેજ.)

આ ભાજીનો છોડ વેંતભર વધે છે, એનાં પાંત્રાં ઘણાં કોમળ અને પાતળાં હોય છે. પાલખનાં પાંત્રાંને થોડા કાત્રા હોય છે. હિંદુસ્થાનમાં એની ઉત્પત્તિ ઘણી છે. પાલખનું શાક સારૂં થાય છે. **પાલખઃ**—કિંચિત્ તીખું, મધુર, પથ્થકર, શીતળ, રૂક્ષ, ખારૂં, વાતલ, ગ્રાહક, ભેદક, તર્પણ, પિત્ત, ગુરૂ, વિષ્ટંભકારક તથા સ્વાદુ છે; અને રક્તપિત્ત, મદ, શ્વાસ, તથા વિષદોષનો નાશ કરે છે.

**૩૫૯. પારિજાતકઃ**—(સં૦ મ૦ પારિજાતક. હિં૦ હારસીંગાર.) એ ઝાડ ઘણું મોટું હોતું નથી. એને ગોળ બિયાં આવે છે. પારિજાતકનાં ફૂલ ઘણાંજ સુકુમાર હોય છે. એ ફૂલ ઘણાં સુવાસિક છે. ઝાડ હલાવીએ એટલે એનાં ફૂલ નીચે ગરી પડે છે. પારિજાતકનાં ફૂલનો દૂરથી પવન સાથે વાસ આવે છે ત્યારે તે મનને ઘણું જ આનંદિત કરે છે. **ઉપયોગઃ—(૧) કોદરાના વિષ ઉપરઃ** પારિજાતકનાં પાંત્રાંનો રસ કાઢી ઢોરને પાઇ દેવો એટલે કોદરાનું વિષ ઉતરે છે. **(૨) માથામાં ઉંદરી થઇ હોય તે ઉપરઃ**—પારિજાતકનાં પાંત્રાં અને નાચણીનો લોટ એકત્ર વાટી ચોપડવો, અને દહીંમાં સોનાગેરૂ ઘસી પાવો. અથવા પારિજાતકનાં પાંત્રાં દૂધમાં વાટી લેપ કરવો. **(૩) ગડગુમડ ઉપરઃ** પારિજાતકનાં પાંત્રાં, વાંસનાં પાંત્રાં અને ખેરેતીનાં પાંત્રાંને ભેગાં વાટી સાત દિવસ સુધી લેપ કરવો. **(૪) ઉદકમેહ ઉપરઃ**—પારિજાતકની અંતર છાલનો અષ્ટમાંશ કાઢો પાવો. **(૫) ખોડા ઉપરઃ** પારિજાતકનાં બિયાં વાટી લેપ કરવો. **(૬) સર્પદંશ ઉપરઃ**—પારિજાતકનાં પાંત્રાંનો અગર છાલનો રસ કાઢી પાવો.

**૩૬૦. પાંડેરેવો (પારિભદ્ર):** સં૦ રક્તકેસર, પારિભદ્ર. મ૦ પાંગારા. કો૦ પારિંગા. હિં૦ ફરહરદ, જલનીમ. બં૦ પાલિદામાર. ક૦ હાલીવાળ, પોંગારા. તા૦ કલ્યાણુરૂક્ક. તુ૦ પોંગારેહ. મલા૦ મુળમુરાક્કા. તે૦ મુળમોતિચેટુ. લૅ૦ એરીથ્રીનાઇંડીકા.

એ ઝાડ મોટાં થાય છે. એમાં ધોળી અને રાતી, એવી બે જાત છે. ધોળી જાત કવચિત્ જણાય છે. એનું લાકડું ઘણું હલકું હોય છે. એ ઝાડપર કાંટા આવે છે, માટે તેની વાડ કરે છે. એના લોકઠાંની સાંગડ કરી તે ઉપર તરવા શીખનારા તરતાં શીખે છે. એ લાકડાંનાં તરવારનાં મ્યાન અને બાળકને માટે રમકડાં વગેરે ઘણી જણસો થાય છે. ધોળો પારિભદ્ર ગુણમાં સારો છે. **પારિભદ્રઃ**—તીખો, ઉષ્ણ, પથ્ય

આપવી. (૭) **પેટમાં કોઇ પણ આજારની ગાંઠ હોય તો તે ઉપર:**—ભોરિંગણી મૂળીઆ સહિત સૂકવવી. પછી તેની ભૂકી કરી ગરમ પાણીમાં એક પૈસાભાર પ્રમાણે દિવસમાં બે વાર દિવસ આપવી. (૮) **ભાર ઉપર:**—ભોરિંગણી અને ડોડીનો કાઢો કરી તેમા સચોરો નાંખી કાઢે પાવો. (૯) **શ્વાસ-કાસાદિક ઉપર:**—ભોરિંગણી, ગળો, સુંઠ અને અજમાનો કાઢો, પીંપરનું ચૂર્ણ નાંખી પાવો; એટલે શ્વાસ, કાસ, અર્દિત વાયુ (મ્હોં વાંકુ થવું તે), સળેકમ, અરૂચિ, સ્વરભંગ, શ્વ અને જીર્ણજવર દૂર થાય છે. (૧૦) **કાનમાં કૃમિ (કીડા) થયા હોય તે ઉપર:**—ભોરિંગણી ફળ ચીરી અંગારાપર નાંખવાં અને જે ધુણી નીકળે તેને નળી લગાડી કાનમાં ઘાલવી. જેથી કૃમિ બહાર આવે છે. (૧૧) **અજીર્ણ જ્વર ઉપર:**—ભોરિંગણી અને પિત્તપાપડાનો અષ્ટમાંશ કાઢો કરી પાવો. (૧૨) **જીર્ણજવર ઉપર:**—ભોરિંગણીના મૂળીઆં, સુંઠ તથા ગળોનો કાઢો મધ અને પીંપર નાખી પાવો. (૧૩) **મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત ઉપર:**—ભોરિંગણીનો સ્વરસ મધમાં આપવો. (૧૪) **શ્વાસ ઉપર:**—ભોરિંગણી, જીરૂં અને આવળકંટીનુ ચૂર્ણ મધમાં આપવું, એટલે ઉર્ધ્વ, મહા અને તમક, શ્વાસ ક્ષણમાં દૂર થશે. (૧૫) **કુતરાના વિષ ઉપર:**—ભોરિંગણીનો રસ ઘી નાંખી પાવો.

૪૦૧. **બેહેડકળ:**—(સં૦ સ્વાદુકંટક. મ૦ વેહકળ. હિં૦ ગલગોટી) એ કરમદી જેવું કાંટાવાળુ ઝાડ છે. એ માથોડું દોઢ માંથોડું ઉંચુ વધે છે., એને બારિક અને પીળાં ફૂલ આવે છે. એના કાંટા ચાર આંગળ લાંબા હોય છે. **બેહેડકળ:**—ખાટું, મધુર, પાકવખતે અતિ મધુર, લઘુ, દીપન તથા પાચન છે; અને કાવીળ તથા પિત્તનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ધાતુપુષ્ટિ ઉપર:**—બેહેડકળીનાં પાન સવારે ચાવી ખાવાં એટલે ધાતુપુષ્ટિ થાય છે.

૪૦૨. **બોરડી:**—સં૦ બદરી. મ૦ બોર. હિં૦ બેર. બં૦ કુલ, યળચે, બોગરી. તૈ૦ રેગુચેટ્ટુ. તા૦ ઇલડે, કલ્લારી નુ૦ બોગરી. મલા૦ ઇલાંટા, કોલ. ફા૦ કુનાર. અં૦ સીદરનબંક. લૅ૦ જીજીફસ. લા૦ ઝીઝીફસ્‌જીજુબા.

એ ઝાડ સર્વ દેશમાં થાય છે. એની ડાળીઓને કાંટા હોય છે. બોર એ ફળ સોપારી જેવડાં હોય છે. કાંકણીબોર, ચણીબોર ઇત્યાદિ બોરની ઘણી જાત છે. બોરડીના ઝાડ ઉપર ઉત્તમ લાખ આવે છે. બોરડીમાં એક નાની જાત છે તેને મહારાષ્ટ્રમા "બોરાટી" કહે છે, એનો વાડો કરવામાં ઉપયોગ થાય છે. **બોરડીનું ઝાડ:**—શીતલ, રૂક્ષ તથા કડવું છે, અને પિત્ત તથા કફનો નાશ કરે છે. **એનાં ફળ:**—મધુર, તુરાં તથા ખાટાં છે. **પાકાં ફળ:**—મધુર, ખાટાં, ઉષ્ણ, કફકારક, પાચન, લઘુ તથા રૂચિકર છે; અને અતિસાર, રક્તદોષ, શ્રમ તથા શોષનો નાશ કરે છે. **બોરડીના પાનનો લેપ:**—જ્વર, તથા દાહનો નાશ કરે છે. એની છાલનો લેપ વિસ્ફોટકનો નાશ કરે છે. એનાં બિયાંથી નેત્રરોગ શાંત થાય છે. **રાજ (મોટા) બોર:**—મધુર, શીતલ, વૃષ્ય, વીર્યવૃદ્ધિકર, સ્વાદુ, ગુરૂ, ગ્રાહક, લેખન, સ્નિગ્ધ, મલબંધક તથા આધ્માનકારક છે; અને દાહ, પિત્ત, વાયુ, શોષ તથા શ્રમનો નાશ કરે છે. **સૂકાં બોર:**—ભેદક, લઘુ તથા અગ્નિદીપક છે; અને કફ, વાયુ, તૃષા, પિત્ત તથા શ્રમનાં નાશક છે. કોલાપુર પ્રાંતમાં ભોયબોરડી (ભૂબોર) નામની જાત પ્રસિદ્ધ છે. **તેના ગુણ:**—મધુર, ખાટી, પથ્ય, દીપન, પાચક, કિંચિત્ રક્તપિત્તકારક તથા રૂચિકર છે; અને કફ તથા વાતની નાશક છે. **લઘુબદર (ઝીણાં બોર)**-મધુર તથા ખાટાં અને પાકેલાં હોય તો-સ્નિગ્ધ, કફ, વાતનાશ, રૂચિકર તથા જંતુકારક છે; અને કિંચિત્ પિત્ત, દાહ, કફ તથા વાતનો નાશ કરે છે. **બોરની અંદરનું મગજ:**—તુરૂં, મધુર, શુક્લ, બલપ્રદ તથા વૃષ્ય છે; અને કાસ, દમ, તૃષા, વાયુ, ઉલટી, દાહ તથા પિત્તનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) કેશ ખરી પડવા માંડે તો:**—બોરડીનાં પાન વાટી ચોપડવાં. (૨) **સ્વર ઉપર:**—બોરડીનાં મૂળીઆં મ્હોંમાં રાખવાં, અથવા બોરડીનાં પાન શેકી તેમાં સિંધવ નાખી ખાવાં. (૩) **રક્તાતિસાર ઉપર:**—બોરડીની છાલ દૂધમાં વાટી મધ નાંખી પાવી. (૪) **ભુખ લાગે છે તે ઉપર:**—બોરડીની કુંમળી કુંપળો અને જીરૂં એકત્ર કરી પાવું. (૫) **કંઠસર્પ ઉપર:**—વગડાઉ બોરડીની છાલ ઘસી બે વાર પાવી. (૬) **ભસ્મક રોગ ઉપર:**—બોરના બિયાંમાંની મજ્જા અથવા બોરડીની અંતરછાલ પાણીમાં વાટી પાવી. (૭) **શીતળા હલકા આવવા માટે:**—બોરડીના પાનનો રસ બેસના

દૂધમાં પાવો. (૮) **રક્તાતિસાર ઉપર:**—ખોરડીનાં મૂળીઆં અને તેલનો કલ્ક સમભાગે મેળવી ગાયના અથવા બકરીના દૂધમાં પાવાથી રક્તાતિસાર દૂર થાય છે. (૯) **રક્તક્ષય, ઉરોઘાત** (છાતીમાં દુખે છે તે) **અને ક્ષય ઉપર:**—ખોરડી અથવા પીંપળાની ૨ તોલા લાખ પાણીમાં વાટી તે કલ્કથી ચોગણા કોળાના રસમાં પાવો. (૧૦) **વીંછીના વિષ ઉપર:**—ખોરડીનાં પાન અને ઉંબરાનાં પાન બારિક વાટી ગોળી કરી દંશસ્થાને લગાવી પાટો બાંધવો. (૧૧) **ઉલટી ઉપર:**—બોરના બિયાંમાંની મજ્જા, ભાતની ધાણી, વડના અંકુર અને જેઠીમધનો કાઢો, મધ અને સાકર નાંખી પાવો.

૪૦૩. **બરૂ:**—(સં૦ વીરકાંડક.) એ નદીના કિંવા વહેળાના કીનારા ઉપર થાય છે. એને તોરા આવે છે. તેમાં એનાં બિયાં હોય છે. એમાં ધોળા અને કાળા એવી બે જાત છે. આ દેશમાં ફક્ત ધોળા બરૂની ઉત્પત્તિ થાય છે. બરૂની લેખણો ઉત્તમ થાય છે. પત્રાળું કરવામાં બરૂની સળીઓ આવે છે. **બરૂ:**—શીતળ, મધુર, રૂચિકર, તૃપ્તિકર, બલકર તથા વૃષ્ય છે; અને પિત્ત, દાહ, શ્રમ, શોષ તથા ક્ષયનો નાશ કરે છે.

૪૦૪. **બોળ (હીરાબોળ):**—સં૦ બોલવૃક્ષ. બં૦ ક૦ હિં૦ બોલ, ગંધરસ. મ૦ બોળ, રક્તાબોળ. તૈ૦ વાલિન્, ત્રાપોલમ્. તા૦ વેલ્લ ઇપ્પોલમ્. ઇં૦ માઇરહ.

બોળનાં ઝાડ મોટાં થાય છે. એ ઝાડને જે રસ આવે છે તેને "બોળ" કહે છે. બોળનાં ઝાડ અરબસ્તાન અને આફ્રિકાના પૂર્વ ભાગમાં ઘણાં થાય છે. હિંદુસ્તાનમાં પણ કેટલેક ઠેકાણે બોળનાં ઝાડ થાય છે. બોળમાં **ધોળો બોળ, કાળો બોળ** (એળિયો) અને **હીરાબોળ** એવા ત્રણ પ્રકાર છે. બાળંતબોળ કે ધોળાબોળ, એ સુવાવડીને અને તુરતની વીઆએલી ગાય વગેરેને કાથા સાથે આપે છે. કાળાબોળનો કેટલાક ઔષધોમાં ઉપયોગ થાય છે, અને રક્તબોળ એ શરીર ઉપરના જખમો ઉપર લેપ કરવાના કામમાં આવે છે. કાળોબોળ કિંવા એળીયો એ અતિશય કડવો છે. એને કડવો બોળ પણ કહે છે. **રક્ત બોળ:**—કડવો, તીખો, ઉષ્ણ, તુરો, મેધાકર, પાચન, અગ્નિદીપક, ગર્ભાશયને શુદ્ધ કરનાર, તથા સુગંધિવાળો છે; અને રક્તદોષ, કફ, પિત્ત, ત્રિદોષ, પ્રમેહ, પ્રદર (પેશાબમાં ધાતનું જવું.) અસ્મરી (પથરી), યોનિશૂળ, કોઢ, જ્વર (તાવ), અપસ્માર, સ્વેદ, રક્તાતિસાર, ચઢળાબા તથા પૌરૂષત્વનો નાશ કરે છે. **કાળો બોળ** (કુંવેરમાંથી થાય છે તે)—શીત, કડવો, ભેદક તથા રસશોધન છે; અને વાયુ, કફ, શૂળ, આધ્માન, ગુલ્મ તથા કૃમિદોષનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **દાદર ઉપર:**—કાળો બોળ ૧ તોલો તથા કબૂતરની હગાર ૧ તોલો, એનું ચૂર્ણ કરી એક શેર પાણીમાં એક દિવસ રાખવું, અને બીજે દિવસે ગજકર્ણ (દાદર) ઉપર પીછી વડે ચોપડવું. (૨) **પથરી ઉપર:**—કાળો બોળ બે ભાગ, મરી ૦। ભાગ, લવંગ ૦। ભાગ, ડીકામાલી ૦॥ ભાગ અને બદામ ૦॥ ભાગ લઇ પાણીમાં વાટી બોરના ઠળીઆ જેવડી ગોળી કરી ખવરાવવી. (૩) **બાળકોના પેટમાંના ભાર ઉપર:**—કાળો બોળ અને ડીકામાલી એકત્ર કરી દૂધમાં પાવી; કિંવા કાળો બોળ ગોમૂત્રમાં ઘસી ગરમ કરી નાભિસ્થાન બાદ કરી આખા પેટપર લેપ કરવો. તે સૂકાયા પછી પુનઃ બીજો લેપ ઉપરને ઉપર કરવો. એથી ફરી રેચ થઇ રોગ મલદ્વારે પડે છે. ઉતાર ઘી અને ભાત આપવાં. (૪) **ઠંડા પ્રમેહ ઉપર:**—ધોળો બોળ ૦। તોલો અને જૂનો ગોળ અર્ધો તોલો એકત્ર કરી તેની ત્રણ ગોળીઓ કરવી. પછી સવારે એક, બપોરે ભોજન પછી એક અને સાંજે સૂવાની વખતે એક એ પ્રમાણે ચૌદ અગર ૨૧ દિવસ ગોળીઓ ખવરાવવી. (૫) **દાઢ દુઃખતી હોય તો:**—રક્તબોળ અને ગુગળ ઘસી દાઢે લેપ કરવો. (૬) **ઋતુ પ્રાપ્ત થવા માટે:**—રક્તબોળ અને કાળાબોળનું એક માસો ચૂર્ણ પાણીમાં નાંખી પાવું. (૭) **રક્ત પ્રમેહ અને પ્રદર** (પેશાબમાં ધાતુનું વારંવાર જવું.) **ઉપર:**—રક્તબોળનું ૧ માસો ચૂર્ણ ચોખાના ધોવરામણમાં મધ નાંખી પાવું.

૪૦૫. **ભમરડીનો વેલો:**—(સં૦ ભૃંગાન્હા. મ૦ ભોંવરી.) વગડામાં ભમરડીના મોટા મોટા વેલા હોય છે, મૃગ નક્ષત્રનો વરસાદ પડવા લાગે એટલે એ વેલા જ્યાં ત્યાં થઇ વાડ ઉપર ચારે તરફ પ્રસરેલા હોય છે એને જાંબુવા રંગનાં ફૂલ આવે છે; અને પાન કટિકણગીનાં પાન જેવાં હોય છે. ફૂલમાંથી

આંગળ બે આંગળ લંબાઇનાં બીજાના જેવા તોરા આવી ઉપર સફેદ ભમરડો આવે છે. આ ભમરડો કાઢી નાખી તેના આગળ જે લીલા રંગના તોરા હોય છે તેનું શાક કરી ખાય છે. ધોળા ભમરડામાં ત્રણ કિંવા ચાર બિયાં હોય છે; એ ખાવાથી ઉપદ્રવ થાય છે માટે તે નાખી દે છે, બાળકો તે ભમરડામાં ઝીણા કાંટા ખોસી તેની ચકરડી કરી રમે છે. ભમરડીનો વેલો:—તીખો, ઉષ્ણ, કડવો, રૂચિકર તથા અગ્નિદીપક છે; અને કંઠરોગ તથા સર્વ દોષનો નાશક છે. ઉપયોગ:—(૧) માકડ નિર્મૂળ કરવા માટે:—ભમરડીના વેલાનું ટીપું નાખ્યું કે તરતજ માકડ મરે છે. અને એના વાસથી તરપડી તેનો લાગલોજ નાશ થાય છે. પલંગ વગેરેમાં માંકડ થયા હોય તો તેને આ રસ ચોળવો એટલે માંકડનો નાશ થાય છે. (૨) ફુરશાના વિષ ઉપર:—ભમરડીનાં મૂળીઆં માણસના મૂત્રમાં ઘસી પાવાં, અને દંશ ઉપર લેપ કરવો તેથી અસાધ્ય વિષ હશે તો પણ ત્રણ દિવસમાં ઉતરી જશે. બીજો પ્રકાર:—ગોમૂત્રમાં ભમરડીનાં મૂળીઆં ઘસી પાવાં, અને માણસના મૂત્રમાં ઘસી દંશ ઉપર ૭ દિવસ લેપ કરવો. (૩) વાળા ઉપર:—ભમરડીનાં પાન વાટી ઉપર બાંધવાં એટલે વાળો બહાર આવશે.

૪૦૬. ભારંગી:—સં० ભાર્ગી, ભારંગી. હિં० ક० ભારંધી. મ० ભારંગ. બં० બામુનહાટી. તા० કંડુભારમગી. મલા० ચરેટેકક. લા० કલેરાડેંડ્રૂન. સિરેટમ્.

ભારંગીનાં ઝાડ સુમારે એક માથોડું ઉંચાં હોય છે, અને તેનો વિસ્તાર બે હાથ પહોળાઇનો તથા પાન મહુડાનાં પાન જેવાં અને તેઓને બે બે આંગળને અંતરે કાત્રા હોય છે. ભારંગીના કુમળા પાનની ભાજી (શાક) કરે છે. એ પથ્ય છે. એને મરાઠીમાં "મોહુરાસત્રુરે" કહે છે. તેનો રંગ રાતો, ધોળો, જાંબુડો તથા આસમાની એમ ચિત્રવિચિત્ર હોય છે. તેનું શાક પણ સુંદર થાય છે. ભારંગી:—તીખી, કડવી તુરી, લઘુ, દીપન, પાચન, રૂક્ષ તથા ઉષ્ણ છે; અને ઉધરસ, દમ, સોજો, વ્રણ, કૃમિ, દાહ જ્વર, વાયુ, રક્તગુલ્મ, વાતજ્વર, હિચકી, ગુલ્મ, જ્વર, વાતરક્ત, ક્ષય તથા પીનસ કફ, વાયુ, અરૂચિ, અર્શ અને રાજયક્ષ્માનો નાશ કરે છે. એનાં પાન:—તાવ, દાહ, ઉચકી (હેડકી) તથા દોષત્રયનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) શ્વાસ ઉપર:—ભારંગીનાં મૂળીઆં અને સુંઠનો કાઢો પાવો અથવા એનું ચૂર્ણ આદાના રસમાં સાકર નાંખી પાવું, એટલે ભારે શ્વાસનો પણ નાશ થશે. (૨) ઘોણુસ (સર્પની એક જાત છે તે) ના વિષ ઉપર:—ભારંગીનાં મૂળીઆં પાણીમાં ઘસી પાવાં. (૩) ઉંદરના વિષ ઉપર:—ભારંગીનાં મૂળીઆં પાણીમાં આશરે પાશેર ઘસી પાવાં, અને શરીરે પણ ચોળવાં, જો તે ચઢે તો ગાયનું તાજું પાશેર દૂધ પાવું. પથ્ય કળથી, અલૂણી અને ભાત ૭ દિવસ. (૪) અંડવૃદ્ધિ અને ગંડમાળા ઉપર:—ભારંગીનાં મૂળીઆં ચોખાના ધોવરામણમાં ઘસી લેપ કરવો. (૫) સર્પ દંશ ઉપર:—ભારંગીનાં અને અરીઠાનાં પાનનો રસ કાઢી તેમાં અરીઠા ઘસી બબે ઘડીના અંતરે પાવો. ઉનાર ઘી અને ભાત. (૬) આગંતુક મસ્તકશુળ ઉપર:—ભારંગીના તાજાં મૂળીઆં ગરમ પાણીમાં ઘસી આખા મસ્તકે લેપ કરવો, અને તાળવા ઉપર ચોળવાં. (૭) કાનમાં વ્રણ થયું હોય તે ઉપર:—ભારંગીનાં મૂળીઆં મધમા ઘસી કાનમાં તેનું ટીપું પાડવું. (૮) ગર્ભિણીના શ્વાસ કાસ ઉપર:—ભારંગીનાં મૂળીઆ સુંઠ તથા પીપરનું ચૂર્ણ જૂના ગોળમાં અથવા મધમા આપવું. (૯) હેડકી ઉપર:—ભારંગીનાં મૂળીઆનું ચૂર્ણ સાકરના પાકમાં આપવું. (૧૦) પ્રસૂતિના મસ્તક શૂળ ઉપર:—ભારંગીનાં મૂળીઆં અને અનંતનાં મૂળીઆં, એ બન્ને લીલાં લાવી ગરમ પાણીમાં ચંદનની પેઠે ઘસી માથે, બે આંખો અને ડોક ઉપર લેપ કરવો. (૧૧) કૃમિ ઉપર:—ભારંગીના પાનની ભાજી બાફી, તેનું પાણી પાવું.

૪૦૭. ભાંગરો:—સં० માર્કવ, ભૃંગીરાજ. મ० માકા. હિં० ભાંગરા—ડા. બં० ભીમરાજ. ક० ગરક, કાડી, ગેરગુ. તે० ગુંટકન, ગરચેટુ. તા० કરીશક્લ કન્ની. મલા० કુન્નન્નિ ઔ० કલાકે. ગો० કાજલમનુ. ફા० જમર્દર. સ० હજીજ. ઇં० ટેલિંગ ઇકલીપ્ટા. લા० ઇકલીપ્ટા. પ્રોસ્ટ્રેટા.

ખેતરમા અને પાણીવાળી જમીનમા એના રોપા થાય છે. એ વેંત બે વેંત લાંબા અને જમીન ઉપર પ્રસરેલા હોય છે. એને બારિક અને લાંબા પાન આવે છે. ભીનાશવાળી જમીન ઉપર ભાંગરાનાં ઝાડ બારે માસ રહે છે. ભાંગરો વાતહારક છે, કોંકણમા શ્રાદ્ધપક્ષમાં તેનું રાયતું કરે છે. ભાંગરામાં કાળો

ભાંગરો કરીને એક જાત છે. એને કાળાં ફૂલ આવે છે. એ ઝાડ ક્વચિતજ નજરે પડે છે. એ ગુણોમાં શ્રેષ્ઠ છે. **ભાંગરો:**—આંખોને હિતાવહ, કડવો, ઉષ્ણ, કેશોને કાળાશ આપનાર, વૃદ્ધિ કરનાર, ત્વચાને હિતાવહ, રૂક્ષ, તીક્ષ્ણ, દાંતને હિતાવહ, મેધાકારક તથા રસાયન છે; અને કફ, સોજો, વિષ, કામોત્પત્તિ, અંડવૃદ્ધિ, શિરોરોગ, નેત્રરોગ, વાયુ, ઉધરસ, દમ, કોઢ, કૃમિ, આમદોષ, પાંડુ, હૃદ્રોગ, ત્વગ્રોગ તથા કંડૂ (ખરજ)નો નાશ કરે છે. **લીલો ભાંગરો:**—ઉષ્ણ, પાકકાળે તીક્ષ્ણ, તીખો તથા રસાયન છે; અને કૃમિ, વાયુ, તથા કફનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **ઉપદંશ વ્રણની શુદ્ધિ થવા માટે:**—ભાંગરાના રસવડે અથવા ભાંગરો અને જાઇના પાનનો રસ એકત્ર કરી તે વડે ગુમડું ધોવું. (૨) **સૂર્યાવર્ત અને આધાશીશી ઉપર:**—ભાંગરાનો રસ અને બકરીનું દૂધ સમભાગે તડકામાં ગરમ કરી નાકમાં નાખવું; અથવા ભાંગરાના રસમાં મરી વાટી બેવાર લેપ કરવો. (૩) **બાળકની શરદી ઉપર:**—બાળકને જન્મતાંજ કફનો દોર ગળામાં થયેલો હોય છે. ગળું ઘુરઘુરે છે, તેને ભાંગરાનો અંગરસ બે ટીપાં કાઢી તેમાં ચોગણું મધ નાંખી તે મિશ્રણ આંગળી વડે બાળકના તાળવામાં પહોંચાડતાંજ સર્વ કફ નીકળી પડે છે; અને બાળક હુંશિયાર થાય છે. એ વિષે સોયાણીએ સાવધાની રાખવી જોઇએ. (૪) **ધનુર્વાત ઉપર:**—ભાંગરાનો રસ ૧ તોલો, તુંબડીનો રસ ૦૧ તોલો, આદાનો રસ ૨ તોલા, કાત્રે નગોડનો રસ ૧ તોલો, અગથીયાના પાનનો રસ ૩ તોલા, એ પ્રમાણે બધા રસ એકત્ર કરી તેમાં નાળીએરનો અંગરસ ચોગણો નાંખવો; અને થોડા ચોખા નાંખી ખીર કરવી, અને ગોળ નાખી શક્તિ પ્રમાણે એ ખીર દરરોજ બે વાર આપવી, અથવા ઘીમાં શેકલી ડુંગળી ખાવા આપવી. (૫) **કમળી ઉપર:**—ભાંગરાના રસમાં મરીની ભૂકી ૬ માસા નાંખી તે દહીં સાથે ૭ દિવસ પાંવો. (૬) **બાળકના પેટમાંના ભાર ઉપર:**—ભાંગરાનો રસ, અને ઘી એકત્ર કરી ૭ દિવસ પાવું. (૭) **શરીરે પારો ફુટી નીકળે તે ઉપર:**—ભાંગરાનો રસ, અગથીયાનો રસ અને સુરોખાર વાટી છાશમાં મેળવી તે છાશ ૪ તોલા પાંવી, એટલે મૂત્રમાર્ગે પારો નીકળી જાય છે. (૮) **સોજા ઉપર:**—ભાંગરાના રસમાં મરીની ભૂકી નાખી તે રસ પાવો; અને અંગે પણ ચોળવો. (૯) **મોડશી (કૉલેરા) ઉપર:**—ભાંગરાના રસમાં સિંધવ નાખી પાવો. મોટા માણસને અધોળ રસ પાવો. (૧૦) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—વ્રણ (ગુમડું) સારૂં થવા લાગ્યા પછી તે જગાએ બે ત્રણવાર ભાંગરાનો અને કાળી તુળસીના પાનનો રસ ચોપડતાં જવું, એટલે તે જગા ઉપર કોઢ જેવો ધોળો ડાઘ ન પડતાં ખાસ અંગ જેવો વર્ણ થાય છે. (૧૧) **મેદો રોગ ઉપર:**—દરરોજ રાત્રે સૂતી વેળાએ ભાંગરાનો અંગરસ સર્વાંગે ચોળી જીરવવો તથા ઉંઘવું, એ પ્રમાણે સતત્ ૭ મહિના સુધી કરવાથી અતિશય વધેલા મેદ તથા મેદના યોગે શરીરમાં ઠેકાણે ઠેકાણે થયેલી ગાંઠોનો નાશ કરે છે. (૧૨) **મુખપાક ઉપર:**—ભાંગરાનાં પાન અર્ધો તોલો લેઇ તંબાકુની પેઠે વારંવાર ચાવી મ્હોંમાં રાખવાં અને થુકતાં જવું. (૧૩) **અગ્નિમાંદ્ય, વિષ્ટંભ અને પાંડુરોગ ઉપર:**—મૂળીઆં સહિત ભાંગરો છાયામાં સૂકવી, તેનું ચૂર્ણ; અને એ સર્વના જેટલી સાકર એકત્ર કરી તે ચાર તોલા સુધી અનુપાન સાથે આપવું. (૧૪) **સ્વરભેદ ઉપર:**—ભાંગરાનો રસ અને ઘી એકત્ર કરી રસ ઉકાળી ગાળી તે પાવું.

**૪૦૮. ભીંડી:**—સં૦ અંબળા. કો૦ ભેંડા. મ૦ અંબાડી, ભેંડી. હિં૦ ભીંડી. ક. તુ. બેંડેકાયી. તા૦ મલા૦ બેંડા તૈ૦ બેંડાકાયા. ફા૦ બાબીયા. અ૦ ઈં૦ એસ્કયુલેંટ. લા૦ હિબિ યુસ્ એસ્કયુલેંટ્સ.

ભીંડી આ દેશમાં ઘણી થાય છે. ભીંડીનાં ઝાડ ચાર પાંચ હાથ ઉંચાં હોય છે. એ સીધાં વધે છે. કુમળાં હોય ત્યારે એનાં પાનની ભાજી કરે છે. એના બિયાંનું તેલ નીકળે છે. એ તેલ કરડી અથવા સોયમગની સહાયથી કાઢે છે. ઝાડ સૂકાયા પછી તેને ભીંજવી રાખી તે ઉપરની છાલ કાઢી લે છે. તેના ગુણપાટ, દોરડાં; અને કાગળ વગેરે અનેક વસ્તુઓ થાય છે. ભીંડીનું સ્વતંત્ર ખેતર કોઇ ખેડતું નથી. દુકાળ વખતે ગરિબ લોક ભીંડીના રોટલા ઉપર ગુજરાન ચલાવે છે. એમાં એક બીજી જાતની ભીંડી થાય છે. તેને "વિલાયતી ભીંડી" કહે છે. એના ઉપર જે ફળ આવે છે, તેના ઉપર રાતા રંગની છાલ હોય છે; અને આમલી જેવી જરાક ખાટી હોવાથી, તે સૂકવી રાખી ઉપયોગમાં લે છે. એ [ ] શામક છે. ભીંડીનાં સળેખડાં, ગંધકનું પાણી કરી તેમાં બોળે છે; અને દીવતા સળગાવવાના

ઉપયોગ કરે છે. ભીંડી:—તુરી, ખાટી, મધુર, અગ્નિદીપક અને કંઠને હિતાવહ છે; તથા કફ, વાયુરોગ, સળેકમ, અરૂચિ અને પકવાતિસારનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) પિતાંશ ઉપર:—રાતી (વિલાયતી) ભીંડીનાં ફળ પાણીમાં બારી, તે પાણીમાં મરીની ભૂકી, હીંગ અને ગોળ નાખી તે પાણી પાવું. (૨) માથાના ખોડા ઉપર:—ભીંડીના પાનનાં રસમાં આમલસારો ગંધક ખરલ કરી તે ચોપડવો. (૩) હાથને બળતરા થતી હોય તે ઉપર:—ભીંડીના પાનમાં મીઠું નાંખી તેને બાફવાં; અને ૭ દીવસ હાથ ઉપર ગરમ બાધવાં. (૪) તેલથી થએલા અજીર્ણ ઉપર:—ભીંડીની ભાજીમાં ચોખા નાખી બાફીને ખાવી. (૫) ઢોરોને દૂધ વધવા માટે:—ભીંડી ભરડી બાફીને તેમાં તેલ, ગોળ નાખી દરરોજ ઢોરને ખવરાવવાથી દૂધ વધારે આવે છે.

૪૦૯. ભીલામો:—સં૦ ભલ્લાતક. મ૦ બીમા. હિં૦ ભીલાવાં. મા. બં૦ ભેલા. તા૦ કેગોટેમારૂ. તુ૦ તેરેમારા. મ૦ ચેરમારા. ક૦ ગેરૂયારૂ. તૈ૦ નાલ્લજીડી. ફા૦ બિલાદુર. અ૦ હબુલકલ્બ. ઈં૦ માર્કીંગનટ્. લા૦ સેમીકાર્પસ એનેકાર્ડીયમ્.

એ ઝાડ મોટું થાય છે. એનાં પાન કુંભાનાં પાન જેવાં હોય છે. એને કાજુ જેવાં જીંડવા આવે છે; તે ઉપર બિયાં પણ તેવાંજ આવે છે, તેજ બિલામો. બિલામાનાં જીંડવાં પાકે એટલે ખાવાના ઉપયોગમાં આવે છે; તેને સૂકવી રાખે છે. બિલામામાંથી જે બિયાં નીકળે છે તેને મરાઠીમાં "ગોડબી" કહે છે. એ ગોડબી પૌષ્ટિક, વાયુહારક અને દાંતને મજબૂતી આપનાર છે. બિલામો એ આ દેશમાં જાણીતી ઔષધી મનાયેલી છે. વાયુના યોગે અંગ પકડાઇ જાય કિંવા કાંઈ દુઃખવા લાગે અગર ઠેસ લાગે તો બિલામો બાંધે છે; તેથી સણકા તુરતજ નાશ પામે છે. દમણ, સુરત, એ ઠેકાણે જે ખારવા લોક રહે છે તે તો કોઇ પણ રોગ થયો કે તુરતજ ભીલામો ઉપયોગમાં લે છે. ભીલામો એ એક "ફોલ્લો" ઉત્પન્ન કરનારૂં પણ ઔષધ છે. ભીલામાનું ઝાડ:—કડવું, તીખુ, તુરૂં, ઉષ્ણ, શુક્રકર, મધુર તથા લઘુ છે; અને કફ, વાયુ, કૃમિ, અર્શ, ઉદર, આનાહ, મેહ, દર્શ, સંગ્રહણી, કોઢ, ધોળો કોઢ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, વ્રણ–વિકાર, રક્ત–વિકાર, તથા તાવનો નાશ કરે છે. એનાં ફળ (ભિલામા):—તુરાં, ધાતુપ્રદ, વૃષ્ય, બલપ્રદ, લઘુ, મધુર, ઉષ્ણ, પાચક, સ્નિગ્ધ, અગ્નિવર્ધક, તીક્ષ્ણ, છેદક, ભેદક તથા મેધાકર છે; અને કફ, વ્રણ, શ્વાસ, શ્રમ, આનાહ, આધ્માન, સંગ્રહણી, મલબદ્ધતા, કૃમિ, શૂળ, ઉદર, અર્શ, કોઢ, જ્વર, શોફ, ગુલ્મ, તથા રક્તપિત્તનો નાશ કરે છે. એના ફળની છાલ:—મધુર, સ્નિગ્ધ, રસ વખતે તીખી, લઘુ, તીક્ષ્ણ, ભેદક, ઉષ્ણ, છેદક, દીપન તથા મેધાકર છે; અને વાયુ, કોઢ, વ્રણ, ઉદર, કફ, અર્શ, સંગ્રહણી, ગુલ્મ, સોજો, આનાહ, જ્વર તથા કૃમિનો નાશ કરે છે. એનાં બિયાં:—મધુર, બ્રહણ, વૃષ્ય, દીપન તથા તર્પણ છે; અને શોષ, અરૂચિ, દાહ, પિત્ત તથા વાયુનો નાશ કરે છે. એનાં ફળનાં જીંડવાં:—સ્વાદુ, કેશ્ય, અગ્નિદીપક અને પિત્તનાશક છે. નદીભલ્લાતક:—(પાણભીલામી) કડવી, તુરી, મધુર, શીત, ગ્રાહક તથા વાતકર છે, અને રક્તપિત્ત, વ્રણ તથા કફનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) કૃમિ ઉપર:—ભીલામો દહીં સાથે કિંવા આમલી સાથે ખાવો અથવા તેનાં ફળ રોજ ખાવાં. (૨) મૂળ વ્યાધિ ઉપર:—ગાયના એક માસના જૂના ઘીમાં જોઇએ એટલો ભીલામો ઘસી રાત્રે સુઇ રહેતી વેળાએ ગુદાની અંદરના ભાગમાં જાય એવી રીતે લેપ કરી દેવતાથી વ્રણયોને તાપ ન લાગે એવી રીતે એક કલાક સુધી શેકવું. એટલે દરેક ઝાડાને વખતે થતો રક્તપ્રવાહ બીજે દિવસે બંધ થશે; અને સણકા મટી રાત્રે નિદ્રા સારી આવે છે. (૩) ભિલામો લાગવાથી ફોલ્લો ઉઠે છે તે ઉપર:—તલ વાટી તેમાં કાળી માટી નાંખી અથવા માખણમાં તલ વાટી લેપ કરવો; અથવા જેઠીમધ, તલ, માખણ, દૂધ, એકત્ર કરી લેપ કરવો; અથવા અર્જુન ઝાડની છાલ અને પાનડી કચરી તે અથવા કોપરાનું તેલ ચોપડવું; અથવા અખરોડના મગજનો લેપ કરવો; અથવા જેઠીમધ, નાગરમોથ અને કોઠીનાં પાનનો લેપ કરવો, અથવા કોકમ વાટી ચોપડવી; અથવા ગોમેતીના પાનનો રસ એક બે વાર ચોપડવો; અથવા મલાઈ ચોપડવી; અથવા ટોપરૂં ઘસી ચોપડવું, અથવા બદામ ઘસી ચોપડવી; અથવા સરસવ, તાંદળજો અને માખણનો લેપ કરવો; અથવા તાજો ચુનો અને માખણ એકત્ર કરી ચોપડવું; અથવા ગરી પડેલાં કુમળાં નાળીએરના પાણીમાં ટોપરૂં ઘસી ચોપડવું; અથવા કુવાડીઆના પાનનો રસ ચોપડવો; અથવા ગોપીચંદન ઘસી

ચોપડવું.(૪) **જંતુ ઉપર:**—બિલામાનો નાનો કકડો દૂધમાં કઢવી તે દૂધ પાવું. (૫) **કાખમાંજરી** (બાંબલાઇ) **ઉપર:**—બીલામાની કુલી કરવી એટલે મટી જાય છે. (૬) **બદ ઉપર:**—ચુનો અને બિલામો એકત્ર ખરલ કરી તેની પટી લગાવવી. (૭) **ગંડમાલા ઉપર:**—બીલામો અને હીરાકસી આકડાના દૂધમાં ઘસી લેપ કરવો. (૮) **પડજીભ અને ઉધરસ ઉપર:**—ચોખું દૂધ પાશેર લઇ બીલામો દીવા ઉપર ધરવો, અને તે બળવા લાગે એટલે તેમાંથી જે તેલનું ટીપું પડે તે દૂધમાં પાડી, તે દૂધ પ્રાશન કરવું. (૯) **અર્ધશીશી (આદાશીશી) ઉપર:**—બીલામાનું તેલ બારિક સળીપર લેઇ જે બાજુનું કપાળ દુઃખતું હોય, તેથી બીજી બાજુની આંખના નાકા પાસેના ખુણામાં, જ્યાં રાતી જગા હોય છે તે જગા ઉપર ટીપું પાડવું, તેથી કાંઇક આંખમાં ચરચરે છે, અને તેલનો અંશ જઇ પાણી બહાર આવે છે. તેમાંના તેલનો અંશ બહાર અડકે નહિ માટે આંખોમાં તેલ પાડતાંજ બહારની બાજુએ ઘી ચોપડવું. એ પ્રમાણે સવારે ત્રણ દિવસ કરવું. એટલે આદાશીશીનો નાશ થાય છે; અને પુનઃ કાદ યતી નથી. (૧૦) **સોજા ઉપર:**—બીલામો ઘસી લેપ કરવો. (૧૧) **ગુમડું પાકવા માટે:**—સાબુમાં બીલામાનું તેલ નાંખી લેપ કરવો. (૧૨) **વેળ ઉપર:**—કાથો અને ગોળમાં બીલામાનું તેલ નાંખી ઉપર ચોપડવું; અને તે ઉપર ચુનો ઘસવો એટલે વેળ બેસી જઇ મટી જાય છે. (૧૩) **કાનમાંથી પરૂ વહે છે તે ઉપર:**—બે ચીંચોડા જેટલું માંખણ પાન ઉપર મૂકી તે ઉપર બીલામાના તેલનાં ઘણાંજ ટીપાં પાડવાં; અને તે માખણ પાતળું કરી રૂવડે કાનમાં પાડવું. તે પ્રમાણે ૭ દિવસ લગાવવું. (૧૪) **જીભ કાળી થઇ જાય છે તે ઉપર:**—માખણમાં બીલામો નાંખી કઢવીને તે ઘી ચોળવું. (૧૫) **પડજીભને માટે:**—દૂધમાં બીલામાનાં ફૂલ પાડી તે દૂધ પાવું. (૧૬). **તીડીક-પરમા (પ્રમેહ) ઉપર:**—ગાયના તાજા દૂધમાં બીલામો ઘસી તે દૂધ ૭ દિવસ પાવું. (૧૭) **કવલુ, પથરી ઇત્યાદિ ઉપર ડામ દેવો હોય તો:**—બીલામો મારવો અને ઉપર ઠંડુ પાણી રેડવું. એટલે બીલામો લાગી ફોલ્લો આવશે. પછી માખણ ચોપડી પાટો બાંધવો, એટલે વહેવા લાગશે. (૧૮) **ઠંડીથી અંગે સણકા થતા હોય તે ઉપર:**—બીલામાનું તેલ ચોપડી ઉપર ચુનો ચોપડવો એટલે તે ઠેકાણાની શરદી નીકળશે; અને બીલામો પણ ઉઠશે નહિ. (૧૯) **જીવ્હાસ્તંભ, બુદ્ધિજાડય, અને મૂકત્વ ઉપર:**—બીલામાનો ચતુર્થાંશ કાઢો કરી તેમાં સાકર, ઘી અને દૂધ એક તોલો; અને મરીની ભૂકી ૩ માસા નાખી પાવો. (૨૦) **સીંદુર ખાવામાં આવ્યાથી ગળું બેસી જાય છે તે ઉપર:**—પાનમાં ચતુર્થાંશ બીલામો સવાર સાંજ ખાવો. (૨૧) **ખરજવા ઉપર:**—બીલામો અને રાળ તેલમાં કઢવી તે તેલ ચોપડવું. (૨૨) **ખોડા અને ચાઠાં ઉપર:**—બીલામો તેલમાં ઘસી ચોપડવો. (૨૩) **પગ ફાટે તે ઉપર:**—બીલામો અને રાળ તેલમાં કઢવી તે મલમ ચોપડવો. (૨૪) **આંખો દુઃખવા આવશે એવું જણાય તે વખતે કરવાનો ઉપાય:**—સોઇની ટોચ ઉપર બીલામાનું તેલ લેઇ, નાક ઉપરની આંખની બાજુના ખુણામાં તેનું ટીપું પાડવું; અથવા બન્ને આંખો ઉપર બીલામાનાં બારિક ફૂલ ઘાલવાં; અથવા ઘીમાં બીલામો ઘસી તેનું અંજન કરવું. આથી આંખમાંથી પાણી નીકળવાથી બીલામો બાહેર લાગે નહિ માટે બાહેરના ભાગ ઉપર કિંચિત્ ઘી ચોપડવું. (૨૫) **ભાર ઉપર:**—નાભીના ઉપર ત્રણ આંગળ જગા રાખી બીલામાનું ફૂલ કાઢવું; અને દુંટીની બન્ને બાજુએ અઢી અઢી આંગળને અંતરે બે ફૂલ કરવાં. બીલામો ઉઠવા માટે કેળનાં પાનને એરંડીયું તેલ ચોપડી ઉપર બાંધવું. (૨૬) **અંડવૃદ્ધિ ઉપર:**—બીલામો અને હળદર એકત્ર ઘસી તેનો લેપ કરવો; અને છાંણાના દેવતાથી શેક કરવો. (૨૭) **મૂર્ચ્છા ઉપર:**—પગના તળીયાના મધ્ય ભાગમાં બળતો બીલામો દબાવવો, એથી પણ શુદ્ધિ ઉપર ન આવે તો ગળાની બન્ને નશો ઉપર બીલામાનો ડામ દેવો. (૨૮) **ટક્કલ પડે તે ઉપર:**—બીલામાના પાનના રસમાં મધ નાખી તેનો લેપ કરવો. (૨૯) **સંધિવાયુ, પક્ષાઘાત વગેરે વાત વિકારો ઉપર:**—બીલામાનાં ફળ (ગોડંબી), છાલ કાઢેલા ભુંજેલા ચણા, કોપરૂં, ગોળ અને ઘી સમભાગે લેઇ તેને એકત્ર કુટી આશરે પાંચ તોલા વજનના લાડુ કરવા, અને રોજ સવારે અકેક લાડુ ખાવો. **ઘાવ તેલ:**—બીલામો, લસણ, ડુંગળીની પાંખડીઓ અને અજમો, એ તેલમાં કઢવી તે તેલ સિદ્ધ કરવું; એ તેલ ચોપડવાથી શરીરમાં થયેલા જખમ બે ત્રણ દિવસમાંજ સારા થાય છે.

સૂચના:—જેને ભિલામા માફક ન આવતા હોય તેણે તેના ઉપયોગ કરવામાં વિચાર કરવો જોઇએ.

૪૧૦. ભૂતાકશીશી:—(સં૦ ભૂતાંકુશ.) ભૂતાકશીશીનાં ઝાડ મોટાં મોટાં થાય છે. એ ઝાડ કોંકણ પ્રાંતમાં ઘણાં થાય છે. એના પાન હરડાના પાન જેવાં હોય છે. એનું લાકડું સાધારણ રીતે ઇમારત કામમાં આવે છે. ભૂતાકશીશી:—તીવ્ર ગંધવાળી, તુરી, ઉષ્ણ, અગ્નિદીપક તથા તીખી છે; અને ભૂતબાધા, ગ્રહપીડા, કફ, વાયુ, ત્વગ્દોષ, કોઢ, કૃમિ, ત્વગ્વાત તથા ધોળા કોઢનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) માથું ચઢયું હોય તે ઉપર:—ભૂતાકશીશીના પાન હાથમાં મસળી સુંઘવાં, એટલે છીંકો આવી માથું દુઃખતું મટે છે.

૪૧૧. ભુયાશિરડ:—(સં૦ ભૂમિશિરડક. મ૦ કાંદાંબીની કાંદા.) ભુયાશિરડનું ઝાડ ઘણુંજ નાનું હોય છે; અને એને જમીનથી વેંતભર ઉંચાં પાન આવે છે. એનો કાંદો વેતભર કિંવા હાથભર લાંબો અને ધોળો હોય છે. એને દૂધ આવે છે. એ દૂધ ભીલામાની પેઠે ઉડે છે. એને કરકંદી પણ કહે છે. ભુયાશિરડ:—તીખું, ઉષ્ણ, દુગ્ધપ્રદ, લઘુ તથા સારક છે; અને સર્વ વાતવિકારનાશક છે. એનાથી તામ્રભસ્મ થાય છે. ઉપયોગ:—(૧) ઢોરોની આંખોને ભૂર આવે અને ફુલ પડે છે તે ઉપર:—ભૂયાશિરડના દૂધનું આંખમાં ટપકું પાડવું. (૨) માણસની ધોંટીમાં વિકાર થાય તે ઉપર:—ભૂયાશિરડનું કંદ સુકવી તેની હોકાની ચલમમાં ધુંણી પીવી. (૩) ગંડમાલા ઉપર:—ભૂયાશિરડનાં બિયાં વાટી ચોપડવાં એટલે ગંડમાલા બેસી જાય છે.

૪૧૨. ભીંડી (શાક):—(સં૦ ભિંડીતક. ચતુષ્ખંડ. મ૦ ભેંડે.) ભીંડીનું ઝાડ સુમારે ત્રણ હાથ ઉંચું વધે છે. એ સીધું હોય છે. એને ફુલ આવીને દરેક ફુલ આગળ ભિંડા આવે છે. ભિંડામાં છધારી અને અષ્ટધારી એવી બે જાત છે. ભિંડા ઘણા પૌષ્ટિક છે. ભિંડાનું શાક, વડી વગેરે અનેક પદાર્થો બને છે. એ શાક ઉત્તમ અને પથ્ય છે. ભિંડાની અંદરનો રસ રંગમાં નાખવાના કામમાં આવે છે. ભિંડા:—રસ વખતે ખાટા, ઉષ્ણ, ગ્રાહક, રૂચિકર અને વૃષ્ય છે. ઉપયોગ:—(૧) ધાતુ પુષ્ટતા અને શક્તિ આવવા માટે:—સવારે કુમળા ભિંડા ૨૦–૨૫ ખાવા. (૨) આમવાત ઉપર:—ભિંડાનાં મૂળીઆં સાકરમાં ખાવાં.

૪૧૩. ભોંકર (મોટી ગુંદી):—(સં૦ શ્લેષ્મતક.) ભોકરના બે ત્રણ પ્રકાર છે. આ ઝાડ ગામમાં અને રાનમાં થાય છે. ભોકરનાં ફળ પાકે એટલે રાતાં થાય છે. એ ફળ સોપારી જેવડાં હોય છે. કાચાં ફળનો લીલો રંગ હોય છે. ફળની અંદર ગુંદરના જેવો રસ હોય છે. એ ફળનું અથાણું કરે છે. તે પથ્યકારક છે. એનું શાક પણ થાય છે. પાકેલાં ફળ ખાવાથી મીઠાં લાગે છે. એ પૌષ્ટિક છે. એ ફળ ઘણાં ખાવાથી જંતુ (કૃમિ) અને રૂધિરસ્રાવ થાય છે. ભોકરના કુમળા મોરનું શાક બહુ સરસ થાય છે ભોંકર એ સર્વત્ર પ્રસિદ્ધ છે. એનું લાકડું સુતારના ઉપયોગમાં આવતું નથી. ભોંકરીને ધોળો ગુંદર આવે છે. ભોંકરનું ઝાડ:—તીખું, શીતળ, મધુર, તુરૂ, પાચક, કેશ્ય, સ્નિગ્ધ તથા કફકારક છે; અને કૃમિ, શૂળ, આમદોષ, રક્તવિકાર, વ્રણ, વિસ્ફોટક, પિત્ત, વિસર્પ તથા સંપૂર્ણ વિષોનો નાશ કરે છે. એનાં ફળ:—મધુર, શીત, કડવાં, વાતઘ્ન, લઘુ, તુરાં, પિત્તશામક, મલસ્તંભક અને રૂચિકર છે. એનાં પાકાં ફળ:—મધુર, સ્નિગ્ધ, શીતળ, કફકર, બૃંહણ, વિષ્ટંભકારક, રૂક્ષ તથા ગુરૂ છે; અને વાયુ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) અતિસાર ઉપર:—ભોંકરની છાલ પાણીમાં ઘસી પાવી. (૨) કૉલેરા ઉપર:—ભોંકરની છાલ ચણાના ક્ષારમાં ઘસી પાવી.

૪૧૪. ભોંયમગ. (મગફળી):—(સં૦ તૈલકંદ. મ૦ ભુયમૂંગ) એ સર્વત્ર પ્રસિદ્ધ છે. ભોંયમગના વેલાનાં પાનનો આકાર કુવાડીયાનાં પાનના જેવો હોય છે. એને પીળાં ફુલ આવે છે. એને કંઇજેથી જમીનમાં શિંગો આવે છે. તેને ખોદી કાઢે છે ભોંયમગના વેલા સુકવા લાગે એટલે શિંગો પાકી એમ સમજવું. એની લીલી શિંગો પણ શેકીને ખાવાથી ઘણીજ સ્વાદિષ્ટ લાગે છે. સુકાએલા દાણાનું તેલ કાઢે છે, તે ખાવાનાં તથા બાળવાનાં ઉપયોગમાં આવે છે. દાણાની ચટણી, આમટી, વગેરે પદાર્થો થાય છે. દાણા શેકી તેમાં ગોળ અગર સાકર નાંખી તેના લાડુ કરે છે. ભોંયમગ પચે તો ઘણી પૌષ્ટિક છે,

ભોંયમગના દાણા પિત્તકર, વાંતુલ અને ઉષ્ણ છે. ભોંયમગના વેલા ખોળ જેવા ઢોરોને ઘણા પૌષ્ટિક છે. દુઝણાં ઢોરોનું એથી ઘણું દૂધ વધે છે.

**૪૧૫. ભોંયતરવડ (સોનામુખી):**—સં૦ ભુમ્યાહુલી. મ૦ ભુયતરવડ. હિં૦ સોનામુખી. ગુ૦ મીંઢીઆવળ. ક૦ નેલદાવરેગિડ. તૈ૦ નેલતાંઘેડી. નેલપોના. તા૦ નિલાવિરે. મલા૦ નિલવાક. ફા૦ અ૦ સેના. ઈં૦ અલેક્ઝાંડ્રીયનસના. લા૦ કેશિયાઓબોવેટા.

ભોંયતરવડમાં પાન ઉપરથી બે ત્રણ પ્રકાર છે, એકનાં પાન કુવાડીઆ જેવાં હોય છે; અને બીજી જાતનાં લાંબાં હોય છે. લાંબાં પાનની જાતને "સોનામુખી" કહે છે. એ ઝાડ જમીન બરોબર વેલાની પેઠે પ્રસરે છે. એને ચપટી શિંગો આવે છે. ભોંયતરવડ રેચક છે. **ભોંયતરવડ:**—તીખી, કડવી, અગ્નિદીપક, મૃદુ, રેચક તથા દેહશોધક છે; અને આનાહ, કૃમિ, આમ, સોજો, જ્વર, કોઢ, હિધ્મ, વાયુ, આમશૂળ, વિષ, દુર્ગંધ તથા ઉધરસનો નાશ કરે છે. **એનાં મૂળીઆં:**—તુરાં, અગ્નિદીપક, વર્ણકર તથા પાકકાળે સ્વાદુ છે; અને કૃમિ, કોઢ, યકૃત, ધાતુક્ષય તથા વાયુનો નાશ કરે છે. **બંદરી સોનામુખી** (ફૂલ અને પાન રાતાં હોય છે તે):-તુરી, ખાટી, શીત, સારક, કડવી તથા ભેદક છે; અને પિત્ત, ગુલ્મ, અતિસાર, શોથ, વિષ, ત્રિદોષ, કોઢ, જ્વર, શ્વાસ, આનાહ, કૃમિ, રક્તરોગ, તૃષા તથા દાહનો નાશ કરે છે. **એનાં ફુલ:**—કાંતિકર અને મેહનાશક છે. **એનાં કુમળાં ફળ:**—તુરાં, રૂચિકર તથા દુર્જર છે; અને ઉલટી, કૃમિ, તૃષા, મેહ તથા નેત્રરોગનો નાશ કરે છે. **બિયાં:**—મધુમેહ, રક્તાતિસાર તથા વિષનો નાશ કરે છે. **મૂળીઆં:**—મધુર તથા ઉષ્ણ છે; અને શુક્રક્ષય, રક્તપિત્ત, શ્વાસ તથા મેહનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **રેચ થવા માટે:**—ભોંયતરવડના પાન રાત્રે પાણીમાં પલાળી રાખી, સવારે મસળી, ગાળી પાવાં, એટલે મૂત્રરેચ અને રેચ થઇ કોઠામાંની ગરમી નીકળી જાય છે. અથવા પાનનો કાઢો કરી તે પાવો એટલે રેચ થાય છે. (૨) **કાન ફળવા માંડે તે ઉપર:**—ભોંયતરવડનું ચૂર્ણ ૧ માસો ગરમ પાણીમાં પાવું. (૩) **દાદર ઉપર:**—ભોંયતરવડનાં બિયાં અને ગરમાળાની શિંગોમાંનું મગજ દહીંમાં વાટી લેપ કરવો. (૪) **પરસેવો ઘણો આવતો હોય તે ઉપર:**—ભોંયતરવડની ભૂકી અર્ધો તોલો ગાયની છાશમાં નાખી પાવી. (૫) **ગર્ભ ધારણને માટે:**—ભોંયતરવડનાં પાન સૂકવી ચૂર્ણ કરવું; અને ગોખરૂના પાનના રસમાં અથવા સાકરમાં ૨૧ દિવસ આપવું. (૬) **પાંડુરોગ ઉપર:**—ભોંયતરવડનું ચૂર્ણ પૈસાભાર, આંબાની પાકેલી કેરીના રસમાં આપવું. (૭) **સર્પદંશ ઉપર:**—કરડીના તેલમાં ભોંયતરવડનું ચૂર્ણ અર્ધો તોલો નાંખી આપવું એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે. (૮) **અતિસાર ઉપર:**—ભોંયતરવડનું ચૂર્ણ છાશમાં પાવું. (૯) **શૂળ ઉપર:**—ભોંયતરવડનાં મૂળીઆં ગરમ પાણીમાં પાવાં. (૧૦) **મસ્તકરોગ ઉપર:**—ભોંયતરવડનાં મૂળીઆં ઘસી ચોપડવાં. (૧૧) **કષ્ટસાધ્ય ત્વગ્દોષ ઉપર:**—ભોંયતરવડ રાત્રે ગોમૂત્રમાં ભીંજવી રાખી સવારે સૂકવવી. એ પ્રમાણે તેને ૧૦ દિવસ ભાવના આપી ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ૭ માસાથી ૧ તોલો સૂધી ગરમ પાણીમાં પાવું. એટલે બે ત્રણ રેચ થઇ રોગ સત્વર દૂર થાય છે.

**૪૧૬. ભોંયકોળું:**—સં૦ વિદારીકંદ. મ૦ ભુયકોહોળા, હળકાંદા. હિં૦ દુધવિદારી. ક૦ ક્ષીરકંદ, ગોડેગેણસુ. તા૦ ફલમોડીર. તૈ૦ ભૂચક્રગડ્ડી. તુ૦ નેલકુંબડ મોટલકાંત. લા૦ બટાટાસ પોનિયકુલેટા.

ભોંયકોળામાં બે જાત હોય છે. સાદુ ભોંયકોળું અને દૂધ ભોંયકોળું (ક્ષીરવિદારીકંદ). દૂધ ભોંયકોળાનાં પાન કાંઇએક કાલીંગડીનાં પાન જેવાં હોય છે. સાદા ભોંયકોળાના વેલાને કોકણમાં "બેદ્રીનો વેલો" કહે છે. એનાં પાન ઘેવડાના વેલીગપાન જેવાં ત્રિદળ હોય છે. એ વેલ ઘોડાને ખાવાના ઉપયોગમાં આવે છે. એટલા માટે એને "ઘોડવેલ" કહે છે. ક્ષીરવિદારી કંદને કોકણમાં "**હળઘાકાંદા**" પણ કહે છે. સાદુ ભોંયકોળું એ ઉષ્ણ છે. ભોંયકોળું પૌષ્ટિક છે; અને એનો પાક શક્તિવર્ધક છે. ધોળા ભોંયકોળાના વેલાને શિંગો આવે છે. તેનું શાક થાય છે; અને કંદનું પણ શાક થાય છે. એનાં બારિક કંદ બાળકો ઘણા પ્રેમથી ખાય છે. એ કંદનો હલવો પણ કરે છે, ધોળું કાળું અથવા દુધી ગુણોમાં શ્રેષ્ઠ છે. **ધોળું ભોંયકોળું કે દુધી:**—મધુર, ખાટી, તુરી, વૃષ્ય, શુક્રોત્પાદક, પૌષ્ટિક, દુગ્ધપ્રદ,

શીત, તીખી, રસાયન, કડવી, મૂત્રલ, કફકારક, સ્નિગ્ધ, ગુરુ, વર્ણકારક તથા સ્વર્ય છે; અને પિત્ત, રક્તદોષ, પિત્તવાયુ, શૂળ, મૂત્રમેહ તથા દાહનો નાશ કરે છે. એના કાંદાના ગુણ પણ વેલીના જેવાજ. **ભોંયકોળું:**—મધુર, શીતલ, ગુરુ, સ્નિગ્ધ, ધાતુવર્ધક, પૌષ્ટિક, બલકર, કફકારક, દુગ્ધોત્પાદક, રસાયન, વૃષ્ય, મૂત્રલ, સ્વર્ય, સ્વાદુ, રૂક્ષ તથા ગર્ભપ્રદ છે; અને પિત્ત, વાયુ, રક્તદોષ, દાહ તથા ઉલટીનું નાશ છે. એ ગુણ કંદના જાણવા. **એનાં ફુલ:**—વૃષ્ય, શીત, રસકાળે તથા પાકકાળે મધુર છે; અને કફકારક, વાતલ, ગુરુ તથા પિત્તનાશક છે. ઉપયોગ:—**(૧) બળ અને પુષ્ટિ પ્રાપ્ત થવા માટે:**—દુધીનું ચૂર્ણ દરરોજ ૧ તોલો ઘીમાં ખાવું; અને ઉપર દૂધ પીવું, એટલે વૃદ્ધ પણ તરુણ જેવો થશે. **(૨) રક્તમૂળવ્યાધિ ઉપર:** ભોંયકોળું અને તલ એની ભૂકી મધ અને ઘી સાથે ખાવી. **(૩) સ્તનમાં દૂધ આવવા માટે:**—દુધી દૂધમાં વાટી તેના રસમાં સાકર નાંખી તે પાવો. **(૪) પ્રમેહ ઉપર:**—ભોંયકોળાના પાનનો રસ પાશેર અને ભોંયતરવડની ભૂકી ૬ માસા એકત્ર કરી પાવી, અથવા ભોંયકોળાનો રસ પાશેર, ખડીસાકર અને જીરાની ભૂકી ખાવી. **(૫) મસ્તકશૂળ ઉપર:**—ભોંયકોળાનો રસ, દૂધ અને ઘી નાંખી પાવો. **(૬) બહુમૂત્રરોગ ઉપર:**—રાતા ભોંયકોળાનું ચૂર્ણ ઘીમાં ખરલ કરી તેમાં લવંગ, એલચી, જાયફળ, જાવંત્રી અને પીપરીમૂળના ગંઠોડા તથા તજની સમભાગે ભૂકી મિશ્ર કરી જેટલું વજન થાય તેનો ચતુર્થાંશ સુંઠની ભૂકી નાંખી બધા ઔષધો સમાન ખાંડ લેઈ તેમાં બધા ઔષધો મેળવી ઘી નાખી એક દિવસ બે તોલાની ગોળી કરી તે એક સવારે અને એક સુતીવેળાએ એ પ્રમાણે ખાવી. **(૭) પુષ્ટતાને માટે પાક:**—દુધીનું ચૂર્ણ ઘીમાં તળવું અને તેમાં ખેદાણા, બદામનો મગજ, ચારોળી, પિસ્તાં, લવંગ, એલચી, જાયફળ, ગોખરુ, કૌચબીજ, શતાવરી તથા મૂસળી વગેરે નાખી સાકરનો પાક કરી તેની ચેપલીઓ કરી રોજ ૨ અથવા ૩ તોલા પાક ખાઈ ઉપર ગાયનું દૂધ પીવું, એટલે ઉત્તમ પુષ્ટિ આવે છે. **(૮) મસ્તકશૂળ ઉપર:**—સાદું ભોંયકોળું ઘસી માથે લેપ કરવો. **(૯) પટકી (કોલેરા) ઉપર:**—દુધી ત્રણ દિવસ ખાવી. **(૧૦) અંગે કળ ચડે છે તે ઉપર:**—દુધીનો રસ સાકર નાંખી પાવો. દુધી એટલે દુધિયું ભોંયકોળું.

૪૨૭. **ભોંયચંપો:**—(સં. ભૂમિચંપક. મ. ભુઇચાંફા.) એ ઝાડ નાનાં હોય છે. કેળના જેવા એના રોપા હોય છે. એનો કંદ હોય છે. તેમાથી ઝાડ ઉત્પન્ન થાય છે. એ ઝાડ દેવકેળના ઝાડ જેવાં થાય છે. એ ઝાડ ઉન્હાળામાં સુકાઇ જાય તો ચોમાસામાં પુનઃ ઉગી નીકળે છે એનાં ફુલ—મધુર અને સુવાસિક હોય છે. **ભોંયચંપો:**—ઉષ્ણ તથા તીખો છે; અને સોજો, ગલગંડ તથા વ્રણનો નાશક છે. ઉપયોગ—**(૧) કર્ણમૂળ, ગંડમાળ, સ્તન રોગ અને ગુમડાં ઉપર:**—ભોંયચંપાનાં મૂળીઆં પાણીમાં ઘસી ચોપડવાં. **(૨) ઉકાળું અને વેળ બેસવા માટે:**—ભોંયચંપાનાં મૂળીઆં, ગુગળ અને મરી એકત્ર ઘસી ઉપર લેપ કરવો.

૪૨૮. **ભોંય આમલી:**—સં૦ ભૂમ્યામલકી. આહુલી. મ૦ ભૂયઆંવળી. તરવડ. આ૦ ચાંભાર આંવળી. હિં૦ રગ. ક૦ હોન્નાવરી. તૈ૦ તાંધેડુ. તા૦ અવડરાઇ. મલા૦ અવિરામ. ઇં૦ ટેનર્સ કેશિઅ. લા૦ કાશિયા ઓરિક્યુલેટા.

ભોંય આમલીનાં પાન રીસામણીનાં પાન જેવાં બારિક હોય છે. એ ઝાડની ઉંચાઇ વેંત બે વેંત હોય છે. ચોમાસામાં એ ઝાડ ઉત્પન્ન થાય છે એ ઝાડની ડાળીએ નાયણી જેવડાં બારિક ફળ આવે છે. એનો રંગ લીલો હોય છે. એ ફળનો સ્વાદ કિંચિત્ ખારો અને કડવો હોય છે. એ ઝાડ તાપના મોસમમાં સુકાઇ જાય છે. માટે કાર્તિક માસના અરસામાં એ ઔષધિનો સંગ્રહ કરી રાખવો. **ભોંય આમલી:**—તુરી, ખાટી, શીત, કડવી, મધુર, રુચિકર, જડ તથા ઉષ્ણ છે; અને પિત્તમેહ, મેહ, ગ્રહ, પાંડુરોગ, મૂત્રરોગ, દરિદ્રરોગ, તૃષા, ઉધરસ, પિત્ત, રક્તદોષ, વાયુ, ક્ષતક્ષય, દમ તથા હેડકીનો નાશ કરે છે. ઉપયોગ:—**(૧) પ્રદર ઉપર:**—ભોંય આમલીનાં મૂળીઆ ચોખાના ધોવરામણમાં વાટી રસ કાઢી તેમાં ઘી નાખી ત્રણ દિવસ આપવાં. એટલે દુઃસાધ્ય પ્રદરનો પણ નાશ થાય છે. **(૨) જીર્ણજ્વર ઉપર:**—ભોંયઆમલીનાં પંચાંગ વાટી પાવાં. **(૩) પ્રમેહ ઉપર:**—ભોંયઆમલી, તજ, એલચીદાણા

તમાલપત્ર અને ૨૦ ગરી એકત્ર વાટી પાવાં; એટલે સાત દિવસમાં અસાધ્ય પ્રમેહનો પણ નાશ થશે. **(૪) કમળો, જીર્ણજ્વર અને પાંડુરોગ ઉપર:**—ભોંયઆમલીનાં મુઠીભર પાન, એરંડાનાં ત્રણ પાન, પાંચ લવંગ, ચીચોડાના કરતાં પણ નાનો એક શંખ, સાત મરી, જીરૂં અને થોડાં કાંકેરનાં પાન; એ સર્વ વાટી ગોળી કરી તે દૂધમાં પાવી. **( ૫ ) પાંડુ, જીર્ણજ્વર, ઉધરસ અને શૂળ ઉપર:**—લીંબુના રસમાં રોજ મુઠીભર દાડમડીનાં પાન અને મુઠીભર ભોંયઆમલીનાં પાન પલાળી રાખી, સવારે મસળી લેઇ, તેમાં કોડીની ભસ્મ નાંખી તે રસ સવારસાંજ ગાળી ૭ દિવસ પાવો.

**૪૧૯. મકાઈ:**—( સં. માહાયાવનાલ. મ. મકા. ) મકાઇ એ ડુંગરી પ્રદેશમાં સારી થતી નથી. એના છોડ ત્રણ ચાર હાથ ઉંચા વધે છે. એ છોડ ઘણું કરીને જારના છોડ જેવા હોય છે. એ છોડના ગાંઠામાંથી દરેક છોડને ત્રણ સુધી કણસલાં આવે છે. છોડની ટોચે તોરો આવે છે. જો એ તોરો પક્ષી ખાઇ જાય કે ભાગી નાખે તો કણસલાં દાણા વગર પોલાં રહે છે. મકાઇના દાણાનો રંગ પીળો હોય છે. ક્વચિત્ રાતા રંગનાં કણસલાં પણ હોય છે. લોક મકાઇના લીલા ડોડા શેકી ખાય છે. તે ઘણા સારા લાગે છે. મકાઇ એ ધાન્ય ઘણુંજ પૌષ્ટિક ઠંડી તથા વાતુલ છે. એ ધાન્ય વહેલું સડે છે. એનો **ઉપયોગ:—(૧) ઉલટી ઉપર:**—મકાઇના દાણા કાઢેલાં કણસલાં બાળી, તેની રાખ કરી તે મધમાં વાલ દોઢ વાલ આપવી એટલે ઉલટી તુરત બંધ થાય છે.

**૪૨૦. મખમલી:**—(સં૦ વિરજની. મ૦ મખમાલ.) મખમલીનાં ઝાડ સુમારે કંમર સુધી ઉંચાં વધે છે. મખમલીમાં પીળી, રાતી, એકેરી, ઝુમખાદાર વગેરે જાત છે. મખમલીનાં પાન વળીગયેલાં, લાંબાં અને કાત્રાદાર હોય છે, એનાં ફૂલનો વાસ હોતો નથી. એનો શોભા માટે ફૂલની માળા વગેરેમાં ઉપયોગ કરે છે. મખમલીનાં ઝાડ ઘણાક પ્રાંતોમાં થાય છે. **ઉપયોગ:—(૧) આંખમાંની લાલી ઉપર:**—મખમલીનાં ફૂલ એક તોલો બાળી તેમાં ગાયનું ઘી ૧ તોલો અને કપૂર ૧ તોલો એકત્ર ખરલ કરી અંજન કરવું. **( ૨ ) રકતમૂળવ્યાધિ ( કોઈ પણ કારણથી લોહી પડે છે તે ) ઉપર:**—એકેરી મખમલીનાં ફૂલ સુમારે ૪૦ લઇ, તેમાંની લીલી રેષાઓ કાઢી, બારિક વાટી રસ કાઢવો. આ રસ એક તોલા સુધી કાઢી, તેમાં તેટલુંજ ગાયનું ઘી નાંખી થોડો ગરમ કરી તે મિશ્રણ ૩ દિવસ ખાવા આપવું. **( ૩ ) ગુમડામાંથી રસી વહેતી હોય તે ઉપર:**—મખમલીના પાનના રસમાં કડાની છાલનું ચૂર્ણ મેળવી ઉપર ચોપડવું. **( ૪ ) માંદપુળી ( ગુમડા ) ઉપર:**—મખમલીનાં પાન અને ધોળી કોળી (દુધી)ના પાનમાં મીઠું નાખી એકત્ર વાટી ગુમડા ઉપર બાંધવું.

**૪૨૧. મગ:**—સં૦ મદ્ગ. મ૦ હિં૦ મૂંગ. ક૦ પચ્ચે-હેસરૂ. તૈ૦ પચ્ચા પેસલુ. તા૦ પચ્ચૈ-પાયરૂ. તુ૦ પદેંગી. મલા૦ ચેરૂપાયક. ફાં૦ બુનુમાપ. અ૦ મજ. ઈં૦ ગ્રીન ગ્રેન. લા૦ ફ્રેસી ઓસસસુંગો.

મગ હિંદુસ્તાનમાં બધે પાકે છે. એ ઝાડ સુમારે હાથભર ઉંચું વધે છે. એ ઝાડની આકૃતિ મગ, શિંગ એ સર્વ અડદના જેવાંજ હોય છે. મગની શિંગ લીલી દેખાય છે. કેટલાક મગનો રંગ કાળો, કેટલાકનો લીલો અને કેટલાકનો પીળો હોય છે. એની દાળ કરવાથી તે પીળી થાય છે. મગની ખીચડી, દાળ, મગદળ વગેરે અનેક પદાર્થો થાય છે. મગ એ શીતલ છે; અને તેમાં અડદ કરતાં વાયુનો ભાગ થોડો છે. **મગ:**—લઘુ, શીત, ગ્રાહક, સ્વાદુ, કિંચિત્ વાતકારક તથા નેત્રોને હિતાવહ છે; અને કફ, પિત્ત તથા જ્વરના નાશક છે. **ઉપયોગ:—( ૧ ) મગના લાડુ:**—મગને શેકીને તેનો લોટ કરી તે લોટના જેટલું ઘી લઇ તે કઢઇમાં નાખી નીચે મંદાગ્નિ કરી તાવેતાથી હલાવતાં જવું, તથા કિંચિત્ લાલ થવા લાગે એટલે વચમાં-વચમાં તે ઉપર દૂધ છાંટતાં જવું. એમ કરતાં કરતાં દાણો પડે એટલે નીચે ઉતારી તેમાં સાકર, બદામ, પિસ્તાં, એલચી, લવંગ અને મરીનું ચૂર્ણ નાખી લાડુ કરવા. એ શીતલ, વીર્યવૃદ્ધિકર તથા વાતપિત્તનાશક છે. **(૨) ઓકારી, અતિસાર, દાહ અને જ્વર ઉપર:**—શેકેલા મગનો કાઢો, ધાણી, મધ અને સાકર નાખી પાવો.

**૪૨૨. મજીઠ:**—સં૦ ખં૦ મંજીષ્ઠા. મ૦ ખં૦ ક૦ મંજીષ્ઠ. હિં૦ મજીઠ. તૈ૦ તામરવલ્લી. તા૦ માંદીદી. ફા૦ રૂનાસ. અ૦ ફુવહ તુસીબગ, ઉરૂકુસ્સુબાગિન. ઈં૦ મેડરરૂટ, બેંગોલમેડર. લા૦ રૂબીયા-કોર્ડીફોલિયા-મંજીસ્ટા.

મજીઠના વેલા હોય છે, એનાં મૂળીઆંને મજીઠ કહે છે. એનો રંગ રાતો હોય છે. મજીઠની ઉ **માલવા, નેપાલ, અફઘાનિસ્તાન** અને **પર્શિયા** દેશોમાં થાય છે. મજીઠનો ઉપયોગ કા રંગવામાં પણ થાય છે. **મજીઠ:**—તુરી, ઉષ્ણ, ગુરૂ, સ્વર્ય, વર્ણકારક, કડવી, મધુર તથા લઘુ છે; વ્રણ, મેહ, જ્વર, કફ, વિષ, નેત્રરોગ, સોજો, યોનિદોષ, શૂળ, કર્ણરોગ, વિસર્પ, કોઢ, ર રક્તાતિસાર તથા કૃમિનો નાશ કરે છે. એના **પાનનું શાક:**—સ્વાદુ, લઘુ, સ્નિગ્ધ તથા દીપન છે; વાયુ તથા પિત્તનો નાશ કરનારૂં છે. **ઉપયોગ:—(૧) ગર્ભિણીના અતિસાર ઉપર:**—મજીઠ, મો લોધર, એ એકેક તોલો લેઇ તેનું ચૂર્ણ કરી તેને ધમાસા ને સાકરના પાકમાં નાંખી આપવું એ જ્વરાતિસાર અને રક્તાતિસાર દૂર થાય છે. **( ૨ ) ઉંદરના વિષ ઉપર:**—મજીઠ, ધુંવાસ, હળ અને મીઠું એનો લેપ કરવો. **(૩) વાંગ અને શિબ્બારોગ ઉપર:**—મજીઠનું ચૂર્ણ, મધ અને માખ મેળવી લેપ કરવો. **(૪) મંજીષ્ટમેહ ઉપર:**—મજીઠ અને ધોળું ચંદન (સુખડ)નો કાઢો પાવો. **(પ આર્તવદોષ ઉપર:**—મજીઠ ૨॥ તોલા લઇ તેનો ફાંટ કરી પાવો. **(૬) સર્વ પ્રકારના કોઢ અ વાતસારક્ત ઉપર:**—મજીઠ, ત્રિફળા, દારૂહળદર, ગળો, કડુ, વજ અને કડવા લીંમડાની છાલ, એ કાઢો ૪૨ દિવસ આપવો. **(૭) અસ્થિભંગ ઉપર:**—મજીઠ, મહૂડાની છાલ અને આમલીનાં પા એકત્ર વાટી ગરમ કરી ઉપર બાંધવાં; અથવા મજીઠ અને જેઠીમધ, લીંબુના રસમાં વાટી તેમાં શતધૌ ઘૃત ( સો વખત ધોએલું ઘી ) અને ચોખાનો લોટ નાંખી લેપ કરવો.

**૪૨૩. મયાળ ( પોઈ ):**—(સં૦ ઉપોતકી.) મયાળીના વેલા હોય છે. એમાં બે જાત છે. એ નેવાળ અને બીજીને ગંગાવળી કહે છે, નેવાળનાં મૂળીઆંને હમેશાં પાણી મળે તો એ વેલો વર્ષ પર્યંત ટકે છે, અને પચાસ સાઠ હાથ આસપાસ પ્રસરે છે. એ વેલાના ફાંટા અંગુઠા જેટલા જાડા અને પાન ગોળ ગુંદીનાં પાન જેવડાં મોટાં હોય છે; અને રોટલી જેવાં જાડાં હોય છે. એ વેલનો કકડો તોડી બીજે ઠેકાણે વાવવાથી તેને ફણગા ફૂટી તેની વેલ થાય છે. એ ભાજી ત્રણ ચાર દિવસે વીણી શ છે. ગંગાવલીનાં પાન બારિક અને ચાકવતના પાન જેવાં નાનાં અને પાતળાં હોય છે. એ બે પ્રકારનાં છે. એક રાતી અને બીજી ધોળી. આ વેલો વર્ષ, છ મહિના ટકે છે. એનું શાક ઘણું શીતળ અને પિત્તશામક છે. માટે કેટલાક લોક તે ઘણા પ્રેમથી ખાય છે. મયાળીને કાળા મરી જેવડાં નાનાં ફળ આવે છે. તેનો રંગ જાંબુડો હોય છે. માંહેનો રસ કીરમજી રંગ જેવો હોય છે. કેટલાક ગરીબ લોક રાતી સાહી બદલે એનો ઉપયોગ કરે છે. એનું શાક, ભજીયાં, પતવડાં વગેરે પદાર્થો બને છે. **મયાળ:**—મધુર, કડવું, તુરૂં તથા ખારૂં છે; અને નિદ્રા, આળસ, મલાવષ્ટંભક, અરૂચિ, કફકર, પૌષ્ટિક, પથ્યકર, શીતળ, અતિસ્નિગ્ધ, બલકર તથા કંઠને અહિતકારક છે; અને વાયુ, પિત્ત, મદ તથા રક્તપિત્તનો નાશક છે. **રાન-મયાળ:**—કડવી, તીખી અને રૂચિકર છે **ભોંયમયાળ:**—કડવી, રસકાળે તથા પાકકાળે મધુર છે; અને કફકર, વૃષ્ય, કૃમિકારક, વાતલ તથા પિત્તનાશક છે. **માળા ઉપરની મયાળ:**—પૌષ્ટિક, ધાતુવર્ધક, રૂચિકર, બલકર, અગ્નિદીપક, લઘુ અને ત્રિદોષનાશક છે. **ઉપયોગ:—(૧) અર્બુદ રોગ ઉપર:**—મર્મસ્થાન ઉપર અર્બુદરોગ થાય તો મયાળ, કાંજી અને છાશ, એમાં વાટી તેમાં મીઠું નાંખી રાત્રે અને દિવસે લેપ કરવો.

**૪૨૪. મેંઢાશિંગી. (ખરશીંગી):**—(નામ નંબર ૧૬૮ પ્રમાણે) એનો વેલો હોય છે. એનાં પાન તોડવાથી તેમાથા દૂધ નીકળે છે. એનાં ફળ ઘેટાના શિંગડા જેવાં હોય છે. એ કાંટાવાળું હોય છે. આંખોના ઔષધોમાં એનો ઉપયોગ કરે છે. **મેંઢાશિંગી:**—કડવી, વાતહારક, રૂક્ષ અને તીખી છે તથા શ્વાસ, ઉધરસ, વ્રણ, કફ અને નેત્રશૂળનો નાશ કરે છે. એનાં **ફળ:**—કડવાં, અગ્નિદીપક તથા સંસ્રંસન છે; અને કોઢ, મેહ, કફ, કાસ, કૃમ, વ્રણ તથા વિષનો નાશ કરે છે.

**૪૨૫. મરડાશિંગ:**—(સં૦ ઋદ્ધિ, વામાવર્તફલા, મ૦ મુરડશીંગી, કવણ) એનાં ઝાડ સાધારણ માપોટું ઉંચાં વધે છે. એનાં પાન ઘણા મોટાં હોતાં નથી. એને અમળાઇ ગયેલી શિંગો આવે છે. એથી એને મરડાશિંગી કહે છે. **મરડાશિંગી:**—મધુર, સ્નિગ્ધ, શીતલ તથા મેધાકર છે, અને કફ, શુક્રને વધારનારી, પ્રાણકારક, ઐશ્વર્યકર, બલપ્રદ, રક્તશુદ્ધિકર અને ગુરૂ છે; તથા કોઢ, કૃમિદોષ, મૂર્છા, રક્તપિત્ત, તૃષા, ક્ષય, પિત્ત, વાત, રક્તદોષ અને તાવનો નાશ કરે છે. **(૧) નાના બાળકને પેટમાં મરડો**

વિગેરે ન થવા માટે:—આળાગોળી સાથે મરડાશિંગી ઘસી પાવી. (૨) કાનમાં બગઇ થઇ હોય તે ઉપર:—મરડાશિંગીનાં મૂળીઆં એરંડતેલમાં ઘસી ૫-૧૦ વાર કાનમાં પાડવાં; એટલે બગઇ મરી જઇ ફૂલી ઉપર આવે છે. (૩) મરડો થાય તે ઉપર:—મરડાશિંગીનાં મૂળીઆં છાશમાં ઘસી પાવાં. (૪) ખાંડક અને જખમ ઉપર:—મરડાશિંગીનાં મૂળીઆં ઘસી ચોપડવાં.

**૪૨૬. મરવો:**—(સં૦ મરૂબક. મ૦ મરવા.) મરવો સુમારે વેંતભર ઉંચો વધે છે. કોઇ ઠેકાણે જરા મોટો થાય છે, પરંતુ તેને મોટો થવા દેતા નથી. એનાં પાન મેથીનાં પાન જેવાં હોય છે. એ પાનનો વાસ ઘણો સારો આવે છે. એને તોરા આવે છે. કોઇ પણ ફૂલનો ગુચ્છો કરી તેમાં મરવો ઘાલવાથી વાસ સારો આવે છે. **મરવો:**—તીખો, કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ, હૃદ્ય, પિત્તકર, રૂચિપ્રદ, રૂક્ષ તથા લઘુ છે; અને કૃમિ, કોઢ, મલબદ્ધતા, પેટ ચડવું, શૂલ, કફ, રક્તદોષ, વિષમજ્વર, અગ્નિમાંદ્ય, ત્વગ્દોષ (ખરજ), અરૂચિ, વાયુ, દમ, સોજો, હૃદ્રોગ તથા વીંછીના વિષનો નાશ કરે છે. એના શ્વેત અને કૃષ્ણ એવા બે ભેદ છે. તેમાં ધોળોજ ઔષધોમાં લેવાય છે. ઉપયોગ:—(૧) ગરમી ઉપર:—મરવાનો રસ કાઢી પાવો.

**૪૨૭. મરેઠી:**—સં૦ મહારાષ્ટ્રી. મ૦ મરાઠી. હિં૦ મરેડી. વ૦ પિપ્પળીકાવળા. ક૦ હોસુગુલ્લુ, અંકલખાર. ફા૦ બાબુનેગાઉ. અ૦ ઉકહોવાન્. ઈં૦ પેનીરોયલ. લા૦ મેંથપ્યુલેજીયમ.

એ ઝાડ સુમારે એક હાથ ઉંચું વધે છે, એને પીળા રંગનાં ફૂલ આવે છે. એ ફૂલનો અક્કલકરાને બદલે ઉપયોગ કરે છે. અક્કલકરાની પેઠેજ એ ફૂલથી જીભે પાણી છુટે છે. ઉપયોગ:—(૧) ઉધરસ ઉપર:—એનાં જીંડવાં પાનમાં મૂકી ખાવાં. (૨) જીભની નીચેનો ભાગ સૂજ્યો હોય તે ઉપર:—મરેઠીનાં જીંડવાં અને મીઠું એકત્ર કરી ચોળવું એટલે લાળ ગળી જઇ સોજો ઉતરે છે.

**૪૨૮. મરી:**—સં૦ બ૦ મરિચ. મ૦ મિરવેલ. હિં૦ કાલીમીરચ. ક૦ કપ્પમેણસુ. તૈ૦ મરિપાલુ. તા૦ સેવ્વિયં. મિલાગુ. તુ૦ યેકેમંચી. મલા૦ કુરમુલાગુ. ફા૦ પિલપિલેઅસ્વદ. ઈં૦ બ્લેકપેપ્પર. લા૦ પાયપરનાયગ્રમ.

મરીના વેલાની પાનના વેલા જેવીજ વાવણી થાય છે. એ વેલા મલબાર પ્રાંતમાં અને કોકણ પ્રાંતમાં થાય છે. મરીના વેલાનાં પાન નાગર વેલનાં પાન જેવડાં થાય છે. મરીના વેલાને ફળના ગુચ્છા આવે છે. એ ફળને મરી કહે છે. મરીમાં ધોળાં અને કાળાં મરી એવા બે પ્રકાર છે. સારાં પાકાં થયા પછી જે મરી કાઢે છે તેને "ધોળાં મરી" કહે છે. મરીના વેલા ઉપર જે શિંગો આવે છે તેને **"ગજ પીંપર"** કહે છે. મરીનો ઔષધોમાં અને રસોઇમાં તથા પાકમાં ઘણોજ ઉપયોગ થાય છે. એનાં મૂળીઆંને **ચવક** કહે છે. **કાળાંમરી:**—તીખાં, કડવાં, ઉષ્ણ, લઘુ, રૂચિકર, અગ્નિદીપક, તીક્ષ્ણ, રૂક્ષ અવૃષ્ય, છેદક, શોષક તથા પિત્તકર છે; અને વાયુ, કફ, કૃમિ, શૂળ, હૃદ્રોગ, ઉધરસ, શ્વાસ, પ્રમેહ તથા અર્શનો નાશ કરે છે. **લીલાં મરી:**—પાકકાળે અને રસકાળે મધુર, કિંચિત્ ઉષ્ણ, તીખાં, ગુરૂ, અપિત્તલ, અગ્નિદીપક, રોચક, સ્વાદુ તથા કડવાં છે; અને કફ, વાયુ, કૃમિ તથા હૃદ્રોગનો નાશ કરે છે. **ધોળાં મરી:**—તીખાં, ઉષ્ણ, રસાયન, અવૃષ્ય, કિંચિત્ રૂક્ષ તથા સારક છે; અને ત્રિદોષ, વિશેષે કરી નેત્રરોગ, વિષ તથા ભૂતબાધાનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) અંગ જકડાઇ જતું હોય તે ઉપર લેપ:—મરી ઠંડા પાણીમાં બારિક વાટી વ્યથિત જગાએ જાડો લેપ કરવો, અને તે ઉપર કેળનાં લીલાં પાન મૂકી કપડાથી બાંધવું; અને બે પહોર સૂધી રાખવું એટલે દુઃખ નાશ પામે છે. (૨) ખરજ (ખસ) ઉપર:—મરી અને આમલસારો ગંધક બારિક વાટી ઘીમાં ખરલ કરી તે શરીરે ચોળવો અને તાપમાં બેસી અંગ શેકવું એટલે ખસ જાય છે. (૩) શીતપિત્ત ઉપર:—ઘીમાં મરી વાટી લેપ કરવો અને ખાવું. (૪) ઉધરસ ઉપર:—એ માસા મરીનું ચૂર્ણ મધ અને સાકરમાં આપવું. (૫) વિષમજ્વર ઉપર:—મરીનું ચૂર્ણ, તુળસીરસ અને મધમાં આપવું. (૬) માથું દુઃખે છે તે ઉપર:—મરી કરંજતેલમાં વાટી ચોપડવાં. (૭) પટકી (કોલેરા) ઉપર:—ગરમ પાણીમાં મરીની ભૂકી નાંખી પાવી. કિંવા મરી ૧૦ ગુંજા, હિંગ શેકેલી ૧૦ ગુંજા, અને અફિણ ૮ ગુંજા, એકત્ર મેળવી બાર ગોળીઓ કરવી; અને દરેક કલાકે એક એક ગોળી ખાવી. એ ગોળી ત્રણ કિંવા ચાર વખત કરતાં વધારે વાર લેવી નહિ. (૮) ઉધરસ ઉપર:—

મરી દૂધમાં ઉકાળી તે દૂધ પાવું. (૯) **હરતાલના વિષ ઉપર:**—મરીની ભૂકી પાણીમાં મેળવી ખુબ હલાવી તે શરીરે ચોળવું. (૧૦) **સોમલ ઉપર:**—નવટાંક માખણમાં ૬ માસા મરીનું ચૂર્ણ આપવું (૧૧) **સળેખમ ઉપર:**—દૂધ ગરમ કરી, તેમાં મરીની ભૂકી અને સાકર નાંખી પાવું. (૧૨) **મૂત્રાઘાત ઉપર:**—ધોળાં મરી પાંચદસ લેઇ કાજળ જેવાં બારિક કરવાં, પછી તે ભૂકી એક અડદના દાણ જેટલી લઇ પાતળા કરેલા થોડા ઘીમાં કાલવવી; અને શિશ્નનું મુખ ઉપર કરી તેના દ્વાર ઉપર એક કિંવ બે ટીપાં નાખવાં. એ યોગે પેઢુમાં પહોચી પેશાબ જલ્દી સાફ થાય છે. પ્રસંગ વિશેષ હોય તો ત્રણ ચાર વખત પણ ઔષધનાં ટીપાં નાખવા પડે છે. ઇંદ્રિ સાફ થયા પછી કદાપિ ઇંદ્રિમાં બળત્રા થતી હોય તો ફક્ત ઘી પાતળું કરી તેનાં વારંવાર ઇંદ્રિયદ્વારે ટીપાં પાડી અંદરથી પાછું આવેલું ઘી લુછી કાઢી પુનઃ નવું ટીપું નાંખતાં રહેવું. આ ઉપાય ફક્ત પુરૂષોએજ કરવો. (૧૩) **સંગ્રહણી, મુળવ્યાધિ, ઉદરરોગ, કવલુ, મંદાગ્નિ અને ગુલ્મ રોગ ઉપર:**—મરી, ચીત્રા, સંચળ, એ ત્રણ ઔષધોનું ચૂર્ણ કરી છાશમાં નાંખી પાવું. (૧૪) **આધાશિશી ઉપર:**—મરી અને ચોખા, ભાંગરાના રસમાં વાટી તેનો લેપ કરવો અથવા નિગુંડીના રસમાં મરી ઘસી નસ્ય આપવું. (૧૫) **સાધારણ સર્વ જ્વર ઉપર:**—મરી પા તોલાથી અર્ધા તોલા સુધી સાધારણ કુટી, તેમાં ૪૦ તોલા પાણી અને ૨ તોલા સાકર નાંખી અષ્ટમાંશ કાઢો કરીને પાવો. (૧૬) **વાયુનો વિકાર કદી પણ ન થવા ઉપર:**—મરીની ભૂકી અને લસણ બારિક વાટી ભોજન સમયે ઘી ભાતના પ્રથમ ગ્રાસમાં સતત સેવન કરનારને કદી પણ વાયુવિકાર થતો નથી. (૧૭) **સ્વરભંગ ઉપર:**—ભોજન કર્યા પછી મરીની ભૂકીમાં ઘી નાંખીને તે પાવું.

૪૨૯. **મર્યાદવેલ.**—(સં૦ મારવલ્લી.) આ વેલ ઘણે ભાગે સમુદ્રકાઠે થાય છે. એનાં પાન આસુંદરાના પાન જેવડાં અને જાડાં તથા સીધાં હોય છે. એમાં ધોળી અને રાતી. એવી બે જાત છે. ધોળી ગુણોમાં અધિક છે. **મર્યાદવેલ:**—શીતલ, ગ્રાહક, પાકકાળે તીખી, સારક, વાતુલ, ગુરૂ તથા ગર્ભને સુકવનારી છે; અને ઉલટી, વિષૂચિકા, શૂળ તથા આમનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **માંડપુળી અને સર્વ પ્રકારની ગાંઠ ઉપર:**—મર્યાદવેલનાં પાન અથવા મૂળીઆં કુટી ગાંઠ ઉપર બાંધવાં. પાન ન મળે તો ફળ વાટી બાંધવાં. (૨) **મસ્તકશૂળ ઉપર:**—મર્યાદવેલનાં મૂળીઆં અગર પાન વાટી મસ્તકે લેપ કરવો. (૩) **ઉધરસ ઉપર:**—મર્યાદવેલીનો કાઢો કરી પાવો.

૪૩૦. **મરચી:**—(સં૦ મરીચ. મ૦ મીરચી.) મરચીનાં ઝાડ કંમરપુર ઉંચાં વધે છે. મરચાનો રંગ તે પાકે ત્યારે લાલ હિંગળોક જેવો થાય છે. પાકયા પછી તેઓને ચુંટી સુકવે છે. મરચાંમાં ત્રણ ચાર પ્રકાર છે. **લવંગી મરચાં:**—નાનાં અને તીખાં હોય છે. એ ખાવાથી તુરતજ ધર્મ થાય છે. **કોલ્હાપુરી મરચાં:**—બારિક અને વેંત અર્ધી વેંત લાંબાં હોય છે. **ગોમંતકી મરચાં:**—મોટાં અને ગોળ હોય છે. અને તેની છાલ જાડી હોય છે. મરચાંનો ભોજનમાં રોજ ઉપયોગ થાય છે. ભોજનમાં મરચું અને મીઠું ન હોય તો તે ભોજન ઘણુંજ બેસ્વાદ લાગે છે. લીલાં મરચાંની ચટણી, પંચામૃત વગેરે થાય છે. સિવાય તેનું અથાણું પણ કરે છે. મરચાં રક્તવૃદ્ધિકર અને પાચક છે. મરચાંનો ગરીબથી શ્રીમંત સુધી સર્વને એક સરખી જરૂર પડે છે. ગરીબ લોકને મીઠું મરચું અને રોટલો મળે એટલે તેઓના અંગમાં સારી શક્તિ આવી તે જોરદાર બને છે. **મરચી:**—પિત્તલ, વિદાહિ, રૂક્ષ તથા દીપક છે; અને કફ, આમ તથા શૂળનો નાશ કરે છે. મરીથી એના ગુણ ઓછા છે. **ઉપયોગ:**—(૧) **ચીડ ઉપર:**—મરચાંનાં બિયાં ઉના પાણી સાથે ગળવાં. (૨) **પટકી (કોલેરા) ઉપર:**—એક ચમચાભર મરચાંની જાડી ભૂકી અને એક ચમચાભર મીઠું ઉના આધણ આવેલા પાણીમા નાંખી ઢાંકી તે પાણી ગરમ ગરમ પ્રાશન કરવું. (૩) **માકડનો નાશ થવા માટે:**—મરચાં બાળી કાઢો કરવો, અને જ્યાં માકડ હોય ત્યાં કંઇ પણ ચીજવડે પાણી ચોપડવું એટલે ત્યાં પુનઃ માકડ થતા નથી.

૪૩૧. **મસૂર:**—સં૦ મ૦ હિં૦ તે૦ મસૂર. ક૦ ચન્નંગી. ફા૦ ભુનોસખે. અ૦ અદસ. ઈં૦ લેંટીલ. લા૦ ઇરવેલેન્સ.

મસૂર એ દ્વિદલ ધાન્ય છે. એનાં ઝાડ હાથ દોઢ હાથ ઉંચાં વધે છે. મસૂરનો રંગ બહારથી કાળો હોય છે. એની દાળનો રંગ રાતો હોય છે. મસૂર એ ધાન્ય વાતુલ છે. ગરિબ લોકોમાં આ ધાન્યનો ઉપયોગ થાય છે. મસૂરની દાળ કરે છે. ગુજરાતમાં મસૂરનો પાક પુષ્કળ થાય છે. મસૂર લાલ અને ધોળી એવી બે જાતની છે. બેઉના ગુણ સરખાજ છે **મસૂરઃ**—મધુર, શીતલ, ગ્રાહક, વાતકર, લઘુ, રૂક્ષ, વર્ણકર, બલકર તથા બૃહણ છે; અને કફ, રક્તદોષ, જ્વર, મૂત્રકૃચ્છ્ર તથા રક્તપિત્તની નાશક છે. એના પાનની **ભાજીઃ**—કડવી અને હલકી છે. ઉપયોગઃ—(૧) **ત્રિદોષજનિત ઉલટી ઉપરઃ**-મસૂર શેકી લોટ કરી પછી પાકેલા દાડમનો રસ કાઢી તેમાં તે લોટ મેળવી પાવો. (૨) **સર્વ પ્રકારના જ્વર ઉપરઃ**—મસૂરની સળીઓનો ધૂપ કરવો, તે સર્વ જ્વરનાશક છે.

**૪૩૨. મહૂડોઃ**—સં૦ મધુક. મ૦ મોહાચાવૃક્ષ. કો૦ ગોહટી. હિં૦ મહુવા. બં૦ મોલ. ક૦ તુ૦ ઇપ્પેમારા. તૈ૦ ઇપ્પસ. તા૦ મધુકં. મલા૦ ઇરૂપ્પા. ફા૦ ગકા. ઈં૦ ઇલુપાટ્રી. લા૦ બેસિયાલાટીફોલિયા.

એ ઝાડ મોટાં મોટાં થાય છે. અને સર્વત્ર હોય છે, પરંતુ ગુજરાત પ્રાંતમાં ઘણાં થાય છે. એનાં પાન હાથેલી જેવડાં અને જાડાં હોય છે. એ પાન પત્રાળાં કરવાના ઉપયોગમાં આવે છે. મહૂડાનું લાકડું વજનદાર અને ટકાઉ હોય છે. તે ઇમારતના કામમાં આવે છે. મહૂડાના ઝાડ ઉપર [illegible] આવે છે. એ ફૂલ મીઠાં હોવાથી તેનો ગરીબ લોક ખાવામાં ઉપયોગ કરે છે. ફળ જીંડવાં જેવાં [illegible]ાવે છે. ફળનું તેલ કાઢે છે, તેને ડોળિયું કહે છે; અને દીવો બાળવાના કામમાં આવે છે. એ [illegible]લ ઘીમાં મિશ્ર કરી કેટલાક દગલબાજ વેપારીઓ વેચે છે, તે ઘીમાં મળી જાય છે; અને ઘી જેવુંજ [illegible]ણીદાર દેખાય છે. એના ફૂલનો (મહૂડાનો) દારૂ કરે છે. એ દારૂ પી લોક બોકડા જેવા મદોન્મત થાય [illegible] તથા અનેક અનાચાર અને દુષ્ટ કૃત્યો કરે છે; અને આપણા ઉત્પન્ન કર્તા પરમેશ્વરને વિસરી જઇ [illegible]ાતેજ પોતાનો નાશ કરી નાંખે છે. પરમેશ્વરે સારી અને નઠારી એવી સર્વ પ્રકારની વસ્તુઓ નિર્માણ [illegible]રેલી છે. પરંતુ માણસે નઠારી વસ્તુનો ત્યાગ કરી સારી વસ્તુનું ગ્રહણ કરવું, એથીજ કલ્યાણ થશે. [illegible]ેવો ઇશ્વિરીય આંતરીક હેતુ છે. **મહૂડાઃ**—મધુર, શીત, વાતુલ, વીર્યવર્ધક, પૌષ્ટિક, તુરા તથા કડવા છે; અને [illegible]ૃમિ, પિત્ત, દાહ, શ્રમ, તથા વ્રણનો નાશ કરે છે. એનાં **ફુલઃ**—મધુર, વૃષ્ય, હૃદ્ય, ધાતુવર્ધક, ગુરૂ, સ્નિગ્ધ તથા વિકાશિ છે; અને પિત્ત, દાહ તથા વાયુનો નાશ કરે કરે છે. એનાં **ફળઃ**—શીત, શુક્લ, ગુરૂ, સ્નિગ્ધ, રસકાળે અને પાંકકાળે મધુર, મલસ્તંભક, બલકર, તથા ધાતુવર્ધક છે; અને રક્તરોગ, વાયુ, પિત્ત, દમ, તૃષા, ઉધરસ, ક્ષતક્ષય તથા રાજ્યક્ષ્માનો નાશ કરે છે. તેજ પાકવાથી બળકારક છે; અને પિત્ત, વાયુનો નાશક છે. **પાણ-મહૂડા**(પ્રાણીમાં થનારી જાત છે તે):—મધુર, વૃષ્ય, શીત, બલકર તથા રસાયન છે; અને વ્રણ ઉલટીનો નાશ કરે છે. ઉપયોગઃ—(૧) **અપસ્માર, ઉન્માદ, સન્નિપાત, અપતંત્રક વાયુ ઉપરઃ**—મહૂડાની અંતરછાલ, પીંપર, વજ, મરી અને સિંધવ એ કોકરવરણા પાણીમાં વાટી નસ્ય આપવું. (૨) **ઘોંટ સર્પ ઉપરઃ**—મહૂડાના ફળમાંનાં બિયાં પાણીમાં ઘસી પાવાં. (૩) **ધાતુ પુષ્ટ થઇ કામોત્તેજન આવવા માટેઃ**—મહુડાની અંતરછાલનું ચૂર્ણ દિવસમાં બે વાર સવાર સાંજ દર વખતે ૨—૩ માસા જેટલું, ગાયનું ઘી અને મધ સાથે આપવું. ઉપર ગાયનું ધારોષ્ણ અથવા તપાવેલું દૂધ, ઘી સાકર સાથે પાવું. (૪) **સર્પના વિષ ઉપરઃ**—મહૂડાના ફળમાંનાં બિયાં પાણીમાં ઘસી અંજન કરવું

**૪૩૩. મંદારઃ**—સં૦ મ૦ હિં૦ બં૦ માંદાર. ક૦ માંદારનું. તા૦ કોકકુમાંદારે. મલા૦ વેળુત્તા-માંદારં. લા૦ કેલોટ્રોપિસ પ્રોસિરા.

એને "આકડીઓ મંદાર" પણ કહે છે. મંદારનાં ઝાડ આકડાનાં ઝાડને ઘણાંજ મળતાં છે; ફક્ત ફૂલમાં અને ઝાડના રંગમાં ફેર જણાય છે. મંદારનું ઝાડ ધોળું અને ભુરૂં હોય છે. એ ઝાડ રાનમાં આપોઆપ ઉગે છે. એનાં ફૂલ ધોળાં હોય છે. એના ઉપર ભમરા ઘણા બેસે છે. એક વર્ષની અંદર એને ફૂલ આવે છે, એનો કોયલો દારૂના કામમાં આવે છે. એનું દૂધ ઉકાળી જાડું કરવાથી તેનો ગુંદર જેવો ઉપયોગી પદાર્થ, ('ગટ્ટાપર્ચા Guttaparcha) તૈયાર થાય છે. **મંદારઃ**—તીખો, કડવો તથા ઉષ્ણ છે; અને કફ, મેદ, વિષ, વાયુ, કોઢ, વ્રણ, સોજો, કંડૂ તથા વિસર્પનો નાશ કરે છે. **ધોળો**

મંદાર:—અતિ ઉષ્ણ, કડવો, તથા મલશોધક છે; અને મૂત્રકૃચ્છ્ર, વ્રણ, કૃમિ અને અત્યંત દારૂણ વ્યાધિ નાશ કરે છે. ઉપયોગ:—(૧) વિષમ જ્વર ઉપર:—મંદારનાં મૂળીઆં રવિવારે કાને બાંધવાં. એ વિષમ જ્વર જાય છે. (૨) આમવાત, રક્તાતિસાર, ઉપદંશ અને રક્ત કુષ્ટ (કોઢ) ઉપર:—મંદારનાં મૂળીઆંની છાલનું ચૂર્ણ રોજ આસો દિવસમાં ત્રણવાર સાકર સાથે આપવું. (૩) વાતશૂ ઉપર:—મંદારનાં મૂળીઆંનું ચૂર્ણ દૂધમાં પાવું.

૪૩૪. માંકડી:—એ હીંબુડીની જાતનું વગડાઉ ઝાડ છે. એનાં પાન હીંગડીના પાન જેવાંજ હોય એને હીંબુડી જેવાંજ બારિક ફળ આવે છે. તે સોપારી જેવડાં હોય છે. એ ઝાડ રાયગઢ કિલ્લા ઉપ થાય છે. ઉપયોગ:—(૧) વાયુ બદ્ધ શરીર હોય તો:—માંકડીનાં સૂકાએલાં પાન તંબાકુની પે ચલમમાં નાખી ૭ દિવસ પાવાં, એટલે શરીરમાંનો વાયુ નીકળી જાય છે. (૨) વાયુ ઉપર:—માકડીનાં પાનનો રસ અગર કાઢો પાવો. (૩) સંધિવાયુ અને સૂવારોગ ઉપર:—એકાદ ઈ અથવા માટી તપાવી, તે ઉપર માકડીનાં પાન નાંખી તે વડે અંગ શેકવું. અથવા પાન પાણીમાં કાઢ તે વડે ૪ દિવસ સ્નાન કરવું; અને શરીરે પવન લાગવા દેવો નહિ. (૪) ઢોરોના ક્ષત ઉપર:—માંકડીનાં પાન વાટી તે ક્ષત ઉપર ચોપડવાં.

૪૩૫. માચોલ. (મચીયણ):—એ ઝાડ ઘણું તો એક હાથ વધે છે. તેની ડાળીઓને ઘઉં છાલ જેવો નરમ લીલાં રંગનો ગર હોય છે, તથા માચોલ વગડાઉ ખારી જમીનમાં થાય છે, એટલે ઘણુંજ ખારૂં હોય છે. એ ભાજીનાં ઝાડ પોંક નાંખી તેના ઉપરની છાલ કાઢી નાખી તેને સધારે હીંગથી વઘારી શાક કરે છે. માચોલનું રાયતું પણ કરે છે. એમાં મુખ્યત્વે ખારાશ હોવાથી તેનું શાક કે રાયતું કરતી વેળાએ તેમાં મીઠું નાખવું પડતું નથી.

૪૩૬. માઠ:—(સં૦ મારિષ.) માઠનું શાક સર્વત્ર અને સર્વકાળે મળે છે. એમાં રાતો અને ધોળે એવા બે પ્રકાર છે. માઠની ભાજી વાવ્યા પછી ત્રણ અઠવાડીઆમાં મોટી થઇ ખાવાના ઉપયોગમાં આ છે. માઠની ભાજી નિર્મળ અને ખાવામાં સારી લાગે છે. ડીટાનાં પાન ચુટી કાઢી ભાજી કરે છે. અ બિયાં આવ્યા પછી ડીંટાની પણ ભાજી કરે છે. ધોળો માઠ:—મધુર, રૂક્ષ ખારો, શીતળ, ગુરૂ, સારક કફકર તથા વાતકારક છે; અને રક્તપિત્ત, મદ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. રાતો માઠ:—કિંચિત્ ગુરૂ, ખારો, મધુર, સારક, કફકારક, પાકકાળે તીખો અને અલ્પદોષ ઉત્પન્ન કરનારો છે. મિશ્રવર્ણ માઠ:—ખારો, સ્વાદુ અને પિત્તકર છે. ખારો માઠ:—ખારો, ખારો તથા મધુર છે અને દોષને કોપાવ નાર છે. પાણી માંહેનો માઠ:—વિશેષકરી રક્તાર્શનો નાશ કરે છે ઉપયોગ:—(૧) ખાંડક (ગુમડ) જલદી ફુટવા માટે:—માઠની ભાજીનું સૂકાએલું ડીંટું બાળી; તેની રાખ અને ચૂનો એકત્ર કરી ઉપર ચોપડવો. (૨) મદ્ય ઉપર ઉતાર:—રાતા માઠની દાંડીનો રસ ૪ તોલા સુધી પાવો.

૪૩૭. માયફળ (માયાં)—સં૦ માયાફળ. મ૦ તુરટે. માયફળ. હિં૦ માજુફળ. ક૦ માપાલકા-યી. ફ્રા૦ માજુસ. અ૦ આપસ. સમરતુલ. તુરફા. ઈં૦ ગાલનટ. લા૦ કારકસ્ ઇન્ ફેકટારિયા.

માયફળનું ઝાડ મોટું થાય છે. એનાં ફળ સાધારણ સોપારી જેવડાં અને તે કરતાં બારિક પણ હોય છે. માયફળ:—તીખાં, ઉષ્ણ, શૈથિલ્યને સંકોચ કરનાર, પ્રશસ્ત અને વાતનાશક છે. ઉપયોગ:— (૧) નાસારોગ ઉપર:—માયફળોની ભૂકી સુંઘવી. (૨) બાળકોના રક્ત સંગ્રહણી ઉપર:—ગાયના દૂધમાં કિંવા ઘીમાં માયફળ ૪ ઘસી પાવાં. (૩) બાળકોના અતિસાર અને સંગ્રહણી ઉપર:—માયફળ અને સુંઠ ઘીમાં ઘસી ચટાડવાં (૪) યોનિસંકોચન થવા માટે:—માયફળ અને ફુલાવેલી ફટકડીના ચૂર્ણની પોટલી યોનીમાં રાખવા આપવી; અથવા માયફળ અને કપૂર મધમાં ખરલ કરી અંદર લેપ કરવો. (૫) દાંત હાલતા હોય તે ઉપર:—માયફળ ૧ તોલો, ફટકડી ૧ તોલો અને ધોળો કાથો ૧ તોલો, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે દરરોજ દાંતે ઘસી લાળ ગળવા દેવી એ પ્રમાણે દિવસમાં બે વાર કરવું. ઔષધ ત્રણ કિંવા ચાર દિવસ આપવું ગુણપ્રદ થશે. (૬) બાળકોના જીર્ણજ્વર ઉપર:—

રેક માયફળ બે રાત્રે ઠંડા પાણીમાં પલાળી રાખવાં; અને બીજે દિવસે સવારમાં તે માયફળ ત્રણ ા ગાયના દૂધમાં ઘસી ૭ દિવસ પાવાં. (૭) **આમાંશ ઉપર:**—માયફળ ગાયના માખણના ર્યાં પાણીમાં ઘસી ચાટણ કરવું. (૮) **લાલાસ્રાવ ઉપર:**—માયફળના કાઢામાં ફટકડી અને કાથાનું નાંખી તેના કોગળા કરવા.

**૪૩૮. માયમૂળ. ( ગરમેલ ):**—સં૦ માયિની, માકંદી. મ૦ માઈણમૂળ. હિં૦ માયમૂલ. ક૦ ગિણી. લા૦ કાલે-સએર્બેન્ટસ્.

એ ઝાડ નાના અજમાના જેવાં થાય છે. એનાં પાન અજમાનાં પાન જેવાં થાય છે. એનાં મૂળી-ને 'માયમૂળ' કહે છે. એનાં મૂળીઆં ખોદી લાવી તેનું અથાણું કરે છે. માયમૂળની ઉત્પત્તિ ગુજરાતમાં ી થાય છે. એ મૂળીઆં ઔષધિ હોવાને લીધે રોગી લોકોને એનું અથાણું આપે છે. એથી અપકાર ાનો ભય નથી. **માયમૂળનું ઝાડ:**—તીખું, કડવું, મધુર, અગ્નિદીપક, રૂચિકર તથા બલકર છે; અને યુ, કફ, કવલુ, ગુલ્મ, ઉદર, આનાહ તથા શીતજ્વરનો નાશ કરે છે. **એના કંદ:**—પાકકાળે મધુર અને કાસી છે; તથા પાંડુ, સોજો, કૃમિ, પ્લીહા, ગુલ્મ, આનાહ, ઉદર, સંગ્રહણી અને અર્શનો નાશ કરે છે.

**૪૩૯. માલેબંધ. ( મ ):**—(સં૦ સંધિની.) આ ઝાડની ઉંચાઇ એક વેંતથી એક હાથ જેવડી ય છે. એનાં પાન એક આંગળ લાંબાં હોય છે. એ ઝાડ દક્ષિણ કોકણમાં થાય છે. એ ઝાડમાં એવો મત્કાર છે કે એનાં પાન ઉપરથી અધીંજ તોડી પુનઃ મેળવી દેવાથી લાગલોજ તેનો સાંધો મળી જાય . આ પાનમાં ચીકાશ બહુ હોય છે. **ઉપયોગ:**—(૧) **અભિઘાત કિંવા અસ્થિભંગમાં જખમ ઇ રક્તસ્રાવ થતો હોય તે ઉપર:**—તત્કાળ માલેબંધ વાટી વડી કરી, જખમ ઉપર લગાવી પાટો ાંધવો. ગમે તેવો દુર્ધર જખમ હોય તોપણ રક્તપ્રવાહ તુરતજ બંધ થઇ ત્રણ દિવસમાં જખમ ભરાઇ ાવે છે. પાન સૂકાં હશે તોપણ ચાલશે.

**૪૪૦. માલકાંગણી:**—સં૦ જ્યોતિષ્મતી. મ૦ માલકાંગોણી. મલા૦ કરડકાંગોણી. હિં૦ માલ-ગૂણી. બં૦ લતાફટકી. ક૦ કૈગુએરહુ. તૈ૦ વાવંજી, બેકકુડુતોગે. તા૦ વલુ લુવઇ. અતિપરિચ્ચમ્. ૦ કાલ. ઈં૦ સ્ટાફટ્રી લા૦ સિલેસ્ટ્રસ્ પેનિકયુલેટા.

માલકાંગણીના વેલા થાય છે. એ વેલાને ચોમાસામાં બારિક ફળની મોટી મોટી લુમ આવે છે. હેલાં એ ફળનો લીલો રંગ થાય છે. એ ફળમાંનાં બિયાંનું તેલ કાઢે છે. **લઘુ માલકાંગણી:**—દીપક, મેધાકર, બુદ્ધિવર્ધક અને દુર્જર છે. **માલકાંગણી:**—રસકાળે કડવી, રૂક્ષ, કિંચિત્ તીખી, દાહકર, અગ્નિ-દીપક, અતિ ઉષ્ણ, મેધા, પ્રજ્ઞા તથા પુષ્ટિને કરનારી, વૃષ્ય, વાંતિકર, તીક્ષ્ણ, વર્ણકર અને તુરી છે; તથા કફ, વાત, વ્રણ, પાંડુ, વિસર્પ અને ઉદરપીડાનો નાશ કરે છે. **માલકાંગણીનું તેલ:**—કડવું, વાંતિકારક, અતિ ઉષ્ણ, સારક, તીક્ષ્ણ, પિત્તલ, સ્મૃતિ, બુદ્ધિ, મેધાને કરનારૂં, લેખન, રસાયન તથા અગ્નિદીપક છે; અને વાયુ, ત્રિદોષ તથા કફનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **અફીણના વિષ ઉપર:**—માલકાંગણીના પાતનો રસ પાવો. ( ૨ ) **ખસ ઉપર:**—માલકાંગણીનાં બિયાંનું તેલ ચોપડવું. ( ૩ ) **સર્વ વાયુ ઉપર:**—માલકાંગણીનાં બિયાં, સુંઠ અને અજમો, એ સમભાગે અને એથી બમણો જૂનો ગોળ, એ એકઠાં કરી ખાંડી અર્ધા તોલા જેવડી ગોળીઓ કરવી; અને રોજ એક ગોળી ઘી સાથે ખાવી. (૪) **અટકાવ બંધ થયો હોય તે ઉપર:**—માલકાંગણીના પાનનો રસ પાવો. (૫) **રક્તમૂળવ્યાધિ ઉપર:**—માલકાંગણીનાં બિયાં વાટી લેપ કરવો. ( ૬ ) **ઉદરરોગ ઉપર:**—માલકાંગણીનું તેલ દરરોજ દૂધ સાથે પીવું. (૭) **સર્પના વિષ ઉપર:**—માલકાંગણીનાં મૂળીઆં ઘસી ચોપડવાં.

**૪૪૧. માહુલી:**—(સં૦ મહાયમલપત્રક.) માહુલીનો વેલો હોય છે. કંચનારનાં કિંવા આમળાનાં પાન જેવાં એનાં જોડપાન હોય છે. એ પાન કંચનારના પાન કરતાં ત્રમણાં ચોગણાં મોટાં હોય છે. માહુલીના વેલા ગલીચપુરના રાનમાં અને કનકેશ્વરના ડુંગરમાં ઘણા થાય છે. બીજા ઠેકાણે હોવાનું સાંભળવામાં નથી. એનાં પાનનાં પત્રાળાં ઘણાં ઉત્તમ થાય છે. એ પાન ઘણા દિવસનાં હોય તો પણ પાણી સીંચવાથી પુનઃ નરમ થાય છે. એ પાનમાં રાખેલી વસ્તુ બગડતી નથી.

૪૪૨. મિરજોળી:—મિરજોળીના વેલા ઝાડની જોડમાં ઉત્પન્ન થાય છે. એનાં મૂળીઆં ઝાડમાં હોય છે. એનાં પાન મોટાં હોય છે. એ પાનનો વાસ ઘણો આવે છે. એ પાન મિરચેલીનાં પાન જે હોય છે. પાનનું ડીંટું એ આંગળ લાંબું હોય છે. મિરજોળીનો રસ નાકમાં નાખે તો છીંકો આવે છે. મિરજોળીનો રસ ઉષ્ણ અને વાયુનાશક છે. ઉપયોગ:—(૧) બદ જલદી ફટવા માટે:—મિરજોળીનાં પાન બારક વાટી તેની નાની વડી કરી ગાંઠ ઉપર લગાવવી, જેથી ગાંઠ જલદી ફૂટશે; પછી એ ઔષધ ચોપડવાથી અંદરનું સર્વ દર્દ તુરત નીકળી જશે. (૨) અંગમાં કળતર થાય છે તે ઉપર:—મિરજોળીનાં કુમળાં પાનનો અંગરસ કાઢવો; અને જુનાં પાનનો રસ કાઢવાને પાણીને બદલે તે રસ છાંટી જુનાં પાનનો રસ કાઢવો. પછી એ રસમાં નાળીએરનો અંગરસ એક ચતુર્થાંશ મેળવી તેમાં ઝીણી વાટેલ મરીની ભૂકી નાંખી તે મિશ્રણ અંગે મર્દન કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ બે વખત ચોપડી ચોથે દિવસે ગરમ પાણી વડે સ્નાન કરવું. એટલે અંગમાંનું કળતર નાશ પામશે. (૩) સન્નિપાત જ્વર ઉપર:—મિરજોળીનાં પંચાંગનો કાઢો કરી પીંપરનું ચૂર્ણ નાંખી પાવો. (૪) ગુલ્મરોગ ઉપર:—મિરજોળીનાં મૂળીઆં નાળીએરના રસમાં ઘસી થોડો ગોળ નાંખી પાવાં.

૪૪૩. મીઠો લીંબડો:—(સં૦ કૈટર્ય. મ૦ કઢીનિંબ.) આ ઝાડ ઘણાં મોટાં થતાં નથી. આ ઝાડ બાગમાં વાવે છે. એ ઝાડને બારિક કાંટા હોય છે. એનાં પાન સુગંધી છે. એ પાન મસાલામાં નાખે છે, તથા ઘી ચોપડી દેવતાની ઝાળમાં શેકી કઢીમાં નાંખે છે. તેથી કઢી સુવાસિક થાય છે. મીઠો લીંબડો:—શીતળ, કડવો, તિખટ, તુરટ તથા લઘુ છે; અને દાહ, અર્શ, કૃમિ, રક્ત, સંતાપ, સોજો, કોઢ, ભૂતબાધા તથા વિષનો નાશ કરે છે.

૪૪૪. મીઠું લીંબુ (મોસંબી):—સં૦ મધુજંબીર. મ૦ સાખરલીંબુ. હિં૦ મીઠાં લીંબુ. બં૦ કમલાલેબુ. ક૦ કીત્તિલે, સક્કરેગંચી. ફ્રા૦ લેમતશીરી. અ૦ લીમુ નેહુલુ. ઈં૦ સ્વીટ લેમન.

આ એક લીંબુનીજ જાત છે. પરંતુ એનાં ફળ ખાટાં લીંબુ કરતાં મોટાં થાય છે. એ ફળ નાળીએર જેવડું થાય છે. એનો સ્વાદ મીઠો હોય છે. એ ઝાડ ઘણાંજ ઉંચાં વધી એનો વિસ્તાર પણ ઘણો મોટો થાય છે. એ ઝાડ ઉપર કાંટા હોય છે. પાકા ફળનો રંગ રાતો હોય છે. ઉષ્ણ ઋતુમાં એ ફળ ઘણાં સારાં લાગે છે. મીઠું લીંબુ:—મધુર, સ્વાદવાળું, શીતળ, તર્પણ, તૃષ્ણ, વૃષ્ય, પુષ્ટિકારક, જડ, ધાતુવર્ધક અને ગ્રાહક છે; તથા વાયુ, પિત્ત, કફ, ઉલટી, શોષ, વિષરોગ, રક્તરોગ, અરૂચિ અને શ્રમનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) ઉલટી ઉપર:—સકાએલા મીઠા લીંબુની રાખ મધમાં આપવી.

૪૪૫. મીંઢળનું ઝાડ:—(સં૦ મદન. મ૦ હિં૦ ગેળ.) આ ઝાડ ઘણું મોટું થતું નથી. એને બે આંગળ જેવડી લંબાઈના નાના અને મોટા કાંટા હોય છે. એનાં પાન વડનાં પાન જેવાં હોય છે. એને સોપારી જેવડાં ફળ આવે છે; તે પાકે એટલે પીળાં થાય છે. એ ફળને 'મીંઢળ' કહે છે. એ ઝાડ ડુંગરાળ પ્રદેશમાં બહુ થાય છે. એની ભૂકી કરી કાળી લોક નદીમાં નાંખે છે; તેથી કરી માછલાં તેમાં લુબ્ધ થઈ ત્યાંનાં ત્યાંજ રહે છે. ચોમાસાને માટે જે ધાન્ય સંગ્રહ કરી રાખવાનું હોય તેમાં લીલાં મીંઢળ નાંખવાં એટલે તે ધાન્ય સડી જતું નથી. ચાળેલી રાખમાં પારો મિશ્ર કરી તે રાખ ધાન્યમાં નાખે છે, તે કરતાં આ યોગ ઉત્તમ છે. મીંઢળ:—તીખું, કડવું, ઉષ્ણ, મધુર, લેખન, લઘુ, રૂક્ષ, વાંતિકારક, કડવું અને બસ્તિકામ વિષે ઉત્તમ તથા હિતકારક છે; અને કફ, વાયુ, વ્રણ, શોષ, અનાહ, સોજો, વિદ્રધિ, વિષ, ગુલ્મ, સળેખમ, કોઢ, અર્શ તથા તાવનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) આગંતુક પેટશૂળ ઉપર:—મીંઢળ કાંજીમાં ઘસી તેનો દિવસમાં નવ દસ વખત નાભિ (ડુંટી) ઉપર લેપ કરવો. (૨) પિત્ત પડવા માટે:—મીંઢળનો રસ બે પૈસા ભાર કાઢી તેમાં મધ નાંખી પાવો. સૂકું ફળ હોય તો ચૂર્ણ મધ સાથે આપવું એટલે ઉલટી થઈ પિત્ત પડશે. (૩) શીઘ્ર પ્રસૂતિ થવા માટે:—જનનેંદ્રિય (યોનિ) ને મીંઢળનો ધુણી આપવી અને કજાળવીના મૂળીઆનો દોરો બાંધી તે હાથે પગે બાંધવાં. (૪) કફવાત ઉપર:—મીંઢળનું ચૂર્ણ દૂધમાં મેળવી પાવું. એટલે ઉલટી થઈ કફ-વાયુની પીડા દૂર થાય છે. (૫) આધાશીશી ઉપર:—સૂર્યોદય પહેલાં મીંઢળ તથા સાકર ગાયના દૂધમાં ઘસી તેનું નસ્ય આપવું. (૬) ગડગુમડ

અને ધાવરા ઉપર:—મીંઢળ લીંબડાનાં રસમાં ઘસી ચોપડવું. (૭) જૂ મરવાને માટે:—મીંઢળનો રસ કાઢી માથે ચોપડવો એટલે ચાર ઘડીમાં જૂઓ મરે છે. (૮) સ્તનરોગ ઉપર:—મીંઢળ ઠંડા પાણીમાં ઘસી લેપ કરવો. (૯) ઉલટી થઇ કફ પડવા માટે:—મીંઢળ ૧ તોલો, સિંધવ ૦ા તોલો અને પીંપર દોઢ માસો, એનું ચૂર્ણ કરી તે ૪ માસા ગરમ પાણીમાં નાંખી પાવું.

૪૪૬. મુચકંદ ( સં૦ ક૦ હીં૦ મ૦ ):—લા૦ પ્ટેરો સ્પરમનૂ, (સુબરફિલીપમ્. ) આ ઝાડ મોટું થાય છે. એ ઝાડનાં પાન ખાખરાનાં પાન જેવાં મોટાં હોય છે. એ ઝાડ ઉપર એક વેંત લંબાઇનું એક ફૂલ આવે છે. એ ફૂલનો રંગ પીળો હોય છે. ફૂલનો સુવાસ સાધારણ હોય છે. ફૂલને ચાર પાંખડીઓ હોય છે. એ ઝાડ ઉપર ચોર આમલીનાં જેવાં પરંતુ તે કરતાં નાનાં ફળ આવે છે. એનું લાકડું ઇમારતના ઉપયોગમાં આવતું નથી. મુચકંદ:—તીખું, કડવું તથા ઉષ્ણ છે; અને કફ, ઉધરસ, કંઠદોષ, ત્વગ્દોષ, સોજો, વ્રણ, ખરજ, મસ્તકપીડા, ત્રિદોષ, રક્તપિત્ત તથા પિત્તવિકારનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) વાયુ સંબંધી મસ્તક પીડા ઉપર:—મુચકંદનાં ફૂલ અને એરંડાનાં મૂળીઆં કાંજીમાં વાટી તેનો લેપ કરવો. (૨) આદાશિશી ઉપર:—મુચકંદનાં ફૂલ વાટી મસ્તક ઉપર લેપ કરવો. (૩) ઢોરોના ફુંદ રોગ (ઢોર સૂકી લીંડીઓ હગે છે, દિવસે દિવસ શક્તિ ક્ષીણ થઇ સૂકાઇ જાય છે અને સર્વ દાંત હાલવા લાગે છે તે ) ઉપર:—મુચકંદની છાલનો રસ કાચો અર્ધો શેર કાઢી તેમાં તેટલોજ નાળીએરનો રસ નાંખી તે મિશ્રણમાં ૬ તોલા સુધી ગોળ નાખી દરરોજ એકવાર, એમ સાત દિવસ સુધી ઔષધ પાવું. (૪) મલદ્વાર બહાર આવે છે તે ઉપર:—મુચકંદના ફૂલની રાખ માખણમાં ખરલ કરી ચોપડવી.

૪૪૭. મુદ્દ્ગર ( કમરખ ):—સં૦ કર્માર. મ૦ ક૦ કર્મેર. હિં૦ કમરખ. બં૦ કામરંગ.

એ ઝાડ કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે. મુદ્દ્ગરનાં ઝાડ મોટાં થતાં નથી. એનાં પાન પાતળાં અને છાયા ઘણી ઠંડી હોય છે. આ ઝાડ સર્વ કાળ લીલું હોય છે; અને તેને ફળ પુષ્કળ આવે છે. મુદ્દ્ગરનું અથાણું અને મુરબ્બો સારો થાય છે. મુદ્દ્ગર ગળચટાં હોય છે. મરી, જીરૂં અને મીઠું લગાડવાથી વિશેષ રૂચિ આવે છે. કોઇ કોઇ પાકેલાં મુદ્દ્ગર એમના એમ ખાય છે. તેનો રંગ પીળો હોય છે. તેને ચારે બાજૂએ રેખા હોય છે, આ ફળ પાકે ત્યારે સુંદર દેખાય છે. આ ફળ પિત્તનાશક છે. એને "કમક" પણ કહે છે. મુદ્દ્ગર લીલાં:—ખાટાં, ઉષ્ણ, વાતનાશક અને હિતકારક છે. પાકેલાં મુદ્દ્ગર:—મધુર, ખાટાં, બલકર, પુષ્ટિપ્રદ અને રૂચિકારક છે.

૪૪૮. મુસળી:—( સં૦ મુસલી. મ૦ મુસળકંદ. હિં૦ મુસલીકંદ. ) મુસળીનાં નાનાં નાનાં ઝાડ ચોમાસામાં વગડામાં ઉગે છે. એનાં પાન ખારેકના નાના રોપાનાં પાન જેવાં, પરંતુ તે કરતાં પાતળાં અને પહોળાં હોય છે. એના કંદ થાય છે એ મોટાં અને પાંચ છ આંગળ લાંબા હોય છે; એનો વર્ણ કાળો હોય છે. એ કંદ પૌષ્ટિક છે. મુસળકંદને " કાળી મુસળી " પણ કહે છે. મુસળી:—મધુર, શીતલ, વૃષ્ય, ધાતુપુષ્ટ, બલને આપનારી, શ્લેષ્મલ, પિત્તલ તથા જડ છે; અને પિત્ત, દાહ, શ્રમ તથા રક્તદોષનો નાશ કરે છે. કાળીમુસળી અધિક ગુણવાળી અને રસાયનિક છે. ઉપયોગ:—(૧) વીર્યવૃદ્ધિ અને પુષ્ટતાને માટે:—મુસળકંદના ઝાડના કંદ સ્વચ્છ ધોઇ છોલી સારી પેઠે સૂકવવા અને તેની બારિક ભૂકી કરી રાખવી. પછી રોજ સવારમાં ગાયનું દૂધ ૧૪ તોલા લેઇ તેમાં ઉપર કહેલી ભૂકી બે તોલા સુધી નાંખી, મેળવી અગ્નિ ઉપર મૂકી દૂધ ઉકાળવું. ઉકાળતાં અર્ધું રહે એટલે તેમાં સાકર ૩ તોલા અને ઘી બે તોલા નાંખી પાકું કરવું. પછી તેમાં જાયફળ, એલચી, કેસરની ભૂકી નાંખી બદામ, ચારોળી નાંખવી તથા તેમાંથી અર્ધો પાક સવારે અને અર્ધો સાંજે એ પ્રમાણે નિત્ય નવો તૈયાર કરી સાત કે ચૌદ દિવસ ખાવાથી પાતળી થયેલી ધાતુ ઘટ્ટ થઇ ધાતુ વૃદ્ધિ થાય છે. (૨) ધાતુપુષ્ટતાને માટે:—મુસળી ચાવી ખાવી અથવા એનું ચૂર્ણ ઘી અને સાકર નાંખી ખાવું. (૩) મૂતરખડા ઉપર:—મુસળકંદ ખાવા, એટલે ખડો ગળી જાય છે. (૪) પ્રદર ઉપર:—મુસળી અને જાસુંદીની કળીઓ સાકર સાથે ખાઇ ઉપર દૂધ પીવું. (૫) સંગ્રહણી ઉપર:—મુસળી છાશમાં કિંવા ચોખાના ધોવરામણમાં વાટી એક તોલો આપવી. પથ્ય છાશ અને ભાત ખાવાં.

૪૪૨. **મિરજોળી:**—મિરજોળીના વેલા ઝાડની જોડમાં ઉત્પન્ન થાય છે. એનાં મૂળીઆં ઝાડમાં હોય છે. એનાં પાન મોટાં હોય છે. એ પાનનો વાસ ઘણો આવે છે. એ પાન મિરવેલીનાં પાન જે હોય છે. પાનનું ડીંટું બે આંગળ લાંબું હોય છે. મિરજોળીનો રસ નાકમાં નાખે તો છીંકો આવે છે. **મિરજોળીનો** રસ ઉષ્ણ અને વાયુનાશક છે. **ઉપયોગ:—(૧) ગાંઠ જલદી ફૂટવા માટે:**—મિરજોળીનાં પાન બારીક વાટી તેની નાની વડી કરી ગાંઠ ઉપર લગાવવી, જેથી ગાંઠ જલદી ફૂટશે, પછી એ ઔષધ ચોપડવાથી અંદરનું સર્વ દર્દ તુરત નીકળી જશે. **(૨) અંગમાં કળતર થાય છે તે ઉપર:**—મિરજોળીનાં કુમળાં પાનનો અંગરસ કાઢવો; અને જુનાં પાનનો રસ કાઢવાને પાણીને બદલે તે રસ નાંખી જુનાં પાનનો રસ કાઢવો. પછી એ રસમાં નાળીએરનો અંગરસ એક ચતુર્થાંશ મેળવી તેમાં ઝીણી વાટેલ મરીની ભૂકી નાખી તે મિશ્રણ અંગે મર્દન કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ બે વખત ચોપડી ચોથે દિવસે ગરમ પાણી વડે સ્નાન કરવું. એટલે અંગમાંનું કળતર નાશ પામશે. **(૩) સન્નિપાત જ્વર ઉપર:**—મિરજોળીનાં પંચાંગનો કાઢો કરી પીંપરનું ચૂર્ણ નાંખી પાવો. **(૪) ગુલ્મરોગ ઉપર:**—મિરજોળીનાં મૂળીઆં નાળીએરના રસમાં ઘસી થોડો ગોળ નાંખી પાવાં.

૪૪૩. **મીઠો લીંબડો:**—(સં૦ કૈટર્ય. મ૦ કઢીનિંબ.) આ ઝાડ ઘણાં મોટાં થતાં નથી. આ ઝાડ બાગમાં વાવે છે. એ ઝાડને બારિક કાંટા હોય છે. એનાં પાન સુગંધી છે. એ પાન મસાલામાં નાખે છે, તથા ઘી ચોપડી દેવતાની ઝાળમા શેકી કઢીમાં નાંખે છે. તેથી કઢી સુવાસિક થાય છે. **મીઠો લીંબડો:**—શીતળ, કડવો, તિખટ, તુરટ તથા લઘુ છે; અને દાહ, અર્શ, કૃમિ, શૂળ, સંતાપ, સોજો, કોઢ, ભૂતબાધા તથા વિષનો નાશ કરે છે.

૪૪૪. **મીઠું લીંબુ (મોસંબી):**—સં. મધુજંબીર. મ૦ સાખરલીંબુ. હિં૦ મીઠાં લીંબુ. બં૦ કમલાલેબુ. ક૦ કીત્તિલે, સક્કરેગંચી. ફા૦ લેમનશીરી. અ૦ લીમુ નેહલુ. ઈં૦ સ્વીટ લેમન.

આ એક લીંબુનીજ જાત છે. પરંતુ એનાં ફળ ખાટાં લીંબુ કરતાં મોટાં થાય છે. એ ફળ નાળીએર જેવડું થાય છે. એનો સ્વાદ મીઠો હોય છે. એ ઝાડ ઘણાંજ ઉંચાં વધી એનો વિસ્તાર પણ ઘણો મોટો થાય છે. એ ઝાડ ઉપર કાંટા હોય છે. પાકા ફળનો રંગ રાતો હોય છે. ઉષ્ણ ઋતુમાં એ ફળ ઘણું સારું લાગે છે. **મીઠું લીંબુ:**—મધુર, સ્વાદવાળું, શીતળ, તર્પણ, તૃષ્ણ, વૃષ્ય, પુષ્ટિકારક, જડ, ધાતુવર્ધક અને ગ્રાહક છે, તથા વાયુ, પિત્ત, કફ, ઉલટી, શોષ, વિષરોગ, રક્તરોગ, અરૂચિ અને શ્રમનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ઉલટી ઉપર:**—સુકાએલા મીઠા લીંબુની રાખ મધમાં આપવી.

૪૪૫. **મીંઢળનું ઝાડ:**—(સં૦ મદન. મ૦ હિં૦ ગેળ.) આ ઝાડ ઘણું મોટું થતું નથી. એને બે આંગળ જેવડી લંબાઈના નાના અને મોટા કાંટા હોય છે. એનાં પાન વડનાં પાન જેવાં હોય છે. એને સોપારી જેવડાં ફળ આવે છે; તે પાકે એટલે પીળાં થાય છે. એ ફળને 'મીંઢળ' કહે છે. એ ઝાડ ડુંગરાળ પ્રદેશમાં બહુ થાય છે. એની ભૂકી કરી કોળી લોક નદીમાં નાંખે છે; તેથી કરી માછલાં તેમાં લુબ્ધ થઈ ત્યાંનાં ત્યાંજ રહે છે. ચોમાસાને માટે જે ધાન્ય સંગ્રહ કરી રાખવાનું હોય તેમાં લીલાં મીંઢળ નાંખવાં એટલે તે ધાન્ય સડી જતું નથી. ચાળેલી રાખમાં પારો મિશ્ર કરી તે રાખ ધાન્યમા નાખે છે, તે કરતાં આ યોગ ઉત્તમ છે. **મીંઢળ:**—તીખું, કડવું, ઉષ્ણ, મધુર, લેખન, લઘુ, રૂક્ષ, વાતિકારક, કડવું અને અસ્તિકામ વિષે ઉત્તમ તથા હિતકારક છે, અને કફ, વાયુ, વ્રણ, શોષ, અનાહ, સોજો, વિદ્રધિ, વિષ, ગુલ્મ, સળેખમ, કોઢ, અર્શ તથા તાવનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) આગંતુક પેટશૂળ ઉપર:**—મીંઢળ કાંજીમાં ઘસી તેનો દિવસમાં નવ દસ વખત નાભિ (ડુંટી) ઉપર લેપ કરવો. **(૨) પિત્ત પડવા માટે:**—મીંઢળનો રસ બે પૈસા ભાર કાઢી તેમાં મધ નાંખી પાવો. સૂકું ફળ હોય તો ચૂર્ણ મધ સાથે આપવું એટલે ઉલટી થઈ પિત્ત પડશે. **(૩) શીઘ્ર પ્રસૂતિ થવા માટે:**—જનનેંદ્રિય (યોનિ) ને મીંઢળની ધુણી આપવી અને કળલાવીના મૂળીઆનો દોરો બાંધી તે હાથે પગે બાંધવાં. **(૪) કફવાત ઉપર:**—મીંઢળનું ચૂર્ણ દૂધમા મેળવી પાવું. એટલે ઉલટી થઈ કફ-વાયુની પીડા દૂર થાય છે. **(૫) આધાશીશી ઉપર:**—સૂર્યોદય પહેલાં મીંઢળ તથા સાકર ગાયના દૂધમાં ઘસી તેનું નસ્ય આપવું. **(૬) ગળગુમડા**

ને ધાવરા ઉપર:—મીંઢળ લીંબડાનાં રસમાં ઘસી ચોપડવું. (૭) જૂ મરવાને માટે:—મીંઢળનો ા કાઢી માથે ચોપડવો એટલે ચાર ઘડીમાં જૂઓ મરે છે. (૮) સ્તનરોગ ઉપર:—મીંઢળ ઠંડા ણીમાં ઘસી લેપ કરવો. (૯) ઉલટી થઇ કફ પડવા માટે:—મીંઢળ ૧ તોલો, સિંધવ ૦ા તોલો ને પીંપર દોઢ માસો, એનું ચૂર્ણ કરી તે ૪ માસા ગરમ પાણીમાં નાંખી પાવું.

૪૪૬. મુચકુંદ (સં૦ ક૦ હીં૦ મ૦):—લા૦ પ્ટેરો સ્પરમનૂ, (સુઅર્ફોલીપમ.) આ ઝાડ ટું થાય છે. એ ઝાડનાં પાન ખાખરાનાં પાન જેવાં મોટાં હોય છે. એ ઝાડ ઉપર એક વેંત લંબાઇનું ક ફૂલ આવે છે. એ ફૂલનો રંગ પીળો હોય છે. ફૂલનો સુવાસ સાધારણ હોય છે. ફૂલને ચાર પાંખ-ઓ હોય છે. એ ઝાડ ઉપર ચોર આમલીનાં જેવાં પરંતુ તે કરતાં નાનાં ફળ આવે છે. એનું લાકડું મારતના ઉપયોગમાં આવતું નથી. મુચકુંદ:—તીખું, કડવું તથા ઉષ્ણ છે; અને કફ, ઉધરસ, કંઠદોષ, ત્ગ્દોષ, સોજો, વ્રણ, ખરજ, મસ્તકપીડા, ત્રિદોષ, રક્તપિત્ત તથા પિત્તવિકારનો નાશ કરે છે. ઉપ-યોગ:—(૧) વાયુ સંબંધી મસ્તક પીડા ઉપર:—મુચકુંદનાં ફૂલ અને એરંડાનાં મૂળીઆં કાંજીમાં ાટી તેનો લેપ કરવો. (૨) આધાશિશી ઉપર:—મુચકુંદનાં ફૂલ વાટી મસ્તક ઉપર લેપ કરવો. (૩) ઢોરોના કુંદ રોગ (ઢોર સૂકી લીંડીઓ હગે છે, દિવસે દિવસ શક્તિ ક્ષીણ થઇ સૂકાઇ જાય છે અને સર્વ દાંત હાલવા લાગે છે તે) ઉપર:—મુચકુંદની છાલનો રસ કાચો અર્ધો શેર કાઢી તેમાં તેટલોજ નાળીએરનો રસ નાંખી તે મિશ્રણમાં ૬ તોલા સુધી ગોળ નાખી દરરોજ એકવાર, એમ સાત દિવસ સૂધી ઔષધ પાવું. (૪) મલદ્વાર બહાર આવે છે તે ઉપર:—મુચકુંદના ફૂલની રાખ માખણમાં ખરલ કરી ચોપડવી.

૪૪૭. મુદ્દ્ગર (કમરખ):—સં૦ કર્માર. મ૦ ક૦ કર્મર. હિં૦ કમરખ. બં૦ કામરંગ.

એ ઝાડ કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે. મુદ્દ્ગરનાં ઝાડ મોટાં થતાં નથી. એનાં પાન પાતળાં અને છાયા ણી ઠંડી હોય છે. આ ઝાડ સર્વ કાળ લીલું હોય છે; અને તેને ફળ પુષ્કળ આવે છે. મુદ્દ્ગરનું અથાણું અને મુરબ્બો સારો થાય છે. મુદ્દ્ગર ગળચટાં હોય છે. મરી, જીરૂં અને મીઠું લગાડવાથી વિશેષ રૂચિ આવે છે. કોઇ કોઇ પાકેલાં મુદ્દ્ગર એમના એમ ખાય છે. તેનો રંગ પીળો હોય છે. તેને ચારે બાજૂએ રેખા હોય છે, આ ફળ પાકે ત્યારે સુંદર દેખાય છે. આ ફળ પિત્તનાશક છે. એને "ક્રમક" પણ કહે છે. મુદ્દ્ગર લીલાં:—ખાટાં, ઉષ્ણ, વાતનાશક અને હિતકારક છે. પાકેલાં મુદ્દ્ગર:—મધુર, ખાટાં, બલકર, પુષ્ટિપ્રદ અને રૂચિકારક છે.

૪૪૮. મુસળી:—(સં૦ મુસલી. મ૦ મુસળકંદ. હિં૦ મુસલીકંદ.) મુસળીનાં નાનાં નાનાં ઝાડ ચોમાસામાં વગડામાં ઉગે છે. એનાં પાન ખારેકના નાના રોપાનાં પાન જેવાં, પરંતુ તે કરતાં પાતળાં અને પહોળાં હોય છે. એના કંદ થાય છે એ મોટાં અને પાંચ છ આંગળ લાંબા હોય છે; એનો વર્ણ કાળો હોય છે. એ કંદ પૌષ્ટિક છે. મુસળકંદને "કાળી મુસળી" પણ કહે છે. મુસળી:—મધુર, શીતલ, વૃષ્ય, ધાતુપુષ્ટ, બલને આપનારી, શ્લેષ્મલ, પિત્તલ તથા જડ છે; અને પિત્ત, દાહ, શ્રમ તથા રક્તદોષનો નાશ કરે છે. કાળીમુસળી અધિક ગુણવાળી અને રસાયનિક છે. ઉપયોગ:—(૧) વીર્યવૃદ્ધિ અને પુષ્ટતાને માટે:—મુસળકંદના ઝાડના કંદ સ્વચ્છ ધોઇ છોલી સારી પેઠે સૂકવવા અને તેની બારિક ભૂકી કરી રાખવી. પછી રોજ સવારમાં ગાયનું દૂધ ૧૪ તોલા લેઇ તેમાં ઉપર કહેલી ભૂકી બે તોલા સૂધી નાંખી, મેળવી અગ્નિ ઉપર મૂકી દૂધ ઉકાળવું. ઉકાળતાં અર્ધ રહે એટલે તેમાં સાકર ૩ તોલા અને ઘી બે તોલા નાંખી પાક કરવું. પછી તેમાં જાયફળ, એલચી, કેસરની ભૂકી નાંખી બદામ, ચારોળી નાંખવી તથા તેમાંથી અર્ધો પાક સવારે અને અર્ધો સાંજે એ પ્રમાણે નિત્ય નવો તૈયાર કરી સાત કે ચૌદ દિવસ ખાવાથી પાતળી થયેલી ધાતુ ઘટ્ટ થઇ ધાતુ વૃદ્ધિ થાય છે. (૨) ધાતુપુષ્ટતાને માટે:—મુસળી ચાવી ખાવી અથવા એનું ચૂર્ણ ઘી અને સાકર નાંખી ખાવું. (૩) મૂતરખડા ઉપર:—મુસળ-કંદ ખાવા, એટલે ખડો ગળી જાય છે. (૪) પ્રદર ઉપર:—મુસળી અને જાસુંદીની કળીઓ સાકર સાથે ખાઇ ઉપર દૂધ પીવું. (૫) સંગ્રહણી ઉપર:—મુસળી છાશમાં કિંવા ચોખાના ધોવરામણમાં વાટી એક તોલો આપવી. પથ્ય છાશ અને ભાત ખાવાં.

૪૪૯. મુળા:—સં૦ મૂલક મ૦ મુળા. હિ૦ મુલી ક૦ ગે૦ તા૦ ત્રુ૦ મુલ્લંગી તૈ૦ મુલ્લી: મના૦ હનકપાવ ફા૦ તુરબ. અ૦ બજરૂલ-ફુજલ ઇ૦ રૈડીશ લા૦ રેફેનસ્ સેટીવસ્

મુળા એ એક જાતનું શાક છે. જમીન સારી હોય તો એકેક મુળો પાકા બશેર વજનનો થ છે મુળાના બિયાં વાવી તેના છોડ થાય એટલે તે ઉપર શિંગો આવે છે, અને તેમા મુળાનાં બિયાં હે છે મુળાનું, તેના પાનનુ અને તેની શિંગોનુ શાક થાય છે મુળાનુ રાયતું ઘણું સારૂ થાય[1] છે મુળ એકલા પણ ખાય છે મુળા એ પાચક અને કડો છે. મુળાનો રંગ ધોળો અરૂઢ હોય છે મુળાનાં બિય માખણમા નાખી ધોળવા એટલે માખણ જેવાજ મૃદુ મુળા થાય છે, અને પાક પણ સારો થાય છે સાધારણ મુળા:—તીક્ષ્ણ, ઉષ્ણ, કડવા, તીખા, ગ્રાહક, અગ્નિદીપક, ગુરૂ, રુચિકારક તથા પાચક છે અને અર્શ, ગુલ્મ, હૃદ્રોગ, વાયુ કફ, જ્વર, દમ, નાસારોગ તથા કંઠરોગનો નાશ કરે છે કુમળા મુળા:—ખારા, કડવા, ઉષ્ણ, લઘુ, રુચિકર, અગ્નિદીપક, હૃદ્ય, તીક્ષ્ણ સારક, પાચક, મધુર, ગ્રાહક તથા બલકારક છે, અને મૂત્રદોષ, દમ ઉધરસ, અર્શ, ગુલ્મ, ક્ષય, નેત્રરોગ, નાભિશૂળ, કફ, વાયુ, કંઠરોગ ત્રિદોષ, દ્રુ, શૂળ, આમ, ઉદાવર્ત પીનસ તથા વ્રણનો નાશ કરે છે. સ્થૂલ (જાડો) મુળો:—ઉષ્ણ તીખો, રુચિકર, ગ્રાહક તથા દીપક છે, અને કફ, વાત, કરમ તથા ગુલ્મનો નાશ કરે છે જુના મુળા:—શોષકારક તથા ઉષ્ણ વીર્ય છે, અને દાહ, પિત્ત તથા રક્તકોપનો નાશ કરે છે પાકા મુળા:—તીખા, ઉષ્ણ તથા અગ્નિકારક છે ભોજન પહેલાં ખાવાથી પિત્ત તથા દાહને કોપાવે છે, અને ભોજન વખતે ખાધાથી હિતકર તથા બલકારક છે આ મુળા મીઠું ચોળી ખાવાથી અર્શ, શૂળ અને હૃદ્રોગને નાશ કરે છે મુળાની શિંગો (મોગરીઓ)—કિંચિત્ ઉષ્ણ છે, અને કફ તથા વાયુની નાશક છે મુળાનાં ફૂલ:—કફકારક તથા પિત્તકારક છે. સૂકાએલા મુળા:—લઘુ છે, અને સોજો, વિષદોષ તથા ત્રિદોષને નાશ કરે છે ગાજર જેવા એક લાલ રંગના મુળાને મરાઠીમા "શેંડી મુળા" કહે છે જેને સં સ્કૃતમા 'ગૃંજન' કહે છે, અને ગુજરાતીમા "ગાજર" કહે છે તે-તીખા, ઉષ્ણ, રોચક, અગ્નિ દીપક તથા હૃદ્ય છે, અને કફ, વાયુ, ગુલ્મ તથા દુર્ગંધીનો નાશ કરે છે ગોળમુળા:—તીખા તથા ઉષ્ણ છે, અને કફ, વાયુ, પિત્ત તથા ગુલ્મનો નાશ કરે છે ઉપયોગ:—(૧) ઉચકી ઉપર:—સૂકાએલા મુળા નો કાઢો પાવો (૨) ઓદારશિંગના વિષ ઉપર:—મુળા અને સુવા ખાવા (૩) મૂતરખડા ઉપર:—મુળાના બિયાં તોલા ૪ અર્ધો, શેર પાણીમા ઉકાળી પાણી પાશેર રહે ત્યારે પાવુ (૪) મૂત્ર વ્યાધિ ઉપર:—૨૦ મુળા લઇ પાન સાથે સમારી પાનની નીચે રહેલો ગોળ પૈસા જેવડો લીલો ભાગ લેઇ તે સર્વનો રસ કાઢી તેમા ત્રણ તોલા ઘી નાખી સાત દિવસ પાવો (૫) નળવાયુ ઉપર:—મુળા નો રસ ૪ પૈસાભાર કાઢી તેમાં તેટલુંજ મધ નાખી ૩ દિવસ પાવો (૬) અજીર્ણ ઉપર:—મુળાના પાનના કાપા કરી તે ઉપર મીઠું નાખી જોરથી મસળી કેટલીક વાર એમને એમ રાખવા પછી જોરથી મસળી તેમાનુ પાણી પીવી કાઢી તે પીવા ચાવી ખાવા એટલે તુરત અજીર્ણવિકાર નાશ પામે છે (૭) અમ્લપિત્ત ઉપર:—મુળા અને સાકર ભેગા ચાવીને ખાવાં. (૮) મૂત્રવ્યાધિ ઉપર:—મુળા ખાંડી તેનો રસ એક તોલો કાઢવો, અને ગાયનું ઘી એક તોલો નાંખી તે પાવુ, અથવા મુળાના કાપા ધીમે તળી સાકર સાથે ખાવા (૯) શિબ્મા ઉપર:—મુળાનાં બિયાં અરેડાના પાનના રસમા વાટી તેને લેપ કરવો. (૧૦) ગંડમાલા અને ગલગંડ ઉપર:—મુળાના બિયાં, સજીના બિયાં, સરગવાનાં બિયાં, સરસવ, માતુ અને જવખાર, તેને છાશમા વાટી લેપ કરવો (૧૧) શુકાશ્મરી (પથરી) ઉપર:—મુળાના પાનના રસમા સુરોખાર નાખી પાવો (૧૨) વાત-કફ જ્વર ઉપર:—સૂકાએલા મુળાનો યુષ પાવો. (૧૩) મૂત્રાઘાત ઉપર:—કુમળા મુળાના પાનના રસમા સુરોખાર નાખી ફુગ ઉપર લેપ કરવો

૪૫૦ મુગરેલ:—એને "મુગબુરેલ" પણ કહે છે એ વેલી ઝાડ ઉપર ચડેલી હોય છે એ વેલીની જાડાઇ પગના નળા જેવડી હોય છે એ વેલી દક્ષિણ કોંકણ અને ગોવા, એ પ્રાંતોમાં ઘણી થાય છે એ વેલીની હાથમા પકડવા લાયક સાધારણ લાકડીઓ પણ થાય છે એ વેલીની શિંગોને

1 આરાધણી અનારમણુ પાણી નાખી કાઢો કરી ચતુર્થાંશ રહે તેને યૂષ કહે છે

ગાની આકૃતિ જેવાં બિયાં આવે છે. એનાં પાન લાંબાં હોય છે. એનાં બિયાંનું તેલ કાઢે છે. ઉપ-
ગઃ—(૧) કંડૂ (ખરજ), ખસ, ઇત્યાદિ ઉપરઃ—સુગવેલીનાં બિયાં ગોમૂત્રમાં એક દિવસ
ળી રાખી બીજે દિવસે તેમાંજ બીજું ગોમૂત્ર રેડી બારિક વાટી શરીરે મર્દન કરવું. (૨)
દંશજન્ય ત્વગ્વિકાર, કંડૂ, ખોડો, ખસ, ઇત્યાદિ ઉપરઃ—સુગવેલીનાં બિયાંનું તેલ દિવસે
ને રાત્રે રોજ શરીરે ચોળવું.

૪૫૧. મેઢાશિંગઃ—(સં૦ મેષશૃંગી.) મેઢાશિંગના ઝાડને 'ખરશિંગ' પણ કહે છે. આ ઝાડ મોટું
ય છે. કોકણ પ્રાંતમાં આ ઝાડ ઘણે સ્થળે થાય છે. એનાં પાન કડવા લીંબડાનાં પાન જેવાં પણ
થી લાંબાં હોય છે. એને ચપટી અને એક આંગળ પહોળી તથા આશરે પોણો હાથ લાંબી શિંગો
ાવે છે. એ ઝાડનાં પંચાંગ અને શિંગો કડવાં હોય છે. એનું લાકડું સાધારણ કામમાં ઉપયોગી છે.
ના લાકડાનાં મૃદંગ સારાં થાય છે. મેઢાશિંગઃ—રસકાળે કડવી, રૂક્ષ, પાકકાળે તીખી, સ્વાદુ, શી-
લ, ચક્ષુષ્ય, ભેદક, બલકર, રસાયન તથા તુરી છે; અને દાહ, પિત્ત, કફ, રક્તદોષ, શ્વાસ, ઉધરસ,
ણ, વિષદોષ, કૃમિ, અર્શ, શૂળ, સોજો, હૃદ્રોગ, કોઢ, રક્તપિત્ત તથા વાયુનો નાશ કરે છે. એનું
ળઃ—કડવું, તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, હૃદ્ય, રુચિકર, ખારૂં, ખાટું તથા સ્રંસન છે; અને કોઢ, મેહ,
ફ, કૃમિ, ઉધરસ, વ્રણ, વિષદોષ તથા વાયુનો નાશ કરે છે. ઉપયોગઃ—(૧) પેટશૂળ તથા નળ
ફુલ્યા હોય તે ઉપરઃ—મેઢાશિંગીનાં પાન અથવા છાલ કચરી તેનો રસ પાવો. (૨) કૃમિ ઉપરઃ-
મેઢાશિંગનાં પાન વા છાલનો કાઢો પાવો. (૩) ખસ અને ખોડા ઉપરઃ—મેઢાશિંગના લાકડાનું
પાતાળયંત્રવડે તેલ કાઢી તે તેલ ચોપડવું.

૪૫૨. મેથીઃ—સં૦ મેથિકા, અશ્વબલા. મ૦ હિં૦ મેથી. ક૦ મેથય. તૈ૦ મેંતુલ. તા૦ વેંદાયામ્.
મલા૦ ઉળુવા. ફા૦ તુખ્મે શંપીત. અ૦ બજરૂલ હુલ્બા. ઈં૦ ફેનુ ગ્રીક. લા૦ ટ્રીગો નેલ્લા, ફેન ગ્રેસીય.

મેથી સુમારે વેંત દોઢ વેંત ઉંચી વધે છે. મેથીની ભાજી સર્વત્ર પ્રસિદ્ધ છે. મેથીના જુના છોડ
ઉપર જે શિંગો આવે છે તેમાં મેથી હોય છે. મેથીની ભાજી રૂચિકારક, પથ્યકારક અને શરીરને હિતા-
વહ છે. મેથીનો ઘણો ઉપયોગ છે. મેથી વાતનાશક છે. મેથીની ભાજીઃ—તીખી, ઉષ્ણ, રક્તપિત્તને
કોપાવનારી, દીપન, લઘુ, રસકાળે કડવી, રૂક્ષ, મલાવષ્ટંભક, હૃદ્ય તથા બલકારક છે; અને જ્વર,
અરોચક, ઉલટી, ઉધરસ, વાતરક્ત, કફ, વાયુ, અર્શ, કૃમિ, ક્ષય તથા શુક્રનો નાશ કરે છે. ઉપ-
યોગઃ—(૧) વાયુથી હાથે પગે કળતર થાય તે ઉપરઃ—મેથી ઘીમાં શેકી તેનો લોટ કરવો.
પછી ગોળપાપડીના લાડુ પ્રમાણે તેના લાડુ કરી દરરોજ એક લાડુ ખાવો, એટલે આઠ દિવસમાં કળતરનો
નાશ થશે. (૨) આમ ઉપરઃ—મેથીની ભાજીનો રસ ૫ તોલા કાઢી તેમાં ૬ માસા સાકર
નાખી તે પાવો. કિંવા મેથીનો લોટ દહીંમાં કાલવી ખાવો. (૩) બહુમૂત્ર ઉપરઃ—મેથીની ભાજીનો
રસ પાશેર કાઢી તેમાં અર્ધો પૈસાભાર કાથો અને ૧ પૈસાભાર સાકર નાંખી પાવો. (૪) રક્તાતિ-
સાર ઉપરઃ—મેથીની ભાજીના રસમાં કાળી દ્રાક્ષ નાંખી પાવો. (૫) પ્રસૂતાને દૂધ આવવા માટેઃ—
મેથીનો લોટ ૩ તોલા, રાત્રે અર્ધોશેર દૂધમાં પલાળી રાખવો. બીજે દિવસે સવારમાં એક વાસણ નીચે
દેવતા કરી, તેમાં નવટાંક ઘી નાંખવું. તે ઘી સારૂં તપ્યા પછી ભીજેલો મેથીનો લોટ તેમાં નાંખી શેક્યા
પછી નીચે ઉતારવો. પછી તેમાં રાતી શેરડીનો રસ બે તોલા સુધી નાંખી ૨૧ દિવસ પાવો. (૬)
તાપથી ગરમી (લુખ) લાગે છે તે ઉપરઃ—મેથીની સુકાએલી ભાજી ઠંડા પાણીમાં પલાળી રાખી
સારી પલળ્યા પછી મસળી તે પાણી ગાળી લેવું. અને તેમાં મધ મિશ્ર કરી એકવાર પાવું.

૪૫૩. મેંદીઃ—(સં૦ મેધિકા, યવનેષ્ટા.) મેંદીનાં ઝાડ સુમારે માથોડું દોઢ માથોડું ઉંચાં હોય
છે. પાન બારિક હોય છે. એ પાન સ્ત્રીઓના હાથનાં આંગળાં અને નખો રંગવાના કામમાં લે છે. એ
ઝાડ ઉપર જે ફળના ગુચ્છા આવે છે તેને મરાઠીમાં "ઈસબંધ" કહે છે. બાળકોની નજર બાંધ-
વામાં એને લે છે. ઇસબંધ ઠંડું અને ગુણકારક છે. મેંદીના ફૂલનું અત્તર પણ થાય છે. મેંદીઃ—વાંતિકર
છે; અને દાહ, કોઢ તથા કફનો નાશ કરનારી છે. એનાં બિયાંઃ—શોષક તથા ગ્રાહક છે; અને ગ્રહદોષ,

ભૂતબાધા તથા જ્વરનો નાશ કરે છે ઉપયોગ —(૧) તાપમાં અડવાણે પગે ચાલવાથી તળીઆમાં અતિશય આગ થતી હોય તે ઉપર:—મેદીના તાજા પાન પાણીમા બારિક વાટી તેમા લીંબુનો રસ નાખી પગ તળીઆને જાડો લેપ કરવો કિંવા એ પાન ચુગી તળીએ ચોળવા (૨) સર્વ પ્રકારના ઉષ્ણ પ્રમેહ અને તંતુ પ્રમેહ ઉપર:—મેદીના પાન ઠંડા પાણીમા બારિક વાટી તે પાણી સુમારે પાશેર ગળી લઇ તેમા સાકરની ભૂકી ૨ તોલા નાખી દરરોજ દિવસમા બે વાર એ પ્રમાણે સાત દિવસ પાવો અથવા મેદીના રસમા ગાયનું દૂધ નાખી પાવો (૩) ઉષ્ણતાને લીધે થયેલી ગાંઠ ઉપર:—મેદીના પાન બારિક વાટી તેની થેપલી કરી ગાંઠ ઉપર લગાવવી (૪) શરદ-ગરમી ઉપર:—મેદીના પાનનો રસ ૪ તોલા કાઢી તેમા તેટલુંજ ગાયનું ચોખ્ખું દૂધ નાખી પાવો ઉષ્ણતાનું જોર ઘણું હોય તો સાકર અને જીરૂ નાખવુ (૫) રક્તાતિસાર ઉપર:—મેદીના બિયા બારિક વાટી ઘીમા પલાળી રાખવા રોજ સવાર સાંજ સોપારી જેવડી ગોળી કરી ખાવી એટલે તુરત ગુણ આવે છે (૬) પ્રમેહ ઉપર:—મેદીના પાનનો રસ પાશેર અને ગાયનું દૂધ પાશેર એકત્ર કરી પાવુ (૭) ખોડા ઉપર:—મેદીના પાન બારિક વાટી, તેનો એક આગળ જાડાઇનો ખોડા ઉપર લેપ કરવો, અને ચાર પહોર પછી તે લેપ ધોઈ, તનના તેલમા નાળીએરના છોડાની રાખ કાલવી ચોપડવી

૪૫૪. મૈદાલકડી:—મૈદાલકડીનું ઝાડ મોટુ થાય છે એના ઝાડની છાલ રાતા રંગની હોય છે "મેદા" એ વનસ્પતિના અભાવે કોઇ કોઇ મૈદાલકડી લે છે ઉપયોગ:—(૧) પુષ્ટતાને માટે:—મૈદાલકડીનું છ માસા ચૂર્ણ દૂધ અને સાકરમા નાખી એક મહિનો ખાવુ (૨) અતિસાર અને પ્રમેહ ઉપર:—મૈદાલકડી બે માસા ઠંડા પાણીમા વાટી પાવી (૩) ઠેસ લાગેલા ભાગ ઉપર:—મૈદાલકડી, સાજીખાર અને આંબાહળદરનો લેપ કરવો અને શેકવુ, એટલે ગંઠાઇ ગયલું લોહી છુટું થાય છે

૪૫૫. મોગરો:—સં૦ મુદ્‍ગર મ૦ મોગરા હિં૦ મોતીઆ ક૦ રૂ૧તીગે, મલ્લીગે તે૦ મલ્લે તા૦ ઇરૂવાડી દ્રા૦ મલ્લીગે મલ્રા૦ મલ્લીકા, નાલ્નામલ્લી ફા૦ જેસ્મિન્ લા૦ જેસ્મિનમસેંબાક

મોગરાના વેલા હોય છે મોગરામા બે જાત છે જે મોગરાનાં ફૂલ ઝુમખાદાર આવે છે, અને પુષ્કળ પાંખડીના એક ઉપર એક ચાર પાંચ થર હોય છે તેને "બટ મોગરો" કહે છે જે ફૂલ એકથી પાંચ પાંખડીના હોય છે તેને "મોગરો" કહે છે મોગરાનો વેલો લાંબો વધતો નથી જે મોગરાના ઝાડની કલમ કરે છે તે કમરપૂર ઉંચો હોય છે પરંતુ કલમ નહિ કરેલા મોગરાનો વેલો મોટો થાય છે મોગરાના ફૂલનો રંગ ધોળો હોય છે એનો વાસ સારો આવે છે એનુ અત્તર નીકળે છે મોગરો:—મધુર, શીત, સુગંધિ સુખપ્રદ તથા મદવર્ધક છે અને પિત્તશામક છે મોગરી (સં૦ મલ્લિકા)—તીખી, કડવી, લઘુ ઉષ્ણ શુક્રલ તથા ચક્ષુષ્ય છે, અને મુખરોગ કોઢ, વિસ્ફોટક, કફ, વિષદોષ, વ્રણ, વાયુ પિત્ત, રક્તદોષ, કંડમ, અરૂચિ તથા અર્શનો નાશ કરે છે બટ મોગરો—(સં૦ શતમલ્લિકા) તીખો, ઉષ્ણ તથા અતિ સુગંધીવાળો છે, અને વ્રણ મુખરોગ તથા નેત્રરોગનો નાશ કરે છે વનમોગરી:—(સં૦ વાર્ષિકી) શીતલ, લઘુ, કડવી તથા લઘુ છે, અને પિત્ત, કફ, વિષદોષ વિસ્ફોટક, કૃમિ કર્ણરોગ નેત્રરોગ તથા મુખરોગનો નાશ કરે છે એના તેલના પણ એવાજ ગુણ છે ઉપયોગ:—(૧) પીચોટી ટળી હોય તે ઉપર:—મોગરાના પાનનો રસ ગાયના દૂધમા પાવો ઉલટી થાય તો ઉતાર દૂધ ભાત. (૨) ગર્ભિણીના પ્રદર ઉપર—મોગરાનાં પાન, કુંભારના ચાકની માટી રીસામણી, ધાવડીના ફૂલ, ગેરૂ, રસાંજન, રાળ, એમાથી મળે તે પદાર્થો લેઇ, ચૂર્ણ કરી મધમાં ખવરાવવું

૪૫૬. મોગલી એરંડા—(સં૦ નિકુંભ) મોગલી એરંડાના ઝાડ નાનાંજ હોય છે કે સુમારે માણેકું દોઢ માણકું ઉંચા વધે છે એના પાન આકારે એરંડાનાં પાન જેવાં પણ તે કરતાં નાનાં હોય છે એ વાડો કરવાને વાવે છે એનુ લાકડું પણ હલકું છે એ ઝાડને શીંગો થાય છે એની સોટીઓ દાતણ કરવાના ઉપયોગમાં કેટલેક સ્થળે લે છે એના દાતણથી દાંત મજબૂત થાય છે એના બિયાંનું તેલ કાઢે છે એના બિયા—રસકાળે અને પાકકાળે ગુરૂ, સ્નિગ્ધ, રેચક, ઉષ્ણ, મધુર ગૃધ્રણ, બળપ્રદ, કફકર, વિષઘ્ન તથા વાતિકારક છે, અને વાયુ, દાહ, ગુલ્મ, વિષ, ઉદરરોગ, રક્તદોષ, સોજો

ક્ષય તથા વાતનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ઉલટી અને જૂલાબ બંધ ઉપર:—** ગલી એરંડાનાં મૂળીઆં છાશમાં કિંવા ચોખાના ધોવરામણમાં સુમારે એક તોલો ઘસી પાવાં. **(૨) ઝેરા ઉપર:—**મોગલી એરંડાનાં મૂળીઆં, આસુંદરાનો અને ઉક્ષીના પાનનો એકત્ર રસ કાઢી તેમાં ળીનાં બિયાં ઘસી પાવાં; અથવા મોગલી એરંડાનાં મૂળીઆં છાશમાં વાટી તેમાં હિંગ અને સિંધવ ખી પાવાં. **(૩) વીંછીના વિષ ઉપર:—**મોગલી એરંડાનું દૂધ કાઢી, હાથે ચોળી ઘટ્ટ થાય એટલે ૫ વાર દંશ ઉપર ચોપડવું. **(૪) ફુટેલા બદના ક્ષતો રૂઝાઇ જવા માટે:—**મોગલી એરંડાનાં યાંનું તેલ જેટલું જુનું મળે તેટલું લઇ તેમાં રૂની ઘડી કરી ભીંજવવી અને તે ઘડી ક્ષતો ઉપર મૂકી ઉપર વારંવાર તે તેલનાં ટીપાં પાડતાં રહેવું. એ પ્રમાણે સવારે મૂકેલી ઘડી સાંજે કાઢવી, અને ો નવી મૂકવી એ પ્રમાણે ચાલુ રાખવું એટલે વ્રણ રૂઝાઇ જશે. **(૫) ગરમીની ચાંદીઓ, ણ, ઈત્યાદિને રૂઝ આવવા ઉપર:—**મોગલી એરંડાનો રસ લોખંડની તવી ઉપર કાઢવો, અને માં વાસી મ્હોંનું થુંક નાખી તે મિશ્રણમાં રસ કપૂરનો ગાંગડો ઘસી લેપ કરવો, એથી બે દિવસમાંજ ઝ આવે છે. **(૬) અંગમાં ભરેલી ગરમીથી અંગ ઉપર સૂકી ચાંદીઓ પડે છે તે પર:—**અરિઠાના પાણી વડે ચાંદીઓ ધોઇ નાંખવી અને મોગલી એરંડાના ઝાડનો રાતા રંગનો રસ ને થોડું માખણ એકત્ર ખરલ કરી લેપ કરવો. **(૭) પીડ ઉપર:—**મોગલી એરંડાનાં મૂળીઆં શના પાણીમાં ઘસી તેમાં થોડી હિંગ નાંખી નાના અને મોટા બાળકને પાવાં. **(૮) ઢોરોને હરિક ાગે તે ઉપર:—**મોગલી એરંડાના પાનનો પાણી નાંખી કાઢેલો રસ શક્તિ પ્રમાણે દોઢશેર સુધી પાવાથી એક પહોરમાં રોગ જાય છે. **(૯) દાઢ સૂજી હોય તે ઉપર:—**મોગલી એરંડાનો રાતો રસ દિવસમાં બે ાર સૂજેલી દાઢે ચોપડવો. **(૧૦) રક્તપિત્તિ, ભગંદર વગેરે ભારે વ્રણ ઉપર એરંડાનું તેલ:—** ોગલી એરંડામાંનો ગર્ભ કાઢી બારિક વાટવો; અને પાણીમાં મેળવી તે વાસણ દેવતા ઉપર મૂકી પાણી બળી જાય ત્યાં સુધી કઢવવું એટલે તેલ ઉપર આવશે. તે બાટલીમાં રાખવું. એ તેલમાં રૂની ઘડી ભીંજવી ને વ્રણ ઉપર મૂકવી. રક્તપિત્તી ઉપર એ તેલ અંગે ૪-૫ વાર ચોપડવું. **(૧૧) દંતરોગ ઉપર:—** ોગલી એરંડાની ડાળીઓનો રાતા રંગનો રસ કાઢી તે ચાર પાંચ વાર ચોપડવો એટલે દંતરોગ શમે છે.

**૪૫૭. મોરસકાંદો:—**આ નામનાં ઝાડ માહુલી કિલ્લા ઉપર ઘણાં થાય છે. એ ઝાડ એક હાથ ઉંચાં વધે છે. એનાં પાન બારિક હોય છે. એના ભોથામાં ડુંગળીના જેવા કંદ થાય છે. **ઉપયોગ:— (૧) કોલેરા અને પીડ ઉપર:—**મોરસકાંદા સુમારે ત્રણ માસા અને તેટલાંજ ગરવેલીનાં મૂળીઆં પાણીમાં વાટી પાવાં; અથવા એમાંજ કિંચિત્ શુદ્ધ કરેલાં ઝેરકોચલાનાં બિયાં અને કાંચકાનાં બિયાં ઘસી પાવાં.

**૪૫૮. મોરસ:—**મોરસનાં ઝાડ નાનાં અને જમીન ઉપર પ્રસરેલાં હોય છે. તેને બારિક ડાંગરના જેવાં પાન હોય છે. તેનો રંગ કિંચિત્ લીલો, રાતો, અને આસ્માની; એમ ચિત્રવિચિત્ર હોય છે. એનાં ફક્ત પાન કાઢી લઇ તેનું શાક, રાયતું, ભાખરી, ભજીઆં વગેરે થાય છે. એ સમુદ્ર કિનારે થતું હોવાથી એમાં ખારાશ હોય છે. એ પિત્તશામક અને રેચક છે.

**૪૫૯. મોથ:—**સં૦ જલતૃણ, નાગરમુસ્તા. મ૦ લહૂવાળા હિં૦ નાગરમોથા. ઇં૦ સાઇપેરસ્રોટંડસ્.

ડાભના બેટ જેવા મોથના બેટ નદીના કિંવા વહેળાના કિનારે થાય છે; મોથની સળી હાથની આંગળી જેવડી મોટી અને ત્રણધારી હોય છે. મોથનાં મૂળીઆંને "નાગરમોથ" કહે છે. નાગરમોથનો ઔષધોમાં અતિશય ઉપયોગ થાય છે. એને સુગંધી પદાર્થોમાં પણ નાખે છે. મોથની સળીઓની ચટાઇઓ થાય છે. એ જાતની નાગરમોથને 'ભદ્રમુસ્તા' અથવા 'ગાંગેય' કહે છે. બીજી નાની જાત છે. તે ઉપર ચોમાસાના વખતમાં ચૌધાર નળ આવે છે; અને તે ઉપર બારિક ફૂલ આવે છે. બંને નાગરમોથ ગુણમાં સરખી છે. **ભદ્રમોથ:—**તુરી, કડવી, શીતલ, પાચક, ગ્રાહક, અગ્નિદીપક, તીખી તથા ખાટી છે; અને પિત્ત, જ્વર, કફ, રક્તદોષ, અતિસાર, કૃમિ, અરૂચિ તથા તૃષાનો નાશ કરે છે. **નાગરમોથ:—**તીખી, તુરી તથા શીતળ છે; અને કફ, પિત્ત, રક્તાતિસાર, અરૂચિ, તૃષા, દાહ તથા શ્રમનો નાશ કરે છે. **ક્ષુદ્રમોથ:—**તીખી, સુગંધી, મેધ્ય, કાંતિકર, કડવી, તુરી તથા શીતલ છે; અને કફ, પિત્ત, ઋતુદોષ, જ્વર,

અતિસાર, કૃમિ, વાયુત્રણ દાહ, આમ, થડ, પથરીનો તથા કફનો નાશ કરે છે જલમોથઃ—કડવી તીખી, તુરી, કાંતિકર, શીતળ તથા મેધ્ય છે અને વાયુ, આધ્માનવાયુ, વિસર્પ, કંડૂ, કોઢ તથા વિષદોષનો નાશ કરે છે ઉપયોગઃ—(૧) આધાશીશી ઉપરઃ—નાની જાતની નાગરમોથના લીલાં પાન ૩ લઇ હાથ ઉપર ચોળી મજબૂત ગોળી કરી જેને આધાશીશી થતી હોય તેને ભિતને ટેકણે બેસાડી જે ભાગમાં વ્યથા હોય તે ભાગની ભમર ઉપર જે મોટી શીરા (નસ) હોય છે તે શીરા ઉપર ચેપલી મુકી હાથના અંગુઠા વડે જોર દેઇ લગાવવી. પછી તેને ભાત અને દહીં ખાવા આપી કલાક ઉંઘવાને કહેવું એ પ્રમાણે બે દિવસ કરવું (૨) સ્તનરોગ ઉપરઃ—નાગરમોથ તથા કાળી વૃંદાવની, એ બન્ને ઝાડ મુળીઆ સાથે લાવી પેજમાં વાટી લેપ કરવો, એટલે સર્વ સ્તનરોગનો નાશ થાય છે (૩) ઉચકી ઉપરઃ—નાગરમોથના બિયાં લેઇ તે આઠપટ પાણીમાં પલાળી રાખવા નરમ થાય એટલે કપડાથી ગાળી તેનું પાણી ચાર તોલા વારંવાર પ્રાશન કરવું (૪) આંખમાંનાં ફુલાં, અંધારાં અને રતાંધળા ઉપરઃ—ભદ્રમોથને બોકડાના મૂત્રમાં ઘસી અંજન કરવું (૫) ચોથીઆ તાવ ઉપરઃ—નાગરમોથ, પહાડમૂળ અને આવળકટીનો કાઢો પાવો (૬) સન્નિપાત અને સંગ્રહણી ઉપરઃ—નાગરમોથ, અતિવિષ, બીલા અને ઇંદ્રજવનું ચૂર્ણ મધમાં પાવું (૭) કામીળુરોગ ઉપરઃ—નાગરમોથનો રસ નાકમાં નાખવો (૮) અપસ્માર ઉપરઃ—નાગરમોથનું ચૂર્ણ એકવર્ણી ગાયના દૂધમાં પાવું. (૯) પિત્તસંબંધી ભ્રમ, જ્વર, દાહ, ઉલટી અને મંથરજ્વર એટલે મધુરા ઉપરઃ—નાગરમોથ, પિત્તપાપડો, જેઠીમધ તથા કાળીદ્રાક્ષનો અષ્ટમાંશ કાઢો કરી મધ નાંખી પાવો. (૧૦) અપસ્માર ઉપરઃ—નાગરમોથના મૂળીઆ ઉત્તર બાજુના પુષ્ય નક્ષત્રમાં એકવર્ણી ગાયના દૂધમાં પાવાં (૧૧) કફજ્વર ઉપરઃ—નાગરમોથ, ધમાસો તથા સુંઠનો કાઢો પાવો (૧૨) આમ અને શૂળયુક્ત અતિસાર ઉપરઃ—દૂધ એક ભાગ, પાણી ત્રણ ભાગ, અને નાગરમોથ વીસ ભાગ એકત્ર કરી ઉકાળી દૂધ શેષ રહે તે પાવું (૧૩) કફ અને ઉદરરસ ઉપરઃ—નાગરમોથ અને પીંપર એનું સમભાગે ચૂર્ણ મધમાં આપવું. (૧૪) દાહ અને સન્નિપાત જ્વર ઉપરઃ—નાગરમોથ, રતાંજળી, સુંઠ, કાળોવાળો, વાળો અને પિત્તપાપડાનો કાઢો પાવો

૪૬૦. મોરવેલઃ—સ૦ મૂર્વા મ૦ મોરવેલ, મુરુરશી હિ૦ ચુરણહાર કા૦ મોરહરી. ત૦ મુર્ગા, મુરદર ક૦ મૌગવલ્લી તે૦ સાગા—ચા (વા) ગવેદુ તા૦ મરલ ઇં૦ બોસ્ટ્રિંગ હેંપ લા૦ ક્રિસ્પેડીસ ટ્રાઇનેમા

મોરવેલ એ વેલો છે ચોમાસામાં એ વેલો જંગલમાં ઉત્પન્ન થાય છે એના પાન નાગરવેલનાં પાન જેવા પાતળાં અને બે આંગળ પહોળાં તથા સાત આંગળ લાંબા હોય છે દરેક પાન ઉપર ત્રણ રેષાઓ દેખાય છે છેડે એ પાન બારિક હોય છે એ પાન તીખાં હોય છે મોરવેલઃ—કડવી, તુરી ઉષ્ણ સ્વાદુ ગુરુ, પાકકાળે તીખી તથા સારક છે, અને ત્રિદોષ, કોઢ, રક્તદોષ, મેહ ઉલટી જ્વર, મુખશોષ, ભ્રમ, કંડૂ, તૃષા, હૃદ્રોગ, કફ, વાયુ તથા વિષમજ્વરનો નાશ કરે છે એના કાંદાઃ—કૃમિ, ક્ષીવકરોગ તથા વિદોષનો નાશ કરે છે ક્ષીર મોરવેલઃ—મધુર, તુરી, વૃષ્ય તથા બલકર છે, દાહ, જ્વર, તૃષા, કફ તથા પિત્તની નાશક છે એની ભાજી—ખારી, સ્વાદ રસકાળે અને પાકકાળે શીત, જડ, મલગ્રાહક, વાતકર તથા રૂક્ષ અને કફપિત્તનાશક છે લઘુ મોરવેલઃ—કફ અને સમગ્ર વાયુ, તથા ગુલ્મની નાશક છે ઉપયોગઃ—(૧) ગરમીની ચાંદીઓ, કંડૂ તથા ખસ ઉપરઃ—મોરવેલીના પાન વાટી લેપ કરવો (૨) વાયુ ઉપરઃ—મોરવેલ વાટી લેપ કરવો અને મોરવેલનો રસ મરીનું ચૂર્ણ નાખી પાવો (૩) નળબંધ વાયુ, શરદી, કળતર અને વાયુના ગોળા ઉપરઃ—મોરવેલનો રસ લસણ નાખી પાવો

૪૬૧. મોરશિખાઃ—સ૦ મયૂરશિખા બર્હિચૂડા મ૦ મયુરારશિખા, મોરશેંડા મયૂરશિખા હિ૦ મોરશીખા લાનમુર્ગા. ક મયૂરશીખે ફા૦ અમનાને અસ્રાન્ લા૦ સિલોસિયા ક્રિસ્ટાટા

એ ઝાડ એક વેંતભર ઉંચા વધે છે એ ઉપર મોરની શિખા જેવા તોરા આવે છે. મયૂરશિખાઃ—

સકાળે સ્વાદુ, વશ્યકર્મવિષે પ્રશસ્ત તથા હલકી છે; અને મૂત્રકૃચ્છ્ર, બાલગ્રહ, પિત્ત, કફ તથા અતિ-
ારનો નાશ કરે છે. **ઉપયોગ:—( ૧ ) મૂતરખડા ઉપર:**—મયૂરશિખાનાં મૂળીઆં ચોખાના
ોવરામણમાં વાટી પાવાં.

**૪૬૨. મોહડી ઘોટ:**—આ ઝાડ મોટાં થાય છે. એનાં પાન ઘણાં મોટાં હોતાં નથી. એની અંદરની છાલ ધોળી અને તુરી લાગે છે. **ઉપયોગ:—( ૧ ) ઉધરસ ઉપર:**—મોહડી ઘોટની છાલ ઘસીને પાવી અથવા છાલનો રસ ઘસીને પાવો.

**૪૬૩. મ્હાંદ:**—આ કંદ દક્ષિણ કોકણમાં પ્રસિદ્ધ છે. ઘણાજ કંગાલ લોક એને ખાય છે. એનો વેલો નવ-દશ વર્ષ ટકે છે. એનાં પાન કપાસનાં પાન જેવાં અને કિંચિત્ લાંબાં હોય છે. **ઉપયોગ:—(૧) સર્પના વિષ ઉપર:**—આ કાંદો ખવરાવવો.

**૪૬૪. રગતરોહિડો:**—સં૦ રક્તરોહીતક. મ૦ રક્તરો-હી-ડા. હિં૦ રોહેડા. ક૦ મુળમુત્તલગિડ. લા૦ ટેકોમા અંડયુ લેટા. બં૦ રોહ્ય.

આ ઝાડ ઘણુંજ મોટું થાય છે. એનાં પાન ગુંદીનાં પાન જેવાં હોય છે. એ ઝાડ ઉપર મરીથી મોટાં, ગોળ અને રાતા રંગનાં ફળ આવે છે. એ ઝાડ ડુંગરાળ પ્રદેશમાં વિશેષ થાય છે. **રગતરોહિડો:**-તીખો, સ્નિગ્ધ, તુરો તથા શીતલ છે; અને કૃમિ, વ્રણ, પ્લીહા, રક્તવિકાર તથા નેત્રવિકારનો નાશ કરે છે. **સફેત રોહિડાના** ગુણ એવાજ છે. **ઉપયોગ:—(૧) પથરી વગેરે ઉપર:**—રગતરોહિડો અને હરીતકીનો કલ્ક ગોમૂત્રમાં પ્રાશન કરવો; એથી પ્લીહા, ગોળ, મૂળવ્યાધિ, કૃમિ અને ગુલ્મનો પણ નાશ થાય છે. **( ૨ ) છાતીમાં દુઃખતું હોય અગર છાતીની અંદરનું લોહી બગડેલું હોય તે ઉપર:**—રગતરોહિડાનું ચૂર્ણ કરી તે તાજા ઘીમાં આપવું. **( ૩ ) શ્વેત પ્રદર ઉપર:**—રગતરોહિડાનાં મૂળીઆંનો કલ્ક મધમાં આપવો. **( ૪ ) રોહિતારિષ્ટ:**—રગતરોહિડાની છાલ ૪૦૦ તોલા લઇ, થોડી ખાંડી, તેમાં ૪૦૯૬ તોલા પાણી નાંખી, ચોથો ભાગ પાણી શેષ રહે ત્યાં સુધી કાઢો કરી, ગાળી ઠંડો થયા પછી તેમાં ગોળ ૮૦૦ તોલા નાખી, અને ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, પંચ કોલ ( પીંપર, ચવક, પીંપળીમૂળ, ચિત્રો, સુંઠ ) ૨૦ તોલા, ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી) ૧૨ તોલા અને ત્રિફળાં ૧૨ તોલા, એ સર્વ તે કાઢામાં મેળવી, સારા માટલામાં નાખી તેના મ્હોંને બંધ કરી એક મહિના સુધી એમને એમ રાખી પછી મ્હોં છોડવું. આ અરિષ્ટ પીવાથી મૂળવ્યાધિ, સંગ્રહણી, પાંડુ, હૃદ્રોગ, પથરી, ગુલ્મ, ઉદર, કોઢ અને સોજો દૂર થાય છે. **(૫) માર પડવાથી બંધાઇ ગયેલા લોહી ઉપર:**—રગતરોહિડાનું ચૂર્ણ તાજા ઘીમાં આપવું; અને પાણીમાં ઘસી લેપ પણ કરવો.

**૪૬૫. રતાંદળી:**—સં૦ મ૦ તે૦ ક૦ રક્તચંદન. હિં૦ લાલચંદન. ફા૦ સંદલેસુર્ખ. અ૦ સંદલેઅહમર. ઈં૦ રેડસેન્ડલ ઉડ. લા૦ ટેરોકાર્પસસંટલેમ.

રતાંદળીનાં ઝાડ **કારવાર, મ્હેસુર, ત્રાવણકોર** અને **મલબાર** પ્રાંતમાં થાય છે. જેવાં ધોળા ચંદનનાં ઝાડ થાય છે, તેવાંજ રક્તચંદનનાં ઝાડ પણ થાય છે. એના લાકડાનો રંગ લાલ, રક્ત જેવો હોય છે. રતાંદળીના લાકડાની રમવાની ચીજો વગેરે બને છે. રતાંદળી શીતલ છે, ઔષધોમાં લેપ કરવાના કામમાં એનો ઘણો ઉપયોગ થાય છે. **રક્તચંદન:**—અતિ શીતલ, કડવું, ગુરૂ, વૃષ્ય તથા વર્ણકર છે; અને રક્તદોષ, પિત્ત, નેત્રરોગ, ઉલટી, ભ્રાંતિ, તૃષા, દાહ, વ્રણ, કૃમિ, વિષ, વ્યંગ, ભૂતબાધા, વાતપિત્ત, કફપિત્ત, ક્ષય, ઉધરસ તથા રાક્ષસબાધાનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) હેડકી ઉપર:**—સ્ત્રીના દૂધમાં રતાંદળી ઘસી કિંચિત્ ગરમ કરી તેમાં સિંધવ નાંખી પાવું. કિંવા પાણીમાં મેળવી-તેનું નસ્ય આપવું. **(૨) અંગ ઉપર અગ્નિએ દાઝયા જેવા ફોલ્લા થાય તે ઉપર:**—રતાંદળી, મજીઠ, કડવા લીંબડાનાં પાન, એ સર્વનો દૂધ, માખણ અગર ઠંડા પાણીમાં વાટી લેપ કરવો. **(૩) તારૂણ્ય-પિટકા ઉપર:**—રક્તચંદન અને હળદર, ભેસના દૂધમાં વાટી લેપ કરવો. **(૪) અગ્નિદગ્ધ (દાઝેલા) વ્રણ ઉપર:**-રક્તચંદન, વંશલોચન, પાંદડી, ગેરૂ તથા ગળોનું ચૂર્ણ ઘીમાં મેળવી લેપ કરવો. **(૫) બાળકના પેટમાં લોહીની ગાંઠ થાય તે ઉપર:**—રતાંદળી અને સમુદ્રફળ પાણીમાં ઘસી પાવું. **(૬) દાહરોગ**

ઉપર:—સાત માસા રતાંદળી ચોખાના ધોવરામણમાં સાકર નાખી ખાવી. (૭) બાળકોના અંગ ઉપર **ફોલ્લીઓ નીકળે તે ઉપર**:—રતાંદળી ઘસી લેપ કરવો. (૮) **ઉંદરી ઉપર**:—રતાંદળી ગોપીચંદન અને ગેરૂનો ઠંડા પાણીમાં ઘસી લેપ કરવો. (૯) **મધુર તાવ ઉપર**:—રતાંદળી, વાળો ધાણા, કાળોવાળો, પિત્તપાપડો, નાગરમોથ અને સુંઠનો કાઢો કરી પાવો. (૧૦) **પિત્ત, કફજ્વર, દાહ તૃષા, અગ્નિમાંદ્ય અને ઉલટી ઉપર**:—રતાંદળી, પદ્મકાષ્ઠ, ધાણા, ગળો, અને લીંબડાની છાલનો કાઢો પાવો.

**૪૬૬. રતનજોત (જાસુંદી)**:—સં૰ જયા, બૃહધન્તી. મ૰ જાસવદ. હિં૰ ઓડહુલ, ગુડહર. ક૰ દાસનલ, દાશાલ. તા૰ કેમ્બરતે. તૈ૰ દાસનચેટ્ટુ. દ્રા૰ દાસનપુ. મલા૰ ચેંપરૂત્તિ. ગો૰ દાસનેંપુલ. ઈં૰ શુફ્લાવર. લા૰ હિબિસ્કસરોઝા, સાઇનેસિસ.

આ ઝાડ સુમારે માથોડું ઉંચાં વધે છે. જાસુંદીમાં ધોળી, રાતી, ભગવી એવી ઘણી જાત છે; પરંતુ ધોળી જાસુંદી અત્યંત ગુણાવહ છે. રાતી જાસુંદીનાં ફૂલનો રસ ચાકુના પાનાએ ચોપડી તેથી લીંબુ કાપવાથી અંદરથી લોહી જેવું રાતું પાણી નીકળે છે. **જાસુંદી**:—તીખી, શીતળ, કિંચિત્ ઉષ્ણ, મધુર, સ્નિગ્ધ, પુષ્ટિકારક, સૂર્યની આરાધના કરવાને યોગ્ય, ગર્ભવૃદ્ધિને કરનારી, ગ્રાહક, કેશ્ય, કૃમિ તથા ઉલટીને કરનારી છે; અને દાહ, અર્શ, ધાતુરોગ, પ્રમેહ, પ્રદર તથા ઇંદ્રલુપ્તનો નાશ કરે છે એનાં **ફુલ**:—ગ્રાહક, લઘુ, કડવા અને કેશને વધારનારાં છે **ઉપયોગ**:—(૧) **વાયુના ગોળા ઉપર**:—જાસુંદીનાં પાનનો રસ દરરોજ નવટાંક પ્રમાણે ૭ દિવસ પાવો. (૨) **પિત્તશમન થવા ઉપર**:—ધોળી જાસુંદીના પાનનો રસ સાકર નાખી પાવો. (૩) **ગર્ભધારણ માટે**:—ધોળી જાસુંદીનાં મૂળીઆં, એકવર્ણી ગાયના દૂધમાં ઘસી, તેમાં બીજોરાના બિયાં બારિક વાટી નાંખવાં; અને તે ઋતુકાળે પાવાં. (૪) **ગર્ભસ્રાવ થવાની ટેવ હોય તે ઉપર**:—ધોળી જાસુંદીનાં મૂળીઆં, કુંભારના ચાકડાની માટી; અને ગોપીચંદન દૂધમા ઘસી પાવું (૫) **ટકલ પડે તે ઉપર**:—જાસુંદીનાં ફૂલ અગર પાન ત્યાં ચોળવાં. (૬) **પ્રદર તથા પુષ્ટિ ઉપર**:—ધોળી જાસુંદીની ૪-૫ કળીઓ ઘીમાં તળી સાકર સાથે સંધ્યાકાળે ખાવી; અને ઉપર ગાયનું તાજું દૂધ પાવું ૭ દિવસ. (૭) **મૂળવ્યાધિ અને રક્તાતિસાર ઉપર**:—ધોળી જાસુંદીની કળીઓ ઘીમાં તળી, સાકર અને નાગકેસર નાખી, ઘીમાં ગોળી કરી બે વખત આપવી. (૮) **ધાતુવિકાર અને ઠંડા પ્રમેહ ઉપર**:—ધોળી જાસુંદીનાં મૂળીઆં તથા ગોમેદીનાં મૂળીઆં, એ બન્ને મૂળીઆં સમભાગે ગાયના ઘીમાં ઘસી પાવાં. (૯) **પ્રદર, ધાતુવિકાર, રક્તમૂત્રવ્યાધિ, ઉપદંશ અને પ્રમેહ ઉપર**:—ધોળી જાસુંદીનાં મૂળીઆં ગાયના તાજા દૂધમાં ઘસી અંદર થોડી સાકર નાંખી સવારે અને સાંજે એ પ્રમાણે સતત કેટલાક દિવસ સેવન કરવાં; અને તેલવાળા, તીખા તથા ઉષ્ણ પદાર્થ વર્જ્ય કરવા આ ઔષધ સેવન કરવાથી પુષ્ટતા પણ પ્રાપ્ત થાય છે. (૧૦) **ઉદરમેહ ઉપર**:—જાસુંદીનાં પાન અથવા ફૂલ સાકર સાથે ખાવા. (૧૧) **પ્રદર અને ધાતુવિકાર ઉપર**:—ધોળી જાસુંદીનાં મૂળીઆં, કમળકંદ, ધોળી સીમળાનું કંદ અથવા છાલ, એની ૨ માસા વસ્ત્રગાળ ભૂકી રોજ સવાર સાંજ ગાયના દૂધમાં સાકર નાખી આપવી. (૧૩) **બાલતોડા ન થવા માટે**:—દરરોજ જાસુંદીની કળીઓ ૫ લઇ સાકર સાથે ચૌદ દિવસ ખાવી.

**૪૬૭. રતાળુ**:—સં૰ રક્તાલુ, પિંડાલુ. હિં૰ રતાળું, પિંડાળું, કાદુ, શકરકંદી, બં૰ લાલપિંડાલુ, ગોલઆલુ, ચુવડીઆલુ મ૰ રતાળેં, ગૌંડ રતાળે. ક૰ કેપિનેકેડસ, વિલયકેડલ તૈ૰ ચિરગેડુ. તા૰ ચામસ્કોલ્લં. ઈં૰ સ્વિટ્પાટટા. લા૰ બટાટાસ્ એસ્ક્યુલેંટસ્. ફા૰ જરદાફ્લાહોરી.

આ કંદ ઘણે ભાગે હિંદુસ્થાનમાં ઘણે ઠેકાણે થાય છે. તેમાં ધોળી અને રાતી એવી બે જાત છે. રાતી જાત મીઠી છે. રતાળુની પુરીઓ ભજીઆં, ખીર, શાક, કરજ, ઇત્યાદિ અનેક પદાર્થો બને છે. ઉપવાસના દિવસે તેનો ફ્લાહારમાં ઉપયોગ થાય છે. રતાળુ મીઠું, અને ભૂખ્યાને બળપ્રદ છે તથા વાતુલ છે. રતાળુના વેલાનાં પાનનું શાક પણ થાય છે. શાક કરતાં પહેલા પાન પ્રથમ તવા ઉપર શેકવા. **ધોળું રતાળુ**:—મધુર, શીત, વૃષ્ય, સંતર્પણ તથા ગુરૂ છે, અને મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, દાહ તથા શોષનો નાશ કરે છે. રાતું

ગુ:—મધુર, શીત, ખાટું, વૃષ્ય, બલકર, ગુરૂ તથા પૌષ્ટિક છે; અને શ્રમ, પિત્ત તથા દાહનો નાશ છે. ઉપયોગ:—(૧) વીંછીના દંશ ઉપર:—રતાળુના વેલાનાં પાન વાટી દંશ ઉપર ચોપડવાં, વા સુકાએલું રતાળુ ઘસી ચોપડવું.

**૪૬૮. રાઈ:**—સં૦ રાજીકા. મ૦ મોહરી. હિં૦ રાઇ. બં૦ સારિષા. ક૦ સાસીરાઇ. તે૦ બણ્ણુલુ. ખરદલ. ઇં૦ મસ્ટર્ડસીડસ્. લા૦ સિનાપિસ નાયગ્રા.

રાઇના છોડ સુમારે હાથભર ઉંચાઇના હોય છે. એ છોડના પાનનું શાક થાય છે. એ ભાજી ડુ, પિત્તકર અને વાયુહારક છે. રાઇમાં ધોળી, કાળી અને રાતી એવી ત્રણ જાત છે. રાતી કરતાં ી રાઇ મોટી હોય છે. રાઇના આકાર જેવાજ સરસવ થાય છે. માટે તેનો વાણીઆ લોક રાઇમાં કદિ ભેળ કરી દે છે. રાઇને પીળાં ફૂલ આવે છે. એની શિંગો તસુ દોઢ તસુ લંબાઇની હોય છે, ં રાઇ હોય છે. રાઇનો અથાણા તથા રસોઇમાં વઘારના કામમાં ઉપયોગ થાય છે. **રાતી તથા ળી રાઇ:**—કડવી, ઉષ્ણ, પિત્તલ, દાહકારક, તાખી, તીક્ષ્ણ, રક્તપિત્તકારક, રૂક્ષ તથા અગ્નિદીપક છે; તે વાયુ, પ્લીહા, ગુલ્મ, કફ, શૂળ, વ્રણ, કૃમિ, કંડૂ તથા કોઢની નાશક છે. **કાળી રાઈ:**—ગુણ ઉપર ાણેજ છે, પણ તેથી ઘણી તીક્ષ્ણ છે. **રાઇની ભાજી:**—તીખી, ઉષ્ણ, સ્વાદવાળી, રૂચિકર તથા ત્તકર છે; અને વાયુ, કફ, કૃમિ તથા કંઠરોગનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **વિષ ઉપર વમન વા માટે:**—એક ચમચાભાર રાઇનો લોટ પાણીમાં નાંખી પાવો એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે. (૨) **ાયુએ અંગ પકડાઈ જાય તે ઉપર:**—રાઇનું પોટીસ કરી બાંધવું, અથવા પ્લાસ્ટર મારવું. (૩) **ાડ અને અજીર્ણ ઉપર:**—રાઇનું ૩ માસા ચૂર્ણ પાણીના ઘુંટડા સાથે પાવું. (૪) **શરદી દૂર વા માટે:**—રાઇ મધમાં મેળવી ખાવી. શરદીથી પગ વગેરે ઠંડા થઈ જાય તો રાઇનો પગ ઉપર લેપ લો. (૫) **કર્ણમૂળ ઉપર:**—જૈતુનના તેલમાં રાઇ વાટી કર્ણમૂળ ઉપર ચોપડવી. (૬) **પથરી ને યકૃત્ ઉપર:**—સિંધવ અને રાઈ સમભાગે એકત્ર કરી ગોમૂત્ર સાથે ૧ તોલો પાવી. (૭) **પિત્તથી ગળામાં બળતરા થાય તે ઉપર:**—રાઇના પાનનો થોડો અંગરસ, મ્હોં ઉંચું કરી તાળવે ાપડવો તેથી પિત્ત બળી જશે. (૮) **મૃતગર્ભ બહાર પડવા માટે:**—રાઇ અને હિંગનું ૩ માસા ર્ણ કાંજીમાં આપવું. (૯) **અર્ધાંગ વાયુ ઉપર:**—રાઇનું તેલ ચોપડવું. (૧૦) **નળવિકાર ઉપર:**— ણ માસા રાઇ લઇ તેમાં થોડો કળીચૂનો મેળવવો, અને ગરમ પાણીમાં મેળવી ગળવો. એ પ્રમાણે ણ દિવસ કરવું. (૧૧) **કાખમંજરી** (બાંબલાઇ) **ઉપર:**—રાઇ અને કાચ એકત્ર વાટી તેની ુગદી ઉપર બાંધવી એટલે કાખમંજરી જલદી ફુટશે. (૧૨) **સોજા ઉપર:**—સંચળ અને રાઈ એકત્ર વાટી લેપ કરવો.

**૪૬૯. રાજગરો:**—સં૦ મ૦ રાજગિરા. હિં૦ કલગાંધાસ. ક૦ રાજગિરી. ફા૦ અંગોઝા. અ૦ ડમાહમ. લા૦ એમેરેથસ પેનિક્યુલેટસ્.

રાજગરો હિંદુસ્તાનના સર્વ પ્રાંતમાં થાય છે. એના છોડ કંમરપૂર ઉંચા વધે છે. એને ઘણાં સુંદર રાતાં મખમલ જેવાં ફૂલ આવે છે. એનાં બિયાંને **રાજગરો** કહે છે. રાજગરાનો રંગ ધોળો હોય છે. કાળા રંગનો પણ રાજગરો થાય છે. રાજગરાનો ઉપવાસને દિવસે ફળાહારને માટે ધાણી, ખીર કિંવા પુરીઓ વગેરે કરવામાં ઉપયોગ કરે છે. રાજગરો એકલો કોઇ વાવતું નથી. બીજાં ધાન્યો ભેગો થોડો વાવે છે. રાજગરાના પાનની ભાજી થાય છે. રાજગરાનું ધાન્ય શીતળ તથા જડ છે. **રાજગરાની ભાજી:**—ગુરૂ, કફકર તથા સારક છે; અને નિદ્રા તથા આલસ્યને કરનાર, અપથ્ય, મલાવષ્ટંભક, શીત, રૂચિકર તથા પિત્તનાશક છે. **મોટા રાજગરાની ભાજી:**—અતિ ગુરૂ, અપથ્ય, સારક, મલાવષ્ટંભક, અતિ શીતળ તથા રૂચિકર છે; અને પિત્તનાશક છે. ઉપયોગ:—(૧) **ખાંઢક** (એક પ્રકારનું ગુમડું) **જલદી ફુટવા માટે:**—રાજગરાનું ડીંડું ઘસી ચોપડવું.

**૪૭૦. રાજહંસ:**—આ ઝાડ નાનાં અને ભોંય બરોબર થાય છે. એ ઝાડ પડતર જમીનમાં અને જૂની ભીંતો ઉપર પણ થાય છે. એનાં પાન બારિક અને જોડાયલાં હોય છે. એને રાતા રંગનાં બારિક

ફૂલ આવે છે એ ઝાડને બારિક શિંગો આવે છે, તેમા તેના બિયા હોય છે ઉપયોગ—(૧) ન **બાળકોની ઉધ્રસ ઉપર:**—રાજહસના પાન ખાવાના પાનમાં ઘાલી ખાવા આપવા (૨) હુરતાલ **વિષ ઉપર:**—રાજહસના પાનનો રસ કાઢી પાવો (૩) **સ્ત્રીના દૂધવિકાર ઉપર:**—રાજહ પાન સૂકવી તેની ખીર ગાયના દૂધમા કરી તેમા સાકર નાખી તે પાવી એથી નવુ દૂધ આવે છે.

૪૭૧. **રાતુ (સાકર) કોળુ:**—(સ૦ મહામધુફલા) રાતા કોળાના વેલા ઘણાજ લાંબા વધે એને પીળા ફૂલ આવે છે એ વેલાને ફળ પણ પુષ્કળ લાગે છે એક એક કોળુ આશરે ૫૬ હોય છે એ કોળાનો રગ બહારથી અને અદરથી રાતો હોય છે આ કોળુ પૌષ્ટિક છે એનું શ હલવો, ભજીઆ વગેરે ઘણા પદાર્થ બને છે **રાતા કોળાના વેલા**—મધુર, શીતળ રૂચિકર તૃપ્તિકારક છે, અને દાહ, જાડ્ય, મૂત્રરોધ રક્તદોષ તથા શોષનો નાશ કરે છે **કુમળાં ફળ:**—મધુર, શીતળ, રૂચિકર, તર્પણ, પૌષ્ટિક વીર્યકારક તથા બળપ્રદ છે, અને શ્રમ તથા ભ્રાંતિનો નાશ કરે **પાકાં ફળ:**—કફ કરનાર, ગુરૂ તથા મધુર છે, અને રક્તવિકાર, દાહ તથા તૃષાનો નાશ કરે છે

૪૭૨. **રાન (જગલી) તુળસી:**—(સ૦ વૈજયતી) જેવા તુળસીના ઝાડ હોય છે તેવ રાનતુળસીના ઝાડ હોય છે રાન તુળસીનાં પાન તુળસીના પાન કરતા મોટા હોય છે એનો સારો વા આવે છે એ ઝાડ ઉપર તોરા પણ મોટા આવે છે રાન તુળસીના બિયા કાળા રગના અને કિંચિત્ રા તથા ખસખસના જેવડા મોટા હોય છે એ પાણીમા નાખવાથી ફૂલે છે **રાન તુળસી:**—ઉષ્ણ સુગં વાળી તથા તીખી છે, અને પિશાચબાધા, હુલગી, વાયુ, ત્વગ્દોષ, વિષ તથા વિસર્પનો નાશ કરે **ઉપયોગ:**—(૧) **રાતા આમાંશ ઉપર:**—રાન તુળસીના બિયા ઠડા પાણીમા પલાળી રાખી તે ખાડ નાખી દિવસમા બે વાર પાવા (૨) **બાળકોની ઓકારી ઉપર:**—રાન તુળસીનો રસ પા (૩) **કોઠામાંની ઉષ્ણતા અને મૂત્રદાહ ઉપર:**—રાન તુળસીના બિયા રાત્રે ઠડા પાણીમા પલાળી રા સવારે તેમા ગાયનું તાજુ દૂધ પાશેર અને સાકર ૨ તોલા નાખી અદર હાથ નહિ ઘાલતાં લાકડી હલાવી પીવુ. (૪) **વ્રણ ઉપર:**—રાન તુળસી અને રાનતલના મૂળીઆ ગાયના દૂધમા ઘસી ૨૧ દિ પાવા પથ્ય અલણી, ઘઉં અને તુવેર સિવાય કાંઇ ખાવુ નહિ (૫) **કોઠામાની ગરમી, મૂત્રદા અને અતિસાર ઉપર:**—રાન તુળસીનાં બિયા ૧ ભાગ, વરીયાળી ૧ ભાગ અને ઓથમી જીરે ભાગ, એનુ ચૂર્ણ કરી તેમા સમાન ભાગે સાકર નાખી, તે રોજ ૧ તોલો દૂધમા અથવા પાણી પાવુ (૬) **મૂત્રાઘાત ઉપર:**—રાત્રે ઠડા પાણીમા રાન તુળસીના બિયા પલાળી રાખી બીજે દિવ સવારે તેમા થોડી સાકર નાખી પાવા.

૪૭૩. **રાનભીંડા:**—એમા બે ત્રણ જાત છે એકના ઝાડ માથોડુ ઉંચા વધે છે, અને બીજી ફ જમિન ઉપરજ પ્રસરે છે એના ઝાડ ઉંચા વધતા નથી રાનભીંડીનાં ઝાડ સર્વત્ર થાય છે એ ઝાડ જે ભીંડા આવે છે તે કુમળા હોય છે ત્યારે તેનુ કોઇ કોઇ શાક કરે છે, અને જુના થયા પછી આ રના દાણાની કઢી કરે છે એ ઝાડ સૂકવી તે ઉપરની છાલ કાઢી, પછી ખાંડી તેમાથી જે લોટ નીકળે છે તેના લાડુ કરી પુષ્ટતા આવવા માટે કોઇ કોઇ ખાય છે એ ઝાડનુ સત્વ પણ કોઇ કાઢે છે એ ઝાડના મૂળીઆ રગના કામમા ઉપયોગી છે ગોમાતક, કર્નાટક, વેંગુર્લા, સાવતવાડી, વગેરે સ્થ એનાં મૂળીઆ છુંદી તેનો રસ કાઢે છે આ રસ ગુદરના જેવો જાડો અને ચીકણો હોય છે. એનો **રંગ કરવાની રીત:**—ભીંડાની બારિક ભૂકી અને રગ એમા નાંખી ઘુટે છે એ રગને અબા કહે છે **ઉપયોગ:**—(૧) **ગયેલું પુરૂષત્વ આવવા માટે:**—રાનભીંડાના મૂળીઆનુ ચૂર્ણ ૧ તોલો પાશેર દૂધમાં નાખી પાવુ (૨) **પ્રમેહ અને ધાતુવિકાર ઉપર:**—રાનભીંડાના મૂળીઆ દૂધમા ઘસી, ઘી અને સાકર નાખી પાવા, અથવા રાનભીંડાના મૂળીઆ, લીલા ગોખરૂ અને ધોળી જાસુદીના મૂળીઆં એ દરેકનો એકેક તોલો રસ કાઢી તેમા સબ્જાના બિયા ત્રણ માસા નાખી વાટવા અને તેમાં એ તોલો મધ અને સાકર નાખી પાવુ, એગને ત્રણ દિવસમા પ્રમેહ મટી રક્તશુદ્ધિ થાય છે અને ધાતુવિકાર નાશ થાય છે

૪૭૪. **રામફળ:**—એ ઝાડ ઘણાંજ ઉંચાં વધે છે. એનાં પાન અશોકનાં પાન જેવાં લાંબાં હોય છે. એની છાયા ઠંડી હોય છે. રામફળ એ ફળ મોટાં અને તેનો રંગ રાતો હોય છે. એનાં બિયાં સીતાફળીનાં બિયાં જેવાં હોય છે. એ ફળ સીતાફળ જેટલાં ઠંડાં નથી. એનું લાકડું ઇમારતના કામના ઉપયોગમાં આવતું નથી. **રામફળ:**—સ્વાદુ, મધુર, વાતુલ, કફકર, ખાટું તથા ઉલટીને અહિતકારક છે; અને દાહ, પિત્ત, તૃષા, શ્રમ, તથા ક્ષુધાનો નાશ કરે છે.

૪૭૫. **રામેઠા:**—(સં૦ દગ્ધરુહા. મ૦ રામેઠા. ક૦ કુરૂહવૃક્ષ. લા૦ નીડીઆડીપ્યુની.) એનાં પાન ત્રણ ચાર આંગળ લાંબાં હોય છે. પરંતુ તેટલાં પહોળાં હોતાં નથી. એ ઝાડ ઘણાંજ મોટાં થાય છે. એને મીઠાં અને ધોળાં ફૂલ આવે છે. એનો રસ આંખોને લાગે તો ઘણું નુકસાન થાય છે. માટે આ રસ આંખોને ન લાગે તે માટે સાવચેતી રાખવી. આ ઝાડ ડુંગરાળ પ્રદેશમાં ઘણાં થાય છે.

૪૭૬. **રામબાણ (પાનબાજરીયું):** સં૦ અપર્વદંડ. મ૦ રામબાણ. હિં૦ તે૦ રામશર. ક૦ રામસપુ, સરગોલું. લા૦ સેખેરમસર.

વહેળામાં કિંવા જળાશયમાં ઢીંચણભર પાણીમાં પાનના ઝાડ જેવા કિંવા બાજરીના છોડ જેવા માથોડું ઉંચાઇના છોડ થાય છે. એનાં પાન બાજરીનાં પાન જેવાં થાય છે. બાજરીની માફક એને બાજરીઆં આવે છે, તેને **પાનબાજરીયું** કહે છે. એ પાનબાજરીયું સૂકવી તે ઉપરનું રૂ ચકમક સળગાવવા ઉપયોગમાં લેતા હતા. એ પાનબાજરીઆં તેલમાં બોળી સળગાવવાથી કાકડાની પેઠે બળે છે. **મોટું પાનબાજરીયું:**—મધુર, કડવું, ઉષ્ણ, કિંચિત્ વાતુલ, બલકર તથા વીર્યપ્રદ છે; અને કફ, પિત્ત, ક્ષય, ભ્રાંતિ તથા મદનો નાશ કરે છે. લઘુ **રામબાણ** એને સં૦ "અપર્વદંડ" અને મ૦ "વાટોળા (ભોળ) લવ્હા" એમ કહે છે. ઉપરના ગુણ જેવા એના થોડાક ગુણ છતાં કિંચિત્ ઉષ્ણ, રૂચિકર, રસ વખતે ખાટું, તુરૂં તથા પિત્તલ છે; અને કફ તથા વાયુનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) જખમ ઉપર:**—પાન બાજરીઆની રાખ તેલમાં ખરલ કરી ચોપડવી એટલે જખમ જલદી ભરાઇ આવે છે. **( ૨ ) ભગંદર ઉપર:**—પાનબાજરીઆમાંનું રૂ છિદ્રમાં નિત્ય ભરતા જવું એટલે જલદી ગુણ આવે છે.

૪૭૭. **રાયઆમળી:**—(સં૦ મહત્પાંસુ.) આ ઝાડને "હરપરરેવડી" પણ કહે છે. આ ઝાડ સાધારણ રીતે મોટાં થાય છે. એનાં પાન ગરમાળાનાં પાન જેવડાં અને લાંબાં હોય છે. એ ઝાડના અંગ ઉપર ફળના ગુચ્છાઓ આવે છે, એનું અથાણું પણ કરે છે. **રાયઆમળી:**-તુરી, ખાટી, કડવી, રૂચિકર, પ્રિય, રૂક્ષ, સ્વાદિષ્ટ, વાતુલ, લઘુ, વિશદ તથા સુગંધિવાળી છે; અને કિંચિત્ મધુર છતાં, કફ, પિત્ત, વાતપિત્ત, મૂત્રાશ્મરી તથા અર્શનો નાશ કરે છે. **ઉપયોગ:-(૧) જુલાબ થવા માટે:**-રાયઆમળીની છાલના રસમાં મરીની ભૂકી, પાંચ લવંગ અને ખીલી વાટી તે રસ પાવો. ઉતાર ઘી અને ભાત. **(૨) અંગ ઉપર પિત્ત ઉઠે તે ઉપર:**—રાયઆમળીનાં પાનનો અથવા રાયઆમળીનો રસ કાઢી તેમાં ઘી અને મરીની ભૂકી નાંખી સારી રીતે કઢવી તેનો સર્વાંગે લેપ કરવો. **(૩) નાડીવ્રણ ઉપર:**—રાયઆમળીની છાલનો રસ ૨ તોલા તથા આમળીની છાલનો રસ ૩ તોલા એકત્ર કરી તેમાં પાંચ તોલા ગાયનું ઘી નાંખી ૭ દિવસ પાવું.

૪૭૮. **રાયણ:**—સં૦ રાજાદની. મ૦ ખીરણી, રાંજણી. હિં૦ ખીરની. બં૦ કશીરની, ક્ષીરખેજૂર. ક૦ ખીરણીમારા. ઈં૦ ઓબરયુસલીવ્હડમાઇમુસોપ્સ. લા૦ માઇમુસોપ્સેહેરાઝંડ્રા.

રાયણનાં ઝાડ ગુજરાત પ્રાંતમાં ઘણાં થાય છે. એ ઝાડ મોટાં થાય છે. રાયણનાં પાન બકુલીનાં પાન જેવડાં હોય છે; અને ફળ કડવા લીંબડાની લીંબોળીઓ જેવાં હોય છે. એ ફળમાં દૂધ હોય છે. તેનાં લીલાં ફળને "રાયણ" અને સૂકવેલાંને "કોકડી" કહે છે. એ ફળ ખાવાથી મીઠાં લાગે છે; પરંતુ ઘણાં ઉષ્ણ છે. રાયણનું લાકડું કઠિન અને ચીકણું હોય છે. માટે રંગારી લોક રંગેલાં કાપડ વણવા માટે તેની સોટીઓ કરે છે. **ઉપયોગ:—( ૧ ) અપસ્માર ઉપર:**—રાયણના ઝાડ ઉપરની ગાંઠો અંગારામાં ભૂંજી તેનો રસ કાઢી તેમાં મધ અને પીંપરનું ચૂર્ણ નાંખી આપવું. **( ૨ ) વાતપિત્ત પ્રદર**

ફૂલ આવે છે એ ઝાડને બારિક શિંગો આવે છે, તેમા તેના બિયા હોય છે ઉપયોગ—(૧) નાના **બાળકોની ઉંધરસ ઉપર:**—રાજહસના પાન ખાવાના પાનમા ઘાલી ખાવા આપવા (૨) **હરતાલ વિષ ઉપર:**—રાજહસના પાનનો રસ કાઢી પાવો (૩) **સ્ત્રીના દૂધવિકાર ઉપર:**—રાજહસ પાન સુકવી તેની ખીર ગાયના દૂધમા કરી તેમા સાકર નાખી તે પાવી એથી નવુ દૂધ આવે છે

**૪૭૧. રાતુ (સાકર) કોળુ:**—(સ૦ મહામધુફલા) રાતા કોળાના વેલા ઘણાજ લાંબા વધે એને પીળા ફૂલ આવે છે એ વેલાને ફળ પણ પુષ્કળ લાગે છે એક એક કોળુ આશરે પદર શેર હોય છે એ કોળાનો રગ બહારથી અને અદરથી રાતો હોય છે આ કોળુ પૌષ્ટિક છે એનું શાક, હલવો, ભજીઆ વગેરે ઘણા પદાર્થ બને છે **રાતા કોળાના વેલા**—મધુર, શીતળ રુચિકર તથા તૃપ્તિકારક છે, અને દાહ, જાડ્ય, મૂત્રરોધ રક્તદોષ તથા શોષનો નાશ કરે છે **કુમળાં ફળ:**—અતિ મધુર, શીતળ, રુચિકર, તર્પણ, પૌષ્ટિક વીર્યકારક તથા બળપ્રદ છે, અને શ્રમ તથા ભ્રાતિનો નાશ કરે છે **પાકાં ફળ:**—કફ કરનાર, ગુરુ તથા મધુર છે, અને રક્તવિકાર, દાહ તથા તૃષાનો નાશ કરે છે

**૪૭૨. રાન (જંગલી) તુળસી:**—(સ૦ વૈજયતી) જેવા તુળસીના ઝાડ હોય છે તેવા રાનતુળસીના ઝાડ હોય છે રાન તુળસીના પાન તુળસીના પાન કરતા મોટા હોય છે એનો સારો વાસ આવે છે. એ ઝાડ ઉપર તોરા પણ મોટા આવે છે રાન તુળસીના બિયા કાળા રગના અને કિંચિત્ રાતા તથા ખસખસના જેવડા મોટા હોય છે એ પાણીમા નાખવાથી ફૂલે છે **રાન તુળસી:**—ઉષ્ણ સુગંધિ વાળી તથા તીખી છે, અને પિશાચબાધા, ઉલટી, વાયુ, ત્વગ્દોષ, વિષ તથા વિસર્પનો નાશ કરે છે **ઉપયોગ:—(૧) રાતા આમાંશ ઉપર:**—રાન તુળસીના બિયા ઠડા પાણીમા પલાળી રાખી તેમાં ખાડ નાખી દિવસમા બે વાર પાવા (૨) **બાળકોની ઓકારી ઉપર:**—રાન તુળસીનો રસ પાવે (૩) **કોઠામાંની ઉષ્ણતા અને મત્રદાહ ઉપર:**—રાન તુળસીના બિયા રાત્રે ઠડા પાણીમા પલાળી રાખી સવારે તેમા ગાયનુ તાજું દૂધ પાશેર અને સાકર ૨ તોલા નાખી અદર હાથ નહિ ઘાલતા લાકડીથી હલાવી પીવુ. (૪) **વ્રણ ઉપર:**—રાન તુળસી અને રાનતલના મૂળીઆ ગાયના દૂધમા ઘસી ૨૧ દિવસ પાવા પથ્ય અલણી, ઘઉં અને તુવેર સિવાય કાઇ ખાવુ નહિ (૫) **કોઠામાંની ગરમી, મૂત્રદાહ અને અતિસાર ઉપર:**—રાન તુળસીના બિયાં ૧ ભાગ, વરીયાળી ૧ ભાગ અને ઓથમી જીરૂ ભાગ, એનું ચૂર્ણ કરી તેમા સમાન ભાગે સાકર નાખી, તે રોજ ૧ તોલો દૂધમા અથવા પાણીમા પાવુ (૬) **મૂત્રાઘાત ઉપર:**—રાત્રે ઠડા પાણીમા રાન તુળસીના બિયા પલાળી રાખી બીજે દિવસે સવારે તેમા થોડી સાકર નાખી પાવા

**૪૭૩. રાનભીંડા:**—એમા બે ત્રણ જાત છે એકના ઝાડ માથોડુ ઉંચા વધે છે, અને બીજી ફક્ત જમિન ઉપરજ પ્રસરે છે એના ઝાડ ઉંચા વધતા નથી રાનભીંડીના ઝાડ સર્વત્ર થાય છે એ ઝાડને જે ભીંડા આવે છે તે કુમળા હોય છે ત્યારે તેનુ કોઇ કોઇ શાક કરે છે, અને જુના થયા પછી અંદરના દાણાની કઢી કરે છે એ ઝાડ સુકવી તે ઉપરની છાલ કાઢી, પછી ખાંડી તેમાંથી જે લોટ નીકળે છે તેના લાડુ કરી પુષ્ટતા આવવા માટે કોઈ કોઈ ખાય છે એ ઝાડનુ સત્વ પણ કોઇ કાઢે છે એ ઝાડના મૂળીઆ રગના કામમા ઉપયોગી છે ગોમાતક, કર્નાટક, વેંગુર્લા, સાવતવાડી, વગેરે સ્થળે એનાં મૂળીઆ છુદી તેનો રસ કાઢે છે આ રસ ગુદરના જેવો જાડો અને ચીકણો હોય છે. **એનો રંગ કરવાની રીત:**—ભીંડાની બારિક ભુકી અને રગ એમાં નાખી ઘુંટે છે એ રગને અગ્ગા કહે છે **ઉપયોગ:—(૧) ગયેલું પુરૂષત્વ આનના માટે:**—રાનભીંડાના મૂળીઆનુ ચૂર્ણ ૧ તોલો પાશેર દૂધમા નાખી પાવુ (૨) **પ્રમેહ અને ધાતુવિકાર ઉપર:**—રાનભીંડાના મૂળીઆ દૂધમાં ઘસી, ઘી અને સાકર નાખી પાવા, અથવા રાનભીંડાના મૂળીઆ, લીના ગોખરૂ અને ધોળા જાસુદીના મૂળીઆ એ દરેકનો અર્ધક તોલો રસ કાઢી તેમા સબજાના બિયા ત્રણ માસા નાખી વાટવા અને તેમાં એક તોલો મધ અને સાકર નાખી પાવુ, એમ્તે ત્રણ દિવસમા પ્રમેહ મટી રક્તશુદ્ધિ થાય છે અને ધાતુવિકાર નાશ થાય છે

: ) **અતિસાર ઉપર:**—રાળનું ચૂર્ણ સાકરમાં આપવું, એટલે ઘણા દિવસનો અતિસાર પણ દૂર : છે. ( ૪ ) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—રાળ, મીણ અને માંખણ, એ એકત્ર કઢવી ચોપડવાં. **(૫) ાધિક વાતરકત ઉપર:**—રાળ અને ઘી કઢવી, તેનો લેપ કરતાં જવું. ( ૬ ) **અગ્નિદગ્ધ વ્રણ ર:**—રાળ બારિક વસ્ત્રગાળ કરી તેમાં તલનું તેલ અને પાણી નાંખી ખરલ કરવું, અને તે પીંછી વા રૂના પુમડા વડે ચોપડવું. ( ૭ ) **કાન ફુટે છે તે ઉપર:**—ત્રણ ભાગ તલના તેલમાં ૧ ભાગ ની ભૂકી નાખી, રાળનો રસ થઇ તેલમાં મળી જાય ત્યાં સુધી કઢવવું. આ મિશ્રણ ગાળી બાટલીમાં વું; અને દિવસમાં ત્રણવાર કાનમાં નાખવું. (૮) **મૂળવ્યાધિ ઉપર:**—રાળનું ચૂર્ણ અને સરસવનું ( (સરસીયું) એકત્ર કરી ધૂપ દેવાથી અર્શ અને રક્તસ્રાવ બંધ થાય છે.

**૪૮૧. રીસામણી:**—( સં૦ લજ્જાલુ. મ૦ લાજાળુ. ) એ ઝાડ નાનાં હોય છે. એમાં નાની ને મોટી એવી બે જાત હોય છે. મોટી જાતનાં ઝાડને બારિક કાંટા હોય છે. રીસામણીનાં પાન ામલીનાં પાંન જેવાં હોય છે. એ પાનને સ્પર્શ કરવાથી તે લાગલાંજ સંકોચાઇ જાય છે. આ એ ઝાડમાં ટો ચમત્કાર છે. **રીસામણી (લાજાળુ)**—તીખી, શીતલ, કડવી, તુરી, સ્વાદુ તથા રૂક્ષ છે; અને વાયુ, ત્ત, કફ, રક્તદોષ, રક્તપિત્ત, યોનિદોષ, અતિસાર, સોજો, દાહ, શ્રમ, વ્રણ તથા કોઢનો નાશ કરે છે. **ાની રીસામણી:**—તીખી, ઉષ્ણ, પારદનિયામક અને અનેક વિજ્ઞાનકારક તથા આમદોષનાશક છે. **ઉપયોગ:—(૧) ગંડમાળા, અપચી, ગડગુમડાં અને કમળા ઉપર:**—રીસામણીનો અથવા ારખમુંડીનો સ્વરસ ૨ થી ૮ તોલા સુધી ખાવા આપવો. **(૨) અંડ ઉતર્યો હોય તે ઉપર:**—રીસામણીનાં પાન વાટી ગરમ કરી અંડે બાંધવાં. **(૩) સ્ત્રીઓનું યોનિદ્વારે અંગ બહાર પડે છે તે ઉપર:**—રીસામણીના પાનનો રસ અથવા મૂળીઆં ઘસી હાથે ચોળી તે હાથે અંદર બેસારવું. આ ઔષધ સૂયાણીએ કરવું. **(૪) આંખની કાળી કીકી ઉપર પડળ (પડદો) આવે છે તે ઉપર:**—રીસામણીનાં પાનનો રસ અને ઘોડાનું મૂત્ર સમભાગે એકત્ર કરી અંજન કરવું. **(૫) ખાલી ઉધરસ ઉપર:**—રીસામણીના મૂળીઆંનું ચૂર્ણ મધમાં આપવું. **(૬) મૂળવ્યાધ ઉપર:**—રીસામણીના પાનનો રસ દિવસમાં બે ત્રણ વાર મૂળવ્યાધિને ચોપડવો.

**૪૮૩. રૂદ્રવંતી:**—સં૦ રૂદંતી. મ૦ રૂદ્રવંતી, રાનહરબરા. હિં૦ લાણા. ક૦ અલુગણી, અડીવેકડળે. લા૦ ક્રેસાક્રેટિકા.

રૂદ્રવંતીના છોડ ચણાના જેવા હોય છે. રૂદ્રવંતીને **"રાનચણા"** પણ કહે છે. **રૂદ્રવંતી:**—તુરી, રસાયન, તીખી, કડવી તથા ઉષ્ણ છે; અને કૃમિ, રક્તપિત્ત, કફ, ઉધરસ તથા મેહનો નાશ કરે છે.

**૪૮૪. રૂદ્રાક્ષ:**—રૂદ્રાક્ષનાં મોટાં મોટાં ઝાડ થાય છે. કોકણના કેટલાક ભાગમાં એ ઝાડ થાય છે. એમાં નાની અને મોટી એવી બે જાત છે. રૂદ્રાક્ષની માળા કરી તે ગળામાં પહેરે છે. કોઇ કોઇ એ માળા રૂપામાં કે સોનામાં ગંઠાવે છે. મ્હેસુરમાં તથા તેની આસપાસ પણ એનાં ઝાડ ઘણાં થાય છે. **રૂદ્રાક્ષ:**—ખાટી, ઉષ્ણ તથા રૂચિકર છે; અને વાયુ, કફ, શિરઃપીડા, ભૂત તથા ગ્રહબાધાનો નાશ કરે છે. **ઉપયોગ:—( ૧ ) મધુરા ઉપર:**—રૂદ્રાક્ષ મધમાં ઘસી પાવી.

**૪૮૫. રેણુકા ( રેણુકબીજ ):**—સં૦ હિં૦ બં૦ ક૦ રેણુકા. મ૦ રેણુકબીજ. લા૦ વ્હાયટેકસ સ્પેસીઓસા.

આ વેલો મેવાડ પ્રાંતમાં થાય છે. એનાં બિયાંને "રેણુકબીજ" કહે છે. આ વેલ નાગરવેલ જેવી હોય છે. **રેણુકબીજ:**—એ કંકોળી જેવાં અને તે કરતાં થોડાં મોટાં હોય છે. એનો રંગ કાળો હોય છે. **રેણુક:**—તીખી, શીત, સુખને સ્વચ્છ કરનારી, કડવી, લઘુ, પિત્તકર, અગ્નિકર, મેધ્ય, પાચક, તથા ગર્ભપાતકારક છે; અને ખુજલી, કંડૂ, તૃષા, દાહ, વિષ, કફ, વાયુ, નપુંસકત્વ, દુર્બલતા તથા ગુલ્મનો નાશ કરે છે. એનાં બિયાંના પણ એવાજ ગુણો છે. **ઉપયોગ:—( ૧ ) ઉચકી ( હેડકી ) ઉપર:**—રેણુકબીજ તથા પીંપરનો કાઢો કરી તેમાં શેકેલી હિંગ નાખી પાવો એટલે પાંચ પ્રકારની ઉચકી દૂર થાય છે. **(૨) પક્ષાઘાત ઉપર:**—રેણુકબીજનો કાઢો પાવો. **(૩) પિત્તગુલ્મ ઉપર:**—રેણુકબીજનું ચૂર્ણ મધમાં નાખી પાવું.

અને રક્તપિત્ત ઉપર:—ગાયજ અને ગળીના પાન ઘીમા શેકી તેનો કલ્ક આપવો (૩) ઋતુપ્રાપ્તિ ઉપર:—ગાયજની મીંજ કાઢી તેની પોટલી યોનિમા ધારણ કરવી

૪૭૯. રાસ્ના:—સં૦ ગુ૦ ક૦ તે૦ રાસ્ના હિ૦ રાસન, રહસની ફા૦ રાસન અં૦ જ૦ મિલથાબી લા૦ વેડારોમ્મસુરી

રાસ્નામા ધોળી અને કાળી એવી બે જાત છે ધોળી રાસ્ના ગુજરાતમા થાય છે એના મૂળીઆ જાડા સોયા જેવા બારીક હોય છે રાસ્ના એ વાયુનાશક છે રાસ્ના:—ગુરૂ, કડવી, ઉષ્ણ તથા આમપાચક છે, અને વિષ, વાતરક્ત, દમ, કંપવા, વિષમજ્વર સોજો, ઉધરસ, કફ, ઉદર, આમવાત, કફ, શૂળ, તાવ તથા સર્વ વાયુરોગનો નાશ કરે છે રાસ્નાની એક જાતને નાઈ, નાકલી, એમ પણ કહે છે ઉપયોગ:—( ૧ ) પક્ષાઘાત, કર્ણનાદ, અર્દિત વાયુ ( મ્હો વાકુ થવુ ) મન્યાસ્તંભ-ડોક રહી જવું, એ ઉપર:—રાસ્ના, એરંડમૂળ, રોહીસ ઘાસ, આસોદર, બળદાણાના મૂળીઆ અને અરડૂસીના મૂળીઅનો કાઢો કરી તેમા સિંધવ અને હિંગ નાખી પાવો (૨) અંડવૃદ્ધિ ઉપર:—રાસ્ના, ગળો, બળદાણાના મૂળીઆ, જેઠીમધ, ગોખરૂ અને એરંડમૂળનો કાઢો એરંડતેલ નાખી પાવો (૩) સર્વ અંગના વાયુ ઉપર:—રાસ્ના, નાગરમોથ, અરડૂસો, ગળો, ગોખરૂ, વજ, દેવદાર હરીતકી, કચોરા સુંઠ, પીપર, મરી, ગજપીપળી ધાણા, અતિવિષ શતાવરી, બળદાણાના મૂળીઆ, એરંડમૂળ, નુવા, સાગોડી, ચવક અને ઉંડીનો કાઢો કરી તેમા સુંઠની ભૂકી નાખી પાવો (૪) આક્ષેપક, અપતાનુગતવાત, આમવાત અને સર્વાંગવાત ઉપર:—રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ અને એરંડમૂળનો કાઢો દિવસમા બેવાર આપવો (૫) સર્વ વાયુ ઉપર:—રાસ્ના ગોખરૂ, એરંડમૂળ, દેવદાર સાગોડી, ગળો અને ગરમાળાનુ મગજ, એ સર્વના કાઢામા એક માસો સુંઠનુ ચૂર્ણ નાખી પવાથી નિઃસંશય સર્વ પ્રકારના વાયુનો નાશ થાય છે ( ૬ ) શ્વાસ, કાસ, અગ્નિમાંદ્ય અને શીતજ્વર ઉપર:—રાસ્ના, સુંઠ અને પીપરનો કલ્ક કરી ગરમ પાણીમા પાવો

૪૮૦. રાળા:—(સં૦ પ્રિયંગુ) એ ધાન્ય નુવા, મગ, એજ જાતનુ છે ગામડાના ગરીબ લોકો એ અનાજ ઉપર નિર્વાહ કરે છે (વરી) મોરીઆની સળીઓ જેવી એની સળીઓ થાય છે એના કણસલા નાના હોય છે એ ધાન્યના ભાત વગેરે પદાર્થો કરે છે રાળાનો ભાત દૂધમા સારો લાગે છે રાળાના ગુણ કાંગના જેવાજ છે ઉપયોગ:—(૧) અતિસાર ઉપર:—રાળાના ચોખા શેકી તેનો લોટ કરવો અને તે લોટ છાશમા નાખી ખાવો

૪૮૧. રાળ:—સં૦ ક૦ સર્જરસ, રાલ હિ૦ રાલ મ૦ રાળ બં૦ ધુના ફા૦ રાતેયનરેષ્મી અં૦ ક્રિમ્બર ઈં૦ યતોગ્રીન લા૦ રેઝિનાફેતેવા હિ૦ નારૂસ

એ ઝાડ બંગાળા, આસામના પહાડ અને ઉત્તર હિંદુસ્થાનમાં થાય છે રાળ એ ચાર જાતના ઝાડમાથી ઉત્પન્ન થાય છે એ ઝાડમાથી જે રસ નીકળે છે તેની રાળ થાય છે રાળનું ઝાડ:—તીખુ, કડવુ, ઉષ્ણ, શીતલ, તુરૂ, મધુરોપણ, વર્ણકારક તથા રૂક્ષ છે, અને અતિસાર, પિત્ત, રક્તદોષ, સ્વેદ, કફ, કંડૂ, (ખરજ) વિસ્ફોટક, વાયુ, પરસેવો, વ્રણ, કૃમિ, વર્ધ્મરોગ, વિબંધિ, બહેરાપણુ, યોનિશૂળ, કર્ણશૂળ તથા પ્રમેહનો નાશ કરે છે મોટુ રાળનું ઝાડ:—રૂક્ષ, કાંતિકર, તીખુ, ઉષ્ણ તથા સ્નિગ્ધ છે, અને કફ, પાંડુ, પિત્ત, મૂત્રરોગ, રક્તરોગ, મેહ, કોઢ, વ્રણ, વિદ્રોહ, ઉરક્ષત, કંડૂ, વાત તથા શિરોરોગનો નાશ કરે છે એના ફૂલ:—મધુર, રૂક્ષ, શીતલ, સ્તંભક, ગુરૂ, તુરા, લેખન તથા મલાવષ્ટંભક છે, અને શૂળ, વાયુ, આધ્માનને કરનાર, પિત્ત, રક્તરોગ દાહ, ક્ષત ક્ષય તથા તૃષાનો નાશ કરે છે રાળ:—શીતલ, સ્નિગ્ધ, તુરી, કડવી, ગુરૂ, ગ્રાહક, સ્વાદુ, સ્તંભન મધુરોપણ ભગ્નસંધાનકારક તથા મધુર છે, અને વાત, પિત્ત ત્રિદોષ રક્તદોષ, વિસ્ફોટક, કંડૂ, વ્રણ શૂળ સ્વેદ, જ્વર (તાવ), વિસર્પ, ગ્રહબાધા, અગ્નિદગ્ધ વ્રણ વિપાદિકા વિષ ભૂતબાધા, તથા અતિસારનો નાશ કરે છે ઉપયોગ:—( ૧ ) અગ્નિદગ્ધ ઉપર:—રાળ ઘીમા તળી નાગકેસરની સાથે ખવરાવવી (૨) બાળકોના અતિસાર અને રક્તાતિસાર ઉપર:—સાકર અને માખણમા રાળ મિશ્ર કરી આપવી

અને કફ, પિશાચ, ગ્રહપીડા, ઉપદંશ, વ્રણ, વાયુ તથા વિષનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) વાયુએ સાંધા અગર અંગ દુ:ખતું હોય તે ઉપર:**—રોહિસતેલ ચોળવું એટલે અંગ દુઃખતું મટે છે. **(૨) રસકપૂરના વિષ ઉપર:**—રોહિસ સાકર નાખી આપવું તથા અંગે ચોળવું.

**૪૯૦. લવંગ:**—સં૦ મ૦ બં૦ ક૦ લવંગ. હિં૦ લોંગ. તૈ૦ લવગાલ. ફા. દરખતેમેહક. અ૦ મિખકકને કુલ. ઇં૦ કલોવ્હ. લા૦ કારેયાફાઇલસએરોટીકસ.

મલાકા અને આંબાયના, એ દેશોમાં આ ઝાડની ઉત્પત્તિ ઘણી થાય છે. આ દેશમાં પણ લવંગનાં ઝાડ રોપવામાં આવે છે; પરંતુ તેમાંથી સારાં લવંગ ઉત્પન્ન થતાં નથી. એ ઝાડ મોટાં થાય છે; અને આઠ નવ વર્ષે ફળે છે. મસાલામાં અને સુગંધિ પદાર્થોમાં લવંગનો ઉપયોગ ઘણોજ થાય છે. લવંગનું તેલ કાઢે છે. **લવંગ:**—લઘુ, કડવું, ચક્ષુષ્ય, રૂચિકર, તીક્ષ્ણ, પાકકાળે મધુર, ઉષ્ણ, પાચક, અગ્નિદીપક, સ્નિગ્ધ, હૃદ્ય, વૃષ્ય તથા વિશદ છે; અને વાયુ, પિત્ત, કફ, આમ, ક્ષય, ઉધરસ, શૂળ, આનાહ વાયુ, શ્વાસ, ઉચકી, વાંતિ, વિષ, ક્ષતક્ષય, ક્ષય, તૃષ્ણા, પીનસ, રક્તદોષ તથા આધ્માન વાયુનો નાશ કરે છે. **ઉપયોગ:—( ૧ ) શરદી ઉપર:**—લવંગનો કાઢો કરી પાવો. **( ૨ ) મૂર્ચ્છા અને વાયુનો ઝટકો થાય તે ઉપર:**—લવંગ ઘસી અંજન કરવું. **( ૩ ) રતાંધળા ઉપર:**—લવંગ બકરીના મૂત્રમાં ઘસી અંજન કરવું. **( ૪ ) કફ અને ઉધરસ ઉપર:**—ઠીંકરૂં દેવતામાં તપાવી લાલ થયા પછી બહાર કાઢી, એક વાસણમાં મૂકી તે ઉપર સાત લવંગ નાખવાં. તે સેકાયા પછી ઠીકરા ઉપર ધોળી ગરણીના પાનનો રસ નાખવો, તથા ઠીંકરૂં કાઢી લઇ તે રસમાં લવંગ વાટી તે આપવાં. ગરમી થાય તો ધોળી ચણોઠીનાં પાન મ્હોંમાં રાખવાં. **( ૫ ) દાંત દુ:ખતા હોય તે ઉપર:**—લવંગનો અર્ક રૂપર નાંખી દાંત ઉપર મૂકવું. **( ૬ ) અગ્નિમાંદ્ય, અજીર્ણ અને વિષૂચિકા ( કોલેરા ) ઉપર:**—લવંગનો અષ્ટમાંશ[1] કાઢો કરી પાવો. **(૭) ઉધરસ ઉપર લવંગાદિ-વટી:**—લવંગ, મરી, બહેડાંનું દળ, એ સમાન અને એ ત્રણેના સમાન ખેરની અંતરછાલ કિંવા ધોળો કાથો નાંખી બાવળીઆની અંતરછાલના કાઢામાં ત્રણ માસા વજનની ગોળીઓ કરી રોજ બે ત્રણવાર ગોળી મ્હોંમાં રાખવી, એટલે ઉધરસ જલદીથી દૂર થાય છે. **(૮) કાસાદિક ઉપર લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, જાયફળ અને પીંપર, એ અર્ધો તોલો, મરી ૨ તોલા, અને સુંઠ ૧૬ તોલા લેઈ તેનું ચૂર્ણ કરી તેમાં ચૂર્ણ જેટલી સાકર નાંખી આપવું, એટલે પ્રબળરોગ, ઉધરસ, જ્વર, અરૂચિ, મેહ, ગુલ્મ. શ્વાસ, અગ્નિમાંદ્ય અને સંગ્રહણીનો નાશ થાય છે. **(૯) વિષૂચિકામાં તૃષ્ણા કિંવા શોષ થાય તે ઉપર:**—લવંગ કિંવા જાયફળ અથવા નાગરમોથનું પાણી તપાવી ઠંડું કરીને પાવું. **( ૧૦ ) ઉધરસ, જ્વર, અરૂચિ, પ્રમેહ, સંગ્રહણી અને ગુલ્મ ઉપર:**—લવંગ, જાયફળ, પીંપર એ એક ભાગ, બહેડાં ૩ ભાગ, મરી બે ભાગ, અને સુંઠ ૧૬ ભાગ, એનું ચૂર્ણ કરી, તેના જેટલી તેમાં સાકર નાંખી તે ૬ માસા સુધી ખાવું.

**૪૯૧. લસણ:**—સં૦ લશુન. મ૦ લસુણ. હિં૦ લહસન. પુ૦ કાજુવા. બં૦ રસુન. ક૦ બીલીયં બેળુળી. તૈ૦ બેળુળીતેલ્લાગડ્ડા. ફા૦ સીર. અ૦ સુમક્ષ્સ્કર્દીપૂત. સુમલ હૈયાર. ઇં૦ ગાર્લીકરૂટ. લા૦ એલીયમ્ સેટીયમ.

લસણના છોડ ડુંગળી ( કાંદા )ના જેવાજ થાય છે. એનાં કંદમાં આઠ દસ કળીઓ હોય છે, એને ડુંગળી જેવાં બિયાં આવતાં નથી. એની કળીઓ વાવવાના કામમાં આવે છે. લસણ સ્વાદને માટે બીજા પદાર્થોમાં નાખે છે. એની ચટણી કરે છે, તેમ કોઇ અથાણું પણ કરે છે. લસણનો ઔષધમાં ઘણો ઉપયોગ થાય છે. એમાં વાયુ નાશ કરવાની શક્તિ છે. લસણમાં ધોળી તથા રાતી એવી બે જાત છે, પણ તે ગુણમાં તો ઘણે ભાગે સરખીજ છે. એક કળીનું લસણ ગુણમાં વધારે છે. **લસણ:**—ગુરૂ, ઉષ્ણ, વૃષ્ય, વીર્યપ્રદ, પાકકાળે અને રસકાળે તીખું. રસાયન, તીક્ષ્ણ, સ્નિગ્ધ, પાચક, મધુર, ભગ્નસંધાનકારક, કંઠપ્રિય, પિત્તલ, રક્તકોપન, બલકર, વર્ણકર, મેધાકારક, ચક્ષુષ્ય, સ્વાદુ, સારક, અગ્નિદીપક તથા કેશ્ય છે; અને અરૂચિ, કફ, વાયુ, કૃમિ, હૃદ્રોગ, સોજો, હેડકી, દમ, જ્વર ( તાવ ), કોઢ, આમ,

[1] અષ્ટમાંશ કાઢો એટલે ઉકાળતાં આઠમા ભાગનું પાણી રહે છે તે.

**૪૮૬. રેવંચી:**—(સ૦ રેચની. મ૦ રેવાચિની) રેવંચીનાં ઝાડ હિમાલય પર્વત ઉપર અને ચીન દેશ થાય છે. ચીન અને ચીનાઈ તાર્તરી એ દેશમા રેવચીની ઉત્પત્તિ ઘણીજ થાય છે રેવચીનાં ઝાડ મલબાર ત્રાવણકોર, ખંડાળાનો ઘાટ અને બોરઘાટ, એ ભાગોમા પણ થાય છે. રેવચીના ઝાડમા એક પ્રકા પીળુ રાળમય દ્રવ્ય રહે છે, તને લોક "**રેવંચીનો શિરો**" કહે છે એમા રેચક ગુણ હોવાથી તે રેચ આપવાને માટે ઉપયોગ થાય છે. એનો રંગમાટે ઉપયોગ થાય છે એ ઝાડ સુમારે છ સાત હ ઉચું વધે છે તથા તેના ઉપર કોકમ જેવડા ફળ આવે છે દક્ષિણમા કેટલેક સ્થળે તેને "તાવીર કહે છે રેવંચીના મૂળીઆનો ઔષધોમા ઘણો ઉપયોગ થાય છે **ઉપયોગ:—(૧) રેચક:**—રેવચીના શિરા માસો દોઢ માસો ચૂર્ણ કરી શક્તિ પ્રમાણે ગોળમા, સાકરમા અગર મધમા આપવુ. એટલે રેચ થશે ઉતાર ઘી અને ભાત (૨) **મૂત્રરેચન:**—રેવચી, સુરોખાર, ચીની, કબાબ, તથા એળચી, એ સમભા લઇ, ચૂર્ણ કરી તે ૭ માસા ચૂર્ણ પાશેર પાણી અને પાશેર દૂધ એકત્ર કરી ભાગની માફક બે વાસણ ઉલટાવી ઉલટાવીને પાવુ **(૩) બાળકને ફોલ્લીઓ થાય છે તે ઉપર:**—રેવંચીનુ લાકડુ પાણીમ ઘસી લેપ કરવો **(૪) નાના બાળકોને રેચ માટે:**—રેવચી કિવા રેવચીનો શિરો દૂધમા ઘસી શક્તિ પ્રમાણે પાવો **(૫) કમળી ઉપર:**—રેવચી દૂધમા ઘસી ૭ દિવસ પાવી.

**૪૮૭. રોમફળ:**—સ૦ ભવ મ૦ નહીત, ઓટફળ હિ૦ રોમફળ ક૦ નીરે. ફા૦ ચકી લા ગારસાનીઆ ઝેયેચાઇમસ્

એ ઝાડ દક્ષિણ કોકણમા ઘણા થાય છે એ ઝાડ મોટા થાય છે એને ગોળ ફળ આવે છે એના પાકેના ફળ ગળ્યા લાગે છે એ ફળ ઉપર જેમ ફણસ ઉપર કાટા હોય છે, તેવા ઝીણા કાંટા હો છે. **ઉપયોગ:—(૧) વ્રણ ધોવાને માટે કાઢો:**—રોમફળની છાલ, બાવળીઆની છાલ, કિ જળીન છાલ, કુંભાની છાલ, કડવા લીંમડાની છાલ અને પાન, એ સર્વ ખાંડી તેમા પાણી નાખી આધમા ઉકાળો કરવો આ કાઢાથી માણસને અથવા જનાવરને થએલુ વ્રણ ધોવાથી જલદી રૂઝાઇ જાય છે **(૨) ઉપદંશ (ગરમી) ના વ્રણ ઉપર:**—ઉપના કાઢાથી દરરોજ વ્રણ સ્વચ્છ ધોઇ કપડાથ સાફ લુછી, તે ઉપર ગાયના માખણમા ચીકણી સોપારી અને શખજીરૂ ઘસી ચોપડવુ એટ ગુમડુ જલદી રૂઝાઇ જાય છે **(૩) અતિસાર ઉપર:**—રોમફળની છાલ વાટી પાવી

**૪૮૮. રોહિણી:**—સ૦ ક૦ હિ૦ મ૦ માસરોહિણી બ૦ ચામારકથા ઈં૦ રેડવુડટ્રી લા સોયમીડાફેબ્રી ફ્યુગા

રોહિણીના ઝાડ **ખાનદેશ અને નાગપુર**, એ પ્રાંતમા ઘણાં થાય છે આ ઝાડ ઘણુંજ મોટ થાય છે એના પાન નાદરૂખીના પાન જેવડાં મોટાં થાય છે એના પાન કડવા લીંમડાના ઝાડની પે ડાળીને લાગેલા હોય છે રોહિણીને કેરી જેવડા મોટા ફળ આવે છે રોહિણીનુ લાકડુ ઇમારતન કામના ઉપયોગમા આવે છે એની છાલનો પાકો શિકારી કિંવા સામરી રગ થાય છે જાજમો અ અગરખા વગેરે એ રગવડે રંગે છે **રોહિણી અને માંસરોહિણી:**—મલકર, રક્તપિત્ત પ્રસાદન, પૌષ્ટિક શીતલ, તુરી, કંઠશુદ્ધિકર, રૂચિકર, સારક, વૃષ્ય તથા મધુર છે, અને વાયુ તથા કૃમિનો નાશ કરે છે **ઉપયોગ:—(૧) કપડાંઓને શિકારી રંગ ચઢાવવાની કૃતિ:**—રોહિણીની છાલ સારી તેન બારિક ટુકડા કરવા તે ૪ દિવસ પાણીમા પલાળી રાખવી પછી તે ઘણો વખત બાફી તે પાણી બીજા વાસણમા કાઢી લેવુ અને તેમા કપડા બીજવી મૂકવા એ પ્રમાણે ચોથીવાર સાધારણ સૂકવી પછી માટીની ગાર કરી તેમા તે કપડુ એક રાત્રિભર પલાળી રાખવું પછી તેમાંથી કાઢી તે પાણીમા ચોળી તારવી ધોઇ સૂકવવું એટલે તે પાકા શિકારી રગનુ થાય છે

**૪૮૯. રોહીસ (ઘાસ):**—સ૦ રોહિસ કત્તૃણ મ૦ રોહીસ, સુગંધરોહિષ હિ૦ સોધીઆ, ગધે જપાસ બ૦ રામકર્પૂર ક૦ કીરૂગજણી, કડીતુ લા૦ એંડ્રોપોગનશીનેથસ

રોહિસ ઘાસના જેવુજ છે એ કમરભર ઉચુ વધે છે આ ઘાસનો સુવાસ આવે છે. એને ભિસ પણ આવે છે આ ઘાસનુ તેલ કાઢે છે, તેને 'રોહિસ તેલ' કહે છે **રોહિસ:**—ઉષ્ણ, તથા કડુ છે.

શિંગો આવે છે. તેને "પીંપરો" કહે છે. પીંપરમાં જાડી અને બારિક એવા બે પ્રકાર છે. બારિક પીંપરને "લીંડીપીંપર" કહે છે. કોંકણમાં કેટલેક ઠેકાણે ડુંગરાળ પ્રદેશમાં પીંપરના વેલા ઉત્પન્ન થાય છે. પીંપર વાતનાશક અને ઉષ્ણ છે. પીંપરનાં મૂળીઆંને "પીંપળીમૂળ" કહે છે. તાજી લીલી પીંપરોનું અથાણું કરે છે. **પીંપરઃ**—સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, તીખી, કડવી, અગ્નિદીપન, રસાયન, ભેદક, લઘુ, હૃદયને પ્રિય, પચનકારક, પિત્તકર્ત્રી, તથા તીક્ષ્ણ છે; અને વાત, દમ, ઉધરસ, કફ, ક્ષય, તાવ, અરૂચિ, કોઢ, ગુલ્મ, મૂળવ્યાધિ, પ્રમેહ, કરવુ, ઉદર, ત્રિદોષ, તૃષા, આમાંશ, કૃમિ, અજીર્ણ, પાંડુરોગ, કમળો તથા શૂળની નાશક છે. એ તાજી હોય ત્યારે સ્નિગ્ધ, શીત કરનાર, મધુર, ગુરૂ તથા કફકર છે; અને પિત્તનાશક છે. **સૈંહલી પીંપરઃ**—તીખી, ઉષ્ણ, અગ્નિદીપક, કોષ્ઠ તથા શુદ્ધિકારક છે; અને કૃમિ, કફ, વાત તથા શ્વાસનો નાશ કરે છે. **વાનર પીંપરઃ**—કડવી, તુરી તથા મીઠી છે; અને મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, ત્રિદોષક તથા યોનિશૂલનો નાશ કરે છે. **રાન પીંપરઃ**—ઉષ્ણ, તીક્ષ્ણ, રૂચિકર અને દીપન છે. એ લીલી હોય ત્યારે વધારે ગુણવાળી હોય છે. સૂકી અલ્પગુણી; અને અતિતીક્ષ્ણ છે. **પીંપરીમૂળઃ**—અગ્નિદીપક, રૂચિકર, પિત્તલ, પાચક, રૂક્ષ, ભેદક, તીક્ષ્ણ, તીખાં, ઉષ્ણ, તથા લઘુ છે; અને આમ, પ્લીહા, શૂળ, ગુલ્મ, ઉદર, વાયુ, કફ, દમ, ઉધરસ, આનાહ, કૃમિ, ક્ષય, કફોદર તથા વાતોદરનો નાશ કરે છે. **ઉપયોગઃ**—**( ૧ ) સર્વ વાતવિકાર તથા શ્વાસ કાસ ઉપર ચોસઠી પીંપરઃ**—પીંપરનો એક સરખો ચોસઠ પહોર ખરલ કરવો એને "ચોસઠી પીંપર" કહે છે. એ પીંપર ઘણીજ તીવ્ર થાય છે. એ ચોખાભાર જેટલી મધમાં ખાવી. એથી ઘણોજ દાહ વગેરે થાય તો ઉતાર ઘી અને ભાત આપવો. **( ૨ ) અપસ્માર અને વાયુગોળા ઉપરઃ**—( આ વાયુનો ગોળો એકાએક ઉત્પન્ન થઇ કાળજા સુધી આવે છે, અને નાના ગોળા જેવડો એકજ ઠેકાણે દેખાય છે. ) પીંપર બે ભાગ, મરી ત્રણ ભાગ, અને સિંધવ ૧ ભાગ, એની ભૂકી કરી તે છાશના પાણીમાં ૭ માસા સુધી આપવી. **(૩) પીંપરનું ચૂર્ણઃ**—પીંપરનું ચૂર્ણ કરી તે ગોળમાં ખાવું એટલે અરૂચિ, હૃદયરોગ, શ્વાસ, કાસ, ક્ષય, કમળો, અગ્નિમાંદ્ય, પાંડુરોગ અને જીર્ણ જ્વરનો નાશ થાય છે. પીંપરનું ચૂર્ણ મધમાં ખાવાથી તે મેદ, કફ, શ્વાસ, કાસ, જ્વર, પાંડુરોગ અને પ્લીહાનો નાશ કરે છે. **(૪) નિદ્રા ન આવતી હોય તે ઉપરઃ**—પીંપળીમૂળનું ચૂર્ણ ગોળમાં ખાવું. **( ૫ ) શ્વાસ ઉપરઃ**—પીંપરીમૂળનો આઠ પહોર ખરલ કરી તે ચૂર્ણ મધમાં આપવું. **( ૬ ) સ્તનમાં દૂધ આવવા માટેઃ**—ગરમ કરેલા દૂધમાં બે માસા પીંપરનું ચૂર્ણ નાખી પાવું. **(૭) ઉસટી, કાસ, અને હેડકી ઉપરઃ**—પીંપરનું ચૂર્ણ અને મોરના પિછાની રાખ મધમાં કાલવી વારંવાર ચાટવું. **(૮) આમાતિસારમાં શૂળ થાય તે ઉપરઃ**—પીંપર અને હરીતકીનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું એટલે સુખ-રેચ થઇ શૂળ મટી જશે. **( ૯ ) રતાંધળા ઉપરઃ**—ગોમૂત્રમાં પીંપર ઘસી અંજન કરવું, અને રોજ અગથીઆની ભાજી ખાવી. **(૧૦) પથરી ઉપરઃ**—પીંપર અને મધ નાખી છાશ પીવી. **( ૧૧ ) સર્વ ઉદરરોગ ઉપરઃ**—ગોમૂત્રની અથવા થુરીઆના દૂધની સહસ્ર ભાવનાઓ આપેલી પીંપર ખવરાવવી; અથવા વર્ધમાન પીંપર આપવી. કિંવા, થુરીઆના દૂધમાં પીંપરનો ૭ દિવસ ખરલ કરી તે શક્તિ પ્રમાણે આપવી અને તેનોજ પેટ ઉપર લેપ કરવો. **( ૧૨ ) વર્ધમાન પીંપરઃ**—ગાયનું દૂધ ૪ તોલા, પાણી ૧૬ તોલા અને પીંપર ત્રણથી ચાર એ સર્વ એકત્ર કરી કલાઇના વાસણમાં કઢવી પાણી બળી જાય એટલે તેમાંની પીંપર ચાવી ઉપર દૂધ પીવું. **બીજો પ્રકારઃ**—પીંપર પાંચથી વીસ સુધી ચઢાવવી. પછી ઉતરતાં ઉતરતાં પાંચ સુધી આવવું. પરંતુ દૂધમાં પાણી ન નાંખતાં એકલું દૂધજ અર્ધું બાળવું: અને પીંપર ખાઇ ઉપર દૂધ પીવું; અથવા પીંપર ન ખાતાં એકલું દૂધજ પીવું. દોષતારતમ્ય જોઇ યોજના કરવી; એટલે જીર્ણજ્વર, કાસ, પાંડુ, ગુલ્મ, અર્શ, પ્રમેહ, ઉદર, અગ્નિમાંદ્ય અને વાતરોગ દૂર થાય છે. **( ૧૩ ) અન્ન ન પચતું હોય તોઃ**—જમ્યા પછી લાગલીજ પીંપરની ભૂકી મધમાં ખાવી. **(૧૪) ગુલ્મ રોગ ઉપરઃ**—પીંપર અને જવખારનું ૩ માસા ચૂર્ણ આદુનો રસ તથા મધમાં આપવું. **( ૧૫ ) વમન થવા માટેઃ**—પીંપર, મીંઢળ અને સિંધવનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. **( ૧૬ ) આમશૂળ, અજીર્ણ અને સોજા ઉપરઃ**—પીંપર અને સુંઠનું ચૂર્ણ ગોળમાં ખાવું. **(૧૭) કફરોગ ઉપરઃ**—પીંપરના ચૂર્ણમાં ઘી અને મધ સ[illegible]નાખી ખાવું.

પીનસ, શ્વિત્ર, કુષ્ઠ, ગુલ્મ, શૂળ, જીર્ણજ્વર, અગ્નિમાંદ્ય, મલાવષ્ટંભ, ઉદરરોગ, રાજ્યક્ષ્મા (ક્ષય), તથા કુક્ષિશૂળનો નાશ કરે છે. એનાં ગુણીઆં:—તીખાં; પાનઃ—કડવાં; દાંડોઃ—તુરો; દાંડાનો અગ્રભાગ ખારો; અને બિયાં મધુર છે. લસણુઃ—અતિસારી, મેહી, ગર્ભિણી, રક્તપિત્તી, રોગી તથા ઉલટીવાળાઓને આપવું નહિ. એ ઉપર ખાટાં, મદ્ય, માંસ એ પદાર્થ હિતકારક થાય છે; તથા વ્યાયામ, દુધ, ક્રોધ, ઘણું પાણી, તડકો અને ગોળનું સેવન કરવાથી વિકૃતિ થાય છે. ઉપયોગઃ—(૧) કાન ફરેલો અને સણકા થતા હોય તે ઉપરઃ—તેલમાં લસણુ કકડી તે તેલ કાનમાં પાડવું. (૨) નવા ક્ષતની ગાંઠ, ઉકાણું, ગણું, કાખમાંજરી વગેરે ઉપરઃ—લસણુ ચોળવું એટલે તે ઠરે છે અથવા લસણુ અને મરીનો લેપ કરવો કિંવા એકલા મરીનો પણ લેપ કરવો. (૩) શીતળાના ક્ષતમાં કીડા ન પડવા માટેઃ—લસણુ, રાળ અને હિંગની ધુણી આપવી, એથી કીડા પડવા હશે તોપણ તેનો જલદીથી નાશ થશે. (૪) આધાશીશી ઉપરઃ—લસણુનો રસ નાકમાં પાડવો. (૫) પથરી ઉપરઃ—લસણુ, પીપરીમૂળ, અને હરડાં, એકત્ર ખાંડી ખાવાં; અને ઉપર ગોમૂત્રનો ઘુંટડો પીવો. (૬) આમ, રક્ત અને મરડા ઉપરઃ—લસણુ ૪ તોલા, અને થોડાં શીઝુડનાં કુમળાં પાન એકત્ર વાટી તેનો રસ ગરમ કરી પાવો. (૭) સર્વ વાયુ ઉપરઃ—૪ તોલા લસણુ છોલી તેમાંની મોખ કાઢી નાખી હિંગ, જીરું, સિંધવ, સંચળ, સુંઠ, મરી અને પીપરનું ચૂર્ણ એકેક માસો નાંખી તેની ગોળીઓ કરી ખાવી અને તે ઉપર એરંડાનો કાઢો પીવો. તેથી પક્ષાઘાત, સર્વાંગ વાયુ, ઉરુસ્તંભ, કૃમિ, શૂળ, કટિશૂળ, કુક્ષિશૂળ તથા પેટમાંનો વાયુ વગેરે સર્વ પ્રકારના વાયુ દૂર થાય છે. (૮) વ્રણસંબંધી કૃમિ દૂર થવા માટેઃ—લસણુ વાટી લેપ કરવો. (૯) કુતરાના વિષ ઉપરઃ—જખમ પાણીવડે ધોઇ, પછી લસણુ વાટી લેપ કરવો; તથા નવટાંક પાણીમાં લસણુ કકડી છ પૈસાભાર પાણી બાકી રહે એટલે ઉતારી પાવું. અને ભોજનમાં લસણુ વધારે ખાવું. એ પ્રમાણે ૭ દિવસ કરવું. (૧૦) બાળકોના આમ અને સંગ્રહણી ઉપરઃ—લસણુની કળી લઇ ઉભી ચીરી તેમાં બે તલ ભારથી, અર્ધા અડદના દાણા જેટલું અફીણ ભરી, તે કળી કિંચિત્ શેકી ખાવા આપવી. એ નિયમ પ્રમાણે રોજ દિવસમાં બે વાર પ્રમાણે બે દિવસ ખવરાવવાથી રોગ મટી જઇ ગુણ આવે છે. મોટા માણસને અફીણ અડદ કરતાં કિંચિત્ કમી આપવું. (૧૧) અપસ્માર અને અર્દિત વાયુ (મ્હોં વાંકુ થવું તે) ઉપરઃ—લસણુ વાટી તલના તેલમાં તળી સાથે ખવરાવવું; અથવા લસણુ નાંખી કરેલાં અડદનાં વડાં તલના તેલમાં તળી માખણમાં ખાવાં. (૧૨) શરદીએ કાનમાં કફ થતું હોય તે ઉપરઃ—લસણુની કળી છોલી રૂની અંદર વીંટાળી કાનમાં રાખવી. (૧૩) આમવાત ઉપરઃ—લસણુની કળીઓ અર્ધો તોલો ભારના ઘીમાં તળી ભોજન સમયે પ્રથમ કોળીઆમાં રોજ ખાવી. (૧૪) અસ્થિભંગ ઉપર લશુનાદિ કલ્કઃ—લસણુ, મધ, લાખ અને સાકરનો કલ્ક ઘી નાખી આપવો એટલે ભાગેલા કે ઉતરી ગએલા હાડકાં પણ જલદીથી સંધાન થાય છે. (૧૫) ઉદરરોગ ઉપરઃ—શુદ્ધ કરેલું લસણુ (છોલી એક રાત્રિ છાસમાં પલાળી રાખી–પછી અંદરની મોખ કાઢી નાખવી તે) એક ભાગ, સિંધવ અર્ધો ભાગ, હિંગ શેકેલી પા ભાગ, અને બધાઓના બરોબર આદાનો રસ લઇ તેમાં ખરલ કરી ચાર ગુંજ (ચણોઠી) ભાર પ્રમાણે ગોળીઓ કરવી. તેમાથી એક અથવા બે ગોળીઓ ગાયની છાસમાં અથવા આદાના રસમાં આપવી એટલે તુરત ગુણ આવે છે, અને મોટું થએલું પેટ પણ જલદીથી નાનું થઇ મળશુદ્ધિ થાય છે. (૧૬) વાળા ઉપરઃ—લસણુ, ચિત્રો અને રાઇને પાણીમાં વાટી તેની પેપડી કરી નારુ ઉપર બાંધવી. (૧૭) વિષમજ્વર અને સંપૂર્ણ વાતવ્યાધિ ઉપરઃ—લસણુના કલ્કમાં તલનું તેલ અને સિંધવ નાખી સવારે સેવન કરવાથી તે વિષમજ્વર અને સંપૂર્ણ વાતવ્યાધિને હરણુ કરે છે. (૧૮) શૂળ ઉપરઃ—લસણુ ઘીમાં ખાવું. (૧૯) શરીરમાંની ગરમીથી અંગ ઉપર પ્રસરનારાં લાલ ચાંદાં અને દાદર ઉપરઃ—લસણુ છોલી, વાટી તેનો રસ ત્રણ દિવસ ચોળવો એટલે એ વિકાર દૂર થશે, અથવા લસણુ અને મેથીના પાણીનો રસ એકત્ર કરી ચોપડવો.

૪૯૨. લીંડીપીપર. (પીપર):—(નામ નંબર ૩૬૬ પ્રમાણે વાંચવાં.) લીંડીપીપરના વેલા હોય છે. એનાં પાન નાગરવેલનાં પાન જેવાં તથા ગોળ અને તીખાં હોય છે. આ વેલા ઉપર ભાદરવા માસના અરસામાં

અજમો, આમલી અને ગોળ એમાં શુચિર્ભૂત થઇ સર્વેએ ભક્ષણ કરવું, એવો પ્રાચીન શાસ્ત્રકારોએ એક નિયમજ ઠરાવી આપેલો છે. એ નિયમે કરી વર્ષમાં એકવાર પણ એ સર્વરોગ-પરિહારક ઝાડનાં પાન આપણા ખાવામાં આવે છે. એ દૂરદર્શી શાસ્ત્રકારોનો આપણા ઉપર મોટો ઉપકાર છે, એમ સમજવું જોઇએ. એ ઝાડનાં એકલાં પાનજ ખાઇ રહેનાર તેજઃપુંજ તથા શક્તિમાન એવા કેટલાક **વિરક્ત પુરૂષો** કદિ કદિ આપણી નજરે પડે છે, તેથી કરી એ ઝાડના અલૌકિક ગુણ જ્ઞાનમાં આવી આપણને ઘણું આશ્ચર્ય જણાય છે. આ દેશમાં **સ્ત્રીઓ પ્રસુતા** થાય એટલે તેને પ્રથમ ત્રણ દિવસ સૂધી ભોજનના પહેલાં લીમડાના પાનનો રસ આપે છે. આ યોજના ઘણીજ ઉત્તમ છે. જે સ્ત્રીઓ આ રસ મનથકી લે છે તેને દૂધ વધારે આવી તે જલદી નિરોગી થાય છે. તેને પછી **સુવારોગ** જેવો પ્રાણહારક રોગ ઉત્પન્ન થવાની બીક રહેતી નથી. પણ જે સ્ત્રીઓ આ રસ લેવાની હા ના કરે છે, તેઓને ઘણું કરી દુર્ધર વ્યાધિ પ્રાપ્ત થાય છે. હમણાના કાળમાં એવી, દુર્ધર વ્યાધિ પ્રાપ્ત થઇ મૃત્યુમુખે પડેલી સ્ત્રીઓની ઘણીજ સંખ્યા નજરે આવે છે. તેનું મુખ્ય કારણ પણ એજ હોય એમ જણાય છે. વિયાએલી (સુવાવડી) ગાયને પણ જો આ પાન ખાવાને નાંખે, તો તેને પણ વધારે દૂધ આવી તે નિરોગી અને સશક્ત થાય છે. એ ઝાડની છાયા શીતળ તેમજ ઘણી નિરોગી છે. ઉનાળામાં એ ઝાડની છાયાથી ઘણો આરામ મળે છે. સાર્વજનિક દેવાલયો, ધર્મશાળા, રસ્તા ઇત્યાદિ ઘણેક ઠેકાણે આ ઝાડ ફક્ત છાયા માટે અને સ્વચ્છ હવા માટે વાવે છે. જેના ઘર આગળ લીમડાનું ઝાડ છે તેના ઘરમાંની હવા સર્વકાળ નિરોગી હોય છે તે ઘરમાં રહેનાર માણસોને આ ઝાડના યોગે કરી ઘણો આનંદ પ્રાપ્ત થાય છે. આ લીમડાનું ઝાડ ઘણું જુનું થાય એટલે એના લાકડામાંથી **શુદ્ધ ચંદન** જેવો સુવાસ આવે છે. એનાં **લાકડાં** ઇમારતી કામમાં ઉત્તમ છે. એના અંગની કડવાશથી એને કીડા લાગવાનો ભય રહેતો નથી. આ ઝાડ પુષ્કળ વર્ષો સૂધી ટકી લોકોને તેનાથી સેંકડો ફાયદા થાય છે. આ ઝાડ એક વખત કાપ્યું હોય તો પુનઃ એનાં મૂળીઆં ફૂટી એનું કેટલેક વર્ષે મોટું ઝાડ બને છે; એવી રીતે કેટલીકવાર કાપ્યા પછી પુનઃ વધેલાં એવાં પુષ્કળ ઝાડ આપણી નજરે આવે છે. આ પણ એનામાં એક મોટો ગુણ છે. પીપળો અને લીમડો એ બંનેની ઘણીજ મૈત્રી છે. જ્યાં જ્યાં પીપળાનો છોડ હોય છે ત્યાં લીમડાનો પણ હોય છે, એવો સાધારણ નિયમ છે. લીમડા પ્રમાણે પીપળાનું ઝાડ પણ ઘણું ઉપયોગી છે. વડ, પીપળો, ઉંમરો, નાંદરૂખ, ખીલી, તુળસી ઇત્યાદિ ઝાડને ઘણાં પવિત્ર માનેલાં છે, તે તેના અતિશય ઉપયોગીપણા માટેજ માનેલાં છે એવું જણાય છે. આવાં ઉપયોગી ઝાડના અલૌકિક ગુણ સામું ન જોતાં અને તેનો આપણા શરીર-રક્ષણાર્થે ઉપયોગ ન કરતાં; સારાસાર વિચારનો ત્યાગ કરી પરકીયોનું નિષિદ્ધ પાણી, પવિત્ર ગંગોદક સમજી નિઃશંકપણે પીવામાં આવે છે. આવી સ્થિતિ થએલી જ્યારે આપણી દૃષ્ટિએ આવે છે, ત્યારે ધિક્કાર છે એવા જીવવાને!! જે દયાળુ પરમેશ્વરે હિંદુસ્થાનવાસી આર્યજનોના શરીર-રક્ષણાર્થે હજારો ઔષધિ અને વનસ્પતિ ઉત્પન્ન કરી રાખેલી છે, તેનો ઉપયોગ અને શોધ ન કરતાં તે પરમેશ્વરી પદાર્થોનો ધિક્કાર કરી પરકીયોનું, પરકીય હવામાંનું, નિષિદ્ધ અને પરિણામે અપકારક એવું ઔષધ પીવું એના જેવી શરમની, લજાવનારી, અત્યંત ખેદની અને દુઃખની કોઇ પણ વાત નથી!!! "ગોળ સેવનાર કરતાં લીમડો સેવનાર સારો થાય છે." એ કહેવત પૂર્ણપણે લક્ષમાં લાવો. આ નિંબવૃક્ષવર્ણન પ્રથમ કડવું લાગનાર પરંતુ પરિણામે નિરંતર સારૂં લાગનાર છે, એટલા માટે નક્કી વિચાર કરી તે પ્રમાણે આયુષ્યમાં વર્તન રાખો; એટલે નિંબરસ પ્રમાણેજ તેનું પરિણામ સારૂં આવશે. ખેતરના છેડા ઉપર બાવળનું ઝાડ હોય તો તે જમીનમાંનો પૌષ્ટિક અંશ ખાઇ જઇ તે જમીન કસ વિનાની કરી નાખે છે, પરંતુ લીમડાના ઝાડની તેવી વાત નથી. એ ઝાડ ખેતરના છેડા ઉપર હોવાથી ખેતરને કોઇ પણ પ્રકારનું નુકશાન થતું નથી એટલા માટે ખેડૂતોએ એ ઝાડને અવશ્ય છેડા ઉપર વાવવું જોઇએ. **કડવો લીમડો:**—ઠંડો, કડવો, લઘુ, ગ્રાહક, તીખો, અગ્નિમાંધકારક, સોજાને મટાડનાર, વ્રણશોધક, બાળકોને હિતકર તથા હૃદ્ય છે; અને કફ, વ્રણ, સોજો, કૃમિ, ઉલટી, પિત્ત, હૃદયદાહ, વાયુ, કોઢ, શ્રમ, તૃષા, અરૂચિ, રક્તદોષ, ઉધરસ, તાવ અને મેહનો નાશ કરે છે. એનાં **કુમળાં પાન:**—ગ્રાહક તથા વાતકર છે; અને રક્તપિત્ત; કોઢ, તથા નેત્રરોગનાં નાશક છે. **જૂનાં પાન:** [illegible] વ્રણનાશક છે.

(૧૮) અપસ્માર ઉપર:—પીંપર લીમડાના રસમાં ઘસી નસ્ય આપવું. (૧૯) અમ્લપિત્ત ઉપર:- પીંપળીમૂળના ગંઠોડાનું ચૂર્ણ દર વેળા પા તોલા સાકરમાં ખાવું. આ ઔષધ દરરોજ બે વખત પ્રમા એક મહિનો આપવું. (૨૦) બાળકના તાવ, ઉધરસ, અતિસાર અને ઉલટી ઉપર:—પીંપ મજીઠ, નાગરમોથ, અને કાકડાશિંગી એ માસાથી બે માસા સુધી ચૂર્ણ મધમાં આપવું. (૨૧) ઉલ ઉપર—પીંપળીમૂળના ગંઠોડાનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી તેમાં તેટલુંજ સુંઠનું ચૂર્ણ મિશ્ર કરવું, તથા દરે વેળા ૭ માસા મધમાં ત્રણ માસા ખરલ કરી લેવું. (૨૨) વાત કફજ્વર ઉપર:—પીંપરનો ક્વા મધ નાખી પાવો. (૨૩) હૃદ્રોગ, જ્વર, ઉધરસ અને ક્ષય ઉપર:—૯૬ તોલા ગાયનું દૂધ મંદાગ્નિ ઉપર અર્ધું બાળી ઠંડું થયા પછી તેમાં સાકર, મધ અને ઘી બબ્બે તોલા; અને પીંપરનું ચૂર્ણ ૧ તોલે નાખી તે દૂધ પીવું. (૨૪) બાળકોને આયનેર (ગર્ભિણી માતાનું દૂધ પીવાથી બાળકને ઉધરસ, અગ્નિમાંદ્ય, ઉલટી, ઝાંપડ, અરૂચિ અને ભ્રમ થાય છે, તે રોતું રહે છે; અને તેનું પેટ મોટું થઈ તડતડિત દેખાય છે.) થાય તે ઉપર:—પીંપરની ભૂકી મધમાં ખરલ કરી એક આદથી ચણોઠી સુધી બાળકની શક્તિ પ્રમાણે ચટાડવું. (૨૫) મૂર્છા ઉપર.—પીંપરનું ચૂર્ણ મધમાં ખરલ કરી તેનું ચાટણ આપવું. (૨૬) આમવાત ઉપર:—ગાયનું દૂધ ૧ શેર લઈ તેમાં પીંપર એક અને બીજામો ચાર કાતરી કરી નાંખી દૂધ પાશેર રહે ત્યાં સુધી ઉકાળી તેમાં સાકર નાંખી પાવું. (૨૭) ઉદાવર્ત અને ગુલ્મ રોગ ઉપર:—૪ પીંપર લઈ તથા ચૂર્ણ કરી તે બે તોલા પાણીમાં મેળવી તેને વસ્ત્રગાળ કરી તેમાં તોલો કિંવા બે તોલા ગાયનું ઘી નાંખી પાવું. (૨૮) ઉધરસ ઉપર:—પીંપળીમૂળના ગંઠોડા, સુંઠ, અને બહેડાદળનું ચૂર્ણ મધમાં આપવું. એટલે ઉધરસ જલદી મટી જાય છે. (૨૯) દંત રોગ ઉપર:—પીંપર, જીરૂં અને સિંધવનું ચૂર્ણ કરી દાંતનાં મૂળોમાં ઘસવું એટલે સળુકા, સોજો, દાંતનું હાલવું વગેરે વિકારો શમે છે (૩૦) મૂળવ્યાધ ઉપર:—પીંપરનું ચૂર્ણ છાશમાં આપવું. (૩૧) વાતવિકાર ઉપર:—ત્રીસ તોલા દૂધ ગરમ કરી ઉકાળ્યા પછી તેમાં પીંપળીમૂળના ગંઠોડાનું વસ્ત્રગાળ ચૂર્ણ એક તોલા સુધી નાંખવું; તથા સારે ઉક ળતાં સુધી તે હલાવી ઉકાળવું. પછી તેમાં સાકરની ભૂકી એક તોલા સુધી મિશ્ર કરી દરરોજ સવારે એક વાર આપવું. (૩૨) પરિણામ શૂળ ઉપર:—પીંપરનું ચૂર્ણ ૪ તોલા, ગોળ ૧૬ તોલા, અને ગાયનું ઘી ૬૪ તોલા, એ પદાર્થો ૨૫૬ તોલા દૂધમાં પાક કરી તેમાંથી રોજ સવારે ૪ તોલા સુધી આપવું. (૩૩) સર્વ પ્રકારના શિરોરોગ ઉપર:—પીંપર તથા સિંધવ પાણીમાં ઘસી, તેનાં બે ત્રણ ટીપાં નાકમાં પાડવાં એટલે તરત ગુણ આવશે. (૩૪) વિષમજ્વર, હૃદ્રોગ, ઉધરસ, દમ અને ક્ષય ઉપર:—પંચસાર (મધ, ઘી, દૂધ, પીંપર, ધોળી સાકર એ પાંચ.) એકત્ર કરી મસળી ખવરાવવું. (૩૫) ધાતુગત, જ્વર, દમ, ઉધરસ, પાંડુ, ધાતુક્ષય અને અગ્નિમાંદ્ય ઉપર:—મધ એક ભાગ ઘી બે ભાગ, પીંપર ચાર ભાગ, સાકર આઠ ભાગ, દૂધ બત્રીસ ભાગ, તથા ચાતુર્જાત (તજ, તમાલ પત્ર, એલચી, નાગકેસર) ૬ ભાગ, એ પ્રમાણે નાંખી, પચન કરી તેના મોદક કરવા; અને તેમાંથી રોજ એક ખાવો. (૩૬) રક્તપિત્ત ઉપર:—પીંપર મધમાં ચાટવી. (૩૭) પાચક પીંપર:—પીંપર લીંબુના રસમાં ભીંજવી રાખી તેમાં સિંધવનું ચૂર્ણ નાંખવું. બે ચાર દિવસ ભિંજાયા પછી સૂકવી રાખી તેમાંથી બે ચાર પીંપર દરરોજ ખાતાં જવી. એટલે અજીર્ણવિકાર વગેરે મટી મ્હોંમાં રૂચિ આવે છે; અને અન્ન પાચન થાય છે. (૩૮) વાળા ઉપર:—પીંપળીમૂળ ઠંડા પાણીમાં ઘસી ખાવું.

૪૯૩. લીમડો (કડવો):—સં૰ નિંબ, પ્રભદ્ર. મ૰ કડુનિંબ. બાળંતલીંબ. હિં૰ બં૰ નીમ. તા૰ તુ૰ ક૰ બેવુ. તે૰ વેપ્પા. મલા૰ વેપ્પુ. ગો. બેવારૂકુ. ફા૰ નેનબ, નીમદરખતહ. ઈં૰ નીમટ્રી. લા૰ એઝાડિરેકટાઈંડીકા.

આ ઝાડ ઘણુંજ મોટું થાય છે; અને તે હિંદુસ્થાનમાં સર્વત્ર થાય છે. એનાં પાન કાતરાદાર હોય છે. એને ધોળા રંગનાં બારિક ફૂલ આવે છે. એના અનેક ગુણો ઉપરથી એ ઝાડ આ ભૂલોકમાંનું કલ્પતરૂજ છે, એમ કહેવાને કાંઈ બાધ આવતો નથી. પ્રાચીન આર્ય ઋષિવર્યોએ એના અલૌકિક ગુણોનો શોધ કરી એને મોટું શ્રેષ્ઠ પદ આપેલું છે. એના સેવનથી અનેક વ્યાધિઓ નિર્મૂળ થાય છે. એટલા માટે વર્ષપ્રતિપદા (ચૈત્ર સુદ ૧) ના દિવસે એનાં કુમળાં પાન અને ફૂલ: મરી, હિંગ, સિંધવ, જીરૂં

lમડાનાં બિયાં તેલમાં તળી તેમાંજ ખરલ કરી તથા તેમાં થોડું ફુલાવેલું મોરથુથુ નાંખી તે મલમ મૂળને ιાપડવું; એટલે મોડ ગરી પડે છે, અને દંદ પણ ગરી પડે છે. (૧૮) **સર્પનું વિષ કદિ પણ ન ચઢવા માટેઃ**—લીમડાનાં પાન રોજ સવારે ખાવાં; એટલે કદિ સર્પદંશ થયો હોય તોપણ તેને વિષ બાધ કરતું નથી. (૧૯) **મૂળવ્યાધિ ઉપરઃ**—લીમડાનાં ૨ પાન બારિક વાટી મગની પલાળેલી દાળમાં મિશ્ર કરી તેને ιાખડી ગાયના ઘીમાં તળી રોગીને ૨૧ દિવસ ખવરાવવું; એટલે ગુદામાંના સર્વ મસા ગરી પડશે. આ ઔષધ લેનારે સમુદ્રનું મીઠું ન ખાતાં સિંધવ ખાવો. (૨૦) **સ્ત્રીને પ્રસવ થતો ન હોય તોઃ**—લીમડાનાં મૂળીઆં કંમરે બાંધવાથી જલદી છુટકો થાય છે. પ્રસુતિ થયા પછી મૂળીઆં છોડી નાંખવાં. (૨૧) **સોમલના વિષ તથા કૃમિ ઉપરઃ**—લીમડાના પાનનો રસ આપવો. (૨૨) **અફીણના વિષ ઉપરઃ**—કડવા લીમડાના પાનનો યંત્રવડે અર્ક કાઢી આપવો. (૨૩) **કુષ્ટાદિક ઉપર પંચનિંબ ચૂર્ણઃ**—મૂળીઆં, પાન, ફુલ, ફળ અને છાલ, એ પાંચ અંગો લઇ તેનું ૬૦ તોલા ચૂર્ણ કરી આપવું. પછી લોહભસ્મ, બાળહરડાં, અરણીનાં બિયાં, ત્રિફળાં, બીલાગો, વાવડીંગ, સાકર, આમળાં, હળદર, પીંપર, મરી, સુંઠ, બાવચો, ગરમાળાની શિંગોમાંનું મગજ, અને ગોખરૂ, એ પંદર ઔષધો ચાર ચાર તોલા લઇ બધાંનું ચૂર્ણ કરવું. પછી લીમડાનું તથા તે ચૂર્ણ એકત્ર કરી તેને ભાંગરાના રસનો એક પુટ આપવો. પછી ખેરની છાલનો અષ્ટમાંશ કાઢો કરી તેનો એક પુટ આપવો અને તે સુકવવું. આ ચૂર્ણ દરરોજ એક તોલો ખેરની છાલના કાઢામાં અથવા ઘીમાં અથવા ગાયના દૂધમાં આપવું; તેથી કરી એક મહિનામાં બધા કોઢ દૂર થાય છે. આ ચૂર્ણ સર્વ રોગનું નાશક છે. (૨૪) **પિત્ત ઉપરઃ**—લીમડાની કુંપો, ધાણા, સુંઠ અને ખડીસાકરનો કાઢો આપવો. (૨૫) **યોનિશૂળ ઉપરઃ**—લીમડાની લીંબોળીઓ અને એરંડીઆ, લીમડાના રસમાં વાટી ગોળી કરવી અને તે યોનિમાં રાખવા આપવી, કિંવા એનો યોનિએ લેપ કરવો. (૨૬) **કૃમિ ઉપરઃ**-લીમડાનાં પાન હિંગ સાથે ખાવાં. (૨૭) **અંગ ઉપર પિત્ત ઉઠે તે ઉપરઃ**-લીમડાનાં પાન વાટી ઘી અથવા આવળકંટી સાથે ખાવાં અને મિરપુડ ઘીમાં ખરલ કરી શરીરે ચોળવી અથવા લીમડાની અંતરછાલનો કાઢો આપવો; એટલે શીતપિત્ત, ક્ષત, કંડૂ, વિસ્ફોટક અને રક્તપિત્તનો નાશ થાય છે. (૨૮) **સ્થાવર, જંગમ સર્વ વિષ ઉપરઃ**—સિંધવ અને મરી સમભાગ, અને એ બન્નેના બરોબર લીંબોળીઓ લેઇ, તે વાટી મધ અને ઘીમાં આપવી. (૨૯) **સર્વ વ્રણ ઉપરઃ**—લીમડાનાં પાન, દારૂહળદર અને જેઠીમધના ચૂર્ણમાં ઘી અને મધ નાંખી ખરલ કરી તે મલમ ચોપડતાં જવું; એટલે જખમ તુરત ભરાઇ આવે છે. (૩૦) **રક્તસ્રાવ અને પ્રદર ઉપરઃ**—લીમડાની છાલના રસમાં જીરૂં નાખી ૭ દિવસ આપવું. (૩૧) **કામિણ રોગ ઉપરઃ**—લીમડાનાં પાન પાણીમાં વાટી તેનો રસ પાશેર કાઢી, તેમાં ખડીસાકર નાંખી ગરમ ગરમ પીવા આપવો. (૩૨) **સિક્તામેહ અને ઇક્ષુમેહ ઉપરઃ**—લીમડાની કુંપનો કિંવા અંતરછાલનો કાઢો આપવો. (૩૩) **કોઇ પણ રોગ કદિ ન થવા માટેઃ**—લીમડાનાં પાન એક તોલો લઇ તેમાં ગુંજાભાર કપૂર અને તેટલીજ હિંગ નાખી તેની ગોળી કરવી; પછી તે ગોળી ૬ માસા ગોળમાં મેળવી દરરોજ રાત્રે ઉંઘવાની પહેલાં આપવી. ગામમાં જ્યાં સુધી કૉલેરાનો આજાર હોય, ત્યાં સુધી આ ઔષધ દરેકે સેવન કરવાથી તેને કાંઇ પણ ઉપદ્રવ થશે નહિ. (૩૪) **ઓકારી, કુષ્ઠ, પિત્ત અને કફ સંબંધી જંતુ ઉપરઃ**—લીમડાનાં પાન ઝીણાં વાટી કલ્ક કરી પાવો. (૩૫) **ઉષ્ણકાળમાં શરીરમાંનો દાહ શાંત થઇ ઠંડાઇ આવવા તથા જુલાબ બંધ થવા માટેઃ**—લીમડાનાં પાન વાટી સરબત કરી તેમાં ખડીસાકર નાખી પાવું. (૩૬) **મૂળવ્યાધિ ઉપરઃ**—લીમડાની પાકેલી લીંબોળીનો ગર દરરોજ સવારે ત્રણ માસા લઇ તેમાં ૬ માસા ગોળ મેળવી તે ગોળી ૭ દિવસ ખાવા આપવી. (૩૭) **વાળા ઉપરઃ**—લીમડાનાં પાન વાટી લેપ કરવો. (૩૮) **ઉરૂસ્તંભ ઉપરઃ**—લીમડાનાં મૂળીઆં ઘસી ગરમ કરી લેપ કરવો. (૩૯) **પ્રમેહ, ઉપદંશ, બદ, ચાઠાં ઈત્યાદિ ઉપરઃ**—પાશેર લીમડાની છાલ લઇ તે કાચપાત્રમાં નાંખી અથવા માટીના વાસણમાં ઘાલી, તેમાં આધણ આવેલું પાણી એક શેર નાખી ઢાંકણું દેઇ રાતભર તેમજ રાખવું. બીજા દિવસથી તેમાંથી શક્તિ પ્રમાણે એક અગર બે વાર, દરેક વખતે ૪ તોલા પાણી આપવું; એટલે ઉપલો ઉપદંશજન્ય રોગ એક બે અઠવાડીઆમાં સારો થાય છે. પથ્ય ઘી, સાકર,

**લીમડાની કુંખો:**—કાસ, શ્વાસ, ગુલ્મ, અર્શ, કૃમિ અને પ્રમેહનો નાશ કરે છે. **એનાં કુમળાં** (કાર
ફળ:—ભેદક, સ્નિગ્ધ તથા ગરમ છે અને મેહ તથા કોઢનાં નાશક છે. **પાકેલાં ફળ:**—મધુર, કડવાં, સ્નિ
ગુરૂ તથા પિચ્છિલ છે; અને નેત્રરોગ, કફરોગ, ક્ષતક્ષય તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં બિયાંમાં**
**મીંજ:**—કુષ્ઠ અને કૃમિનો નાશ કરે છે. **નિંબપંચાંગ:**—પિત્ત, રક્તદોષ, કંડૂ, દાહ, વ્રણ અને
નાશ કરે છે. **બિયાંનું તેલ:**—કિંચિત્ ઉષ્ણ તથા કડવું છે; અને કૃમિ, કોઢ, કફ, વ્રણ, વાતપિત્ત, પિ
અર્શ, રક્તવિકાર, વાયુ, શોફોદર, તાવ, જરા, કફ તથા પિત્તનો નાશ કરે છે. કડવા લીમડાની છાલને
ઉપયોગ વૈદ્યકશાસ્ત્રમાં કાઢામાં અનેક ઠેકાણે આવેલો છે; પરંતુ તેનું વર્ણન અહીં નહિ કરતાં જુદા જુ
સ્થળે ઉપયોગ કરેલો છે. **ઉપયોગ:**—(૧) **વ્રણ ઉપર:**—કડવા લીમડાનાં પાન વ્રણ (ગુમડા
ઉપર મોટો ઉસ્તાદ છે. નાડીવ્રણાદિ. ભયંકર વ્રણને દરરોજ લીમડાનાં પાન પાણીમાં સા
ઉકાળી તે પાણીએ ધોઇ નાંખવાં; એટલે તેનું શોધન થઇ તેને રૂઝ આવે છે. (૨) **જે**
**વ્રણ (ગુમડું) ફુટી રસી નીકળે તે મટવા ઉપર:**—કડવા લીમડાનાં પાન વાટી મધમાં મેળવ
ચોપડતા જવું, એટલે તે સારૂં થાય છે. (૩) **ખસ ઉપર:**—કડવા લીમડાનાં પાન બાળી જુન
તેલમાં અથવા કરજેલ તેલમાં ખરલ કરી ચોપડવાં. (૪) **સર્પના વિષ ઉપર:**—કડવા લીમડા
પાન મોટું ઉસ્તાદ ઔષધ છે **સર્પનું** વિષ ચડયાની પરીક્ષા એવી છે કે વિષાર થએલા માણસને કડ
લીમડાના પાન અથવા મીઠું અગર મરચાં ખાવા આપવાં; તેને જો કડવું, ખારૂં અગર તીખું સ
જવામાં આવે નહિ, તો વિષ ચડયું અથવા દંશ થયો છે એમ સમજવું. પછી તેને વિષ ઉતર
સુધી લીમડાનાં પાન ખાવા આપવાં, કિંવા પાનનો અથવા છાલનો રસ પાવો એટલે વિષ ઉતરં
(૫) **પિત્ત પડવા માટે:**—લીમડાના પાનનો રસ પાણી નાંખી તે પીવા આપવો; એટલે ઉલટી થઇ પિ
પડશે. (૬) **ગરમી ઉપર:**—લીમડાના પાનનો રસ ખડીસાકર નાંખી સવાર સાંજ ૭ દિવસ પીવા
કોઇ પણ પ્રકારની ગરમી હોય તો તે નક્કી સારી થાય છે. (૭) **મહારોગ ઉપર:**—કડવા લીમડાનાં પ
ઘણું સારૂં ઔષધ છે. ન્હાવાના પાણીમાં આ પાન કઢવી તેણે સ્નાન કરવું; અને એનો અંગરસ કિ
પાન ગાયના દૂધમાં વાટી તે રસ સેવન કરવો; એટલે ૨-૩ મહિનામાં રક્તપિત્તી અને દુર્ધર કુષ્ઠરોગ
નો નક્કી નાશ થાય છે. પથ્ય પાળવું. તેમજ રોગીએ રોજ રાત્રે કડવા લીમડાની છાયામાં સુવા
રીવાજ રાખવો. (૮) **દાહયુક્ત સોજા ઉપર:**—પાન વાટી ચોપડવાં એટલે દાહ કમી થાય
અને રક્તદોષ નહિ જેવો થાય છે. (૯) **પિત્તજ્વરમાં જે અતિશય દાહ થાય છે તે ઉપર:**—
લીમડાના પાનનો રસ શરીરે ચોળવો, તેથી બળતરા કમી થાય છે. (૧૦) **ઉષ્ણ જ્વર ઉપર:**—
કડવા લીમડાની ડાંખલી, કડુકી અને કરીઆતાનો કાઢો મધ નાંખી આપવો. (૧૧) **કામી**
**રોગ ઉપર:**—લીમડાની અંતરછાલનો રસ કાઢી, તેમાં મધ અને થોડું સુંઠનું ચૂર્ણ નાંખી આપવું
(૧૨) **ખસ ઉપર:**—જુના લીમડાનું સુકાએલું લાકડું પાણીમાં ઘસી ચોપડવું. (૧૩) **વિષમ**
**જ્વર ઉપર:**—કડવા લીમડાની છાલના કાઢામાં ધાણા અને સુંઠનું ચૂર્ણ નાંખી તે આપવો; એટ
જલદી ગુણ આવે છે. આ ઔષધ "ક્રાયનેલ" કરતાં ઘણું ઉત્તમ હોઇ ગુણોમાં પણ તે કરતાં એ
છે. (૧૪) **મૂળવ્યાધ, કૃમિ અને પ્રમેહ ઉપર:**—લીમડાની કાચી લીંબોળીઓ ખાવી. (૧૫
**ખસ ઉપર:**—કડવા લીમડાનાં બિયાં વાટી ચોપડવાથી ખરજ સારી થાય છે. અને ઉંદરી જવા મા
પણ એ બિયાં વાટી માંથે ચોપડવાં. (૧૬) **સુવારોગ ઉપર:**—જુના લીમડાની અંતરછાલ કાઢી
તેના બારિક ટુકડા કરી તે હાંલ્લીમાં ઘાલવા, અને ઢાકણું દેવું. એવું ત્રણ દેગડા પાણી સાર્ં આવ
આવે ત્યાં સુધી ઉકાળવું. પછી જે સ્રીને સુવારોગ થયો હોય તેને એક ખાટલા ઉપર સુવાડી પ્રથ
એક દેગડો લાવી તેના મસ્તક નીચે રાખવો. તેમાંનો બાફ (વરાળ) કમી થયા પછી બીજો દેગડો લાવી
માથા નીચે રાખવો, અને પ્રથમનો દેગડો કંમર નીચે રાખવો. માથા નીચેના દેગડાની બાફ કમી થયા
પછી તે કંમર નીચે રાખવો અને કંમર નીચેનો પગ નીચે રાખી, ચૂલા ઉપરનો ત્રીજો દેગડો મસ્ત
નીચે મુકવો તેની બાફ કમી થયા પછી પગ નીચે રાખવો. એ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવો; એટલે
પરસેવાના રૂપે શરીરમાંથી સર્વ વ્યાધિ નીકળી જઇ રોગ સારો થાય છે. (૧૭) **મૂળવ્યાધિ ઉપર:**—

લીમડાનાં બિયાં તેલમાં તળી તેમાંજ ખરલ કરી તથા તેમાં થોડું ફુલાવેલું મોરથુથુ નાંખી તે મલમ મૂળને ચોપડવું. એટલે મોડ ગરી પડે છે, અને કંદ પણ ગરી પડે છે. **(૧૮) સર્પનું વિષ કદિ પણ ન ચઢવા માટે:**—લીમડાનાં પાન રોજ સવારે ખાવાં; એટલે કદિ સર્પદંશ થયો હોય તોપણ તેને વિષ બાધ કરતું નથી. **(૧૯) મૂળવ્યાધિ ઉપર:**—લીમડાનાં ૨ પાન બારિક વાટી મગની પલાળેલી દાળમાં મિશ્ર કરી તેને બાખડી ગાયના ઘીમાં તળી રોગીને ૨૧ દિવસ ખવરાવવું; એટલે ગુદામાંના સર્વે મસા ગરી પડશે. આ ઔષધ લેનારે સમુદ્રનું મીઠું ન ખાતાં સિંધવ ખાવો. **( ૨૦ ) સ્ત્રીને પ્રસવ થતો ન હોય તો:**—લીમડાનાં મૂળીઆં કંમરે બાંધવાથી જલદી છુટકો થાય છે. પ્રસૂતિ થયા પછી મૂળીઆં છોડી નાંખવાં. **(૨૧) સોમલના વિષ તથા કૃમિ ઉપર:**—લીમડાનાં પાનનો રસ આપવો. **( ૨૨ ) અફીણના વિષ ઉપર:**—કડવા લીમડાના પાનનો યંત્રવડે અર્ક કાઢી આપવો. **(૨૩) કુષ્ટાદિક ઉપર પંચનિંબ ચૂર્ણ:**—મૂળીઆં, પાન, ફૂલ, ફળ અને છાલ, એ પાંચ અંગો લઇ તેનું ૬૦ તોલા ચૂર્ણ કરી આપવું. પછી લોહભસ્મ, બાળહરડાં, અરણીનાં બિયાં, ત્રિફળાં, ભીલામો, વાવડીંગ, સાકર, આમળાં, હળદર, પીંપર, મરી, સુંઠ, બાવચો, ગરમાળાની શિંગોમાંનું મગજ, અને ગોખરૂ, એ પંદર ઔષધો ચાર ચાર તોલા લઇ બધાંનું ચૂર્ણ કરવું. પછી લીમડાનું તથા તે ચૂર્ણ એકત્ર કરી તેને ભાંગરાના રસનો એક પુટ આપવો. પછી ખેરની છાલનો અષ્ટમાંશ કાઢો કરી તેનો એક પુટ આપવો અને તે સૂકવવું. આ ચૂર્ણ દરરોજ એક તોલો ખેરની છાલના કાઢામાં અથવા ઘીમાં અથવા ગાયના દૂધમાં આપવું; તેથી કરી એક મહિનામાં બધા કોઢ દૂર થાય છે. આ ચૂર્ણ સર્વે રોગનું નાશક છે. **(૨૪) પિત્ત ઉપર:**—લીમડાની ડુંખો, ધાણા, સુંઠ અને ખડીસાકરનો કાઢો આપવો. **(૨૫) યોનિશૂળ ઉપર:**—લીમડાની લીંબોળીઓ અને એરંડીઆ, લીમડાના રસમાં વાટી ગોળી કરવી અને તે યોનિમાં રાખવા આપવી, કિંવા એનો યોનિએ લેપ કરવો. **(૨૬) કૃમિ ઉપર:**-લીમડાનાં પાન હિંગ સાથે ખાવાં. **(૨૭) અંગ ઉપર પિત્ત ફિટે તે ઉપર:**-લીમડાનાં પાન વાટી ઘી અથવા આવળકંટી સાથે ખાવાં અને મિરપુડ ઘીમાં ખરલ કરી શરીરે ચોળવી અથવા લીમડાની અંતરછાલનો કાઢો આપવો; એટલે શીતપિત્ત, ક્ષત, કંડૂ, વિસ્ફોટક અને રક્તપિત્તનો નાશ થાય છે. **(૨૮) સ્થાવર, જંગમ સર્વ વિષ ઉપર:**—સિંધવ અને મરી સમભાગ, અને એ બન્નેના બરોબર લીંબોળીઓ લેઇ, તે વાટી મધ અને ઘીમાં આપવી. **(૨૯) સર્વ વ્રણ ઉપર:**—લીમડાનાં પાન, દારૂહળદર અને જેઠીમધના ચૂર્ણમાં ઘી અને મધ નાંખી ખરલ કરી તે મલમ ચોપડતાં જવું; એટલે જખમ તુરત ભરાઇ આવે છે. **( ૩૦ ) રક્તસ્રાવ અને પ્રદર ઉપર:**—લીમડાની છાલના રસમાં જીરૂં નાખી ૭ દિવસ આપવું. **( ૩૧ ) કામિણ રોગ ઉપર:**—લીમડાનાં પાન પાણીમાં વાટી તેનો રસ પાશેર કાઢી, તેમાં ખડીસાકર નાંખી ગરમ ગરમ પીવા આપવો. **( ૩૨ ) સિક્તામેહ અને ઇક્ષુમેહ ઉપર:**—લીમડાની ડુંખનો કિંવા અંતરછાલનો કાઢો આપવો. **(૩૩) કોઇ પણ રોગ કદિ ન થવા માટે:**—લીમડાનાં પાન એક તોલો લઇ તેમાં ગુંજાભાર કપૂર અને તેટલીજ હિંગ નાખી તેની ગોળી કરવી; પછી તે ગોળી ૬ માસા ગોળમાં મેળવી દરરોજ રાત્રે ઉંઘવાની પહેલાં આપવી. ગામમાં જ્યાં સુધી કૉલેરાનો આજાર હોય, ત્યાં સુધી આ ઔષધ દરેકે સેવન કરવાથી તેને કાંઇ પણ ઉપદ્રવ થશે નહિ. **( ૩૪ ) ઓકારી, કુષ્ઠ, પિત્ત અને કફ સંબંધી જંતુ ઉપર:**—લીમડાનાં પાન ઝીણાં વાટી કલ્ક કરી પાવો. **( ૩૫ ) ઉષ્ણકાળમાં શરીરમાંનો દાહ શાંત થઇ ઠંડાઇ આવવા તથા જૂલાબ બંધ થવા માટે:**—લીમડાનાં પાન વાટી સરબત કરી તેમાં ખડીસાકર નાખી પાવું. **( ૩૬ ) મૂળવ્યાધિ ઉપર:**—લીમડાની પાકેલી લીંબોળીનો ગર દરરોજ સવારે ત્રણ માસા લઇ તેમાં ૬ માસા ગોળ મેળવી તે ગોળી ૭ દિવસ ખાવા આપવી. **( ૩૭ ) વાળા ઉપર:**—લીમડાનાં પાન વાટી લેપ કરવો. **( ૩૮ ) ઉરૂસ્તંભ ઉપર:**—લીમડાનાં મૂળીઆં ઘસી ગરમ કરી લેપ કરવો. **(૩૯) પ્રમેહ, ઉપદંશ, બદ, ચાઠાં ઈત્યાદિ ઉપર:**—પાશેર લીમડાની છાલ લઇ તે કાચપાત્રમાં નાંખી અથવા માટીના વાસણમાં ઘાલી, તેમાં આધણ આવેલું પાણી એક શેર નાખી ઢાંકણું દેઇ રાતભર તેમજ રાખવું. બીજા દિવસથી તેમાંથી શક્તિ પ્રમાણે એક અગર બે વાર, દરેક વખતે ૪ તોલા પાણી આપવું; એટલે ઉપલો ઉપદંશજન્ય રોગ એક બે અઠવાડીઆમાં સારો થાય છે. પથ્ય

**લીમડાની કુંપળો:**—કામ, શ્વાસ, ગુલ્મ, અર્શ, કૃમિ અને પ્રમેહનો નાશ કરે છે. એનાં **કુમળાં (કાચ ફળ:**—ભેદક, સ્નિગ્ધ તથા ગરમ છે અને મેહ તથા કોઢનાં નાશક છે. **પાકેલાં ફળ:**—મધુર, કડવાં, સ્નિગ્ધ ગુરૂ તથા પિચ્છિલ છે; અને નેત્રરોગ, કફરોગ, ક્ષતક્ષય તથા રક્તપિત્તનો નાશ કરે છે. એનાં **બિયાંમાંના મીંજ:**—કુષ્ઠ અને કૃમિનો નાશ કરે છે. **નિંબપંચાંગ:**—પિત્ત, રક્તદોષ, કંડૂ, દાહ, વ્રણ અને કોઢ નાશ કરે છે. **બિયાંનું તેલ:**—કિંચિત્ ઉષ્ણ તથા કડવું છે; અને કૃમિ, કોઢ, કફ, વ્રણ, વાતપિત્ત, પિત્ત અર્શ, રક્તવિકાર, વાયુ, શોફોદર, તાવ, જરા, કફ તથા પિત્તનો નાશ કરે છે. કડવા લીમડાની છાલનો ઉપયોગ વૈદ્યકશાસ્ત્રમાં કાઢામાં અનેક ઠેકાણે આવેલો છે; પરંતુ તેનું વર્ણન અહીં નહિ કરતા જુદા જુદા સ્થળે ઉપયોગ કરેલો છે. **ઉપયોગ:**—**(૧) વ્રણ ઉપર:**—કડવા લીમડાનાં પાન વ્રણ (ગુમડા ઉપર મોટો ઉસ્તાદ છે. નાડીવ્રણાદિ ભયંકર વ્રણને દરરોજ લીમડાનાં પાન પાણીમાં સારા ઉકાળી તે પાણીએ ધોઇ નાંખવાં; એટલે તેનું શોધન થઇ તેને રૂઝ આવે છે. **(૨) જે વ્રણ (ગુમડું) ફુટી રસી નીકળે તે મટવા ઉપર:**—કડવા લીમડાનાં પાન વાટી મધમાં મેળવી ચોપડતા જવું, એટલે તે સારૂં થાય છે. **(૩) ખમ ઉપર:**—કડવા લીમડાનાં પાન બાળી જુના તેલમા અથવા કરંજેલ તેલમાં ખરલ કરી ચોપડવાં. **(૪) સર્પના વિષ ઉપર:**—કડવા લીમડાના પાન મોટું ઉસ્તાદ ઔષધ છે **સર્પનું** વિષ ચડયાની પરીક્ષા એવી છે કે વિષાર્ત થએલા માણસને કડવા લીમડાના પાન અથવા મીઠું અગર મરચા ખાવા આપવા; તેને જો કડવું, ખારૂં અગર તીખુ સ્વાદ જવામા આવે નહિ, તો વિષ ચડયુ અથવા દંશ થયો છે એમ સમજવું. પછી તેને વિષ ઉતરે સુધી લીમડાના પાન ખાવા આપવાં, કિંવા પાનનો અથવા છાલનો રસ પાવો એટલે વિષ ઉતરશે. **(૫) પિત્ત પડવા માટે:**—લીમડાના પાનનો રસ પાણી નાંખી તે પીવા આપવો; એટલે ઉલટી થઇ પિત્ત પડશે. **(૬) ગરમી ઉપર:**—લીમડાના પાનનો રસ ખડીસાકર નાંખી સવાર સાંજ ૭ દિવસ પીવાથી કોઇ પણ પ્રકારની ગરમી હોય તો તે નક્કી સારી થાય છે **(૭) મહારોગ ઉપર:**—કડવા લીમડાનાં પાન ઘણું સારૂં ઔષધ છે. ન્હાવાના પાણીમા આ પાન કઢવી તેણે સ્નાન કરવું; અને એનો અંગરસ કિંવા પાન ગાયના દૂધમાં વાટી તે રસ સેવન કરવો; એટલે ૨-૩ મહિનામાં રક્તપિત્તી અને દુર્ધર કુષ્ઠરોગનો નક્કી નાશ થાય છે. પથ્ય પાળવું. તેમજ રોગીએ રોજ રાત્રે કડવા લીમડાની છાયામાં સુવાનો રીવાજ રાખવો. **(૮) દાહયુક્ત સોજા ઉપર:**—પાન વાટી ચોપડવાં એટલે દાહ કમી થાય છે અને રક્તદોષ નહિ જેવો થાય છે **(૯) પિત્તજ્વરમાં જે અતિશય દાહ થાય છે તે ઉપર:**—લીમડાના પાનનો રસ શરીરે ચોળવો, તેથી બળતરા કમી થાય છે. **(૧૦) ઉષ્ણ જ્વર ઉપર:**—કડવા લીમડાની ડાંખલી, કડુકી અને કરીઆતાનો કાઢો મધ નાંખી આપવો. **(૧૧) કામીલ રોગ ઉપર:**—લીમડાની અંતરછાલનો રસ કાઢી, તેમાં મધ અને થોડું સુંઠનું ચૂર્ણ નાંખી આપવું **(૧૨) ખસ ઉપર:**—જુના લીમડાનુ સુકાએલુ લાકડું પાણીમાં ઘસી ચોપડવું. **(૧૩) વિષમ જ્વર ઉપર:**—કડવા લીમડાની છાલના કાઢામાં ધાણા અને સુંઠનુ ચૂર્ણ નાંખી તે આપવો; એટલે જલદી ગુણ આવે છે. આ ઔષધ "ક્વીનેન" કરતા ઘણું ઉત્તમ હોઇ ગુણોમાં પણ તે કરતાં શ્રેષ્ઠ છે. **(૧૪) મૂળવ્યાધ, કૃમિ અને પ્રમેહ ઉપર:**—લીમડાની કાચી લીંબોળીઓ ખાવી. **(૧૫) ખસ ઉપર:**—કડવા લીમડાનાં બિયા વાટી ચોપડવાથી ખરજ સારી થાય છે. અને ઉંદરી જવા માટે પણ એ બિયાં વાટી માથે ચોપડવાં. **(૧૬) સુવારોગ ઉપર:**—જુના લીમડાની અંતરછાલ કાઢી, તેના બારિક ટુકડા કરી તે હાલ્લીમા ઘાલવા, અને ઢાકણું દેવુ. એવુ ત્રણ દેગડા પાણી સારૂં આધણ આવે ત્યા સુધી ઉકાળવુ. પછી જે સ્ત્રીને સુવારોગ થયો હોય તેને એક ખાટલા ઉપર સુવાડી પ્રથમ એક દેગડો લાવી તેના મસ્તક નીચે રાખવો. તેમાનો બાફ (વરાળ) કમી થયા પછી બીજો દેગડો લાવી માથા નીચે રાખવો, અને પ્રથમનો દેગડો કમર નીચે રાખવો. માથા નીચેના દેગડાની બાફ કમી થયા પછી તે કમર નીચે રાખવો અને કમર નીચેનો પગ નીચે રાખી, ચૂલા ઉપરનો ત્રીજો દેગડો મસ્તક નીચે મૂકવો તેની બાફ કમી થયા પછી પગ નીચે રાખવો. એ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવો; એટલે પરસેવાના રૂપે શરીરમાંથી સર્વ વ્યાધિ નીકળી જઇ રોગ સારો થાય છે. **(૧૭) મૂળવ્યાધિ ઉપર:**—

**૪૯૭. લોધર:**—સં૦ મ૦ લોધ્ર૦ મ૦ હિં૦ ક૦ લોધ–ર–પઠાણી. અ૦ મુગામ. લાં૦ સિમ્પ્લો કોસરેસીમુસા.

લોધરનાં ઝાડ કોકણ, મહાબલેશ્વર, બંગાળા અને નેપાળ, એ પ્રદેશમાં થાય છે. એનાં પાન ખુલનાં પાન જેવડાં મોટાં હોય છે. લોધરનો ઉપયોગ રંગમાં તથા ઔષધમાં ઘણો થાય છે. અળતો કરે છે તેમાં લોધર નાંખે છે. એમાં ધોળો અને રાતો એવી બે જાત છે. થાણા જીલ્લામાં અજા પર્વત ઉપર ધોળા લોધરનાં ઝાડ પુષ્કળ છે. **લોધર બે પ્રકારનો છે:**—તે તુરો, શીત, નેત્રને હિતાવહ, ગ્રાહક તથા લઘુ છે; અને વાયુ કફ, રક્તદોષ, પિત્ત, સોજો, અતિસાર, પ્રદર, અરૂચિ, વિષ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં ફુલ:**—પાકકાળે તીખાં, તુરાં, મધુર, શીત, કડવાં તથા ગ્રાહક છે; અને કફ, પિત્તનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) પ્રદર ઉપર:**—લોધરનો કાઢો આપવો; અથવા લોધરનું ચૂર્ણ આદુના રસમાં અથવા કેળના કાંદાના રસમાં પાવું. **(૨) તારૂણ્યપિટકા ઉપર:**—લોધર, ધાણા અને વજનો ઠંડા પાણીમાં લેપ કરવો. **(૩) દંતરોગ ઉપર:**—લોધર, સાટોડી અને ફુલાવેલી ફટકડીનું પાણી કરી કોગળા કરવા. **(૪) જીર્ણજ્વર ઉપર:**—લોધર, ચંદન, પીપળીમૂળ અને અતિવિષનું ચૂર્ણ સાકર, ઘી, મધ તથા દૂધમાં પાવું.

**૪૯૮. વગડાઉ અળવી:**—(સં૦ વનાલુક.) એ અળવી ચોમાસામાં ઉગે છે. એનો રંગ ધોળો હોય છે. એ ઘણીજ ઠંડી છે. ગરીબ લોક એનું શાક કરી ખાય છે. **વગડાઉ અળવી–(૧) ઢોરોના અંગને ફુળ લાગી હોય તે ઉપર:**—વગડાઉ અળવીના કાંદા ઘાસ સાથે ખવરાવવા. **(૨) ક્ષત ઉપર માખ બેસી જીવડા ન પડવા માટે:**—ઢોરોને વગડાઉ અળવીના કંદ ખાવા નાંખવા; અને કિંચિત્ ઘસી પાણી કરી ક્ષત ઉપર રેહવાથી તેમાં કીડા ઉત્પન્ન થતા નથી.

**૪૯૯. વગડાઉ અજમો:**—(સં૦ અરણ્યાજમોદા.) અજમાની વગડામાં થનારી એક જાત છે. એ છોડ આબેહુબ અજમાના છોડ જેવા હોય છે. ડુંગરાળ પ્રદેશમાં એની ઉત્પત્તિ વિશેષ થાય છે. એને ફૂલ અજમા જેવાંજ હોય, અજમાના જેવાજ એના ગુણ છે. **ઉપયોગ:—(૧) ઉધરસ, વાયુ અને અજીર્ણ ઉપર:**—વગડાઉ અજમો મધમાં ખાવો અથવા એનાં પંચાંગનો કાઢો કરી મધ નાંખી આપવો.

**૫૦૦. વગડાઉ ઘેટુળી (સાટોડી):**—એ ઝાડ સુમારે બે ત્રણ હાથ ઉંચું હોય છે, એનાં પાન મોગલી એરંડાનાં પાન જેવડાં થાય છે. એ ઝાડનો રંગ ધોળો હોઇ એનું લાકડું ઘણુંજ હલકું હોય છે. એ બાળવાના કામમાં સારાં ઉપયોગી નથી. ઘેટુળીનાં ઝાડ દક્ષિણમાં ઘણાંજ થાય છે. એ ઝાડનાં મૂળીઆંનો રંગ પણ ધોળો હોય છે. એને મરી જેવાં બારિક અને લાલ રંગનાં ફળ આવે છે. **ઉપયોગ:—(૧) સોજા ઉપર:**—કોઇ પણ જાતનો સોજો હોય તો તે ઉપર ઘેટુળીનાં મૂળીઆંનો પાણીમાં ઘસી લેપ કરવો એટલે સોજો ઉતરે છે. **(૨) ઢોરના ગુમડામાં કીડા પડે તે ઉપર:**—ઘેટુળીનાં મૂળીઆં વાટી ચોપડવાં અથવા મૂળીઆંનું ચૂર્ણ કરી ચોપડવું.

**૫૦૧. વગડાઉ તુરીચું:**—(મં૦ રાનદોડકી) આ તુરીઆનાં ઝાડ નાનાં હોય છે. એ ઝાડ વેલા પ્રમાણે વધે છે. એનાં પાન હાથેળી જેવડાં મોટાં અને સાધારણ ગોળ હોઇ અણીદાર હોય છે. વગડાઉ તુરીઆની દરેક ડુંખને બે ફળ આવે છે; એ લાંબાં હોય છે. એની જાડાઇ પગના અંગુઠા જેવડી હોય છે. **ઉપયોગ—(૧) તંતુમેહ એટલે લાલમેહ (પ્રમેહ) ઉપર:**—વગડાઉ તુરીઆનાં મૂળીઆં ચંદનની પેઠે અર્ધા તોલા સુધી ઠંડા પાણીમાં ઘસી તેમાં સાકર નાંખી બે વખત પાવાં. અથવા વગડાઉ તુરીઆનાં મૂળીઆં, ધોળી જાસુંદીનાં મૂળીઆં, અને ઉપરસાલનાં મૂળીઆં સમભાગે ગાયના દૂધમાં દોઢ તોલા સુધી ઘસી તેમાં જીરૂં અને સાકરની ભૂકી નાંખી બે વખત પાવાં. આ ઔષધ ૧૪ દિવસ પાવું. પથ્ય પાળવું. પંદરમે દિવસે ગાયના દૂધમાં અર્ધું લીંબુ પીલી તુરત તે દૂધ પાવું. પછી પથ્ય છોડવું. **(૨) ઢોરોને ખાંધ પડે તે ઉપર:**—સુજેલા ભાગને થુંકીને ચોળી પછી વગડાઉ તુરીઆનાં પાનનો રસ ચોપડવો. **(૩) કર્ણસ્રાવ ઉપર:**—વગડાઉ તુરીઆનાં પાન અંગારામાં નાખી તેને બાફી રસ કાઢી

પોળી, બાકી વર્જ્ય. (૪૦) નખુરી અને પેરા ઉપરઃ—લીમડાનાં પાન થોડું મીઠું નાંખી વાટી અને ધીમાં શેકી તેની પિંડી કરી ઉપર બાંધવી. (૪૧) વિષમજ્વર ઉપરઃ—લીમડાનાં પાન ૪૦ તોલા; સુંઠ, મરી, પીપર ૧૨ તોલા; ત્રિફળાં ૧૨ તોલા; લવણત્રય (સિંધવ, બીડ અને કાચ) ૧ તોલા; બે ક્ષાર (જવખાર અને સાજીખાર) ૮ તોલા; અને અજમો ૨૦ તોલા, એ સર્વેનું ચૂર્ણ એકત્ર કરી સવારે આપવું (૪૨) વિષમજ્વર ઉપર ધૂપઃ—કડવા લીમડાનાં પાન, વેખંડ, કોઠ હરડે, શિરસ, ઘી અને ગુગળનો ધૂપ વિષમજ્વર–નાશક છે. (૪૩) આગંતુક વ્રણ, અને વ્રણ ગળવા ઉપરઃ—કઢાઈમાં તેલ નાખી તેમા લીમડાનાં પાન બાળી ખરલ કરી ચોપડવાં. (૪૪) ગીંઢીના દંશ ઉપરઃ—લીમડાનાં પાન અગર ફૂલ સુંઘાડવાં; અથવા પાન ચાવી મ્હોમાંની બાફ જવા ન દેતાં દંશના વિષમ ભાગમાંના કાનમાં તે ફુંકવુ.

૪૯૪. લીંબુડી.—સં૦ નિંબૂક. મ૦ હિં૦ નિં૦—લિંબુ. બં૦ પાતિલેબુ. ક૦ નિંબે, લિંબુ-હણ્ણુ તા૦ એલુમિચ્ચે. તુ૦ લિંબેડામાર. મલા० એરૂનારક. તે० નિમ્મપંડુ. ફા० લિમુનેતુરૂ. અ૦ લિમુનેહામીજ. ઇં૦ લેમન્ લા૦ લેમનએસીડમ્

લીંબુ, નારંગી, ચકોત્રાં, સંતરાં, મોસાંબી, પપનસ, ગલ્યું લીંબુ, બીજોરૂં, વગડાઉ લીંબુ ઇત્યાદિ લીંબુનીજ જાત છે. લીંબુડીનાં ઝાડ બિયાંમાંથી અથવા કલમ કર્યાથી થાય છે. આ ઝાડ બે ત્રણ માથોડાં ઉંચાં વધે છે. લીંબુડીનાં ઝાડ વાવ્યા પછી ત્રીજે કિંવા ચોથે વર્ષે ફળ આવે છે. લીંબુનો ઉપયોગ ઘણાં કામોમા થાય છે. લીંબુના રસમાં ઘણાંક રસાયન ઔષધો તૈયાર થાય છે. લીંબુ રૂચિકર અને પાચક હોવાથી ઘણાક લોક ભોજનમાં ભાત તથા શાક ઉપર નીચોવી ખાય છે, તેથી કરી તે પદાર્થમા સારો સ્વાદ આવે છે. કાગદી લીંબુઃ—ખાટું, ઉષ્ણ, પાચક, દીપક, લઘુ, આંખોને હિતકર, અતિ રૂચકર, તીખુ તથા તુરૂં છે; અને કફ, વાયુ, ઉધરસ, ઉલટી, કંઠરોગ, પિત્ત, શૂળ, ત્રિદોષ, ક્ષય, મલસ્તંભ, બદ્ધગુદોદર, વિષૂચિકા, ગુલ્મ, આમવાત અને કૃમિનો નાશ કરે છે. એ પાકેલાં હોય તો વધારે ગુણવાળા છે ઉપયોગઃ—(૧) અજીર્ણ ઉપરઃ—ભોજનના પહેલાં લીંબુ, આદું અને સિંધવનું સેવન કરવુ. એટલે અજીર્ણ દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે. તથા વાયુ, કફ, મલબદ્ધતા અને આમવાતનો નાશ થાય છે. (૨) વિષૂચિકા (કૉલેરા) નો આજાર ન થવા ઉપરઃ—હરરોજ બે લીંબુનો રસ ભોજનમા અથવા સાકર સાથે સેવન કરવો. એટલે કૉલેરાની દહેશત રહેતી નથી. (૩) પાચક લીંબુઃ—લીંબુ અને મીઠું થર ઉપર થર કરી માટલામાં દાબી રાખવાં અને તે સારાં આથવા પછી તેમાથી એક એક લીંબુ ખાવા આપવું. એટલે અજીર્ણવિકાર વગેરે દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે, અને મ્હોમાં સ્વાદ આવે છે. (૪) કૉલેરા ઉપરઃ—લીંબુના રસમાં સાકર નાખી સરબતી પાક કરી રાખવો; અથવા કાંદા (ડુંગળી) ના રસમાં લીંબુનો રસ મેળવી તેનો સરબતી પાક કરી રાખી તેનું સેવન કરવું. (૫) આંખો આવે તે ઉપરઃ—દાંતવણુ અને અફીણને લીંબુના રસમાં લોખંડના તવા ઉપર ખરલ કરી આંખો ઉપર લેપ કરવો, લોખંડનો વેર તથા દાતવણુ એકત્ર કરી લીંબુની ચીર ઉપર ભભરાવી પીળા કપડામાં પોટલી બાંધી તે આંખોપર ફેરવવી, એટલે આંખોમાં ચેળ આવે છે તે અને ખરજ, રતાશ વગેરે સર્વ નેત્રવિકારો દૂર થાય છે. (૬) પિત્ત શમન થવા માટેઃ—લીંબુનો રસ અને સાકરનુ સેવન કરવું.

૪૯૫. લીલો ચંપોઃ—(સં૦ હરિચ્ચંપક.) આ ઝાડ ઘણું મોટું થતુ નથી. એનાં પાન લાંબાં અને લીલા હોય છે. એ ઝાડને ગજોની પેઠે આંકડીઓ હોય છે. કોળી લોક એ કાંટાનો ઉપયોગ કરે છે. આ ઝાડ રામફળીની જાતનુ છે. એને લીલા રંગનાં ફૂલ આવે છે એની ઘણીજ સુગંધ આવે છે. એ ઝાડને વાવ્યા પછી ૨–૩ વર્ષે ફૂલ આવે છે., કલમથી તથા બિયાથી એના રોપા ઉગે છે.

૪૯૬. લેંડીઃ—એ ઝાડ ઘણુંજ મોટું થાય છે. એમા કાળી અને ધોળી એવી બે જાત છે. એનાં પાન ઉમરાનાં પાન જેવા હોય છે. ઉપયોગ—(૧) વ્રણ ઉપરઃ—કાળી લેંડીની છાલનું અગર પાનનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચોપડવું. એટલે વ્રણ જલદી રૂઝાઈ જાય છે.

**૪૯૭. લોધર:**—સં૦ મ૦ લોધ્ર૦ મ૦ હિં૦ ક૦ લોધ–૨–પઠાણી. અ૦ મુગામ. લા૦ સિપ્લોકોસરેસીમુસા.

લોધરનાં ઝાડ કોકણ, મહાબલેશ્વર, બંગાળા અને નેપાળ, એ પ્રદેશમાં થાય છે. એનાં પાન ખુકુલનાં પાન જેવડાં મોટાં હોય છે. લોધરનો ઉપયોગ રંગમાં તથા ઔષધમાં ઘણો થાય છે. અળતો કરે છે તેમાં લોધર નાંખે છે. એમાં ધોળો અને રાતો એવી બે જાત છે. થાણા જીલ્લામાં અજા પર્વત ઉપર ધોળા લોધરનાં ઝાડ પુષ્કળ છે. **લોધર બે પ્રકારનો છે:**—તે તુરો, શીત, નેત્રને હિતાવહ, ગ્રાહક તથા લઘુ છે; અને વાયુ કફ, રક્તદોષ, પિત્ત, સોજો, અતિસાર, પ્રદર, અરૂચિ, વિષ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં ફુલ:**—પાકકાળે તીખાં, તુરાં, મધુર, શીત, કડવાં તથા ગ્રાહક છે; અને કફ, પિત્તનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) પ્રદર ઉપર:**—લોધરનો કાઢો આપવો; અથવા લોધરનું ચૂર્ણ આદુના રસમાં અથવા કેળના કાંદાના રસમાં પાવું. **(૨) તારૂણ્યપિટકા ઉપર:**—લોધર, ધાણા અને વજનો ઠંડા પાણીમાં લેપ કરવો. **(૩) દંતરોગ ઉપર:**—લોધર, સાટોડી અને ફુલાવેલી ફટકડીનું પાણી કરી કોગળા કરવા. **(૪) જીર્ણજ્વર ઉપર:**—લોધર, ચંદન, પીપળીમૂળ અને અતિવિષનું ચૂર્ણ સાકર, ઘી, મધ તથા દૂધમાં પાવું.

**૪૯૮. વગડાઉ અળવી:**—(સં૦ વનાલુક.) એ અળવી ચોમાસામાં ઉગે છે. એનો રંગ ધોળો હોય છે. એ ઘણીજ ઠંડી છે. ગરીબ લોક એનું શાક કરી ખાય છે. **વગડાઉ અળવી–(૧) ઢોરોના ચર્મને ફૂળ લાગી હોય તે ઉપર:**—વગડાઉ અળવીના કાંદા ઘાસ સાથે ખવરાવવા. **(૨) ક્ષત ઉપર માખ બેસી જીવડા ન પડવા માટે:**—ઢોરોને વગડાઉ અળવીના કંદ ખાવા નાંખવા; અને કિંચિત્ ઘસી પાણી કરી ક્ષત ઉપર રેડવાથી તેમાં કીડા ઉત્પન્ન થતા નથી.

**૪૯૯. વગડાઉ અજમો:**—(સં૦ અરણ્યાજમોદા.) અજમાની વગડામાં થનારી એક જાત છે. એ છોડ આબેહુબ અજમાના છોડ જેવા હોય છે. ડુંગરાળ પ્રદેશમાં એની ઉત્પત્તિ વિશેષ થાય છે. એને ફૂલ અજમા જેવાંજ હોઇ, અજમાના જેવાજ એના ગુણ છે. **ઉપયોગ:—( ૧ ) ઉધરસ, વાયુ અને અજીર્ણ ઉપર:**—વગડાઉ અજમો મધમાં ખાવો અથવા એનાં પંચાંગનો કાઢો કરી મધ નાંખી આપવો.

**૫૦૦. વગડાઉ ઘેટુળી (સાટોડી):**—એ ઝાડ સુમારે બે ત્રણ હાથ ઉંચું હોય છે, એનાં પાન મોગલી એરંડાનાં પાન જેવડાં થાય છે. એ ઝાડનો રંગ ધોળો હોઇ એનું લાકડું ઘણુંજ હલકું હોય છે. એ બાળવાના કામમાં સારાં ઉપયોગી નથી. ઘેટુળીનાં ઝાડ દક્ષિણમાં ઘણાંજ થાય છે. એ ઝાડનાં મૂળીઆંનો રંગ પણ ધોળો હોય છે. એને મરી જેવાં બારિક અને લાલ રંગનાં ફળ આવે છે. **ઉપયોગ:—(૧) સોજા ઉપર:**—કોઇ પણ જાતનો સોજો હોય તો તે ઉપર ઘેટુળીનાં મૂળીઆંનો પાણીમાં ઘસી લેપ કરવો એટલે સોજો ઉતરે છે. **(૨) ઢોરના ગુમડામાં કીડા પડે તે ઉપર:**—ઘેટુળીનાં મૂળીઆં વાટી ચોપડવાં અથવા મૂળીઆંનું ચૂર્ણ કરી ચોપડવું.

**૫૦૧. વગડાઉ તુરીયું:**—(મ૦ રાનદોડકી) આ તુરીઆનાં ઝાડ નાનાં હોય છે. એ ઝાડ વેલા પ્રમાણે વધે છે. એનાં પાન હાથેળી જેવડાં મોટાં અને સાધારણ ગોળ હોઇ અણીદાર હોય છે. વગડાઉ તુરીઆની દરેક ડુંખને બે ફૂળ આવે છે; એ લાંબાં હોય છે. એની જાડાઇ પગના અંગુઠા જેવડી હોય છે. **ઉપયોગ—(૧) તંતુમેહ એટલે લાલમેહ ( પ્રમેહ ) ઉપર:**—વગડાઉ તુરીઆનાં મૂળીઆં ચંદનની પેઠે અર્ધો તોલા સુધી ઠંડા પાણીમાં ઘસી તેમાં સાકર નાંખી બે વખત પાવાં. અથવા વગડાઉ તુરીઆનાં મૂળીઆં, ધોળી જાસુંદીનાં મૂળીઆં, અને ઉપરસાલનાં મૂળીઆં સમભાગે ગાયના દૂધમાં દોઢ તોલા સુધી ઘસી તેમાં જીરૂં અને સાકરની ભૂકી નાંખી બે વખત પાવાં. આ ઔષધ ૧૪ દિવસ પાવું. પથ્ય પાળવું. પંદરમે દિવસે ગાયના દૂધમાં અર્ધું લીંબુ પીલી તુરત તે દૂધ પાવું. પછી પથ્ય છોડવું. **(૨) ઢોરોને ખાંધ પડે તે ઉપર:**—સુજેલા ભાગમે થુંકીને ચોળી પછી વગડાઉ તુરીઆનાં પાનનો રસ ચોપડવો. **(૩) કર્ણસ્રાવ ઉપર:**—વગડાઉ તુરીઆનાં પાન અંગારામાં નાખી તેને બાફી રસ કાઢી

કાનમાં નાખવો; અથવા મૂળીઆં ગરમ પાણીમાં ઘસી તે પાણી કપડછાણ કરી કાનમાં નાખવું. (૪) વાતવિકાર ઉપર:—વગડાઉ તુરીઆનાં લીલાં મૂળીઆં કુટી, દોઢ તોલા સુધી રસ કાઢવો. તેમાં અ તોલા સુધી મધ મિશ્ર કરી દરરોજ સવારે એક તોલા સુધી પાવું. (૫) સોજા ઉપર:—વગડાઉ તુ આનાં મૂળીઆં ઘસી ચોપડવાં. (૬) નાડીવ્રણ ઉપર—વગડાઉ તુરીઆનાં મૂળીઆં, કડવી ક મૂળીઆં અને નાટકનાર (પાન તીખાં છે.) નાં મૂળીઆં ઘસી ચોપડવાં, અને દૂધમાં ઘસી પાવાં.

૫૦૨. **વગડાઉ સુરણ**:—સં૦ અરણ્ય સુરણ, વજ્રમુષ્ટી. મ૦ કો૦ લૂત. ખાજરા-રાન-સુરણ હિં૦ જંગલી સુરણ. ક૦ તે૦ અડવી સુરણ, ખેસુરણ. તા૦ કદુ કવરવિ. તુ૦ કદુકેજે. મલા૦ કાટુચેના લા૦ એમોર્ફોફૅલસ્, કૅમ્પેન્યુલેટસ્, સાપનથૅરિપસ્, સાપલ્વટિકા.

આ શાક કોકણમાં પ્રસિદ્ધ છે. મૃગ નક્ષત્રનો એકાદો વરસાદ વરસ્યો એટલે સુરણના કંદ જમીનમાંથી ઉપર નીકળે છે, તે લાવી તે ઉપરની છાલ કાઢી નાખી અંદરનો ભાગ બારિક સમારી શાક કરે છે. જૂનું થયા પછી એ ખાવાને ઉપયોગી નથી. આ સુરણ પણ એક સુરણનીજ જાત છે, પરં આ ઝાડ સુરણ કરતાં નાનાં થાય છે. એનાં પાન અને આકૃતિ સુરણના જેવીજ હોય છે. જ્યારે સુરણના કોંબ નવીન બહાર નીકળે છે ત્યારે હાથીની સુંઢ જેવા સરળ ધોળા અને રાતા દેખાય છે; તેના ઉપરની છાલ જાડી અને મજબૂત હોય છે. એ શાક સારૂં બાફવું જોઇએ. અને તેમાં માફકસર આમલી નાખવી; નહિ તો તેથી ગળામાં ખરજ થાય છે. લુતીનાં મૂળીઆં ગોળ સુરણ જેવાંજ હોય છે, પરંતુ એ નાનાં હોય છે. એ ઝાડના દાંડાની ઉપરની અણીને દશ આંગળ સુધી લંબાઇની, મકાઈના ડોડા જેવી એક મૂઠ આવે છે. એ મૂઠીને વજ્રમુષ્ટિ કહે છે. એ મૂઠીને લાંબા અને ખીચોખીચ દાણા હો છે. એ પાકા થાય એટલે રાતા રંગના પ્રવાળ જેવા જણાય છે. લુતીનું શાક કર્યા પહેલાં આ ક છોલી તેની ચીરો કરી ઘરમાં બે ત્રણ દિવસ સુધી રાખવું; પાણી સુકાઇ જાય એટલે તેનું શાક કરવું એ કંદને કડવું સુરણ પણ કહે છે. એ કંદ પિત્તકારક અને કફનાશક છે. ઉપયોગ:—(૧) ન **કુલ્યા હોય તે ઉપર**:—રાન સુરણની ફોડ સૂકવી તેની વસ્ત્રગાળ ભૂકી કરવી અને પાશેર ગાયના દૂધમાં એક તોલો સાકર અને ૬ માસા સુરણની ભૂકી નાખી તેનો માવો કરી ખાવો. (૨) મૂળ **વ્યાધિ ઉપર**:—રાન સુરણના કાંદાનું ચૂર્ણ ઘીમાં તળી તેની ગોળીઓ મૂંળાના રસમાં બાંધવી અને ક વખત એકેક ગોળી ખાવી. (૩) **કર્ણમૂળ ઉપર**:—લુતીના કાંદા ઘસી ચોપડવા એટલે સોજો જલદી દૂર થશે

૫૮૩. **વછનાગ**:—સં૦ વત્સનાભ. મ૦ બચનાગ. હિં૦ બચનાગ, સિંગીયાવિષ. ક૦ વત્સનાભી લા૦ આકોનીટમ્નેપલસ્.

વછનાગનાં ઝાડ નાનાંનાનાં ઝાડવાં જેવાં હોય છે. ડુંગરાળ પ્રદેશમાં તે પુષ્કળ થાય છે. વછનાગનાં ઝાડ **ખાનદેશમાં અને સાતપુડા પર્વતનાં** જંગલોમાં પુષ્કળ છે. એ ઝાડનાં મૂળીઆં બહુ વિષવાળાં છે. તેને વછનાગ કહે છે. આ ઝાડના પાસે બીજાં ઝાડ ઉગતાં નથી એટલો એ વિષારી છે વછનાગનો રંગ કાળાશ પડતો હોય છે. જે મૂળીઆં વજનદાર હોય છે તે સારાં સમજવાં. વછનાગ શુદ્ધ કરી પુષ્કળ રસાયનોમાં નાંખે છે. વછનાગનો લેપ ઘણા રોગો ઉપર કરે છે. વછનાગમાં કાળો અને ધોળો અથવા લાહોરી વછનાગ એવી બે જાત છે. લાહોરી વછનાગ મોંઘો મળે છે. **વછનાગ**:—ઉષ્ણ, સંતાપ કારક, મદકારી, તીખું, કડવું, તુરૂ, સુખકર તથા વ્યવાયિ છે. અને વાયુ, શ્લેષ્મવિકાર, કંઠરોગ, સન્નિપાત, કુષ્ઠ, વાતરક્ત, અગ્નિમાંદ્ય, કાસ, શ્વાસ, ઉદર, પ્લીહા, ગુલ્મ, પાંડુ, વ્રણ અને ભગંદરનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **કર્ણમૂળ, ગડગુમડાં, સંધિવાયુ અને સોજા ઉપર**:—વછનાગ લીંબડાના રસમાં ઘસી લેપ કરવો. (૨) **વીંછીના દંશ ઉપર**:—વછનાગનો લેપ કરવો. (૩) **કાનમાં દ બેસવાથી થતા દુઃખ ઉપર**:—વછનાગ અને વજ સમભાગે લઇ તલના તેલમાં કઢવી કાનમાં પાડવો (૪) **સોજા ઉપર**:—વછનાગ, સુંઠ અને સાટોડીનાં મૂળીઆં ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૫) **વિસર્પ અને ચાંદીઓ ઉપર**:—વછનાગ, ઝેરકોચલાં અને મોરથુથુ દહીંમાં ઘસી ૧૪ દિવસ લેપ કરવો. (૬) **બદ બેસી જવા માટે**:—વછનાગ અને ઝેરકોચલાના બિમાં એકત્ર ઘસી લેપ કરવો; અને તે ઉપર

કાગળ ચોંટાડી જૂની ઇંટનો કકડો તપાવી કપડામાં વીંટી સોસાય તેટલો શેક કરવો. (૭) કાખ-બાંજરી (ખાંબલાઇ) ઉપર:—વછનાગ પાણીમાં ઘસી લેપ કરવો.

૫૦૪. વજ:—સં૦ વચા, ઉગ્રગંધા. મ૦ વેખંડ. હિં૦ બં૦ વચ. ક૦ બજિગિડ, નારબેરૂ, બજે, કરાણુરગડે. તૈ૦ વાસા, વાડજ. તા૦ વશુંપુ. તુ૦ બજિ. મલા૦ સોસનજર્દ, અગરતુરકી. અ૦ ઉદલ્લમુજ. ઈં૦ સ્વીટફ્લેગરૂટ. લા૦ એકોરસ્ કેલેમસ્.

વજનાં ઝાડ પાન બાજરીઆના ઝાડ જેવાં થાય છે. એની ઉંચાઇ માથોડું હોય છે. એનાં મૂળી-આંને વજ કહે છે. એની એક ધોળી જાત ઈરાનમાં થાય છે, તેને ખુરાસાની વજ કહે છે; એના ગુણ વજના જેવાજ હોઇ વિશેષ કરી ઉત્તમ ગુણકારી છે. વજ:—તીક્ષ્ણ, તીખી, ઉષ્ણ, કડવી, વાંતિ-કારક, દીપન; તથા કંઠ, અને મલમૂત્રની શોધક, વાણીપ્રદ તથા મેધાકારક છે: અને કફ, આધિ, સોજો, વાયુ, જ્વર, અતિસાર, ઉન્માદ, ભૂતબાધા, અપસ્માર, રાક્ષસપીડા, કૃમિ, શૂળ, મલસ્તંભ અને આધ્મા-નનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) સળેકમ અને મસ્તકશૂળ ઉપર:—વજનું ચૂર્ણ કરી તે કપ-ડામાં બાંધી સુંઘાડવું. (૨) અપસ્માર ઉપર:—વજનું ચૂર્ણ દૂધ સાથે આપવું. પથ્ય દૂધ ભાત ખાવાં. અથવા વજના કકડા કરી સાત દિવસ ઘીમાં પલાળી રાખવા. પછી તેનું પાતાળ-યંત્રવડે તેલ કાઢી જેવી છીંક આવે તેવોજ તેનો નાકમાં વાસ લેવો એટલે છીંકો બંધ થાય છે. (૩) સૂર્યાવર્ત અને આદા-શીશી ઉપર:—વજ અને પીંપરની પોટલી કરી નાકે સુંઘવી અથવા ચૂર્ણ સુંઘવું. (૪) ઉન્માદ ઉપર:—વજના રસમાં કોષ્ટકોળીંજનનું ચૂર્ણ, અને મધ નાંખી આપવું. (૫) કાળા ધંતૂરાના વિષ ઉપર:—દહીં ભાત અને વજ ખાવી. (૬) કાન ફુટે તે ઉપર:—વજ અને કપૂર તલના તેલમાં કઢવી તે તેલ કાનમાં પાડવું. (૭) ગર્ભિણીના આનાહ વાયુ ઉપર:—વજ અને લસણ નાખી દૂધ તપાવવું. તેમાં હીંગ તથા સંચળ નાંખી ખાવા આપવું. એટલે આનાહ વાયુનો નાશ થઇ ગર્ભિણી સુખી થાય છે. (૮) સુખે પ્રસવ થવા ઉપર:—વજ પાણીમાં વાટી તેમાં એરંડતેલ નાંખી તેનો નાભી ઉપર લેપ કરવો. (૯) અંડવૃદ્ધિ ઉપર:—વજ અને કિંચિત્ રાઇ એકત્ર વાટી લેપ કરવો. (૧૦) આમાતિસાર, રક્તાતિસાર અને ઉધરસ ઉપર:—વજ, ધાણા, તથા જીરાનો કાઢો પાવો. (૧૧) બાળકને તાળવું પડે તે ઉપર:—વજ અને જાયફળ, દૂધમાં કિંવા ઘીમાં ઘસી તાળવા ઉપર લેપ કરવો; અને ગાયના દૂધમાં સાબરશિંગ ઘસી પાવું. (૧૨) બાળકને વાયગમન (છાતીમાં કફના યોગે ડચુરો બાઝયા જેવું થઇ કફનો ગઠ્ઠો બંધાય છે તે યોગથી શ્વાસોશ્વાસનો અવરોધ થઇ વારંવાર જીવ ગભરાય છે તે) થાય તે ઉપર:—બાળકના હૃદય ઉપર, પીઠ ઉપર અને ગળા નીચે ગાયના દૂધમાં વજ ઘસી ચોળી ચોળી જીરવવી. (૧૩) વિષમજ્વર ઉપર:—વજ, હરડે અને ઘીનો ધૂપ આપવો.

૫૦૫. વડ:—સં૦ બં૦ વટ. મ૦ વડ. હિં૦ બડ-ર. ક૦ આદલ-ગોલીમારા. તૈ૦ મરિચેટુ. તા૦ અલામારામ. તુ૦ ગોલિડામારા. મલા૦ પેરાલ. ફા૦ દરખતરેશા, વડવાઇ, એબર્ગદ. અ૦ જાતુ, દવાઇ-વથઆબ. ઈં૦ બનિયનટ્રી. લા૦ ફાયકસઇંડીકસ્.

એ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. આ ઝાડ મોટું થાય છે; અને એનો વિસ્તાર અતિશય વધે છે. આ છાયાવૃક્ષ છે. પીપળાના ઝાડની પેઠે વડનું ઝાડ દેવળ પાસે વાવી તેને પાળ કરે છે. હિંદુ લોકોમાં વડનું ઝાડ મોટું પૂજ્ય મનાએલું છે. એની છાયા નીચે હજારો માણસો બેસે એવડો એનો વિસ્તાર વધે છે. એને દરસાલ નવી વડવાઇઓ ફૂટી તે જમીનમાં જઇ તેને મૂળીઆં ફુટે છે, અને એવીજ રીતે વિસ્તાર વધતો જાય છે. એનાં પાન પત્રાળાં કરવાના કામમાં આવે છે. કેટલાક લોક એના દૂધનો રબરની પેઠે ઉપયોગ કરે છે. ગુજરાતમાં નર્મદાના મુખપાસે કબીરવડ નામનો અતિશય મોટો એક વટ-વૃક્ષ છે. તેને સાડી ત્રણસો મોટી વડવાઇઓ છે; અને હમેશાં નવી ફૂટતી જાય છે. તેનો પરિઘ સાડી ત્રીસો હાથનો છે. તેની વડવાઇઓને નાનાં નાનાં ત્રણ હજાર ડાળાં ફૂટેલાં છે; તથા તેને હજારો ડાળાં લાં છે. એ વડની નીચે પાંચ હજાર માણસો સહજ બેસી શકે છે. આ ઝાડને દૂરથી જોઇએ તો મોટું અરણ્ય હોય એવો ભાસ થાય છે. વડનું લાકડું સુતાર કામના ઉપયોગમાં આવતું નથી. એ

જાતનાં મોટાં ઝાડ હજારો વર્ષ સુધી ટકે છે વડઃ—તુરો, મધુર, શીત, ગુરૂ, ગ્રાહક, વર્ણ્ય, સ્તં તથા રૂક્ષ છે; અને કફ, પિત્ત, યોનિદોષ, જ્વર, દાહ, તૃષા, ઉલટી, મૂર્ચ્છા, રક્તપિત્ત, વ્રણ, શોક, વિસર્પનો નાશ કરે છે. નદીવડઃ—તુરો, મધુર, શીતલ અને ગુરૂ છે; તથા પિત્ત, દાહ, તૃષા, જ શ્વાસ અને ઉલટીનો નાશ કરે છે. વટપત્રી ( વટપતી ) ( વડનો ભેદ )—તુરો તથા ઉષ્ણ છે, યોનિરોગ તથા મૂત્રદોષનો નાશ કરે છે. એનાં ફળઃ—મધુર, રૂક્ષ, તુરા, સ્તંભન, શીતળ, લેખન; વિબંધ, આધ્માન વાયુને કરનારાં છે; અને કફ તથા પિત્તનો નાશ કરે છે. ઉપયોગઃ—(૧) નખદં વિષ ઉપરઃ—વડ, શમી અને કડવા લીમડાની છાલ વાટી લેપ કરવો (૨) પ્રમેહ ઉપરઃ—વડ વડવાઇઓનો કાઢો કરી મધ નાખી પાવો. (૩) વીંછીનું વિષ, આગંતુક જખમ, કાખમાંજર અને ઉંદરના દંશ ઉપરઃ—વડનું દૂધ ચોપડવું. (૪) ગર્ભધારણને માટેઃ—વડ પાલોવે છે વેળાએ કળી જેવા અંકુર આવે છે તેમાંનાં બારિક પાન વાટી બોરના જેવડી ૨૧ ગોળીઓ કર અને દરેક ત્રણ ગોળીઓ ઘીમાં ખાવી (૫) જંતુ ઉપરઃ—વડની વડવાઇઓના કુમળા અંકુર ઘ તેનો રસ પાવો. (૬) ધાતુપુષ્ટિ માટેઃ—વડનું દૂધ પતાસામાં ઘાલી ખાવું. (૭) જ્વરમાં દાહ થ તે ઉપરઃ—વડની વડવાઇઓનો રસ પાવો. (૮) પરસેવો આવવા માટેઃ—ડાંગરનો અને ધાણી લોટ પાણીમાં પલાળી તેમાં વડનાં પીળાં પાન ત્રણ નાંખી તેનો ષડંશ ( છઠ્ઠો ભાગ ) કાઢો કરી પાવે (૯) મધુરા જ્વર ઉપરઃ—વડનાં પાન અને બાજરીના લોટનો કાઢો પાવો. (૧૦) ફુલ, ધુ ઇત્યાદિ ઉપરઃ—વડના દૂધમાં કપૂર વાટી અંજન કરવું. (૧૧) અતિસાર ઉપરઃ—વડની વડવ ઇઓ ચોખાના ધોવરામણમાં વાટી તેમાં છાશ નાંખી પાવી. (૧૨) રક્તપિત્ત ઉપરઃ—વડની વડ ઇઓના કલ્કમાં મધ અને સાકર નાખી ખાવો. (૧૩) મુખરોગ ઉપરઃ—વડ, ઉમરો, પીપ જાંબુઓ, અને નાંદરૂખીનાં પાનનો કાઢો કરી તેનાં કોગળા કરવા. (૧૪) ખરજવા અને મૂળવ્યા ઉપરઃ—વડનાં પાકેલાં પાન બાળી તેની રાખ તલના તેલમાં ખરલ કરી લેપ કરવો. (૧૫) મલમૂ બંધ થયાં હોય તે ઉપરઃ—વડનાં પાકેલાં સુકાઇ ગએલા પાન લાવી તેનો કાઢો કરી પાવો. (૧ રક્તજ સ્નાયુક ( રક્તજન્ય વાળા ) ઉપરઃ—વડ તથા આમલીની છાલના કલ્કનો લેપ કરવો.

૫૦૬. વરધારાઃ—સ૦ વૃદ્ધદાર. મ૦ વરધારા. દે૦ મ્હેંસવેલ. કો૦ સાંગરવેલ. મા૦ ગારે હિં૦ વિધારા. બ૦ વિતારક, વૃદ્ધદારેક. ક૦ કએરફુમુષ્ટે, ફિરંગી ચક્રિ. તૈ૦ ચંદ્રપુડી. લા૦ રોઝિ સેરટોઇડીજ.

વરધારાના વેલાનો વિસ્તાર બહુ થાય છે. એનાં પાન હાથેળી જેવડાં મોટાં, આકારે ગોળ અ અણીદાર હોય છે ઔષધમાં એ વેલાના કકડા કરી, તેનો ઉપયોગ કરે છે. વરધારાનાં પાનનાં વડાં અ શાક કરે છે. સાધો વરધારોઃ—તીખો, કડવો, ઉષ્ણ, તુરો, રસાયન, મધુર, મેધાકર, સારક, દીપ સ્વર્ય, કાંતિકર, ધાતુવર્ધક, બલકર, વૃષ્ય તથા લઘુ છે; અને ઉપદંશ, પાંડુરોગ, ઉંદરસ, ક્ષય, પ્રમે આમવાત, વાતરક્ત, વાયુ, કફ તથા શોષનો નાશ કરે છે આમાં જે મોટો વરધારો તે વિશેષ પુષ્ટિકા છે. તેને મરાઠીમાં 'કાળી મ્હૈસવેલ' કહે છે ઉપયોગઃ—(૧) શ્લીપદ રોગ ઉપરઃ—વરધારાનું ચૂ ગોમૂત્ર કિંવા કાંજી સાથે ખાવું (૨) શુષ્ક ગર્ભવૃદ્ધિ માટેઃ—વરધારો અને ધોળી જાસુદીનાં ફૂ ગાયના દૂધમાં વાટી તેમાં સાકર નાખી સવારે ખાવા. આ પ્રયોગ દરેક ઋતુ પ્રાપ્ત પછી ચોથે દિવસ સાત દિવસ સુધી કરવો, એટલે અવશ્ય ગુણ આવે છે.

૫૦૭. વરી ( સોરિઓ ):—સં૦ વરક, પ્રિયંગુ. મ૦ વરી, ધાનોર્યા. હિં૦ ભરી. ક૦ પ્રિયંગુ ટેનોગ્નિર. તા૦ ઠિને. તૈ૦ કોરેલુ. મલા૦ ટિના. ઇં૦ ઇટાલિયનમિલેટ. લા૦ પેનિકમઇટાલીકં.

એ ધાન્યની આકૃતિ નાચણી જેવી છે, પરંતુ રંગમાં માત્ર ફેર છે. ધાનોરા વરીનો રંગ પીળો હોય છે. વરીનું ધાન્ય સહ્યાદ્રિના પ્રદેશમાં ઘણું થાય છે. ઘણુંકરીને જ્યાં નાચણી પાકે છે ત્યાં વર પાકે છે. ઉપોષણમાં એ ધાન્યનો ઉપયોગ થાય છે. એ ધાન્યનો ભાત, ધાણી, લોટ, અને બીજા પ્રક કરી લોકો દૂધ સાથે લોક ખાય છે. ગરીબ લોક વરીની મધુર ખીચડી કરી ખાય છે. એ

પુષ્ટિકારક છે. વરીમાં પણ પાંચ છ જાત છે. **વરીઃ**—તુરી, વાતુલ અને પિત્તકર છે. **ઉપયોગઃ—(૧) પ્રદર ઉપરઃ**—વરીના ચોખાના ધોવરામણમાં ઉંદરની લીંડીઓ વાટી પાવી.

**૫૦૮. વરીઆળી.**—સં૦ મિશ્રેયા. હિં૦ મ૦ બડીશોપ-સૌંફ. બં૦ મૌરી. ક૦ દોડુસબ્બસિગે. તૈ૦ પેદજીલકુરર. તા૦ સોહીકીરે. ફા૦ બાદિઆન. અ૦ અસબુલએજીઆનલ. ઈં૦ ફેનલસીડ. લા૦ ફેનીક્યુલમવલગેરીસ્.

જેવાં સુવાનાં ઝાડ હોય છે તેવાંજ વરીઆળીનાં ઝાડ હોય છે. એ બે હાથ ઉંચાં વધે છે. એનાં પાન બારિક કોથમી જેવાં હોય છે. એ ઝાડને તોરા આવે છે. તેમાં વરીઆળીના દાણા હોય છે. એનો પાક ગુજરાત દેશમાં ઘણો થાય છે. વરીઆળી મસાલા વગેરેના ઘણા ઉપયોગમાં આવે છે. એ ઠંડી, આમનાશક અને રૂચિદાયક છે. ગુજરાતમાં લીલી વરીઆળી એ એક મેવો મનાય છે. **વરીઆળીઃ**—તીખી, કડવી, સ્નિગ્ધ, લઘુ, ઉષ્ણ, મેધ્ય તથા બસ્તિકર્મ વિષે પ્રશસ્ત છે; અને કફ, વાયુ, જ્વર, શૂળ, દાહ, નેત્રરોગ, તૃષા, ઉલટી, વ્રણ, આમ તથા અતિસારની નાશક છે. **એનાં પાનની ભાજીઃ**—મધુર, અગ્નિદીપન, દૂધ વધારનારી, વૃષ્ય, રૂચ્ય, ઉષ્ણ તથા પથ્ય છે; અને વાયુ, જ્વર, ગુલ્મ તથા શૂળની નાશક છે. **ઉપયોગઃ—(૧) આમાતિસાર ઉપરઃ**—વરીઆળીનો કાઢો કરી પાવો અથવા સુંઠ તથા વરીઆળી ધીમાં તળી બારિક કુટવી અને તેની ફાકી લેવી. **(૨) મુખવિકાર ઉપરઃ**—વરીઆળી મ્હોંમાં રાખી રસ ગળી જવો. **(૩) ઉષ્ણતાએ આવનારી ઉધરસ ઉપરઃ**—વરીઆળી અને સાકરનું ચૂર્ણ વારંવાર મ્હોંમાં રાખવું. **(૪) પિત્તજ્વર ઉપરઃ**—વરીઆળી તથા સાકરનો કાઢો પાવો.

**૫૦૯. વૃક્ષાદની (વાંદો)**:—સં. વંદાક. મ૦ બાંડગુળ, કામરૂખ. હિં૦ બાદા. બં૦ પરગાછા, મોંદડા. ક૦ બંદનીકે. તૈ૦ બાજીનીરૂ. લા૦ લોરેંથસ્લોંગિફ્લોલિયમ્.

આમ્રાદિ ઝાડની ઉપર બીજા પ્રકારના વેલા જેવાં ઝાડ ઉત્પન્ન થાય છે. તે ઘણુંકરી જૂનાં ઝાડ પર થાય છે. એનાં પાનનો આકાર ઘણુંકરી કરમદીનાં પાનને મળતો છે. એનાં ફળ પીળાં, ગુલાબી અથવા સિંદુરી રંગનાં હોય છે. તે નાની રાયેણ જેવડાં થઇ તેના કરતાં લાંબાં હોય છે. એ જે ઝાડને ચડે છે તે ઝાડનાં ફળ નાશ પામે છે એટલે જે ડાળાને તે લાગેલી હોય છે તે ડાળાને તોડી પાડે છે. એનાં ફળ બાળકો ઘણા પ્રેમથી ખાય છે. તે કિંચિત્ પરપોટાવાળાં હોય છે. એ શીતલ, કડવાં, તુરાં, રસકાળે મધુર, મંગલકારક, કિંચિત્ તીખાં, વૃષ્ય, રસાયન, ગ્રાહક તથા વ્રણરોપણ છે; અને કફ, ઉલટી, ગ્રહપીડા, રક્તદોષ, વિષ, વ્રણ, તથા શ્રમનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) કર્ણશૂળ અને કાનમાં ફોલ્લી થએલી હોય તે ઉપરઃ**—કોઇ પણ ઝાડપરના વાંદાનાં પાન લાવી કેળના પાનમાં તેની પડીકી બાંધી અંગારામાં શેકી કાઢવી. પછી તે પાનને હાથપર ચોળી તેનો રસ કાઢવો. પછી તેમાં થોડું મધ મિશ્ર કરી તે કાનમાં નાંખવો. **(૨) શીતળા હલકા થવા માટેઃ**—સરગવાની ઝાડ ઉપરની વેલનાં મૂળીઆં અંગારામાં બાફી રસ કાઢવો. તેમાં ઉંમરાનાં પાન ઉપરના ફોડનો રસ મિશ્ર કરવો, અને તેમાં ગોરોચન સુમારે અડદની દાળ જેટલું ઘસી મધ નાંખી પાવો. એ ઔષધ શીતળાનો તાવ આવે છે તેજ દિવસે જો આપવામાં આવે તો જેટલાં ટીપાં આપવામાં આવે તેથી અંગ ઉપર માત્ર ત્રમણા ફોલ્લા થાય છે. **(૩) ગર્ભ ધારણ માટેઃ**—વડના ઝાડ ઉપરના વાંદાનો રસ કાઢી તે ચોથા દિવસથી ત્રણ દિવસ પાવો. **(૪) સોજા ઉપરઃ**—વાંદાનાં ફૂલ અને પાન વાટી ગરમ કરી બાંધવાં. **(૫) સાધારણ તાવ ઉપરઃ**—મોટાં પાનના વાંદાનો રસ કાઢી પાવો. **( ૬ ) વિષમજ્વર ઉપરઃ**—વિપત્રક્ષ ઉપરનો વાંદો છાશમાં, ધીમાં, કુંચામાં અથવા હિંગમાં આપવો. **( ૭ ) તાવ ઉપરઃ**—અનુરાધા કિંવા ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર ઉપર આંબો, કરેણ અને ખાખરા ઉપરના વાંદા લઇ હાથે બાંધવાથી તાવ જાય છે. **(૮) વીંછીના વિષ ઉપરઃ**—વાંદો ઘસી લેપ કરવો.

**૫૧૦. વંતાકડી (વેંગણી)**:—સં૦ વાર્તાકી. મ૦ વાંગી. હિં૦ બૈંગન, ભટોરા. બં૦ બેગુન. ક૦ બદનેકાઇ, કાચીગીડ. તા૦ કટારી. તુ૦ બદને. મલા૦ વાળુતિના. તૈ૦ બંકાઇ૦ ફા૦ બાદગાન. અ૦ બાદજાન. ઈં૦ બ્રિંજલ. લા. સોલેનંમેબજીના.

વતાકડીના ઝાડ કમરપુર ઉંચા વધે છે વતાકડીમા મે ચાર જાત છે કાળી વતાકડી, ધોળી વતાકડી ઇત્યાદિ વેનવતાકડીના ઝાડ પુષ્કળ વર્ષો સુધી ટકે છે, અને તેને વર્ષમાં ત્રણ ચાર વાર ફળ આવે છે વતાકડીના છોડને કાગ હોય છે વતાકનું શાક સારૂં થાય છે વતાક એ કિંચિત્ વાતુલ છે પાકેના વતાક વિકાર કરનારા છે, તેથી ખાવા નહિ. **વંતાકડી:**—તીખી, રૂચિકર, મધુર, બલકર, પૈષ્ટિક, હૃદ્ય, ગુરૂ કડવી, ઉષ્ણ, અપિત્તલ, દીપન, ખારી તથા શુક્લ છે, અને પિત્ત, કફ, વાયુ, અરૂચી, કૃમિ, પ્લીહા તથા ઉદરનો નાશ કરે છે **વંતાક:**—(ફળ) સ્વાદ, તીક્ષ્ણ ઉષ્ણ, પાકકાળે તીખા, દીપન, શુક્રકારક, લઘુ, અપિત્તન તથા ખારાં છે, અને જવર, વાયુ તથા કફનો નાશ કરે છે. **કુમળાં વંતાક:**—પથ્ય, રસકાળે અને પાકકાળે મધુર તથા રૂચિકર છે, અને જવર, ત્રિદોષ, પિત્ત, કફ તથા અર્શનો નાશ કરે છે **મધ્યમ વંતાક:**—પિત્તકર અને લઘુ છે **પાકાં વંતાક:**—વાયુને કોપાવનારા અને લઘુ છે **મોગાં વંતાક:**—કફકર, મૂત્રન, શીતલ, ગુરૂ, વૃષ્ય, ધાતુવર્ધક, સારક, વાતલ અને પિત્તકર છે **ધોળા વંતાક:**—અર્શનાશક છે બીજા ગુણ સાધારણ વતાકથી ઓછા છે **ભુભરેટમાં શેકેલાં વતાક:**—કિંચિત પિત્તકર, અતિ લઘુ તથા દીપન છે, અને કફ, મેદ, વાયુ તથા આમ નાશક છે **મીઠું લગાડી તેલમા તળેલા વતાક**—ગુરૂ અને સ્નિગ્ધ છે **ઉપયોગ:**—(૧) **વાળા ઉપર:**—વતાક શેકી તેનું દહીમા ભરત કરી સાત દિવસ વાળા ઉપર બાધવુ (૨) **ઘોડાને કુરકુરી થાય તે ઉપર.**—કુમળા વતાક ખાવા આપવા કિંવા વતાકનો રસ કાઢી પાવો (૩) **લુતી ઉપર:**—લીલી કાજળીના ઝાડ તથા સુકાએલા વતાક બાળી તેની રાખ કરી કોપરેલમા ખરલ કરી ચોપડવી (૪) **પેટમાં ભાર રહે તે ઉપર:**—વતાક શેકી તેમા સાજીખાર નાંખી પેટ ઉપર બાધવા (૫) **ધતૂરાના વિષ ઉપર'**—વતાકનો રસ ૪ તોલા કાઢી પાવો (૬) **અડવૃદ્ધિ ઉપર:**—વતાકડીના મૂળીઆ ઘસી લેપ કરવો (૭) **નિદ્રા ન આવતી હોય તો:**—સાજરે વંતાક શેકી મધમા કાલવી ખાવા, એટલે તુરત નિદ્રા આવશે

**૫૧૧. વાઘાટી:**—સ૦ વ્યાઘ્રી મ૦ વાઘાટી, ગોવીટી, કીકીણી ઇ યૅાર્નિકબ્રૅાશ લા કૅાર્પેરીજ ઞેબ્હીસ્પાયુના

આ વેલો મોટો વધે છે એના પાન કરમદીનાં પાન જેવા નાનાં હોય છે એના ઉપર કાટા હોય છે ફળ ગોળ હોય છે, તેને વાઘાટી કહે છે એનું શાક કરી ખાય છે **વાઘાટી:**—ઉષ્ણ પિત્તલ તથા રૂચિકર છે, અને કફ તથા વિષનો નાશ કરે છે એના **ફળ:**—કૃષ્ણ તથા કડવા છે, અને વિષૂચિકા, કફ, વાયુ તથા ત્રિદોષનો નાશ કરે છે **લઘુ વાઘાટી** (સ૦ કટુદરી,) કડવી તથા ઉષ્ણ છે અને વિષૂચિકા, કફ તથા વાયુનો નાશ કરે છે **ઉપયોગ:**—(૧) **અંડ ઉતર્યો હોય તે ઉપર:**—વાઘાટીનાં પાનનો પાણી નાખી ૪ પૈસા ભાર રસ કાઢવો, અને તેમા ૪ માસા મરી વાટી તે પાવો (૨) **ગડ ગુમડા ઉપર:**—વાઘાટીના મૂળીઆ ઠડા પાણીના ઘસી તેનો લેપ કરવો (૩) **વાઘ કરડયો હોય તે ઉપર:**—વાઘાટીના પાન વાટી બાધવા (૪) **બાળકોને લાળ પડે તે ઉપર:**—વાઘાટીના મૂળીઆ ઘસી પાવા

**૫૧૨. વાયવર્ણો:**—સ૦ બ૦ વરૂણ મ૦ વાયવર્ણો, ભાટવર્ણો. હે૦ વાયાચાવૃક્ષ હિ૦ બરના ક૦ મદવત્સલે લા૦ કેટિવા–રૅાક્સબર્ધિઆઇ–રોલેજીઓસા

એ સાધારણ ઝાડ છે કોકણ પ્રાતમા એના ઝાડ ઘણાં થાય છે એનાં પાન ત્રિદલ બીલીનાં પાન જેવા હોય છે એ પાનને એરડાના જેવુ લાબુ ડીટુ હોય છે એ પાનનો ઉગ્રવાસ આવે છે વાયાવર્ણાને વૈશાખ જેઠના સુમારે નવા પાન આવે છે તે કાઢી લઇ વેચવા લઇ જાય છે એ ભાજીમાં કડવાશ ઘણી હોય છે માટે તેમા ડુગળી ઘણી નાખે છે એના ફૂલનું શાક પણ થાય છે એને શમી જેવી ગંઠિ આવે છે, અને ગોળ બોર જેવડા ફળ આવે છે **વાયવર્ણો વાતહારક છે વાયવર્ણો'**—તીખો, ઉષ્ણ સ્નિગ્ધ, દીપન, મધુર, કડવો, તુરો લઘુ પિત્તલ તથા ભેદક છે, અને વિદ્રધિ, વાયુ, કફ, મૂત્રકૃચ્છ્ર અસ્મરી, ગુલ્મ, વાતરક્ત કૃમિ, રક્તદોષ, શીર્ષવાત મૂત્રાઘાત, હૃદ્રોગ તથા ઉદરરોગનો નાશ કરે છે એના **ફુલ'**—ગ્રાહક, અને પિત્ત તથા રક્તદોષના નાશક છે એ**નાં ફળ'**—સ્નિગ્ધ, સારક, ગુરૂ, સ્વાદ, ઉષ્ણ તથા પાકકાળે મધુર છે, અને વાયુ, પિત્ત તથા કફનો નાશ કરનારાં છે

ઉપયોગ:—(૧) અંગમાં વાયુ ભરાઈ ગયો હોય તે ઉપર:—વાયવર્ણાનાં મૂળીઆં ઘસી વાયુ ઉઠયો હોય તે જગોએ ચોપડવાં. (૨) ત્રિદોષ-ગુલ્મ ઉપર:—વાયવર્ણાની છાલનો કાઢો પાવો. (૩) ગંડમાલા, અપચી અને ગડગુમડાં ઉપર:—વાયવર્ણાની છાલના કાઢામાં મધ નાંખી પાવો. (૪) વિદ્રધિ રોગ ઉપર:—વાયવર્ણાની છાલ તથા પુનર્નવા (સાટોડી) નો કાઢો પાવો; અથવા છાલ કુટી ગુમડા ઉપર બાંધવી; એથી સોજો ઉતરી ગુમડું જલદી પાકે છે અને ફૂટે છે (૫) નીલિકા રોગ (શરીર ઉપર કાળા ડાઘ પડે છે તે) ઉપર:—વાયવર્ણાનો રસ એકલો અથવા દહીં નાખી ચોપડવો. (૬) મૂતરખડો, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રશર્કરા ઉપર:—વાયવર્ણા, ગોખરૂ અને સુંઠનો કાઢો ગોળ અને જવખાર નાંખી પાવો. (૭) વિષમજ્વરમાં બુદ્ધિ નષ્ટ થઇ ભ્રમ થાય તે ઉપર:—વાયવર્ણાનાં પાન વાટી સાધારણ ગરમ કરી તેનો પાટો માથા ઉપર બાંધવો. (૮) પથરી ઉપર:—વાયવર્ણાનાં પાન હાથ ઉપર ચોળી રસ કાઢી તે પથરીના જગા ઉપર રોજ ચોળી જીરવવો; એટલે કેટલાક દિવસે પથરીનો નાશ થાય છે. (૯) વાતભ્રમ ઉપર:—વાયવર્ણાનાં પાન બારક વાટી લેપ કરી ચોવડા વસ્ત્રથી મસ્તક ઉપર પાટો બાંધવો; એટલે જ્યાં સુધી મસ્તકમાં વાયુનો વિકાર હશે ત્યાં સુધી બળતરા થતી નથી. વાયુવિકાર બંધ થાય એટલે આગ થવા લાગે છે. જેથી પાટો છોડી તે જગોએ કોપરાનું તેલ ચોપડવું. (૧૦) મૂતરખડા ઉપર:—વાયવર્ણાનાં મૂળીઆંનો કાઢો તેના મૂળીઆંનો કલ્ક નાખી પાવો. (૧૧) વાંગરોગ ઉપર:—વાયવર્ણાના કાઢાએ મ્હોં ધોવું એટલે વાંગનો નાશ થશે. (૧૨) વાયુ રોગ ઉપર:—વાયવર્ણાના પાનનો રસ કાઢી તે શક્તિ પ્રમાણે ઘી નાખી પાવો. અથવા વાયવર્ણાની છાલ અને પાન એકત્ર કરી ગરમ કરી તેની પોટલી વડે શેક કરવો. (૧૩) મસ્તકમાંના વ્રણ ઉપર:—સૂકાયલા વાયવર્ણાના પાનનું ધુમ્રપાન કરી ધુણી નાકે કાઢવી; એ પ્રમાણે ૧૪ દિવસ કરવાથી નાકમાં સડેલું હાડકું હોય તે પણ સારૂં થાય છે. (૧૪) ગંડમાલા ઉપર:—વાયવર્ણા અને કંચનારની છાલનો કાઢો મધ નાખી પાવો.

**૫૧૩. વાવળા:**—વાવળાનું ઝાડ મોટું થાય છે. એનાં પાન લાંબાં અને નાંણાનાં પાન જેવાં હોય છે. એ પાનનો ઘણો વાસ આવે છે. એ ઝાડનું લાકડું ખેરના લાકડા જેવું મજબુત હોય છે. એ ઇમારતના કામમાં ઘણું ઉપયોગી છે. એની છાલના લેપથી ચિત્રાની છાલના લેપની પેઠે બળતરા થાય છે. ઉપયોગ:—(૧) ગુમડાં, વાયુની ગાંઠો, બદ વગેરે બેસી જવા માટે:—વાવળાના પાનને ઘી ચોપડી તે ગરમ કરી બદ ઉપર બાંધવાં એટલે કેટલીકવારે ફોલ્લીઓ થાય છે, અને બદ, ગાંઠ વિગેરે બેસી જાય છે. (૨) વાળા ઉપર:—વાવળાની છાલ અને ચંપાની છાલ કચરી બાંધવી એટલે નારૂ બળી જાય છે.

**૫૧૪. વાવડીંગ:**—સં૦ વિડંગ. મ૦ વાવડીંગ. હિં૦ વાયવિડંગ. ક૦ વાયુવિલંગ, તે૦ વાયુવિડંક. ફા૦ સ૦ બરં-ગ-જ, કાબલી. ઈં૦ એમ્બેંગ. લા૦ એંબેલી, રીબીસ.

વાવડીંગનાં ઝાડ માથોડું દોઢ માથોડું ઉંચાં વધે છે. એનાં પાન પાંચ આંગળ લાંબાં તથા ત્રણ આંગળ પહોળાં હોય છે. વાવડીંગના ઝાડ ઉપર ફળના ગુચ્છા આવે છે. તેને વાવડીંગાં કહે છે. વાવડીંગ એ કૃમિનાશક છે. **વાવડીંગ:**—તીખાં, ઉષ્ણ, લઘુ, કડવાં, દીપન તથા રૂચ્ય છે; અને વાયુ, કફ, અગ્નિમાંદ્ય, અરૂચિ, ભ્રાંતિ, કૃમિ, શૂળ, આધ્માન, ઉદર, પ્લીહા, અજીર્ણ, દમ, ઉધરસ, હૃદ્રોગ, વિષદોષ, મલાવષ્ટંભ, આમ, મેદ તથા મેહનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) કૃમિ ઉપર:—વાવડીંગનો કાઢો ગોળ નાંખી પાવો; અથવા વાવડીંગનું ચૂર્ણ મધમાં આપવું. (૨) બાળક નિરોગી થવા ઉપર:—એક મહિનાનું બાળક થાય ત્યાં સુધી એક વાવડીંગનું ચૂર્ણ મધમાં આપવું. એમ દરેક મહિને એક એક વાવડીંગ વધારી ખવરાવવું એટલે બાળકને કદિ પણ રોગ થશે નહિ. (૩) અરૂચિ અને જ્વર ઉપર—વાવડીંગ અને મધની ગોળી મ્હોંમાં રાખવી એટલે અરૂચિ અને જ્વર (તાવ) અસાધ્ય હશે તોપણ તેનો નાશ થશે. (૪) ભમરી આવે તે ઉપર:—વાવડીંગની માળા કરી કાને બાંધવી. (૫) બાળકની ઉધરસ અને દમ ઉપર:—વાવડીંગનું ચૂર્ણ મધમાં આપવું. (૬) હૃદ્રોગ ઉપર:—વાવડીંગ અને કાળિંજનનું ચૂર્ણ ૪ માસા, ગોમૂત્રમાં નાખી પાવું. એટલે હૃદય માંહેના અસાધ્ય કૃમિ

પડશે. **(૭) મલશુદ્ધિ થવા માટે:**—વાવડીંગ અને અજમાનું ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પીવું એટ વિષ્ટંભ નાશ થશે

**૫૧૫. વાસનવેલ:**—સં૦ વત્સાદની, પાતાલગરૂડી. મ૦ વાસનવેલ. કો૦ તાન, જુવપાડળ. હિં૦ છિરેટા છિરહટા. બં૦ ચિચિંદા. ક૦ દગુડી, દાગડીબળી. તૈ૦ કદુરતીગે. તા૦ કાન્તુક્કાદી. ફા૦ ફરીદ બુટી. લા૦ કાક્યુલસવિલોસસ્.

એનો વેલો બે વર્ષ પછી ઘણોજ ઉંચો વધે છે. એ વેલાનાં પાન બારિક હોય છે. એ વેલાના નાનાં રોપવા સારા થાય છે. ભેંસને વાસનવેલ ખવરાવવાથી તેને પુષ્કળ દૂધ આવે છે. પાડળમૂળીઆંના અભાવે એના મૂળીઆં લે છે. વાસનવેલ—વીર્યકર, રક્તશોધક, વૃષ્ય બલકર તથા તીખી છે; અને તાવ, કંઠરોગ, પિત્ત તથા ઉષ્ણવાતનો નાશ કરે છે. ઉપયોગ:—**(૧) કંઠસર્પ ઉપર:**—વાસનવેલનાં મૂળીઆં વાટી પાવાં. **(૨) પાણીનાં ખડબાં બાઝવા જેવું કરવા માટે:**—કેટલાક ભેદુ, વિશેષત: મુસલમાન ફિરસ્તા વૈદો ધાતુપુષ્ટિનું ઉત્તમ ઔષધ કહી ભોળા લોકોને આ ચમત્કાર દેખાડી પૈસા કાઢી લે છે. ઉત્તમ પુષ્ટતા આવશે એમ કહી વાસનવેલની ભૂકી નાખી પૈસા લે છે. એ ચમત્કાર કરી દેખાડવો હોય ત્યારે વાસનવેલનાં પાન સૂકાવી ચૂર્ણ કરી રાખવું. પછી તેની એક કપડામાં પોટલી બાંધી રાખી તે એક વાડકીમાં પાણી લેઇ તેમાં ચોળવી એટલે તે પાણી જાડું થવા લાગી કેટલીક વારે ચાકુ વડે ટુકડા કરવા જેવું થઇ જાય છે. **(૩) જીર્ણજ્વર ઉપર:**—વાસનવેલનાં મૂળીઆંના કકડા કરી તેને પલાળી ચોળી પાવાં. એથી રક્તશુદ્ધિ થાય છે. **(૪) પીડ ઉપર:**—વાસનવેલનાં મૂળીઆં પાણીમાં ઘસી પાવાં, અથવા વાસનવેલનાં મૂળીઆં, કાચકાં, અને અતિવિષ પાણીમાં ઘસી પાવાં. **(૫) પિત્તવિકાર ઉપર:**—વાસનવેલનાં પાનના રસમાં સુંઠનું ચૂર્ણ અને સાકર નાખી પાવાં. **(૬) બાળકનું તાળવું પડે તે ઉપર:**—વાસનવેલનાં પાન વાટી ચેપલી કરી તાળવા ઉપર લગાવવી. **(૭) વાળા ઉપર:**—વાસનવેલનાં મૂળીઆં પાણીમાં વાટી પાવાં. **(૮) સંધિવાત અને ઉપદંશ વ્યાધિએ સાંધા પકડાય તે ઉપર:**—વાસનવેલનાં મૂળીઆં બકરીના દૂધમાં ઉકાળી તેમાં પીંપરનું ચૂર્ણ નાખી તે દૂધ પાવું.

**૫૧૬. વાળો:**—સં૦ વાલક. મ૦ વાળા. હિં૦ વાલા. ખસ. ક૦ મુડિવાળ. તૈ૦ વાઢીવેળુ. તા૦ વદીવેર. ગુ૦ મુડપાલ. લા૦ એન્ડ્રોપોગનમ્યુરિકેટસ્. ઈં૦ કુસ્કુસઆસ.

વાળો ઘાસના જેવો થાય છે. એનાં મૂળીઆંનો વાસ આવે છે. એનાં બોથાં હોય છે. તે વાવ્યા પછી વર્ષે બે વર્ષે પુષ્કળ બેટા થઇ ચારે તરફ પ્રસરે છે. તે મૂળીઆં બે વર્ષ પછી તેઓને કચરો અને માટીનો અંશ બીલકુલ ન રહે એમ ધોયા પછી સૂકવે છે. વાળાની ગાંઠો બાગમાં ઠેકાણે ઠેકાણે વાવવાથી ઘણી શોભા આપે છે. એ ગાંઠા બહુધા વાડની આસપાસ વાવે છે. વાળો સુવાસિક હોવાને લીધે સુગંધિવાળા પદાર્થો કરવામાં એનો પુષ્કળ ખપ થાય છે. વાળો ઘણો ઠંડો અને દાહશામક છે. વાળાના પડદા, પંખા ઇત્યાદિ પદાર્થો કરે છે. પાણીમાં સુવાસ આવવા માટે તે પાણીમાં નાખે છે. વાળામાં કાળો અને પીળો એવા બે પ્રકાર છે. **વાળો:**—દીપન, પાચન, શીતળ, સ્તંભન, લઘુ કડવો, મધુર, કેશ્ય તથા રૂક્ષ છે; અને જ્વર, ઉલટી, મદ, કફપિત્ત, તૃષા, રક્તવિકાર, વિષ, વિસર્પ, દાહ, મૂત્રકૃચ્છ્ર, કોઢ, અતિસાર, શ્વાસ, હૃદ્રોગ, અરૂચિ, વ્રણ, લાલાસ્રાવ, રક્તપિત્ત, તથા કફનો નાશ કરે છે. **કાળો વાળો:**—શીત, કડવો, સુગંધિ, પાચન, સ્તંભન, લઘુ, મધુર તથા રૂક્ષ છે; અને દાહ, શ્રમ, પિત્તજ્વર, તૃષા, રક્તદોષ, ઉલટી, પિત્ત, કફ, વિષ, દૌર્ગંધ્ય, મૂત્રકૃચ્છ્ર, કોઢ, જ્વર, મદ, વિસર્પ તથા વ્રણનો નાશ કરે છે. **પીળો વાળો:**—(સં૦ લામજ્જક.) શીત, કડવો, મધુર, પાચક, લઘુ તથા સ્તંભન છે; અને વાયુ, પિત્ત, ત્રિદોષ, તૃષા, દાહ, શ્રમ, મૂર્ચ્છા, રક્તસ્ત્રાવ, જ્વર, રક્તદોષ, સ્વેદ, કૃચ્છ્ર, ઉલટી, મદ, કફ, વિષ, વિસર્પ તથા વ્રણનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) પરસેવો બહુ છુટે તે ઉપર:**—વાળો, નાગરમોથ અને ધાણાનો ઠંડો પાણીમાં લેપ કરવો. **(૨) દાહરોગ ઉપર:**—વાળો, ગુલાબકળી, કચોરા અને સાકરનું ચૂર્ણ ચોખાના ધોવરાવણમાં અથવા દૂધમાં આપવું. **(૩) બાળકોના રક્તાતિસાર અને બીજા સર્વ પ્રકારના અતિસાર, ઉધરસ, દમ અને ઉલટી ઉપર:**—વાળો, સાકર, અને મધ, એ ચોખાના

મોરથુથુ, હરીતકી, મનશીળ, કડવા લીમડાનાં પાન, સાગરમીઠું, સ્ફાટિક અને શંખની ભસ્મ; અને કપૂરનું વસ્ત્રગાળ બારિક ચૂર્ણ લોઢાના વાસણમાં વાડકીથી મધ નાંખી ઘુંટવું. એ **નયનશાણ નામક અંજન** તિમિર, પટલ અને ફૂલનો નિશ્ચયં નાશ કરે છે. (૧૩) શંખ ૪ ભાગ, મનશીળ ૨ ભાગ, મરી ૧ ભાગ, અને પીંપર અર્ધો ભાગ, એ પ્રમાણે એકત્ર કરી તેની ગોળી કરી રાખવી. તે પાણીમાં તિમિરરોગ, કાંજીમાં અર્બુદ રોગ, મધમાં પિચ્ચટ રોગ તથા સ્ત્રીના દૂધમાં અંજન કરવાથી અર્જુન રોગનો નાશ કરે છે. (૧૪) **ચંદ્રોદય વર્તી:**—રસાંજન, શિલાજીત, કેસર, મનશીળ, શંખ, ધોળાં મરી અને સાકર ગાયના દૂધમાં ઘુંટી ગોળી કરવી, એ વિદેહ રાજાએ નિર્માણ કરેલી છે. આ ગોળી પિલ્લ, કંડૂ, શુક્ર, તિમિર અને અર્બુદનો નાશ કરે છે. (૧૫) **બીજી ચંદ્રોદય વર્તી:**—હરીતકી, વજ, કોઠ, પીંપર, મરી, બહેડાંનો ગર, શંખ અને મનશીળ, એ સર્વ સમભાગ એકત્ર કરી, ગાયના અથવા બકરીના દૂધમાં ઘુંટવું; અને તેની ગોળી કરવી, એ તિમિર, કંડૂ, પટલો, અર્બુદ અને ત્રણ વર્ષના ફૂલનો એક મહિનામાં નાશ કરે છે. અને અધિક વધેલું માંસ, રતાંધળો, વડસ અને અહિરનો પણ નાશ કરે છે. (૧૬) **નયનામૃત:**—પારો અને સીસાની ભસ્મ સમભાગ, એ બન્નેના દુપ્પટ સુરમો, અને પારાનો ચતુર્થાંશ ભીમસેની કપૂર, એનો એકત્ર ખરલ કરી અંજન કરવાથી તિમિર, પટલ, કાચ, શુક્ર, અર્મ અને અર્જુનનો પથ્ય કરવાથી નાશ કરે છે; અને બીજા નેત્રરોગોનો પણ નાશ કરે છે. (૧૭) **શશિકલાવર્તી:**—કલખાપરી, શંખ, રક્તબોળ અને મોરથુથુ, એ સમભાગ લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તે ચૂર્ણ લીંબુના રસમાં ઘુંટી તેની ગોળી કરવી, તે તિમિર, કંડૂ, સ્ત્રાવ, અર્મ અને પિલ્લરોગનો નાશ કરે છે. (૧૮) **કુસુમિકાવર્તી:**—તલનાં ફૂલ ૮૦, પીંપળીના ચોખા ૬૦, જાઇનાં ફૂલ ૫૦, મરી ૧૬, એ પ્રમાણે લઇ પાણીમાં બારિક વાટી ગોળી કરવી; એ ગોળી તિમિર, અર્જુન, શુક્ર અને માંસવૃદ્ધિનો નાશ કરે છે. (૧૯) **ચંદ્રપ્રભાવર્તી:**—હળદર, કડવા લીમડાનાં પાન, પીંપર, મરી, વાવડીંગ, નાગરમોથ, અને હરીતકી તે બકરીના મૂત્રમાં ઘુંટી પેંડી કરી છાંયે સૂકવવી. એનું પાણીમાં અંજન કરવું; એટલે તે તિમિરનો નાશ કરે છે. ગોમૂત્રમાં અંજન કરવાથી પિષ્ટિકનો નાશ કરે છે; મધમાં અંજન કરવાથી પડલનો નાશ કરે છે, અને સ્ત્રીના દૂધમાં અંજન કરવાથી ફૂલનો નાશ કરે છે. (૨૦) **રસકેશ્વરવટી:**—કલખાપરી, સિંધવ, મોરથુથુનાં ફૂલ, ટંકણખારનાં ફૂલ, સુંઠ, મરી અને પીંપર, એ ઔષધો કુટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમાં ખરલ કરવો; પછી ગોળીઓ કરી છાયામાં સુકવવી. એ ગોળી મધમાં ઘસી અંજન કરવું. એટલે સર્વ નેત્રરોગ દૂર થાય છે. (૨૧) સિંદુર ૪ ભાગ, કપૂર ૩ ભાગ, મોરથુથુનાં ફૂલ ૧ ભાગ, ધોળો કાથો ૩ ભાગ, સુરદાડસિંગ, ભાંગ, ગાયના માખણમાં ખરલ કરી તે ઉપર ભીલામાના તેલનાં ૧૦–૧૨ ટીપાં પાડવાં તથા તાંબાની કથરોટમાં તાંબાને વાસણે ખરલ કરી વીસ પચ્ચીસ વખત પાણીએ ધોઇ પછી ડબામાં ભરી રાખવું, અને નિત્ય રાત્રે આંખોમાં આંજવું, એટલે પીઆ, રતાશ, કંડુ, ગળતી, ફૂલ, કાચ ઇત્યાદિ સર્વ રોગ દૂર થાય છે, અને દૃષ્ટિ સ્વચ્છ થાય છે. (૨૨) મધ અને ઘોડાની લાળમાં મરી ઘસી અંજન કરવું. તેથી કરી અતિ નિદ્રાનું શમન થાય છે. (૨૩) જાઇનાં ફૂલ, પાન, મરી, કુટકી, વજ, સિંધવ વગેરે બોકડાનાં મૂત્રમાં ખરલ કરી અંજન કરવું, એટલે તંદ્રાનો નાશ થાય છે.

**પથ્ય:**—ચોખા, ઘઉં, મગ, જવ, કુલિત્થ, લસણ, પંડોળાં, તાંદળજો, કારેલાં, મધ, દૂધ, ઘી, કડવા પદાર્થ **અપથ્ય:**—ક્રોધ, શોક, મૈથુન, તડકો, દહીં, છાશ, ભાજીપાલો, કાલંગડું, અડદ, મધ, તાંબુલ, ખારા, તીક્ષ્ણ, તીખાં અને ઉષ્ણ પદાર્થ.

## ૩૧—પાંડુ.

**કારણ અને સંપ્રાપ્તિ:**—અતિ મૈથુન, અત્યમ્લ પદાર્થ, ખારા અને તેલવાળા પદાર્થોનું અતિ સેવન, અતિ મદ્યપાન, મૃત્તિકાભક્ષણ, દિવસે ઉંઘવું, અત્યંત તીખા પદાર્થ, દૂધ, અડદ, મિષ્ટાન્ન, માછલાંનું અતિ ભક્ષણ, એ પદાર્થો સેવન કરનારાઓનું લોહી દોષોએ કરી દુષ્ટ થઇ, શરીરની ત્વચા

પાંડુરવર્ણું થાય છે. એ રોગને પાંડુરોગ કહે છે, વાત, પિત્ત, કફ, સન્નિપાત અને મૃત્તિકાભક્ષણજન્ય, પાંચ પ્રકારનો પાંડુરોગ થાય છે.

**પૂર્વરૂપઃ**—ચામડી ફાટવી, મ્હોને ઠીકાશ, શરીર ગળવું, મૃત્તિકા-ભક્ષણ, નેત્ર અને ગાલોએ રં મળ, મૂત્રનું પીળાપણું, અન્નનું પાચન ન થવું, એ લક્ષણો પાડુરોગ થવાના પહેલાં માણસને થાય

**વાતપાંડુઃ**—ચામડી, મૂત્ર, આંખો ઇત્યાદિને રૂક્ષતા, કાળાપણું, રાતાપણું, થાય છે. કંપ, સોયો ભોંકવા જેવી પીડા, પેટનું ફુલવું, ભ્રમ ઇત્યાદિ થાય છે. **પિત્તપાંડુઃ**—મૂત્ર, [illegible] અને આંખો, પીળાં થાય છે; દાહ, તૃષા, અને જ્વરે પીડિત હોય છે. મળ પાતળો થાય છે, [illegible] શરીરકાંતિ અત્યંત પીળી થાય છે. **કફપાંડુઃ**—મુખમાથી કફનો સ્ત્રાવ, સોજો, ઉંઘ, આ[illegible] શરીરે ભાર; ત્વચા, આંખો અને મ્હોએ શ્વેતત્વ, એ પ્રમાણે થાય છે. **સન્નિપાત પાંડુઃ**—[illegible] કહેલાં ત્રણ લક્ષણોએ યુક્ત હોય છે. **મૃત્તિકાભક્ષણજન્ય પાંડુઃ**—માટી ખાવાની જેને ટેવ પડે છે, તેનો વાતાદિકા પૈકી એકાદા દોષ કુપિત થાય છે; માટી તુરા રસની હોય તો વાયુ કુપિત થાય [illegible] ખારી હોય તો પિત્ત કોપે છે; મીઠી હોય તો કફ કુપિત થાય છે, તે માટી પેટમાં ગયા પછી રસાદિ ધાતુને રૂક્ષ કરે છે. અને રૌક્ષ્ય ગુણ પ્રબળ થયો એટલે જે અન્ન ખાવામાં આવે તે રૂક્ષ થઇ [illegible] છે. તે માટી કોષ્ઠાદિકોના અગ્નિએ પચન થયા સિવાય, રસ વહન કરનાર માર્ગમાં જામે છે, અ[illegible] તેનો રોધ કરે છે. તેથી કરી ઇંદ્રિયોનું બળ એટલે સ્વવિષયગ્રહણશક્તિ નષ્ટ થાય છે; શરીરની દી[illegible] શક્તિ અને ઓજ એટલે સર્વ ધાતુનો સાર ( હૃદયમા હોય છે તે ) એને ક્ષીણ કરી પાંડુરોગ ઉત્પ[illegible] થાય છે. તેમાં, બળ, અગ્નિ અને વર્ણનો નાશ થાય છે. **વિશેષ લક્ષણઃ**—નેત્ર, ગાલ, ભ્રકુટિ, પ[illegible] નાભિ, શિશ્ન એ ઠેકાણે સોજો, ઝાડામા કૃમિ અને રક્તકફમિશ્રિત રંગ, એ લક્ષણો થાય છે, [illegible] પ્રકારને કોઇ "કૃમિપાંડુ" પણ કહે છે. **અસાધ્ય લક્ષણોઃ**—ઘણા દિવસનો પાંડુરોગ, ઘણો કા[illegible] થવાથી જડ થાય એટલે સાધ્ય થતો નથી, બધા શરીરે સોજો આવેલો હોઇ જે રોગી સર્વ પદાર્થ પી[illegible] જૂએ છે તે, જે માણસનો બંધાયલો થોડો મળ લીલા રંગનો કફ મિશ્રિત પડે તે, જે પુરૂષ દીન એ[illegible] દુઃખી થાય છે અને ધોળો પુણી જેવો થાય છે અને ઓકારી, મૂર્ચ્છા અને તૃષાની પીડા પામે છે તે રક્તક્ષયથકી જે પાંડુરોગી ધોળો થાય છે તે, જેના દાત, નખ, આંખો પીળાં થએલાં છે તે, જે પાંડુ વર્ણના પદાર્થસમૂહ જુએ છે તે, અને હાથ, પગ, ડોક, એ ઠેકાણે સોજા, મધ્યદેહ જેનો શુષ્ક થયો છે [illegible] અસાધ્ય, એથી ઉલટો સાધ્ય જાણવો. મધ્ય દેહને સોજા; હાથ, પગ, ડોક એ શુષ્ક થએલાં; ગુદા અને શિશ્ન એ ઠેકાણે સોજો; મૃતપ્રાય થએલો, તેમજ અતિસાર અને તાવે કરી પીડાએલો રોગી વૈદ્યોએ છોડવો. **પાંડુરોગમાં કમળો થાય છેઃ**—જે પાંડુરોગી અત્યંત પીળાં દ્રવ્યો સેવન કરે છે. તેનાં પિ[illegible] રક્તમાંસને બાળી દુષ્ટ કરી કમળારૂપ રોગ કરવાને સમર્થ થાય છે. તેની આંખો અત્યંત પીળી થાય છે. ઇંદ્રિયોની શક્તિ નષ્ટ થાય છે. ત્વચા, નખ, મુખ, એ અત્યંત પીળાં થાય છે; મૂત્ર, પુરીષ, [illegible] અને પીળાં થાય છે; તે પુરૂષ ચોમાસામાંના દેડકા જેવો પીળો થાય છે; દાહ, અન્ન ન પચવું, દુર્બળતા, અંગગ્લાનિ અને અન્નદ્વેષે તે રોગી પીડિત થાય છે; જેમાં પિત્તના આવાં એ કમળો એક કોષ્ઠાશ્રય, તથા બીજી શાખા-( રક્તાદિધાતુ )-શ્રિત હોય છે. જેવો રાજયક્ષ્મા સ્વતંત્ર હોય છે તેમ એ સ્વતંત્ર હોય છે. એનીજ બીજી અવસ્થા **કુંભકમળોઃ**—કાળાંતરે જડ થએલો જે કુંભકમળો તે કષ્ટસાધ્ય થાય છે. કુંભ એટલે કોષ્ઠ. તદ્વત્ જે કમળો તે કુંભકમળો. **પાંડુરોગમાં હલીમક રોગ થાય છેઃ**—જે વખતે પાંડુરોગનો વર્ણ લીલો, નીલ કિંવા પીળો થાય છે,અને બળ તથા ઉત્સાહનો નાશ; ઉંઘ, અગ્નિમાંદ્ય, બારિક જ્વર, સ્ત્રીસંગની ઇચ્છાનો અભાવ, અંગ મરડાઇ આવવું, દાહ, તૃષ્ણા, અન્નદ્વેષ, ભ્રમ, એ ઉપદ્રવ થાય છે, ત્યારે વાતપિત્તથકી રોગીને,હલીમક રોગ થયો છે એમ જાણવું.

**ઉપચારઃ**—(૧) લોઢાના વાસણમાં તપાવી રાખેલું દૂધ સાત દિવસ પાવું અને પથ્ય કરવી, એટલે પાંડુરોગ, ક્ષય અને સંગ્રહણી રોગ દૂર થાય છે. ( ૨ ) દશમૂળ અને સુંઠનો કાઢો આપવો; એટલે કફયુક્ત પાંડુ, જ્વર, અતિસાર, સોજો, સંગ્રહણી, ઉધરસ, અરૂચિ, કંઠરોગ અને હૃદ્રોગનો નાશ થાય છે. (૩) ત્રિફળાં, ગળો, અરડુસો, કડુ, કરિયાતુ અને કડવા લીમડાનો કાઢો મધ નાખી પાવો;

એટલે પાંડુરોગ અને કમળો નાશ થાય છે. (૪) સાટોડી, કડવો લીંબડો, કડવાં પંડોળાં, સુંઠ, કુટકી, ગળો, દારૂહળદર અને હરડેનો કાઢો-સર્વાંગના સોજા, ઉદર, પાંડુ, સ્થૂલતા, મુખમાં હમ્મેશાં ગમા આવવાં તેને કફરોગનો નાશ કરે છે. (૫) અરડુસો, ગળો, કડવો લીમડો, કરીઆતુ અને કુટકીનો કાઢો મધ અને ઘી નાખી આપવો; એટલે કમળો, પાંડુ, રક્તપિત્ત, હલીમક અને કફાદિક વ્યાધિનો નાશ થાય છે. (૬) શિલાજિત, મધ વાવડીંગ, હરીતકી અને સાકરનું સમભાગ ચૂર્ણ કરી મધમાં આપવું; એટલે પંદર દિવસમાં દેહ બળવાન થાય છે. (૭) ચિત્રકચૂર્ણને આવળકંટીના કાઢાની ત્રણ ભાવના આપવી, પછી તે ગાયના ઘીમાં રાત્રે લેવું. (૮) દેવદારનાં પંચાંગનું ચૂર્ણ દૂધમાં કિંવા પાણીમાં ૪ માસા લેતા જવું; એટલે એક મહિનાની અંદર પાંડુરોગનો નાશ થશે. (૯) હરીતકી ગોમૂત્રમાં ૨૧ દિવસ ભીંજવી રાખવી, અને તેમાંની એકેક ભક્ષણ કરવી. (૧૦) મૂળીઆં સહિત કાંસાળુ લઇ તેનું ચૂર્ણ કરી તે આપવું. (૧૧) માટીને નાગકેસર, જેઠીમધ, પીંપર અને નસોતરનો કાઢો કરી તેની ભાવના આપવી; પછી તે ભાવના આપેલી માટી ખાવા આપવી; એટલે ખાધેલી માટી નીકળી જઇ વિકાર દૂર થાય છે. (૧૨) હરીતકીનું ચૂર્ણ મધ અને ઘીમાં આપવું. (૧૩) ગોખરૂનો કાઢો મધ અને સાકર નાંખી પાવો. (૧૪) ગળોનું સત્વ, મધ અને ઘીમાં આપવું. (૧૫) હીંગાષ્ટક ચૂર્ણ ચારગણા ઘીમાં પ્રથમ ગ્રાસમાં ભોજનની અંદર આપવું એટલે અગ્નિ વધે છે. (૧૬) પ્રવાળ ભસ્મ, દૂધ સાકરમાં આપવી. (૧૭) સુંઠ, મરી, પીંપર, ચિત્રકમૂળ અને બાળહરીતકીનું ચૂર્ણ કરી તેમાં બમણો ગોળ નાંખી ત્રણ ત્રણ માસાની ગોળીઓ કરવી અને તે પાણીમાં આપવી; એટલે પાંડુરોગ અને મૂળવ્યાધિનો નાશ થાય છે. (૧૮) વંકેરીનું મોથું ઠંડા પાણીમાં અગર દૂધમાં ઘસી દરેક બે વખત પ્રમાણે સતત ત્રણ મહિના આપવું; એટલે પાંડુરોગ, જીર્ણજ્વર, નાડીવ્રણ, ભગંદર, ગંડમાળ, કંઠલી, ગરમી વગેરે અનેક રોગોનો નાશ થાય છે.

**પથ્ય:**—જુના જવ, ઘઉં, ભાત, મગ, તુવર અને મસુરની દાળ; પરવળ, જુનાં કોળાં, જુનાં કેળાં, ગળો, કાળી શેલડી, તાંદળજો, પુનર્નવા, વંતાક, કાંદા, લસણ, પાકી કેરીઓ, ઘીસોડાં, આમળાં, છાશ, ઘી, તેલ, જવ અને ઘઉંની કાંજી, માખણ, હળદર, તુરા પદાર્થ અને કેસર. **અપથ્ય:**—રક્તસ્રાવ, ધૂમ્રપાન, ઉલટી, મળમૂત્રાદિકોના વેગનું ધારણ, પરસેવો, મૈથુન, શિંગો અને પાનની ભાજી, હીંગ, અડદ, પેંડ, તાંબુલ, સરસવ, મધ, ખાટા પદાર્થ, વિરૂદ્ધાન્ન, જડ અને વિદાહી અન્ન.

## ૩૨—પ્રમેહ. (પરમીઓ)

**કારણ:**—એક ઠેકાણે નિશ્ચેષ્ટ બેસવું, નિદ્રા, દધિભક્ષણ, ગામમાંના અને પાણીમાંના અનુપ માંસના રસ, અને દૂધ, નવું અન્ન, નવોદકનું સેવન; ગોળાદિકના પદાર્થ અને કફકારક પદાર્થ, એ પ્રમેહ થવાનું કારણ જાણવું.

**સામાન્ય લક્ષણ:**—મૂત્ર ઘણું હોઇ ડોળાયલા જેવું હોય છે. મૂત્ર વર્ણભેદે કરી પ્રમેહના ૨૦ ભેદ કલ્પેલા છે. વ્યવહારમાં પેસાબની વખતે જે પ્રમેહમાં અતિશય આગ થાય છે તેને **તિડક પ્રમેહ** કહે છે. પેસાબના વખતે આગ થતી નથી તેને **ઠંડા પ્રમેહ** કહે છે. પેસાબના આરંભે તંતુ કિંવા ગોળી પડે છે અને તે સળીથી ઉંચકીએ તો હાથ બે હાથ લંબાઇનો તાર થાય છે, તેને **તંતુમેહ તારમેહ** કિંવા **લાલામેહ** કહે છે. જે પ્રમેહમાં ધાત પડે છે તેને **ધાતુ પ્રમેહ** કહે છે. જેમાં પરૂ પડે છે તેને **પુ પ્રમેહ** કહે છે. કંઇક તુરો અને મધુર એવો જે પ્રમેહ પેસાબ સાથે પડે છે તેને **મધુમેહ** કહે છે. મધુમેહી પુરૂષ જે ઠેકાણે પેસાબ કરે છે તે ઠેકાણે ધાત જમે છે. અહીંઆં પ્રમેહ રોગનો ઘણો જ પ્રાદુર્ભાવ થએલો છે. પ્રમેહનો રોગ પુરૂષોનેજ થાય છે. સ્ત્રીઓને પ્રતિમાસે રજ:પ્રવૃત્તિ થાય છે, તેથી કરી શરીર સંબંધી સર્વ દોષ શુદ્ધ થાય છે; એટલે સ્ત્રીઓને પ્રમેહ થતો નથી.

**ઉપચાર—તિડક પ્રમેહ ઉપર:**—(૧) ધોળી ગોકર્ણી (ગરણી) નાં મૂળીઆં ઠંડા પાણીમાં ઘસી આપવાં. (૨) ગાયના ચોખ્ખા દૂધમાં ભીલામો ઘસી પાવો. (૩) આમલીની છાલનો રસ બે તોલા પર્યંત કાઢી તેમાં કિંચિત્ હળદર અને મધ નાંખી તે આપવો. (૪) ઉંબરાનો દ્રવ દર વખતે બે તોલા લઇ

તેમા કિંચિત્ જીરાનું ચૂર્ણ અને ખડીસાકર ૧ તોલો નાખી તે બે વખત આપવો. **મધુમેહ ઉપર ઉપચાર:**—(૧) જાબુડીની છાલ નિત્ય ૨ તોલા પર્યંત ખાવી કિવા પાકા જાબુ અથવા જાબુડાની ભૂકી ખાવી (૨) કડાના મૂળીઆ ઉપરની છાલ અમાલ્ટાની છાલ નાગરમોથ અને ત્રિફળાનો કાઢો કરી આપવો **બહુમૂત્ર ઉપર ઉપચાર:**—ત્રિફળા, વેળુના પાન નાગરમોથ અને પહાડમૂળનો કાઢો મધ નાખી આપવો, એટલે તે તુરત બહુમૂત્રનો નાશ કરશે (૩) આદુનો રસ, ખડીસાકર નાખી બે વખત આપ્યા જવુ (૪) કાકડીના સુકાયના પાનનો કાઢો બે વખત આપવો **સર્વ પ્રમેહો ઉપર ઉપચાર:**—(૧) ગળોનો અંગરસ મધમા આપવો (૨) ત્રિફળા, દેવદાર, દારૂહળદર અને નાગરમોથનો કાઢો મધ નાખી આપવો (૩) ખાખરાના ફૂલનો કાઢો સાકર નાખી આપવો (૫) વાવડીંગ, હળદર, જેઠી મધ, સુંઠ અને ગોખરૂનો કાઢો મધમા આપવો તે દુસ્તર પ્રમેહનો પણ નાશ કરશે (૬) ભોંયઆમળી, તજ, એલચીદાણા, તમાલપત્ર, કંકોળ ૨૦ અને મરી એકત્ર વાટી ખાવા, એટલે અસાધ્ય પ્રમેહનો પણ નાશ થશે (૭) નિર્મળીનાં બિયા એકેક તોલો છાશમા વાટી પાવા (૮) બકમ લીમડીની ઢીંગો ળીઓ ચોખાના ધોવરામણમા વાટી ઘી નાખી ખાવી, એટલે પ્રમેહનો ત્વરિત નાશ થશે (૯) ગરમાળા અથવા શમીના કુમળા પાન, થોડુ જીરૂં બારિક વાટી ગાયના ચોખ્ખા દૂધમાં મેળવી, તેમાં ૧ તોલો ખડીસાકર નાખી સવારસાજ આપવા (૧૦) કમાલચની ૧ તોલો લઈ કાઢો કરી તેમા ચંદનના તેલનાં ચાર ટીપા નાંખી તે આપવો (૧૧) વશલોચન ૧ તોલો, અને એલચીદાણા ૧ તોલો, કંકોળ ૧ તોલો, ધોળો કાથો ૧ તોલો અને માયફળ ૧ તોલો લઈ, ચૂર્ણ કરી તે ચૂર્ણ પલળે એટલુ તેમાં સુખડનું તેલ નાખી, નાની બોર જેવડી ગોળીઓ કરવી પછી તે ગોળી સવાર સાજ ૪ તોલા ઠડા પાણીમા મેળવી તેમા ખડીસાકર અર્ધો તોલો નાખી તે પાણી પાવુ એ ઔષધથી પ્રદર પણ જાય છે (૧૨) ત્રિફળાનુ ચૂર્ણ ૩ ભાગ, હળદરનું ચૂર્ણ ૧ ભાગ અને ખડીસાકર ૩ ભાગ, એ સઘળુ મધમા આપવુ, એટલે સાત દિવસમા દુસ્તર પ્રમેહનો પણ નાશ થાય છે (૧૩) નવટાક ઘઉ રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે વાટી વસ્ત્રગાળ કરી તે પાણીમા ૧ તોલો ખડીસાકર નાખી તે ૭ દિવસ આપવુ **પ્રમેહ પિટકા:**—પ્રમેહની ઉપેક્ષાએ ફોડકી થાય છે તે સર્વ સધિના ઠેકાણે થાય છે તૃષ્ણા, શ્વાસ, માસનો સકોચ મેહ, હેડકી, મદ, વિસર્પ, મર્મસરોધ (મર્મસ્થાનની પીડા) એ પિટકાના ઉપદ્રવ જાણવા **પ્રમેહ પિટકા ઉપર ઉપચાર:**—(૧) ઉમરાના દૂધનો લેપ કરવો (૨) જાવચો વાટી લેપ કરવો (૩) વ્રણ ઉપરની ચિકિત્સા કરવી

**પથ્ય:**—ચોખા, જવ સામો મઠ, ઘઉં, કુલિત્થ, મગ, તુવર અને ચણાની દાળ, સરગવો, પડોળા, લસણ **અપથ્ય:**—મૂત્રવેગનો અવરોધ ધૂમ્રપાન, દિવાનિદ્રા, મૈથુન, વાલ, મિષ્ટાન્ન, તેલ, છાશ, ગળપણ, દુધી, કોળુ, શેલડી, ખાટા અને ખારા પદાર્થ.

## ૩૩—બાલરોગ.

**કારણ:**—માતાનું જડાબાદિ ભક્ષણ, વિષમાશન અને દોષકારક અન્નભક્ષણે કરી દેહમાં પ્રકોપ થઈ શરીર ઉપરનું દૂધ વિકૃત થાય છે તે કારણોએ બાળકને વ્યાધિ ઉત્પન્ન થાય છે, તેમજ માતપિતાના ઉત્પત્તિ સ્થાનો વ્યથિત હોય, બાળકોનો અનિયમિત આહાર, ઘણીજ વખત ઉવાડવુ, ઘણીજ વખત પાણી પાવુ, ગરમીમા બહાર લઈ જવુ, દુગ્ધાદિ પદાર્થ ઉઘાડા રાખવાથી વિકૃત થએલા એવા પેય પાવા વગેરે કારણોએ બાલરોગ ઉત્પન્ન થાય છે દૂધ પીનારા, દૂધ અને અન્ન ખાનારા, અને કેવળ અન્ન ખાનારાં એવાં ત્રણ પ્રકારનાં બાળકો હોય છે તે અન્ન અને દૂધ દુષ્ટ ન હોય તો બાળક નિરોગી હોય છે દૌહૃદભગ્ન એ સર્વ બાલરોગોનુ કારણ છે પરતુ તેના ઠેકાણે વિશેષ કરી જ્વર, વિદ્ભેદ, કુશત, ઉલટી, કપાળ દુખવુ, અભિષ્યદ, શોથ અને વિસર્પ એ ઉપદ્રવ થાય છે

**બાળકોની અંતર્ગત વેદના જાણવાનો ઉપાય:**—બાળકના રડવા ઉપરથી તેની કમી જાસ્તી પીડા સમજવી તે બાળક વારવાર જે ઠેકાણે હાથ હલાવે તે ઠેકાણે અને જ્યા આપણને હાથ અડાડવા

કે નહિ તે ઠેકાણે તેને કંઇ પણ દુઃખે છે એવું સમજવું. આંખો મીંચાવા ઉપરથી મસ્તક દુઃખે છે એવું સમજવું; મલાવરોધ, ઉલટી, સ્તન ચાટવા અને પેટમાં ગડગડવું, પેટનું ચડવું અને પેટનું ઉંચુ થવું, એ લક્ષણોએ તેના ડોકામાં પીડા છે એમ સમજવું. મળમૂત્ર બંધ થવું, ડચકણા તથા ચારે તરફ જોવું એણે કરી તેની બસ્તીમાં તથા ગુહ્ય સ્થાને પીડા થાય છે એમ સમજવું. વૈદ્યોએ તેની સ્રોતસો (નાક, મુખ, કાન વગેરે દ્વારો); હાથ પગ વગેરે અવયવ તથા સાંધા વારંવાર જોવા. **બાળકને ઔષધ આપવાનું પ્રમાણ:**—બાળક ઉત્પન્ન થાય એટલે તેને વાવડીંગના ફળ જેટલું અથવા ચુંજાના પ્રમાણમાં ઔષધ આપવું; તેમજ બાળક મોટું થતું જાય તેમ વધારતા જવું. એકેક વર્ષે એકેક માસો વધારતા જવું. **કુકુણક** (બાળખુપર્યા)—આ રોગ દૂધના દોષે કરી થાય છે. તે યોગે બાળકની આંખો દુઃખે છે અને પીઆ લાગે છે. તે આંખોને ખુબ લાગે એટલે બાળક કપાળ, નાક તથા આંખો ચોળે છે, અને તેને ગરમીમાં જોવાતું નથી; અને આંખો ઉઘડતી નથી. **પારિગર્ભિક અથવા પરિભવ:**—ગર્ભિણી માતાનું દૂધ, બાળકને પાવાથી, તેને ઉધરસ, અગ્નિમાંદ્ય, ઉલટી, ઝાંપડ, અરૂચિ તથા ભ્રમ થાય છે; તે રોગું થાય છે અને તેનું પેટ મોટું થઇ તગતગતું દેખાય છે; આ રોગને પારિગર્ભિક અથવા પરિભવ કહે છે. એ ઉપર અગ્નિદીપન ઔષધ આપવાં. **તાલુકંટક** (તાળવું પડવું.)—તાળવાના માંસમાં કફ કુપિત થઇ તાલુકંટક રોગ થાય છે, તેથી કરી તાળુને ખાડો પડે છે; અને તાળવું નીચે લબડે છે; બાળક થાન લેતું નથી, મહા કષ્ટે ધાવે છે, પાતળો મળ થાય છે, તૃષા લાગે છે, આંખો ગળું અને મ્હોં દુઃખે છે, ગળું ચોખ્ખું રહેતું નથી તથા જે દૂધ પીએ તે ઓકી કાઢે છે. **મહાપદ્મ વિસર્પ:**—બાળકની ડોકને કિંવા બસ્તીને ધાવરૂ થાય છે, તેથી કરી બાળક જાગતું નથી, તે ધાવરૂં, રાતા કમળના પાન પ્રમાણે લાલ હોય છે. આ મહાપદ્મ રોગ ત્રિદોષજ છે. એ આંખો ઉપર ઉત્પન્ન થઇ ઉર પર્યંત આવે છે, અથવા હૃદય ઉપર થઇ ગુદા પર્યંત જાય છે. **સસણી:**—નાના બાળકની પ્રકૃતિ કફપ્રધાન હોય છે, તે કારણથી તેને પ્રાયઃ કફાશ્રયના રોગ થાય છે. પેટમાં કફનું જાળું થઇ તે વાયુની નૈસર્ગિક ગતિનો અવરોધ કરે છે, અને તે ઉપર ચડતું ચડતું કાળજાએ વ્યાપી આગળ કંઠાવરોધ થાય છે. પેટ એકસરખું ઉડતું હોય છે. એ સસણી જેવો અતિ સત્વર વર્ધિષ્ણુ એવો પ્રાણઘાતક બીજો રોગ નથી. **આંકડી:**—માતાએ ઉષ્ણ અને વાતુલ પદાર્થો સેવન કરવાથી તેનું દૂધ દૂષિત થાય છે; તે બાળકે પ્રાશન કરવાથી તેના મેંદુ તપ્ત થઇ પ્રાણવાહક તંતુ (મજ્જાતંતુ) ક્ષુબ્ધ થાય છે; તેથી કરી હસ્તપાદાદ્યવયવ થરથર થઇ આંખો સૂકાઈ જાય છે, હાથ પગને વારંવાર આંચકા આવે છે, શુદ્ધિ નષ્ટ થાય છે, અને સ્તનપાનાદિક વ્યાપાર બંધ થાય છે. આંકડી એ મોટો ભયંકર અને પ્રાણનાશક રોગ છે. આ રોગમાં અપસ્મારનાં સર્વ લક્ષણો થાય છે. આ રોગવાળાં છોકરાં નભાવવાં ભારે કઠિન હોય છે. જે બાળકના મસ્તકમાં ઉષ્ણતા ઘણી હોય છે. તેને પ્રાયઃ આંકડીનો રોગ થાય છે. **ભાર:**—આ રોગ દૂધની મલાઇ કિંવા એવા પ્રકારના પદાર્થોનું સેવન થવાથી પેટમાં મલાઇ જેવો કિંવા દેડકા જેવો આકાર થઇ આંતરડામાં ચિકટાઇ રહે છે, પછી ઉત્તરોત્તર તે ઉપર મલાઇ જેવા પુટ ચડી ચડી તે વધતો જાય છે, પછી તેનો આકાર ડબ્બા જેવો જામે છે. તેને નીચે કિંવા બાજુએ અથવા ઉપર છિદ્ર હોય છે, તે તેનું મુખ. તેમાં જે ઊર્ધ્વમુખ હોય તે સાધ્ય, બાજુએ મુખ હોય છે તે કષ્ટસાધ્ય તથા અધોમુખ હોય છે તે બહુધા અસાધ્ય. આ રોગ ૭ મહિનાની ઉપરના બાળકને થાય છે. **કવલુ:**—આ રોગ પાનથરી જેવો પેટમાં ડાબી બાજુએ ઠીકરાના કકડા જેવો થાય છે. **ઉત્ફુલ્લિકા:**—જેમાં પેટ ફૂલે છે, અને દમ, સોજો એણે યુક્ત એવી બાળકની જમણી કુખમાં ઉત્ફુલ્લિકા થાય છે.

**બાળખુપરા ઉપર ઉપચાર:**—(૧) ત્રિફળાં, લોધ્ર, પુનર્નવા, આદુ, રીંગણી અને ઉભી ભોંયરીંગણી એ વાટી કઢવી. તે કલ્કનો સુખોષ્ણ લેપ કરવો. (૨) જસતનાં ફૂલ આંખોમાં આંજવાં. (૩) કુરૂંદના પથ્થર ઉપર ગોખંડ ઘસી તે ભુકી વસ્ત્રગાળ કરી, ખુપરાપર નાંખવી. **પારિગર્ભિક ઉપર ઉપચાર:**—(૧) પીંપર મધમાં નાખી ચાટવા આપવી. બાળક પોતાની મેળે ચાટી ન શકે તેમ હોય તો તેની માતાએ ચટાડવું. (૨) સુરવારી હરડે અને તજ ઠંડા પાણીમાં ઘસી આપવી. (૩) અજમો, મોથ, જીરૂં, શહાજીરૂં અને સુંઠનું ચૂર્ણ મધમાં આપવું. (૪) પ્રવાળ ભસ્મ ગુલકંદમાં

તેમા કિંચિત્ જીરાનુ ચૂર્ણ અને ખડીસાકર ૧ તોલો નાખી તે બે વખત આપવો **મધુમેહ ઉપર ઉપચાર:**—(૧) જાંબુડીની છાલ નિત્ય ૨ તોલા પર્યંત ખાવી કિંવા પાકાં જાંબુ અથવા જાંબુડાની ભુકી ખાવી (૨) કડાના મૂળીઆ ઉપરની છાલ ગળમાળાની છાલ નાગરમોથ અને ત્રિફળાનો કાઢો કરી આપવો **બહુમૂત્ર ઉપર ઉપચાર:**—ત્રિફળા, વેંગણના પાન નાગરમોથ અને પહાડમૂળનો કાઢો મધ નાખી આપવો, એટલે તે તુરત બહુમૂત્રનો નાશ કરશે (૩) આદુનો રસ, ખડીસાકર નાખી બે વખત આપતા જવુ. (૪) કળકીના સુકાયલા પાનનો કાઢો બે વખત આપવો **સર્વ પ્રમેહો ઉપર ઉપચાર**— (૧) ગળોનો અંગરસ મધમા આપવો (૨) ત્રિફળા, દેવદાર, દારૂહળદર અને નાગરમોથનો કાઢો મધ નાખી આપવો (૩) ખાખરાના ફૂલનો કાઢો સાકર નાખી આપવો (૫) વાવડીંગ, હળદર, જેઠીમધ, સુંઠ અને ગોખરૂનો કાઢો મધમા આપવો તે દુસ્તર પ્રમેહનો પણ નાશ કરશે (૬) બોળઆવળી, તજ, એલચીદાણા, તમાલપત્ર, કંકોળ ૨૦ અને મરી એકત્ર વાટી ખાવા, એટલે અસાધ્ય પ્રમેહનો પણ નાશ થશે (૭) નિર્મળીનાં બિયા અર્ધો તોલો છાશમા વાટી પાવા (૮) બકમ લીમડીની ડાંખળીઓ ચોખાના ધોવરામણમા વાટી ઘી નાખી ખાવી, એટલે પ્રમેહનો ત્વરિત નાશ થશે (૯) ગરમાળા અથવા શમીના કુમળાં પાન, થોડું જીરૂ બારિક વાટી ગાયના ચોખ્ખા દૂધમા મેળવી, તેમા ૧ તોલો ખડીસાકર નાખી સવારસાંજ આપવાં (૧૦) કબાબચીની ૧ તોલો લઇ કાઢો કરી તેમા ચંદનના તેલનાં ચાર ટીપાં નાખી તે આપવો (૧૧) વંશલોચન ૧ તોલો, અને એલચીદાણા ૧ તોલો, કંકોળ ૧ તોલો, ધોળો કાથો ૧ તોલો અને માયફળ ૧ તોલો લઇ, ચૂર્ણ કરી તે ચૂર્ણ પલળે એટલુ તેમા સુખડનું તેલ નાખી, નાની બોર જેવડી ગોળીઓ કરવી પછી તે ગોળી સવાર સાંજ ૪ તોલા ઠંડા પાણીમા મેળવી તેમ ખડીસાકર અર્ધો તોલો નાખી તે પાણી પાવુ એ ઔષધથી પ્રદર પણ જાય છે. (૧૨) ત્રિફળાનુ ચૂર્ણ ૩ ભાગ, હળદરનું ચૂર્ણ ૧ ભાગ અને ખડીસાકર ૩ ભાગ, એ સઘળુ મધમા આપવુ, એટલે સાત દિવસમા દુસ્તર પ્રમેહનો પણ નાશ થાય છે (૧૩) નવટાંક ઘઉં રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે વાટી વસ્ત્રગાળ કરી તે પાણીમા ૧ તોલો ખડીસાકર નાખી તે ૭ દિવસ આપવુ **પ્રમેહ પિટકા:**—પ્રમેહની ઉપેક્ષાએ ફોડકી થાય છે તે સર્વ સંધિના ઠેકાણે થાય છે તૃષ્ણા શ્વાસ, માંસનો સંકોચ મોહ, હેડકી, મદ, વિસર્પ, મર્મસંરોધ (મર્મસ્થાનની પીડા) એ પિટકાના ઉપદ્રવ જાણવા **પ્રમેહ પિટકા ઉપર ઉપચાર:**—(૧) ઉંબરાના દૂધનો લેપ કરવો (૨) આવળો વાટી લેપ કરવો (૩) વ્રણ ઉપરની ચિકિત્સા કરવી

**પથ્ય:**—ચોખા, જવ, સામો મઠ, ઘઉં, કુળિત્થ, મગ, તુવર અને ચણાની દાળ, સરગવો, પડોળા, લસણ **અપથ્ય:**—મૂત્રવેગનો અવરોધ ધૂમ્રપાન, દિવાનિદ્રા, મૈથુન, પાન, મિષ્ટાન્ન, તેલ, છાશ, ગળપણ, દુધી, કોળુ, શેલડી, ખાટા અને ખારા પદાર્થ.

## ૩૩—બાલરોગ.

**કારણ:**—માતાનું જડાન્નાદિ ભક્ષણ, વિષમાશન અને દોષકારક અન્નભક્ષણે કરી દેહમા પ્રકોપ થઇ શરીર ઉપરનું દૂધ વિકૃત થાય છે તે કારણોએ બાળકને વ્યાધિ ઉત્પન્ન થાય છે, તેમજ માતપિતાનાં ઉત્પત્તિ સ્થાનો વ્યથિત હોય, બાળકોનો અનિયમિત આહાર ઘણીજ વખત ઉઘાડવુ, ઘણીજ વખત પાણી પાવુ, ગરમીમા બહાર લઇ જવુ, દુગ્ધાદિ પદાર્થ ઉઘાડા રાખવાથી વિકૃત થએના એવા પેય પાવા વગેરે કારણોએ બાળરોગ ઉત્પન્ન થાય છે દૂધ પીનારા, દૂધ અને અન્ન ખાનારા, અને કેવળ અન્ન ખાનારાં એવાં ત્રણ પ્રકારનાં બાળકો હોય છે તે અન્ન અને દૂધ દુષ્ટ ન હોય તો બાળક નિરોગી હોય છે દંતોદ્ભવ એ સર્વ બાળરોગોનુ કારણ છે પરંતુ તેના ઠેકાણે વિશેષ કરી જ્વર વિડ્ભેદ, કુથલ, ઉલટી, કપાળ દુખવુ, અભિષ્યંદ શોથ અને વિસર્પ એ ઉપદ્રવ થાય છે

**બાળકોની અંતર્ગત વેદના જાણવાનો ઉપાય:**—બાળકના રડવા ઉપરથી તેની કમી જાસ્તી પીડા સમજવી તે બાળક વારવાર જે ઠેકાણે હાથ હલાવે તે ઠેકાણે અને જ્યા આપણને હાથ અડકાડવા

ઉપચારઃ—( ૧ ) દાંત આવવાની વખતે ધાવડીનાં ફૂલ, પીંપર અને આમળાના રસમાં મધ નાંખી દાંતના માંસવાળા ભાગને ચોળવું. એટલે બાળકને દંતપીડા થતી નથી. (૨) દાંતની પીડા ઘણી થઇ હોય તો ધોળી નિર્ગુંડીનાં પૂર્વ બાજુનાં મૂળીઆં લાવી ગળામાં બાંધવાં એટલે દાંત સંબંધી ઉપદ્રવ, ફુરંડ; તથા એક અંડ ઉતરે છે તેનો નાશ થાય છે. **બાળકના તાવ ઉપર ઉપચારઃ**—(૧) પદ્મકાષ્ટ, કડવો લીમડો, ધાણા, ગળો અને રક્તચંદનનો કાઢો બાળકને તથા તેની માતાને આપવો એટલે સર્વ પ્રકારના તાવનો નાશ થાય છે. ( ૨ ) જેઠીમધ, વંશલોચન, ધાણી, અને રસાંજનનો લેહ બાળકોને આપવો. તે સર્વ જ્વરનો નાશ કરે છે. ( ૩ ) નાગરમોથ, પિત્તપાપડો, વાળો, કાળો વાળો અને પદ્મકાષ્ઠનો કાઢો ઠંડો થયા પછી આપવો. તે દાહ, ઉલટી તથા જ્વરનો નાશ કરે છે. (૪) ભદ્રમોથ, હરીતકી, કડવો લીમડો, કડવાં પંડોળાં, અને જેઠીમધનો મંદોષ્ણ કાઢો આપવો. તે બાળકના નિઃશેષ જ્વરનો નાશ કરે છે. (૫) દશમૂળનો કાઢો કરી તેમાં પીપરનું ચૂર્ણ નાંખી આપવો; તે મોહ ઝાંપડ તથા સાન્નપાત જ્વરનો નાશ કરે છે. (૬) નાગરમોથ, રક્તચંદન, અરડુસો, સુંઠ, જેઠીમધ અને ગળોનો કાઢો—પિત્ત, તૃષા, દાહ તથા જ્વરનો નાશ કરે છે. (૭) અરડુસો, પિત્તપાપડો, વાળો, કડવો લીમડો તથા કરીઆતુનો કાઢો આપવો; તે ઉલટી, દમ, ઉધરસ, પિત્ત અને જ્વરનો નાશ કરે છે. (૮) પીંપરનું ચૂર્ણ મધમાં આપવું; એટલે જ્વર, દમ, ઉધરસ, કમળો તથા અગ્નિમાંદ્યનો નાશ થાય છે. **બાળકના અતિસાર ઉપર ઉપચારઃ**—(૧) પીંપર, મજીઠ, કાકડાશિંગી, અને નાગરમોથનું ચૂર્ણ મધમાં આપવું. એટલે જ્વર, ઉધરસ, ઉલટી અને અતિસારનો નાશ થાય છે. (૨) દાડમપાક આપવો. (૩) કડાનાં મૂળીઆંના ઉપરની છાલ છાશમાં વાટી હીંગ નાંખી આપવી. (૪) કડાપાક આપવો એટલે સંગ્રહણી અને અતિસારનો નાશ થાય છે. (૫) ધાણી, સિંધવ તથા આંબાની ગોટલીનું સમભાગ ચૂર્ણ મધમાં આપવું. તે ઉલટી અને અતિસારનો નાશ કરે છે. (૬) પીંપર, રસાંજન અને આંબાની ગોટલીનું ચૂર્ણ મધમાં આપવું. તે ઉલટી તથા અતિસારનો નાશ કરે છે. (૭) ધાવડીનાં ફૂલ, બીલાં, ધાણા, લોધ્ર, ઇંદ્રજવ અને વાળાનું ચૂર્ણ મધમાં આપવું. તે જ્વર અને અતિસારનો નાશ કરે છે. (૮) લોધ્ર, પીંપર અને વાળાનું ચૂર્ણ આપવું. (૯) વાવડીંગ, અજમોદ અને પીંપરના તાંદુળનું ચૂર્ણ ગરમ પાણીમાં આમાતિસાર ઉપર આપવું. (૧૦) સુંઠ, અતિવિષ, નાગરમોથ, વાળો, તથા ઇંદ્રજવનો કાઢો સર્વાતિસારનો નાશ કરે છે. ( ૧૧ ) વાળો, સાકર અને મધ, એ ચોખાના ધોવરામણમાં આપવું એટલે રક્તાતિસાર, ઉધરસ, દમ અને ઉલટીનો નાશ કરે છે. **બાળકોને આપવાના સૂક્ષ્મ રેચઃ**—( ૧ ) સોનામુખીનો ( મેંઢીઆવળનો ) કાઢો ગોળ નાંખી શકિત પ્રમાણે આપવો. (૨) સુરવારી હરડે, ગરમ પાણીમાં ઘસી પાવી. (૩) રેવંચીનો શિરો ચણોઠીભાર અથવા બે ચણોઠીભાર મધમાં અથવા ગોળમાં આપવો. ( ૪ ) ગુલાબ કળી, બાળહરડે અને સોનામુખીનો કાઢો આપવો. (૫) એરંડા અને ઉંદરની લીંડીઓનું ચૂર્ણ લીંબુના રસમાં ખરલ કરી ગુદા અને નાભિ ઉપર લેપ કરવો. **બાળકોની સંગ્રહણી ઉપર ઉપચારઃ**—(૧) અજમો, જીરૂં, મરી, પીંપર, ઇંદ્રજવ અને સુંઠનું ચૂર્ણ મધમાં આપવું. (૨) પીંપર, ભાંગ તથા સુંઠનું ચૂર્ણ મધમાં આપવું. (૩) પીંપર, સુંઠ, બીલાં, નાગરમોથ તથા અજમાનું ચૂર્ણ મધ અને ઘીમાં આપવું. (૪) સુંઠ અને બીલાનું ચૂર્ણ ગોળમાં આપવું, એથી ત્રિદોષ સંગ્રહણીનો નાશ થાય છે. (૫) નાગરમોથ, અતિવિષ, બીલાં અને ઇંદ્રજવનું ચૂર્ણ મધમાં આપવું. **બાળકોના શ્વાસ કાસ ઉપર ઉપચારઃ**—(૧) ધાણા અને ખડીસાકર ચોખાના ધોવરામણમાં આપવું. (૨) ધમાસો, પીંપર, દ્રાક્ષ, અને હરીતકીનું ચૂર્ણ મધમાં આપવું. (૩) પીંપર, ધમાસો, દ્રાક્ષ, કાકડાશિંગી, અને ટાકળાનું ચૂર્ણ, મધ અને ઘીમાં આપવું; એ શ્વાસ, કાસ અને જ્વરનો નાશ કરે છે. (૪) કાકડાશિંગી, નાગરમોથ તથા અતિવિષનું ચૂર્ણ મધમાં આપવું; તે ઉધરસ, જ્વર, અને ઉલટીનો નાશ કરે છે. (૫) વંશલોચનનું ચૂર્ણ મધમાં આપવું. (૬) અતિવિષનું ચૂર્ણ મધમાં આપવું. એટલે તે શ્વાસ, કાસ, જ્વર, ઉલટી અને સૂતિકારોગનો નાશ કરે છે. (૭) ધોળા અરડુસાનાં પાન ચોખ્ખા કપડામાં વીંટાળી અંગારામાં શેકી રસ કાઢવો અને તેમાં મધ, પીંપર અને તેલીઆ ટંકણખારની [illegible] નાંખી ચાટણ આપવું. ( ૮ ) અરડુસો, સુંઠ, રીંગણી અને ગળોનો

અથવા મધ અને ઘીમા આપવી (૫) મરી પાણીમા ઉકાળી તેમા સાકર નાખી તે પાણી આપ. **તાળવું પડે છે તે ઉપર ઉપચાર:**—(૧) હરીતકી, વજ અને કુપનેટનો કલ્ક કરી મધ નાખ તે માતાના દૂધમા પાવુ (૨) સાગરશિંગ ગાયના દૂધમા કિંવા ઘીમા ઘસી તાળવા ઉપર લેપ કરવો અને ગાયના દૂધમા સામરશિંગ ઘસી પાવુ (૩) વજ અને જાયફળ દૂધમા અગર ઘીમા ઘસી તાળવા ઉપર લેપ કરવો તથા સામરશિંગ દૂધમા ઘસી પાવુ (૪) વાસનવેલ અગર પડળીના વેલાના પાન બારિક વાટી પેડી કરી તે તાળવા ઉપર લગાવવી (૫) કડના કારેલા અને આમાહળદરનું ચૂર્ણ માખણમા મેળવી તેની પેડી તાળવા ઉપર લગાવવી અને ઉપર એરંડાના પાન ૩ દિવસ નાખવ (૬) કારીવણાના પાનનો અથવા ડુંગળીનો રસ કાઢી તેમા જીરાની ભૂકી અને ખડીસાકર નાખી તે પાવો (૭) ડુંગળી શેકી વાટી તેનો લેપ કરવો, અને સાંજે તે કાઢી તાળવા ઉપર ગાયનું ઘી ચોપડવુ (૮) જવખાર અને મધ આંગળીપર લઈ તાળવા ઉપર ચોળવુ **ધાંનરા ઉપર ઉપચાર**—(૧) રાતી કરેણના ફૂલ તથા ચોખા અને તેના સમભાગ વજ લઇ રાત્રે ઠંડા પાણીમા ભીંજવી રાખી, તે વાસણ ઝાકળમા ઉઘાડુ રાખવુ સવારે વાટી તેનો લેપ કરવો (૨) ઘોળી ચણોઠીનાં પાન વાટી તેનો લેપ કરવો (૩) ગુલાબનુ મૂળીયુ પાણીમા ઘસી લેપ કરવો (૪) સાગના પાન અને કામળાના કકડાની રાખ કરી તેલમા ખરલ કરી ચોપડવી (૫) ગોપીચંદન ઘસી ચોપડવુ **સસણી ઉપર ઉપચાર**—(૧) સુરવારી હરડે, બહેડા અને જેઠીમધ, એ ઉષ્ણોદકમા ઘસી તેમા લગાર સિંધવ અને મધ નાખી તે ચટાડવુ (૨) નાગરવેલના પાકેલા પાનને એરંડતેલ ચોપડી તે પેટ ઉપર મૂકી પેટ શેકવુ (૩) ગોળીમા ચણાની દાળ કરતા પણ કમી પાપડખાર અથવા સાજીખાર નાખી તેમા થોડુ માતાનુ દૂધ નાખી પાઇ દેવુ તેથી ઉતરી ઘશે (૪) ગોરોચન અને હળદર નાગરવેલના પાનના રસમા આપવી (૫) પાન સાથે કડુ, જીરુ, અને હળદર નાખી રસ કાઢી આપવો (૬) કારેલીના પાનનો રસ કાઢી તેમા હળદર નાખી તે રસ પાવો (૭) ગરમાળાના મિયા નાગરવેલના પાનના રસમા, દૂધમા અગર પાણીમા ઘસી પાઈ દેવા (૮) સતાપાના પાનનો રસ મધ નાખી આપવો (૯) ગોમૂત્ર એક બે વખત ગાળી હળદર નાખી પાઈ દેવુ (૧૦) ડીકામાલી, રેવચીનો શિરો અને એળીઓ ગરમ પાણીમા વાટી ડુંગી છોડી પેટ ઉપર લેપ કરવો **આકડી ઉપર ઉપચાર:**—(૧) ધોળી ડુંગળી લગારેક ચીરી નાકમા ધરી રાખવી, અને સુંઘાડવી (૨) ગુલાબજળ તાળવા સિવાય સર્વ મસ્તકે, નાક આગળ અને કપાળ ઉપર તથા આંખો ઉપર ચોપડવુ. (૩) સુરવારી હરડે ઠંડા પાણીમા ઘસી, હૈયાને, જીભ નીચે અને લગારેક જીભને પણ ચોપડવુ એ- ળાથી ઉપશમ ન થાય તો હરડે, આવળકંઠી તથા ખડીસાકર ઘસી અંજન કરવુ તથા કાઢાનો ઉપાય આસ્તે આસ્તે ચાલુ રાખવો **ભાર ઉપર ઉપચાર:**—(૧) કડુ, ઇંદ્રાવન બે ઘેટાના મૂત્રમા બાફી તે મૂત્ર સુદ્ધાં ખરલ કરી પછી તે વાનમર લેઇ એક ચણોઠીભાર સચોરો અથવા સચળની ભૂકી સાથે મધમાં આપવા (૨) ગોમૂત્રમા સાકર તથા મીઠુ સમભાગ નાખી તે પાવુ. (૩) આગાઓળ અને ડિકામાળી એકત્ર કરી પાવી (૪) કસ્તુરતી અથવા પારેવાની હગાર મધમા ચટાડવી (૫) તોલાભાર પાપડખાર, એક મોહુ વતાક કનાઇના વાસણમા બાફી તેનો ગૌમૂત્રમાં ખરલ કરી તેમાંથી બે વાલ લઇ પાણીમા પાવુ (૬) બેઠી ભોંયરીંગણી અને ઉભી ભોંયરીંગણીના કાઢામાં તોલાભાર પાપડખાર ખરલ કરી બેએક આમળી ચગડવુ (૭) કડવી પ્રડોળીના મૂળીઆં પેટીના દૂધમા ઘસી મધ્ય રાત્રે પાવા (૮) જમની શેનડીનો રસ થોડા દૂધમા પાવો (૯) સૂર્ય કમળના ફૂલનો રસ દશ ટીપા શાસ્ત્ર અનુસાર દૂધમા આપવા (૧૦) ખેરેતીની છાલ અને નાગાખેરેતી કાચલી ગોમૂત્રમા ઘસી દરરોજ બે વખત શક્તિ પ્રમાણે ૨૧ દિવસ આપવી (૧૧) ખેરેતીની છાલ, ચિત્રકના મૂળીઆ અને અરેંડાના મૂળીઆ, ગોમૂત્રમા ઘસી આપવા ઉતાર દર્શી અને બાળ કવચુ ઉપર ઉપચાર:—ભાર ઉપરના ઉપચાર કરવા **ઉત્કુલિકા રોગ ઉપર ઉપચાર:**—(૧) જળો લગાડી રક્ત કઢાવવુ અને કરંટાવી, સુંઠ, નાગરમોથ, કકોળ તથા અતિવિષનું ચૂર્ણ માતાને પાવુ એટલે દુગ્ધદોષનુ નિવારણુ થાય છે (૨) પેટ શેકવુ અને બીલીનાં મૂળીઆં નાગરમોથ, પડાળમૂળ, જીરાં, બેઠી ભોંયરીંગણી તથા ઉભી ભોંયરીંગણીનો કાઢો ગોળ નાખી પાઇ દેવો **દંતોદ્ભવ ઉપર**

પાનમાં ચમચાભર અજમો, અર્ધી મુઠી વરીઆળી, થોડી હરીતકી અને થોડો સંચળ નાંખી પાન સારી પેઠે ચાવી, સર્વે જણુસોનું એકરૂપ થયા પછી તે રસ હથેળીમાં કહાડી બે ત્રણ ચાંગળાં પાવો. આ કોગળા આઠ દશ દિવસે આપવાનો ક્રમ રાખવો; એટલે કફવાતજન્ય વગેરે વિકાર થઈ શકતા નથી. **મૂત્રકૃચ્છૂ ઉપર ઉપચાર:**—(૧) ગાયના દૂધમાં ગોળ નાંખી તે ગરમ કરી આપવો. (૨) એરંડતેલમાં કિંવા ગોમૂત્રમાં દૂધ નાંખી તેમાં ગુગળ નાંખી તે પાવું; એટલે મૂત્રરોગ અને વાતરોગનો નાશ થાય છે. **મૂત્રનિગ્રહ ઉપર ઉપચાર:**—પીંપર, સુંઠ, મરી, એલચીદાણા અને સિંધવનું ચૂર્ણ કરી તેનો સાકરના પાકમાં લેહ કરી આપવો. **ગંડમાળ ઉપર ઉપચાર:**—(૧) વછનાગ અને ખડીસાકરનો ગોમૂત્રમાં લેપ કરવો. (૨) વગડાઉ કપાસનાં મૂળીઆં ચોખામાં મેળવી તેનો લોટ કરી રોટલી કરી ખાવી. **અપસ્માર અને ઉન્માદ ઉપર ઉપચાર:**—(૧) શિરસ વૃક્ષ અને કરંજનાં બિયાં ઘસી આંખોમાં આંજવાં; એટલે ઉન્માદ, અપસ્માર અને અપતંત્રકનો નાશ થાય છે. (૨) કોળાના રસમાં જેઠીમધનું ચૂર્ણ નાંખી તે સાત દિવસ પ્રાશન કરવું. (૩) ગાયનું ઘી, દૂધ, દહીં અને છાણના રસમાં ઘી સિદ્ધ કરી આપવું; એટલે અપસ્માર, ઉન્માદ અને **ચાતુર્થિક** જ્વરનો પણ નાશ થાય છે. **મૂર્ચ્છા ઉપર ઉપચાર:**—(૧) ખીલાનો ગર, પદ્મકાષ્ઠ, વાળો, ચંદન અને નાગકેસરનું ચૂર્ણ મધમાં આપવું. (૨) દ્રાક્ષ અને આંમળાં બાફીને વાટવાં તથા મધમાં આપવાં એટલે સંપૂર્ણ દોષથી થએલી જ્વરયુક્ત મૂર્ચ્છા પણ દૂર થાય છે. (૩) ધમાસાનો કાઢો ગાયનું ઘી નાંખી પાવો. **દાહ ઉપર ઉપચાર:**—(૧) પદ્મકાષ્ઠ; ચંદન અને વાળાનું ચૂર્ણ દૂધમાં આપવું. (૨) કપૂર, ચંદન, વાળો અને કાયફળનું ચૂર્ણ શરીરે લગાવી પછી પલ્લવ ( પાન ) ના બિછાના ઉપર ઉંઘવું. **શીતળા ઉપર ઉપચાર:**—( ૧ ) ઘેટીનું દૂધ પાવું. કિંવા તુળસીના પાનનું ભક્ષણ કરાવવું. (૨) રક્તચંદન, અરડુસો, નાગરમોથ, ગળો અને દ્રાક્ષનો કાઢો ઠંડો કરી આપવો. (૩) કડવા લીમડાની છાલનો હિમ કરી આપવો, તેથી કરી અંતર્દાહક જ્વર, જીર્ણજ્વર, શીતળાના યોગે શરીરમાં ભરેલી કડકી દૂર થાય છે. **બાળકો માટી ખાઇ રોગી થાય છે તે ઉપર ઉપચાર:**—માટીના બદલે સોનાગેરૂ ખાવા આપવો; એટલે રેચ થઇ માટી ખાવાથી થએલા વિકાર દૂર થાય છે. **બાળ ઘુંટી ઉપર ઉપચાર:**—સુરવારી હરડે, બહેડાં, અતિવિષ, નાગરમોથ, ઈંદ્રજવનો એક દાણો, વાવડીંગના ત્રણ દાણા, અક્કલકરો, જેઠીમધ, એ ઔષધો અરધી મુઠી, વરીઆળી અને સુવા ચમચાભાર, એ સર્વ લઇ અધકચરાં કુટી, કઢવી તે પાણીમાં ઉપલી જણસો ઘસી તેમાં થોડો સિંધવ અને મધ નાંખી તે ચાંગળાભર પાઇ દેવું. એ પ્રમાણે બાળક એક મહિનાનું થયા પછી નિત્ય ચાલુ રાખવું. બાળક છ મહિનાનું થયા પછી ઘુંટડો બે અઢી ચાંગળાં પર્યંત વધારવો. નાના બાળકને ખારેક ઘસી પાવી નહિ. કારણ કે તેથી પેટમાં જાળું બંધાય છે અને કોઠામાં ગરમી થાય છે.

## ૩૪—ભગંદર રોગ.

**કારણ:**—મૂળવ્યાધિનું પરિણામ, ગરમી ભરેલી છતાં તેના ઉપશમાર્થે અતિ દુઃસહ ઔષધો સેવવાથી, તીખા પદાર્થોના અતિ ભક્ષણથી અને આત જાગવાથી ભગંદર રોગ થાય છે.

**લક્ષણ:**—ગુદાથી બે આંગળ ઉપર, વૃષણથી બે આંગળ પાછળ, પીડા કરનારી એવી ફોલ્લી ઉત્પન્ન થઇ ફુટી; ગુદા, બસ્તિ અને ભગનું વિદારણ કરે છે. કમ્મરના કપાલાસ્થિને ટોંચતી લાગે, આગ થાય, કંડૂ છુટે, સણુકા લાગે; એ લક્ષણો ભગંદર થવાનું હોય ત્યારે થાય છે.

**ઉપચાર:**—(૧) સોનાની સળી તપાવી છિદ્ર મોટું કરવું; પછી અગ્નિવ્રણ ઉપરના ઉપચાર કરવા. (૨) ખેર, હરડે, બહેડાં અને આવળકંટીનો કાઢો ભેંસનું ઘી અને વાવડીંગનું ચૂર્ણ નાખી આપવો. (૩) ચિત્રક, રૂ, તેડ, પહાડમૂળ, બાવચી, કરેણ, નિવડુંગ, વેખંડ, કળલાવી, હરતાળ, સાજીખાર અને માલકાંકણી, એ ઔષધો નાંખી તેલ કઢવવું, એને **સ્પંદન** તૈલ કહે છે. તે ભગંદર ઉપર ચોપડવું. એ શોધન, રોપણ અને વ્રણઘ્ન છે. (૪) હળદર, કપાસનું દૂધ, સિંધવ, ચિત્રક, ઉન્હાળી, મજીઠ અને કડોમાં સિદ્ધ કરેલું તેલ ભગંદરનાશક છે. એને નિશાદ્ય તૈલ કહે છે. (૫) **કરવીર તૈલ:**—ધોળી

કાઢો મધ નાખી આપવો **ઉચકી ઉપર ઉપચાર:**—(૧) સોનાગેરૂનુ ચૂર્ણ મધમા આપવુ (૨ પીંપર અને રેણુકબીજના કાઢામા હીંગ અને મધ નાખી આપવુ (૩) કુગળીનુ ચૂર્ણ મધમા આપ[illegible] તે ઉચકી અને ઘણા દિવસની ઉલટીનો પણ નાશ કરે છે. **ઉલટી ઉપર ઉપચાર:**—(૧) હરીત ચૂર્ણ મધમા આપવુ (૨) પીંપળાની છાલની રાખ પાણીમા નાખી ને પાવી (૩) આમાની ગોટલ ધાણી અને સિંધવનુ ચૂર્ણ મધમા આપવુ દૂધ પી ઉલટી કરનારા બાળકને પીંપર, પીંપળીમૂળ ચવક ચિત્રક અને સુંઠ, એ પંચકોલનુ ચૂર્ણ મધમાં આપવુ (૪) મહાળુંગ (બીજોરા) ના મૂળીઆં દૂધમ ઘસી પાવા (૫) બાળ આંબો, જેઠીમધ અને પીંપર, મધમા ઘસી ચાટણુ આપવુ **તૃષા** (તરસ) **ઉપર ઉપચાર:**—(૧) પીંપર, જેઠીમધ અને આંબાના પાનનુ ચૂર્ણ મધમા આપવુ (૨) કાળી દ્રાક્ષ અને જેઠીમધનો કાઢો આપવો. **આનાહ વાયુ ઉપર ઉપચાર**—(૧) સિંધવ સુંઠ, એલચ અને ભારંગમૂળનુ ચૂર્ણ ઘીમા આપવુ તે આનાહ અને વાતશૂળનો નાશ કરે છે **રડતા બાળકને માટે:**—ત્રિફળા અને પીંપરનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. **બાળકની ક્ષીણતા ઉપર ઉપચાર:**—(૧) ભોંયકોળુ, ઘઉ અને જવનુ ચૂર્ણ કરી તેમા ઘી નાખી આપવુ. અને પછીથી લાગલુંજ દૂધ સાકર અને મધ નાંખી આપવુ (૨) ઉંબરફળ (ઉંબરા)નું ચૂર્ણ ઉપરેટ અને વજનુ ચૂર્ણ મધ અને ઘીમાં, કિંવા કાવળી શંખપુષ્પી તથા ઉંમરાનુ ચૂર્ણ મધ અને ઘી નાખી આપવુ, અથવા અર્કપુષ્પી ને ઉંમ રાનુ ચૂર્ણ કાયફળ અને ધોળી ઘરોનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ એ ચાર પ્રાશ્ય બાળકનો દેહ, બુદ્ધિ, બળ તથા પુષ્ટિને વધારે છે (૩) આસગંધનો કલ્ક ૧ ભાગ તથા દૂધ આઠ ભાગ એમાં ઘી નાખી પચન કરી ને બાળકને આપવુ એટલે પુષ્ટિ કરે છે તથા બળને વધારે છે **સોજા ઉપર ઉપચાર:**—નાગરમોથ, કોળાના બિયા, દેવદાર અને ઇંદ્રજવનો પાણીમાં વાટી લેપ કરવો (૨) સાટોડીના મૂળીઆ વાટી લેપ કરવો (૩) ડુંટીને સોજો આવ્યો હોય તો માટીનુ ઢેફુ તપાવી તે ઉપર દૂધ નાખવુ અને ગરમ હોય તેણે નાભિપર શેક કરવો **નાભિપાક ઉપર ઉપચાર:**—(૧) હળદર, લોધ્ર, ગહુલા અને જેઠીમધના કાઢામા તેલ સિદ્ધ કરી તે ઉપર ચોપડવુ અને એનુજ ચૂર્ણ કરી તે ઉપર નાખવુ (૨) બકરીની લીંડીઓ દૂધમા વાટી લેપ કરવો (૩) તજ તથા ચંદન અથવા ક્ષીરવૃક્ષનુ ચૂર્ણ ઉપર નાખવુ **ગુદાપાક ઉપર ઉપચાર:**—(૧) પિત્તનાશક ક્રિયા કરવી બાળકોને વિશેષે કરી પ્રાશન અને લેપન એ વિષયમા રસાંજન હિતકારક છે (૨) શંખ, જેઠીમધ અને રસાંજનનુ ચૂર્ણ ઉપર ચોપડવુ **ક્ષત, ફોલ્લા ઈત્યાદિકો ઉપર ઉપચાર:**—કડવા પડોળ, ત્રિફળા, કડવા લીમડાની છાલ અને હળદરનો કાઢો આપવો, એટલે ક્ષત, ફોલ્લા અને જ્વર શાંત થાય છે (૨) પીંપળાની છાલ, રક્તચંદન (રતાંજળી) અથવા રેવચીનુ લાકડુ પાણીમા ઘસી લેપ કરવો **ખસ ઉપર ઉપચાર:**—(૧) ધમાસ, હળદર, ઉપલેટ, રાઇ અને ઇંદ્રજવ, એ છાશમા વાટી લેપ કરવો તે શિબી, ખસ અને કોઢનો નાશ કરે છે (૨) ગંધક અને કપૂર કોપરેલમા ખરલ કરી લેપ કરવો (૩) રેચ આપવો **મુખપાક ઉપર ઉપચાર:**—(૧) જાઇના પાન, દૂધ, દ્રાક્ષ, પડાકમૂળ અને ત્રિફળાના કાઢાએ ગલફોરા ભરવા (૨) પીંપળાની છાલ અને પાનના ચૂર્ણનો લેપ કરવો (૩) તપખીર લગાડવી **ઉંદરી ઉપર ઉપચાર:**—(૧) શમીના પાન ગાયના દહીંમાં વાટી લેપ કરવો (૨) ચોખાના દાણા ધરોના રસમા વાટી લેપ કરવો (૩) કપીલો અગર સોનાગેરૂ દહીંમા વાટી લેપ કરવો (૪) ગોપીચંદન ઘસી ચોપડવુ **માથા ઉપર ફોલ્લીઓ થઇ આવે છે તે ઉપર ઉપચાર:**—(૧) ચંદન અને અગર, ગુલાબજળમા વાટી લેપ કરવો (૨) ગોપીચંદનનો લેપ કરવો (૩) સોનાગેરૂ, રક્તચંદન, (રતાંજળી) અને ગુલેઅરમાનીનો ઠંડા પાણીમા અથવા ગુલાબજળમાં વાટી લેપ કરવો એનાથી ઉંદરી પણ જાય છે **અળાઈઓ ઉપર ઉપચાર**—(૧) ચંદન, ધાણા, અને વાળાનો ગુલાબજળમા લેપ કરવો (૨) આવળફટી, ધાણા, વાળો અને નાગરમોથનો લેપ કરવો (૩) ચણાનો લોટ ઠંડા પાણીમા મેળવી ચોપડવો અને સુકાયા પછી સ્નાન કરવુ **પેટદુખી (પીડ) ઉપર ઉપચાર:**—(૧) એક લીંબુ ચીરી તેની એક ફાડ ઉપર ડિકામાળી ભરી બીજી ફાડનો રસ તે ઉપર નીચોવી ડિકામાળી ભરેલી ફાડ અંગારાપર રાખી ખદખદાવવી, પછી કાઢી લઇ ચૂસાડવી, એટલે પીડ બંધ થાય છે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને કોઠો શુદ્ધ થાય છે **બાળકને ઢેગળા:**—

એટલે દાંતમાંથી લોહી અને પરૂ વહે છે તે બંધ થઇ હાલનારા દાંત ધટ્ટ થાય છે. (૩) અરણીનો રસ અને મધ દાંતે ઘસવું; એટલે રક્તવિકાર બંધ થાય છે. (૪) તુવેરની દાળ, ભિલામો, અને અરણીનાં મૂળીઆંને માટલામાં નાંખી રાખ કરી દાંતે લગાડતા રહેવાથી દંતરોગ દૂર થાય છે. (૫) લોહચૂર, એલચીદાણા, હિરાકસી અને માયફળનું ચૂર્ણ કરી રોજ દાંતે ઘસવું. એથી કરી સર્વ દંતરોગ શમે છે. (૬) ગોગલી એરંડાના તાજા દાતણે દાંત ઘસવા અને તેનો રસ દાંતે ચોપડવો. (૭) જીરૂં, મીઠું, હરડે અને સાંવરીના કાંટાના ચૂર્ણવડે દંત ઘસવા; એટલે દંતમૂળના ક્ષતો, ચીરા પડે છે તે, સણકા, રક્તસ્રાવ, દાંત હાલવા અને સોજાનો નાશ થાય છે. (૮) પીંપર, સિંધવ અને જીરાનું ચૂર્ણ દંતમૂળને ઘસવું. (૯) ફટકડીની ભૂકી, મધ ને ઘીમાં કાલવી ચોપડવી; એટલે રક્ત બંધ થાય છે, અને મુખપાક દૂર થાય છે. (૧૦) જાઇનાં પાન, મીંઢળ, ગોખરૂ, વહેકળ, ગજીઠ, લોધ્ર, ખેરની છાલ અને જેઠીમધનો કાઢો કરી તેમાં તેલ નાંખી પચન કરવું અને તે લગાવવું; તે દંત નાડીનો નાશ કરે છે. (૧૧) ગળો પાણીમાં વાટી તેમાં આકડાનું દૂધ નાખી કઢવવી; તેણે કરી દાંત ઘસવા એટલે હાલનારા દાંત ધટ્ટ થાય છે. (૧૨) જાઇનાં પાન, સાટોડી, ગજપીંપળી, કાંટાસરી અને વેખંડ, સુંઠ, અજમો, હરડે અને તલનું ચૂર્ણ મ્હોમાં રાખવાથી, દુર્ગંધ, દાંતના સણકા, દાંત હાલવા, વ્રણ, સોજો, કંડૂ, અને કૃમિનો નાશ થાય છે. **દંતકૃમિ ઉપર ઉપચાર:—** (૧) કપૂર અને સેકેલી હીંગ દાઢની નીચે રાખવી. (૨) અરણીનાં પાન અથવા મૂળીઆં ચાવવાં. (૩) અક્કલકરો દાઢમાં રાખવો એટલે દંતશૂળ બંધ થાય છે. (૪) સુંઠ ૧ ભાગ અને કુલાવેલી ફટકડી ૨ ભાગ લઇ એકત્ર કરી તે ૨–૩ વખત ચોપડવી; એટલે દંતશૂળ તુરત બંધ થઈ જાય છે. (૫) રીંગણીનાં સુકાયલાં ફળ અંગારાપર નાંખી તે ઉપર નળીવાળું ઢાંકણુ મૂકી નળી વડે મ્હોંમાં ધૂણી આપવી. એટલે કૃમિ દૂર થાય છે. કાનમાં પણ આ ધૂણી આપવાથી કર્ણકૃમિ દૂર થાય છે. (૬) લીલી નગોડ, કાકજંઘા (કાંગ કિંવા કાવળી) અને કડવી તુમડી, એ દરેકનાં મૂળીઆંનું ચૂર્ણ કરી દાંતમાં રાખવું; એટલે કૃમિને પાડી નાખે છે. (૭) ધોળી ઉપરસાળનાં પાન વાટી ગોળી કરી દાંતમાં રાખવી; એટલે કૃમિ પડી દાંત ધટ્ટ થાય છે. (૮) હિરાકસી, હીંગ, ફટકડી અને દેવદાર, પાણીમાં વાટી ગોળી કરી દાંતમાં રાખવી. એટલે કૃમિજ દંતશૂળનો નાશ થાય છે. **દાંત બળવાન થવા માટે ઉપચાર:–** (૧) બકુલીની અંતરછાલ રોજ ચાવવી, એટલે દાંત ધટ્ટ થાય છે. (૨) બદામનાં છોડીઆં બાળી તેણે દાંત ઘસવા. (૩) નાગરમોથ, હરડે, સુંઠ, મરી, પીંપર, વાવડીંગ અને કડવા લીંમડાનાં પાન, એ ગોમૂત્રમાં વાટી ગોળી કરી છાયામાં સૂકવી, તે રાત્રે મ્હોંમાં રાખી ઉંઘવું, એટલે દાંત વજ્રતુલ્ય ધટ્ટ થાય છે. **કંઠરોગ (ગલરોગ) ઉપર ઉપચાર:—**(૧) જવખાર, તેજબળ, પહાડમૂળ, રસાંજન, દારૂહળદર અને પીંપરના ચૂર્ણની મધમાં ગોળી કરી મ્હોંમાં રાખવી. (૨) દારૂહળદર, તજ, કડવો લીમડો, રસાંજન અને ઇંદ્રજવનો કાઢો આપવો કિંવા હરીતકીનો કાઢો મધ નાંખી આપવો. **કંઠસર્પ**—ગળામાં કફે કરી ઉંચી, લાંબી એવી ગાંઠ ઉત્પન્ન થાય છે, તેથી કરી ગળાનો અવરોધ થાય છે, અન્નપાણી જતું નથી, બોલવાને ભારે કઠિન પડે છે અને કફનો અતિશય પ્રકોપ થઇ પ્રાણાંતક સ્થિતિ થાય છે. એને વૈદ્યકશાસ્ત્રમાં **"વલય-કંઠરોગ"** એવું નામ આપેલું છે. એ ઉપર **ઉપચાર:—**(૧) વગડાઉ બોરડીની છાલ ૧ તોલો વાટી પીવા આપવી. (૨) વાસનવેલીનાં મૂળીઆં વાટી પાવાં. (૩) મહુડાના ફળમાંનાં બિયાં પાણીમાં ઘસી પાવાં. (૪) બહેડાના ઝાડની અંતરછાલ પાણીમાં વાટી તે પાણી પાવું. (૫) કંડવળ, શિસમના લાકડાનો વહેર કિંવા કડવું તુરીયું, હોકામાં નાખી પીવું. (૬) કરોળીઆનું ઘર અને મલીયાગરૂ સમભાગ ચૂર્ણ કરી ચલમમાં નાખી પીવું. (૭) કેવડાનાં કણુસમાંનું ફૂલ ચલમમાં નાખી પીવું. (૮) તોરડીનાં પાન ચોળી મ્હોંમાં ભરી રાખવાં, અને ચાવીને થોડો રસ ગળામાં જવા દેવો. એટલે કફ પડી ગળુ મોકળું થાય છે. (૯) ખુળખુળાનું ફળ ચલમમાં નાખી પીવું. (૧૦) ખુળખુળા, સરસવની શિંગોની છાલ, અને પરિપાઠ (ધાણાના ઝાડ જેવું ઝાડ થાય છે), એ ચલમમાં નાખી પીવું. **મુખપાક** (મ્હોંમાં ચાંદીઓ પડે છે તે) **ઉપર ઉપચાર:—**(૧) પંચવલ્કલો અથવા ગરમાળાની છાલ કિંવા ત્રિફળાંના કાઢાના કોગળા કરવા. (૨) ફુલાવેલી ફટકડી પાણીમાં નાખી તેના

કરેણુના મૂળીઆ, હળદર, દાતીમૂળ, કરનાવી મીઠુ, ચિત્રક, ખીજેરાનો રસ તથા આકડાનું દૂધ નાખી તેલ પચન કરી ભગંદર ઉપર ચોપડવુ (૬) ઉપનેટ, બરૂ, તલ, દાતીમૂળ, પીંપર, સિંધવ, મધ, હળદર, હરડે, બહેડા, આવળકટી અને મોરથુથુનો લેપ કરવો (૭) ધોળા અજવનો, ઈંટ, સુંઠ, ગળો અને સારોડીનો લેપ કરવો (૮) તલ, તેલ, મોગીદાતી, ઘી તથા સિંધવનો મધ નાખી લેપ કરવો (૯) તલ, હરીતકી, લોધ્ર, કડવા લીમડાના પાન, હળદર, વજ, ઉપનેટ અને ધુત્રાસનો લેપ કરવો, તે ભગંદર, નાડીવ્રણ, ઉપદશવ્રણ અને દુષ્ટવ્રણનો શોધક અને રોપણ છે (૧૦) પાણકણસા (પાનમાજરીફ) ઉપરની ફુસો રક્રમા ભરવી, એટલે જખમ ભરાઇ આવે છે (૧૧) મોગલી એરંડાના તેલમાં રૂ બોળી વ્રણ ઉપર લગાવવુ

**પથ્ય:**—ચોખા, મગ, પડોળાં, સરગવો, સર્વ કડવાપદાર્થ, ઘી, દૂધ **અપથ્ય:**—વ્યાયામ, મૈથુન, વાહન ઉપર બેસવુ, જડાન્ત એક વર્ષ સુધી વર્જ્ય કરવુ

## ૩૫—ભસ્મક રોગ

***જઠરાગ્નિના પ્રકાર.***—જઠરાગ્નિના વિકાર ચાર પ્રકારના છે વાતદોષે કરી વિષમાગ્નિ, પિત્તદોષે કરી તીક્ષ્ણાગ્નિ, કફદોષે કરી મંદાગ્નિ, વાતપિત્તદોષે કરી ભસ્મકાગ્નિ, એનેજ તીક્ષ્ણાગ્નિ પણ કહે છે ભૂખ ઘણી લાગે છે એટલે વારવાર અન્ન ભક્ષણ કરે છે અને તે પચન થાય છે પરંતુ શરીરને લાગે નહિ, અને શરીર કૃશ થાય. તે ભસ્મકાગ્નિ જાણવો

**ભસ્મક રોગનાં કારણ:**—ગાંજો, હીંગ રાઇ, ગંધક, ઇત્યાદિ અતિ તીક્ષ્ણ પદાર્થોનું અને તામ્ર ભસ્મનુ અતિ સેવન, અને કાકમાંસ તથા માર્જારમાંસના ભક્ષણથી પિત્ત અતિ કુપિત થાય છે, તેથે કરી તીક્ષ્ણાગ્નિ થાય છે, તે કેટલુંક પણ ભક્ષણ કરવા છતા તેનુ પચન ન થતા, ભસ્મ થઇ દરરોજ પ્રદીપ્ત હોય છે, તેજ **ભસ્મક રોગ** તે વાત પિત્ત અને કફે કરી વૃદ્ધ અતિ વૃદ્ધ અને ક્ષીણ થવાથી ઉત્પન્ન થાય છે **ઉપચાર:**—(૧) ભેંસનુ દહીં, દૂધ અને ઘીનુ સેવન કરવુ (૨) વારવાર ખીર ખાવી (૩) કાળુ અથવા ધોળુ નસોતર નાખી ઉકાળેલુ દૂધ રેચનાર્થ આપવુ (૪) ઓરના દીલાના અંદરનુ મગજ પાણીમા વાટી પાવુ (૫) સ્ત્રીના દૂધમા ઉબરાની છાલ વાટી પાવી (૬) ધોળા ચોખા, ધોળા કમળ અને બકરીના દૂધની ખીર કરી ઘી નાખી ૧૨ દિવસ ખાવી (૭) ત્રિફળા, નાગરમોથ, વાવડીંગ, પીપર, સાકર અને ધોળા અપેડાના બિયાએ કરેલો લેહ આપવો (૮) અપેડાનાં બિયા સ્વચ્છ કરી તેની દૂધમાં ખીર કરી ખાવી (૯) ૪૮ દિવસ પર્યંત સવારે ૨૪ તોલા પાકેલા કેળા ઘીમાં ખાવા, એટલે તે અગ્નિની સંપૂર્ણ તીવ્રતા અને ભસ્મક રોગનો નાશ કરે છે (૧૦) ભોંય કોળાનો રસ દૂધ અને ઘી નાખી આપવો (૧૧) કેળનુ પાણી પાવુ (૧૨) ઉંબરાના મૂળીઆનુ પાણી પાવુ, એથી કરી રક્તવિકાર, અંગમા જામેલી ગરમી અને કડકી, એ વિકાર પણ દૂર થશે

**પથ્યાપથ્ય:**—અજીર્ણ પ્રમાણે

## ૩૬—મુખરોગ.

**કારણ:**—જળચર પ્રાણીનુ માંસ, દૂધ, દહીં, અડદ વગેરે પદાર્થોના સેવનથી કુપિત થએલા કફાદિ દોષ મુખમા રોગ ઉત્પન્ન કરે છે, તેમજ દાત ન ઘસવા, ધૂમ્રપાન, એ કારણોથી પણ આ રોગ થાય છે

**મુખરોગની સંખ્યા:**—દંતરોગ ૮, ઓષ્ઠરોગ ૮, દંતમૂળરોગ ૧૫, તાળવાના રોગ ૯, જીભના રોગ ૫, કંઠરોગ ૧૭ તથા સર્વસર રોગ ૩ મળી કુલ ૬૫ પ્રકારના મુખરોગ છે

**દંતરોગ ઉપર ઉપચાર:**—(૧) સુંઠ અને ધોળા સરસવના કિંવા ત્રિફળાના કાઢાએ ગંડૂષ ભરવાં, એટલે અવાળુમાથી લોહી નિકળે છે, માંસ ભરેલુ કાઢી નાખે છે, અને અવાળુ પાકે છે તેને મટાડે છે. (૨) લોધ્ર, પતંગ, જેઠીમધ અને લાખનું ચૂર્ણ કરી તેમા મધ નાખી તેનો કોગળો કરવો,

એટલે દાંતમાંથી લોહી અને પરૂ વહે છે તે બંધ થઇ હાલનારા દાંત ધટ્ટ થાય છે. (૩) અરણીનો રસ અને મધ દાંતે ઘસવું; એટલે રક્તવિકાર બંધ થાય છે. (૪) તુવેરની દાળ, ભિલામો, અને અરણીનાં મૂળી-આંને માટલામાં નાંખી રાખ કરી દાંતે લગાડતા રહેવાથી દંતરોગ દૂર થાય છે. (૫) લોહચૂર, એલચી-દાણા, હિરાકસી અને માયફળનું ચૂર્ણ કરી રોજ દાંતે ઘસવું. એથી કરી સર્વ દંતરોગ શમે છે. (૬) મોગલી એરંડાના તાજા દાતણે દાંત ઘસવા અને તેનો રસ દાંતે ચોપડવો. (૭) જીરૂં, મીઠું, હરડે અને સાંવરીના કાંટાના ચૂર્ણવડે દંત ઘસવા; એટલે દંતમૂળના ક્ષતો, ચીરા પડે છે તે, સણકા, રક્તસ્રાવ, દાંત હાલવા અને સોજાનો નાશ થાય છે. (૮) પીંપર, સિંધવ અને જીરાનું ચૂર્ણ દંતમૂળને ઘસવું. (૯) ફટકડીની ભૂકી, મધ ને ઘીમાં કાલવી ચોપડવી; એટલે રક્ત બંધ થાય છે, અને મુખ-પાક દૂર થાય છે. (૧૦) જાઇનાં પાન, મીંઢળ, ગોખરૂ, વહેકળ, મજીઠ, લોધ્ર, ખેરની છાલ અને જેઠીમધનો કાઢો કરી તેમાં તેલ નાંખી પચન કરવું અને તે લગાવવું; તે દંત નાડીનો નાશ કરે છે. (૧૧) ગળો પાણીમાં વાટી તેમાં આકડાનું દૂધ નાખી કઢવવી; તેણે કરી દાંત ઘસવા એટલે હાલનારા દાંત ધટ્ટ થાય છે. (૧૨) જાઇનાં પાન, સાટોડી, ગજપીંપળી, કાંટાસરી અને વેખંડ, સુંઠ, અજમો, હરડે અને તલનું ચૂર્ણ મ્હોમાં રાખવાથી, દુર્ગંધ, દાંતના સણકા, દાંત હાલવા, વ્રણ, સોજો, કંડૂ, અને કૃમિનો નાશ થાય છે. **દંતકૃમિ ઉપર ઉપચાર:—** (૧) કપૂર અને સેકેલી હીંગ દાઢની નીચે રાખવી. (૨) અરણીનાં પાન અથવા મૂળીઆં ચાવવાં. (૩) અક્કલકરો દાઢમાં રાખવો એટલે દંતશૂળ બંધ થાય છે. (૪) સુંઠ ૧ ભાગ અને ફુલાવેલી ફટકડી ૨ ભાગ લઇ એકત્ર કરી તે ૨–૩ વખત ચોપડવી; એટલે દંતશૂળ તુરત બંધ થઈ જાય છે. (૫) રીંગણીનાં સુકાયલાં ફળ અંગારાપર નાંખી તે ઉપર નળીવાળું ઢાંકણુ મૂકી નળી વડે મ્હોંમાં ધૂણી આપવી. એટલે કૃમિ દૂર થાય છે. કાનમાં પણ આ ધૂણી આપવાથી કર્ણકૃમિ દૂર થાય છે. (૬) લીલી નગોડ, કાકજંઘા (કાંગ કિંવા કાવળી) અને કડની તુમડી, એ દરેકનાં મૂળીઆંનું ચૂર્ણ કરી દાંતમાં રાખવું; એટલે કૃમિને પાડી નાખે છે. (૭) ધોળી ઉપરસાળનાં પાન વાટી ગોળી કરી દાંતમાં રાખવી; એટલે કૃમિ પડી દાંત ધટ્ટ થાય છે. (૮) હિરાકસી, હીંગ, ફટકડી અને દેવદાર, પાણીમાં વાટી ગોળી કરી દાંતમાં રાખવી. એટલે કૃમિજ દંતશૂળનો નાશ થાય છે. **દાંત બળવાન થવા માટે ઉપચાર:-** (૧) બકુલીની અંતરછાલ રોજ ચાવવી, એટલે દાંત ધટ્ટ થાય છે. (૨) બદામનાં છોડીઆં બાળી તેણે દાંત ઘસવા. (૩) નાગરમોથ, હરડે, સુંઠ, મરી, પીંપર, વાવડીંગ અને કડવા લીંમડાનાં પાન, એ ગોમૂત્રમાં વાટી ગોળી કરી છાયામાં સૂકવી, તે રાત્રે મ્હોંમાં રાખી ઉંઘવું, એટલે દાંત વજ્રતુલ્ય ધટ્ટ થાય છે. **કંઠરોગ (ગલરોગ) ઉપર ઉપચાર:—** (૧) જવખાર, તેજબળ, પહાડમૂળ, રસાંજન, દારૂ-હળદર અને પીંપરના ચૂર્ણની મધમાં ગોળી કરી મ્હોંમાં રાખવી. (૨) દારૂહળદર, તજ, કડવો લીમડો, રસાંજન અને ઇંદ્રજવનો કાઢો આપવો કિંવા હરીતકીનો કાઢો મધ નાંખી આપવો. **કંઠસર્પ**—ગળામાં કફે કરી ઉંચી, લાંબી એવી ગાંઠ ઉત્પન્ન થાય છે, તેથી કરી ગળાનો અવરોધ થાય છે, અન્નપાણી જતું નથી, બોલવાને ભારે કઠિન પડે છે અને કફનો અતિશય પ્રકોપ થઇ પ્રાણાંતક સ્થિતિ થાય છે. એને વૈધકશાસ્ત્રમાં **"વલય-કંઠરોગ"** એવું નામ આપેલું છે. એ ઉપર **ઉપચાર:—** (૧) વગડાઉ બોર-ડીની છાલ ૧ તોલો વાટી પીવા આપવી. (૨) વાસનવેલીનાં મૂળીઆં વાટી પાવાં. (૩) મહુડાના ફળમાંનાં બિયાં પાણીમાં ઘસી પાવાં. (૪) બહેડાના ઝાડની અંતરછાલ પાણીમાં વાટી તે પાણી પાવું. (૫) કંડવળ, શિસમના લાકડાનો વહેર કિંવા કડવું તુરીયું, હોકામાં નાખી પીવું. (૬) કરો-ળીઆનું ઘર અને મલીયાગરૂ સમભાગ ચૂર્ણ કરી ચલમમાં નાખી પીવું. (૭) કેવડાનાં કણુસમાંનું ફૂલ ચલમમાં નાખી પીવું. (૮) તોરડીનાં પાન ચોળી મ્હોંમાં ભરી રાખવાં, અને ચાવીને થોડો રસ ગળામાં જવા દેવો. એટલે કફ પડી ગળુ મોકળું થાય છે. (૯) ખુળખુળાનું ફળ ચલમમાં નાખી પીવું. (૧૦) ખુળખુળા, સરસવની શિંગોની છાલ, અને પરિપાઠ (ધાણાના ઝાડ જેવું ઝાડ થાય છે), એ ગલમમાં નાખી પીવું. **સુખપાક** (મ્હોંમાં ચાંદીઓ પડે છે તે) **ઉપર ઉપચાર:—** (૧) પંચવલ્કલો અથવા ગર-માળાની છાલ કિંવા ત્રિફળાંના કાઢાના કોગળા કરવા. (૨) ફુલાવેલી ફટકડી પાણીમાં નાખી તેના

કોગળા કરવા (૩) જાઇના પાન રોજ ચાવવા (૪) કંકોળ અને ખડીમાકર દાઢની નીચે રાખ રસ ગળી જવો (૫) ફુલાવેલી ફટકડી અને એલચીદાણાની ભૂકી મ્હોંમા નાંખી લાળ ગળવી (૬) અક્કલકરાની ભૂકી મ્હોંમા જીભવને ફેરવવી (૭) ધોળી ચણોઠીના પાન ચાવવા (૮) અરડુસાના રસમા મધ નાખી તેમા ઉપરસાળનાં મૂળીઆ ઘસી તેનો મ્હોંમા લેપ કરવો (૯) શખજીરૂ માખણમા કાલવી તેનો મ્હોંમા લેપ કરવો (૧૦) ભાગરાના અથવા તુવેરના પાન ચાવી લાળ પાડવી, એટલે ત્વરિત ગુણ આવે છે (૧૧) પીંપર, મરી, કોળીંજન અને ઇન્દ્રજવનુ ત્રણ દિવસ ચર્વણ કરવુ, એથી મુખપાક તથા દુર્ગંધની શાંતિ થાય છે તલ ખાવા અને તલના તેલના કોગળા કરવા (૧૨) ખેરની છાલ ૪૦૦ તોલા લઈ તેનો ૧૦૨૪ તોલા પાણીમા અષ્ટમાશ કાઢો કરી ગાળીને આપવો. તેમા જાયફળ, કપુર ચિકણી સોપારી, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, કસ્તુરી, એ એકેક તોલો લઇ ચૂર્ણ કરી તે કાઢામા મેળવવુ, તેની ચણા જેવડી ગોળી કરી તે મ્હોંમા રાખવાથી સર્વ મુખપાક રોગ, જિહ્વા રોગ, ઓષ્ટરોગ, દંતરોગ, ગલરોગ અને તાલુરોગનો નાશ થાય છે

**પથ્ય:**—ચોખા, જવ, મગ, કુલિત્થ, કારેલા, પડોળા, કુમળા મૂળા, પાન, તીખા અને કડવા રસ. **અપથ્ય:**—ખાટુ, દહીં, દૂધ, ગોળ, અડદ, રૂક્ષાન્ન, કઠિણાન્ન, જડ અને પૌષ્ટિક અન્ન, દિવસે નિદ્રા

## ૩૭—મૂર્ચ્છારોગ.

**કારણ અને સંપ્રાપ્તિ:**—ક્ષીણ થએલા, પુષ્કળ દોષ સંચય થએલા, વિરૂદ્ધ આહાર સેવન કરનારા એવા પુરૂષે મળમૂત્રાદિ વેગ ધારણ કરવાથી, અભિઘાતથી, અથવા જે પુરૂષનો સત્વ ગુણ ક્ષીણ થયો હોય એવા પુરૂષના બહારના ને અંદરના મનોવહ સ્રોતમોમા જ્યારે દોષ પ્રવેશ કરે છે ત્યારે મનુષ્યને મૂર્ચ્છા આવે છે એટલે સંજ્ઞા વહન કરનાર નાડી વાતાદિકોએ આવૃત્ત થવાથી, સુખદુખનુ જ્ઞાન નષ્ટ કરનારૂં એવુ અજ્ઞાન અકસ્માત પ્રાપ્ત થાય છે સુખદુખનુ જ્ઞાન નષ્ટ થયુ એટલે મનુષ્ય કાષ્ટવત્ પડે છે આ રોગને મોહ કિંવા મૂર્ચ્છા કહે છે:—મૂર્ચ્છામા પિત્ત એ વ્યાપક હોય છે

**પૂર્વરૂપ:**—હૃદયમા પીડા, બગાસા, ગ્લાનિ, ભ્રાંતિ, મૂર્ચ્છા, ભ્રમ, તંદ્રા અને નિદ્રા. એના **ભેદ:**—મૂર્ચ્છામાં પિત્ત અને તમોગુણ અધિક, રજોગુણ, પિત્ત અને વાયુથી ભ્રમ થાય છે તમોગુણ વાયુ અને કફથી તંદ્રા તથા તમોગુણથી નિદ્રા ઉત્પન્ન થાય છે મૂર્ચ્છાદિક કરતા સંન્યાસ જૂદો છે તે દોષોનો વેગ જવાથી મદ મૂર્ચ્છાદિક પોતે પોતાની મેળે શાંત થાય છે, પરંતુ સંન્યાસ પોતે પોતાની મેળે શાંત થતો નથી સંન્યાસે પીડાએલો મનુષ્ય કાષ્ટવત્ થઇ મરી ગયા જેવો પડે છે તેને સોયો ભોકવી, કુહિલી લગાડવી વગેરે ઉપાય કરવાથી તે શુદ્ધિમા આવે છે

**ઉપચાર:**—(૧) શરીરપર પાણી છાંટવુ, સ્નાન કરવુ, રત્નો તથા રત્નોનો હાર અને ઠંડો લેપ એનુ ધારણ શીઆળાનો વાયરો, સુગંધ અને શીત એવા પાન, એ ઉપચારોએ મૂર્ચ્છા દૂર થાય છે (૨) ધમાસાનો કાઢો ઘી નાખી આપવો, અને જે જ્વરનાશક કષાય તે પણ દોષ જોઇ આપવો (૪) રીંગણી, ગળો, પીંપળીમૂળ, સુંઠ અને વાયવર્ણનો કાઢો આપવો (૫) કાળીદ્રાક્ષ, સાકર દાડમની છાલ, લાજાળુ તથા રાતા, લીલાં અને ધોળા કમળનો કાઢો આપવો (૬) બોરના ઠીલામાનુ મગજ, પીંપર, વાળો અને નાગકેસર પાણીમા વાટી પાવા અથવા મધમા પીંપર ખાવી (૭) રાત્રે મધમા ત્રિફળા આપવા અને સવારે નવો ગોળ એકત્ર કરી ત્રિફળાનુ ચૂર્ણ આપવુ (૮) નાળીએરના પાણીમા સાતુનો લોટ અને સાકર નાખી પાવુ, એટલે હૃદયમાનો કફ, તૃષ્ણા, મૂર્ચ્છા અને ભ્રમ, એ જો ભયંકર હશે તોપણ તેનો નાશ થશે (૯) લસણ મનશીલ અને જવનુ અંજન કરવુ

**પથ્ય:**—રેચન, ઉલટી, લાંઘણ મૃદુ, કડવો રસ, ધાણીનો મંડ, જૂના જવ રાતી ડાંગર, મગ અને વટાણાની દાળ, દૂધ, સાકર, જુનુ કોળુ, પડોળા, દાડમ, નાળીએર અને તાંદળજો **અપથ્ય:**—તામ્બુલ, ભાજીપાલો, દાત ઘસવા, ગરમી લેવી, વિરૂદ્ધ ભક્ષણ, પ્રાશન, મૈથુન, તીખા પદાર્થ, મળ મૂત્રનો રોધ અને છાશ

## ૩૮—મૂત્રકૃચ્છ્ર.

**કારણ:**—વ્યાયામ, તીક્ષ્ણૌષધ, રૂક્ષપદાર્થ, દરરોજ મદ્યપાન, નિરંતર ઘોડા ઉપર બેસી પ્રવાસ કરવો, જળ નજદીક સંચાર કરનારાં પક્ષ્યાદિકોનું માંસ, અને મત્સ્ય, જમ્યા ઉપર જમવું અને કાચા પદાર્થ ઇત્યાદિકોના સેવનને કરી મૂત્રકૃચ્છ્ર રોગ થાય છે. આ રોગ આઠ પ્રકારનો છે.

**સંપ્રાપ્તિ:**—સ્વકારણોએ કુપિત થએલા વાતાદિ અથવા સર્વ દોષ બસ્તીમાં કોપ પામી જ્યારે મૂત્રનો માર્ગ પીડિત કરે છે ત્યારે માણસને મોટા કષ્ટથી મૂતરવાનું બને છે.

**ઉપચાર:**—(૧) ગોખરૂ, ગરમાળો, દર્ભ, કાશ, ધમાસો, આવળકંટી અને પાષાણભેદનો કાઢો મધ નાંખી પાવો, એટલે મૂત્રકૃચ્છ્ર અને કઠિન અશ્મરીનો પણ નાશ થશે. (૨) એલચીદાણા, પાષાણભેદ, શિલાજીત, ગોખરૂ, કાકડીનાં બિયાં, સિંધવ અને કેસરનું ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે પાવું એટલે જે મૂત્રકૃચ્છ્રી આસન્નમૃત્યુ હશે તો પણ તે બચશે. (૩) દ્રાક્ષ, અને ખડીસાકર એકત્ર કુટી તે દહીંના મંડ સાથે પાવી. (૪) દૂધ ઉષ્ણ કરી ગોળ નાંખી પાવું, એટલે તે સર્વ મૂત્રકૃચ્છ્ર, શર્કરા અને વાતરોગને દૂર કરશે. (૫) નાળીએરનું પાણી ગોળ ધાણામાં મેળવી પાવું, તે દાહ સાથેના મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્તનો પણ નાશ કરશે. (૬) શતાવરીનો કાઢો મધ નાંખી પાવો. તે ત્રિદોષજ મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. (૭) જવખાર પાંચ માસા, સાકરમાં આપવો. (૮) ગોખરૂના કાઢામાં જવખાર નાંખી પાવો. (૯) આવળકંટીનો કાઢો કરી તેમાં ગોળ નાંખી આપવો, તે રક્ત, દાહ તથા શૂળ એણે યુક્ત મૂત્રકૃચ્છ્રનો પણ નાશ કરશે. (૧૦) આમળાંના રસમાં એલચીદાણા ખાવા. (૧૧) કુરડુનાં બિયાં છાશ સાથે આપવાં (૧૨) ખજૂર, આવળકંટી, પીંપર, શિલાજીત, એલચીદાણા, જેઠીમધ, પાષાણભેદ, ચંદન, શેંદાડાનાં બિયાં અને ધાણાનું ચૂર્ણ, સાકર તથા જેઠીમધના કાઢા સાથે પાવું, તે અંગ, લિંગ, ગુદા, વંક્ષણ, શુક્ર એ ઠેકાણાનો દાહ, શર્કરા, અશ્મરી અને શૂળનો નાશક, બલ્ય તથા વૃષ્ય છે. (૧૩) ત્રિફળાં, વાયવરણાં, કંકોળ અને સિંધવનું ચૂર્ણ કરી આપવું. (૧૪) શિલાજીત, પાષાણભેદ, પીંપર અને એલચીદાણાનું ચૂર્ણ પાણીમાં પાવું. (૧૫) રીંગણીનો રસ મધમાં આપવો. (૧૬) મૂળીઆં સુદ્ધાં ગોખરૂના ઝાડનો કાઢો સાકર અને મધ નાંખી પાવો; તેથી કરી મૂત્રકૃચ્છ્ર અને ઉષ્ણવાત દૂર થાય છે. (૧૭) ઉંદરની લીંડીઓ વાટી તેનો બસ્તિ ઉપર કિંચિત્ ઉષ્ણ લેપ કરવો. (૧૮) ગાયના દૂધમાં કડાની છાલ વાટી પાવી, તે ભયંકર મૂત્રકૃચ્છ્રનો નાશ કરશે. (૧૯) કાંટે સાવરી (મોચરસ) ની છાલનું ચૂર્ણ સાકરમાં આપવું.

**પથ્ય:**—સ્નાન, શીતળ ઉબટણું, જૂનો રાતો ભાત, છાશ, દૂધ, દહીં, મગની દાળ, સાકર, જૂનું કોળું, પંડોળાં, આદુ, કાકડી, ખજૂર, નાળીએર તાંદળજો, શીતળ એવાં અન્ન અને પાન. **અપથ્ય:**—મદ્ય, શ્રમ, મૈથુન, હાથી, ઘોડા ઉપર બેસવું; વિષમાશન, વિરૂદ્ધાશન, તાંબુલ, મત્સ્ય, મીઠું, તૈલપકવ, પૌંઉ, હીંગ, તલ, સરસવ, મૂત્રવેગ, અડદ, વાંસના કાંદા, અતિ તીક્ષ્ણ, વિદાહી, રૂક્ષ, ખાટા પદાર્થ.

## ૩૯—મૂત્રાઘાત. (મૂત્ર બંધ થવું.)

**કારણ:**—મૂત્રપુરીષાદિના વેગોના વિઘાતને લીધે વાતાદિ દોષ કુપિત થવાથી વાતકુંડલીકાદિક ત્રયોદશ પ્રકારના મૂત્રાઘાત થાય છે. મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત, એ ઉભયનો ભેદ એટલોજ કે, મૂત્રકૃચ્છ્રને ઠેકાણે ક્લેશ અધિક હોઇ નિબંધ અલ્પ હોય છે અને મૂત્રાઘાતને ઠેકાણે નિબંધ હોઈ ક્લેશ અલ્પ હોય છે.

**ઉપચાર:**—**મૂત્રકૃચ્છ્ર, મૂત્રાશ્મરી** એ ઉપર જે ઔષધો કહેલાં છે, તે દેશ અને કાળ જોઇ સર્વ મૂત્રાઘાત ઉપર યોજવાં. (૧) સુંઠ, મરી, પીંપર, ત્રિફળાં એ સમભાગ અને સર્વેના સમભાગ શુદ્ધ ગુગળ લઈ, તેની ગોખરૂના કાઢામાં ગોળી કરવી. એ ગોળી ખાવા છતાં કોઇ પણ પ્રકારના ખાવા પીવાનો પ્રતિબંધ નથી. એ પ્રમેહ, વાતરોગ, વાતરક્ત, મૂત્રાઘાત, મૂત્રદોષ અને પ્રદરનો નાશ કરે છે. (૨) તપાવી ઠંડુ થએલું દૂધ, જટામાંસી, ચંદન, ચોખાનું ધોવરામણ અને સાકર એકત્ર કરી પીવાથી

રક્તસહિત ઉષ્ણવાતનો નાશ થાય છે (૩) ધમાસો કિંવા અરડુસાનો કાઢો આપવો (૪) દશમૂળનો કાઢો, શિલાજીત અને સાકર નાખી આપવો (૫) ગોખરૂનો કાઢો, શિલાજીત અને ગુગળ નાખી આપવો (૬) વાયવરણા, ગોખરૂ અને સુંઠનો કાઢો ગોળ અને જવખાર નાખી આપવો, એટલે તે મૂતરખડા, મૂત્રાધાત અને મૂત્રશર્કરાનો નાશ કરે છે (૭) તાડના મૂળીઆ ચોખાના ધોવરામણમા વાટી તેમા સાકર નાખી આપવા (૮) કેસર રાત્રીએ પાણીમા ભીંજવી રાખી સવારે તેમા મધ નાખી હલાવી પાવુ (૯) શુદ્ધ શિલાજીત, સાકર અને કપૂર એકત્ર કરી ખાવુ (૧૦) કાકડીના બિયા સિંધવ અને ત્રિફળાનુ ચૂર્ણ ગરમ પાણીમા પાવુ (૧૧) કાળો વાળો, તમાલપત્ર, ઉપરેટ, આવળકટી, ધોળી મુસળી, એલચીદાણા, રેણુકબીજ, દ્રાક્ષ, કેસર, નાગકેસર, કમળમાનું કેમર, કપૂર, ચદન રક્તચદન ત્રિકટુ પીંપળીમૂળ, આસગધ, શતાવરી, ગોખરૂ કાકડાશિંગી જાઈ, કકોળ અને ડાંગેરની ધાણી સમ ભાગ લઇ ચૂર્ણ કરવુ, અને એક ભાગ ચૂર્ણ, બે ભાગ ઘી અને સાકર, એ પ્રમાણે ખાવુ અથવા ખડી સાકર અને મધની સાથે સવારે સેવન કરવાથી, તે ક્ષય, રક્તપિત્ત પાદદાહ, અસૃગ્દર, મૂત્રાધાત, મૂત્ર કૃચ્છ્ર રક્તસ્ત્રાવ વગેરે એસી પ્રકારના વાયુ અને વિશેષે કરી પ્રમેહનો નાશ કરશે (૧૨) એલચી, પાષાણભેદ, પીંપર, શિલાજીત, એ સર્વે એકત્ર કરી ચોખાના ધોવરામણમા આપવુ

**પથ્ય:**—રાતી ડાંગર, છાસ, દૂધ, દહીં, જૂનુ કોળુ પડોળાં, શેલડ, ખજૂર, નાળીએર, તાડફળ
**અપથ્ય:**—વિરૂદ્ધ અન્ન, માર્ગ ચાલવો, રૂક્ષ, વિદાહી, વિષ્ટભી એવા પદાર્થ, મૈથુન, મૂત્રાદિકોનો વેગ ધારણ કરવો, વેળુના અંકુર, વમન

## ૪૦—અશ્મરી. (પથરી)

**કારણ:**—વાત, પિત્ત, કફ અને શુક્રથકી અશ્મરી, ઘણું કરી કફાશ્રિત હોય છે એની સારી ચિકિત્સા ન મળે તો તે પ્રાણ હરણ કરે છે

**સંપ્રાપ્તિ:**—જે વખતે વાયુ બસ્તિમાનું શુક્રયુક્ત કિંવા પિત્તયુક્ત મૂત્ર અથવા કફ એને શોષે છે, ત્યારે અશ્મરી થાય છે જેમ ગાયના પિત્તમા ગોરોચન એકઠું થાય છે, તેમ બસ્તીમા શુક્રાદિક એકઠું થઇ ગઠ્ઠો બધાય છે

**પૂર્વરૂપ:**—સર્વે અશ્મરી અનેક દોષાશ્રિત છે બસ્તિ ફુલવી, બસ્તિની આસપાસ અત્યત પીડા થવી, મૂત્રની ગધ બોકડાના મૂત્રની ગધ જેવી આવવી, મૂત્રકૃચ્છ્ર, જ્વર તથા અરૂચિ, એ અશ્મરીનુ પૂર્વરૂપ છે

**સામાન્ય લક્ષણ:**—નાભિ, શિવણ તથા બસ્તિ (ઇંદ્રિ) ના આગળ, શૂળ થાય છે અશ્મરીના યોગે મૂત્રનો માર્ગ રોકાય એટલે મૂત્રની ધાર ફાટે છે અશ્મરી મૂત્રમાર્ગથકી પેલી તરફ જાય એટલે મુતરવાને ઇજા થતી નથી, તથા મૂત્ર સ્વચ્છ ગોમેદ (પાણી) જેવુ થાય છે અશ્મરીના યોગે બસ્તિમા ક્ષત થવાથી રક્તમિશ્રિત મૂત્ર થાય છે અને મૂતરતા જોર કરે તો ઘણો ક્લેશ અને પીડા થાય છે ત્રિદોષજ અશ્મરી બહુધા બાળકોનેજ થાય છે શુક્રાશ્મરી માત્ર મોટા માણસોનેજ થાય છે

**ઉપચાર:**—(૧) કડાની છાલ દહીંમા ઘસી આપવી (૨) ધોળો એરંડો, બેઠી ભોંયરીંગણી ઉભી ભોંયરીંગણી, ગોખરૂ અને કાળી શેલડીના મૂળીઆ દહીંમા વાટી પાવા (૩) શિલાજીત મધમા ખાવુ (૪) ગોખરૂના કાઢામા જવખાર નાખી આપવો (૫) હીંગ, એલચીદાણા દૂધ અને ઘી એકત્ર કરી પાવાથી મૂત્રરોગ તથા શુક્રરોગનો નાશ કરે છે (૬) આદુ, જવખાર, હરડે, દારૂહળદર અને કાળો સરગવો, એ બકરીના દૂધમા વાટી પાવા, એટલે મૂત્રાશ્મરી ફુટી જાય છે (૭) તલ અઘેડો કારેલી, સાતુની સળીઓ ખાખરાનુ લાકડું એ સર્વે સમભાગ લઇ માટલામા નાખી પુટ દઇ બાળવી, પછી તેની ચાર માસા રાખ લઇ બકરીના મૂત્રમા ગોળી કરી ખાવી એ પ્રમાણે સાત દિવસ ખાવાથી અશ્મરીનો નાશ થાય છે (૮) ગોખરૂનુ ચૂર્ણ મધ સાથે મેઢીના દૂધમા નાખી સાત દિવસ પાવુ (૯) જૂના ઘીમા કેસર નાંખી ત્રણ દિવસ પ્રાશન કરવાથી શર્કરાનો નાશ થાય છે (૧૦) તલના ફૂલનો ક્ષાર, મધ અને દૂધને એકત્ર કરી ત્રણ દિવસ પાવુ અથવા સિંધવ અને બીજોરાનુ સેવન કરવુ

(૧૧) ચિભડાનાં મૂળીઆં ઠંડા પાણીમાં વાટી પાવાં; એટલે તે ઔષધ ત્રણ દિવસમાં અશ્મરીનો નાશ કરશે. (૧૨) અર્કપુષ્પી એટલે જેને શિરદોડી કહે છે, એનાં મૂળીઆં ગાયના દૂધમાં વાટી સવારે ત્રણ દિવસ પાવાં; એટલે દાહયુક્ત તીવ્ર અશ્મરીનો નાશ થાય છે. (૧૩) શતાવરીનાં મૂળીઆંનો રસ ગાયના દૂધમાં પાવો; એટલે ઘણા દિવસની અશ્મરીનો પણ નાશ થશે. (૧૪) વાયવર્ણાની છાલ, સુંઠ, ગોખરૂ, જવખાર અને ગોળનો કાઢો કરી ઠંડો થયા પછી તે કાઢો પાવો. તે મૂત્રાશ્મરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતનો નાશ કરે છે. (૧૫) વાયવર્ણાની છાલનો કાઢો ગોળ નાંખી પાવો. (૧૬) સરગવાનાં મૂળીઆંનો કાઢો તીખો, ઉષ્ણ અને અશ્મરીનો નાશ કરનાર છે. અથવા ગંઠોડાનાં મૂળીઆં ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. દૂધ ભાત ખાવો. (૧૭) તુષોદક ( જવની કાંજી ) માં હળદર અને ગોળ નાખી પ્રાશન કરવું. (૧૮) મેંઢીનું દૂધ મધમાં મેળવી પાવું. (૧૯) નસોતર અને ઇંદ્રજવ, એ બન્નેનું ચૂર્ણ દૂધમાં કિંવા ચોખાના ધોવરામણમાં આપવું. (૨૦) કુલિત્થનો કાઢો ૮ તોલા, ઉન્હાળીનું ચૂર્ણ અને સિંધવ બે માસા નાંખી આપવો. (૨૧) કોળાનો રસ, હીંગ, અને જવખાર, એ એકત્ર કરી પાવું.

**પથ્યઃ**—જવ, કુલિત્થ, જુના ચોખા, જુનું કોળું, આદુ, વાંસનો કાઢો. **અપથ્યઃ**—મૂત્ર, મળ અને શુક્રનો અવરોધ, તથા વિષ્ટંભકારક, જડ એવાં અન્ન પાન તથા વિરૂદ્ધાન્ન.

## ૪૧—મૂત્રરેચનની આવશ્યકતા અને ઔષધો.

જેને ગરમી, પ્રમેહ, મૂત્રાઘાત વગેરે રોગ થએલા છે. તેને મૂત્રરેચન આપવું. **મૂત્રરેચન આપવાનાં ઔષધોઃ**—(૧) સૂરોખાર, કબાબચિની, એલચીદાણા, અને રેવંચી, એ સમભાગ લઇ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ, પાશેર દૂધ અને પાશેર પાણી એકત્ર કરી તેમાં આપવું. (૨) સોનામુખી (મેંઢીઆવળ) ૨ તોલા રાત્રે પાશેર પાણીમાં પલાળી રાખી સવારે તે ગાળી તેમાં સાકર ૧ તોલો નાંખી તે આપવી, એથી કરી રેચ પણ થાય છે. (૩) ગાયનું દૂધ ઉકળતું રાખી તેમાં લીંબોળીઓ પીલવી અને તેમાં સાકર નાખી ૭ ફેરા ગાળી તે પાણી સાતવાર ઉલટાપાલટી કરી પાવું. (૪) એક શેર દૂધમાં એક શેર પાણી મિશ્ર કરી તેમાં ૨ માસા સોરા અને ૬ માસા સોનામુખી નાંખી તે હલાવી ઉભા રહી પેટભર પીવું અને ફરતાં રહેવું, એટલે મૂત્રરેચ થાય છે. (૫) દૂધ બશેર સુધી લઇ કલાઈના વાસણમાં સારૂં ગરમ થાય એટલે તેમાં ફટકડીની ભૂકી ૨ માસા પર્યંત નાંખવી, એટલે તે દૂધ ફાટી જાય છે. પછી દેવતા ઉપરથી ઉતારી ગાળી લઇ તેમાં એલચીદાણાની ભૂકી અને ખાંડ નાખી તે ઠંડું થયા પછી પ્રાશન કરવું. (૬) ખાખરાનાં સુકાએલાં ફૂલ સુમારે ૧૦ તોલા પર્યંત લઇ તે ધોઇ તેમાં પાણી નાખી ઉપર ઢાંકણું દેઈ મંદાગ્નિ ઉપર વરાળ થાય ત્યાં સુધી બાફવાં. પછી તે પીલી તેનું પાણી પાશેર સુધી લઇ તેમાં ખારો નાખી તે પાવું અને બાકી રહેલા પાણીમાં તે બાફેલાં ફૂલ મેળવી પેટપર બાંધવાં. (૭) કાળી દ્રાક્ષ ૪ તોલા, રાત્રે ઠંડા પાણીમાં પલાળી રાખી સવારે તે મસળી તેનું પાણી ગાળી લેવું અને તે પાણીમાં થોડી જીરાની ભૂકી નાખી તે પાણી શક્તિ પ્રમાણે એક શેર પર્યંત પ્રાશન કરવું, એટલે મૂત્રદ્વારે શરીરમાંની ગરમી નિકળી જાય છે. એથી કોઇને રેચ પણ થાય છે.

**પથ્યઃ**—ચોખા, દૂધ, ઘી, તુવેરની દાળ, સાકર, ઘઉં. **અપથ્યઃ**—ગોળ, તીખા, ખાટા, તેલકટ, વાયુ કરે એવા પદાર્થ.

## ૪૨—મેદોરોગ. ( જાડાઇ-સ્થૂલતા. )

**કારણઃ**—કફકારક પદાર્થ, મધુર અન્ન, મધુર રસ, સ્નેહઅન્ન એટલે ધૃતપક્વ, ખીચડી વગેરેનું સેવન કરવાથી મેદ વધે છે.

**લક્ષણઃ**—મેદ વધવાથી અન્ય ધાતુ જે અસ્થિ વગેરે તેનું પોષણ થતું નથી; તથા મેદ વધવાથી સર્વ કાર્યને વિષે માણસ અશક્ત થાય છે, તૃષા, અલ્પ શ્વાસ, મોહ, નિદ્રા, શ્વાસાવરોધ, નિદ્રા વખતે ઘણું ઘોરવું, શરીરને વિષે ગ્લાનિ, છીંકો, દુર્ગંધ, પ્રસ્વેદ, અલ્પ મૈથુન ઇત્યાદિ ઉપદ્રવ થાય છે, અને તેના

ઉદરની પ્રાય વૃદ્ધિ થાય છે વાયુ અગ્નિને પ્રદીપ્ત કરી આહારને શોષે છે તેથી ભક્ષણ કરેલું અન્ન જલદ પચી જઈ બીજા આહારની ઈચ્છા કરે છે કદાપિ જમવાનો વખત ચૂકી જાત તો મોટા ઘોર વિ થઈ, પ્રમેહ પિડકા, જ્વર, ભગંદર, એમાંની એકાદો રોગ થાય છે તથા એ અગ્નિ અને વાયુ ઉપદ્રવ કરતા મેદો-રોગીનુ શરીર બાળે છે

ઉપચાર:—(૧) ત્રિફળાના કાઢામા ૧ તોલો મધ નાખી ને પાવો (૨) સવારે ઠંડુ અને સ્વ પાણી ૪ તોલા લઈ મધ નાખી પાવું, અથવા ગરમ પાણી ઠંડુ કરી મધ નાખી પાવું એથી શરી કૃશ થાય છે (૩) ચવક, જીરૂ, સુંઠ, મરી, પીંપર, હીંગ, સંચળ, અને ચિત્રાનુ ચૂર્ણ મધમા ખાવુ તે મેદનાશક અને અગ્નિદીપક છે

પથ્ય:—ચિંતા, શ્રમ, જાગરણ, મૈથુન, વ્યાયામ, ચોખા, જવ, ચણા, મસુર, કુળિથ, મગ તુવેર, તીખુ, છાશ, તેલ, ભાજીપાલો. અપથ્ય:—ઘઉં, શેલડી, અડદ, દિવસે ઉંઘવુ, સુગંધી પદાર્થ મધુરાન્ન, વમન.

## ૪૩—રક્તપિત્ત.

કારણ અને સ્વરૂપ:—તાપ, અગ્નિનો શેક, પરિશ્રમ, શોક, મુસાફરી કરવી, મૈથુન ઇત્યાદિકોના અતિ સેવને કરી, તીક્ષ્ણ, ઉષ્ણ, ખારા, તથા ખાટા એ પદાર્થોના અતિ સેવને કરી પિત્તક્ષોભ થઇ રક્તને કોપાવે છે. પછી મુખવાટે અને ગુદાવાટે રક્ત પડવા લાગે છે, તેને રક્તપિત્ત કહે છે

રક્તપિત્તના ઉપદ્રવ:—અન્ન પચન ન થવુ, ઉનળી, તૃષા, શ્વાસ, ઉધરસ, બળકાનિ; પાડુરતા; ભોજન કરવા છતા પણ દાહ, ભ્રમ, માથાનું દુખવુ, અતિસાર, ક્ષુધાનાશ ઇત્યાદિ ઉપદ્રવ થાય છે મુખવાટે લોહી પડે છે તે સાધ્ય; ગુદાવાટે પડે છે તે કષ્ટસાધ્ય; મુખવાટે અને ગુદાવાટે બન્ને ઠેકાણેથી પડે છે તે અસાધ્ય જાણવો

ઉપચાર:—(૧) અરડુસાનો રસ અને મધ સમભાગ કરી આપવા (૨) બકરીના દૂધમાં મધ અને સાકર નાખી તે દૂધ આપવુ (૩) અરડુસો, મનુકા અને બાળહરીતકીનો કાઢો આપવો. (૪) ગાયના દૂધમા પાચપટ પાણી નાખી કઢવવુ. પાણી બળી જાય એટલે તે દૂધ પીવુ (૫) આમળાનો અને હરીતકીનો મુરબ્બો આપવો (૬) આવળકળીનું ચૂર્ણ સાકર અને ઘી એકત્ર કરી આપવુ, અથવા આવળકળી ઘીમા શેકી તાળવા ઉપર તેની થેપલી કરી મૂકવી (૭) જેઠીમધ, ધાણા, રક્તચંદન, અરડુસો અને વાળાનો કાઢો મધ અને સાકર નાખી આપવો, એથી શોષ, દાહ, રક્તપિત્ત તથા જ્વરનો નાશ થાય છે (૮) શખજીરૂં, ઘી અને સાકર એકત્ર કરી આપવુ (૯) દૂધની મલાઇ આપવી (૧૦) દ્રાક્ષ, બેદાણા અને ધાણાનો કાઢો સાકર નાખી આપવો (૧૧) ઉબરાના પાકેલા ફળ ગોળમા કિંવા મધમા ખાવા આપવા.

પથ્ય:—જૂના સાઠી ચોખા, કોદરા, રાઈ, દેવડાંગર, જવ, મગ, મસુર, ચણા, તુવેર મઠ તુરા પદાર્થ, દૂધ ઘી, ફણસ, કેળુ, તાડફળ, પડોળા, જુનુ કોળુ, ધોળુ કોળુ, દૂધી, કાંગિડુ, શેલડી તથા સાકર. અપથ્ય:—વ્યાયામ, મુસાફરી કરવી, તાપ વેઠવો, મલમૂત્રના વેગનો અવરોધ, ઘોડા ઉપર બેસવુ, બફારો, ધૂમ્રપાન, મૈથુન, કુળિથ, ગોળ, તલ, અડદ, દહી, ખારા પદાર્થ, તાંબુલ, લસણ, ઠંડુ ખાન, વિરૂદ્ધાશન, કડવા, ખાટા પદાર્થ, મીઠુ.

## ૪૪—રેચનની આવશ્યકતા અને ઔષધો.

જીર્ણ જ્વર, વછનાગાદિ વિષદોષ, વાતરક્ત, ભગંદર, મૂળવ્યાધિ પાંડુરોગ, ઉદરરોગ, ગ્રંથિ, પ્રમેહ, ગુલ્મ, ઉલટી, પ્લીહા, વિષૂચિકા, કોઢ, ઉપદંશ, કૃમિ, વાતરોગ શૂળ, મૂત્રાઘાત, એટલા માંથી એકાદા રોગે કરી વ્યાપ્ત જે માણસ તે રેચ આપવાને યોગ્ય છે એમ જાણવુ. અશક્ત, નાનું બાળક અને ગર્ભિણીને રેચ આપવો નહિ. રેચ આપવાનાં ઔષધો:—જેનો કોઠો મૃદુ

છે તેને ત્રિફળાંના કાઢામાં કિંવા સુંઠના કાઢામાં ૧ તોલો એરંડતેલ આપવું કિંવા બાળહરીતકી અને સોનામુખી (મેંઢીઆવળ) નું ૬ માસા ચૂર્ણ, થોડો ગોળ નાંખી ગરમ પાણીમાં આપવું. (૨) મધ્યમ કોઠો જેનો છે તેને નસોતર અને સાકર, એ સમભાગ લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણમાં તોલાએ ૪ વાલ, એ પ્રમાણથી પીંપરનું ચૂર્ણ મેળવી તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ૬ માસા સુધી આપવું. (૩) ઉપલા ચૂર્ણ પ્રમાણેજ દંતીમૂળનું ચૂર્ણ પણ આપવું. (૪) રેવંચીનો શીરો શક્તિ પ્રમાણે ૧ માસા સુધી સાકરમાં આપવો. (૫) જેનો **કોઠો કઠોર છે,** તેને કાંટાવાળા ધંતૂરાનાં મૂળીઆંનું ચૂર્ણ ૧ તોલા પર્યંત ગરમ પાણીમાં સાકર નાંખી આપવું. (૬) **સર્વ સાધારણ રેચકો:**—ગરમાળાનું મગજ પાણીમાં કઢની શક્તિપ્રમાણે તે પાણી પાવું. (૭) સુરવારી હરડે, બહેડાં, અને આવળકંટીનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું અથવા એનો કાઢો આપવો; એટલે રેચ થાય છે. (૮) **સુખેથી ઝાડો થવા માટે અભયાદિક મોદક:**—હરીતકી, મરી, સુંઠ, વાવડીંગ, આવળકંટી, પીંપર, પીંપળીમૂળ, તજ, તમાલપત્ર, નાગરમોથ, એ દશ ઔષધો સમભાગ; દાંતીનાં મૂળીઆં ત્રણ ભાગ, નસોતર આઠ ભાગ અને સાકર છ ભાગ, એ પ્રમાણે લઇ ચૂર્ણ કરી, મધમાં ૧૦ માસા વજનની ગોળીઓ કરવી. એ ગોળી સવારે ખાઇ ઉપર થોડું ઠંડુ પાણી પીવું. જ્યાં સુધી ઝાડો થાય ત્યાં સુધી ઉષ્ણ પદાર્થોનું સેવન કરવું નહિ; નિયમિત વર્તન કરવું, તેથી કરી વિષમજવર, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, કોઢ, ગુલ્મ, અર્શ (હરસ), ગલગંડ, ભ્રમ, ઉદર, વિદાહ, કવલુ, પ્રમેહ, રાજયક્ષ્મા, નેત્રરોગ, વાતરોગ. પેટ ચડવું, મૂત્રકૃચ્છ્ર, અશ્મરીરોગ, અને પાર્શ્વ, પીઠ, કમ્મર, અને ઉદર એ ઠેકાણે જે પીડા થાય છે તે, સર્વરોગ દૂર થાય છે. આ **અભયા મોદક** નિરંતર સેવન કરવાથી, ધોળા કેશ કાળા થાય છે; અને આ મોદક ઉત્તમ રસાયનરૂપ છે એમ જાણવું.

**રેચ બંધ થવા માટે ઉપચાર:**—(૧) ખડીસાકર પાણીમાં ઓગાળી પાવી. (૨) ઠંડે પાણીએ નહાવું. (૩) ચોખાના ધોવરામણમાં મધ મેળવી હલકી ઉલટી કરાવવી. (૪) આંબાની છાલ ગાયના દહીંમાં વાટી નાભિ ઉપર લેપ કરવો. (૫) બકરીનું દૂધ પાવું. (૬) દાડમ વગેરે શીતળ પદાર્થોનું સેવન કરવું. ઘી અને ભાત કિંવા દહીં અને ભાત ખાવો.

## ૪૫—વમનની આવશ્યકતા અને ઔષધો.

**કારણ:**—કફ, વિષદોષ, અગ્નિમાંદ્ય, હદ્રોગ, કુષ્ઠ, (કોઢ,) વાતરક્ત, ભ્રમ, કાસ, શ્વાસ, જવર, અતિસાર, અને અરૂચિ, એ રોગોમાંથી એકાદો રોગ કોઇ રોગીને હોય તો તેને વમન આપવું.

**વમન** (ઉલટી) **થવા માટે ઉપચાર:**—(૧) **કફ પડવાને:**—પીંપર, મીંઢળ અને સિંધવનું ચૂર્ણ કોકરવરણા પાણીમાં પાવું. (૨) **પિત્ત પડવાને માટે:**—પંડોળાં, અરડુસો અને કડવા લીમડાનાં પાનનું ચૂર્ણ કરી ઠંડા પાણીમાં નાંખી પાવું. (૩) **કફ-વાયુની પીડા હોય તો:**—મીંઢળના મગજનું ચૂર્ણ દૂધમાં નાંખી પાવું. (૪) **અજીર્ણ ઉપર:**—કોકરવરણા પાણીમાં સિંધવ નાંખી પાવાથી, માણસને ઉલટી થઇ અજીર્ણ દૂર થાય છે. (૫) જેઠીમધનો કાઢો ૩ માસા રાઇનું ચૂર્ણ નાખી આપવો, એટલે વિષદોષ, અજીર્ણ અને કફ પડે છે. (૬) તોલો દોઢ તોલો રાઇનું ચૂર્ણ ગરમ પાણીમાં મેળવી પાવું. (૭) પા તોલાથી અર્ધા તોલા પર્યંત કપાસનાં મૂળીઆંની છાલનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. એથી કરી થોડો રેચ પણ થાય છે. એક વર્ષની અંદરના બાળકને ૨॥ થી ૪ ચણોઠીભાર સુધી આપવું. (૮) કારેલીના કિંવા અરડુસાના પાનનો રસ આપવો. (૯) ગુંજા કિંવા અરધા ગુંજ પ્રમાણે મોરથુથુ ફુલાવી તે ગરમ પાણીમાં આપી, ઉપર પેટભર પાણી પી જવું, એથી ઉલટી થઇ વિષદોષ આદિ મટે છે. (૧૦) **ઉલટી બંધ થવાને:**—હલકો રેચ આપવો કિંવા મકાઇના કણસલાને દાણા સિવાય બાળી તેની રાખ અર્ધા પૈસાભાર પાણીમા આપવી. અથવા પીંપળાનાં છોડીઆં બાળી પાણીમાં ઝામી તે પાણી પાવું.

## ૪૬—વ્રણરોગ.

**કારણ:**—વ્રણ બે પ્રકારનાં છે. શરીરજ અને આગંતુક. પહેલો રોગ શરીરદોષે થાય છે, બીજો શસ્ત્રાદિકનો ઘા લાગવાથી થાય છે. વાતાદિ દોષ પોતપોતાને કારણે કરી કુપિત થઇ ત્વચા, રક્ત, માંસ,

મેદ, એઓને દૂષિત કરી વ્રણને ઉત્પન્ન કરે છે **નાડીવ્રણ:**—જે માણુસ પાકેલું ગુમડું અપક્વ છે એમ ધારી ફોડતો નથી કિંવા પુષ્કળ પરૂ થએના વ્રણની ઉપેક્ષા કરે છે તેનું તે પરૂ (પાચ-લોહી) ત્વચા માંસ, નાડી ઇત્યાદિ વિદારણ કરી માર્ગ પાડે છે અને અંદર લાગુ થર કરે છે, તથા તે પરૂ નાડી જેવું વહે છે, એટલા માટે તેને નાડીવ્રણ (હાડવ્રણ) અથવા **નાસુર** કહે છે

**ઉપચાર:**—ગુમડાને પહેલાં **વિમ્લાપન** (ચાકવું) ક્રિયા કરવી, પછી **અવસેચન** (રક્ત કાઢવું), **ઉપનાહ** (પાટો બાંધવો), **પાટન** (ફોડવું), **શોધન, રોપણ** (ભરાવવું), અને સાતમો ઉપાય **વિકૃતિનો** નાશ કરવો એવા સાત અનુક્રમે ઉપચાર કરવા **વિમ્લાપન:**—અભ્યંગ કરી તે જગ્યે કપડું તપાવી તેણે શેકવી અને અંગુઠાવડે તેલ ચોપડી ચોળતા જવું **રક્તાવસેચન:**—જ્યારે વ્રણને ઘણોજ સોજો તથા ત્રણુકાના વિકારો હોય ત્યારે પ્રથમ લોહી કઢાવવું પ્રથમ રક્તને વિકાર થાય છે, તે રક્ત કાઢવાથી તે સંબંધી વિકાર શાંત થાય છે એટના માટે સંપૂર્ણ ક્રિયા કરતાં રક્ત કાઢવું એ ક્રિયા સારી છે **ઉપનાહ:**—અળશી, જવ, ઘઉં, સણ એ પૈકી એકના લોટમાં થોડું તેલ કિંવા ઘી નાખી ખદખદાવી તેની ચેપની કરી તે ગરમ ગરમ સોજાપર બાંધવી, એટને સોજો નાશ પામે છે **પાટન** (ફોડવું)—વ્રણના મુખમાં પરૂ થાય અથવા બાજુના ઠેકાણે પણ પરૂ થએલું માલુમ પડે અથવા વ્યાધિ પ્રસરવા લાગે કે તે ગુમડું ફોડવું (૧) કરંજ, ચિત્રક અને હાતીના મૂળીઆંનો કિંવા પારેવાની હગારનો લેપ કરવો એટલે ગુમડાનો મોઝો ઉતરી તે ફુટે છે (૨) જવખાર, સાજીખાર ટંકણખાર, ઇત્યાદિ ક્ષારોનો લેપ કરવો એટને ગુમડું ફાટે છે (૩) પીસોળાના મૂળીઆંનો લેપ કરવો (૪) સણ, મૂળા, સરગવાના બિયા, તલ, સરસવ, સાતુ અને અળસીને એકત્ર વાટી તેનો લેપ કરવો તે વ્રણશોથને ફોડનાર છે (૫) દતીમૂળ, અને ચિત્રકમૂળની છાલ, થોરનું દૂધ, આકડાનું દૂધ, ગોળ મિલા માનું ચૂર્ણ, હિરાકસી અને સિંધવનો લેપ કરવો (૬) હસ્તીદંત પાણીમાં ઘસી સોજાના મ્હોંપર એક બિંદુ મૂકવું, એટલે ઘણા કઠિન સોજાને પકવીને ફોડે છે (૭) જવ અગર ઘઉંના લોટમાં ક્ષાર નાખી લેપ કરવો, કિંવા હળદરની રાખ અને ચુનો, અથવા બકરીની લીંડીઓની રાખનો ક્ષાર અને સાબરશીંગ એકત્ર કરી તેનો લેપ કરવો તે ગુમડું ફોડવા વિષે ઉત્તમ છે **શોધન:**—(૧) તંન, સિંધવ, જેઠીમધ, કડવા લીમડાના પાન, હળદર તથા નસોતરનું ચૂર્ણ મધમાં ક્રુગી તેનવડે લેપ કરવો, તે વ્રણનું શોધન કરનાર છે (૨) તલનો કલ્ક, મીઠું, હળદર, દારૂહળદર, નસોતર, ઘી જેઠીમધ તથા કડવા લીમડાના પાનનો લેપ વ્રણને શુદ્ધ કરે છે (૩) કડવો લીમડો અને બોરડીના પાન વાટી લેપ કરવો, કિંવા લીમડાના પાન અને તનના કલ્કનો મધમાં લેપ કરવો, અથવા લીમડાના પાન, તંન, દતીમૂળ, નસોતર, સિંધવ તથા મધનો લેપ કરવો (૪) હરીતકી, નસોતર, દતી, કળનાળી, મધ સિંધવ, કારેલીના પાન, ધતુરાના પાન, ગરમાળાનાં પાન તથા અજવનાનો પૃથક્ પૃથક્ લેપ કરવાથી તે ગંભીર વ્રણનું પણ **શોધન** કરે છે (૫) કડવા લીમડાના પાન અને મધનો લેપ વ્રણશોધન કરે છે, કિંવા એકનાં ઉપર સાળીના મૂળીઆ વાટી લેપ કરવો, એટને વ્રણની શુદ્ધિ થાય છે (૬) કડવા લીમડાનાં પાન, ઘી મધ દારૂહળદર અને જેઠીમધનું ચૂર્ણ એકત્ર કરી તેનો લેપ કરવો, અથવા તેની બત્તી કરી ઘાલવી, એટલે તે શોધન કરી ભરી લાવે છે **રોપણ:**—(૧) વડ, ઉંબરો, પીપળો, કદંબ, પીંપર, વેતસ, કરેણ, કપાસ તથા કુટકીના કાઢાવડે વ્રણ ધોવું, એટને વ્રણ જનદી રૂઝાઇ આવે છે (૨) સાતવિણુની છાલ દૂધમાં વાટી લેપ કરવો તે દુષ્ટ વ્રણશામક છે (૩) ઉન્હાળીના મૂળીઆનું ચૂર્ણ મધમાં ચોપડવું તે સર્વ વ્રણોને ભરી લાવે છે (૪) પંચવલ્કનું ચૂર્ણ છિપનો ચુનો, ધાવડીના ફૂલ અને લોધ્રનું ચૂર્ણ ઉપર ચોપડવું (૫) તલના કલ્કનો લેપ કરવો (૬) તંન તથા જેઠીમધનું ચૂર્ણ ઉપર ચોપડવું (૭) કડવો લીમડો અને કડવા પડોળાના કાઢા વડે અથવા આસુંદરાના કાઢા વડે વ્રણ ધોવું, એટલે જનદી ભરાઇ આવે છે **વ્રણમાંના કીડા નિકળી જવા માટે ઉપચાર:**—(૧) કરંજ, કડવો લીમડો તથા નગોડનો રસ વ્રણમાંના કૃમિનો નાશ કરે છે (૨) લસણ વાટી તેનો લેપ કરવો (૩) લીમડાના પાન, વજ, હીંગ, ઘી, મીઠું અને સિંધવનો ધૂપ ગુમડાને આપવો એટલે તે કૃમિ, રાક્ષસવ્રણ તથા કંડુનો નાશ કરે છે. (૪) ફાંગળાનાં પાનનો રસ વ્રણ ઉપર ચોળવો અને તેનાજ પાનની ચેપની કરી વ્રણ ઉપર

લગાવવી. (૫) કપૂરના પાણીવડે વ્રણ ધોવું. (૬) કડવો લીમડો, ગરમાળો, જાઇ, કપાસ, સાતવિણુ, ધોળી કરેણુ, તથા ગોમૂત્રવડે વ્રણ ધોવું. **અગ્નિદગ્ધ વ્રણ ઉપર ઉપચારઃ**--(૧) શિરગોળા સેકી બારિક વાટી તેલમાં ખરલ કરી તે મલમ ચોપડવું. (૨) સાતુની સળીઓ બાળી તેલમાં ખરલ કરી લેપ કરવો. (૩) ડાંગરના કુશકાની રાખ ઘીમાં ખરલ કરી તેનો લેપ કરવો. (૪) કુંવેરનો ગર્ભ અથવા મધ ચોપડવું. એટલે આગ શાંત થાય છે. (૫) તેલમાં ચતુર્થાંશ ચુનાનું નિતર્યું પાણી નાખી હલાવવું, એટલે મલમ જેવું થશે, તે મોરના પીછાવડે વ્રણ ઉપર ચોપડવું. (૬) શંખજીરૂં માખણમાં ખરલ કરી ચોપડવું. (૭) ધાવડીનાં ફૂલનું ચૂર્ણ જવાસાના તેલમાં ખરલ કરી ચોપડવું એટલે અગ્નિદગ્ધ વ્રણ વિસર્પ, કીટ વ્રણ, સણકા, લૂતાવ્રણ, ઘણા દિવસનું દુષ્ટ નાડીવ્રણ, એ જલદી સારાં થાય છે. (૮) કડવાં પંડોળાંનો કાઢો તથા કલ્કમાં સરસવનું તેલ સિદ્ધ કરવું, તે અગ્નિદગ્ધ, વ્રણ, સણકા, સ્રાવ, દાહ, તથા ફોડને હઠાવી નાશ કરે છે. (૯) ગાયનું ઘી ચોપડવું. (૧૦) જીંડવાં સુદ્ધાં રૂ વાટી તેનો પાણીમાં લેપ કરવો. (૧૧) ત્રિફળા અને રેશમની રાખ તેલમાં ચોપડવી. (૧૨) મીણ, જેઠીમધ, લોધ્ર, રાળ, મોરવેલ, ચંદન અને મજીઠના કલ્કમાં ઘૃત સિદ્ધ કરી તે ચોપડવું. (૧૩) પીંપળાની સુકાએલી છાલનું ચૂર્ણ ઘીમાં મેળવી ચોપડવું. (૧૪) કેશ બાળી તેની રાખ તેલમાં ખરલ કરી ચોપડવી. (૧૫) રાળ બારિક વસ્ત્રગાળ કરી તેમાં તલનું તેલ અને પાણી નાખી ખરલ કરી પીછાવડે કે રૂવડે ચોપડવું. (૧૬) ગુંદીની છાલ, ત્રિફળાં અને દારૂહળદરના કાઢામાં ગોરોચન નાખી તેણે કરી આંખો ધોવી, પછી આંખોને ગાયનું ઘી અથવા માખણ ચોપડવું; એટલે આંખો બળતી હશે તે તથા નીવડુંગ અને કપાસના રસવડે આંખ બગડેલી હોય તો સારી થાય છે. (૧૭) રસકપૂર તથા ધોળો કાથો એક ભાગ, અને અર્ધો ભાગ સિંદુર, એ ત્રણ જણસોનો એકત્ર ખરલ કરી તેથી ચોગણું ઘી લઇ તેને ૨૧ વાર પાણીવડે ધોવું અને તે કાંસાના વાસણમાં નાખી તેમાં ખરલ કરેલું ઔષધ નાખી કાંસાની વાડકીવડે સારો ખરલ કરવો, અને તે મલમ દાઝેલા ભાગપર ચોપડવું એ મલમથી આગંતુક વ્રણ, ઉપદંશવ્રણ, કર્ણ સંબંધી વ્રણ અને ખરજવાં, એ રોગ પણ સારા થાય છે. **આગંતુકવ્રણ ઉપર ઉપચારઃ**—(૧) આગંતુકવ્રણ ઉપર જેઠીમધનું ચૂર્ણ અને ઘીનો કિંચિત્ ઉષ્ણ લેપ કરવો. તથા શક્તિ અનુસાર કિંચિત્ પિત્તકારક, રક્તશોધક અને ઉષ્ણ એવા પદાર્થો અને ઘી તથા મધ રાત્રે સેવન કરવાં. (૨) છિન્ન ભિન્ન, તથા વિદ્ધ, એ પ્રકારના વ્રણને પ્રથમ રેશમવડે બાંધવુ, તથા રોગી વારંવાર જેમ દુઃખ પામે નહિ તેમ ઉપચાર કરવા. (૩) **જાત્યાદિ તેલઃ**—જાઇ, કડવો લીમડો, કડવાં પંડોળાં અને કરંજનાં પાન, મીણ, જેઠીમધ, ઉપલેટ, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ઠ, લોધ્ર, હરીતકી, નીલકમળ, મોરથુથુ, ઉપરસાળ, તથા કરંજનાં બિયાં સમભાગ લઈ તેના કલ્કમાં તેલ સિદ્ધ કરવું. તે વિષવ્રણ, સંપૂર્ણ સ્ફોટ, ખસ, કંડૂ, વિસર્પ, કૃમિનો દંશ, શસ્ત્રપ્રહાર; દગ્ધ, વિદ્ધ, એવાં ક્ષતો; તથા નખ દંતથી થએલા ક્ષતો; માંસનું ઘર્ષણ, ઇત્યાદિક ઉપર ભરાઇ આવવા વિષે આ તેલ હિતકારક છે. (૪) ધરોના રસમાં કિંવા ટેંટુના રસમાં કિંવા દારૂહળદરની છાલના કલ્કમાં તેલ સિદ્ધ કરવું, તે વ્રણ ભરાઇ આવવા વિષે ઉત્તમ છે. (૫) મોગલી એરંડાનાં બિયાંના તેલમાં રૂ ભીંજવી, તે વ્રણ ઉપર બેસારતા જવું. એણે કરી સર્વ પ્રકારનાં વ્રણ ભરાઈ આવે છે. (૬) રાળ, મીણ, તલનું તેલ, એ સમભાગ લઇ તેમાં થોડું સિંદુર નાંખી સર્વનો એક મેળાપ થાય ત્યાં સુધી કઢવવું અને એ મલમની પટ્ટી લગાવવી. (૭) **ઢોરનું શીંગડું ભાગી ગયું હોય તે ઉપરઃ**—તેલ, સિંદુર, માણસના વાળ, એ સર્વે એકત્ર કચરી બાંધવાં, અથવા થોરના ૧ શેર દૂધમાં ૪ તોલા સિંદુર નાખી શિંગડાને તેમાં બોળવું અને ઉપર કપડુ લપેટવું. (૮) બિચવા કરીને એક નાની વનસ્પતિ છે. તે વાટી ચોપડવી, કિંવા તેનું ચૂર્ણ ચોપડવું; એટલે જખમ તુરત સારો થાય છે. **નાડીવ્રણ ઉપર ઉપચારઃ**—(૧) જાઇ, કપાસ, ગરમાળો, કરંજ, દંતીમૂળ, સિંધવ, સંચળ, જવખાર, એ સર્વ એકત્ર ખરલ કરી તેની દીવેટ કરી તે નાડીવ્રણમાં ઘાલવી. અથવા થોરનો રસ અને સિંધવ એકત્ર ખરલ કરી તેની દીવેટ કરી ઘાલવી; તેથી કરી નાડીવ્રણ સારૂં થાય છે. (૨) મૂળીઆં અને પાન સુદ્ધાં નગોડનું ઝાડ કૂટી તેનો રસ કાઢી તેના બરોબર તેલ લઈ એકત્ર કઢવી, તેલ સિદ્ધ કરી તે ચોપડવું. (૩) ગરમાળા, હળદર અને બોરડીની છાલનું ચૂર્ણ કરી તેમાં મધ અને ઘી નાંખી તેમાં સૂતરની દીવેટ ભીંજવી તે વ્રણમાં ઘાલવી. (૪) ગુગળ, ત્રિફળાં, સુંઠ, મરી, પીંપર, એ

સમભાગ વાટી એનો લેપ કરવો તે દુષ્ટ નાડીવ્રણનો તથા ભગંદરનો નાશ કરે છે (૫) શલ્યજ નાડીવ્રણ ઉપર:—તલ, મજીઠ, મધ તથા ઘીનો વારવાર લેપ કરવો (૬) રસાંજન, દારૂહળદર, હળદર, મજીઠ, કડવા લીમડાના પાન, નસોતર, માલકાંગણી અને દાંતીમૂળના ચૂર્ણનો લેપ કરવો ભગંદર ઉપર પણ આ ઉપાય યોજવો (૭) ત્રિફળાં, વાવડીંગ અને પીપરનું ચૂર્ણ મધ સાથે ચાટવું એટલે નાડીવ્રણ, ભગંદર, કોઢ કૃમિ અને પ્રમેહનો નાશ થાય છે **સર્વ પ્રકારના વ્રણ ઉપર ઉપચાર:-** (૧) **પારદાદિ મલહર ઘૃત:**—પારો અને ગંધકની કજ્જલી, એ કજ્જલી બરાબર મુરદારશિંગ, અને એ બધાના બરાબર કપીલો, કિંચિત્ મોરથુથુ (ફુલાવેલું) એ સર્વ એકત્ર ખરલ કરી તેમાં ચારગણું જુનું ઘી નાખી ખરલ કરવો, અને એ મલમ રૂની ગડી ઉપર નાખી ચોપડવું એટલે સંપૂર્ણ વ્રણ અને નાડીવ્રણનો નાશ થાય છે જે વ્રણ સેંકડો ઔષધોએ શાંત થતા નથી તે એના યોગવડે અલ્પ કાળમાં સારા થાય છે (૨) પારો, ગંધક સિંદુર, રાળ, કપિલો, મુરદારશિંગ, મોરથુથુ અને કાથો એ સર્વેનું એકત્ર ચૂર્ણ કરી તેમાં ચોગણું ઘી નાખી તેનો ખરલ કરવો અને તે રૂની ગડી ઉપર ચોપડી તે વ્રણ ઉપર લગાવવી, એટલે સંપૂર્ણ વ્રણોનો નાશ થાય છે (૩) ચિરકાળ પાક સ્રાવ અને ગંધે યુક્ત અને મોટું અને સજીુક્ત તથા સોજાએ વ્યાપ્ત જે વ્રણ તે નાશ થવા માટે ત્રિફળાના કાઢામાં ૩ માસા શુદ્ધ ગુગળ નાખી આપતા જવું, અથવા ત્રિફળાના ચૂર્ણ સમાન ગુગળ લઇ તેની ગોળીઓ કરી તેમાંથી એકેક આપવી એટલે તે મલગદ્દતાનો નાશ કરે છે અને વ્રણને શુદ્ધ કરી રૂઝવી નાખે છે (૪) **જાત્યાદિ ઘૃત**—જાઈના પાન, કડવા પડોળાના પાન અથવા ફળ, કડવા લીમડાના પાન કડુ, દારૂહળદર, ઉપરસાળ મજીઠ, કાળો વાળો, સિંધવ, મોરથુથુ જેઠીમધ, અને કરંજના બિયાના કાઢામાં ઘી નાખી સિદ્ધ કરવું અને તેમાં ૨ મીંજવી તેનો લેપ કરવો, એટલે તે ઝીણા મ્હોંનુ, મર્મ ઉપરનું, વહેનારૂં, અંદર ઘર કરનાર, તથા પીડા કરનારૂં હરકોઈ વ્રણને શુદ્ધ કરે છે, અને ભરી લાવે છે એ ઘૃત સિદ્ધ કરતી વેળાએ તેમાં મીણ નાખવું એવો પણ પાઠ છે (૫) **સ્વર્જિકાદિ ઘૃત:**—સાજીખાર, જવખાર, કપિલો, રેણુક બીજ, ટંકણખાર, ધોળો કાથો, મોરથુથુ એ સર્વેનું ચૂર્ણ એકત્ર કરી ગાયના ઘીમાં એક પહોર સુધી ખરલ કરવું આ સ્વર્જિકાદિ ઘૃત સંપૂર્ણ વ્રણનો નાશ કરે છે, વ્રણને ભરી લાવે છે, તથા કૃમિ, કંડૂનો નાશ કરી ચામડીનો રંગ સારો કરે છે (૬) **સિંદુરનું કાળું મલમ:**—સિંદુર ૧૨ તોલા મીણ ૦।। તોલો અને તલનું તેલ નવ તોલા એ પ્રમાણે લઇ પ્રથમ મીણ અને તેલ એક વાસણમાં નાખી દેવતા સળગાવી ચૂલા ઉપર મૂકવું અગ્નિ મંદ સળગાવવો મીણ ઓગળ્યા પછી તેમાં થોડું થોડું સિંદુર નાખી લાકડીવડે હલાવતા જવું એટલે સિંદુર કાળુ થવા માંડે છે, ત્રણ ચાર ઉભરા આવ્યા પછી આંગળીવડે તપાસવું ગોળી થવા જેવું થાય કે તુરત નીચે ઉતારવું પછી આ તૈયાર થએલા મલમની પટ્ટી વ્રણ ઉપર લગાવવી (૭) તીપાનીના વેલાના પાન બાળી તેની રાખ કરી ઘીમાં ખરલ કરી તે ચોપડવી (૮) કાગ (કાકજંઘા) ના પાન બાળી તેની રાખ કરી ઘીમાં ખરલ કરી તે ચોપડવી (૯) ગુમડાને ઘીનો લેપ કરી તે ઉપર આસુંદરાની છાલનું ચૂર્ણ ચોપડવું (૧૦) મીણ ૧ તોલો સિંદુર ૧ તોલો કાગનો રસ ૪ તોલા અને ઘી ૪ તોલા લેઈ પકવ કરી જાડું થયા પછી નીચે ઉતારવું અને મલમની પટ્ટી લગાવવી એટલે ઉપદંશવ્રણ નાડીવ્રણ, હાડવ્રણ અને સર્વ પ્રકારના વ્રણ જલદીથી સારા થાય છે (૧૧) સિંદુર ૩ તોલા, ગેરૂ ૧ તોલો, મુરદારશિંગ ૧ તોલો, મોરથુથુ ૦।। તોલો અને મીણ ૧ તોલો લેવા પ્રથમ તલનું તેલ ૬ તોલા લઇ તેમાં મીણ નાખવું તથા અગ્નિ ઉપર તે મૂકી, પાતળું થાય એટલે તેમાં સિંદુર નાખવું, અને મંદાગ્નિ ઉપર રાખી ઉભરા આવવા દેવા ચીકટું થાય એટલે બાકીના ઔષધો અંદર નાખવાં એ મલમની પટ્ટી લગાવવાથી વ્રણ મધોવ્રણ, નાડીવ્રણ ગડુ ખાડુક, બદ એ સર્વ સારા થાય છે (૧૨) વાકરીની સોડી દૂધમાં ઘસી તે પીવું પથ્ય અલૂણી કરવી, એટલે નાડીવ્રણ, ભગંદર મૂળવ્યાધિ, જીર્ણ જ્વર, પાંડુ ક્ષય ગંડમાળ, ઇત્યાદિ રોગ દૂર થાય છે (૧૩) કડવા લીમડાના પાન વેખંડ, હીંગ, ઘી, મીઠું અને સિંધવની ધૂણી આપવી, એટલે કૃમિ કંડૂ અને વ્રણનો નાશ થાય છે (૧૪) મનશીલ ગુગળ, સરસવ, દેવદાર, પુષ્કરમૂળ, કળવાની, રાળ અને ઘીની ધૂણી આપવી, એટલે અર્શ, ભગંદર,

પીનસ અને દુર્ગંધીયુક્ત વ્રણુનો નાશ થાય છે. ( ૧૫ ) વડની છાલ, પીંપર, અંબાડા, વેતસ અથવા પરાળ, બોરડીની છાલ, નાંદરૂખ, જેઠીમધ, ચારોળી, રાતો લોધ્ર, ઉંબરો, પાંપરાની છાલ, મહુડાની છાલ, આરસપીંપળો, સાળી, ટેંટું, નાનાં જાંબુ, મોટાં જાંબું, કેરી, બાલહરડે, કદંબની છાલ. આસુંદરો, ભિલામો, એ ૨૩ ઔષધોમાંથી જે મળે તે મેળવી તેનો કાઢો કરી પાવાથી મળનો અવષ્ટંભ કરનાર વાયુ દૂર થઇ, **વ્રણરોગ** અને **અસ્થિભંગ** દૂર થાય છે. અને **યોનિદોષ, દાહ, મેદોરોગ** અને **વિષદોષનો** પણ નાશ થાય છે.

**પથ્ય:**—જુનાચોખા, જવ, ઘી, મસૂર, તુવેર, પંડોળાં, કારેલાં, ઘઉં, તાંદળજો, ચીલ, સિંધવ, મીઠા, કડવા, તુરા, એવા પદાર્થો, અને તપાવી ઠંડું કરેલું પાણી. **અપથ્ય:**—નવું ધાન્ય, તલ, વટાણા, અડદ, કુલિત્થ, ખીચડી, ઠંડું પાણી, દૂધ, શેલડી, ગોળ, ભાજીપાલો, તીખા, ખાટા, ખારા, ઠંડા પદાર્થ, મૈથુન, શ્રમ, નિદ્રા, તાંબુલ.

## ૪૭—વાતરક્ત. ( રક્તપિત્ત. )

**કારણ:**—ખાટા, તીખા, ક્ષાર, સ્નિગ્ધ, ઉષ્ણ, અપકવ, ઉબાઈ ગએલા, શુષ્ક, એવા પદાર્થોનું સેવન તથા મત્સ્યાદિકોનું માંસ અને પેંડ, મૂળા, કુલિત્થ, વાલ આદિ ઠંડાં ધાન્યો, શાકાદિક. શેકેલા તલ, શેલડીનો રસ, દહીં, કાંજી, છાશ, મદ્ય, વિરૂદ્ધઅન્ન, અધ્યશન, ઇત્યાદિ પદાર્થોનું સેવન; ક્રોધ અને દિવસે નિદ્રા, રાત્રે જાગરણ, એ કારણોએ તેમજ ઘણું કરી સુકુમાર પુરૂષ અને મિથ્યા આહાર વિહાર કરનાર અને સ્થૂલ ( જાડા ) અને સુખી એવા માણસનું વાતરક્ત કુપિત થાય છે.

**સંપ્રાપ્તિ:**—હાથી, અશ્વ અને ઉંટ ઉપર ગમન કરનાર, અને વિદાહજનક અન્ન ભક્ષણ કરનાર, એવા માણસનું આખા શરીરમાંનું રક્ત દૂષિત થઈ પગમાં એકઠું થાય છે. પછી દુષ્ટ વાયુમાં મળે છે. આ રોગમાં વાયુનું પ્રાબલ્ય છે, એટલા માટે એને વાતરક્ત કહે છે.

**પૂર્વરૂપ:**—ઘણો પરસેવો આવે છે, કિંવા સમૂળગો આવતોજ નથી, શરીર કાળાશપર જણાય છે, સ્પર્શનું—અજ્ઞાનપણું, ક્ષતની અંદર ઘણાજ સણકા, આળસ, અંગ ગળી જવા જેવું થવું, શરીરપર ઢીમણાં થવાં, ઢીંચણ, કહોણી, કુલા, કંમર, ખાંધ, હાથ, પગ, ઇત્યાદિકોની સંધિમાં શૂળ; અંગનું સ્ફુરણ, સણકા, શરીરે બહેરાપણું, કંડૂ, સંધિમધ્યે શૂળ, વારંવાર દાહ થઇ નષ્ટ થાય છે, અને પુનઃ દાહ થાય છે, વર્ણ બદલાય છે અને અંગ ઉપર મંડળની ઉત્પત્તિ, એ વાતરક્તનાં પૂર્વ રૂપો જાણવાં.

**અસાધ્ય લક્ષણ:**—જે કુલા પર્યંત વ્યાપ્ત થએલો, સમૂહ થએલો, સ્ત્રાવ થનાર; અને બલ, માંસ કે ક્ષયાદિ ઉપદ્રવથી યુક્ત જે વાતરક્ત તે સાધ્ય, અને એક વર્ષ ઉપર થયેલો વાતરક્ત એ **અસાધ્ય** જાણવો.

**ઉપચાર:**—(૧) ગળોના કાઢામાં શુદ્ધ કરેલું શિલાજીત નાંખી તે કાઢો પાવો. (૨) **મંજીષ્ઠાદિ કાઢો:**—મજીઠ, કડો, ગળો, નાગરમોથ, વજ, સુંઠ, હળદર, દારૂહળદર, અરડુસો, પિત્તપાપડો, ઉપરસાળ, અતિવિષ, ધમાસો, કંવડળ, વાળો, રીંગણી, કડવા લીમડાની છાલ, કડવાં પંડોળાં, ઉપલેટ, કડૂ, ભારંગમૂળ, વાવડીંગ, ચિત્રો, મોરવેલ, દેવદાર, ઇંદ્રજવ, ભાંગરો, પીંપર, મેંદી, પહાડમૂળ, શતાવરી, ખેર, ત્રિફળાં, કરિયાતુ, બકમ લીમડો, અસાણા, ગરમાળો, કાળુ નસોતર, બાવચો, ચંદન, વાયવર્ણા, કરંજ, અને સાગ, એ સર્વ સમભાગ ઔષધોનો કાઢો કરી નિત્ય પાવાથી ત્વચાનો દોષ, અઢાર પ્રકારના કોઢ, વાતરક્ત, સુનબહિરિ, વિસર્પ, વિદ્રધિ, અને સર્વ દોષનો જલદી નાશ થાય છે. ( ૩ ) **લઘુ મજીષ્ટાદિ કાઢો:**—મજીઠ, ત્રિફળાં, કહુ, વજ, દારૂહળદર, ગળો અને કડવા લીમડાની છાલનો કાઢો વાતરક્ત, ખસ, કાપાલિક કુષ્ઠ અને રક્તમંડળનો નાશક છે. (૪) અરડુસો, ગળો અને કડુનો કાઢો આપવો. (૫) ગળોના કાઢામાં એરંડતેલ નાખી તે આપવો. (૬) સુરવારી હરડેનું ચૂર્ણ ગોળમાં મેળવી આપવું. (૭) મીણ, મજીઠ, અને રાળના તેલવડે કિંવા રક્તબોળના તેલવડે અભ્યંગ કરવો; એટલે વાતરક્તની પીડા દૂર થશે. (૮) એરંડમૂળ, અરડુસો અને ગળોનો કાઢો આપવો. ( ૯ ) ખેરનો કાઢો બે વાર આપવો. ઉપર ઘી ભાત ખાવાં તથા **નિર્વાત સ્થળ** એ **પથ્ય** કરવી; એટલે કુષ્ઠાદિ સર્વ રોગોનો નાશ થાય

છે. (૧૦) શુદ્ધ કરેલો કળનાગીનો કંદ, સુંઠ, મરી, પીંપર અને મીંડાનું ચૂર્ણ એકત્ર મિશ્ર કરવું તે મધ અને ગાયના ઘીમાં ૧૦ માસા આપવું, એથી અનેક પ્રકારના રક્તવિકાર, પાદશોષ, પગ ફુટે છે તે, માથાનું દુખ, અસાધ્ય વાતરક્ત અને કોઢનો નાશ કરે છે (૧૧) ગોરખમુંડી અને કડુનું ચૂર્ણ, મધ અને ઘીમાં આપવું (૧૨) કડવા લીમડાના પાનનો અંગરસ કિંવા તેના પાન ગાયના દૂધમાં વાટી રસ કાઢવો અને તે પાવો (૧૩) ખજૂરનો મનક કાઢી તેમાં એરંડતેલ નાખી તે આપવાથી વાતરક્ત અને ધનુર્વાત દૂર થાય છે. (૧૪) મોગલી એરંડાના બિયાનું તેલ, રોગગ્રસ્ત એવી સર્વ જગાએ દિવસમાં ચાર પાંચ વાર ચોપડતા જવું (૧૫) ધોળી ગૂગળાશીનો કંદ ૧ તોલો ગાયના તાજા દૂધમાં દિવસમાં ત્રણવાર લેવો. એ ઔષધ હમ્મેશા ૩ મહિના આપવું (૧૬) **અમૃતા ઘૃત:**—ગળો લાવી થોડી કુટી તેમાં તેના ચોપટ પાણી નાખી ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી તેમાં કાઢાના ચતુર્થાંશ જેટલું ઘી નાખવું, અને ઘીનો ચતુર્થાંશ ગળોનો કલ્ક કરી અને દૂધ ઘીથી ચોગણું તેમાં નાખી ઘી શેષ રહે ત્યાં સુધી પાક કરી, પછી તે ગાળી લેઇ પીવું તેણે કરી વાતરક્ત અને કોઢ જલદી દૂર થાય છે

**પથ્ય:**—રાતાચોખા, ઘઉં, ચણા મગ, તુવેર, મઠ; ખકરી, મેઢી, ભેંશ અને ગાયનું દૂધ, મધાળ, કાવળી, વેતના અંકુર, કુરડુ ચાકવત, કારેલા, તાદળજો, પરવળ ( પડોળાં ), આમળા, આદુ, સુરણ સરગવો, સાકર દ્રાક્ષ જુનું કોળુ, માખણ તાજું ઘી, કડવા પદાર્થ. **અપથ્ય:**—દિવસ નિદ્રા, શોક લેવો, કુયોગ, મૈથુન, અડદ, કુળિથ, નાગ વગાણા, તેમજ મામ, વિરૂદ્ધ ભોજન, દહીં, શેલડી, મૂળા, મધ પાન, કાજી, તલ, તીખા, ઉષ્ણ તુરા, ચીકટા, મીઠું અને તેલના પદાર્થ

## ૪૮–વાતરોગ.

**કારણ:**—રૂક્ષ, શીત, અલ્પ પ્રમાણ, તથા લઘુ એવા અન્ન ભક્ષણ કરવાથી, અતિ મૈથુનથી, અત્યંત જાગરણ કરવાથી, વિષમ ઉપચાર કરવાથી, દોષ ( કફ, પિત્ત, મળ, મૂત્ર ઇત્યાદિ ) તથા રક્તનો સ્રાવ કરવાથી, એકાદો ખાડો વગેરે ફલગ મારી ઓળગવાથી, નદી વગેરેમાં તરવાથી અત્યંત માર્ગ—ક્રમ કરવાથી, અત્યંત આયાસ કરવાથી, અત્યંત વિરૂદ્ધ ચેષ્ટા કરવાથી, રસ રક્તાદિ ધાતુનો ક્ષય થવાથી, ઘણી ચિંતાથી શોક વગેરે કારણોથી, કૃશત્વ આવવાથી, મળમૂત્રાદિકોનો અભિઘાત થવાથી, હાથી, ઉંટ, ઘોડા ઇત્યાદિ શીઘ્રવાહન ઉપર બેસવાથી, કુપિત થએલો બલવાન વાયુ નકામો સ્રોતસોમાં ભરાઇ સર્વાંગમાં કિંવા એકાંગ વ્યાપનારા નાના તરેહના વ્યાધિ ઉત્પન્ન કરે છે

**પૂર્વરૂપ:**—એ કહી ગએલી વાતવ્યાધિનું જે અસ્પષ્ટ લક્ષણ તેનેજ પૂર્વરૂપ કહે છે તે જ્વરાદિક પ્રમાણે વિશિષ્ટ નથી, તથા જે રૂપ વ્યક્ત થાય છે, એટલે દોષાદિ ભેદે કરી સારાં દેખાવામાં આવે છે, તેજ તેનું લક્ષણ જાણવું. અપાન એટલે વાયુના ચચલત્વથી સ્તંભ, સંકોચ, કંપાદિકનો કદાપિ અભાવ થાય છે, તથા શરીરની લઘુતા, વાયુએ શોષણ કરવાથી અથવા અપાય લઘુતા એટલે સર્વ વાતવિકારોનો અપાય કરીને અભાવ થાય છે તથા વાતવિકારની લઘુતા એટલે અલ્પત્વે કરી, સ્થિતિ નિઃશેષ નિવૃત્તિ થતી નથી **નાના પ્રકારની વ્યાધિ કરે છે એવું કહ્યું તે વ્યાધિ:**—સંધિનો સંકોચ તથા સ્તંભ, અસ્થિનો તથા સંધિનો ભંગ, એટલે હાડકું ભાગ્યા જેવી પીડા, રોમાચ, અસંબદ્ધ ભાષણ, હાથ, પગ તથા મસ્તક સ્તબ્ધ થવું, એટલે ડોક હાલતી ચાલતી રહી જવી, ખંજત્વ પાંગળાપણું, કુબડાપણું, અંગે સોજો, નિદ્રાનાશ, ગર્ભધારણ ન થવો, શુક્ર, તથા રજ ( સ્ત્રીનુ આર્તવ )નો નાશ, કંપ, અંગને સોજો, મસ્તક, નાસિકા, આંખો, જત્રુ તથા ગરદન એ અંદર જવા જવું, કિંવા વાંકુ થઈ જવું, ભેદતપીડા સોયો ભોંકયા પ્રમાણે પીડા થવી આક્ષેપ મોહ, શ્રમ કુપિત થએલો વાયુ એ પ્રમાણે લક્ષણો કરે છે, તે હેતુ તથા સ્થાનના ભેદવડે વિશિષ્ટ રોગ ઉત્પન્ન કરનારો થાય છે જેમ કે આઢ્ય થાય એટલે મન્યાસ્તંભ કરનારો થાય છે પક્વાશયમાં હોય એટલે આંત્રકુજનાદિ કરે છે

વાયુરોગ ૮૦ પ્રકારનો છે તેના નામ અને લક્ષણ આગળ આપેલા છે.

**૧ આક્ષેપક:**—વાયુ કોપ કરી આખા શરીરમાં પ્રસરી, હાથીપર બેસવાથી જેમ માણસનું શરીર ડોલે છે તેમ વારંવાર શરીરને જે વાયુ ડોલાવે છે તે

૨ હનુસ્તંભ:—વાયુ કોપ કરી હનુવટીનો સ્તંભ કરે છે, અને મ્હોં ફેરવી પકડી રાખે છે. અથવા મ્હોં વાંકા જેવું કરે છે તે.

૩ ઉરૂ સ્તંભ:—વાયુ, કફ તથા મેદમાં મળી, પગની ઘુંટીઓમાં પ્રસરી, ઘુંટીઓ જડ કરી સજ્જડ પકડી રાખે છે, તેથી કરી ઘુંટીઓ અચેતન થઇ ચાલવાનું સામર્થ્ય રહેતું નથી તે.

૪ શિરોગ્રહ:—જે વાયુ રક્તાશ્રિત થઇ, મસ્તકને પકડનાર જે રેપાઓ, તેને નિસ્તેજ કરી વેદના ઉત્પન્ન કરે છે. આ વાયુ અસાધ્ય છે.

૫ બાહ્યાયામ:—જે વાયુ માણુસને પીઠ આગળથી ધનુષ્ય જેવું વાળી દે છે તે.

૬ અભ્યંતરાયામ:—જે વાયુ ઉર પાસેથી માણુસને ધનુષ્યની પેઠે વાળી દે છે તે.

૭ પાર્શ્વશૂળ:—જે વાયુ કોષ્ઠને ઠેકાણે કોપ કરી પાસામાં શૂળ ઉત્પન્ન કરે છે તે.

૮ કટિગ્રહ:—જે વાયુ કમ્મરનો સ્તંભ કરે છે તે.

૯ દંડાપતાનક:—જે વાયુ દંડની માફક ગાત્રોનો સ્તંભ કરે છે તે.

૧૦ ખલ્લી:—જે વાયુ પગ, પેટ, પેઢુ, કુલા, ઘુંટીઓ અને હાથ એ ઠેકાણે ક્રમે કરી પ્રસરી, શૂળ ઉત્પન્ન કરે છે તે.

૧૧ જિવ્હાસ્તંભ:—જે વાયુ શબ્દવાહિની શિરા સુધી જઈ જીભનો સ્તંભ કરે છે, તેથી કરી અન્ન પાણી મોટા કષ્ટે કરી ગળામાં ઉતરે છે, અને બોલાતું નથી તે.

૧૨ અર્દિત:—જે માણુસ ઉંચા પદાર્થોને હસ્તાદિકે કરી પકડી લે છે, ઘણા કઠિન પદાર્થોનું ભક્ષણ કરે છે, ઘણું હસે છે, અંગ ઉપર ઘણો ભાર ઉંચકે છે, અને વિષમ શયન કરે છે, એટલે ઉંઘમાં માણુસનું ગળું, માથું અથવા શરીર વાંકું, ચુકું, નીચું રહી જાય; ઇત્યાદિ કારણે વાયુ કોપ કરી મસ્તક, નાક, ઓષ્ટ, ગાલ, લલાટ અને આંખોની સંધિમાં મ્હોં વાંકું ફેરવી નાંખે છે. તેથી કરી ગળું પણ વાંકું થાય છે, મસ્તક કંપે છે. મ્હોમાંથી શબ્દ નીકળી શકતો નથી. ભમરો અને આંખો વાંકી થાય છે તે.

૧૩ પક્ષઘાત:—વાયુ અર્ધા અંગમાં જઇ શિરા (રેપા), અને સ્નાયુનું શોષણ કરી, સંધિનાં બંધનો શિથિલ કરતો અર્ધું અંગ ચેતન રહિત કરે છે તે. તેને અર્ધાંગ વાયુ પણ કહે છે.

૧૪ ક્રોષ્ટુશીર્ષ:—વાયુ રક્તાશ્રિત થઇ કૂલાઓમાં પ્રસરી, સોજો ઉત્પન્ન કરે છે; તેથી કરી તે સોજાથી કુલાઓ પાડાના મસ્તક જેવા મોટા થાય છે તથા એની અંદર વેદના ઘણી થાય છે તે.

૧૫ મન્યાસ્તંભ:—જે વાયુ કફાશ્રિત થઇ ગળું સ્તંભ જેવું સ્તબ્ધ કરે છે, તેથી કરી ગળું અહીં તહીં ફેરવાતું નથી તે.

૧૬ પંગુ વાયુ:—વાયુ કમ્મરમાં પ્રસરી ઘુંટીઓની મોટી શિરા સુધી જઇ, માણુસના બન્ને પગ લુલા કરે છે તે.

૧૭ કલાયખંજ:—જે વાયુવડે માણુસ ચાલતી વેળાએ શરીરે કાંપે છે તથા ચાલતાં ચાલતાં પગ વાંકા ચૂકા કરી ચાલે છે તે.

૧૮ તૂની:—જે વાયુ વડે પક્વાશય અને મૂત્રાશયને ઠેકાણે બળતરા ઉત્પન્ન થઇ ગુદા અને ઉપસ્થને ઠેકાણે બળતરા ઉત્પન્ન થાય છે તે.

૧૯ પ્રતિ તૂની:—જે વાયુના યોગે ગુદા અને ઉપસ્થને ઠેકાણે બળતરા ઉત્પન્ન થઇ પક્વાશય અને મૂત્રાશયના સ્થળોએ બળતરા ઉત્પન્ન થાય છે તે.

૨૦ ખંજ:—જે વાયુ પંગુ વાયુના લક્ષણે યુક્ત થઇ માણુસનો પગ લૂલો કરે છે તે.

૨૧ પાદહર્ષ:—જે વાયુ કફાશ્રિતે કરી પગોમાં ઝઝણી થાય છે તે.

૨૨ ગૃધ્રસી:—જે વાયુ પીઠ, કંમર, ઘુંટીઓ, કૂલા, પેઢુ અને પગને સ્થળોએ અનુક્રમે પ્રવેશ કરી, આ સ્થાનમાંથી આ સ્થાનમાં એમ વારંવાર થોડો થોડો ફરતો છતાં, સ્તંભ શૂળ અને ક્લેશ કરે છે તે.

ધોવરામણમાં આપવાં. (૪) **દાહ ઉપર:**—વાળો અને ચંદન વાટી શરીરે લેપ કરવો. (૫) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—વાળો, શેરડીનાં મૂળીઆં, ડાભનાં મૂળીઆં અને રતાંદળી (રક્તચંદન) નો કાઢો કરી પાવો. (૬) **હૃદયશૂળ ઉપર:**—વાળો અને પીંપળીમૂળનું ચૂર્ણ સમભાગ એકત્ર કરી તેમાંથી બે માસા ગાયના ઘીમાં આપવું.

**૫૧૭. વાંસ:**—સં૦ બં૦ વંશ, વેણુ. મ૦ વેળુ, બાંબુ. કો૦ કલક. હિં૦ બાંસ. ક૦ બીદીરૂ, ગળાએળે. તે૦ કીચકઇ. તા૦ મુંગિલ્ર. તુ૦ બેદરૂ. મલા૦ ગોમ. ઇં૦ બૅંબુકેઇન. લા૦ બાંબુસાવલગેરીસ્.

વાંસને મરાઠીમાં **"બાંબુ, માણગા તથા ચિંવા** પણ કહે છે. કોકણમાં વાંસનાં ભોથાં ઘણે ઠેકાણે છે. જેમ કળકીના બેટા હોય છે તેવાંજ વાંસના બેટા હોય છે. વાંસનાં પાન કળકીનાં પાન જેવાંજ પરંતુ તે કરતાં લાંબાં અને પહોળાં હોય છે. વાંસનાં ઝાડ કોઇ કોઇ સ્થળે પચાસ સાઠ હાથ ઉંચાં વધે છે. વાંસ પાતળો હોય તો તેને બાંબુ કહે છે. વાંસના બેટા એવા તો જબરા હોય છે કે, તે ઉપર તોપના ગોળાનું પણ જોર જલદી લાગુ થતું નથી. વાંસને સાઠ વર્ષે ચવર આવે છે, ત્યારે તેને કાંટો ફુલ્યો એમ કહે છે. તે એવી રીતે આવે છે કે દર સોટાને સુમારે ચાર ચાર આંગળે ગુચ્છા આવે છે, તથા અંદર ઘઉંના જેવા દાણા ઉત્પન્ન થાય છે. તે ધાન્ય પાકે એટલે વાંસ સુકાવા લાગે છે. એકાદને એ બિયાં આવવા લાગે કે વાંસનાં ભોથાં ને ભોથાં નાશ પામે છે; પછી નવા બેટ તૈયાર થવાને વીસ પચીસ વર્ષ લાગે છે. જે વર્ષમાં એ બિયાં આવે છે તે વર્ષમાં ગરીબ લોક સુખી થાય છે. તે લોક એ ધાન્ય એકઠાં કરી સંઘરી રાખે છે. પછી જોઇએ ત્યારે છડી, દળીને તેની રોટલી, પુરી વગેરે અનેક પદાર્થો કરે છે. વાંસની અનેક વસ્તુઓ બને છે, ઘરનાં છાપરામાં તેનું સૈઢણુ ઘાલે છે. ભીંતને બદલે તેની ખપાટી જડે છે, તેની ચટાઇઓ, ટોપલા, સુપડાં, પંખા, કરંડીઆ ઇત્યાદિ નાના પ્રકારની વસ્તુઓ કરે છે. હોડીની ડોલકાઠી વાંસની કરે છે. તેનાં છોગલાનું શાક અને અથાણું કરે છે. આ કંદ જ્યારે જમીનમાંથી બહાર નીકળે છે, ત્યારે તેના અંગમાં એટલું બધું જોર હોય છે કે તે એકાદા પથ્થર નીચેથી જો નીકળે તો તેને ઉથલાવી નાંખે છે; કિંવા તેને ફોડીને પણ બહાર નીકળે છે. વાંસના પાલખીના દાંડા કરે છે. ચીન દેશમાં વાંસની ખુરસીઓ, કૅાચ, પલંગ વગેરે નાના પ્રકારની વસ્તુઓ કરે છે. મીઠામાં નાંખેલા કંદ વર્ષ બે વર્ષ સુધી ટકે છે. વાંસમાં જે પાણી વળે છે તેમાંથી "વંશલોચન" (વાંસકપૂર) થાય છે. ભરેલો **વાંસ:**—ખાટો, તુરો, કડવો, શીતલ, સારક, સ્વાદુ, બસ્તિશોધક, છેદન તથા ભેદક છે; અને કફ, પિત્ત, રક્તદોષ, કોઢ, સોજો, વ્રણ, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, અર્શ તથા દાહનો નાશ કરે છે. **પોલાવાંસ:**—દીપન, રૂચિકારક, પાચક તથા હૃદ્ય છે; અને અજીર્ણ, શૂળ તથા ગુલ્મનો નાશ કરે છે. **કુમળાવાંસ તથા કંદ:**—તીખાં, કડવા, ખાટા, તુરા, લઘુ, શીતલ તથા રૂચિકર છે; અને પિત્ત, રક્તદોષ, દાહ, મૂત્રકૃચ્છ્ર તથા ત્રિદોષનો નાશ કરે છે. **વાંસનાં બિયાં:**—તુરાં, મધુર, રૂક્ષ, પૌષ્ટિક, વીર્યકર તથા બલકર છે; તેમજ કફ, પિત્ત તથા પ્રમેહનો નાશ કરે છે. **વંશલોચન** (વાંસકપૂર):—રૂક્ષ, તુરૂ, મધુર, શીત, રક્તશુદ્ધિકર, શુભાવહ, ગ્રાહક, ધાતુવર્ધક, વૃષ્ય તથા બલકર છે; અને કાસ, શ્વાસ, ક્ષય, રક્તદોષ, રક્તપિત્ત, અરૂચિ, કોઢ, જ્વર, કમળો, પાંડુરોગ, દાહ, તૃષા, વ્રણ, મૂત્રકૃચ્છ્ર, વાયુ તથા પિત્તનો નાશ કરે છે. એનોજ ભેદ ગંધપાલાશિકા છે. તેના એવાજ ગુણો છે. **ઉપયોગ:**—(૧) **મૂત્રાઘાત ઉપર:**—ચોખાના ધોવરામણમાં વાંસની રાખ અને સાકર નાંખી પાવી. (૨) **પારો શરીરમાં રહે તો:**—વાંસના પાનના ૪ પૈસાભાર રસમાં સાકર નાંખી તે રસ પાવો. (૩) **રકતજન્ય દાહ ઉપર:**—વાંસની છાલનો કાઢો ઠંડો થયા પછી મધ નાંખી પાવો. (૪) **સર્વ પ્રમેહ ઉપર:**—વાંસકપૂર, કંકોલ, નાગકેસર, અને એલચીના દાણા સમભાગ લેઇ બારિક ખાંડી વસ્ત્રગાળ ભૂકી કરવી, પછી તે ભૂકી પલળે એટલું ઉત્તમ ચંદનનું તેલ લેઇ તેમાં તે ભૂકી સારી ભીંજવી નાની સોપારી જેવડી ગોળીઓ કરી રાખવી. રોજ સવારે સુમારે ૪ તોલા સુધી ઠંડું પાણી લઇ તેમાં એક ગોળી કાલવવી; અને અર્ધો તોલો સાકરની ભૂકી નાખી તે પ્રાશન કરવી. એજ ક્રમે સાંજે પણ આપવી. એ ઔષધ ખાધા પછી છ પહોરમાં આગ થતી બંધ થાય છે; અને દુસ્તર પ્રમેહનો સાત દિવસમાં નાશ થાય છે. પથ્ય—ઘઉંની રોટલી, તુરેરની દાળ,

ઘી અને સાકર એટલા પદાર્થ ખાવા. (૫) ઠંડા પ્રમેહ ઉપર:—વાંસનાં પાન સુકવવાં. પછી વખતે અર્ધો તોલો પાન અને ૧ તોલો ઉપરસાળનાં મૂળીઆં લેઇ સાધારણ ખાંડી ૨૮ તોલા પ નાખી અષ્ટમાંશ કાઢો તૈયાર કરવો. આ કાઢો તૈયાર થવા આવ્યો એટલે તેમાં ૧ તોલો સાકર ન ગાળી પાવો. (૬) બહુમૂત્રરોગ ઉપર:—વાંસના લીલાં અથવા સુકાએલાં પાનનો કાઢો કરી દર વ પાવો. પાણી પાવાને બદલે પણ આ કાઢોજ પાવો. (૭) બાળકની ઉધરસ અને દમ ઉપર: વંશલોચન (વાંસ કપૂર) નું ચૂર્ણ મધમાં આપવું; અથવા વાંસની ગાંઠ પાણીમાં ઘસી આપવી.

૫૧૮. વાંકેરી:—જેવાં કાંકરનાં ઝાડ હોય છે, તેવાંજ વાંકેરીનાં કાંટાવાળાં ઝાડ હોય છે. એ પાન કાયકાનાં પાન જેવાં હોય છે. વાંકેરીને જાડી શિંગો આવે છે, અને લાલ તોરા આવે છે. એ ઝાડ જાડા બેટ થાય છે. એવા ઝાડો રાયગઢ કિલ્લા ઉપર ઘણા છે. એ ઝાડનાં મૂળીઆં પચીસથી પચાસ હ નીચે ખોદવાથી તેની ગાંઠ મળે છે. એ ગાંઠને વાંકેરીનું બોથું કહે છે. એ ઝાડ કોકણ પ્રાંતના ડુંગર વિશેષ છે. ચોમાસામાં સહ્યાદ્રિ પર્વતની તેડોમાં તે આપોઆપ નજરે પડે છે. એ ગાંઠ દૂધમાં બા રાખવી એટલે ઘણા વર્ષ સુધી કામમાં આવે છે. ઉપયોગ:—(૧) ગરમીથી પડેલી ચાંદી અં ત્રણ ઉપર:—વાંકેરીનું બોથું ઘસી ઉપર ચોપડવું; અને ઠંડા પાણીમાં ઘસી ૬ માસા પર્યંત પા (૨) જખમમાંથી કિરચ બહાર પડવા માટે:—વાંકેરીનું બોથું ઘસી ઉપર ચોપડવું તથા ચો શેક કરવો એટલે કિરચ સુકાઇ ગરી પડશે (૩) પાંડુ, જીર્ણજ્વર, ગંડમાળા, ક્ષય, વ્રણ, અ ગરમીના આજાર ઉપર:—ગાયના દૂધમાં વાંકેરીનું બોથું ઘસી તેમાં ચોખ્ખું ઘી, સાકર અ જીરાની ભૂકી નાખી ૪૨ દિવસ પાવું. એટલે સર્વ રોગનો નાશ થઇ કાંતિ સારી થાય છે. (૪) ઉપદંશ બદનું ક્ષત ભરાઇ આવવા માટે:—વાંકેરીનું બોથું અને કપુરમેડીનાં મૂળીઆં ગાયના માખણ પરાશમાં ઘસી લેપ કરવો; એ પ્રમાણે દિવસમાં ૪–૫ વાર લેપ કરવો; તથા વાંકેરીનું બોથું ગાય તાજા દૂધમાં ઘસી પાવું એટલે ઉપદંશ સબંધી સર્વ વિકારો નાશ પામે છે. (૫) પાઠા ઉપર:—વાં રીનાં પાન બારિક વાટી થેપલી કરવી બાંધવી. (૬) રક્તપિત્ત ઉપર:—વાંકેરીનું બોથું ઠંડા પાણી ઘસી ખાંડ નાખી સતત સેવન કરવાથી ઉલટી તથા મળદ્વારે પડનારાં રક્તપિત્ત શમન થાય છે. (૭ સ્તનરોગ ઉપર:—વાંકેરીનું બોથું પાણીમાં ઘસી લેપ કરવો.

૫૧૯. વિખમોગરી:—(સં૦ મ૦ હિં૦ બં૦ ટીસીમાં. લા૦ મિનાનચંઓડોરા.) વિખમોગરીને વેલા હોય છે. એનાં પાન લાંબાં અને પહોળાં હોઇ ઘણા કડવા હોય છે. અને એકરી મોગરી જેવાં ફૂ આવે છે. એ વેલા ઉપર બારિક ફળ આવે છે. ઉપયોગ:—(૧) સર્પ વગેરેના વિષ ઉપર:— વિખમોગરીના પાનનો રસ કાઢી શક્તિ પ્રમાણે પાવો. (૨) શરીરે વિષ ફુટી નીકળ્યું હોય ઉપર:—વિખમોગરીનાં મૂળીઆં અને ઝેરકોચલાનાં બિયાં ઘસી અંગ ઉપર વિષ ફુટી નીકળ્યું હોય ત ચોપડવાં. (૩) શરદી અને ગરમીએ પગ વળી જાય તે ઉપર:—વિખમોગરીના પાનના રસ મરીની ભૂકી નાંખી દિવસમાં ૪–૫ વાર ગરમ લેપ કરવો.

૫૨૦. વિખરી (વનગોઠ):—સં૦ શેફાલિકા. મ૦ રાનનિર્ગુંડી. હિં૦ બનનિર્ગુંડી. ક૦ કાડલેકિ

એ ઝાડ બે ત્રણ હાથ ઉંચાં વધે છે. એ ઝાડ ઉપર ગુચ્છાવાળા તોરાઓ ઝાડના સર્વ ભા ઉપર આવે છે. એ તોરાની છેવટના ભાગમાં કાંટા જેવું હોય છે. ઉપયોગ:—(૧) પગે ઓસાર થાય તે ઉપર:—વિખરીના પાનનો રસ કાઢી પગે ચોપડવો.

૫૨૧. વિષ્ણુક્રાંતા:—સં૦ મ૦ હિં૦ બં૦ વિષ્ણુક્રાંતા. ક૦ વિષ્ણુ ક્રાંક. તા૦ વિષ્ણુ ક્રાંતિ. તે વિષ્ણુક્રાંતમુ. મલા૦ વિષ્ણુ કોરાંતી. લા૦ ઇવોલ્વ્યુલસ્ હર્સુટસ્.

વિષ્ણુક્રાંતાનાં ઝાડ, વેલી જેવાં જમીન બરોબર થાય છે. એનો વિસ્તાર ઘણો મોટો થતો નથી એ ઝાડ ઉપર પાન બારિક અને લાંબાં આવે છે. વિષ્ણુક્રાંતાનાં ફૂલ કાળાશવાળાં, રાતારંગનાં અને બારિક હોય છે. એનીજ એક સફેત ફુલવાળી જાત છે. એ ઝાડ ઉપર બારિક ફળ આવે છે. વિષ્ણુક્રાંતા:— તીખી, કડવી, પાચન; શુભપ્રદ તથા બુદ્ધિ, મેધા અને સ્મૃતિને આપનારી તથા ગુરૂ છે; અને વિરેચક,

વ્રણ, કૃમિ, કફ, અને વાયુરોગની નાશક છે. એનાં પાનની ભાજી:—ગુરૂ છે; અને વિષ, દાહ, પિત્ત તથા વાયુનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ગલશોથ ઉપર:**—વિષ્ણુક્રાંતાનાં મૂળીઆંનો રસ પાવો. એટલે ઉલટી થઇ સોજો ઉતરે છે. **(૨) પરિણામશૂળ ઉપર:**—વિષ્ણુક્રાંતાનાં મૂળીઆંનો કલ્ક કરી તેમાં સાકર, મધ અને ઘી નાખી પાવાથી ૭ દિવસમાં પરિણામશૂળનો નાશ થાય છે. **(૩) મૂળ વ્યાધિ ઉપર:**—વિષ્ણુક્રાંતાનાં મૂળીઆંનો અંગરસ ઘી નાખી પાવો. રક્તમૂળ વ્યાધિ હોય તો પાનની વડી કરી ઉપર ચોટાડવી અને પછી ઉપર પાટો બાંધવો. **(૪) કાળપુળી (પાઠું) અને સર્વ પ્રકારની ગાંઠો ઉપર:**—વિષ્ણુક્રાંતાનાં પાન અને પેટારીનાં પાન કાંજીમાં વાટી લેપ કરવો. **(૫) કમળી ઉપર:**—વિષ્ણુક્રાંતાનાં મૂળીઆં છાશમાં નાખી પાવાં.

**૫૨૨. વેલતુર:**—સં૦ વેલતર. મ૦ બે—વેલતર. હિં૦ ખરવેલ. ક૦ ગોંડઉ,. ચેડાતરી. વાડાચી, નગીડ. તા૦ વિડાત્તેર. તૈં૦ બેલુતરૂ. લા૦ ડેસ્માંથસ્ સિનેરિયસ્.

એને "એલતર" પણ મરાઠીમાં કહે છે. એ ઝાડ નાનાં હોય છે. એનાં ફૂલ કાળાં ગુલાબી અને લીલા રંગનાં થાય છે. એ પાન ઘણાં બારિક હોય છે. એ ઝાડ કંટકયુક્ત હોય છે. **વેલતુર:**—તીખું, ઉષ્ણ, અગ્નિદીપક; પથ્ય, રસકાળે અને પાકકાળે કડવું તથા ગ્રાહક છે, અને વાયુરોગ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, સંધિશૂળ, મૂત્રાઘાત તથા યોનિરોગનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) અતિસાર ઉપર:**—વેલતુરનાં પાન છાશમાં વાટી પાવાં.

**૫૨૩. શતાવરી:**—સં૦ મલા૦ શતાવરી, દિવસગાવળી. ગાવળી, અસ્વલી. ખા૦ જાવરી કો૦ શીતાગવરી. બં૦ શતમૂલી. હિં૦ સતાવર. ક૦ બહત્ત સુણગ્યા, શિપરી. તૈ૦ પિલ્લા પિચ્ચર, એહુમ હીટંડાં. તા૦ ઘેનીયનાક્ર, તુ૦ ઉતુરગુરૂ. ફા૦ ગુર્જદસ્તી. અ૦ શકાકુલમિશ્રી. ઇં૦ એસ્પેરેગસ્ રેસીમોસસ્. લા૦ એસ્પેરેગસ્ સતાવર. એ૦ એડસેંડેસ. ટોમેન્ટોસસ્.

શતાવરીનાં ઝાડ સુમારે કંમરપુર ઉંચાં વધે છે. એ ઝાડ ઉપર બારિક કાંટા હોય છે. શતાવરીનાં પાન બારિક અને સુરૂનાં પાન જેવાં હોય છે. એ વેલીને સો સુધી મૂળીઆં હોય છે. એ મૂળીઆં લીલાં હોય છે ત્યારે છોલી સૂકવે છે. એ મૂળીઆંને શતાવરી કહે છે. શતાવરી ધાતુપૌષ્ટિક છે. **શતાવરી:**—શીત, વૃષ્ય, મધુર, કડવી, રસાયન, સ્વાદ, ગુરૂ, સ્નિગ્ધ, દુગ્ધદ, બલ્ય, મેધ્ય, અગ્નિદીપક, પૌષ્ટિક તથા ચક્ષુષ્ય છે; અને પિત્ત, કફ, વાયુ, ક્ષય, રક્તદોષ, સોજો, ગુલ્મ તથા અતિસારનો નાશ કરે છે. **મહા શતાવરી:**—હૃદ્ય, મેધ્ય, અગ્નિદીપન બલ્ય, શુક્લ, શીત, રસાયન તથા વૃષ્ય છે; અને ત્રિદોષ, વાયુ, પિત્ત, રક્તદોષ, સંગ્રહણી, અર્શ અને ક્ષયનાશક છે. **ઉપયોગ:—(૧) સ્તનમાં દૂધ વધારે આવવા માટે:**—શતાવરીનાં મૂળીઆં દૂધમાં વાટી પાવાં. એનાં મૂળીઆં ભેંસને અથવા ગાયને ખવરાવવાથી તેને પણ વધારે દૂધ આવે છે. **(૨) દાહ, પિત્તશૂળ ઉપર:**—શતાવરીના કાઢામાં દૂધ અને ત્રણ તોલા સુધી મધ નાખી તે પાવો. **(૩) ટાઢીયા તાવ ઉપર:**—શતાવરી અને જીરાનું ચૂર્ણ ૧ તોલા સુધી નવટાંક પાણીમાં નાખી પાવું. **(૪) કુખ, હૃદય, બસ્તિ કિંવા પિત્તશૂળ, અને સર્વ પ્રકારનાં શૂળ ઉપર:**—શતાવરીના રસમાં મધ નાંખી તે રસ પાવો. **(૫) કૂતરાના વિષ અને પથરી ઉપર:**—શતાવરીનાં મૂળીઆંનો રસ અને ગાયનું દૂધ એકત્ર કરી પીવા આપવું. **(૬) તાવ ઉપર:**—ગાયના દૂધમાં જીરાની ભૂકી નાખી પાવું. **(૭) પિત્તપ્રદર ઉપર:**—શતાવરીનો રસ મધ નાંખી પાવો. **(૮) પુષ્ટતાને માટે અને ધાતુવૃદ્ધિ ઉપર:**—શતાવરીનું ચૂર્ણ નિત્ય એક તોલો ઉકાળેલા દૂધમાં નાખી તેમાં સાકર નાખી રોજ સાંજે પીવું. **(૯) અપસ્માર ઉપર:**—દૂધમાં શતાવરી એક તોલો ઘસી પાવી. **(૧૦) વાતજ્વર ઉપર:**—શતાવરી અને ગળોનો રસ ગોળ નાંખી પાવો. **(૧૧) રક્તશુદ્ધિ થવા માટે:**—શતાવરીનાં લીલાં મૂળીઆં લાવી તેની રેશાઓ કાઢી સાધારણ ખાંડવાં, અને ૨૦ તોલા લઇ તેમાં પાકા આઠ શેર પાણી નાંખી ઉકાળવું. પછી એક શેર પાણી બાકી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળવો, અને તેમાં એક શેર સાકર નાખી સરબત જેવો જાડો પાક કરવો; અને તેમાં કેસર, જાયફળ, જાવંત્રી, એલચી વગેરે મસાલો નાખી બાટલીમાં રાખવું. આ પાક રોજ

એકથી બે તોલા સુધી લઈ ગાયના ચોખ્ખા દૂધમા નાખી બે વખત ૪૨ દિવસ સુધી પીતા જવુ (૧૨)
**બીજો પ્રકાર:**—શતાવરીના મૂળીઆ, કુવાડીઆના મૂળીઆ અને બ ગદાણાના મૂળીઆ એ ત્રણે મૂળીઆ સમ
ભાગ લેઇ ખાડવા, અને એ બધાથી ૩૨ ગણું પાણી નાખી અષ્ટમાશ કાઢો કરી ગાળી લેઇ તેમા કાઢાથી બમણુ
સાકરનાખી સરબત જેવો પાક કરી, તેમા એલચીદાણાની થોડી ભૂકી નાખી તે રાખી મૂકવો અને
ઉપરની રીત પ્રમાણે બે વખત ખાવો **(૧૩) ત્રીજો પ્રકાર:**—ઉપલા ત્રણે ઓષધો સુકાએલા સમભાગ
લઇ તેનુ ચૂર્ણ કરી ઘીમા તળી તેમા તેનાથી દોઢો માવો શેકી મસળવો, અને સાકરનો ચાસણીદાર
પાક કરી તેમા તે મિશ્રણ અને લવ ગ એલચી, જાયફળ, જાવત્રી, બદામ, બેદાણા તથા ગોખરૂની
ભૂકી નાખી તે મિશ્રણ સરખુ હલાવી એક કથરોટમા ઘી રેડી તેમા નાખી પહોળુ કરવુ, અને સુકાયા
પછી ચોસના કરી રાખવા રોજ સવારે અને સાંજરે બે તોલા પાક ખાઇ ઉપર સાત સાત તોના સુધી
ગાયનું તાજુ દૂધ પીવુ આ પાક બલપુષ્ટિકારક અને લોહીની શુદ્ધિ કરનારો છે (૧૪) **રક્તાતિ
સાર ઉપર:**—શતાવરીના રસમા સાકર નાખી તે પાવો અથવા ઘી નાખી રસ ઉકાળી તે સિદ્ધ થએલુ
ઘી પાવુ, કિવા શતાવરીના મૂળીઆ વાટી દૂધ સાથે પાવા **(૧૫) ત્રિદોષ અને મૂત્રકૃચ્છ્ર ઉપર:**—
શતાવરીના મૂળીઆનો કાઢો સાકર અને મધ નાખી પાવો **(૧૬) અમ્લપિત્ત ઉપર શતાવરી-
ઘૃત**—શતાવરીનો કલ્ક ૬૪ તોલા, ઘી ૬૪ તોલા અને ચોપટ દૂધ નાખી પચવી ઘી તૈયાર કરવુ તે
અમ્લપિત્ત, વાતપિત્ત સ બ ધી વિકાર, રક્તપિત્ત, તૃષા, મૂર્ચ્છા, શ્વાસ અને સ તાપનો નાશ કરે છે

**પ૨૪. શરપુંખા:**—સ૦ શરપુ ખા મ૦ ઉન્હાળી, રાનનીળ હિ સરફોકા બ૦ બનનીલ
ક૦ કોગ્ગી તૈ૦ યાપારાચેટ્ટુ તા૦ કોલ્લુક્કુવકેલ્લપિ ઈ પરપલ ટેફ્રોસિયા લા૦ ટેફ્રોઝીયા પરપુરીઆ

શરપુ ખાનુ ઝાડ સુમારે કમર પુર ઉચુ થાય છે એ ઝાડ ઘણું કરી ખડકવાળી અને કઠણ જમી
નમા થાય છે એ ઝાડ એટલુ તો કઠણ હોય છે કે મોટા મોટા પહેલવાન પણ હાથથી ખેચી કાઢવાને સમર્થ થતા
નથી, એને લાલ રગના ફૂલ આવે છે, અને એની શિગો ચપટી હોય છે પાન નાનાં હોઇ લાંબા હોય છે
એ ઘણાક પ્રાતમા થાય છે જ્યા એ ઝાડ ઘણા થાય છે, ત્યા લોક એ ઝાડ સૂકવી તેનો બાળવા માટે
ઉપયોગ કરે છે ક્વચિત્ ધોળા ફૂલની પણ શરપુ ખા હોય છે **ધોળી તથા લીલી શરપુંખા:**—તીખી,
ઉષ્ણ કડવી, તુરી તથા લઘુ છે, અને કૃમિ યકૃત્ પ્લીહા, ગુલ્મ, વ્રણ, વિષ ઉધરસ, દમ, અર્શ જ્વર,
રક્તદોષ, કફ, હૃદ્રોગ, વાયુ, કફોદર, ગલત્કુષ્ઠ તથા વાગનો નાશ કરે છે ધોળી શરપુ ખાના ગુણ એનાથી
કંઇ અધિક છે **કંટક શરપુંખા**—તિખી તથા ઉષ્ણ છે, અને કૃમિ તથા શૂળનો નાશ કરે છે
**ઉપયોગ:—(૧)મૂળવ્યાધિ ઉપર:**—શરપુ ખાના મૂળીઆ દહીમા વાટી આપવા **(૨) પ્રમેહ ઉપર:**—
શરપુ ખાના મૂળીઆનો કાઢો કરી તેમા મરીનું ચૂર્ણ નાખી આપવો **(૩) ખરજવા ઉપર:**—શરપુ ખાના
બિયાનુ પાતાળ ય ત્રવડે તેલ કાઢી ચોપડવુ (આ ઘણું સરસ ઔષધ છે) **(૪) ગંડમાળ ઉપર**—
શરપુંખાના મૂળીઆ ચોખાના ધોવરામણમા વાટી તેનું નસ્ય આપવુ, અને લેપ કરવો, અથવા શરપુંખાના
મૂળીઆ અને હળદર, ગાયના દૂધમાં ઘસી તેનો લેપ કરવો **(૫) ઉધરસ ઉપર:**—શરપુ ખાનાં મૂળીઆં
સૂકવી ચલમમા નાખી તેની ધૂમાડી પીવી **(૬) સર્વ વ્રણ ઉપર:**—શરપુ ખાનુ ચૂર્ણ મધમા ખરલ
કરી ચોપડવુ **(૭) ગુલ્મ ઉપર:**—શરપુ ખાનો ખાર અને હરીતકીનુ ચૂર્ણ એ ચાર ચાર માસા એકત્ર
કરી ખાવુ **(૮) પ્લીહોદર ઉપર:**—શરપુ ખાના મૂળીઆ છાશમાં વાટી પાવા એટલે જલદી ગુણ
આવે છે **(૯) અ ડવૃદ્ધિ ઉપર:**—શરપુ ખાના મૂળીઆનું ચૂર્ણ પાણીમા ૧ મહિના સુધી આપવુ

**પ૨૫. શવળા:**—(સ૦ વજ્રમુષ્ટિ) એના છોડ લુતી જેવા હોય છે, પરતુ તેમાં પાન આવવા
માટે નાની પીળા ર ગની ટોળી જેવી નળી નીકળે છે તે નીચે જાડી તથા છેડે પણ જાડી હોય છે લુતીની
બાજી અને આ બાજી એકજ ઠેકાણે થાય છે અને છાવના આચ્છાદન ઉપરથી એ બન્ને સરખાંજ
દેખાય છે એ બાજી ઘણી ખરજવાળી છે એને ફોલવાવી હાથે ચેળ ચેળ થાય છે એ ચોખાના
ધોવરામણમા બાફેલી જોઇએ અને તેમા આમલી, ગોળ ટોપરૂં વગેરે પદાર્થો નાખવા જોઇએ, નહિ તો
મ્હોમાં આખો દિવસ ખરજ આવે છે

**૫૨૬. શહાજીરૂં:**—સં૦ કૃષ્ણજીરક, ભેદનિકા, વર્ષકાળી. મ૦ શહાજીરે. હિં૦ સ્યાહજીરા. બં૦ કાલજીરે. ક૦ શાજીરીગે. ફા૦ જીરેસિયાહા. અ૦ કમન ફીરમાની ઇં૦ બ્લેકકારાવેસીડસ્. લા૦ કેરમ્ નાયગ્રમ્.

શહાજીરાની ઉત્પત્તિ લાહોર અને પશ્ચિમ હિમાલયમાં થાય છે. એની ઉત્પત્તિ રૂશિયા વગેરે યૂરોપના દેશોમાં પણ થાય છે. શહાજીરૂં એ જીરા કરતાં બારિક હોય છે. એનો ગરમ મશાલામાં ઉપયોગ કરે છે. **શહાજીરૂં:**—તીખું, ઉષ્ણ, સુગંધિ, રૂચિકર, આંખને હિતકર, ગ્રાહક, રૂક્ષ તથા દીપક છે; અને કફ, સોજો, જીર્ણજ્વર, શિરોરોગ તથા કોઢનો નાશ કરે છે.

**૫૨૭. શંખાવલી:**—સં૦ શંખપુષ્પી. મ૦ શંખાહુલી. હિં૦ કોડીયાલી. બં૦ ડાનકુની. ક૦ કડવલમર. લા૦ ઇવોલ્વ્યુલસ્ ઇરેકટા (ધોળી), આલસિનોઇડસ (લાલ), હર્સટસ્ (કાળી).

એનાં ઝાડ સુમારે પોણો હાથ ઉંચાં વધે છે. એને ધોળાં–સફેદ શંખ જેવાં ફૂલ આવે છે. ફૂલ ઉપરથી એમાં ધોળી, લીલી અને નીળી, એવી ત્રણ જાત છે. **શંખાવલી:**—શીતળ, મેધ્ય, સ્વર્ય, સિદ્ધિપ્રદ, સારક, રસાયન, તુરી તથા કિંચિત્ ઉષ્ણ છે; અને સ્મૃતિ, કાંતિ, બળ, તથા અગ્નિને વધારનારી; તીખી, આયુષ્યસ્થાપક, પાચક તથા લઘુ છે, અને માંગલ્યપ્રદ છે; તથા પિત્ત, વિષદોષ, અપસ્માર, ભૂતબાધા, કૃમિ, કોઢ, લૂતા, ગ્રહદોષ, ત્રિદોષ, અને સર્વોપદ્રવનો નાશ કરે છે. **ઉપયોગ:**—**(૧) ઉન્માદ અને અપસ્માર ઉપર:**—શંખાવલીના રસમાં કોષ્ઠનું ચૂર્ણ અને મધ નાખી આપવું. **(૨) ઉલટી ઉપર:**—શંખાવલીનો રસ ૨ તોલા મધ અને મરી નાંખી પાવો. **(૩) સન્નિપાતોદર ઉપર:**—સમૂળ શંખાવળીના રસમાં સિદ્ધ કરેલું ઘી પાવું. તે રેચક છે.

**૫૨૮. શ્રાવડ:**—એ ઝાડને મરાઠીમાં "**"શ્રાવડે, અચ્છૂક, આઇલ**" વગેરે કહે છે. એ ઝાડ ઉપર કેટલાંક પાન ધોળાં અને કેટલાંક લીલા રંગનાં હોય છે. એના ફૂલને ચાર પાંખડીઓ હોઇ તેનો રંગ રાતો, અને પીળો હોય છે. **ગુજરાત અને ત્રાવણકોર**માં કપડાં રંગવાના કામમાં એનો, એની છાલનો અને મૂળીઆંનો ઉપયોગ કરે છે. શ્રાવડનાં પાન સ્ત્રીઓ શ્રાવણ માસમાં મંગળાગૌરીનાં પૂજન કરવા ઉપયોગમાં લે છે. **ઉપયોગ:**—**(૧) સંધિવાત ઉપર:**—શ્રાવડના પાનનો રસ કાઢી ચોપડવો. **(૨) કમળો ઉપર:**—શ્રાવડના ૪ પૈસાભાર રસમાં તેટલુંજ ગાયનું દૂધ નાખી ૩ દિવસ પાવો. **(૩) પાંડરોગ ઉપર:**—શ્રાવડનાં મૂળીઆં ગોમૂત્રમાં અથવા મધમાં ૭ માસા સુધી ઘસી ૨૧ દિવસ રોજ બે વાર પાવાં. **(૪) પ્લીહા, કાંસવી, કઠોદર વગેરે પેટમાંના રોગ ઉપર:**—શ્રાવડનાં મૂળીઆં ગોમૂત્રમાં ઘસી પાવાં.

**૫૨૯. શિકેકાઈ:**—સં૦ શ્રીવલ્લી. મ૦ હિં૦ શિકાકાઇ. ક૦ શિંગીકાઇ, શીગેયવલ્લી. તા૦ ક્રિયાકકે. તે૦ ચિકાયા. તુ૦ સિગે. મલા૦ ચિકાકાઇ. લા૦ એકેશિયા કોનસિના.

એ ઝાડ ઘણાંજ મોટાં હોઇ એનાં પાન બારિક હોય છે. એને ચપટી તથા સુમારે ૭–૮ આંગળ લંબાઇની શિંગો આવે છે તેને શિકેકાઇ કહે છે. એ અરિઠા જેવીજ મેલની શોધન કરનારી હોઇ એનો આપણા દેશમાં કેશ સાફ કરવામાં સર્વત્ર ઉપયોગ થાય છે. શિકેકાઇ સારી ખાંડી તેને પાણીમાં કઢવી પછી તે પાણી શરીરે લગાવે છે. **શિકેકાઇ:**—તીખી અને ખાટી છે; તથા વાયુ, કફ, અને સોજાનો નાશ કરે છે. એનાં **ફળ:**—અતિ ખાટાં, રૂચિકર; અને તેલના ચીકટાનો નાશ કરે છે. એનો ભેદ **નિકુંજીકા:**—તેના પણ એવાજ ગુણ છે. **ઉપયોગ:**—**(૧) કફ પાતળો થવા માટે તથા મળશુદ્ધિ અને પેટમાંના ગુલ્મ નાશ થવા માટે:**—શિકેકાઈનું પાણી કરી પાવું. **(૨) ઢોરના ખાધામાં વિષ આવે તે ઉપર:**—શિકેકાઇ બિયાં સુદ્ધાં છાશમાં વાટી તે છાશ પાવી. એટલે વિષ ઉતરે છે. **(૩) વીંછીના વિષ ઉપર:**—શિકેકાઇ પાનમાં ખવરાવવી.

**૫૩૦. શીતાફળ:**—સં૦ મ૦ સીતાફલ. હિં૦ બં૦ આથ. અ૦ સરીફા. ફા૦ કાજ. ઈં૦ કસ્ટર્ડએપલ. લા૦ ઍનૉનાસ્કવેમોસા.

એ ઝાડ આ દેશમાં સર્વત્ર થાય છે. એ સુમારે બે માથોડાં ઉંચાં વધે છે, એને વાવ્યા પછી ચાર પાંચ વર્ષે ફળ આવવા લાગે છે. એ ફળ મધુર અને ઠંડાં છે. એની અંદરનાં બિયાં કાળા રંગનાં હોય છે. શીતાફળ પાકવાનો વખત આસો અને કાર્તિક મહિનામાં હોય છે. એ ફળ ઘણું ઠંડાં હોય છે. એ ઉપરથી એમ જણાય છે કે એનું મૂળ નામ "શીતફળ" હોવું; જોઇએ: પાછળથી તેનો અપભ્રંશ થઇ શીતાફળ નામ પડ્યું જોઇએ. શીતાફળઃ—મધુર, શીતળ, ગુરુ, બળકર, સ્વાદુ, કફકર, વાતલ, તથા પૌષ્ટિક છે; અને પિત્તશામક છે. ઉપયોગઃ—(૧) માથામાંની જૂઓ અને લીખો મારવા ઉપરઃ—શીતાફળનાં બિયાં બારિક વાટી માથે ચોપડવાં; અને ઉતની વેળાએ તે ઉપર ઘટ્ટ કપડું બાંધવું. એમ કરવાથી ચોટલામાંની સર્વ જૂઓ અને લીખો મરે છે; પરંતુ તે પાણી આંખમાં જવા દેવું નહિ, કારણ કે તેથી કરી આંખો ઘણી ખરાબ થાય છે. (૨) મૂત્રાઘાત ઉપરઃ—શીતાફળીનાં મૂળીઆ ઘસી પાવાં એટલે પેશાબ બંધ થએલો છૂટશે. (૩) દાહ શમન થવા માટેઃ—પાકેલાં શીતાફળ ભાંગી ઝાકળમાં મૂકવાં અને બીજે દિવસે સવારે ખાવાં.

૫૩૨. શિરદોડી (ખરખેર):—સં૦ અર્કપુષ્પી, દુગ્ધિની. મ૦ પહારકુડુંબી. કો૦ શિરવલ્લી, નાકડી, દેવગોંવરી. હિં૦ દધીઆર, અધાહુલી. ક૦ મગિજેવલ્લીગેયમેદ. લા૦ હોલોસ્ટેમાહીડીઆઈ.

શિરદોડીને "મોટી કાવળી" પણ કહે છે. શિરદોડીના વેલા હોય છે. એનાં પાન પીપરનાં પાન જેવાં જાડાં હોય છે. એનાં પાન તોડવાથી વેલીમાંથી દૂધ નીકળે છે. એનો રંગ કાળો હોય છે. એ વેલીને ભગણી જેવાં અણીદાર જોડફળ આવે છે. એ ફળમાંથી રેશમ જેવાં ફૂલ ઉડે છે. તેને બાળકો ડોશી કહે છે. કુમળાં ફળનું શાક થાય છે. શિરદોડીના ફળમાં રેશમ જેવું સૂતર હોય છે. એ સૂતર વસ્ત્ર વણવા જેવું હોય છે. એની કળીઓ ખાવાથી મીઠી લાગે છે. શિરદોડીની અંદરનું રૂ ઠંડું છે. એની એક બીજી જાત છે તેનાં ફળ એના કરતાં ચોપટ મોટાં હોય છે. અને વેલાનો વિસ્તાર પણ ઘણો હોય છે. શિરદોડીને કોંકણમાં 'વાંકાડી' કહે છે. શિરદોડીઃ—શીતલ, કડવી, તીખી, પિત્તલ, રૂક્ષ, ખારી તથા રૂચિકર છે; અને કફ, વાયુ, વ્રણ, શીતજ્વર, ભૂતબાધા, ગ્રહપીડા, મેહ, કૃમિ કોઢ તથા ત્વગ્દોષનો નાશ કરે છે. ઉપયોગઃ—(૧) ગંડશુમંડ ઉપરઃ—શિરદોડીના પાનનો રસ કાઢી ચોપડવો એટલે રોગ સારો થાય છે. (૨) પ્રમેહ (પરમા) ઉપરઃ—શિરદોડીના મૂળીઆં મધમાં ઘસી પાવાં. (૩) નાના બાળકની ઉંવરસ ઉપરઃ—શિરદોડીનાં મૂળીઆં ઘસી મધમાં ચટાડવાં. (૪) વીંછીના વિષ ઉપરઃ—શિરદોડીનાં મૂળીઆં ઘસી લેપ કરવો; અને થોડાં મૂળીઆં ઘસીને પાવાં. (૫) ખસ ઉપરઃ—શિરદોડીનાં મૂળીઆંનો કાઢો પાવો. અને દૂધ ખસ ઉપર ચોપડવું. અથવા શિરદોડીના પાનનો રસ અર્ધો તોલો ગાયના દૂધમાં પાવો. (૬) સૂતરખડા ઉપરઃ—શિરદોડી ગાયના દૂધમાં વાટી સવારે ત્રણ દિવસ પાવી એટલે તે પોતાના સામર્થ્યવડે અસ્મરીનું વિદારણ કરી નાશ કરે છે. (૭) સર્પ વિષ ઉપરઃ—શિરદોડીના મૂળીઆં પાણીમાં વાટી પાવાં, અગર પાનનો રસ પાવો; અને દંશ ઉપર પણ લેપ કરવો. (૮) હેડકી આવવાને તથા સળેકમ ઉપરઃ—શિરદોડીનાં પાન હાથમાં મસળી સુંઘવા એટલે છીંક આવશે. (૯) નાના બાળકનું તાળવું પડે તે ઉપરઃ—શિરદોડીના કકડા કરી તે પાણીમાં નાખી તે પાણી ઉકાળી મહિનામાં ત્રણ વાર તે પાણીવડે બાળકને નવરાવવું અને તાળવા ઉપર તેલ ચોપડવું એટલે એ આજાર દૂર થાય છે. કોંકણમાં આવી રીતે કરવાનો ઘણો રિવાજ છે. આ ઔષધથી જલદી ગુણ આપે છે. દરેક મહિનામાં ત્રણવાર એ પાણીથી નવરાવવાથી તાળવું પડવાનો ભય રહેતો નથી (૧૦) જંતુ ઉપરઃ—શિરદોડીનાં પાન લઇ ગરમ કરી પેટ ઉપર બાંધી બે પહોર સુધી રાખવાં. એ પ્રમાણે બે ત્રણ વાર કરવું, એટલે કૃમિ મરશે. (૧૧) આંખોમાં અગનરા બળતી હોય તે ઉપરઃ—શિરદોડીનાં પાનનો રસ તાળવા ઉપર ચોપડવો; અને ખાવળીનાં પાનનો રસ વસ્ત્રગાળ કરી તેની મટી આંખો ઉપર મૂકવી. (૧૨) રક્તજ અને પિત્તજ શિરોરોગ ઉપરઃ—રોજ શિરદોડીનાં પાનનો રસ માથે ચોળતા જવો. (૧૩) ભૂતજ્વર ઉપરઃ—શિરદોડીનાં મૂળીઆં કાનમાં રાખવાં.

૫૩૨. શિળીંદ:—એને મરાઠીમાં "શિંદોળા" પણ કહે છે. એ ઝાડ કચોરા જેવુંજ થાય છે. કચોરાને ફૂલ આવતાં નથી, પરંતુ એને લાંબાં, પીળાં અને રાતાં મિશ્રવર્ણનાં સુવાસિક ફૂલ આવે છે એ ફૂલ પૂજાના કામમાં લે છે. ફૂલનો પાક શ્રાવણ માસમાં થાય છે. એના કંદ કચોરા કરતાં વધારે ઉષ્ણ છે. એ સ્વાદે તીખી છે. ઉપયોગ:—(૧) ઉરસ્ત્રસ ઉપર:—શિળીંદના કાંદાનો કાઢો, અગર ચૂર્ણ મધ નાખી પાવું (૨) કમળી ઉપર:—શિળીંદના કાંદા પાણીમાં વાટી પાવા. (૩) તાવ ઉપર:—શિળીંદના કાંદાનો રસ અગર કાઢો મધ નાંખી પાવો. (૪) સર્વ પ્રકારના નેત્ર વિકાર ઉપર:—શિળીંદના કાંદા ઘીમાં ઘસી તેનું ૪-૫ દિવસ અંજન કરવું. એટલે ફૂલ, છૂર, વડસ, વગેરે વિકારો દૂર થાય છે. એ અંજન ઘણું તીક્ષ્ણ છે.

૫૩૩. શિમળો:—(સં૦ શાલ્મલી. મ૦ સાવરી હિં૦ સેમલ. ક૦ સાંવરીકંદ, બૂરુધગડું.) આ ઝાડ મોટું થાય છે. એના સર્વાંગે કાંટા હોય છે, માટે એને મરાઠીમાં "કાંટે સાંવર" પણ કહે છે. એ બસેં ત્રણસેં વર્ષ સુધી ટકે છે. એની બે જાત છે. એક ધોળી અને બીજી રાતી. એને કાર્તિક માગશર મહિનામાં ફૂલ આવી ચૈત્રના સુમારે ફળ આવે છે. તે લીલાં હોય ત્યારેજ તોડી લેઇ ફોડી સૂકવે છે; અને અંદરનું રૂ કાઢી લે છે શિમળાનું રૂ ઘણું મૃદુ હોય છે માટે શ્રીમંત લોકો તેના ગાદી તકીઆ કરે છે. તેને પીંજવાને મહેનત લાગતી નથી. એનું લાકડું ચીકણું અને કઠિન હોય છે, તે પાણીમાં જલદી કહોતું નથી તેથી તેની હોડીઓ કરે છે. શિમળાને લાલ રંગનો ગુંદર આવે છે તેને "મોચરસ" કહે છે. શિમળાનાં ફૂલનું શાક સિંધવ અને ઘીમાં વઘારી ખાવાથી કષ્ટસાધ્ય પ્રદર, રક્તપિત્ત અને કફનો નાશ થાય છે. શિમળાનું ઝાડ:—શીતળ, પિચ્છિલ, વૃષ્ય, બલકર, મધુર, તુરૂ, લઘુ, સ્નિગ્ધ, શુક્લ, શ્લેષ્મ, રસાયન તથા ધાતુવર્ધક છે; અને પિત્ત રક્તદોષ તથા રક્તપિત્તનો નાશ કરે છે. એની છાલનો રસ:—ગ્રાહક, તુરો અને કફનાશક છે. બાકીના ગુણ ઝાડ જેવાજ છે. એનાં ફુલ:—સ્વાદુ, કડવાં, શીતળ, ગુરૂ, રૂક્ષ, વાતલ તથા ગ્રાહક છે; અને કફ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. એજ પ્રમાણે ફળના ગુણો છે. એના કાંદા:—મધુર તથા શીતલ છે; અને મલસ્તંભ, પિત્ત, દાહ, શોક અને સંતાપનો નાશ કરે છે. કૂટશાલ્મલી (શિમળાનો ભેદ):—કડવો, તીખો, ભેદક તથા ઉષ્ણ છે; અને કફ, વાયુ, પ્લીહા, યકૃત, ગુલ્મ, વિષદોષ, ભૂતબાધા, મલસ્તંભ, રક્તદોષ, મેદ તથા શૂળનો નાશ કરે છે. લીલી કરતાં ધોળી વધારે ગુણવાળો છે. મોચરસ:—હિમ, ગ્રાહક, સ્નિગ્ધ, વૃષ્ય, પુષ્ટિકારક, ધાતુવર્ધક, તુરો, વર્ણકારક, બુદ્ધિપ્રદ, વયસ્થાપક, ગુરૂ, સ્વાદુ, કફકર, ગર્ભસ્થાપક, રસાયન તથા વાતનાશક છે; અને પ્રવાહિકા, અતિસાર, આમપિત્ત, રક્તદોષ તથા દાહનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) પ્રદર ઉપર:—શિમળાની છાલનું ચૂર્ણ દૂધમાં પાવું. અથવા શિમળાના કાંટાનું ચૂર્ણ સાકર અને દૂધ નાંખી પાવું. (૨) મૂત્રકૃચ્છ્ર ઉપર:—શિમળાની છાલનું ચૂર્ણ કરી સાકરમાં આપવું. (૩) વીંછીના દંશ ઉપર:—પુષ્ય નક્ષત્ર અને રવિવારના દિવસે પોતાની છાયા ઝાડપર ન પડે એની રીતે ધોળા શિમળાની ઉત્તર બાજુનું મૂળીયું લાવી રાખવું. વીંછી જ્યાં સુધી ચઢયો હોય તે જગોથી નીચે સુધી ત્રણવાર મૂળીયું ફેરવવું. અને થોડું ઘસી દંશ ઉપર ચોપડવું. (૪) ગરમીના આજાર ઉપર:—સાધારણ ધોળા નાના શિમળાનાં મૂળીઆં ખોદી તેના મૂળીઆંનો કંદ કાઢી સૂકવવો અને તેનું ચૂર્ણ કરવું. રોજ ધોળા શિમળાની છાલ ગાયના દૂધમાં ઘસી તેમાં કંદનો લોટ ૬ માસા અને સાકર ૧ તોલો નાંખી પાવું. આ ઔષધ દરરોજ બે વાર પ્રમાણે ૨૧ દિવસ આપવું, અને પથ્ય પાળવું, એટલે ઉપદંશનાં સર્વ વિકારો શમે છે. (૫) ધાતુપુષ્ટતાને માટે:—મોચરસનું ચૂર્ણ અર્ધો તોલો, સાકર ૪ તોલા અને ગાયનું દૂધ પાકો પાશેર, એટલું એકત્ર કરી પાવું. અથવા કાંટાવાળા શિમળાનાં લીલાં મૂળીઆં ૪ તોલા કચરી, ગાયના પાશેર દૂધમાં રાત્રે પલાળી રાખી સવારે ગાળી તેમાં સાકર એક તોલો નાખી ૭ દિવસ તે ઔષધ લેવાથી ધાતુપુષ્ટ થઇ વીર્યપતન બંધ થાય છે. (૬) શરીર બળવાન થવા માટે:—મૂળીઆંની છાલનું ચૂર્ણ મધ સાકરમાં ખાવું. (૭) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:—શિમળાનું રૂ પાણીમાં વાટી લેપ કરવો. (૮) પથરી ઉપર:—શિમળાનાં ફૂલ બાળી રાત્રે ઠંડાં થયા પછી તેમાં રાઇનું ચૂર્ણ નાખી આપવું. (૯) વીર્યપતન ઉપર:—ધોળી શિમળાના નાના કાંદાનું ચૂર્ણ કરી

સાકર સાથે ખાવા આપવુ (૧૦) બદ પાકવા માટે:—કુમળા શિમળાનો કંદ માટી સ્વચ્છ ધે અને તે ઉપરની છાલ છોલી નાખી ખાડવો એટલે જાડો રસ આવશે, તે રસ બ ઉપર ચોપડવા દાહ શમન થઇ બાદ તુરત પાકે છે (૧૧) મુગમેહ ઉપર:—શિમળાની છાલનો કાઢો કરી પાં (૧૨) ઢેડા પ્રમેહ ઉપર:—ધોળા શિમળાનો કંદ છોલી તેના પાતળા કકડા કરી સારા તડકી લે કરી રાખવો દરરોજ સવારે ગાયનું ઘી ૧ તોલો લઇ તેમા એ લોટ અર્ધો તોલા અને સાકરની ભૂકી છ માસ સુધી નાખી દરેક બે વખત આપવુ શિમળાનો કંદન મળે તો છાલનું ચૂર્ણ આપવુ (૧૩) રક્તાતિસાર ઉપર. મોચરસનુ ચૂર્ણ ૩-૪ માસા સાકરમા આપવુ (૧૪) અતિસાર ઉપર:—શિમળાની છાલ ધની ૧ થી અથવા છાલનો રસ પાવો કિવા મૂળીઆ ઘસી પાવા. (૧૫) મૂત્રમાથી ધાતુ કિવા ખર જતુ હોય તે ઉપર:—ધોળા શિમળાની છાલ ગાયના દૂધમા ઘસી છંટે અને ખાંડ નાખી રોજ બે વાર પ્રમાણે ૧૪ દિવસ આપવી. (૧૬) હૃદ્રોગ ઉપર:—શિમળાની છાલ દૂધમા ચારી એક મહિનો ખાવાથી તે રસાયન, ઉત્કૃષ્ટ, બલકર તથા વાતનાશક થાય છે જો એઇ માણસ એક વર્ષ સુધી ખાય તો સો વર્ષ જીવે છે (૧૭) શીતળા ન થવા માટે:—શિમળાનો રસ અને ધોળુ ચંદન કિવા મજીઠનો રસ અને જેઠીમધ અથવા જાંબુનો રસ અને જેઠીમધ એમથી પ્રારભે એક ભક્ષણ કરવાથી કદિ પણ શીતળાનો ઉપદ્રવ થશે નહિ

૫૩૪. શિસમ:—સં૦ શિશપા. મ૦ હિ૦ શિસુર-મ. ગ૦ શીશુ ક૦ કરીમશ્ચ્મડી બીગમારા. તા० તુમ્ક મલા० વિટ્ટી તૈ० જીટ્ટેગુચેટ્ટુ સો० બીરિકુ ૫૦ સાસમ. ઇ૦ બ્લાકઉડ, સીસુડી લા० ડાલવર્જીયાલાટીફોલિયા

આ ઝાડ મોટુ થાય છે સહ્યાદ્રિ પર્વત ઉપર અને મલબાર પ્રાન્તમાં એની ઉત્પત્તિ વિશેષ થાય છે શિસમ ચાલીસ પચાસ વર્ષનો થયા સિવાય તેનુ લાકડુ મજબૂત થતુ નથી એ લાકડુ ભારે હોવાને લીધે ઘર બાંધવાના કામમાં ઘણું ઉપયોગમાં આવતુ નથી એ લાકડાનો રંગ કાળો હોય છે ઉપર કોતરકામ જોઇએ તેવુ થાય છે, એને કીડા લાગતા નથી એ લાકડુ સારૂ જૂનું હોય તો પાટીઆ સાગ્ખડ જેવા મજબૂત નીકળે છે એ લાકડાની પેટીઓ, કબાટ, પલગ, દીવીઓ ખાટ, સીઓ, એવી અનેક વસ્તુઓ થાય છે ધોળો શિસમ.—કડવો, શીત, વર્ણકર, બલકર તથા રૂચિકર છે, અને પિત્ત દાહ, સોજો તથા વિસર્પનો નાશ કરે છે નીલપત્ર શિસમ:—કડવો શીતવીર્ય, વર્ણકર બલ ઉષ્ણ તથા રૂચિકર છે, અને શ્રમ, વાયુ પિત્ત જ્વર, ઉલટી સોજો, હેડકી, વિસર્પ તથા દાહનો નાશ કરે કાળો શિસમ:—અગ્નિદીપક, કડવો, તીખો, ઉષ્ણ તથા તુરો છે, અને કફ, વાયુ સોજ અતિસાર કે શ્વિત્રકુષ્ઠ, મેદ, કૃમિ બસ્તિરોગ, ઉલટી, ગર્ભરોગ, ત્રિદોષ નેત્ર, દંતરોગ, વ્રણ, રક્તરોગ તથા અજીર્ણ નાશ કરે છે ઉપયોગ.—(૧) પ્રમેહ ઉપર:—શિસમના પાનનો રસ ચાર પૈસાભાર કાઢી જીરાની ભૂકી નાખી પાવો. (૨) વસાપ્રમેહ ઉપર:—કાળા શિસમની છાલનો કાઢો પાવો

૫૩૫. શેતુર:—(સં૦ પૂર્ય. મ૦ હિ૦ તુત.) આ ઝાડ ચીન દેશમાં ઘણા થાય છે. ઝાડની વાવણી આ દેશમા કોઇ કોઇ ઠેકાણે થાય છે શેતુરના ઝાડ ઘણુજ મોટા વધે છે એમાં કાળી ધોળી, અને રાતી એવી ત્રણ જાત છે કાળી અને રાતી શેતુ ને ચોમાસામા ફળ આવે છે શેતુર ફળ ખાવાથી મીઠા લાગે છે એ ફળ રક્તવૃદ્ધિ કરનારા છે. કાળી અને ધોળી એ બે જાતનાં શેતુર ઝાડ રેશમના કીડાઓના જીવનને અર્થે ઉપયોગના છે તે કીડા એના પાન ખાઇ રેશમ ઉત્પન્ન કરે છે ચીન દેશમા રેશમ ઘણું ઉત્પન્ન થાય છે આ ઝાડને કેટલાક લોકો 'સેતુર' પણ કહે છે પાકા શેતુર-ગુરૂ સ્વાદુ, શીતળ તથા ગ્રાહક છે, અને પિત્ત, વાયુ તથા રક્તદોષનો નાશ કરે છે કાચા શેતુર-ગુરૂ, સારક, ખાટા, તથા ઉષ્ણ છે, અને રક્તપિત્તનો નાશ કરે છે

૫૩૬. શેરડી. (ક્રુક):—ગોરમટીના રેશા જેવાજ શેરડીના રેશા હોય છે શેરડીમા મીઠી અને કડવી એવી બે જાત છે. સાધારણ શેરડી નાળિયેર જેવડા રંગ હોય છે શેરડી ખાવાથી મીઠી લાગે છે કોઇ કોઇ એના ફળ જેવો શિખરણ કરી ખાય છે શેરડી ઉષ્ણ હોય ને લીધે ઘણુ ખાવામાં આવતાં વિકૃતિ કરે છે. શેરડી,—લઘુ, સ્વાદુ, ભેદક, ઉષ્ણ, અગ્નિદીપક, પિત્તકર, તીખી, કડવી, પાકકાળે ખાટી

૫૩૨. **શિળીંદ:**—એને મરાઠીમાં "શિંદાળા" પણ કહે છે. એ ઝાડ કચોરા જેવુંજ થાય . કચોરાને ફૂલ આવતાં નથી, પરંતુ એને લાંબાં, પીળાં અને રાતાં મિશ્રવર્ણનાં સુવાસિક ફૂલ આવે . એ ફૂલ પૂજાના કામમાં લે છે. ફૂલનો પાક શ્રાવણ માસમાં થાય છે. એના કંદ કચોરા કરતાં વધારે ણું છે. એ સ્વાદે તીખી છે. **ઉપયોગ:—(૧) ઉત્રસ ઉપર:**—શિળીંદના કાંદાનો કાઢો, અગર ઈ મધ નાંખી પાવું. **(૨) કમળી ઉપર:**—શિળીંદના કાંદા પાણીમાં વાટી પાવા. **(૩) તાવ પર:**—શિળીંદના કાંદાનો રસ અગર કાઢો મધ નાંખી પાવો. **(૪) સર્વ પ્રકારના નેત્ર વિકાર પર:**—શિળીંદના કાંદા ઘીમાં ઘસી તેનું ૪–૫ દિવસ અંજન કરવું. એટલે ફૂલ, ભૂર, પડલ, વગેરે વેકારો દૂર થાય છે. એ અંજન ઘણું તીક્ષ્ણ છે.

૫૩૩. **શિમળો:**—(સં૦ શાલ્મલી. મ૦ સાંવરી. હિં૦ સેમલ. ક૦ સાંવરીકંદ, બૂરધગડે.) આ ઝાડ મોટું થાય છે. એના સર્વાંગે કાંટા હોય છે, માટે એને મરાઠીમાં "કાંટે સાંવર" પણ કહે છે. એ મસેં ત્રણસેં વર્ષ સુધી ટકે છે. એની બે જાત છે. એક ધોળી અને બીજી રાતી. એને કાર્તિક માગશર મહિનામાં ફૂલ આવી ચૈત્રના સુમારે ફળ આવે છે. તે લીલાં હોય ત્યારેજ તોડી લેઈ ફાડી સૂકવે છે; અને અંદરનું રૂ કાઢી લે છે. શિમળાનું રૂ ઘણું મૃદુ હોય છે માટે શ્રીમંત લોકો તેના ગાદી તકીઆ કરે છે. તેને પીંજવાને મહેનત લાગતી નથી. એનું લાકડું ચીકણું અને કઠિન હોય છે, તે પાણીમાં જલદી કહોતું નથી તેથી તેની હોડીઓ કરે છે. શિમળાને લાલ રંગનો ગુંદર આવે છે તેને "મોચરસ" કહે છે. શિમળાનાં ફૂલનું શાક સિંધવ અને ઘીમાં વઘારી ખાવાથી કષ્ટસાધ્ય પ્રદર, રક્તપિત્ત અને કફનો નાશ થાય છે. **શિમળાનું ઝાડ:**—શીતળ, પિચ્છલ, વૃષ્ય, બલકર, મધુર, તુરૂ, લઘુ, સ્નિગ્ધ, શુક્લ, શ્લેષ્મ, રસાયન તથા ધાતુવર્ધક છે; અને પિત્ત, રક્તદોષ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એની છાલનો રસ:**—ગ્રાહક, તુરો અને કફનાશક છે. બાકીના ગુણ ઝાડ જેવાજ છે. **એનાં ફૂલ:**—સ્વાદુ, કડવાં, શીતળ, ગુરૂ, રૂક્ષ, વાતલ તથા ગ્રાહક છે; અને કફ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. એજ પ્રમાણે ફળના ગુણો છે. **એના કાંદા:**—મધુર તથા શીતલ છે; અને મલસ્તંભ, પિત્ત, દાહ, શોક અને સંતાપનો નાશ કરે છે. **કુટશાલ્મલી** (શિમળાનો ભેદ):—કડવો, તીખો, ભેદક તથા ઉષ્ણ છે; અને કફ, વાયુ, પ્લીહા, યકૃત્, ગુલ્મ, વિષદોષ, ભૂતબાધા, મલસ્તંભ, રક્તદોષ, મેદ તથા શૂળનો નાશ કરે છે. લીલી કરતાં ધોળી વધારે ગુણવાળી છે. **મોચરસ:**—હિમ, ગ્રાહક, સ્નિગ્ધ, વૃષ્ય, પુષ્ટિકારક, ધાતુવર્ધક, તુરો, વર્ણકારક, બુદ્ધિપ્રદ, વયસ્થાપક, ગુરૂ, સ્વાદુ, કફકર, ગર્ભસ્થાપક, રસાયન તથા વાત-નાશક છે; અને પ્રવાહિકા, અતિસાર, આમપિત્ત, રક્તદોષ તથા દાહનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) પ્રદર ઉપર:**—શિમળાની છાલનું ચૂર્ણ દૂધમાં પાવું. અથવા શિમળાના કાંટાનું ચૂર્ણ સાકર અને દૂધ નાંખી પાવું. **(૨) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—શિમળાની છાલનું ચૂર્ણ કરી સાકરમાં આપવું. **(૩) વીંછીના દંશ ઉપર:**—પુષ્ય નક્ષત્ર અને રવિવારના દિવસે પોતાની છાયા ઝાડપર ન પડે એવી રીતે ધોળા શિમળાની ઉત્તર બાજુનું મૂળીયું લાવી રાખવું. વીંછી જ્યાં સુધી ચઢ્યો હોય તે જગોથી નીચે સુધી ત્રણવાર મૂળીયું ફેરવવું. અને થોડું ઘસી દંશ ઉપર ચોપડવું. **(૪) ગરમીના આજાર ઉપર:**—સુધારણું ધોળા નાના શિમળાનાં મૂળીઆં ખોદી તેના મૂળીઆંનો કંદ કાઢી સૂકવવો અને તેનું ચૂર્ણ કરવું. રોજ ધોળા શિમળાની છાલ ગાયના દૂધમાં ઘસી તેમાં કંદનો લોટ ૬ માસા અને સાકર ૧ તોલો નાંખી પાવું. આ ઔષધ દરરોજ બે વાર પ્રમાણે ૨૧ દિવસ આપવું, અને પથ્ય પાળવું, એટલે ઉપદંશનાં સર્વ વિકારો શમે છે. **(૫) ધાતુપુષ્ટતાને માટે:**—મોચરસનું ચૂર્ણ અર્ધો તોલો, સાકર ૪ તોલા અને ગાયનું દૂધ પાકો પાશેર, એટલું એકત્ર કરી પાવું. અથવા કાંટાવાળા શિમળાનાં લીલાં મૂળીઆં ૪ તોલા કચરી, ગાયના પાશેર દૂધમાં રાત્રે પલાળી રાખી સવારે ગાળી તેમાં સાકર એક તોલો નાંખી ૭ દિવસ તે ઔષધ લેવાથી ધાતુપુષ્ટ થઇ વીર્યપતન બંધ થાય છે. **(૬) શરીર બળવાન થવા માટે:**—મૂળીઆંની છાલનું ચૂર્ણ મધ સાકરમાં ખાવું. **(૭) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—શિમળાનું રૂ પાણીમાં વાટી લેપ કરવો. **(૮) પથરી ઉપર:**—શિમળાનાં ફૂલ બાફી રાત્રે ઠંડાં થયા પછી તેમાં રાઇનું ચૂર્ણ નાંખી આપવું. **(૯) વીર્યપતન ઉપર:**—ધોળી શિમળાના નાના કાંદાનું ચૂર્ણ કરી

સાકર સાથે ખાવા આપવું. (૧૦) **બદ પાકવા માટે:**—કુમળા શિમળાનો કંદ કાઢી સ્વચ્છ ધોવો અને તે ઉપરની છાલ છોલી નાખી ખાંડવો એટલે જાડો રસ આવશે, તે રસ બદ ઉપર ચોપડવાથી દાહ શમન થઇ ગાંઠ તુરત પાકે છે. (૧૧) **સુરામેહ ઉપર:**—શિમળાની છાલનો કાઢો કરી પાવો (૧૨) **ઠંડા પ્રમેહ ઉપર:**—ધોળા શિમળાનો કંદ છોલી તેના પાતળા કકડા કરી સારા સુકવી લોટ કરી રાખવો. દરરોજ સવારે ગાયનું ઘી ૧ તોલો લઇ તેમાં એ લોટ અર્ધો તોલો અને જાયફળની ભૂકી છ માસ સુધી નાંખી દરેક બે વખત આપવું; શિમળાનો કંદ ન મળે તો છાલનું ચૂર્ણ આપવું (૧૩) **જીર્ણાતિસાર ઉપર:**—મોચરસનું ચૂર્ણ ૩-૪ માસા સાકરમાં આપવું (૧૪) **અતિસાર ઉપર:**—શિમળાની છાલ ઘસી પાવી અથવા છાલનો રસ પાવો. કિંવા મૂળીઆં ઘસી પાવાં. (૧૫) **મૂત્રમાંથી ધાતુ કિંવા ખર જતું હોય તે ઉપર:**—ધોળા શિમળાની છાલ ગાયના દૂધમાં ઘસી જીરૂં અને ખાંડ નાખી રોજ બે વાર પ્રમાણે ૧૪ દિવસ આપવી. (૧૬) **હૃદ્રોગ ઉપર:**—શિમળાની છાલ દૂધમાં બાફી એક મહિનો ખાવાથી તે રસાયન, ઉત્કૃષ્ટ, બળકર તથા વાતનાશક થાય છે. જો કોઇ માણસ એક વર્ષ સુધી ખાય તો સો વર્ષ જીવે છે. (૧૭) **શીતળા ન થવા માટે:**—શિમળાનો રસ અને ધોળું ચંદન કિંવા અરડુસીનો રસ અને જેઠીમધ અથવા જાંઇનો રસ અને જેઠીમધ એમાંથી પ્રારંભે એક ભક્ષણ કરવાથી કદિ પણ શીતળાનો ઉપદ્રવ થશે નહિ.

**૫૩૪. શિસમ:**—સં૦ શિંશપા. મ૦ હિં૦ શિસવ-મ. બં૦ શીશુ. ક૦ કરીયઇબ્બડી, બીટીમારા. તા૦ તુક્કં. મલા૦ વિટ્ટી. તે૦ જીટ્ટરેગુચેટ્ટુ. ગો૦ બીટિરૂકુ. અ૦ સાસમ. ઇં૦ બ્લાકવુડ, સીસૂટી. લા૦ ડાલ્બર્જીયાલાટીફોલિયા.

આ ઝાડ મોટું થાય છે. **સહ્યાદ્રિ** પર્વત ઉપર અને મલબાર પ્રાંતમાં એની ઉત્પત્તિ વિશેષ થાય છે. શિસમ ચાલીસ પચાસ વર્ષનો થયા સિવાય તેનું લાકડું મજબૂત થતું નથી. એ લાકડું મોઘું હોવાને લીધે ઘર બાંધવાના કામમાં ઘણું ઉપયોગમાં આવતું નથી. એ લાકડાનો રંગ કાળો હોય છે. એ ઉપર કોતરકામ જોઇએ તેવું કરાય છે, એને કીડા લાગતા નથી. એ લાકડું સારૂ જૂનું હોય તો તેનાં પાટીઆં સોખંડ જેવાં મજબૂત નીકળે છે. એ લાકડાની પેટીઓ, કબાટ, પલંગ, હીંચોળા, ખાટો, ખુરસીઓ, એવી અનેક વસ્તુઓ થાય છે. **ધોળો શિસમ:**—કડવો, શીત, વર્ણકર, બલકર, તથા રૂચિકર છે; અને પિત્ત, દાહ, સોજો તથા વિસર્પનો નાશ કરે છે. **કપિલ શિસમ:**—કડવો, શીતવીર્ય, વર્ણકર, બલકર, ઉષ્ણ તથા રૂચિકર છે; અને શ્રમ, વાયુ, પિત્ત, જ્વર, ઉલટી, સોજો, હેડકી, વિસર્પ તથા દાહનો નાશ કરે છે. **કાળો શિસમ:**—અગ્નિદીપક, કડવો, તીખો, ઉષ્ણ તથા તુરો છે; અને કફ, વાયુ શોફ, અતિસાર, કોઢ, શ્વિત્રકુષ્ઠ, મેદ, કૃમિ, બસ્તિરોગ, ઉલટી, ગર્ભદોષ, ત્રિદોષ; મેહ, પીનસ, વ્રણ, રક્તદોષ, તથા અજીર્ણનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧) **પ્રમેહ ઉપર:**—શિસમના પાનનો રસ ચાર પૈસાભાર કાઢી જીરાની ભૂકી નાખી પાવો. (૨) **વસાપ્રમેહ ઉપર:**—કાળા શિસમની છાલનો કાઢો પાવો.

**૫૩૫. શેતુર:**—(સં૦ પૂર્ય. મ૦ હિં૦ તૂત.) આ ઝાડ **ચીન દેશમાં** ઘણાં થાય છે. એ ઝાડની વાવણી આ દેશમાં કોઈ કોઇ ઠેકાણે થાય છે. શેતુરનાં ઝાડ ઘણાંજ મોટાં વધે છે. એમાં કાળી, ધોળી, અને રાતી એવી ત્રણ જાત છે. કાળી અને રાતી શેતુરને ચોમાસામાં ફળ આવે છે શેતુરનાં ફળ ખાવાથી મીઠાં લાગે છે. એ ફળ રક્તવૃદ્ધિ કરનારાં છે. કાળી અને ધોળી, એ બે જાતનાં શેતુર ઝાડ રેશમના કીડાઓના જીવનને અર્થે ઉપયોગનાં છે. તે કીડા એનાં પાન ખાઇ રેશમ ઉત્પન્ન કરે છે. ચીન દેશમાં રેશમ ઘણું ઉત્પન્ન થાય છે. આ ઝાડને કેટલાક લોકો 'શેતુક' પણ કહે છે **પાકાં શેતુર:**—ગુરૂ, સ્વાદ, શીતળ તથા ગ્રાહક છે; અને પિત્ત, વાયુ તથા રક્તદોષનો નાશ કરે છે. **કુણાં શેતુર:**—ગુરૂ, સારક, ખાટાં, તથા ઉષ્ણ છે; અને રક્તપિત્તનો નાશ કરે છે.

**૫૩૬. શેંદાડ.** (કુટ):—ગોડમડીના વેલા જેવાજ શેંદાડના વેલા હોય છે. શેંદાડમાં મીઠી અને કડવી એવી બે જાત છે. સાધારણ શેંદાડ નાળિયેર જેવડાં મોટાં હોય છે; શેંદાડ ખાવાથી મીઠાં લાગે છે. કોઇ કોઇ એનાં ફળાં જેવો શિખરણ કરી ખાય છે. શેંદાડ ઉષ્ણ હોવાને લીધે ઘણું ખાવામાં આવવાથી વિકૃતિ કરે છે. **શેંદાડી:**—લઘુ, સ્વાદ, ભેદક, ઉષ્ણ, અગ્નિદીપક, પિત્તકર, તીખી, કડવી, પાકકાળે ખાટી

ખારી તથા રૂચિકર છે; અને વાયુ, પીનસ, અષ્ઠીલા. તથા ત્રિદોષનો નાશ કરે છે. **કડવી શેંદાડી:**—કિંચિત્ ખાટી, દીપન, રૂચિકર તથા સ્વાદુ છે. તે સુકાવી તૈયાર કરેલી દીપન, રૂચિકર તથા કડવી છે; અને કફ, ગ્રંથિ, અરૂચિ તથા જાડયનો નાશ કરે છે **ઉપયોગ:—(૧) મત્રકૃચ્છ્ર ઉપર:**—શેંદાડનાં બિયાં ચોખાના ધોવરામણમાં વાટી તેમાં રતાંજળી ઘસી પાવી.

**૫૩૭. શેમટ:**—આ ઝાડ ઘણુંજ મોટું થાય છે. એનાં પાન આંબાનાં પાન જેવાં લાંબાં હોય છે. એને આમલીના કચુકા કરતાં નાનાં અને ચપટાં ફળ આવે છે. એનું લાકડું ઇમારતના ઉપયોગમાં આવે છે. **ઉપયોગ:—(૧) આતસાર ઉપર:**—શેમટનાં મૂળીઆં પાણીમાં ઘસી પાવાં.

**૫૩૮. શેલડી:**—સં૦ ઇક્ષુ. મ૦ ઉસ. હિં૦ ગાંડા, પેંડા, ઇખ, ઉખ. ક૦ કબ્બુ. તે૦ ચિરકુ. તાં૦ કરંબુ. મલા૦ કરીંબુ. ફા૦ નેશકર. અ૦ કસબુસ્સકર. ઈં૦ શુગરકેઇન. લા૦ સકેકરમ્ ઑલબમ્.

શેલડી હિંદુસ્તાનમાં ઘણું કરી સર્વે ઠેકાણે પાકે છે. શેલડી જગતપ્રસિદ્ધ છે. એ પાંચ છ હાથ ઉંચી થાય છે. શેલડીમાં ધોળી, રાતી, કાળી, ભુંખરી વગેરે અનેક જાતો છે. રાતી શેલડીનો રસ ઘણોજ સારો હોય છે. શેલડીના રસમાંથી સાકર, ખાંડ, ગોળ, કાકબ, એવા અનેક પદાર્થો કરે છે. સાકરનાં અને ગોળનાં નાના પ્રકારનાં પકવાન્નો કરે છે. શેલડીનો કોઈ પણ ભાગ **વ્યર્થ** જતો નથી. મૂળીઆંના કકડા **ઢોરોને** ખાવા માટે ઉપયોગમાં આવે છે. રસ કાઢી લીધા પછીના શેલડીના સાંઠા **બાળવાને** કે **ઢોરોને** ખાવાને ઉપયોગમાં આવે છે. શેલડી એ **સમશીતોષ્ણ** છે. આજારી માણસને શેલડીના કકડા કરી ખાવા આપે છે. શેલડીનો **રસ ઠંડો** છે, પણ તે રસનો **ગોળ** થાય છે તે ઉષ્ણ છે. ખાંડ અને સાકર સમધાત છે. શેલડીમાં વગડાઉ શેલડી કરીને જાત છે, એ જાતની શેલડી ફક્ત ઔષધના ઉપયોગમાં આવે છે. **સાધારણ શેલડી:**—પાક વખતે અને રસ વખતે મધુર, ખાધા પછી વાતકર, સ્નિગ્ધ, ગુરૂ, મૂત્રલ. શીત, વૃષ્ય તથા બલકર છે; અને કફ, પુષ્ટિ, કૃમિ, તૃપ્તિ, આનંદ અને કાંતિને કરનાર તથા સારક છે; અને વાયુ, રક્તવિકાર તથા પિત્તનો નાશ કરે છે. **શેલડીનાં મૂળીઆં:**—અતિ મધુર, મધ્યે સાધારણ મધુર; ગ્રંથે અને સાંધામાં ઓછી મધુર અને ખારી છે. **સફેત શેલડી:**—કઠણ, જડ, અગ્નિદીપક તથા રૂચિકર છે; અને કફ, મૂત્ર, આમ, પ્રમેહ, મેદ તથા બળને વધારનારી; પાક વખતે કિંચિત્ ઉષ્ણ, પાક તથા રસ વખતે મધુર, અતિ શીતલ, પૌષ્ટિક, સ્નિગ્ધ, સારક તથા વૃષ્ય છે; અને પિત્ત, દાહ, વાયુ, રક્તપિત્ત તથા ક્ષયનો નાશ કરે છે. **ચિત્રવર્ણ શેલડી:**—અતિ મધુર, શીત, કફકારક, રૂક્ષ તથા રસ વખતે તૃપ્તિકારક છે; અને પિત્ત, દાહ તથા શ્રમને દૂર કરે છે. **રસાળી શેલડી:**—મધુર, શીતલ, રૂચિકર તથા વૃષ્ય છે; અને તેજ તથા બળને વધારનારી; અને પિત્ત તથા દાહનો નાશ કરનારી છે. **કાળી શેલડી:**—પાક વખતે મધુર, મીઠી, પ્રિય, તીખી, રસયુક્ત, ધાતુવર્ધક, બલકારક અને ત્રિદોષનાશક છે. **દાંતથી છોલી ખાધેલી શેલડી:**—સ્નિગ્ધ, રૂચિકર, વૃષ્ય, શીતલ, અવિદાહી, કિંચિત્ કફકર, પ્રિય, હર્ષપ્રદ, મૂત્રશુદ્ધિકારક, કાંતિકર, બલકર, ધાતુવર્ધક, તથા તૃપ્તિકર છે; અને રક્તદોષ, રક્તપિત્ત તથા ત્રિદોષનો નાશ કરનારી છે. તેમજ એનો પ્રભાવ ખાંડ જેવો છે. **કુમળી શેલડી:**—કફ, મેદ, અને મેહને કરે છે **જુની શેલડી:**—મીઠી તથા કિંચિત્ તીક્ષ્ણ છે; અને વાયુ તથા પિત્તને દૂર કરે છે. **ઘણી જુની શેલડી:**—બળકર તથા વીર્યવર્ધક છે; તથા રક્તપિત્ત તથા ક્ષતનો નાશ કરે છે. **શેલડીનો વિશેષ ગુણ:**—જમ્યા પહેલાં ખાવાથી પિત્તનો નાશ કરે છે. જમ્યા પછી ખાવાથી વાયુને કોપાવે છે; અને જમવામાં ખાધાથી જાડય ઉત્પન્ન કરે છે. **શેલડીનો રસ:**—(ચરકમાં નિકળેલો) ગુરૂ, મલસ્તંભક, ખાટો, સ્વાદુ તથા ખારો છે; અને દાહનાશક છે. નાના યંત્રમાં નિકળેલો **રસ:**—પિત્ત, શ્રમ, વાયુ અને કફને દૂર કરે છે. **પકાવેલો રસ:**—ગુરૂ, સ્નિગ્ધ, તીક્ષ્ણ તથા કિંચિત્ પિત્તકર છે; અને કફ, વાયુ, ગુલ્મ તથા આનાહવાયુનો નાશ કરનાર છે. તે જો ઘણો પાકેલો હોય તો પિત્ત, રક્તદોષ અને શોષને ઉત્પન્ન કરે છે. **શેલડીનો બાસો રસ:**—કફ, વાયુ, શૈત્ય અને જાડય કરે છે. **નવો ગોળ:**—મધુર, ખારો, ગુરૂ તથા ગરમ છે; અને રક્તપિત્ત, રક્તવિકાર અને રક્તદોષને અહિતકારક, વૃષ્ય, સ્નિગ્ધ, મૂત્રશોધન તથા સારક છે; અને મેદ, કૃમિ, માંસ, મજ્જા, લોહી અને શુક્ર ઉત્પન્ન કરનાર, અગ્નિદીપક, ભેદક; અને વાત, કફ તથા શ્વાસનો નાશ કરે છે. **ધૌત ગોળ:**—કિંચિત્

મેળવી આપવું. (૪) એકેરી મંખમલીનાં સુમારે ૪૦ ફૂલ લાવી ફૂલના નીચેની લીલી રજ કાઢી નાંખી વાટીને રસ કાઢવો. આ રસ એક તોલો અને તેમાં તેટલુંજ ગાયનું ઘી નાખી થોડું ગરમ કરી તે આપવું. એ પ્રમાણે ત્રણ દિવસ લીધા પછી સર્વ પ્રકારનો રક્તસ્રાવ બંધ થાય છે. (૫) વિષ્ણુકાંતાનાં પાન વાટી તેની વડી ગુદા ઉપર બાંધવી. (૬) તાજું માખણ ખાવું. (૭) ઇસબગોળ રાત્રે પાણીમાં ભિજવી રાખી સવારે હાથે ચોળી તે ગાળી લેઇ તેમાં ખડીસાકર નાખી પાવું. સર્વ પ્રકારના રક્તસ્રાવ, જ્વર અને દાહ, એથી શમી જાય છે. (૮) ઘી ૪ તોલા લેઇ તેટલાજ ગરમ પાણી સાથે પાવું. (૯) ગાયનું માખણ ૮ તોલા, પાણી ૧૬ તોલા અને ખડીસાકર ૨ તોલા, એકત્ર કઢવી ઘી સિદ્ધ કરી આપવું. **લેપ અને ધૂણી:**—(૧) કડવા લીમડાનાં બિયાં તેલમાં તળી તેમાંજ ખરલ કરવાં અને તેમાં થોડી મોરથુથાની ભૂકી નાંખી તે મલમ અર્શને ચોપડવું તેથી બળત્રા થશે. (૨) સિંધવ અને દેવડાંગરનાં બિયાં કાંજીમાં વાટી લેપ કરવો. (૩) શંખજીરૂં, કલાઈ, સફેતો, સોનાગેરૂ, ફટકડીની લાહી, મરડાશીંગ, મીણ અને હળદર, એ માખણમાં ખરલ કરી ચોપડવું. (૪) સોરા અને રસકપૂરનો માખણમાં લેપ કરવો. (૫) મોરથુથુ લાવી લીંબુના રસમાં ઘસી તેમાં માખણ મેળવી તેનો લેપ કરવો. (૬) ભિલામાના તોઠાનો લેપ કરવો. (૭) શેકટાનાં મૂળીઆંના રસમાં સોમલ ઘસી તેનો લેપ કરવો. (૮) નિવડુંગાના અને કારંજાના રસમાં હરતાલ ઘસી લેપ કરવો. (૯) મનુષ્યકેશ, સર્પની કાંચળી, વાવડીંગ કપાસનાં મૂળીઆં, શમીનાં પાન, શિંગોની મોડ, અને હીંગની ધૂણી આપવી. (૧૦) શિળાનું ચૂર્ણ, શિરસ અને તેલ એકત્ર કરી ધુણી આપવી. (૧૧) ખારેકનાં બિયાં ઝીણાં કરી તેની ધૂણી આપવી. (૧૨) કડવી દોડકીનાં બિયાં અને આમલીની છાલની ધૂણી આપવી. (૧૩) શ્વેત કરેણ અને જટામાંસીનો લેપ કરવો. (૧૪) વાનરની વિષ્ટા, અજમાનાં ફૂલ અને કળીચુનાની ધૂણી ૭ દિવસ આપવી. એથી અર્શ ગરી પડે છે. **પથ્ય:**—સાઠી ચોખા, મગ, કુલિત્થ, તુવેર, ચાકવત, ચીલ, ગીલોડાં, કોળું, પરવળ, કારેલાં, સુરણ, રાઇ, છાશ, ઘી, કુમળો મૂળો અને કુમળાં વેંગણ. **અપથ્ય:**—ચણા, મઠ, મસુર, પાવટા, ચોળી, શેલડી, કેળ, ફણસનો ગર અને શાક, જડ પદાર્થ, સવા, દૂધ અને ગોળ.

**સૂચના:**—જેને ભિલામો ઉપડતો હોય, તેણે ભીલામાના ઉપાય કરવા નહિ. બીજાઓએ કરવા.

## ૮—અસ્થિભંગ.

કંઇએક નિમિત્તથી, હાડકું મરડાવાથી કિંવા ઠોકરાવાથી, પ્રથમ ઠંડું પાણી છીપી હળવે હળવે થાપડવું. પછી લાલ માટીનો લેપ કરવો. **ઉપચાર:**—(૧) શતધૌત ઘી અને ચોખાનો લોટ એકત્ર કરી મસળી તે ઉપર બાંધવો. (૨) બાવળીઆની છાલનું અથવા બિયાંનું ચૂર્ણ ૬ માસા કિંવા ૧ તોલા મધમાં ૩ દિવસ આપવું. (૩) સાંધરૂખાની કિંવા હાડસંધીની છાલ કૂટી મરડાએલા અથવા ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાંધવી. (૪) મજીઠ, મોરાની છાલ, અને આમલીનાં પાન; એ સમભાગ લઇ એકત્ર વાટી ગરમ કરી ઉપર બાંધવું. (૫) પંચવલ્કલ (વડ, પીંપળો, નાંદરૂખ, ઉંબરો અને પીંપળી)ના પાનથી શેકવું. (૬) આસુંદરાની છાલનું ચૂર્ણ દૂધમાં આપવું, અને છાલનું ચૂર્ણ ઘીમાં મેળવી તેનો ઘટ્ટ લેપ કરવો. (૭) હાડમોટી કરીને શેરા જેવો વેલો થાય છે, તે લાવી કુટી ઉપર બાંધવો. (૮) કિંચિત્ શેકેલું ઘઉંનું ચૂર્ણ મધમાં ખાવા આપવું. (૯) મજીઠ અને જેઠીમધને લીમડાના રસમાં ખરલ કરી તેમાં સો વખત પાણીએ ધોએલું ઘી અને ચોખાનો લોટ નાંખી ઉપર લેપ કરવો. (૧૦) લસણ, મધ, અને પીપળાની લાખ વાટી, તેમાં ઘી અને સાકર નાંખી આપવું. એટલે તુરત સાંધો બેસી જાય છે. (૧૧) પ્રવાલભસ્મ મધમાં આપવી. **પથ્ય:**—ચોખા, ઘઉં, મગ, વટાણા, ઘી, દૂધ, પરવળ, લસણ અને શેકટો. **અપથ્ય:**—મીઠું, તીખા, ખારા, ખાટા; ગરમ પદાર્થ અને મૈથુન.

## ૯—આનાહ અથવા બંધકોષ.

**કારણ:**—આમ કિંવા મલ પેટમાં ઘણા દિવસ સુધી ભેગો થઇ વાયુએ શુષ્ક થઇ ગડો બાઝે છે, અને ઝાડો સાફ ઉતરતો નથી, એ વિકારને આનાહ રોગ કહે છે. **લક્ષણ:**—આમથી આનાહ થયો

હોય તો તરસ, સળેકમ, માથાનો દાહ, આમાશય મધ્યે શૂળ, જડપણું, હૃદયને પીડા, ઓડકારનો પ્રતિબંધ, કમર, પીઠ તથા મળમૂત્રનું સ્તંભન, શૂળ, મૂર્ચ્છા, મળની ઉલટી અને શ્વાસ, એ લક્ષણો થાય છે. પક્વાશયમાં આનાહ થયો હોય તો આધ્માન અને વાતરોગાદિક લક્ષણો થાય છે અસાધ્ય લક્ષણ:—તરસે પીડિત, કલેશ પામેલો, ક્ષીણ શૂળની પીડાનો તથા મળ ઓકનાર, એવા રોગીને છોડી દેવો. ઉપચાર:—(૧) હીંગ ૧ ભાગ, વેખંડ ૨ ભાગ, કોઠ ૫ ભાગ, સાજીખાર ૭ ભાગ, અને વાવડીંગ ૯ ભાગ લેઇ, તેનું ચૂર્ણ ઉકાળવના પાણીમાં આપવું એટલે આનાહ, વિષૂચિકા, હૃદ્રોગ, ગુલ્મ અને અર્ધાંગવાયુનો નાશ થાય છે (૨) નસોતર ૨ ભાગ, પીપર ૪ ભાગ, અને હરડે ૫ ભાગ લઇ, ચૂર્ણ કરી તેના સમભાગ ગોળ નાખી ખાવું એ દારુણ આનાહનું નાશક છે પથ્ય:—ઘી, ભાત અમ્લત, કુમળા મૂળા, બીજોરૂં અપથ્ય:—ઉલટી, મળમૂત્રના વેગનો રોગ, સર્વ પ્રકારની દાળ, જાંબુ, કાકડી, અળવી, તુરા પદાર્થ અને જડાન્ન.

## ૧૦ આમવાત.

કારણ:—વિરુદ્ધ આહારનું ભક્ષણ કરનાર, અથવા વિરુદ્ધ ચેષ્ટા કરનાર, મંદાગ્નિ, આળસુ સ્નિગ્ધ, અન્ન ખાઇ લાગલીજ મેહેનત કરનાર, એવા મનુષ્યનો આમ (પેટમાંના અપક્વ પદાર્થ) વાયુથી કફસ્થાને જાય છે, અને ત્યાં તે કફથી દૂષિત થઇ મસ્તકે જાય છે ત્યાં કફ, વાત, પિત્ત, એમાં દુષ્ટ, અનેક વર્ણનો અને ચિકણો થઇ સ્રોતસને કપિત કરી, વાયુ, કફને એક વખતે કોપાવી તે ત્રિકસંધિમાં (કેડના ભાગમાં) પ્રવેશ કરી ગાત્રાને સ્તબ્ધ કરે છે તેને આમવાત કહે છે લક્ષણ:—અંગ મરડાઇ જવું, અરુચિ, તરસ, આળસ, શરીરને જડત્વ, જ્વર, અન્ન ન પચવું, શરીરે સોજો આવવો એ ચિહ્નો થાય છે અને અધિક થયો હોય તો હાથ, પગ, માથું ઘુંટી, કટિભાગ, ઢીંચણ અને સંધિમાં સોજો અને પીડા ઉત્પન્ન થાય છે વાયુના યોગે જે ઠેકાણે આમ જાય છે તે અંગને વીંછી ચડ્યા પ્રમાણે વેદના થાય છે અગ્નિમાંદ્ય, મ્હોંમાંથી પાણી છુટવું, અરુચિ, શરીરને જડત્વ, ખર, મુખને વિરસપણું, દાહ, અતિમૂત્ર કુક્ષિમાં કઠિનપણું, શૂળ, નિદ્રાનો વિપર્યાસ, તરસ, ઉલટી, ભ્રમ, મૂર્ચ્છા, હૃદયશૂળ, મળસ્તંભ, જડત્વ, આંતરડામાં શબ્દ થવો, પેટ ફૂલવું ઇત્યાદિ લક્ષણો થાય છે ઉપચાર:—(૧) સુંઠ અને ગળોનો કાઢો રોજ લેવાથી ઘણા દિવસનો આમવાત પણ દૂર થાય છે (૨) સુંઠ અને ગોખરુનો કાઢો નિત્ય સેવન કરવાથી આમવાત અને કટિશૂળ, પૃષ્ઠશૂળનો નાશ થાય છે એજ પાચક અને પીડાનાશક છે (૩) રાસ્ના, દેવદાર, ગરમાળાનો ગોળ, સુંઠ, મરી, પીપર, એરંડમૂળ, પુનર્નવા (ઘેટુળી) અને ગળોના કાઢામાં સુંઠનો કલ્ક અથવા સુંઠનું ચૂર્ણ કિંવા એરંડતેલ નાખી તે આપવું (૪) સુંઠના કાઢામાં એરંડતેલ નાખી આપવું, એટલે આમવાત કમર, અને કુક્ષિ, એ ઠેકાણાનું શૂળ તથા પેટશૂળ સારા થાય છે (૫) દશમૂળના કાઢામાં એરંડતેલ નાખી આપવું (૬) એરંડમૂળના રસમાં સુંઠનું ચૂર્ણ મેળવી ગોળો કરી તે ઉપર એરંડાના પાન વીંટી ઉપર ચીકણી માટીનો લેપ કરી પુટપાકકૃતિએ અંગારામાં શેકી રસ કાઢી તેમાં મધ નાખી આપવું (૭) લઘુ પંચમૂળના કાઢામાં એરંડતેલ નાખી આપવું (૮) બૃહત્પંચમૂળના કાઢામાં એરંડતેલ નાખી આપવું (૯) ગળો, સુંઠ, એરંડમૂળ અને આસગંધનો કાઢો આપવો (૧૦) ગળોના કાઢામાં એરંડતેલ આપવું (૧૧) પાશેર ખજુર દેશી પલાળી પી જવું (૧૨) ચિત્રક, કુટકી, પહાડમૂળ, ઇંદ્રજવ, અતિવિષ, ગળો, દેવદાર, નાગરમોથ, સુંઠ અને માલ હરિતકીનું ચૂર્ણ ઉષ્ણોદકમાં આપવું (૧૩) રાત્રે ત્રણ માસા કરિયાતામાં બે તોલા પાણી નાખી પલાળી રાખવું. સવારે વસ્ત્રગાળ કરી તેમાં એક ગુંજા કપૂર, બે ગુંજા શિલાજીત અને અર્ધો તોલો મધ, એ પ્રમાણે દરરોજ સેવન કરવાથી જીર્ણજ્વર અને સર્વ પ્રકારનો શરીરમાં જામેલો ગરમીનો રોગ ૭ દિવસમાં દૂર થઇ સારી શક્તિ આવે છે પથ્ય:—રૂક્ષ પદાર્થ, પરસેવો કાઢવો લાંઘણ, સ્નેહપાન, જૂના ચોખા, જવ, કુળિથ, સાવ, વાતકર એવા પદાર્થ, છાશ, લસણ, પરવળ, કારેલા, વેગણ, શેકટો, ગરમ પાણી, કડવા, તીખા એવા પદાર્થ અપથ્ય:—દહીં, ક્ષાર પદાર્થ, મચ્છી, અડદનો લોટ, વિરુદ્ધાન્ન, મળમૂત્રાદિકનો રોધ, જાગરણ, વિષમાશન, જડ અને કફકારક પદાર્થ.

# ૧૧—ઉચ્કી અથવા હેડકી.

કારણ:—જડ અને ગલગંદ્ધ કરનારા પદાર્થોનું સેવન, ઠંડું પાણી પીવું, ઠંડા પાણીથી સ્નાન કરવું, ઠંડું અન્ન ખાવું, ધૂમાડી અને ધૂળ નાકમાં જવી, ગરમી અને વાયુનું અતિ સેવન, ઉપોષણ કરવું, ઇત્યાદિ કારણોથી આ રોગ થાય છે.

ઉપચાર:—પીંપરનું ચૂર્ણ અને મોરના પીંછાની ભસ્મ મધમાં કાલવી વારંવાર ચટાડવાં; એટલે ઉચકી અને ઉલટીનો તુરત નાશ થાય છે. (૨) જેઠીમધનું ચૂર્ણ મધમાં આપવું. (૩) નિર્ગુંડીનાં બિયાં અને પીંપરના કાઢામાં, શેકેલી હીંગ એક માસાભાર નાંખી તે આપવું. (૪) અલીલનું નસ્ય આપવું. (૫) બીજોરાના રસમાં મધ અને સંચળ નાખી આપવું. (૬) ધમાસાના કાઢામાં મધ નાંખી આપવું. (૭) સોનાના વરખ, માંખણમાં આપવા. (૮) નાગરમોથનાં બિયાં લઇ તે આઠગણા પાણીમાં ભિંજવી રાખવાં; અને મૃદુ થાય એટલે વસ્ત્રથી ગાળી તેનું પાણી ૪ તોલા પ્રાશન કરવું. (૯) આવળકંટી, પીંપર અને સુંઠનો કાઢો સાકર નાંખી લેવાથી પ્રાણનો નાશ કરનારી ઉચકીનો નાશ થાય છે. (૧૦) કોઠીનો કિંવા આંબળાનો અંગરસ, મધ અને પીંપર સહિત લેવાથી, તે હેડકી અને શ્વાસને નિવારણ કરે છે. (૧૧) ધૂણી વગરના અંગારા ઉપર હીંગ અને અડદનું ચૂર્ણ નાંખી તેની ધૂણી કરવી. (૧૨) કઢેલું દુધ અથવા શેલડીનો રસ પાવો. (૧૪) ઉધરસ ઉપરના અને ક્ષય ઉપરના સર્વ ઉપચાર, વાત, ઉધરસ, ઉચકી તથા શ્વાસ ઉપર યોજવા.

પથ્ય:—ઘઉં, ગહુલા, ચોખા, જવ, લસણ, પરવળ અને મૂળા. અપથ્ય:—વાલ, અડદ, પેંઢ, ગાંઢીનું દૂધ. ખાટા પદાર્થ અને દુધી.

# ૧૨—ઉદરરોગ.

કારણ:—અગ્નિમાંધ (અગ્નિમાંધથીજ સર્વ રોગ થાય છે. તથા ઉદરરોગ તો વિશેષ કરી તેનાથીજ થાય છે), અજીર્ણ, વિરૂદ્ધાહાર, મલાવરોધ, એ કારણોથી ઉદરરોગ થાય છે.

લક્ષણો:—આધ્માન (વાયુ રોકાઇ રહેવો), ચાવવા માટે અસામર્થ્ય, દુર્બલતા, અગ્નિમાંદ્ય, સોજો, ગ્લાનિ, દાહ, તંદ્રા, એ સામાન્ય લક્ષણો થાય છે.

ઉદરરોગની સંખ્યા:—જુદા જુદા દોષે કરી (વાત, પિત્ત, કફ, સન્નિપાત,) પ્લીહોદર, બદ્ધ ગુદોદર, ક્ષતોદર અને જલોદર મળી ૮ પ્રકારના ઉદરરોગ થાય છે. વાતોદર:—વાતોદરમાં હાથ, પગ, નાભિ તથા કૂખ, એ ઠેકાણે સોજો, સાંધા તુટવા, ખાલી ઉધરસ, શરીર મરડાઇ જવું, કમ્મરથી નીચે જડપણું જણાવું, મળનો સંચય થવો; ત્વચા, નખ, નેત્રાદિક કાળાં રાતાં થવાં, પેટનું અકસ્માત મોટું ફુલવું, નાનું થઈ જવું, પેટ ઉપર ચારે દિશાએ ઝીણી કાળી શિરાઓનું ઉપડવું, પેટ ઉપર ટકોર મારવાથી ફુલેલી પખાલ જેવો શબ્દ થાય છે. એ ઉદરમાં વાયુ ચોદિશ ફરી શૂળ કરે છે, અને ગગડે છે. કોઈ શોથોદર કરીને ઉદરરોગનો એક જુદો પ્રકાર માને છે. તેમાં પેટ મોટું થાય છે. સર્વાંગે મોટા સોજો ઉત્પન્ન થાય છે અને રોગી તાટ જેવો થાય છે. એ લક્ષણો થાય છે. પિત્તોદર:—જવર, મૂર્છા, દાહ, તૃષા, મ્હોંમાં કડવાશ, ભ્રમ, અતિસાર, નખ, નેત્રોમાં પીળાશ, પેટ લીલી, પીળી રાતી રેષાઓથી વ્યાપ્ત, પરસેવાથી ભીંજાએલી, કઢવાથી જળ જગીત થાય, અંદર ધૂણી નીકળ્યા જેવું જણાય, હાથને મૃદુ લાગે, જલદી પાક થાય, એટલે જળોદર નામ પામે છે, અને તેને ઘણી વ્યથા થાય, એ લક્ષણો થાય છે. કફોદર:—કફોદરમાં હાથ પગનાં ઢગળાં પડે છે, સ્પર્શ જણાતો નથી, સોજો આવે છે, અંગ જડ થાય, ઉંઘ આવે, ઉલટી થશે એમ જણાય, અરૂચિ થાય, શ્વાસ થાય, ઉધરસ આવે, ત્વચાદિક ધોળાં થાય છે, પેટ નિશ્ચળ, તડતડતું; ધોળી રેષાએ વ્યાપ્ત અને મોટું થાય છે, તેની વૃદ્ધિ લાંબે વખતે થાય છે; કઠિન અને ઠંડું લાગે છે, તેમજ જડ અને સ્થિર હોય છે. સન્નિપાતોદર:—દુષ્ટ ચાલની સ્ત્રીઓ જે પુરૂષને નખ, કેશ, મૂત્ર, વિષ્ટા તથા વિટાળ એ મેળવી અન્નપાન આપે છે:

અથવા જેને શત્રુ વિષપ્રયોગ કરે છે તેને, કિંવા દુષ્ટાંબુ ( એમાં સવિષ પ્રાણી; મેલું, પાન કોહેલાં હોય એવું પાણી ) તથા દૂષી વિષ (મંદ વિષ) એનું સેવન થવાથી, તે યોગે રક્ત તથા વાતાદિ દોષ જલ્દી કુપિત થઇ, અત્યંત ભયંકર ત્રિદોષાત્મક ઉદર ઉત્પન્ન કરે છે, તે શીતકાળે કિંવા વાવટોળ છુટે તે વખતે અથવા જે દિવસોમાં ખાખરાનાં ઝાડ હોય છે તે દિવસોમાં વિશેષ કરી કોપ પામે છે તથા બળે છે, "કારણ તે વખતે દૂષી વિષનો કોપ હોય છે." તે રોગી નિરંતર વિષયોગે મૂર્ચ્છા પામે છે, પાંડુર વર્ણું અને કૃશ થાય છે, તથા આયામ કરવાથી શોષ લાગે છે. એને "દૂષ્યોદર" કહે છે. પ્લીહોદર:—વિદાહિ ( વંશકરીરાદી ) એટલે દાહ કરનારી તથા અભિષ્યંદિ ( દધ્યાદિ ), શ્રોતઃશ્રાવક, એવાં અન્નો નિરંતર સેવન કરનારા પુરૂષનું અસંત દુષ્ટ થએલું લોહી તથા કફ વધી પ્લીહા (બરોળ)ની વૃદ્ધિ કરે છે, એ ઉદરને "પાણુથરી" કહે છે, એ ડાબી બાજુએ વધે છે. જે અવસ્થામાં રોગી ઘણોજ ગળી જાય છે, શરીરમાં ઝીણો તાવ હોય છે, અગ્નિ મંદ હોય છે, તથા કફ પિત્તોદર એમાં હોય છે. બળ ક્ષીણ થઇ રોગી ધોળો દેખવામાં આવે છે. પ્લીહોદર પ્રમાણેજ યકૃતદુદર પણ થાય છે. જમણી બાજુએ જે યકૃત્ એટલે કાળજું હોય છે તે દુષ્ટ એટલે રોગયુક્ત થવાથી પ્લીહોદર જેવુંજ ઉદર થાય છે. તેને યકૃતદુદર કહે છે. બદ્ધ ગુદોદર:—જે પુરૂષનાં આંતરડાં ઉપસેલાં એટલે મૃદુ અન્નથી ( શાકાદિક ) અથવા બારિક બારિક ગાંગડાએ ડટાતાં જાય છે, તે પુરૂષનો દોષયુક્ત મળ હળવે હળવે અંદર, તેની નળીમાં જેવો સાવરણીએ વાળેલો કચરો ખુણામાં સંચય થાય છે તેવો સંચય થાય છે. તેની ગુદામાં તે મળ ગુંચાય છે, તે મોટા કષ્ટથી થોડો થોડો બહાર આવે છે. તે ઉદર, હૃદય તથા નાભિ, એમાં મોટું થાય છે. તેના તે ઉદરને બદ્ધગુદોદર કહે છે. ગુદાની ઉપર આંતરડા બંધાયાં જેવાં થાય એટલે બદ્ધગુદ થાય એવું ચરકે કહેલું છે. ક્ષતોદર:—કંટકાદિ શલ્ય, અન્નમાં મળી પેટમાં જાય એટલે પક્વાશયમાં વિક્ષોભ ( વાંકું ચુકું ) જવાથી આંતરડામાં કાણું પડે છે. તે સીધાં જાય તો કાણાં પડતાં નથી, અથવા બગાસું, અત્યશન કરવાથી આંતરડાં ફાટે છે. તે આંતરડાંથી ગળેલા પાણી જેવો સ્રાવ પુનઃ ગુદા વાટે ઝરે છે, પેટ ડુંટીનાં ઉપર મોટું થાય છે, ટટોરા જેવું અને ભેદવતપીડે અત્યંત વ્યથિત થાય છે, એને "પરિસ્રાવિ ઉદર" પણ કહે છે. જલોદર:—સ્નેહપાન કરેલો, અનુવાસન બસ્તી લીધેલો, વમન લીધેલો, ઢાળક લીધેલો, અથવા નિરૂહ બસ્તી લીધેલો, એવો પુરૂષ ઠંડું પાણી પીએ તો તેની તે ઉદક વહન કરનારી સ્રોતસો તુરત દુષ્ટ થાય છે. તે પાણી અને સ્રોતસો સ્નેહે ઉપલિપ્ત થવાથી પહેલા પ્રમાણે (એટલે અન્નરસ ઉપરનેહ ન્યાયે ) જલોદર ( એટલે બહાર આવી ઉદર ઉત્પન્ન કરે છે. ) થાય છે તે ઉપર તગતગતું દેખાય છે, મોટું થાય છે, ડુંટી પાસે ઘણું ઉચું થાય છે, ચારે તરફ તડતડવા લાગે છે, પાણીએ પેટ સઘળું ભર્યા જેવું જણાય છે. જેવી પાણીએ ભરેલી પખાલ ડબડબે છે, હાલે છે, ડબકડબક વાગે છે, તેવું પેટ થાય છે, તેનેજ જલોદર કહે છે. સાધ્ય લક્ષણ:—સર્વ પ્રકારનાં ઉદર જન્મતઃ અત્યંત કષ્ટસાધ્ય છે. બળવાન પુરૂષને નવીન થએલું, અંદર પાણી થએલું ન હોય તો મોટા પ્રયત્ને સાધ્ય થાય છે. અસાધ્ય લક્ષણ:—જેની આંખોને અંધારી આવેલી હોય, શિશ્ન વાંકું થએલું હોય, પેટની ત્વચા ક્લેદયુક્ત અને પાતળી થએલી હોય, બળ, રક્ત, માંસ અને અગ્નિ, એ જેનાં ક્ષીણ થએલાં હોય તે રોગીને છોડવો. તેમજ કાંટા ફુટવા, અન્નદ્વેષ, શોષ અને અતિસારથી પીડાએલો, તથા રેચ આપવા છતાં જેનું પેટ પુનઃ ભરાય છે, એવા રોગીને પણ વૈદ્યોએ છોડવો.

ઉપચાર:—શોથોદર ઉપર:—(૧) સર્વ ઉદરોપર રેચ એક મુખ્ય ઔષધ છે તે પહેલાં આપવું ત્રિફળાનું ચૂર્ણ ગોમૂત્રમાં આપવું. (૨) પીંપર અને સુંઠ, ગોળમાં આપવું. (૩) બાળહરડે, સુંઠ, દેવદાર, પુનર્નવા અને ગળોનો કાઢો ગુગળ અને ગોમૂત્ર નાંખી આપવો. સન્નિપાતોદર ઉપર:—(૧) બાળહરડે અને નિર્ગુંડીનાં પાન ગોમૂત્રમાં એકત્ર વાટી તેનો રસ બરાબર જોઈ આપવો. (૨) ત્રિકટુ, જવખાર, અને સિંધવ નાંખી છાશ પાવી. (૩) થેરાસા અને તાંદળજાનાં મૂળીઆં પાણીમાં વાટી તેમાં ચોગણું ઘી નાંખી, ઘીથી ચોગણું દૂધ નાંખી ઘી શેષ રહે ત્યાં સુધી ઉકાળવું, તથા પછી પાવું. એટલે સર્વ કૃત્રિમ વિષોનો નાશ થશે. પ્લીહોદર:—(૧) નિર્ગુંડીનો રસ ૨ તોલા અને ગોમૂત્ર ૨ તોલા એકત્ર કરી આપવું. (૨) રાતો રોહડો અને હરીતકીનો કલ્ક ગોમૂત્રમાં અથવા ભેંસના મૂત્રમાં આપવો.

એટલે પ્લીહા અને સર્વ ઉદરો, મેહ, મૂળવ્યાધિ, કૃમિ, અને ગુલ્મનો નાશ થાય છે. ( ૩ ) લસણ, પીંપળીમૂળ, અને હરડે, એકત્ર કુટી ખાવાં, અને ઉપર ગોમૂત્રનો ઘુંટડો પીવો. ( ૪ ) શેકટાના રસમાં સિંધવ, ચિત્રકમૂળ, પીંપર, ખાખરાનો ક્ષાર અને જવખારનું ચૂર્ણ નાંખી પાવો. ( ૫ ) કાળાં બોર ૨ ભાગ, મરી ૦। ભાગ, લવંગ ૦। ભાગ, દિકામાળી ૦। ભાગ, બદામ ૦॥ ભાગ, એ પ્રમાણે લઇ પાણીમાં બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી; અને તે આપવી. (૬) વેળુના પાન છાશમાં વાટી સિંધવ નાંખી આપવાં. (૭) કુંવરનો રસ હળદર નાંખી આપવો. ( ૮ ) પીંપર અને મધ નાંખી છાશ પીવી. (૯) કપાસનાં પાન અને સિંધવ માટલામાં, મ્હોં બંધ કરી, ગજપુટ પ્રમાણે બાળવાં અને તે રાખ દહીંમાં આપવી. (૧૦) શેકટાની છાલના કાઢામાં પીંપર અને મરીની ભૂકી નાંખી તે આપવો. યકૃત્ ઉદર ઉપર પણ એજ ઉપાય કરવો. **બદ્ધગુદોદર ઉપર:**—(૧) ખરસાણી ( થોર સેરણી ), અજમો, જીરૂં અને સિંધવનું ચૂર્ણ આપવું. ( ૨ ) **જલોદર ઉપર:**—સુંઠ, મરી, પીંપર અને સિંધવનું ચૂર્ણ નાંખી છાશનું પાન કરવું. (૨) સિંધવ અને રાઇ સમભાગ એકત્ર કૂટી ગાયના મૂત્રમાં આપવી. (૩) ધોળા બરૂનાં મૂળીઆંનું ચૂર્ણ મધમાં આપવું. (૪) દેવદાર, ખાખરાનાં ફૂલ, કપાસનાં મૂળીઆં, ગજપીંપર, શેકટાની છાલ અને આસગંધ ગોમૂત્રમાં વાટી પેટ ઉપર લેપ કરવો. એટલે સર્વ ઉદરરોગનો નાશ થાય છે. (૫) ૪૫ તોલા કાંદાનાં બિયાં વાટી ચૂર્ણ કરવું, અને ૫ તોલા જૂના કામળાની રાખ વસ્ત્રગાળ કરી તે દરેકમાંથી ૭ ૭ માસા લઇ એકત્ર કરી, એક તોલાની પડીકી બાંધવી. દરરોજ એક પડીકી પાણીમાં લેતાં જવી, એટલે સંચય થએલું જલોદરનું પાણી ઇંદ્રિદ્વારે રોજ ઝરી જઇ રોગીને આરામ જણાશે અને ત્રણ મહિનામાં રોગી સારો થશે. પેટને નસ્તર મૂકી પાણી કાઢવાથી કેટલાક રોગીઓને આરામ જણાય છે; પરંતુ પુષ્ટ રોગીને નસ્તર મૂકવાથી કાળજું જલદી સડી જઈ તે મરણ પામે છે. એટલા માટે પાણી કાંઢવું તે મોટા વિચારથી કાઢવું. **સર્વ ઉદર રોગ ઉપર ઉપચાર:**—(૧) દેવદાર અને ચિત્રકનો કાઢો આપવો. (૨) ચવક અને નાગરમોથનો કાઢો આપવો. (૩) દેવદાર, શેકટો, સૂમર અને અશ્વગંધ, ગોમૂત્રમાં વાટી પ્રાશનાર્થે આપવું; એટલે સર્વ ઉદર, કૃમિ, અને સોજાનો જલદી નાશ થાય છે. (૪) ચવક ૧ ભાગ, ચિત્રક ૨ ભાગ, સુંઠ ૩ ભાગ અને દેવદાર ૪ ભાગ, એના કાઢામાં ગોમૂત્ર અને નસોતરનું ચૂર્ણ નાંખી આપવું. (૫) હરીતકી અને નિર્ગુંડીનાં પાન ગોમૂત્રમાં વાટી તેનો રસ શક્તિ અનુસાર આપવો, એટલે સર્વ ઉદર રોગ, મેહ, અર્શ, કૃમિ અને ગુલ્મનો નાશ થાય છે. (૬) ઉંટડીનું દૂધ પાવું. (૭) મીઠું, સંચળ, સિંધવ, જવખાર, અજમો, પીંપર, ચિત્રકમૂળ, સુંઠ, હીંગ અને વાવડીંગનું ચૂર્ણ ઘી ભાત સાથે આપવું. એટલે વાતોદર, ગુલ્મ, અજીર્ણ, વાયુનો પ્રકોપ, સંગ્રહણી, પાંડુ, ભગંદર અને મૂળવ્યાધિનો નાશ થાય છે. (૮) વાવડીંગ, સાજીખાર અને બાળહરડે એ સમભાગ, અને એમાંના એક ઔષધનો ચતુર્થાંશ કડૂ, નીવડુંગનું ચીક, એ એકત્ર ખરલ કરી બલાબલ જોઇ ગરમ પાણી સાથે આપવું. (૯) કડવી ઇંદ્રવરણીનું ફળ ભેંશના મૂત્રમાં બાફી તેમાંનો ગર્ભ થોડો ખાવા આપવો, અને તે ઉપર મૂત્ર પાવું. (૧૦) ખોપરાની એક કરચ લઇ બન્ને દાઢે તે થોડી ચાવી ખાવી. પછી તે ઉપર એક ભિલામો ખાવો. પછી પાછો થોડો કડકો ખાઇ, તે ઉપર બીજો ભિલામો ખાવો, અને તે ઉપર રહેલી કડકી ખાવી. એ પ્રમાણે સાત દિવસ સુધી કરવું. ગરમ પાણી પીવા આપવું, અને આઠમે દિવસે ઉતાર ચણાની દાળ.

**પથ્ય:**—હુલગા, મગ, જવ, ચોખા, છાશ, લસણ, પરવળ, કારેલાં, શેકટો, દૂધ, પાન. **અપથ્ય:**—તળેલા પદાર્થ, ભાજીપાલો, તલ, ગરમ, દાહક અને ખારાં એવાં ભોજનો અને દિવસે નિદ્રા.

## ૧૩—ઉદાવર્ત્ત રોગ.

**કારણ:**—ક્ષુધા, તૃષા, નિદ્રા, શ્વાસ, ઉલટી, છીંક, બગાસું, ઓડકાર, નેત્રસંબંધી જલ, શુક્ર–ધાતુ, મલમૂત્ર, વાયુ, એ તેરના પ્રાપ્ત થએલા જે વેગ તેનો વિરોધ કરવાથી વાયુ ઊર્ધ્વ ગતિ થઇ તેર પ્રકારના ઉદાવર્ત્ત રોગ ઉત્પન્ન થાય છે. તે મધ્યે મલ, મૂત્ર તથા વાયુ એ ત્રણેના નિગ્રહે કરી જે ઉદાવર્ત્ત થાય છે તે મોટું–ઘોર પ્રાણસંકટ ઉત્પન્ન કરે છે.

સામાન્ય લક્ષણ:—અતિ શોષ, ગ્લાનિ, અતિ ક્ષીણતા, શૂળ, વિષ્ટાયુક્ત ઉલટી, એવાં લક્ષણો ઉદાવર્તનાં હોય છે તે અસાધ્ય જાણવો.

ઉદાવર્ત રોગ ઉપર ઉપચાર:—જવખાર અને સાકર એકત્ર કરી આપવી. (૨) ગોમળનું પાણ નાંખી દૂધ પ્રાશન કરવું (૩) ધમાસાનો સ્વરસ, કિંવા કેસરનો કાઢો; કિંવા કાકડીનાં બિયાં વાટી તેના પાણીમાં કેસર મિશ્ર કરી આપવું. (૪) ગોમૂત્રમાં જવાસાનું ચૂર્ણ નાંખી પાવું. (૫) એલચીનું ચૂર્ણ દૂધમાં પ્રાશન કરવું. (૬) આમળાંનો સ્વરસ અથવા કાઢો ત્રણ દિવસ પ્રાશન કરવો. (૭) ગધેડીની લીંડનો રસ આપવો. (૮) સુકાએલા મૂળા, આદુ, પુનર્નવા, પંચમૂળ અને ગરમાળામાં ઘી સિદ્ધ કરી પ્રાશન કરવું. (૯) તલની સાંઠીઓની રાખ અથવા ક્ષાર ૧ માસો, દૂધમાં ગોળ ૧ તોલે નાંખી આપવો.

પથ્ય:—ચોખા, દૂધ, લાંઘન, પાચન, એ હિતાવહ. અપથ્ય:—વમન, અને મળમૂત્રના વેગનો રોધ, દ્વિદળ ધાન્યો, કમળકંદ, જાંબુ, કાકડી, અગાવી, વાંસના કાંદા, તુરા પદાર્થ અને જડ અન્ન.

## ૧૪–ઉન્માદ રોગ.

કારણ:—ભય, શોક, કામ, ઇચ્છિત સ્ત્રી અગર પુરૂષ એમની પ્રાપ્તિ ન થવી, વિરૂદ્ધ ભોજન, મદ્યપાન પુરૂષાદિકથી મસ્તી કરવી, અને સત્વગુણી પુરૂષના વાતાદિ દોષ કુપિત થઈ, આપત્તો નિત્તનો માર્ગ છોડી અન્ય મનોવહિની, તે નાડી ત્યાં સુધી જઈ જ્યારે ચિત્તનો વિભ્રમ કરે છે, ત્યારે તે રોગને ઉન્માદ કહે છે.

લક્ષણ:—વિષય ન છતાં હસવું, ગાવું, નાચવું, પ્રીતિ કરવી, લજ્જા છોડવી, બુદ્ધિ-વિપર્યય થવો, રોવું, ઉત્સાહનો નાશ, એકાંતે જઈ કંઈ કહેવાથી ઉદ્વેગ કરવો, ભ્રમ, એ લક્ષણો હોય છે. અસાધ્ય લક્ષણ:—જે રોગી મ્હોં ઉપર કિંવા નીચે રાખી રહે છે, સર્વકાળ જાગૃત રહે છે, એને ક્ષીણ એવું અસાધ્ય જાણવો.

ઉપચાર:—(૧) અપસ્માર ઉપરનાં ઓષધો આપવાં. (૨) નવસાર અને ચુનો એકત્ર કરી દાબડીમાં ભરી તે સુંઘવાને આપવું. (૩) પીળા કોંઢાના રસનું અંજન કરવું. (૪) સુંઠ, મરી, પીંપર, હીંગ, સિંધવ, વેખંડ, કુટકી, સરસવ, કરંજબી, પીળો શિરસ, એ સમભાગ લઈ ગોમૂત્રમાં વાટી ગોળી કરી તેનું અંજન કરવું. એટલે ચોથીઓ તાવ, ઉન્માદ (ઉન્મત્ત વાયુ), અને અપસ્માર દૂર થાય છે. (૫) રોગીને બાંધી રાખવો. સર્પ ઇત્યાદિ ભયંકર જનાવરો દેખાડી બીવરાવવો અને શરીરે સરસવનું તેલ ચોપડી ગરમીમાં બેસાડવો અથવા જમીનપર સુવાડવો. ગરમ પાણી તેના શરીરપર રેંડવું, કિંવા લોહાદિક તપાવી ડામ દેવાનો ભય દેખાડવો. (૬) બ્રાહ્મી, કોળું, વેખંડ અને શંખપુષ્પીનો અંગરસ, જુદો જુદો કાઢી તેમાં મધ અને કોષ્ટનું ચૂર્ણ મેળવી પાવાથી બધા ઉન્માદ રોગ દૂર થાય છે. (૭) ધંતૂરાના પાનનો રસ, અથવા બિયાં ૪ અથવા ૫ ઘીમાં આપવાં. (૮) ધમાસાનો અથવા બ્રાહ્મીનો કાઢો ઘી નાંખી આપવો. (૯) દશ મૂળીઓનો કાઢો ઘી નાંખી આપવો.

પથ્ય:—ઘઉં, મગ, ચોખા, ધારોષ્ણ દૂધ, ઘી, જુનું કોળું, પરવળ, ચાકવત, તાંદળજો, નાળિએર, કોદ્રું અને દ્રાક્ષ. અપથ્ય:—ગરમ ભોજન, મધ, વિરૂદ્ધાશન, નિદ્રા, ક્ષુધા અને તૃષાનો રોધ કરવો, વ્યાયામ કરવો, કારેલાં અને ભાજી પાલો.

## ૧૫–ઉપદંશ (ગરમી).

કારણ:—જે સ્ત્રીઓ ઘણા પુરૂષોથી સંગ કરે છે એવી સ્ત્રીઓનો સંગ થવાથી; મૈથુન પછી લિંગ ન ધોવાથી; રજસ્વલા, સુવાવડી અને રોગી એવી સ્ત્રીઓનો સંગ કરવાથી, અથવા લિંગ ઉપર કાપ, નખ અને દાંત એનો કઠોર સ્પર્શ થવાથી આ રોગ થાય છે.

**લક્ષણો:**—ઈંદ્રિ ઉપર અને અંદરની બાજુએ ચાંદી પડવી, અને મણીનો કડો સુજવો, બન્ને બાજુના જંઘાના મૂળોમાંના નળની મુખ નીચેની ગાંઠ સુજી મોટી થવી, એટલે જેને બદ કહે છે તે થવું, અને તે પકવ દશાએ આવી ફુટયા પછી સર્વ શરીરમાં લોહીનું દુર્ગંધિયુક્ત થઇ વહી જવું, ધાતુસ્થાન બગડવું તથા તે યોગે બધા શરીરમાંનુ દૂષિત થઇ સર્વ શરીર ઉપર અને હાથ, પગ, અંડ અને મુખ ઉપર નાયટાં જેવી ચાંદીઓ પડી તેનું પરિણામ દુસ્તર વ્યાધિ જેવું ( મહો રોગ જેવું ) થવું; અને અતિશય દુઃખે (ગરમીએ) લિંગનાશ, કૃમિ, મૂત્રસંકોચ, મૂત્રનું ઝરવું, ગાંઠ, ઇત્યાદિ વિકાર થવા; અને પરમો ઇત્યાદિ લક્ષણો થાય છે. **ઉપદંશથી થનારાં પરિણામ:**—આ રોગ ઉપર તુરત ઉપચાર કરવા. ઉપદંશના યોગે મુખ્યત્વે કરી શરીરમાંનું શુક્ર અને શોણિત ( ધાતું અને લોહી ) બગડી પહેલાં સર્વ વીર્યનો નાશ થાય છે; પછી લોહી શોષણ થાય છે; સંતતિનો અભાવ થાય છે. શક્તિ ક્ષીણ થયા પછી અર્થાત્ શરીર ધોળું નિસ્તેજ થાય છે. અરૂચિ, અત્યાહાર એ લક્ષણો થઇ શરીરમાં તાવનો સંચાર થાય છે, તેમજ ઉધરસ ઉત્પન્ન થાય છે; અને સર્વ હાડકાંમાંનું તેજ નષ્ટ થઇ ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. બદ થએલું હોય તેજ વખતે યોગ્ય ઉપચાર થઇ ન બેસી જાય અથવા ફુટી તેમાંનો દમ નીકળી જઇ તેનો ઉપશમ ન થાય, તો ગરમી શરીરમાં મરી બધું અંગ, વૃષણ, ઇંદ્રિએ ચાંદી પડી, તે ફુલવા લાગી તેમાંથી દુર્ગંધીયુક્ત પરૂ અને પાચનો સ્રાવ થાય છે. તે યોગે શરીરમાંનું સર્વ લોહી બળી જઇ શોષણ થાય છે. શરીરને દુર્ગંધી આવવા લાગે છે. દાંતો ઉપર મળ ચોટે છે—પેટમાં કીડા સંચય થાય છે. જ્વરોદ્ભવ થાય છે. પગે સોજો આવે છે, અને તેવાંજ પરિણામ થાય છે. પ્રસંગે કરી **ફિરંગોપદંશની સંપ્રાપ્તિ અને લક્ષણ:**—ફિરંગ નામના દેશમાં એ રોગ ઉત્પન્ન થાય છે. ફિરંગી લોક આ દેશમાં આવ્યાથી એ રોગનો ઘણો પ્રાદુર્ભાવ થયો. આ રોગ જે સ્ત્રીને અથવા જે પુરૂષને થયો તેનો અતિ સહવાસ કરનારાં જે માણસ તેમને પણ એ થાય છે. **તેના પ્રકાર:—બાહ્યફિરંગ**—અંદરના અંગ ઉપર ફોડ અને તેને ઠેકાણે વેદના મંદ, તે ફોલ્લા ફુટવાથી વ્રણ જેવા જણાય છે. એ સુખસાધ્ય છે. અભ્યંતર ફિરંગ એમાં શરીરની અંદર સંધીને ઠેકાણે ફોલ્લા થઇ ફુટી વ્રણ થાય છે, અને તે ઘણા દિવસ રહે છે. તેથી વેદના ઘણી થાય છે. આ રોગ કષ્ટસાધ્ય જાણવો. એ બન્નેનાં લક્ષણે જે યુક્ત હોય છે તે બાહ્યાભ્યંતર જાણવો. ફિરંગોપદંશના સાધારણ ઉપદ્રવઃ—કૃશપણું, બલક્ષય, અગ્નિમાંદ્ય, દુર્ધર વ્રણ, નાકનું ઝરવું અને હાડનું વાંકું થવું, એ ઉપદ્રવો જાણવા.

**ઉપદંશ ઉપર ઉપચારઃ**—પહેલાં રેચ આપવો. (૧) વરધારા, ભિલામો, સુંઠ, બાલ હરીતકી, આસગંધ, અને ગોખરૂનું ચૂર્ણ કરી ૧ તોલા છાશમાં નાંખવું, અને તેમાં ૧ તોલો ગોળ મેળવી આપવું. (૨) કાયકીના પાનનો રસ કાઢી તેમાં ઘી નાંખી તે ૭ દિવસ આપવો. ( ૩ ) રાતી ચણોઠીના પાનના રસમાં જીરાની ભૂકી અને ખડીસાકર નાંખી તે ૭ દિવસ આપવો. પથ્ય ઘઉંની રોટલી અને તુવેરની દાળ અલુણી. (૪) કડવા લીંબડાનાં પાન અને ખડીસાકર એકત્ર વાટી સવારે ૭ દિવસ ખાવા આપવાં. પથ્ય ઉપર કહેલી. (૫) અંઘેડાનાં ઝાડ મૂળીઆંસુદ્ધાં ઉપાડી લાવી પછી તેનાં મૂળીઆં કાપી નાંખવાં, અને રહેલા છોડનો રસ ૪ તોલા કાઢી તેમાં જીરાની ભૂકી પૈસાભાર નાંખી તે ૭ દિવસ આપવો. પથ્ય ઉપર કહેલી. **ઉતાર:**—જાસ્વંદ ( જાસુદી ) અથવા બોરના પાનનો રસ આપવો એટલે આગ મટશે. ( ૬ ) ઝિંઝરટીનાં પાન એક મુઠી વાટી તેમાં થોડું જીરૂં અને ધાણા નાંખી ૭ દિવસ આપવાં. (૭) શીવ-લીંગીના વેલાનો રસ ગાયના દૂધમાં ૪ તોલા પર્યંત મેળવી તેમાં જીરૂં, અને સાકર નાંખી આપવો. (૮) કડવાં પરવળ, કડવો લીમડો, હરડે, આવળકંટી અને કરિયાતાનો કાઢો આપવો, કિંવા ખેર અને અસા-ણાનો કાઢો ત્રિફળાં સહિત, કિંવા ગુગળ સાથે પાવો; એટલે સર્વ પ્રકારના ઉપદંશનો નાશ થાય છે. (૯) આંબાની છાલનો ૪ તોલા સ્વરસ લઇ ૧૬ તોલા બકરીના દૂધમાં નાંખી ૭ દિવસ પ્રાશન કરવો. તે ઉપદંશ-વ્રણને હિતકારક થાય છે. ( ૧૦ ) જાઈનાં કુમળાં પાનનો સ્વરસ ૨ તોલા, ગાયનું ઘી બે તોલા અને કિંચિત્ રાળ નાંખી, તે સવારે સેવન કરવું એટલે પાંચે પ્રકારના ઉપદંશનો નાશ થાય છે. એ ઉપર ઘઉં અને ઘીની પથ્ય કરવી. ( ૧૧ ) કપાસનાં અને રિંગણીનાં મૂળીઆંની છાલ, હિંગળોક, હરેતાલ અથવા ભિલામો, એકત્ર કુટી ચલમમાં નાંખી હોકામાં પીવા આપવી. એટલે મ્હોં આવશે પછી ગંગ

એટલે ગાંઠ બેસે છે. (૮) ત્રિધારી થોરીઆના ઝાડનાં મૂળીઆંનો રસ ચોપડી, ઉપર તેજ ઝાડનાં મૂળીઆં પાસેની માટી ચોપડવી. એટલે ત્રણ દિવસમાં ગુણ આવે છે. (૯) સાબુ, ચુંનો અને ભિલામો ઘસી લેપ કરવો. એટલે સર્વે પ્રકારની ગાંઠો બેસે છે.

**પથ્ય:**—વમન, રેચન, જવ, ચોખા, મગની કણકી, ઘી, કારેલાં, પરવળ, કુમળા મૂળા, કડવા અને તુરા પદાર્થ, મધ, તલનું તેલ. **અપથ્ય:**—દિવસે નિદ્રા, મૂત્રરોધ, જડ અન્ન, મૈથુન, ગોળ, મહેનત, ખાટા પદાર્થ, તેલવાળા પદાર્થ, વાતુલ પદાર્થ.

## ૧૬—કર્ણ રોગ.

**કારણ:**—ઠંડી, જલમાં ક્રીડા કરવી, કાન ખંજોળતાં દુખાવું, શસ્ત્રાદિકોનો મિથ્યા યોગ અને બીજા દોષ કોપાવનાર હેતુ, એ દોષોનો કોપ થઇ, કર્ણશિરામાં પ્રવેશ કરી, તેમાં શૂળ ઉત્પન્ન કરે છે. આ કર્ણરોગ ૨૮ પ્રકારના છે. કાનમાં રસાદિક નાંખવા તે ભોજનના પહેલાં નાંખવાં, અને તૈલાદિક અસ્તમાન પછી નાંખવાં.

**કર્ણશૂળ ઉપર:**—(૧) આદુનો રસ, મધ, સિંધવ અને સરસવનું તેલ એકત્ર કરી, તેલ શેષ રહે ત્યાં સુધી પચન કરવું; તે થોડું ગરમ થતાંજ કાનમાં નાંખવું. (૨) લસણ, આદુ, શેકટો, વાયવર્ણાનાં મૂળીઆં અને કેળનો રસ ગરમ કરી કાનમાં નાંખવો. (૩) કપાસનાં પાકેલાં પાનને ઘી ચોપડી દેવતા ઉપર શેકી તેનો રસ કાઢી કાનમાં નાંખવો. (૪) દિંડનાં મૂળીઆંનો કલ્ક કરી તેમાં તેલ નાંખી પચન કરવું; તે કાનમાં નાંખવો એટલે ત્રિદોષ-જનિત કર્ણશૂળનો નાશ થાય છે. (૫) હીંગ, સિંધવ અને સુંઠના કલ્કમાં તેલ નાંખી પચન કરી તે કાનમાં નાંખવું. (૬) શેરની ડીરીને અંગારામાં નાંખી રસ કાઢી તે કાનમાં નાંખવો. (૭) લીંબુના રસમાં કિંવા હોકામાંના પાણીમાં કોડીની ભસ્મ નાખી તે કાનમાં નાંખવી. (૮) ભાંગરાનો રસ, કુંવાડીઆના મૂળીઆંનો રસ, લસણનો રસ, કાંદાના પાનનો રસ અને આદુનો રસ, એકત્ર ગરમ કરીને કાનમાં નાંખવો. (૯) સમુદ્રફીણની વસ્ત્રગાળ ભૂકી કાનમાં નાંખી તે ઉપર લીંબુના રસનું ટીપું પાડવું. **કર્ણસ્રાવ** (કાનમાંથી પરૂ વહે છે તેને માટે)—(૧) સિંદુર મધમાં મેળવી કાનમાં નાંખવું. (૨) મરેલો વીંછી તેલમાં કઢવી, તે તેલ કાનમાં નાંખવું; એટલે સર્વે જાતના કર્ણરોગનો નાશ થાય છે. (૩) સુંઠ, સિંધવ, દેવદાર, હીંગ અને વેખંડના કાઢામાં તેલ નાંખી, તેલ સિદ્ધ થયા પછી તે કાનમાં નાંખવું; એટલે તણખ તથા સ્રાવ બંધ થાય છે. (૪) સવાગી ફૂલવી કાનમાં નાંખવી. (૫) બદામનું તેલ કાનમાં નાખવું. (૬) ફટકડીની લાહીની પીચકારી મારવી અથવા ભૂકી કરી કાનમાં નાખવી. (૭) રાળથી ત્રમણું તેલ લઇ એકત્ર કઢવી પછી ગાળી તે કાનમાં નાંખવું. (૮) કાળી તુળસીનો રસ અને ભાંગરાનો રસ દિવસમાં ચાર પાંચ વખત કાનમાં નાંખવો. (૯) શેકટાનાં સુકાએલાં ફૂલનું ચૂર્ણ અથવા તેલ સિદ્ધ કરી કાનમાં નાંખવું. (૧૦) કપાસનાં ફૂલનો અને ભુઇ આવળીનો રસ કાનમાં નાંખવો. (૧૧) મધ કાનમાં નાંખવું. (૧૨) બાવળીઆની છાલના કાઢાએ, તથા ત્રિફળાંના કાઢાએ અથવા કાથાનું પાણી કરી તેણે કાન ધોવો. (૧૩) તલના તેલમાં લસણની કળીઓ તળી તે તેલ કાનમાં નાંખવું. (૧૪) બીજોરાના રસમાં સાજીખાર નાંખી તે કાનમાં નાંખવો, એટલે સણકા અને સ્રાવ દૂર થશે. (૧૫) સમુદ્રફીણનું ચૂર્ણ કાનમાં નાખવું. તે સ્રાવ, વ્રણ, અને સણકાનો નાશ કરે છે. (૧૬) ગોમૂત્ર મંદોષ્ણ કરી તેણે, ગરમાળાના કાઢાએ તથા તુળસીના રસે કાન ધોવો. (૧૭) રસાંજન સ્ત્રીના દૂધમાં ઘસી તેમાં મધ નાંખી તે કાનમાં નાંખવું. (૧૮) જાયના રસમાં તેલ પચવી તે કાનમાં નાંખવું. (૧૯) ડમરાનો રસ કાનમાં નાંખવો. (૨૦) વડ, આંબો, જાંબુ અને મહુડાનાં કુમળાં પાનના કલ્કમાં, તલનું તેલ ચોગણું નાંખી, તેલ સિદ્ધ કરી કાનમાં નાંખવું. **કૃમિકર્ણ** (કાનમાં કીડા પડે છે કિંવા બગઈ ઇંડું મુકે છે તે ઉપર):—(૧) સરસવનું તેલ કાનમાં નાંખવું. (૨) રિંગણીનાં ફળની ધૂમાડી આપવી. (૩) નિર્ગુંડી, શેકટો કિંવા કળલાવીના કાંદા એ દરેકનો રસ કાનમાં નાંખવો. કપૂરનું પાણી કરી કાનમાં નાંખવું. (૪) ક્રાંગણાનાં મૂળીઆં ગોમૂત્રમાં ઘસી કાનમાં નાંખવાં.

**બગઈ, કીડા, ગોમ વગેરે કાનમાં ગયાં હોય તે ઉપર:**—(૧) કાંગનો, ઉતરણીનો, અથવા તિલવણીનો રસ કાનમાં નાંખવો. (૨) કાસુંદરાનો અથવા શેકટાનો રસ કાનમાં નાંખવો.

(૩) ગીલોડીનાં પાનનો રસ અને તેલ કાનમાં નાંખવું. (૪) દીવીના નીચે જામેલું તેલ, કિંવા મ કિંવા એરંડતેલ કાનમાં નાંખવું. (૫) તગર અને ખાખરનાં મૂળીઆં દાંતે ચાવી તેની લબ્ધિ—સૂદ નાંખવી, તે તુરત બગઘનો નાશ કરે છે. (૬) કળથાવી, લીલો ભાંગરો, સુંઠ, મરી અને પીંપરને એ કરી વસ્ત્રમાં બાંધી તે પોટલી કાનમાં પીચવી તેથી કર્ણ જલોકા, કૃમિ, ખાવી વગેરેનો નાશ થાય

કર્ણનાદ:—એટલે વાયુની ગતિ શબ્દવાહિની શિરા (રેવા)માં જવાથી નોબત, મૃદંગ, શંખ ઇત્યાદિકોના શબ્દ જેવો શબ્દ સાંભળવામાં આવે છે તેને માટે—(૧) કાંગનો રસ કાનમાં નાંખવો. (૨) અંધેડીના ક્ષારનું પાણી અને કલ્ક, એમાં તલનું તેલ નાંખી સિદ્ધ કરી કાનમાં નાખવું (૩) હીંગ, ત્રિફળાં અને સુંઠ, સરસીવામાં નાંખી કઢવી ને કાનમાં નાંખવું. એ ત્રણે ઉપચારો કર્ણનાદ અને બાધિર્યનો નાશ કરશે. (૪) હિંગ્વાદી તેલ:—હિંગ, નાગરમોથ, દેવદાર, વરીઆળી, મૂળાની રાખ, ભોજપત્ર, યવક્ષાર, સિંધવ, સંચળ, સોરા, સરગવો, સુંઠ, સાજીખાર, બિડલોણ, સુગ્મો, મહાળુંગ, કેળનો રસ અને મધુસુક્ત, (લીંબડાનો રસ ૬૪ તોલા, મધ ૧૬ તોલા અને પીંપર ૪ તોલા નાંખી, ઘીના વાસણમાં બંધ કરી, ડાંગરની રાસમાં પુરી રાખવું. એક મહિનો થયા પછી કાઢવું, તેને મધુસુક્ત કહે છે.) એમાં તલનું તેલ નાખી સિદ્ધ કરવું; તે કર્ણરોગ, કર્ણનાદ, બાધિર્ય, ભાંભેર, મસ્તક, કાન, કાનની નળી, અને કાનના શૂળનો નાશ કરે છે. આ ચરક અને સુશ્રુત એને માન્ય છે. (૫) કપાસનાં ઝીંડવાનો રસ રોજ કાનમાં નાંખવો. **બહેરાપણા ઉપર:**—ગોમૂત્રમાં બીલાં વાટી તેમાં પાણી, બકરીનું દૂધ અને તેલ નાંખી પચવી સિદ્ધ કરવું, અને તે કાનમાં નાંખવું. (૨) બૃહત્પંચ મૂળીઆંની સાંઠીઓ લાવી, તે આઠ આંગળ પ્રમાણે કાપી તેને ૨ વિંટાળી તેલમાં પલાળી સળગાવવી, તેમાથી જે તેલ પડે તે સુખોષ્ણ કાનમાં નાંખવું. (૩) કાંજી, મહાળુંગનો રસ, મધ અને ગોમૂત્ર, કિંવા આદુનો રસ, મધ, સરગવાના કાંદાનો રસ અને કેળના કાંદાનો રસ એમાં; અથવા સુંઠ, ધાણા, અને હિંગના કલ્કમાં તેલ સિદ્ધ કરી કાનમાં નાખવું. (૪) નિર્ગુડી, જાયનાં પાન, રૂ, ભાંગરો, લસણ, કેળ, કપાસ, સરગવો, તુળસી, આદુ અને કારેલાના રસમાં તલનું તેલ નાંખી, તેમાં વછનાગ નાંખવો તથા પચન કરવું. તે કાનમાં નાંખવું એટલે બાધિર્ય, કર્ણનાદ, કૃમિ, સણકા અને પરૂનો નાશ થાય છે. (૫) સુંઠ, સિંધવ, પીંપર, નાગરમોથ, હિંગ, વેખંડ અને લસણના કલ્કમાં તલનું તેલ નાંખી તેમાં કપાસનો અને ખાખરાનો રસ નાંખી સિદ્ધ કરવું; તે કર્ણરોગ, અને બહેરાશનો પણ નાશ કરે છે.

કર્ણમૂળ:—સન્નિપાત જ્વરમાં કાનના મૂળને જે સોજો આવે છે તેને 'કર્ણમૂળ' કહે છે. આ સોજો આવ્યાથી રોગી ઘણું કરીને બચવો બહુ કઠિન છે. આવો સોજો, તાવ આવવા પહેલાં કે પછી અને નહિ તો કદાચ તાવ હોય છે તે વખતે પણ આવે છે. આવો સોજો તાવની આગળ આવે તો અસાધ્ય, તાવની વખતે આવે તો કષ્ટસાધ્ય અને પાછળથી આવે તો સાધ્ય ગણવો, એવું માધવનિદાનકારનું મત છે. તેના ઉપર **ઉપચાર:**—(૧) વછનાગ, લીંબુના રસમાં ઘસી વારંવાર લેપ કરવો. (૨) ધતૂરાનાં બિયાં, રાઈ અને ગોળ એકત્ર કરી તે લગાડવું. (૩) ઉગોરિયો, હળદર, સિંધાલુણ, દેવદાર, અને આકડાનું દૂધ, એ ખરલ કરીને તેનો લેપ ઉપરાઉપરી કરવો (૪) સરગવાની છાલ અને રાઇ પાણીમાં વાટીને તેનો લેપ કરવો (૫) પુષ્કરમૂળ, દાલચીની, ચિત્રક, ગોળ, કાયફળ, ઉપલેટ, અને હીરાકસી એ બધી દવા આકડાના દૂધમાં વાટી તેનો લેપ કરવો. (૬) દંતીમૂળ, ચિત્રકમૂળ, થુવેરીઆનું દૂધ, આકડાનું દૂધ, ગોળ, ભીલામાના બિયાંમાંનું મગજ અને હીરાકસી, એ બધું ખરલ કરીને લેપ કરવો. (૭) ચુનો અને ગોળનો ઉપરા ઉપરી લેપ કરતાં રહેવું.

**પથ્ય:**—ઘઉં, ચોખા, મગ, જવ, ઘી, પરવળ, સરગવો, વાંગ, અને કારેલાં. **અપથ્ય:**—માથા ઉપરનું સ્નાન, વ્યાયામ, કફકારક અને જડ એવા પદાર્થ.

## ૧૭—કમળો.

**કારણ અને લક્ષણ:**—અતિ પિત્તકારક પદાર્થોના સેવને કરી પિત્ત, લોહી અને માંસ એ દૂષિત થઈ ચામડી, નખ અને મુખ એ હળદર જેવાં પીળાં થાય છે. મળ અને મૂત્ર રક્તવર્ણ અને પીતવર્ણ થાય છે, અને દાહ, અગ્નિમાંદ્ય, દુર્બળપણું, અરોચક ઇત્યાદિ લક્ષણો થાય છે.

**ઉપચારઃ**—(૧) એરંડાનાં પાનનો અથવા ડુંખોનો રસ ૪ તોલા કાઢી તેમાં ગાયનું દૂધ નાંખી આપવો. (૨) ઘઉં લઇ તેમાં લોખંડની કડછી અગ્નિમાં લાલ કરી દબાવી અને તેનો જે ધૂમાસ આવે તે આંખોમાં આંજવો. (૩) દૂધમાં સુંઠનું ચૂર્ણ નાંખી આપવું. (૪) નરમાના જીંડવાનો રસ નાકમાં નાંખવો. (૫) દેવડાંગરના ફળનું ચૂર્ણ ચોખાભાર નાકમાં સુંઘવું, એટલે નાકમાંથી પીળો સ્ત્રાવ થઇ બે પહોરે કમળો ઉતરશે. (૬) કડવા તુરીઆનું ચૂર્ણ ૧ ચોખાભાર નાકમાં સુંઘવું. (૭) સવારમાં રાતી શેલડી ખાવી. (૮) કડવા લીંબડાની અંતરછાલનો કાઢો કરી તેમાં મધ અને કિંચિત્ સુંઠની ભૂકી નાંખી આપવો. (૯) એરંડાનાં મૂળીઆં મધમાં ઘસી ચટાડવાં. (૧૦) ધોળી ડુંગળી અને ગોળ એકત્ર વાટી તેમાં થોડી હળદર નાંખી આપવી. (૧૧) ગળોનો રસ આપવો.

**પથ્યઃ**—જવ, ઘઉં, ચોખા, મગ, મસૂર, તુવેર, પરવળ અને તાંદળજો. **અપથ્યઃ**—ભાજીપાલો, હીંગ, પેંડ, પાન, તીખું, ખાટું અને ઉષ્ણ અન્ન.

## ૧૮—કાસરોગ (ઉધરસ).

**કારણઃ**—મ્હોંમાં અથવા નાકમાં ઘણી ધૂમાડી જવાથી, અતિ વ્યાયામથી, અમ્લ પદાર્થ ખાવાથી, સત્વર ભોજન કરવાથી; અને મળ, મૂત્ર, વાયુ અને છીંકોના અવરોધથી પ્રાણવાયુ દુષ્ટ થઇ ઉદાન વાયુને મળી કાસરોગ ઉત્પન્ન કરે છે.

**ઉપચારઃ**—(૧) કપાસનાં ફૂલમાંની કળી લઇ, તેના સમભાગ મિરપૂડ (મરીની ભુકી) નાંખી ખરલ કરી ચાર ચાર વાલની ગોળીઓ કરવી અને રોજ એકેક ગોળી આપવી; એટલે કાસ શ્વાસ (દમ) દૂર થાય છે. (૨) અરડુસાનો રસ મધમાં આપવો. (૩) લવંગાદિ વટિકા આપવી. (૪) મરીચ્યાદિની ગોળી આપવી. (૫) સુંઠ, બાલહરીતકી અને નાગરમોથને કુટી તેમાં બમણો ગોળ નાંખી ગોળીઓ કરીને એકેક ગોળી મ્હોંમાં રાખવી; એટલે કાસ તથા શ્વાસ દૂર થાય છે. (૬) બહેડાંની છાલ મ્હોંમાં રાખી તેનું પાણી ગળી જવું. (૭) હરડે અને બહેડાંનું ચૂર્ણ મધમાં આપવું. (૮) બકરીના મૂત્રમાં બેહેડાંના દળની ગોળીઓ કરવી અને મધમાં ગોળી આપવી. એટલે કાસ તથા શ્વાસ જાય છે. (૯) આદુનો રસ મધમાં નાંખી આપવો. તેથી કરી કાસ, શ્વાસ વગેરે દૂર થાય છે. (૧૦) રીંગણીનાં મૂળીઆંનો કાઢો કરી, તેમાં પીંપરનું ચૂર્ણ અને મધ નાંખી આપવો. (૧૧) ડોરલીનો કાઢો, પીંપર અને ખડીસાકર નાંખી આપવો. (૧૨) ગરમાળાનાં મૂળીઆંનું ધૂમ્રપાન કરાવવું. (૧૩) બોરડીનાં પાન વાટી, સિંધવ અને ઘી નાંખી તવીપર શેકી આપવાં. (૧૪) કાળા ધંતૂરાનાં પંચાંગ સુંઘવાં. (૧૫) ધમાસાનાં મૂળીઆં સુંઘવાં. (૧૬) રીંગણી અને પીપળીનું ચૂર્ણ મધમાં આપવું. (૧૭) બહેડાં બે ભાગ અને પીંપર એક ભાગ, એનું ચૂર્ણ મધમાં આપવું. (૧૮) પીંપર, પીપળીમૂળ, સૂંઠ અને બહેડાંનું ચૂર્ણ મધમાં આપવું.

**પથ્યઃ**—ચોખા, ઘઉં, સામો, જવ, અડદ, મગ, કુલિત્થ, ઘી, દૂધ, ચાકવત, વેંગણ, મૂળા, લસણ, ગીલોડાં અને ગરમ પાણી. **અપથ્યઃ**—દાહકારકપદાર્થ, કંદ, દુધી, ઘણું ખાવું, જડ, શીતળ, ખાટાં અને દુષ્ટ, એવાં અન્નપાન.

## ૧૯—કુષ્ઠરોગ. (કોઢ)

**કારણ અને સંપ્રાપ્તિઃ**—વિરૂદ્ધ પદાર્થોનું સેવન, મલમૂત્રાદિ વેગોનું સંધારણ, અતિ સ્ત્રીસેવન, મધ, માંસ તથા દુષ્ટ પાણી, એનું અતિ સેવન; દહીં, મીઠું, ખાટું, અડદ, મૂળા, દિવસે ઉંઘ, અતિ વ્યાયામ, અતિ સંતાપ, ઇત્યાદિ કારણોએ વાતાદિ દોષ કુપિત થઈ, ચામડી, રક્ત, માંસ અને પાણી એઓને દૂષિત કરી કુષ્ઠરોગને ઉત્પન્ન કરે છે. દાદર, ખસ, ખરજવાં, ઇત્યાદિ એ દુષ્ઠ રોગનાજ ભેદ છે. હમણાના કાળમાં દૂધ ઘીનો અભાવ થતો જવાથી આ દેશમાં કુષ્ઠરોગનો ઘણોજ પ્રાદુર્ભાવ થયો છે.

**ઉપચારઃ**—(૧) જળો લગાડી વારંવાર લોહી કાઢવું. (૨) ખેરની અંતરછાલ, ત્રિફળાં, કડવા

લીમડાની છાલ, કડવાં પરવળ (પંડોળાં), અળો, અને અરડુસાનાં પાનનો કાઢો કરી આપવો; એટલે સર્વ (કોઢ) દૂર થાય છે. (૩) આવળકટી અને ખેરની અંતરછાલનો કાઢો કરી, તેમાં બાવચીનું ચૂર્ણ ૩ મ મેળવી પાવાથી ધોળો કોઢ દૂર થાય છે. (૪) ખેરનાં પંચાંગ (મૂળીઆં પાન, ફૂલ, છાલ, ફળ)નો કાઢો રાખવો. તેનાથી સ્નાન, પાન, ભોજન, ઉદ્વર્તન અને લેપ કરવો એટલે સર્વ કોઢ દૂર થાય છે. (૫) ગંધક, પારો, મનશીળ, હરતાળ, મરી, હળદર, આંબાહળદર, સિંદુર, મોરથુથુ, કુંવાડીઆનાં બિયાં, બાવ જીરૂં અને કડુજીરૂં, એ તેર ઔષધનું બારિક ચૂર્ણ કરી, તેમા લીમડાનો રસ અને ઘી નાંખી લોખંડ કઢાઇમાં લોખંડના તાવેતાએ ૪ પહોર સુધી ઘુટવું. પછી ચોપડવું; એટલે દદ્રુ, પામા, કંડૂ ઇત્યાદિ રે સારા થાય છે. (૬) ધોળી ગોકર્ણીનાં મૂળીઆં પાણીમાં ઘસી લેપ કરવો, તેથી શ્વેત કોઢ દૂર થાય છે ( પીળી જાઇ, હીરાકસી, વાવડીંગ, મનશીળ, ગોરોચન અને સિંધવને ગોમૂત્રમાં વાટી લેપ કરવો, એટ શ્વેત કોઢ દૂર થઇ સુખ થશે. (૮) કાળવી, કુવાડીઆનાં બિયાં, કોઇ, અને પીપર, એ બોકડાન મૂત્રમાં વાટી લેપ કરવો એટલે ધોળો કોઢ દૂર થઇ સુખ થશે. (૯) લાખ, વિશેષ ધૂપ, કોઇ; ત્રિવ વાવડીંગ, હળદર, દારૂહળદર, ધોળા સરસવ, સુંઠ, મરી, પીપર, મૂળાનાં બિયાં, કુંવાડીઆનાં બિયાં, એ સમભાગ લઇ ચૂર્ણ કરવું; અને કુષ્ઠ, શિબ્મી, કિટિભકુષ્ઠ તથા ખરજવા ઉપર પાણીમ અથવા બોકડાના મૂત્રમાં લેપ કરવો. (૧૦) મનશીળ, હીરાકસી અને મોરથુથુ, ગોમૂત્રમાં વા લેપ કરવો. તે કિટિભ, વિસર્પ અને સર્વ કોઢનો નાશ કરે છે. (૧૧) ધતૂરાનાં બિયાં અને સિંધવને પાણીમાં કલ્ક કરી, સરસવના તેલમા પચન કરી, તે તેલ વૈપાદિક કોઢ એટલે જેના યોગે હાથ, પગ ફાટી ચીરા પડે છે તે ઉપર ચોપડવું. (૧૨) કુંવાડીઆનાં બિયાં, આવળકંટી, રાળ અને થોરીઆનું દૂધ, એ કાંજીમાં વાટી તેનો દદ્રુ નામના કોઢ ઉપર લેપ કરવો. (૧૩) હિંગળોક, ગંધક, પારો પીંપર, વછનાગ, વાવડીંગ, હળદર, ચિત્રક, મરી, હરીતકી, સુંઠ, નાગરમોથ, સમુદ્રફીણ, બાવચી, કુટકી ગરમાળો અને કુંવાડીઆના બિયાં, એ પદાર્થો સમભાગ લઇ, તેનો લીમડાના રસમાં ખરલ કરવો. તેને લેપ કરવાથી દદ્રુ, કંડૂ, વિસર્પ, લૂત, ભગંદર અને મંડળકુષ્ઠ, એ સર્વેનો જલદી નાશ થાય છે. (૧૪ પારો, ગંધક અને નાગકેસર સરસવના તેલમાં ખરલ કરી શરીરે ચોળવું; એટલે સર્વ કુષ્ઠોનો નાશ થાય છે (૧૫) કરંજનાં બિયાં, કોઇ, અને કુંવાડીઆના બિયાં, ગોમૂત્રમાં વાટી લેપ કરવો. તે કુષ્ઠ ઉપર પ્રશસ્ત છે. (૧૬) ધોળી કરેણીનો રસ, વાવડીંગ અને ચિત્રકમૂળની છાલ, એ તેલમાં નાંખી કઢી તે શરીરે ચોપડવું. (૧૭) ત્રિફળાં, વાવડીંગ અને પીંપરનું ચૂર્ણ મધમાં ચાટવું; એટલે કોઢ, કૃમિ, પ્રમેહ, નાડી વ્રણ અને ભગંદરનો નાશ થાય છે. (૧૮) પારો, ગંધક, એની કજ્જલી સરસવના તેલમાં ખરલ કરી પછી ભાંગરાના રસમાં ખરલ કરી લેપ કરવો; એટલે સર્વ કુષ્ઠોનો નાશ થાય છે. (૧૯) ધોળી કણેરનાં મૂળીઆં, કોઇ અને કરંજની છાલ, દારૂહળદર અને જાઇના પાનનો લેપ કરવો. (૨૦) શિલાજિત, કપીલો, જેઠીમધ, ફટકડી, રાળ અને મનશીળ, એ દરેક ૪ તોલા લઇ, તેનો મીઠામાં ત્રણ વાર કુષ્ઠ ઉપર લેપ કરવો. (૨૧) ખેરના ઝાડ નીચે ખાડો કરી તેમા વાસણ રાખી ખેરનું મૂળીયું છુંદી તે ઉપર અગ્નિ કરવો; એટલે તેનો રસ ઝરે છે. તેમા આમળાંનો રસ અને મધ નાંખી આપવો. તે કોઢનો નાશ કરે છે અને રસાયન પણ છે. (૨૨) લીંબડાનાં ૧૦૦ પાન, સીંમોળીઓ, આમળાં, વાવડીંગ અને બાવચીનો કલ્ક પ્રાશન કરવો. (૨૩) મોરથુથુના પાણીમાં સાત વખત માલકાંકણીનું તેલ પચન કરવું. તે શરીરે ચોપડવાથી ધોળો કોઢ જાય છે. (૨૪) વજ્રતૈલ:—સાતવીણ કરંજ, ચ જાઇ, કરેણ, થુરીઓ, તથા સરસવના ઝાડનાં મૂળીઆં, તેમજ ચિત્રક અને રાનમોગરીનાં મૂળીઆં, કરં જનાં બિયા, દરડે, બહેડાં, આવળકટી, સુંઠ, મરી, પીપર, હળદર, દારૂહળદર, શ્વેત સરસવ, વાવડીંગ અને કુંવાડીઆનો ગોમૂત્રમાં કલ્ક કરી તેમાં તેલ સિદ્ધ કરવું. એ શરીરે ચોપડવાથી કોઢ, નાડીવ્રણ તથા દુષ્ટવ્રણનો નાશ થાય છે.

ખરજ, કંડૂ, દાદર ઇત્યાદિક ઉપર ઉપચાર:—(૧) પારો, ગંધક, કાપો, મોરથુથુ પાષાણભેદ અને મુરદારશિંગ એ સમભાગ, અને એથી ચોગણું ઘી લઇ તાંબાના વાસણમાં ખરલ કરી તે ચોપડવું. એટલે ખરજવાં, ખસ, દાદર, વિસ્ફોટક, નાયટાં અને ઉતરી દૂર થાય છે. (૨) આમલસારો

ગંધક અને મરી, એનાથી ચોપટ ઘી લઇ તાંબાના વાસણમાં ખરલ કરી તેનો લેપ ત્રણ દિવસ કરવો, અને લેપ કર્યા પછી કેટલીક વાર તડકામાં બેસવું. (૩) નાળીએરની કાચલીનું તેલ પાડી લેપ કરવો; એટલે ખરજવું અને દાદરનો નાશ થાય છે. (૪) ચંદનતેલ, લીંબુનો રસ તથા કપૂરનો ખરલ કરી તે ચોપડવું. (૫) આમલસારો ગંધક, કપૂર, ટંકણખાર અને કિંચિત્ મીણને કોપરેલમાં ખરલ કરી તે મલમ ચોપડવું; એટલે ખસ અને દાદરનો નાશ થાય છે. (૬) મુરદારશિંગ અને ફુલાવેલી ફટકડીને એકત્ર કરી શતધૌત (સો વખત ધોએલા) ઘીમાં ખરલ કરી તે ચોપડવું. (૭) શતધૌત ઘીમાં રસ-કપૂર ખરલ કરીને ચોપડવું; એટલે ખરજવાં, ખસ, દાદર, ખોડો, નાયટાં અને ઉંદરીનો નાશ થાય છે. (૮) પારો અને ગંધકની કજ્જલી માખણમાં ખરલ કરી ચોપડવી. (૯) કબાબચણી, ગેરૂ, કાથ, મોરથુથુ, છરૂ અને મરી, એ દરેક તોલો તોલો; મનશીલ, ગંધક અને પારો એ ૭ ૭ તોલા; તથા ઘી ૨૦ તોલા લઇ તાંબાના વાસણમાં નાંખી ખરલ કરવો. એનો ત્રણ દિવસ લેપ કરવો એટલે તીવ્ર ગજકર્ણ-વ્યથા પણ દૂર થશે. (૧૦) ચણોઠી, ચિત્રક, શંખભસ્મ, હળદર, ધરો, હરિતકી, કળલાવી, થુરીઓ, સિંધવ, કુંવેર, નાગરમોથ, કપાસનું દૂધ, ઘેરોસા, પારો, બાવચો, કુંવાડીઓ, વાવડીંગ અને મરીને મધમાં ઘુંટી લેપ કરવો. એટલે કંડૂ અને દાદરનો નાશ થાય છે. (૧૧) ધરો, હરિતકી, સિંધવ, કુંવાડીઆનાં બિયાં, અજવસો અને કાંજી એકત્ર કરી વાટી લેપ કરવો, એટલે ત્રણ લેપોએ, બદ્ધમૂલ એવાં દદ્રુ અને કંડૂનો નાશ થાય છે. કુષ્ઠ રોગ ઉપર લગાવેલાં અથવા ચોપડેલાં ઔષધો બીજે દિવસે અરિઠા લગાવી સાફ ધોઇ નાંખવાં; અને પછી તેના ઉપર ઔષધો ચોપડવાં. (૧૨) ગંધક, માયફળ (માયાં) અને કપૂરને મેંઢીના દૂધમાં ખરલ કરી ચોપડવાં. (૧૩) તરવાડનાં અથવા કુંવાડીઆનાં બિયાં, લસણ અને કડવા લીમડાનાં પાનને તેલમાં શેકવાં, બળી જાય એટલે તેનો મલમ કરી ચોપડવાં.

**પથ્ય:**—જવ, ઘઉં, ચોખા, ઘી, મગ, તુવેર, મસૂર, પડવળ (પંડોળાં), લસણ, ચાકવત, ગલકાં, કડવા પદાર્થ. **અપથ્ય:**—પરસેવો કાઢવો, મૈથુન, શેલડી, ગોળ, દહીં, દૂધ, ખાટા પદાર્થ, તલ, અડદ, મધ.

## ૨૦—કૃમિરોગ.

**કારણ:**—ખાધેલું પચ્યું ન હોય ને બીજું ખાવું, રોજ મધુરામ્લ ખાવું, ખાવાના વખતનો નિયમ ન હોવો, દુગ્ધાદિક પીવાં, મિષ્ટાન્ન અને ગોળ, સાકર ઇત્યાદિ ભક્ષણ કરવાં, વ્યાયામ ન કરવો, એ કૃમિરોગનાં સાધારણ કારણો જાણવાં.

**લક્ષણ:**—તાવ, નિસ્તેજપણું, શૂળ, હૃદયને પીડા, ઓકારી, ભ્રમ, અન્નદ્વેષ, અતિસાર ઇત્યાદિ લક્ષણો જાણવાં.

**ઉપચાર:**—(૧) કિરમાણી અજમો સવારે ઠંડા પાણીમાં લેવાથી કૃમિરોગ દૂર થાય છે. એજ કિરમાણી અજમાનું જે સત્ત્વ કહાડવામાં આવે છે તેને ઇંગ્રેજી ભાષામાં "સાંટોનાઇન" કહે છે. (૨) પળસપાપડી, અધકચરી શેકી, મગની દાળ જેટલી ઘીમાં આપવી. કિંવા પળસપાપડી એક કૂટી પલાળી રાખવી અને તે પાણી ગાળી લેઇ શક્તિ પ્રમાણે મધ નાંખી આપવું. (૩) વાવડીંગનો કાઢો ગોળ નાંખી આપવો. (૪) સુંઠ, વાવડીંગ અને ભિલામાનું ચૂર્ણ મધમાં આપવું. (૫) કૌચપરના કાંટા મધમાં નાખી આપવા. ઘણાજ નાના બાળકને એ આપવું નહિ. (૬) કુદીનાનો રસ અને ડમરાનો રસ એકત્ર કરી આપવો. (૭) મહાળુંગાના છાલનો કાઢો આપવો. (૮) અનસ ખાવું; એટલે કૃમિનું પાણી થશે. (૯) કાચકીના પાનના રસમાં આંબાહળદર ઘસી પાવી. (૧૦) કાચકી અને હીંગ શેકી તેમાં મીઠું નાંખી ઘીમાં ખરલ કરી પીવું. (૧૧) વડની વડવાઇઓના કુમળા અંકુર વાટી તેનો રસ ત્રણ દિવસ આપવો. (૧૨) એરોદસ ખાવા આપવું, કિંવા ચૂર્ણ કરી મધમાં આપવું, એ ખાધાથી મીઠું લાગે છે. (૧૩) કિરમાણી અજમો ૧ તોલો, વાયવર્ણાની છાલ ૧ તોલો, અને ખડીસાકર ૩ તોલા, એનું ચૂર્ણ મોટા માણસને ૬ માસાથી એક તોલા સુધી, અને નાના બાળકને ૨ કિંવા ત્રણ ગુંજા સુધી આપવું. (૧૪) ઉંદરકનીના પાનનો રસ ચાંગળું ભરી પાવો; કિંવા તેનાંજ સુકાં પાનનું ચૂર્ણ

અર્ધો માસો મધ સાથે આપવું. (૧૫) કપૂર અર્ધો ગુંજા અને થોડું કેસર રાત્રે આપવાં. એટલે સત્વારમ કૃમિ પડે છે. (૧૬) ઇંદ્રજવનું ચૂર્ણ થોડી હીંગ નાંખી આપવું. (૧૭) એક ચણોઠીભાર ટકી મધમ આપવી. (૧૮) બકમ લીમડીની અથવા પાંગરાની અંતરછાલનું ચૂર્ણ ૨ માસા મધમાં અથવા દૂધમ આપવું. (૧૯) વાયવર્ણાની છાલ, એરોદસ, કિરમાની અજમો, સુંઠ, વાવડીંગ અને સંચળનું ચૂર્ણ મધમાં આપવું. (૨૦) કપિલા ચૂર્ણ ગોળમાં આપવું. (૨૧) નાગરમોથ, વાવડીંગ, પીંપર, ઉંદરકાની ટેંકુમૂળ, દાડમની છાલ અને બીલાંનું ચૂર્ણ મધમાં આપવું.

**પથ્ય:**—ચોખા, ઘઉં, ઘી, તુવેર, મધ, કુમળાં વેંગણ, કોઠું. **અપથ્ય:**—ગોળ, સાકર, દૂધ, કેળાં, બોર, કાળું અને તેલ.

## ૨૧—ગંડમાલા.

**ગંડમાલાની સંપ્રાપ્તિ:**—નાના બોર જેવડી અને મોટા બોર જેવડી અને આંમળા જેવડી ગાંઠો, કાખ, બાહુમૂળ, બોચી અને ગળું એવા ઠેકાણે, કફથી મેદ દુષ્ટ થઈ જાય છે તેને ગંડમાલા કહે છે. તે ગંડમાલા ઘણીક ગાંઠોએ યુક્ત હોઇ, ઘણા કાળે કરી હલકી પાકદશાપર જાય છે એવું જાણવું. પૂર્વોક્ત ગંડમાલાની ગાંઠો કેટલીક પાકી ફુટી વહે છે, અને નહિ જેવી થઈ ફરી બીજી ઉત્પન્ન થાય છે, અને તેનો સંબંધ ઘણો હોય છે. એ રોગને અપચી કહે છે.

**ગલગંડની સંપ્રાપ્તિ:**—બોચી, ગળું અને હડપચી, એની સંધિના ઠેકાણે વૃષણ જેવી પ્રવિરૂપ સોજો થવા લાગે છે, અને તે સોજો નાનો અથવા મોટો હોય છે તેને ગલગંડ કહે છે. તે ગલગંડ વાયુ, અને કફ ગળાને ઠેકાણે દુષ્ટ થવાથી થાય છે.

**ઉપચાર:**—(૧) હિરાકસી, કપાસના દૂધમાં ઘસી લેપ કરવો. (૨) વછનાગ લીમડાના રસમાં ઘસી લેપ કરવો. (૩) કડવી પાકેલી તુંબડીમાં પાણી નાંખી રાખી પછી તે પાણી પ્રાશન કરવું. (૪) ચિત્રક, ભિલામો, હીરાકસી અને થોરનાં મૂળીઆં કપાસના રસમાં વાટી લેપ કરવો. (૫) કંચનારના ઝાડની છાલનો કાઢો કરી તેમાં સુંઠનું ચૂર્ણ નાંખી આપવો. (૬) વાયવર્ણાની છાલનો કાઢો કરી તેમાં મધ નાંખી આપવો. (૭) એરંડમૂળ અને ખાખરાનાં મૂળીઆં, ચોખાના ધોવરામણમાં ઘસી લેપ કરવો. એનાથી ગલગંડ પણ દૂર થાય છે. (૮) કડવી તુંબડીનો રસ તથા સરસિયું એકત્ર કરી દેવતાપર કઢવી રસ બળી જાય એટલે તે તેલ લઇ ચોપડવું. (૯) ઉન્હાળીનાં મૂળીઆ અને હળદર ગાયના દૂધમાં ઘસી લેપ કરવો. (૧૦) કડવા સરગવાની છાલ અને ઇંદ્રવરણાનાં મૂળીઆંની છાલ સમભાગ એકત્ર કુટી તે ભૂકી હોકામાં પીવી. (૧૧) કપાસનું દૂધ, સિંધવ, સમુદ્રફળ અને ખાખરાનાં બિયાં, એ લીમડાના રસમાં ખરલ કરી ચોપડવાં. (૧૨) મૂળાનાં બિયા, સરસવ, સરગવાનાં બિયાં, શણનાં બિયાં, સાતુ અને જવસ, એ ખાટી છાશમાં વાટી ચોપડવાં; એટલે ગંડમાલા અને ગલગંડનો નાશ થાય છે. (૧૩) ભોંયચંપાનાં મૂળીઆં, કોચલાનાં બિયાં અને વછનાગ, ઠંડા પાણીમાં ઘસી લેપ કરવો. આ લેપથી ખેંચ લાગે છે. એથી કરી ગંડમાલા, ગલગંડ કિંવા કોઇ પણ ગાંઠ તુરત બેસે છે. ફુટેલી ગાંઠો ભરાઇ આવવા માટે મલમની પટીઓ લગાવવી. (૧૪) ચંદન, હરીતકી, લાખ, ઘોડાવજ અને કુટકીનું તેલ સિદ્ધ કરી પ્રાશન કરવું, એટલે અપચીનો નાશ થાય છે. (૧૫) ગરમાળાનાં મૂળીઆં ચોખાના ધોવરામણમાં વાટી સુંઘવાં તથા તેનો લેપ પણ કરવો. (૧૬) કુલિત્થ અને મરીનો કાઢો આપવો.

**ગલગંડ ઉપર ઉપચાર:**—(૧) હરતાલ ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. (૨) ચુનો, ગોળ, અને ઘેરાસાં એકત્ર કરી લેપ કરવો, એથી કરી ગાલની સુજ પણ દૂર થાય છે. (૩) ધંતૂરાનાં પાન વાટી તેમાં ચુનો મેળવી તે ઉપર બાંધવો.

**પથ્ય:**—જુની રાતી ડાંગર, જવ, મગ, પંડોળાં, સરગવો, કારેલી, શેલડી, રસ, તીખા, અને અગ્નિદીપક પદાર્થ. **અપથ્ય:**—દૂધ અને શેલડીથી જે પદાર્થ થાય છે તે; પિષ્ટાન્ન, ખાટાં, મધુર, જડ અને કફકારક અન્ન.

# ૨૨—ગુલ્મ રોગ.

**કારણ અને સંપ્રાપ્તિ:**—મિથ્યા આહાર તથા વિહાર, એથી વાતાદિક દોષ કુપિત થઇ પેટમાં ગ્રંથિરૂપ પાંચ પ્રકારના ગુલ્મ ઉત્પન્ન કરે છે. તે ગાંઠો ગોટલા જેવી હોઈ, ચલ અથવા અચલ અને ગોળ હોય છે, અને કદિ મોટી અને કદિ નાની હોય છે. આ રોગને ગુલ્મ કહે છે.

**પૂર્વરૂપ:**—ઘણા ઓડકાર, મલબદ્ધતા, અન્ન ઉપર અરૂચિ, આંતરડાં કડકડ વાગે તથા દુઃખે છે, પેટ ચડે છે અને અગ્નિમાંદ્ય, એ ગુલ્મ રોગનું પૂર્વરૂપ જાણવું.

**ઉપચાર:**—( ૧ ) પીંપર અને જવખારનું ચૂર્ણ આદુના રસ અને મધમાં આપવું; એટલે ગુલ્મ અને શ્વાસકાસ દૂર થાય છે. ( ૨ ) ચિરશ્ળ, સિંધવ, સંચળ, બિડલોણ, અજમોદ, એરંડમૂળ, જવખાર, ખાળહરડે, સેકેલી હીંગ અને વાવડીંગ, એ દશ ઔષધો સમભાગ લેવાં અને નસોતર ૩ ભાગ, બધાનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં આપવું, એટલે ગુલ્મ, શૂળ, પેટનું ચડવું અને ઉદરના સર્વે રોગો દૂર થાય છે. ( ૩ ) હીંગાષ્ટક ચૂર્ણ આપવું. ( ૪ ) જાસુંદીનાં પાનનો રસ દરેક વખતે નવટાંક પ્રમાણે ૭ દિવસ આપવો. ( ૫ ) આદીરાજના પાનના રસમાં મરીની ભૂકી અને તલનું તેલ ૭ ટીપાં નાંખી ૩ દિવસ આપવું. ( ૬ ) સરગવાના પાનનો રસ પા શેર, તેમાં બે તોલા ખડીસાકર મેળવી ૩ દિવસ આપવો. આ ત્રણે ઉપચારોથી વાતગુલ્મ દૂર થાય છે. (૭) રિંગણી મૂળીઆં સહિત સુકવવી. પછી તેનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં રોજ ૧૦ માસા સુધી દિવસમાં બે વખત પ્રમાણે ૭ દિવસ આપવું; એટલે પેટમાં કંઇ પણ આજારની ગાંઠ હશે તો તે દૂર થશે. (૮) કાચકું શેકી તેનું ચૂર્ણ ગોળમાં આપવાથી પ્રસૂતકાળે ઉત્પન્ન થએલો વાયુનો ગોળો શમે છે. ( ૯ ) દશમૂળના કાઢામાં જવખાર અને સિંધવ નાંખી આપવો. એટલે ગુલ્મ, શૂળ, હૃદ્રોગ અને શ્વાસનો નાશ થાય છે. ( ૧૦ ) ઉન્હાળીનો ક્ષાર અને હરીતકી ચૂર્ણ એ બન્ને ચાર ચાર માસા એકત્ર કરી ગરમ પાણીમાં આપવું.

**રક્તગુલ્મનાં લક્ષણ:**—સ્ત્રી નવી સુવાવડી હોવાથી અથવા અપકવ ગર્ભપાત થવાથી કિંવા ઋતુકાળે અપથ્ય પદાર્થ સેવવાથી, વાયુ તેના ગર્ભાશયને ઠેકાણે લોહીને જમાવી શૂળ અને દાહ એણે કરી યુક્ત એવા ગુલ્મને ઉત્પન્ન કરે છે. આ ગુલ્મ ઘણા દિવસ પિંડીભૂત હોવા છતાં અવયવ નહિ એવા ગર્ભ જેવાં દુખણાં કરે છે; શૂળયુક્ત હોય છે; ગર્ભનાં લક્ષણો, જેમકે આર્તવ પ્રતિબંધ, સ્તનની ડીંટડી ઉપર કાળો વર્ણ, ઇત્યાદિથી યુક્ત હોય છે. એની ચિકિત્સા દશ મહિના પછી કરવી.

**રક્તગુલ્મ ઉપર:**—(૧) દંતીમૂળ, હીંગ, જવખાર, કડવી તુંબડીનાં બિયાં, પીંપર અને ગોળને થુરીઆના દૂધમાં ઘસી તોલા પ્રમાણે ગોળી કરી ભક્ષણ કરવી. એટલે રક્તગુલ્મનો નાશ થાય છે, અને ગએલો અડકાવ પણ આવે છે. ( ૨ ) ખાખરાના ક્ષારવડે ઘૃત સિદ્ધ કરી તે પ્રાશન કરવું. ( ૩ ) શતાવરી, કારંજાની છાલ, દારૂહળદર, ભારંગમૂળ અને પીંપરનું ચૂર્ણ તલના કાઢા સાથે પાવું. ( ૪ ) તલનો કાઢો, ગોળ અને ઘી, એમાં સુંઠ, મરી, પીંપર અને ભારગમૂળનું ચૂર્ણ નાંખી પાવો; એટલે રક્તગુલ્મ અને નષ્ટાર્તવનો નાશ થાય છે. ( ૫ ) ભારંગમૂળ, પીંપર, કારંજાની છાલ, પીંપળીમૂળ અને દેવદારનું ચૂર્ણ, તલના કાઢા સાથે પાવું. ( ૬ ) સુંઠી અને વંશલોચનનું ચૂર્ણ, સાકર અને મધમાં મેળવી રક્તગુલ્મ ઉપર રેચ માટે આપવું. (૭) અરીઠાના પાણીમાં કડવી ઇંદ્રવરણીનાં મૂળીઆં ઘસી આપવાં.

**પથ્ય:**—જૂના ચોખા, દૂધ, કુલિત્થ, દાડમ, આમળાં, લીંબુ, છાશ, લસણ, કુમળો મૂળો, ચાકવત, સરગવો, હીંગ, ગરમ અન્ન. **અપથ્ય:**—અડદ, જવ, મધુરફળ, વેંગણ, કોળું, મૂળા, દ્વિદલ ધાન્ય, જડ અન્ન અને તેલવાળા પદાર્થ.

# ૨૩—ગ્રંથિરોગ અને અર્બુદ રોગ.

**ગ્રંથિરોગની સંપ્રાપ્તિ:**—વાતાદિ રોગ, માંસ અને લોહી દુષ્ટ થઇ મેદ અને શિરાઓને દૂષિત કરી, ગોળ, ઉંચો અને ગાંઠ જેવો સોજો ઉત્પન્ન કરે છે; તે રોગને ગ્રંથિ કહે છે.

**અર્બુદ રોગની સંપ્રાપ્તિઃ**—શરીરના ઠેકાણે વાતાદિ દોષ કુપિત થઈ, લોહી અને માંસને દૂષિત કરી, ગોળ, સ્થિર, મંદપીડા યુક્ત, મોટો, મૂળ ગએલો, લાંબા કાળે વધનારો અને પાકનાર, એવો માંસનો ગોળો થઈ ઊઠે છે; તેને અર્બુદ કહે છે.

**ગ્રંથિરોગ અને અર્બુદ રોગ ઉપર ઉપચારઃ**—(૧) ગ્રંથિ (ગુમડા) ઉપર જે ઉપચાર કહેલા છે તે યોજવા. (૨) સાજીખાર, હળદર અથવા મૂળાનો ખાર અને શંખચૂર્ણને પાણીમાં વાટી લેપ કરવો. (૩) હળદર, લોધ્ર, પતંગ અથવા રક્તચંદન, ઘેરોસા, ગોળ અને મનશીલને મધમાં વાટી લેપ કરવો. (૪) કોઈ અને તમાલપત્ર, વડના દૂધમાં વાટી લેપ કરવો અને ઉપર વડનાં પાન બાંધવાં; એટલે સાત દિવસમાં અર્બુદનો નાશ થાય છે. (૫) સરગવાનાં બિયાં, મૂળાનાં બિયાં, સરસવ, તુળસી અને ઇંદ્રજવને ભેંસની છાશમાં વાટી લેપ કરવો.

**પથ્યા પથ્યઃ**—ગુલ્મ રોગ પ્રમાણે.

## ૨૪—જ્વર-તાવ.

**કારણઃ**—મિથ્યા આહાર તથા મિથ્યા વિહારથી દુષ્ટ થએલા વાતાદિ દોષ, આમાશયનો આશ્રય કરી, કોષ્ઠાગ્નિને બહાર કાઢી રસધાતુને મળી જ્વર (તાપ) ઉત્પન્ન કરે છે. એ જ્વરના અનેક ભેદ વર્ણવેલા.

**જ્વરનું પૂર્વરૂપઃ**—બગાસાં, અંગનું દુખવું, ચિત્તનું અવ્યવસ્થિતપણું, નેત્રોનો દાહ, જડતા, અરુચિ, શરીર ઉપર રોમાંચ ઉભા રહેવાં, આંખો આગળ અંધારાં, હસ્તપાદ ઠંડા, ચિત્તને આનંદ ન હોવો; શીત, વાયુ તથા ગરમી, એ ત્રિપોમાં વારંવાર ઇચ્છા તથા વારંવાર દ્વેષ, અન્ન ન પચવું; બળ, શરીર અને કાંતિની હાનિ, તથા વાયુનું પ્રાધાન્ય હોવાથી આંખોમાં ઘણો દાહ થાય છે. કફનું પ્રાબલ્ય હોય તો અન્ન ઉપર અરુચિ હોય છે. દ્વિદોષોનો કોપ હોય તો બન્ને લક્ષણો થાય છે. ત્રિદોષોનો કોપ થવાથી સર્વ લક્ષણો થાય છે.

**વાતજ્વરલક્ષણઃ**—શરીરને કંપ; કંઠ, હોઠ શુષ્ક થવા; મલાવરોધ, છિંકો ન આવવી; માથું, પેટ, કમર, આંખો અને અંગ દુખવાં; ઉંઘ ન આવવી, તાવ કોઈ વખત ઘણો અને કોઈ વખત થોડો થવો, અરુચિ, બગાસાં આવવાં, પેટ ચડવું, અજીર્ણ, ભ્રમ, મોહ, અને શૂળ થવું; શરીર ઉપર રોમાંચ ઉભાં થવાં, આંખો ઉપર આળસ, ખાલી, ઉધરસ, દાંત કડકડવા, વગેરે લક્ષણો થાય છે. **પિત્તજ્વરનાં લક્ષણઃ**—શરીર પીતવર્ણ, સર્વ શરીરનો દાહ, તૃષા, મૂર્ચ્છા, અલ્પ નિદ્રા, મ્હો કડવું, ઓકારી, ચકરી, બડબડવું, અતિસાર, જ્વરનો વેગ તીવ્ર; કંઠ, હોઠ, મુખ, અને નાક ઉપર ફોલ્લા; કેપ કર્યા જેવું થવું, ઠંડા પદાર્થો ઉપર ઇચ્છા, મળ, મૂત્ર, નેત્ર, તથા ત્વચા, એ પીતવર્ણ, એ લક્ષણો પિત્તજ્વરમાં થાય છે. **કફજ્વરનાં લક્ષણઃ**—શરીરે જડપણું, ખાલી ઉબકા, મ્હોં મીઠું, સળેકમ, અરુચિ, ઉધરસ, આળસ, તૃપ્તિ, અંગ ઠંડું; મળ, મૂત્ર તથા નેત્ર શુભ્ર વર્ણ; સ્વરભંગ, ઉચકી, શબ્દ જડ, નાકમાંથી પાણી વહેવું, માથું દુખવુ, ઉંઘ ઘણી આવવી, શરીરપર રોમાંચ, ધાપ, ડોકીપર દુઃખ અને ચેહેરાપર ફીકાસ, એ લક્ષણો થાય છે. **વાતપિત્તજ્વરનાં લક્ષણઃ**—તરસ, મૂર્ચ્છા, ભ્રમ, દાહ, નિદ્રાનાશ, મસ્તકશૂળ, ગળું અને મુખનો શોષ; રોમાંચ, અરુચિ, અકસ્માત અંધારામાં પડવાજેવું ભાસવું, સાંધાને ઠેકાણે વેદના તથા બગાસાં એ લક્ષણો થાય છે. **વાતકફજ્વરનાં લક્ષણઃ**—શરીર ભીને કપડે વિંટાળ્યા જેવું ભાસવું, સાંધામાં ફુટ, ઉંઘ ઘણી આવવી, શરીર જડ, માથાપર ભાર, સળેકમ, ઉધરસ, કિંચિત્ પરસેવો આવવો, શરીરનો દાહ અને જ્વરનો વેગ મધ્યમ, એ લક્ષણો થાય છે. **કફપિત્તજ્વરનાં લક્ષણઃ**—મ્હોં કડવું ને ચીકણું, ઉલ, મોહ, ઉધરસ, અરુચિ, તરસ, વારંવાર દાહ થવો અને વારંવાર ઠંડી આવવી, એ લક્ષણો થાય છે. **વિષમજ્વર (ટાઢીઓ તાવ)નાં કારણ અને લક્ષણ**—તાવે તરતજ છોડેલા માણસને અપથ્ય સેવન થવાથી, તેનો દોષ પુનઃ થોડો કુપિત થઈ, રસરક્તાદિ ધાતુ માંની કોઈ પણ ધાતુ સામે જઈ વિષમજ્વર ઉત્પન્ન કરે છે, અથવા પહેલાંથી પણ વિષમજ્વર થાય છે. એમાં તાવ આવવાના વખતનો નિયમ નથી. કોઈ વખત ઠંડી સાથે મોટા વેગથી આવે છે, કોઈ વખત શરીરને દાહ થઈ મોટા વેગથી આવે છે. એ લક્ષણો થાય છે. **વિષમજ્વરનાં નામ અને સંખ્યાઃ**—સંતત, સતત,

## ૬૮—પારાનું વિષ.

અશુદ્ધ પારો ઉંટવૈદ્યો ઔષધમાં નાખી આપે છે, તે અંગ ઉપર ફુટી નીકળી તેમાંથી કેટલાએકના હાથ પગ રહી જાય છે, શરીરપર ચાંદીઓ પડે છે; સોજો ઉત્પન્ન થાય છે; શરીરમાં ઠેકાણે ઠેકાણે ચમકાટ દેખાય છે, કાળાં ચાઠાં થાય છે, વગેરે ઘણા વિકારો ઉત્પન્ન થાય છે.

**પારાના વિષ ઉપર ઉપચાર:**—(૧) શુદ્ધ ગંધક દૂધમાં નાંખી તે પાવું. (૨) નાગરવેલના પાનના રસમાં ગંધક નાંખી તે પાવો. (૩) ભોંયપીપરીના રસમાં ગંધક નાખી આપવો. (૪) નાગરવેલ, ભાંગરો અને તુળસીનો રસ ૬૪ તોલા એકત્ર કરી શરીરે મર્દન કરવો; અને બે પહોર પછી સ્નાન કરવું ૩ દિવસ. (૫) વાંસના પાનનો રસ સાકર નાંખી પાવો. (૬) કારેલીનાં મૂળીઆં પાણીમાં વાટી પ્રાશન કરવાં. (૭) આસોદ્રાનાં પાનનો રસ, ભાંગરાનો રસ અને સુરોખાર એ છાશમા વાટી તે છાશ ૪ તોલા પાવી; એટલે મૂત્રમાર્ગે પારો નીકળી જાય છે. (૮) કાંસદ્રાના પાનનો રસ કાઢી પાવો. (૯) ભોંયપાથરીનાં મૂળીઆંનો રસ પાવો, શરીરે ચોપડવો અને ભોંયપાથરીની ભાજી કરી ખાવી.

## ૬૯—ગંધકનું વિષ.

**ગંધકના વિષ ઉપર ઉપચાર:**—દૂધમાં ઘી નાખી પાવું.

## ૭૦—અફીણનું વિષ.

અફીણ ઘણું ખાવામાં આવવાથી માણસ બેશુદ્ધ થઇ પડે છે; શ્વાસોશ્વાસ ઘણોજ સાવકાશ અને હળવે ચાલવા માંડે છે; આંખમાંની કીકી સંકુચિત થઇ ઘણીજ ઝીણી સુઇની અણી જેવી બારિક થાય છે, હાંક મારી ઉઠાડવા છતાં માણસ ઉઠતો નથી. એ વગેરે વિકારો થાય છે.

**અફીણના વિષ ઉપર ઉપચાર:**—(૧) વમન આપવું. (૨) ફટકડીનું ચૂર્ણ અને કપાસીઆનું ચૂર્ણ એકત્ર કરી પાવું. (૩) હીંગ પાણીમાં મેળવી તે પાણી પાવું. (૪) માલકાંકણીના પાનનો રસ પાવો. (૫) નરમાના પાનનો રસ પાવો. (૬) અરીઠાનું પાણી કરી પાવું.

## ૭૧—નેપાળાનું વિષ.

**નેપાળાના વિષ ઉપર ઉપચાર:**—(૧) એલચીના દાણા દહીંમાં વાટી આપવા. (૨) ધાણાનું ચૂર્ણ, સાકર અને દહીં એકત્ર કરી આપવું.

## ૭૨—ભાંગ.

**ભાંગ ઉપર ઉપચાર:**—(૧) દહીં કિંવા છાશ પાવી. છાશ અને ભાત ખાવો. (૨) જાંબુ ખાવાં. (૩) તુવેરની દાળ વાટી ખાવી. (૪) ગાયનું દહીં, સુંઠનું ચૂર્ણ નાંખી આપવું.

## ૭૩—કરેણનું વિષ.

કરેણના સર્વ ભાગમાં વિષ હોય છે. કરેણના વિષથી કૉલેરાના આજાર પ્રમાણે લક્ષણો થાય છે.

**કરેણના વિષ ઉપર ઉપચાર:**—(૧) માંખણની પરાશ આપવી. (૨) દૂધમાં અથવા દહીંમાં સાકર નાંખી તે પાવું.

## ૭૪—ઝેરકોચલાનું વિષ.

**ઝેરકોચલાના વિષ ઉપર ઉપચાર:**—કાળી પાનવેલીના ડાંટાનો રસ પાશેર ૩ દિવસ પાવો.

## ૭૫—ધંતૂરાનું વિષ.

ધંતુરાનાં પાન કિંવા બિયાં પેટમાં જવાથી ગળામાં કોરડ પડે છે; આંખોમાંની કીકીઓ મોટી થાય છે; સ્મૃતિ નાશ થઇ માણસ બડબડ કરે છે; દિવાનો પ્રકાશ જોવામાં આવે તો કેફ વધારે ચઢે છે, એ લક્ષણો થાય છે.

ધંતૂરાના વિષ ઉપર ઉપચારઃ—(૧) સમુદ્રફળ ગોમૂત્રમાં ઘસી આપવું. (૨) દહીં, ભાત અને સોડાવજ ખાવા આપવાં. (૩) દૂધમાં સાકર નાંખી પાવી. (૪) તલનું તેલ અને ગરમ પાણી એકત્ર કરી પાવું. (૫) દૂધમાં દ્રાક્ષની ખીર કરી તે પાવી. (૬) લાલ એરંડાનાં મૂળીઆં પાણીમાં વાટી પાવાં. (૭) ઘી પાવું. (૮) રીંગણીનો રસ ૪ તોલા કાઢી આપવો. (૯) કપાસનાં બિયાં અને ફૂલનો કાઢો આપવો.

## ૭૬—મદ્ય—(દારૂ)—ની કેફ.

મદ્ય ઉપર ઉપચારઃ—(૧) ઘી અને સાકર ચાટવાં. (૨) માથાપર ઠંડું પાણી રેડવું. (૩) કોળાનો રસ ગોળ નાંખી પાવો. (૪) કોકાનો ગર્ભ, દ્રાક્ષ, દાડમનો રસ અને દહીં, એ સમભાગ લઈ, તેમાં ધાણાની ભૂકી અને સાકર નાંખી તે આપવું. (૫) મધ, ખજુર, દ્રાક્ષ, આમસુલ, અને દાડમ એકત્ર કરી આપવું. (૬) કાકડી ખાવી.

## ૭૭—નખ—દંત—વિષ.

નખ-દંત-વિષ ઉપર ઉપચારઃ—કડવો લીંમડો, રાગી અને વડની વડવાઇઓના કલ્કમાં ગરમ પાણી નાંખી, તેનો દંશ ઉપર લેપ કરવો; એટલે નખ, દાંતના દુઃસહ સંપૂર્ણ વિષનો નાશ થશે.

## ૭૮—સરડાનું વિષ.

સરડો કરડયો હોય તો શરીરનો રંગ પીળો, કાળો, નીલ કિંવા અનેક પ્રકારનો થાય છે. અને તે રોગીને ભ્રાંતિ, અતિસાર વગેરે થાય છે.

ઉપચારઃ—(૧) આકડાનાં મૂળીઆં ઠંડા પાણીમાં વાટી પાવાં. (૨) નાળીએરનો કુમળો ગર્ભ પાણીમાં ઘસી તેમાં આમળાં નાખી ગરમ કરી લેપ કરવો.

## ૭૯—વીંછીનું વિષ.

ઉત્પત્તિઃ—સર્પની વિષ્ટા, મૂત્ર અને મળ, ઉકરડા ઉપર અથવા બીજે ઠેકાણે પડી કોહી જવાથી, તેમાંથી (વૃશ્ચિક) વીંછી, કાળી વીંછણ ઇત્યાદિક ઝેરી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.

વૃશ્ચિક વિષ લક્ષણઃ—વીંછી કરડવાથી તે જગ્યાએ પહેલા પ્રથમ અગ્નિ અડકાડયા પ્રમાણે આગ થાય છે; પછી તે પીડા ઊર્ધ્વ ગતિએ શરીરમાં ભેદ કરે છે; પછી દંશ-સ્થાન પાસે આવી ચચરે છે. અસાધ્ય વૃશ્ચિક-દંશ-લક્ષણઃ—હૃદય, નાક અને જીભની જગોએ વીંછી કરડવાથી તથા માંસ ગળી જઇ અત્યંત વેદના થવાથી માણસ મરણ પામે છે.

વીંછીના વિષ ઉપર ઉપચારઃ—(૧) આકડાનાં પાન અને રાઇ વાટી તેનો કિંવા વછનાગનો લેપ કરવો. (૨) ધોળી વસુ કિંવા આકડાનાં મૂળીઆં રવિવારે કહાડવાં. એને ચાવવાથી અથવા લેપ કરવાથી વીંછીનું વિષ ઉતરી જાય છે. (૩) નેપાળો પાણીમાં વાટી લેપ કરવો; એટલે તત્કાળ વિષ ઉતરી જાય છે. (૪) નવસાર અને હડતાલ પાણીમાં વાટી લેપ કરવો; એટલે તત્કાળ વિષ ઉતરી જાય છે. (૫) મોરથુથુ દહીંમાં ઘસી ચોપડવું અને શેકવું. (૬) થોડા અરીઠા ગોળમાં ખાવા અથવા અરીઠાનું ધૂમ્રપાન કરવું. (૭) હીંગ આકડાના દૂધમાં વાટી તેનો લેપ કરવો. (૮) તાંદળજાનો રસ સાકર નાંખી પાવો. (૯) ખરસાણીનો રસ ચોપડવો. (૧૦) કડવા લીમડાનાં પાન ચાવી બાફ જવા ન દેતાં, દંશના વિષમ ભાગના કાનમાં ફુંક મારવી. અથવા કડવા લીમડાનાં પાનનું ધૂમ્રપાન કરાવવું. (૧૧) હળદરની ભૂકી અને રાઇનાં પાન ચલમમાં નાંખી પીવાં, તે ધુણી ગળી જવી; અને દંશસ્થાને પણ ધુણી દેવી. (૧૨) આમલીનો કચુકો શેકી ઉપલી છાલ કાઢી નાંખવી, અને દંશના ઠેકાણે તે જોરથી દબાવવો. (૧૩) પાણીમાં ફટકડીની ભૂકી નાંખી, તે પાણી આંખોમાં નાંખવું. (૧૪) ધોળી સાવરીનાં મૂળીઆં પાણીમાં પલાળી રાખી, વીંછી ચઢવા માંડયો હોય તે ઠેકાણેથી એક આંગળના અંતરપર પકડી, તે વીંછી ચઢેલા

ઠેકાણા પર્યંત વારવાર ફેરવતા જવુ એટલે વીંછીનો વેગ મૂળ સાથે તુરતજ નીચે ઉતરે છે, અને ચઢેલા ઠેકાણેના એક આગળના અંતરે એ મૂળ પકડવુ, એટલે વેદના કમી થતી જાય છે વેદના કમી ન થાય તો મૂળીયુ ઘસી દંશ ઉપર ચોપડવુ (૧૫) ધતૂરાના પાન હાથમા મસળી, દંશ ઉપર તેનો રસ ચોપડવો. (૧૬) અંધેડાના મૂળીઆ ચાવી ખાવા, અને દંશ ઉપર તેનો લેપ કરવો

## ૮૦—કાળી વીંછણનું વિષ.

**લક્ષણ:**—કાળી વીંછણ કરડવાથી શરીર ઉપર રોમાચ ઉભાં રહે છે, શિશ્ન ફૂલી જાય છે ઘણીજ વેદના થાય છે, અને સર્વાંગ ઉપર હિમ પડયા જેવુ જણાય છે

**કાળી વીંછણના દંશ ઉપર ઉપચાર:**—(૧) આકડાનુ લાકડુ ઘસી લેપ કરવો અથવા આકડાના પાન, વછનાગ અને રાઇ વાટી લેપ કરવો (૨) વગડાઉ ડોરાનો રસ ચોપડવો

## ૮૧—દેડકાનું વિષ.

**લક્ષણ:**—દેડકુ કરડવાથી તેનો એક દાત બેસી જાય છે, તે સ્થળે **પીળો** સોજો આવે છે, સણકા, તૃષા ઉલટી અને નિદ્રા, એ લક્ષણો થાય છે

**ઉપચાર:**—સરસવના બિયા થુરીઆના દૂધમા વાટી લેપ કરવો

## ૮૨—માછલાનું વિષ.

**લક્ષણ:**—વિષયુક્ત માછલુ કરડવાથી દાહ, સોજો અને શૂળ, એ લક્ષણો થાય છે

**ઉપચાર:**—(૧) કાળા બરૂના કલ્કમા ઘી નાખી કાઢો કરી તેનો લેપ કરવો (૨) મોરની પાંખની ધૂણી આપવી.

## ૮૩—ગરોળીનું વિષ.

**લક્ષણ:**—દાહ થાય છે, સોજા આવે છે, સોયો ભોકાયા જેવુ થાય છે, પરસેવો વળે છે અને શરીરપર રાતા રગની ફોડકીઓ થાય છે

**ઉપચાર:**—કરેલીના કાંદા પાણીમા ઘસી પાવા

## ૮૪—શતપદી (બગઇ)—વિષ.

**લક્ષણ:**—બગઇ કરડવાથી દશની જગોએ પરસેવો આવે છે, શૂળ થાય છે અને અંગ બળે છે

**ઉપચાર:**—(૧) બળેલા તેલને ઠડુ કરી તેનો લેપ કરવો કિવા દારૂહળદર હળદર અને મન શીળનો લેપ કરવો (૨) ગુગળની ધૂણી આપવી (૩) કાળુ ખજુર તેલમા ઘસી તેનો લેપ કરવો (૪) ગોળ બાળી લગાવવો (૫) બદામનુ તેલ ચોપડવુ

## ૮૫—મશક—(ડાંસ)નું વિષ.

**દૃષ્ટલક્ષણો:**—સોજો આવે છે કડૂ છુટે છે અને થોડી પીડા થાય છે ડુગરોપર વિશારી ડાસ હોય છે, તે ડાસના દશનો ક્ષત અસાધ્ય કીડાના ક્ષત પ્રમાણેજ અસાધ્ય હોય છે સવિષ મક્ષિકા **દંશના લક્ષણો:**—સવિષ માખી કરડવાથી તે ઠેકાણે કાળુ ઢીમણું થાય છે અને તે લાગલું વધવા માડે છે અને તે જગ્યોએ આગ થાય છે તેના યોગથી મૂર્છા અને જ્વર આવે છે આ માખોમા **સ્થાવિક** નામની જે માખ થાય છે તે પ્રાણ લેનારી છે

## ૮૬—મેણા—કોદ્રાનું વિષ.

**ઉપચાર:**—(૧) કોળાનો રસ ગોળ નાખી આપવો (૨) ઠડુ દૂધ પાવુ (૩) જો ઢોરને વિષ ચઢયું હોય તો, પારિજાતકના પાનનો રસ કાઢી, ઢોરોને પાઈ દેવો

## ૮૭—સોપારી લાગે તો.

ઉપચાર:—(૧) ગોળ ખાવો અથવા સાકર પાણીમાં નાંખી ખાવી. (૨) ઠંડું પાણી પીવું. (૩) નખલાનું ચૂર્ણ ચાવવા આપવું.

## ૮૮—થુરીઆનું વિષ.

ઉપચાર:—ઠંડા પાણીમાં સાકર નાંખી પાવી. (૨) આમલીનાં પાન વાટી લેપ કરવો.

## ૮૯—કુહીલીનું વિષ.

ઉપચાર:—ઘી, સાકર અને મધ એકત્ર કરી પાવું.

## ૯૦—ભીલામા ઉપર.

ઉપચાર:—(૧) સરસવ, તાંદળજો અને માખણનો લેપ કરવો. (૨) દારૂહળદાર, સરસવ, નાગરમોથ અને માખણનો લેપ કરવો. (૩) માખણ, તલ અને દૂધનો લેપ કરવો. (૪) બકરીનું દૂધ અથવા ખોપરેલ ચોપડવું. (૫) કોયમી વાટી ચોપડવી. (૬) બદામ ઘસી ચોપડવી. (૭) દૂધની મલાઇ અને સાકર ચોપડવી. (૮) તલ વાટી તેમાં કાળી માટી નાંખી, ફોલ્લા ઉઠેલી જગોએ લેપ કરવો. (૯) જેઠીમધ, તલ, માખણ અને દૂધનો લેપ કરવો. (૧૦) આસુંદરાની છાલ અને પાન વાટી લેપ કરવો. (૧૧) બહેડાંના મગજનો લેપ કરવો. (૧૨) જેઠીમધ, નાગરમોથ અને કોઠીનાં પાન વાટી લેપ કરવો.

## ૯૧—ચણોઠીનું વિષ.

ઉપચાર:—તાંદળજાનો રસ સાકર નાંખી આપવો.

## ૯૨—આકડાનું વિષ.

ઉપચાર:—આમલીનાં પાન વાટી લેપ કરવો.

## ૯૩—ખરસાણીનું વિષ.

ઉપચાર:—(૧) પાણીમાં મધ નાંખી પાવું. (૨) માખણ ખાવું અને લેપ કરવો. (૩) દહીં કિંવા ખાટી છાશ પાવી.

## ૯૪—કેરોસીન તેલ પેટમાં ગયું હોય તો.

ઉપચાર—ગરમાળાના ગુંદનું નવટાંક પાણી કરી પાવું, પછી પાશેર દૂધ પાવું, અને મીઠા તેલના કોગળા, ઉપરાઉપરી કરાવવા; એટલે મ્હોંમાં ફોલ્લા અને ચાંદીઓ થશે નહિ.

**ચતુષ્પાદાદિકોનાં સાધારણ વિષલક્ષણ**—વ્યાઘ્રાદિક ચતુષ્પાદ જનાવરો અને માણસ-વાનરાદિ દ્વિપાદ એઓના નખોનું અને દાંતોનું વિષ સૂઝે છે, વધે છે અને તાવ આવે છે.

**વિષ ઉતરી ગયાનાં લક્ષણ:**—જે પુરૂષના વાતાદિ દોષ નિર્મળ થયા હોય છે, રક્તાદિ ધાતુ આરોગ્યાવસ્થામાં જે પ્રમાણે હોય તે પ્રમાણે થાય છે, અન્ન ઉપર ઇચ્છા થાય છે, મળ સાફ થાય છે, શરીરની કાંતિ, ઇંદ્રિયો, મન, ઇંદ્રિયોનો વ્યાપાર સારો થાય છે. તે રોગીનું વિષ ઉતરી ગયું છે એમ સમજવું.

**વિષ ઉપર પથ્ય:**—કુલત્થ, ચુકા, આમળાં, શાકભાજી, તાંદળજો, કાલશાક, લસણ, દાડમ, સિંધવ, એ વિષાર્ત ને પથ્યકારક છે. **અપથ્ય:**—સાઠી ચોખા, કોદરા, રાળ, મગ, વટાણા, તેલ, ઘી, એ કોઇ દિવસ ભોજનમાં આપવાં નહિ; વિરૂદ્ધાન્ન, ખાવા ઉપર તરતજ ખાવું, ક્રોધ, ક્ષુધા, ભય, આયાસ, મૈથુન, દિવસે નિદ્રા, એ પદાર્થો વિષાર્ત થયેલા એ છોડવા.

## ૯૫—વિષૂચિકા. (કૉલેરા, કોગળીયુ).

**કારણ:**—વિષૂચિકા એ એક અજીર્ણનોજ પ્રકાર છે જે અજીર્ણની અંદર શરીરે સુઈયો ભોકાય જેવી વાયુની પીડા થાય છે, તે રોગને વિષૂચિકા કહે છે જેનો આહાર પરિમિત છે અને જેને વૈદ્યશાસ્ત્રનુ પ્રમેય જણાય છે, તેને એ રોગ થતો નથી જે અજ્ઞાની છે અને જેની ઇંદ્રિયો સ્વાધીન નથી તથા જે ખાવાનો લાલચુ હોય છે, એવા માણસને આ રોગ અવશ્ય થાય છે એ રોગ થવાનુ મૂળ કારણ અજીર્ણજ છે માંસાહારી લોકોને ખાવાપીવાના નિયમિતપણું ન હોવાથી તેઓમા આ રોગનો પ્રાદુર્ભાવ વિશેષ હોય છે હમણુના કાળમા જેને "કૉલેરા" કહે છે, તે રોગ પૂર્વે અહીં આપણા દેશમા સમૂળગો નહતો શીતળાના રોગની પેઠે, કૉલેરાનો રોગ પ્રકટ થવાથી હજારો લોક મરણ પામે છે, અને જે ઠેકાણે અતિશય ઘાડી વસ્તી અને ગંધાતા પદાર્થો હોય છે ત્યા આ રોગ જલદી ફેલાય છે એ ઉપરથી યુરોપીઅન વૈદ્યોનો એવો મત છે કે આ રોગનુ મૂળ કારણ અસ્વચ્છતા છે, પરંતુ એ કેવળ તેમની ભ્રાંતિ છે અસ્વચ્છતાજ જ્યારે એ રોગનુ કારણ છે, ત્યારે ભંગી વગેરે, જે લોક હમેશાં અસ્વચ્છતા અને દુર્ગંધમાજ કામ કરે છે તેઓને આ રોગનો બાધ કેમ થતો નથી? જ્યારે તેમને રોગ લાગુ પડતો નથી, ત્યારે એ કારણ ઘણુંજ લુલુ અને શુષ્ક છે એટલુ માત્ર ખરૂં કે દુર્ગંધ અને અસ્વચ્છતા સાહ્યભૂત થતા એનો જલદી પ્રાદુર્ભાવ થાય છે. પરિમિત આહાર કરનારાઓને આ રોગનો ભય રાખવાનુ બીલકુલ કારણ નથી

**વિષૂચિકા લક્ષણ:**—મૂર્છા, ઉલટી, શોષ, શૂળ, પગમા ગોટલા ચડવા, બગાસાં, દાહ, શરીરનો વર્ણ બદલાવો, કંપારી છુટવી, હૃદયમા દુખવુ અને મસ્તકશૂળ, એ લક્ષણો થાય છે. **અસાધ્ય લક્ષણ:**—જેના દાત, ઓઠ, નખ, કાળા થયા હોય, શક્તિ ઘણીજ ક્ષીણ થઈ હોય, ઉલટીએ ઘણીજ પીડા થતી હોય, નેત્ર ઉંડા ગયા હોય, સ્વર પણ ઘણો ઝીણો થઈ ગયો હોય, સર્વ સાધાઓ શિથિલ થયા હોય, ઇત્યાદિ લક્ષણોએ યુક્ત જે રોગી તે અસાધ્ય જાણવો **વિષૂચિકાનો ઉપદ્રવ**:—નિદ્રાનાશ, અરતિ, કંપ, મૂત્રનિરોધ, અને મૂર્છા, એ પાચ ઉપદ્રવો થાય છે

**ઉપચાર:**—(૧) લીંબુ અજીર્ણનાશક છે, એટલા માટે તે સેવન કરવાથી વિષૂચિકાનો ઉપદ્રવ બાધક થતો નથી (૨) કેસર લીંબુના રસમાં પાવુ (૩) લસણ, જીરૂં, સિંધવ, સંચળ, સુંઠ, મરી, પીપર અને હીંગનુ ચૂર્ણ લીમડાના રસમા કાલવી ખાવુ (૪) અઘેડાના મૂળીઆ પાણીમા ઘસી પાવા (૫) કારેલીનો રસ તેલ સાથે પાવો (૬) છાશમા સાતુનુ ચૂર્ણ નાખી ગરમ કરી, જવખાર નાખી તે છાશ પીવા આપવી (૭) બીલી અને સુંઠનો કાઢો, કિંવા બીલી, સુંઠ, અને કાયફળનો કાઢો આપવો, એટલે ઓકારી (ઉલટી) વિષૂચિકાનો નાશ થાય છે (૭) લવંગાદિ ચૂર્ણ:—૮ માસા લવંગ, એલચી અને જાયફળ એ અર્ધો તોલો, અફીણ ૧ માસો, એ બધી જણસોનુ ચૂર્ણ કરી, તે ગરમ પાણીમાં અર્ધો તોલો પાવુ. એટલે દારૂણ કૉલેરા, શૂળ, અતિસાર અને વાન્તિ (ઉલટી) નો નાશ થાય છે (૮) વિષૂચિકા અતિ વધી હોય તો છાશ કિંવા દહીં સમભાગ પાણી નાખી પાવુ (૯) ચણાનો ક્ષાર ઠંડા પાણીમા પાવો, (૧૦) તૃષા કિંવા શોષ ઉપર લવંગ કિંવા કાયફળ અથવા નાગરમોથનુ પાણી તપાવી ઠંડુ પાડીને પાવુ (૧૧) લીંમડાના રસમા આમલી મેળવી પાવી (૧૨) આદુનો રસ બે તોલા અને ધોળી ડુંગળી (કાંદા) નો રસ બે તોલા મિશ્ર કરી, થોડુ ઘી નાખી પાવો પછી વારવાર બે તોલા કાંદા (ડુંગળી) નો રસ પાતા જવુ (૧૩) ૩ માસા જાવત્રી દૂધમાં વાટી પાવી (૧૪) આમલી ૯ ભાગ અને ભિલામો ૮ ભાગ એકત્ર વાટી ધોળી ડુંગળીના રસમા મેળવી ગાળી તે રસ ૨ તોલા પાવો, એટલે ઉલટ અને ઝાડો તત્કાળ બંધ થશે અને સન્નિપાત પણ મટી જાય છે. (૧૫) હીંગ, બિડલવણ, ઘોડાવજ સુંઠ, અજમો અને બાળહરીતકીનુ ચૂર્ણ ૬ માસા લઈ, નવટાંક છાશમા નાખી તે પાવી તે મૂર્છા શૂળ, મૂળવ્યાધિ, અગ્નિમાંદ્ય, મલાવરોધ અને ઉદરરોગ વગેરેનો નાશ કરે છે. (૧૫) મોગલી એરંડાના મૂળીઆં છાશમાં ઘસી, હીંગ અને સિંધવ નાખી પાવા

# ૯૬—વિસર્પરોગ.

**કારણ:**—ખારૂં, ખાટું, કડવું, ઉષ્ણ અને લીલાં શાક વગેરે પદાર્થો ભક્ષણ કરવાથી, વાતાદિદોષ કુપિત થઇ, સાત પ્રકારના વિસર્પ રોગને ઉત્પન્ન કરે છે. આ રોગ શરીર ઉપર સર્પની પેઠે પ્રસરે છે. માટે તેને વિસર્પ કહે છે.

**અગ્નિવિસર્પ:**—વાતપિત્તથી ઉત્પન્ન થએલો વિસર્પરોગ—જવર, ઉલટી, મૂર્ચ્છા, અતિસાર, તૃષા, હાડ ફુટવાં, અગ્નિમાંદ્ય, અંધારાં, ભ્રમ, ઇત્યાદિ લક્ષણોએ યુક્ત હોય છે. એનાથી આખું શરીર અંગારા સળગાવ્યા પ્રમાણે થાય છે. જે જે ઠેકાણે તે વિસર્પ પ્રસરતો જાય છે, તે ઠેકાણે કોલસા પ્રમાણે કાળો, નીલ, રાતો રંગ થઇ ત્વરિત સોજો આવે છે, અગ્નિથી દઝાયા પ્રમાણે ઉપર ફોલ્લા થાય છે; તેની શીઘ્ર ગતિ હોવાથી તે ઝડપથી હૃદય સુધી પહોંચી જઇ અત્યંત બળવાન થાય છે; એ શરીરે વ્યથા કરે છે, સંજ્ઞા તથા નિદ્રાનો નાશ કરે છે, શ્વાસ વધારે છે, અને ઉચકી (હેડકી) ઉત્પન્ન કરે છે. એવા અસ્વસ્થપણાના કારણથી, પથારી ઉપર સુવાથી કિંવા બેસી રહેવાથી પણ સુખ થતું નથી, હાલચાલ કરવાથી ક્લેશ થાય છે; મનને અને દેહને ક્લેશ થવાથી ઉત્પન્ન થનારી એવી દુર્બોધ નિદ્રા તેને પ્રાપ્ત થાય છે. આ રોગને અગ્નિવિસર્પ (આગીઓરોગ) કહે છે.

**ગ્રંથિવિસર્પ:**—સ્વકારણે કોપેલા કફવડે વાયુનો રોધ થઇ, તે કફનો ભેદ કરી કિંવા વધેલા રક્તનો ભેદ કરી ત્વચા, શિરા, સ્નાયુ તથા માંસ, સુધી લાવી દુષ્ટ કરી લાંબી, નાની, ગોળ, મોટી, રાતી, ગાંઠોની માળા કરે છે. તે ગાંઠોમાં સણકા ઘણા થાય છે, ઘણો કડક તાવ આવે છે; શ્વાસ, ઉધરસ, અતિસાર, મ્હોંમાં સુકાપણું, ઉચકી (હેડકી), ઉલટી, ભ્રાંતિ, વર્ણ બદલાવો, મૂર્ચ્છા, અંગ ભાંગી જવું, અગ્નિમાંદ્ય, એ લક્ષણો થાય છે. આ રોગને ગ્રંથિવિસર્પ રોગ કહે છે. આ રોગ કફ વાયુના કોપથી ઉત્પન્ન થાય છે.

**ક્ષતજવિસર્પ:**—બાહ્ય કારણોએ ક્ષત ( ચાંદી ) થઇ, તેથી વાયુ કુપિત થઇ, તે રક્ત સહિત પિત્તને વ્રણમાં લાવી વિસર્પ ઉત્પન્ન કરે છે, તે ઉપર જારના દાણા જેવી કાળી ફોલ્લીઓ થાય છે, સોજો આવે છે, તાવ આવે છે, સણકા થાય છે, તથા દાહ થાય છે; તેનું લોહી કાળું હોય છે.

**ઉપચાર:**—(૧) સન્નિપાતજ વિસર્પ ઉપર વારંવાર શતધૌત ઘૃતનો લેપ કરવો. (૨) સરસડાનાં મૂળ અથવા છાલ, કિંવા મૂળીઆં, જેઠીમધ, તગર, ચંદન, એલચી, જટામાંસી, હળદર, દારૂહળદર, કુષ્ટ તથા વાળો, એ દશ ઔષધોનો કલ્ક કરી તેમાં ઘી નાંખી તેનો લેપ કરવો, તે વિસર્પ, કોઢ, વ્રણ, તથા સોજાનો નાશ કરે છે. ( ૩ ) જટામાંસી, રાઇ, લોધ્ર, જેઠીમધ, રેણુકબીજ, મોરવેલ, લીલાં કમળ અને સરસડાનાં ફૂલનો લેપ કરવો, તે અગ્નિવિસર્પનો નાશ કરનાર છે. (૪) વડ, ઉંબરો, પીપળો, પીંપળી, અને વેતસ, એ પાંચેની છાલનો કલ્ક કરી તેમાં શતધૌત ઘી નાંખી લેપ કરવો, તે દાહયુક્ત વિસર્પનો નાશ કરે છે. (૫) વડની વડવાઇયો, અશોઠી, કેળનો ડોડો, એનો શતધૌત ઘૃતયુક્ત લેપ કરવો; એટલે તે ગ્રંથિવિસર્પનો નાશ કરે છે. ( ૬ ) સરસડાના ઝાડની છાલનું ચૂર્ણ શતધૌત ઘીમાં નાંખી તેનો લેપ કરવો; એટલે કર્દમ–વિસર્પનો નાશ કરે છે. (૭) કરંજ અને સાતવિણની છાલ, કળહાની, થુરીઓ અને આકડાનું દૂધ, ચિત્રો, ભાંગરો, હળદર અને વછનાગનો કલ્ક, તથા ગોમૂત્રમાં ઘી સિદ્ધ કરવું. તે ઘી વિસ્ફોટક, વિસર્પ, તથા વિષૂચિકાનો નાશ કરે છે. (૮) પટોલ, અરડુસી, કરિયાતુ, કડવો લીમડો, કુટકી, હરડે, બહેડાં આવળકંટી અને ચંદનનો કાઢો ગુગળ નાંખી આપવો; તે સંપૂર્ણ દોષોથી ઉત્પન્ન થએલો ઉગ્ર વિસર્પ, ઉલટી, દાહ, જ્વર, સોજો, કંડૂ, વિસ્ફોટક, ભ્રાંતિ, તથા તરસનો નાશ કરે છે. (૯) ધમાસો, પિત્તપાપડો, ગળો, અને સુંઠને રાત્રે પલાળી રાખી વાટી કલ્ક કરી આપવો. તે તૃષ્ણા અને વિસર્પની શાંતિ કરે છે. (૧૦) એરંડો, કડવું કોળું, કડવો લીમડો, કુંવાડીઆંનાં બિયાં, બાવચો અને અંકોલનાં બિયાં, એ સમભાગ લઇ પાતાળયંત્રમાં તેલ કાઢી ચોળવું. તેથી વિસર્પાદિકનો નાશ થાય છે. (૧૧) અશોઠીના પાનના રસનો લેપ કરવો.

## ૯૫—વિષૂચિકા. (કૉલેરા, કોગળીયું)

**કારણ:**—વિષૂચિકા એ એક અજીર્ણનોજ પ્રકાર છે જે અજીર્ણની અંદર શરીરે સુઇયો ભોંકાય જેવી વાયુની પીડા થાય છે તે રોગને વિષૂચિકા કહે છે જેનો આહાર પરિમિત છે અને જેને વૈદ્ય શાસ્ત્રનું પ્રમેય જણાય છે, તેને એ રોગ થતો નથી જે અજ્ઞાની છે અને જેની ઇંદ્રિયો સ્વાધીન નથી તથા જે ખાવાનો લાલચુ હોય છે એવા માણસને આ રોગ અવશ્ય થાય છે એ રોગ થવાનું મૂળ **કારણ અજીર્ણજ** છે માંસાહારી લોકોને ખાવાપીવામાં નિયમિતપણું ન હોવાથી તેઓમાં આ રોગનો પ્રાદુર્ભાવ વિશેષ હોય છે હમણાંના કાળમાં જેને "કૉલેરા" કહે છે તે રોગ પૂર્વે અહીં આપણા દેશમાં સમૂળગો નહતો શીતળાના રોગની પેઠે, કૉલેરાનો રોગ પ્રકટ થવાથી હજારો લોક મરણ પામે છે અને જે ઠેકાણે અતિશય ધાડી વસ્તી અને ગંધાતા પદાર્થો હોય છે ત્યાં આ રોગ જલદી ફેલાય છે એ ઉપરથી યુરોપીઅન વૈદ્યોનો એવો મત છે કે આ રોગનું મૂળ કારણ **અસ્વચ્છતા** છે, પરંતુ એ કેવળ તેમની ભ્રાંતિ છે અસ્વચ્છતાજ જ્યારે એ રોગનું કારણ છે, ત્યારે **ભંગી** વગેરે, જે લોક હમેશાં અસ્વચ્છતા અને દુર્ગંધમાંજ કામ કરે છે તેઓને આ રોગનો બાધ કેમ થતો નથી? જ્યારે તેમને રોગ લાગુ પડતો નથી, ત્યારે એ કારણ ઘણુંજ લુલું અને શુષ્ક છે એટલું માત્ર ખરૂં કે દુર્ગંધ અને અસ્વચ્છતા સાહ્યભૂત થતાં એનો જલદી પ્રાદુર્ભાવ થાય છે પરિમિત આહાર કરનારાઓને આ રોગનો ભય રાખવાનું બીલકુલ કારણ નથી

**વિષૂચિકા લક્ષણ**—મૂર્છા, ઉલટી, શોષ, શૂળ, પગમાં ગોટલા ચડવા, બગાસાં, દાહ, શરીરનો વર્ણ બદલાવો, કંપારી છુટવી હૃદયમાં દુખવું અને મસ્તકશૂળ એ લક્ષણો થાય છે **અસાધ્ય લક્ષણ**—જેના દાંત ઓઠ, નખ, કાળા થયા હોય, શક્તિ ઘણીજ ક્ષીણ થઈ હોય, ઉલટીએ ઘણીજ પીડા થતી હોય, નેત્ર ઉંડાં ગયાં હોય સ્વર પણ ઘણો ઝીણો થઈ ગયો હોય, સર્વ સાંધાઓ શિથિલ થયા હોય, ઇત્યાદિ લક્ષણોએ યુક્ત જે રોગી તે અસાધ્ય જાણવો **વિષૂચિકાનો ઉપદ્રવ**—નિદ્રાનાશ, અરતિ, કંપ, મૂત્રનિરોધ, અને મૂર્છા, એ પાંચ ઉપદ્રવો થાય છે

**ઉપચાર:**—(૧) લીંબું **અજીર્ણનાશક** છે એટલા માટે તે સેવન કરવાથી વિષૂચિકાનો ઉપદ્રવ બાધક થતો નથી (૨) કેસર લીંબુના રસમાં પાવું (૩) લસણ જીરૂં, સિંધવ, સંચળ, સુંઠ, મરી, પીંપર અને હીંગનું ચૂર્ણ લીમડાના રસમાં કાલવી ખાવું (૪) અઘેડાના મૂળીઆ પાણીમાં ઘસી પાવાં (૫) કારેલીનો રસ તેલ સાથે પાવો (૬) છાશમાં સાતુનું ચૂર્ણ નાખી ગરમ કરી, જવખાર નાખી તે છાશ પીવા આપવી (૭) બીલી અને સુંઠનો કાઢો, કિંવા બીલી સુંઠ અને કાયફળનો કાઢો આપવો, એટલે ઓકારી (ઉલટી) વિષૂચિકાનો નાશ થાય છે (૭) **લવંગાદિ ચૂર્ણ:**—૮ માસા લવંગ, એલચી અને જાયફળ એ અર્ધો તોલો, અફીણ ૧ માસો એ બધી જણસોનું ચૂર્ણ કરી, તે ગરમ પાણીમાં અર્ધો તોલો પાવું એટલે દારૂણ કૉલેરા, શૂળ, અતિસાર અને વાંતિ (ઉલટી) નો નાશ થાય છે (૮) વિષૂચિકા અતિ વધી હોય તો છાશ કિંવા દહીં સમભાગ પાણી નાખી પાવું (૯) ચણાનો ક્ષાર ઠંડા પાણીમાં પાવો, (૧૦) તૃષા કિંવા શોષ ઉપર લવંગ કિંવા કાયફળ અથવા નાગરમોથનું પાણી તપાવી ઠંડુ પાડીને પાવું (૧૧) લીંમડાના રસમાં આમલી મેળવી પાવી (૧૨) આદુનો રસ બે તોલા અને ધોળી ડુંગળી (કાંદા) નો રસ બે તોલા મિશ્ર કરી, થોડું ઘી નાખી પાવો પછી વારવાર બે તોલા કાંદા (ડુંગળી) નો રસ પાતા જવું (૧૩) ૩ માસા જાવત્રી દૂધમાં વાટી પાવી (૧૪) આમલી ૮ ભાગ અને બિલામો ૮ ભાગ એકત્ર વાટી ધોળી ડુંગળીના રસમાં મેળવી ગાળી તે રસ ૨ તોલા પાવો, એટલે ઉલટી અને ઝાડો તત્કાળ બંધ થશે અને કૃમિ જંત પણ મરી જાય છે (૧૫) હીંગ બિડલવણ, ઘોડાવજ સુંઠ અજમો અને બાળહરીતકીનું ચૂર્ણ ૬ માસા લઇ, નવટાંક છાશમાં નાખી તે પાવી તે મૂર્છા શૂળ, મૂળવ્યાધિ અગ્નિમાંદ્ય મલાવરોધ અને ઉદરરોગ વગેરેનો નાશ કરે છે (૧૫) મોગરી એરંડાના મૂળીઆં છાશમાં ઘસી, હીંગ અને સિંધવ નાખી પાવા

# ૯૬–વિસર્પરોગ.

**કારણ:**—ખારૂં, ખાટું, કડવું, ઉષ્ણુ અને લીલાં શાક વગેરે પદાર્થો ભક્ષણુ કરવાથી, વાતાદિદોષ કુપિત થઇ, સાત પ્રકારના વિસર્પ રોગને ઉત્પન્ન કરે છે. આ રોગ શરીર ઉપર સર્પની પેઠે પ્રસરે છે. માટે તેને વિસર્પ કહે છે.

**અગ્નિવિસર્પ:**—વાતપિત્તથી ઉત્પન્ન થએલો વિસર્પરોગ–જ્વર, ઉલટી, મૂર્ચ્છા, અતિસાર, તૃષા, હાડ ફુટવાં, અગ્નિમાંદ્ય, અંધારાં, ભ્રમ, ઇત્યાદિ લક્ષણોએ યુક્ત હોય છે. એનાથી આખું શરીર અંગારા સળગાવ્યા પ્રમાણે થાય છે. જે જે ઠેકાણે તે વિસર્પ પ્રસરતો જાય છે, તે ઠેકાણે કોલસા પ્રમાણે કાળો, નીલ, રાતો રંગ થઇ ત્વરિત સોજો આવે છે, અગ્નિથી દઝાયા પ્રમાણે ઉપર ફોલ્લા થાય છે; તેની શીઘ્ર ગતિ હોવાથી તે ઝડપથી હૃદય સુધી પહોંચી જઇ અત્યંત બળવાન થાય છે; એ શરીરે વ્યથા કરે છે, સંજ્ઞા તથા નિદ્રાનો નાશ કરે છે, શ્વાસ વધારે છે, અને ઉચકી (હેડકી) ઉત્પન્ન કરે છે. એવા અસ્વસ્થપણાના કારણથી, પથારી ઉપર સુવાથી કિંવા બેસી રહેવાથી પણ સુખ થતું નથી, હાલચાલ કરવાથી ક્લેશ થાય છે; મનને અને દેહને ક્લેશ થવાથી ઉત્પન્ન થનારી એવી દુર્બોધ નિદ્રા તેને પ્રાપ્ત થાય છે. આ રોગને અગ્નિવિસર્પ (આગીઓરોગ) કહે છે.

**ગ્રંથિવિસર્પ:**—સ્વકારણે કોપેલા કફવડે વાયુનો રોધ થઇ, તે કફનો ભેદ કરી કિંવા વધેલા રક્તનો ભેદ કરી ત્વચા, શિરા, સ્નાયુ તથા માંસ, સુધી લાવી દુષ્ટ કરી લાંબી, નાની, ગોળ, મોટી, રાતી, ગાંઠોની માળા કરે છે. તે ગાંઠોમાં સણકા ઘણા થાય છે, ઘણો કડક તાવ આવે છે; શ્વાસ, ઉધરસ, અતિસાર, મ્હોંમાં સુકાપણું, ઉચકી (હેડકી), ઉલટી, ભ્રાંતિ, વર્ણ બદલાવો, મૂર્ચ્છા, અંગ ભાંગી જવું, અગ્નિમાંદ્ય, એ લક્ષણો થાય છે. આ રોગને ગ્રંથિવિસર્પ રોગ કહે છે. આ રોગ કફ વાયુના કોપથી ઉત્પન્ન થાય છે.

**ક્ષતજવિસર્પ:**—બાહ્ય કારણોએ ક્ષત ( ચાંદી ) થઇ, તેથી વાયુ કુપિત થઇ, તે રક્ત સહિત પિત્તને વ્રણમાં લાવી વિસર્પ ઉત્પન્ન કરે છે, તે ઉપર જારના દાણા જેવી કાળી ફોલ્લીઓ થાય છે, સોજો આવે છે, તાવ આવે છે, સણકા થાય છે, તથા દાહ થાય છે; તેનું લોહી કાળું હોય છે.

**ઉપચાર:**—(૧) સન્નિપાતજ વિસર્પ ઉપર વારંવાર શતધૌત ઘૃતનો લેપ કરવો. (૨) સરસડાનાં ફૂલ અથવા છાલ, કિંવા મૂળીઆં, જેઠીમધ, તગર, ચંદન, એલચી, જટામાંસી, હળદર, દારૂહળદર, કોષ્ટ તથા વાળો, એ દશ ઔષધોનો કલ્ક કરી તેમાં ઘી નાંખી તેનો લેપ કરવો, તે વિસર્પ, કોઢ, વ્રણ, તથા સોજાનો નાશ કરે છે. ( ૩ ) જટામાંસી, રાઇ, લોધ્ર, જેઠીમધ, રેણુકબીજ, મોરવેલ, લીલાં કમળ અને સરસડાનાં ફૂલનો લેપ કરવો, તે અગ્નિવિસર્પનો નાશ કરનાર છે. (૪) વડ, ઉંબરો, પીપળો, પીંપળી, અને વેતસ, એ પાંચેની છાલનો કલ્ક કરી તેમાં શતધૌત ઘી નાંખી લેપ કરવો, તે દાહયુક્ત વિસર્પનો નાશ કરે છે. (૫) વડની વડવાઇયો, ચણોઠી, કેળનો ડોડો, એનો શતધૌત ઘૃતયુક્ત લેપ કરવો; એટલે તે ગ્રંથિવિસર્પનો નાશ કરે છે. ( ૬ ) સરસડાના ઝાડની છાલનું ચૂર્ણ શતધૌત ઘીમાં નાંખી તેનો લેપ કરવો; એટલે કર્દમ–વિસર્પનો નાશ કરે છે. (૭) કરંજ અને સાતવિણની છાલ, કળલાની, થુરીઓ અને આકડાનું દૂધ, ચિત્રો, ભાંગરો, હળદર અને વછનાગનો કલ્ક, તથા ગોમૂત્રમાં ઘી સિદ્ધ કરવું. તે ઘી વિસ્ફોટક, વિસર્પ, તથા વિષૂચિકાનો નાશ કરે છે. (૮) પટોલ, અરડુસી, કરિયાતુ, કડવો લીમડો, કુટકી, હરડે, બહેડાં આવળકંટી અને ચંદનનો કાઢો ગુગળ નાંખી આપવો; તે સંપૂર્ણ દોષોથી ઉત્પન્ન થએલો ઉગ્ર વિસર્પ, ઉલટી, દાહ, જ્વર, સોજો, કંડૂ, વિસ્ફોટક, ભ્રાંતિ, તથા તરસનો નાશ કરે છે. (૯) ધમાસો, પિત્તપાપડો, ગળો, અને સુંઠને રાત્રે પલાળી રાખી વાટી કલ્ક કરી આપવો. તે તૃષ્ણા અને વિસર્પની શાંતિ કરે છે. (૧૦) એરંડો, કડવું કોળું, કડનો લીમડો, કુંવાડીઆનાં બિયાં, બાવચી અને અંકોલનાં બિયાં, એ સમભાગ લઇ પાતાળયંત્રમાં તેલ કાઢી ચોળવું. તેથી વિસર્પાદિકનો નાશ થાય છે. (૧૧) ચણોઠીના પાનના રસનો લેપ કરવો.

**પથ્ય**—ધઉ, સાઠીચોખા, મગ, મસૂર અથવા તુવેર, કારેલા પરોલ, દ્રાક્ષ **અપથ્ય**—જડાન્ન જડપાન, લસણ, કુલિત્થ, તલ અડદ, મીઠું ખાટા પદાર્થ, તીખું, મદ્ય

## ૯૭—વિસ્ફોટક રોગ. (ફોલ્લા)

**કારણ:**—તીખા, ખાટા, તીક્ષ્ણ (રાઈ વગેરે), ઉષ્ણ, વિદાહી, રૂક્ષ અને ક્ષાર, એવા રસ સેવન કર્યાથી, અને અજીર્ણે અધિક ભોજન, ઉન્ડુ, ઋતુદોષ એટલે શીતોષ્ણાતિયોગ, અને ઋતુવિપર્યય (ઋતુનું બદલાવું), ઇત્યાદિ કારણોએ વાતાદિદોષ કુપિત થઈ ત્વચાનો આશ્રય કરી, રક્ત, માંસ તથા અસ્થિ, એમને દૂષિત કરી ભયંકર વિસ્ફોટક (ફોલ્લા) ઉત્પન્ન કરે છે તે રોગ થવાના પહેલા, જોરાવર તાવ આવે છે **સન્નિપાતજ અને રક્તજ** વિસ્ફોટક સેંકડો અનુભવી ઔષધો કરે તો પણ **સાધ્ય** થતા નથી

**સ્વરૂપ:**—રક્તપિત્તથી થએલા એવા, અગ્નિએ દઝાએલા જેવા ફોલ્લાઓ શરીરપર કોઈ કોઈ ઠેકાણે કિંવા આખા શરીરે પણ થઇ આવે છે, અને તે કારણથી તાવ આવે છે તેને વિસ્ફોટક કહે છે

**ઉપચાર:**—(૧) કરીઆતુ કડવો લીમડો જેઠીમધ, નાગરમોથ, પિત્તપાપડો, પટોલ અરડુસી, વાળો, ત્રિફળા અને ઇન્દ્રજવનો કાઢો આપવો, અને પથ્ય પળાવી, એટલે **દ્વંદ્વજ, ત્રિદોષજ** અને **રક્તજ** એવા વિસ્ફોટકનો નાશ થાય છે (૨) ગળો, અરડુસી પટોળ, નાગરમોથ, સાતવીણ, ખેરની છાલ, કાલાગરૂ, કડવા લીમડાના પાન હળદર અને દારૂહળદરનો કાઢો-વિસર્પ, કોઢ, વિસ્ફોટક, કંડુ, મસૂરિકા અને પિત્તજ્વરનો નાશ કરે છે (૩) પટોલ, ગળો, કરીઆતુ, અરડુસી કડવો લીમડો પિત્તપાપડો, ખેરની છાલ, અને નાગરમોથનો કાઢો, વિસ્ફોટક-જ્વર-નાશનાર્થ આપવો (૪) ધરો, વજ, ઉંમરો, જાબુઓ, આસુંદરો, સાતવીણ અને પીપળાનો કાઢો બાળી, તેમા સિદ્ધ કરેલુ ઘી મર્દન કરવાથી સર્વ પ્રકારના તાવ, દાહ, પાક, વિસ્ફોટક અને શોફનો નાશ કરે છે (૪) કડવા લીમડાની છાલ, ખેરની અંતરછાલ ગળો અને ઇન્દ્રજવનો કાઢો મધ નાખી પાવો, તે વિસ્ફોટક અને તાવનો નાશ કરે છે. (૬) કરીઆતુ અરડુસી, કુટકી, પટોલ, ત્રિફળા, ચંદન અને કડવા લીમડાનો કાઢો, વિસર્પ, દાહ, જ્વર, સોજો, કંડૂ વિસ્ફોટક ભ્રાંતિ, તરસ તથા ઉનટીનો નાશ કરે છે (૭) ચંદન, નાગકેસર, સરસડાની છાલ, જાઇના પાન એને તાદળજાના રસમા વાટી લેપ કરવો, તે દાહનો નાશ કરે છે. (૮) બોરડીના અને બાવળીઆના કુમળા પાન પાણીમા વાટી જીરૂ અને સાકર નાખી ખવરાવવા એટલે વિસ્ફોટક અને દાહનો નાશ થાય છે

**પથ્ય:**—ભાત, જવ, મગ, તુવેર અને મસૂરના કાઢામા સુંઠ નાખી તે, કુરડુ બરના અંકુર, તાદળજો, કંટોલ, પટળ, શતાવરી, પિત્તપાપડો, વટાણા, કારેલા કડવા લીમડાના પાન, બીટીના પાન તથા કડવા એવા યૂષનુ ભોજન કરાવવુ **અપથ્ય**—તલ, અડદ, કુલિત્થ, મીઠું, ખાટા, તીખા, દાહકારક રૂક્ષ તથા ઉષ્ણ પદાર્થ

## ૯૮—શિરોરોગ.

**કારણ:**—ધુણી, તાપ, તુષાર, જળક્રીડા, અતિ નિદ્રા અતિ જાગરણ ઉંચી જગ્યોનો પૂર્વ દિશાનો વાયરો, વાયુનો નિગ્રહ, રડવુ, અતિ જળ કિંવા મદ્યનુ પ્રાશન કૃમિ, મળ-મૂત્રના વેગનો અટકાવ, દોડવુ, કુદવુ, એકી નજરે ઘણી વાર સુધી અવલોકન કરવુ દુષ્ટ ગંધ, દુષ્ટ અન્ન અને ભારે પાડી બાબણ કરવુ એ કારણોએ મસ્તકરોગ ઉત્પન્ન થાય છે વાત, પિત્ત અને કફે કરી, સન્નિપાતવડે, રક્ત વડે, ક્ષયવડે, કૃમિવડે, સૂર્યાવર્ત, અનંતવાત, અર્ધાવભેદક, શંખક, એમ **૧૧ પ્રકારના શિરોરોગ** (મસ્તશૂળ) થાય છે

**કૃમિજરોગ**—માથામા ભાલા મારવા જેવી પીડા થાય છે અને માથામાનુ મગજ કીડા ખાય છે એવુ જણાય છે નાકમાથી પરૂ લોહી અને કીડા પડે છે, તેને કૃમિજ **શિરોરોગ** કહે છે આ મોટો ભયંકર રોગ છે **સૂર્યાવર્ત:**—સૂર્યોદય સાથેજ કપાળ દુખવાનો હળવે હળવે આરંભ થઇ, જેમ

જેમ સૂર્ય ચઢે છે તેમ તેમ તે શૂળ, આંખો અને ભમરોમાં અધિક થવા માંડે છે; તથા સૂર્ય નમ્યા પછી ઓછું થવા માંડી, સૂર્ય આથમ્યા પછી સમૂળગું બંધ થાય છે, શીત કિંવા ઉષ્ણ ઉપચારોવડે માણસને સુખ થાય છે. એ વિકારને **સૂર્યાવર્ત** કહે છે. **અનંતવાત:**—ત્રણે દોષ દુષ્ટ થઇ ગળાની પાછલી શિરાને પકડી, આંખો અને ભમરોને ઠેકાણે રહી, અસંત તીવ્ર વેદના કરે છે; અને કાનના આગળના ભાગપર કંપ થાય છે; હનવત્રટી પકડાઇ જાય છે, નેત્રરોગ થાય છે. આ ત્રિદોષજન્ય મસ્તકરોગને **નંદવાયુ** એમ પણ કહે છે. **અર્ધાવભેદક:**—રૂક્ષાન્ન, અતિ ભક્ષણ, અધ્યશન, પૂર્વ દિશા ભણીનો પવન, દવ, મૈથુન-વેગધારણ, આયાસ, વ્યાયામ, એ કારણોએ કુપિત થએલો કેવળ વાયુ, કિંવા કફયુક્ત વાયુ અર્ધું મસ્તક પકડી, ગળાની શિરા (નસ), ભમરો, આંખ, કાન, ડોળા, કપાળ એ સર્વે એક બાજુભણીનાં પકડી, કુહાડીવને ઘા માર્યા જેવી વેદના કરે છે, તેને **અર્ધાવભેદક (આઢાશીશી)** કહે છે. આ રોગ વધવાથી તે બાજુની આંખ જાય છે, કિંવા કાન પણ બહેરો થાય છે. **શંખક:**—દુષ્ટ થએલાં પિત્ત, રક્ત તથા વાયુ ઘણો વધી, ઘણાજ સણકા આવે છે, બળતરા બહુ બળે છે; તેનાથી તે ભાગ ઘણો રાતો થાય છે; તે વેગ પ્રમાણે વધી ગળા સુધી જઇ ત્વરિત તેનો રોધ કરે છે; આ શંખક રોગવડે ત્રણ દિવસમાં પ્રાણ નાશ થાય છે.

**વાતજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) કોષ્ઠ, એરંડાનાં મૂળીઆં અને સુંઠ, એ છાશમાં વાટી ગરમ કરી માથે લેપ કરવો. (૨) મુચકુંદનાં ફૂલનો લેપ કરવો. (૩) સુંઠ અથવા તજ ઘસી ગરમ કરી લેપ કરવો. (૪) નવસાર અને ચુનો શીશીમાં નાંખી તે શીશી સુંઘવા આપવી. **પિત્તજ રોગ ઉપર ઉપચાર:**—(૧) સાકર, દૂધ અને પાણી મસ્તક ઉપર સિંચન કરવું. અથવા ઠંડા પાણીની ઘડી મૂકવી. (૨) ગાયનું ઘી ચોળવું અથવા શતધૌત ઘીનો લેપ કરવો. (૩) ચંદન, વાળો, કમળ, જેઠીમધ, ચિકણમૂળ, થુરીઆનાં મૂળીઆં, એ જણસોને દૂધમાં વાટી લેપ કરવો. **કફજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) ચંદનનો લેપ કરવો. (૨) રેણુકબીજ, શણ, શિલાજિત, નાગરમોથ, એલચી, કૃષ્ણાગર, દેવદાર, જટામાંસી અને એરંડાનાં મૂળીઆંનો મંદોષ્ણ લેપ કરવો. (૩) સુંઠ, કોષ્ટ, કુવાડીઆનાં મૂળીઆં, દેવદાર અને ભેસાગુગળને ગોમૂત્રમાં વાટી ગરમ કરી સુખોષ્ણ લેપ કરવો. **સન્નિપાતજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) મીંઢળ, તિલવણીનાં બિયાં, નાકછિંકણીનાં પાન એ સમભાગ; વડનાં બિયાં અને છાલનું ચૂર્ણ અર્ધો ભાગ લઇ, તેનું બારિક તપખીર જેવું ચૂર્ણ કરી સુંઘવાને આપવું; એટલે તત્કાળ મસ્તકશૂળ, પ્રલાપ, કફ અને સન્નિપાતનો નાશ થાય છે. **રક્તજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) શતધૌત ઘૃત માથાપર ચોળવું. (૨) સુંઠના કલ્કમાં દૂધ નાંખી તેનું નસ્ય આપવું, તે નાના દોષોથી ઉત્પન્ન થએલા તીવ્ર મસ્તકશૂળનો નાશ કરે છે. (૩) કમળ અને રાસ્ના વાટી તેનો લેપ કરવો. (૪) ઉંબરાનાં પાકેલાં ફળ લઇ ઘીમાં સાકર નાંખી તે સાથે પચાવવાં. તેમાં એલચી અને મરી નાંખી ભક્ષણને માટે આપવાં એટલે રક્તસ્રાવની શાંતિ થાય છે. (૫) રીંગણીના ફળનો રસ કાઢી તેનો મસ્તક ઉપર લેપ કરવો, તે મસ્તકશૂળનો નાશ કરે છે. **કૃમિજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) સુંઠ, મરી, પીંપર, કરંજની છાલ અને સરગવાની છાલ, એ સર્વેને બકરીના મૂત્રમાં વાટી તેનું નસ્ય આપવું. (૨) વાવડીંગ, સાજીખાર, દંતીમૂળ અને હીંગને ગોમૂત્રમાં વાટી તે કલ્કમાં સરસવનું તેલ નાંખી પચન કરી તેનું નસ્ય કરવું. (૩) કાંટાસરીઆનાં પાનનો રસ અને ઘી એકત્ર કરી નાકમાં પાડવાં. (૪) રીંગણીના ફળની બીડી કરી નાકમાંથી ધુમાડી કહાડવી અને એ ત્રણ દિવસ થયા પછી કુકરપાડાનું ચૂર્ણ નાકે સુંઘવું, એટલે બધા કૃમિ પડશે. (૫) કડવા લીમડાનાં પાન અને મરી વાટી તે રસ નાકમાં નાખવો. **સૂર્યાવર્ત રોગ ઉપર ઉપચાર:**—(૧) ગોળ નાંખી ઘી પાવું, અને તલ દૂધમાં વાટી તેનો લેપ કરવો; આ ઔષધ ત્રણ દિવસમાં સૂર્યાવર્ત રોગને શાંત કરે છે. (૨) દૂધ તથા ઘીનું ભક્ષણ અને નસ્ય કરાવવું; અને તેનોજ રેચ આપવો. (૩) દશમૂળનો કાઢો કરી તેમાં ઘી અને સિંધવ નાખી તેનું નસ્ય કરવું. તે આઢાશિશી, સૂર્યાવર્ત અને મસ્તકશૂળનો નાશ કરે છે. (૪) ઉપરસાલ, નીલકમળ, કોષ્ટ, વજ, પીંપર અને જેઠીમધને કાંજીમાં વાટી, તેમાં ઘી અને તેલ નાખી તેનો **સૂર્યાવર્ત** અને **આઢાશીશી** ઉપર લેપ કરવો. (૫) ભાંગરાના રસમાં સમભાગ બકરીનું દૂધ નાંખી સૂર્યના કિરણોમાં તપાવવું. અને તેનું નસ્ય કરવું. (૬) સરસડાના ઝાડનાં મૂળીઆં કિંવા ફળોની અથવા જવ અને પીંપરની પોટલી સુંઘવાને આપવી.

(૭) ચણોઠીનુ મૂળીયુ ઘસી તેનુ નસ્ય આપવુ એટલે સૂર્યાવર્ત, રતધણો, નેત્રમા પડળ આવે
અને મસ્તકશૂળ એ રોગો દૂર થાય છે **અનંતવાત શિરોરોગ ઉપર ઉપચાર:—**સૂર્યાવર્ત ના
વિધિ કરવી (૨) મધ, દહીં ઉપરની તોર, ઘેબર, ઘી, પૂરી વગેરે વાતપિત્ત નાશક આહાર આપવો. (
અનંતના ઝાડની ઉત્તર દિશાભણીની મૂળાડી કાઢી ઠંડા પાણીમા ચંદન પ્રમાણે ઘસી આખા મસ
લેપ કરવો, અને તાળવા ઉપર ચોળના રહેલુ તથા મૂળીઆનો એક કકડો વાળે બાંધી રાખવો, અને થ
પ્રમાણે ઠંડા પાણીમા મૂળીનુ ઘસી પંડુ (૪) કાળા કાસાણુના કાંદા પીસી, તેની પોટલી તવીપર ગ
કરી તેનો મસ્તકે શેક કરવો પછી કેટલીકવારે તેજ પોટલીમાના કાંદા ગરમ કરી તેનો મસ્તકે પ
બાંધવો (૫) અરીઠા હાથમા ચોળી તેના ફીણનું અંજન કરવુ વાયુ ઉતરી ગયા પછી આંખે
માખણ આંજવુ આ અંજનથી મહાન સર્પનુ પણ વિષ ઉતરે છે (૬) તાંદળાનો ભાત કરી ખા
આપવો એ ભાત વિષમજ્વર અને વિષ ચડેલા માણસને પણ હિતકર છે **આધાશીશી ઉપ**
**ઉપચાર:—**(૧) બકરીના દૂધમા અથવા પાણીમા સુંઠ ઘસી તેનુ નસ્ય આપવુ તે **મસ્તકશૂળનો** ના
કરે છે (૨) સરગવાના પાનના રસમા મરી ખરલ કરી તેનો લેપ કરવો (૩) પીંપર, અને સિંધવ
ચૂર્ણ તેલમા કિંવા ઘીમા પાચન કરવુ અને નસ્ય આપવુ, અથવા પાણીમા ઘસી નસ્ય આપ
(૪) કોષ્ટ, એરંડમૂળ અને કુવાડીઆના મૂળીઆ કાંજીમા વાટી તેનો લેપ કરવો (૫) અગથીઆ
પાનનો કિંવા ફૂલનો રસ, જે ભાગનુ કપાળ દુખતુ હોય તેના બીજા ભાગના નાકમા પ્રથમ
ટીપા વધારે નાખી, પછી બીજા નાકમા નાખવા એના યોગથી **ચાતુર્થિક જ્વરનો** પણ નાશ થા
છે (૬) કેસર અને ઘી એકત્ર ખરલ કરી તેનું નસ્ય આપવુ તે **તત્ક્ષણ** આધાશીશીનો ના
કરે છે (૭) રીંગણી તથા જટામાસીના કલ્કમાં ઘી નાખી પચન કરવુ તેનુ નસ્ય આપવાની સાથે
આધાશીશીનો નાશ થાય છે. (૮) સહેવાતુ હોય તેણે ભીલામાનુ તેલ બારિક સળીપર લેઇ જે બાજુ
કપાળ દુખતુ હોય તેની બીજી બાજુના ડોળાની પાસે જ્યા રાતી જગો હોય છે તે જગો ઉપર
ચોપડવુ આ યોગવડે **દુ:સહ** આધાશીશી પણ દૂર થાય છે (૯) તુવેરનાં પાન અને ધરોનો રસ એક
કરી તેનુ નસ્ય આપવુ, તે તુરત આધાશીશીનો નાશ કરે છે (૧૦) વાવડીંગ અને કાળા તલ, સમભા
લઇ વાટી તેનો લેપ કરવો અને નસ્ય આપવુ (૧૧) મરી અને ચોખા, ભાંગરાના રસમા વાટી તેને
લેપ કરવો (૧૨) ગરણીના ફળ કિંવા મૂળીઆ પાણીમાં વાટી તેનુ નસ્ય કરવુ, કિંવા મૂળીઆ કાને
બાંધવા. (૧૩) દૂધ કિંવા નાળીએરનુ પાણી સાકર નાખી પાવુ કિંવા ઠંડુ પાણી પાવુ અથવા ઘીનું નસ્ય
આપવુ (૧૪) ખડીસાકર અને મીંઢળ ગાયના દૂધમા ઘસી સૂર્ય ઉગ્યા પહેલા તેનુ નસ્ય આપવુ.
(૧૫) કરંજના બિયાં ઘસી તેમાં ગોળ નાખી તેનુ નસ્ય આપવુ (૧૬) રાસ્ના, સુંઠ, વાવડીંગ, એરં
ડાના મૂળીઆં ત્રિફળા, દશમૂળ અને હરીતકીનો કાઢો આપવો તે વાતરોગ, આધાશીશી, આઢ્યવાયુ,
અર્દિતવાયુ ખજવાયુ નેત્રરોગ, મસ્તકશૂળ, જ્વર અને અપસ્મારનો નાશ કરે છે (૧૭) કુકરબાડાની
ભૂકી નાકે સુંઘવી, એટલે શ્લેષ્માદિક ભાગ નીકળી જઇ આધાશીશી દૂર થાય છે (૧૮) મોટા પરેવડીએ
બે કિંવા ત્રણ નેપાળાના બિયામાનુ મગજ લઇ લીંબુના રસમા ઘસી, જે બાજુનુ મસ્તક દુખતું
હોય તે બાજુની આંખની ભમર ઉપર સળીવડે ચોપડવુ, એટલે આધાશીશી જલદીથી દૂર થાય છે
(૧૯) નગોડના રસમા મરી ઘસી તેનુ નસ્ય આપવુ. (૨૦) આવળફુટીનુ ચૂર્ણ ઘી અને સાકર સાથે
ખાવા આપવુ (૨૧) દૂધની મલાઇ સાકરમા ખાવી (૨૨) આદુ અને ગોળ એકત્ર કુટી ગોળી કરી
તેનો રસ નાકમા પાડવો (૨૩) સવાર સાંજ ગાયનુ ચોખુ તાજુ દૂધ નાકમા નાખવુ એટલે સાત
દિવસમાં આધાશીશી દૂર થાય છે (૨૪) સમુદ્રફળ બકરીના મૂત્રમા ઘસી તેનુ નસ્ય આપવુ (૨૫)
નાકછીંકણીનુ ચૂર્ણ પ્રથમ વિષમ બાજુના નસકોરામા સુંઘી પછી બીજા નસકોરામા સુંઘવુ (૨૬)
અરીઠા ઘીમા ઘસી નસ્ય કરવુ **શંખક શિરોરોગ ઉપર ઉપચાર:—**(૧) કેસર અને સાકર સમભાગ,
અને બન્નેના સમાન ઘી અને ઘીથી ચોગણું પાણી નાખી ઘી શેષ રહે ત્યાં પર્યંત તે સર્વેનુ પચન કરવુ,
અને પછી તે ઘીનુ નસ્ય આપવુ, એટલે શંખક, મસ્તક અને નેત્રની જગ્યાનુ શૂળ નાશ પામે છે (૨)
ઠંડુ પાણી મગજપર સિંચતા જવુ (૩) દારૂહળદર, મજીઠ, કડવો લીમડો અને પદ્મકાષ્ઠનો લેપ કરવો

(૪) ચિકણુ, નીલકમળ, ધરો, કાળા તલ અને સાટોડીનો લેપ કરવો. તે શંખક, અનંતવ પ્રકારના મસ્તકરોગનો નાશ કરે છે. (૫) કરંજ અને સરગવાનાં બિયાં, તમાલપત્ર, સરસડો, નસ્ય આપવું. તે સર્વ પ્રકારના શિરોરોગ ઉપર પ્રશસ્ત છે. (૬) ગોળ, આદુનો રસ, પીંપર અને સિંધવ, પાણીમાં ઘસી તેનું નસ્ય આપવું. એટલે **ભુજસ્તંભાદિક રોગ અને સર્વ પ્રકારના શિરોરોગ** દૂર થાય છે. (૭) સાકર તથા કેસર ઘીમાં તળી તેનું નસ્ય આપવું; તેથી વાયુ, અને રક્તથી ભમરો, આંખ, કાન, ડોળા, એ ઠેકાણાનું શૂળ, અર્ધમસ્તક શૂળ અને સૂર્યાવર્ત, એ રોગો દૂર કરે છે. ( ૮ ) દેવદાર, તગર, કોષ્ટ, વાળો અને સુંઠ, એ કાંજીમાં વાટી તેમાં તેલ નાંખી લેપ કરવો, એટલે મસ્તકશૂળનો નાશ થાય છે. (૯) ઉન્હાળી અને નવસાર એકત્ર ખરલ કરી સુંઘવા માટે આપવાં, એટલે મસ્તકની વાયુસંબંધી પીડાનો નાશ થાય છે. (૧૦) સુંઠ, મરી, પીંપર, પુષ્કરમૂળ, હળદર, રાસ્ના, દેવદાર અને વજનો કાઢો નાકવડે પ્રાશન કરવો. તે મસ્તકરોગનો નાશ કરે છે. (૧૧) ગોળ અને સુંઠના કલ્કમાં દૂધ નાંખી તેનું નસ્ય આપવું, તે નાના પ્રકારના દોષવડે થએલી મસ્તકપીડાનો નાશ કરે છે. ( ૧૨ ) એરંડમૂળ, તગર, શતાવરી, જીવંતિ, રાસ્ના, સિંધવ, ભાંગરો, વાવડીંગ, જેઠીમધ, સુંઠ, કાળા તલનું તેલ અને બકરીનું દૂધ, એ સઘળું એકત્ર કરી તેમાં ભાંગરાનો રસ નાંખી પચન કરવું; આ સિદ્ધ થએલા તેલનાં ૭ ટીપાં નાકમાં નાખવાં. તે બધા પ્રકારના મસ્તકવિકારો દૂર કરશે; ગરી ગએલા કેશ અને હાલનારા દાંતને ઘટ્ટ કરશે; તથા ગરૂડના જેવી દૃષ્ટિ કરી બાહુઓમાં અધિક બળ આપશે. (૧૩) ત્રિફળાં, કરીઆતુ, હળદર, કડવો લીમડો અને ગળોનો કાઢો ગોળ નાંખી પાવો. તે ભ્રકુટિ, આંખ, અને કાનના ઠેકાણાનું શૂળ, આદાશીશી, સૂર્યાવર્ત, શંખક, દંતશૂળ, રતાંધળો, પડળ અને નેત્ર પીડાનો નાશ કરશે. (૧૪) કડવા લીમડાના પાનના રસમાં મરી નાંખી નસ્ય આપવું. તેથી મસ્તકશૂળ અને અપસ્મારના રોગો દૂર થાય છે. અને કૃમિ પણ પડે છે. **ક્ષયજ શિરોરોગ** (મસ્તકમાંના મેંદુ શુષ્ક થઇ ભયંકર મસ્તકશૂળ થાય છે તે) **ઉપર ઉપચાર:**—(૧) ગોળ, ઘી અને પૂરીઓ ખાવા આપવી; અને દૂધ, તથા ઘીનું નસ્ય આપવું અને પાવું. ( ૨ ) દૂધમાં બદામ વાટી ખાર કરી ચોખ્ખું ઘી અને સાકર નાંખી ખાવી તથા માથાપર બદામનું તેલ ચોપડતાં જવું.

**પથ્ય:**—ઘી, દૂધ, ચોખા, પરોળ, સરગવો, ચાકવત, કારેલાં, કેરી, દાડમ, તુવેર, ઘઉં, મગ. **અપથ્ય:**—મળમૂત્રનો અવરોધ, દુષ્ટ પાણી, વિરૂદ્ધાન્ન, દિવસે નિદ્રા.

## ૯૯—શીતપિત. (પિત્તનું ઉપડવું).

**કારણ અને લક્ષણો:**—શીતળ વાયુના સંપર્કે કરી કફ અને વાયુ દુષ્ટ થઇ પિત્તને મળી અભ્યંતરમાં રક્તાદિ ધાતુને ઠેકાણે અને બહાર ચામડીમાં, મધમાખીના દંશથી જેવું ઢીમણું થાય છે તેવાં ઢીમણાં થાય છે. તેમાંથી કંડૂ, પીડા અને દાહ ઉત્પન્ન થાય છે.

**ઉપચાર:**—(૧) સિંધવ ઘીમાં વાટી ચોપડવો. (૨) ત્રિફળાંનું ૬ માસાં ચૂર્ણ એક તોલો મધમાં આપવું. (૩) મરીની ભૂકી ઘીમાં મેળવી શરીરે ચોળવી. (૪) નગોડના પાનનો રસ ૨ તોલા કાઢી તેમાં ગાયનું ઘી એક તોલો નાંખી ત્રણ દિવસ પાવું. (૫) કોઠીનાં પાન બારિક વાટી તેનો લેપ કરવો. અને કોઠીના પાનનો રસ દૂધમાં પાવો. (૬) શિવણીનાં સુકાં ફળ બાફી, તે વાટી તેનો કલ્ક દૂધમાં આપવો; અને પથ્ય પાળવી. (૭) ગળો, હળદર, કડવો લીમડો અને ધમાસો, એ દરેકનો કાઢો શીતપિત્ત ઉપર આપવો. તે પ્રાણનું સંરક્ષણ કરે છે. ( ૮ ) ગોળ તથા અજમો એકત્ર કરી સાત દિવસ આપવું. (૯) કુંવાડીઆનાં મૂળીઆંનું ચૂર્ણ ઘીમાં પ્રાશનાર્થે આપવું. (૧૦) તુળસીનો રસ શરીરે ચોળવો. (૧૧) કડવા લીમડાનાં પાન વાટી ઘી સાથે કિંવા આવળકંટી સાથે ખાવાં, તેથી વિસ્ફોટક, કોઢ, ક્ષત, શીતપિત્ત, કંડૂ અને રક્તપિત્ત નાશ પામે છે. (૧૨) ગલકીના પાનનો રસ ઘીમાં નાંખી તેનો લેપ કરવો. (૧૩) ગરમાળીનાં મૂળીઆં દૂધમાં ઘસી પાવાં, એટલે કંડૂ અને શીતપિત્ત ત્રણ દિવસમાં દૂર થાય છે.

**પથ્ય:**—ચોખા, મગ, કુલિત્થ, કારેલાં, દાડમ, ગરમ પાણી, કફ, પિત્તહારક પદાર્થ. **અપથ્ય:**—સ્નાન, ગરમી ( તાપ ), ખાટું તથા જડાન્ન.

# ૧૦૦—શૂળરોગ.

**કારણ:**—ઉદરમા વાયુનો પ્રકોપ થાય એટલે તે હૃદય, કુક્ષિ, પીઠ, પાસળી, ડુંટી, અને પેટની જગ્યે શૂળ ઉત્પન્ન કરે છે

**શૂળના પ્રકાર:**—પૃથક્ દોષોવડે ત્રણ, સન્નિપાતવડે એક, આમવડે એક તથા દ્વંદ્વજવડે ત્રણ મળી આઠ પ્રકારના શૂળ થાય છે આ બધા શૂળની અંદર ઘણુ કરી વાયુ પ્રબળ હોય છે શૂળ **પરિણામશૂળ અને અન્નદ્રવશૂળ** એવા બીજા પણ ભેદ છે

**શૂળના ઉપદ્રવ:**—વેદના, તૃષા, મૂર્છા, મલબદ્ધતા, કફ, શ્વાસ, ઉચકી, એ ઉપદ્રવો થાય છે

**ઉપચાર:**—દશમૂળના કાઢામા એરંડતેલ હીંગ, અને સંચળ નાખી પાવો, એટલે પેટનુ ચડવુ અને શૂળનો નાશ થાય છે (૨) સુંઠ અને એરંડમૂળના કાઢામા હીંગ અને સંચળ નાખી પાવો, એટલે તત્કાળ શૂળનો નાશ થાય છે (૩) સંચળ, અમ્લવેતસ બિડલોણ સિંધવ, અતિવિષ અને ત્રિકુટનું ચૂર્ણ બીજોરાના રસમા આપવુ એટલે ગુલ્મ અને શૂળનો નાશ થાય છે. (૪) એરંડમૂળ ધાણા, બીડલોણ જવાસા હરીતકી અને હીંગનું ચૂર્ણ પાણીમા આપવુ; એટલે શૂળ અને ગુલ્મનો નાશ થાય છે (૫) પંચલવણ (બીડલોણ કાચલવણ, સિંધાલૂણ, સંચળ અને મીઠુ) સમભાગ લઈ આદાના રસમા પંદર દિવસ પચન કરવુ પછી તેની ચણા જેવડી ગોળી કરી તે વાતશૂળ ઉપર આપવી (૬) હીંગ, તેલ અને સિંધવને ગોમૂત્રમા પચન કરી તેનો ડુંટી ઉપર લેપ કરવો તે વેદના યુક્ત શૂળનો નાશ કરે છે (૭) રીંગણી, ગોખરૂ, એરંડમૂળ, કુશ કાસ અને શેરડીના મૂળીઆનો કાઢો પાવો (૮) ત્રિફળા અને ગરમાળાના મગજનો કાઢો, સાકર અને મધ નાખી પાવો, તેથી કરી દાહ પિત્તશૂળ અને પ્રદર દૂર થાય છે (૯) બીજોરાના રસમા ગોળ નાખી પાવો, તે કફશૂળ હૃદ્રોગ, વાતશૂળ અને ગુલ્મનો નાશ કરે છે (૧૦) કાયફળ, પોખરમૂળ, કાકડાશિંગ, નાગરમોથ, સુંઠ, મરી અને કચોરનું ચૂર્ણ આદુનો રસ કિંવા મધમાં આપવુ એટલે શૂળ, વાયુ ઉબકી કાસ, શ્વાસ, અને ક્ષય, એ રોગો દૂર થાય છે (૧૧) ચિત્રક, પીપળીમૂળ, એરંડમૂળ સુંઠ અને ધાણાનો કાઢો, હીંગ સિંધવ અને બીડલોણ નાખી આપવો (૧૨) રાઇ અને ત્રિફળાનુ ચૂર્ણ મધ અને ઘીમાં આપવુ એ સર્વ રોગનું નાશક છે (૧૩) અજમો, સિંધવ, હરીતકી, અને સુંઠનું ચૂર્ણ આપવુ તે તત્કાળ શૂળનો નાશ કરે છે (૧૪) શતાવરીનો રસ મધમાં આપવો (૧૫) એલચી હીંગ, જવખાર, અને સિંધવનો કાઢો એરંડતેલ નાખી આપવો તે કમર, હૃદય, ઉદર નાભિ, પીઠ, કુક્ષિ મસ્તક, અને કર્ણ એ ઠેકાણેનાં શૂળનો અતિ વેગથી નાશ કરે છે (૧૬) સુંઠના કાઢામા એરંડતેલ, હીંગ અને સંચળ નાખી પાવો (૧૭) બહેડા ૧ ભાગ, સુંઠ ૧ ભાગ હરીતકી ૧ ભાગ, અને કાચકાનો મગજ ૩ ભાગ, એનું ચૂર્ણ એરંડતેલમા ઘુંટી આપવુ, એટલે સર્વ પ્રકારના શૂળનો નાશ થશે (૧૮) નારાયણ ચૂર્ણ આપવું (૧૯) ક્ષાર યોગે ખાખરાના મૂળીઆ, આસુંદરાની છાલ, અઘેડો, કેળનો ડોડો, તલ હરણગોડી, ધતૂરો, ઉંદર, કોઠળાનો વેલ, અરડુસો, આ સરવ એકત્ર કરી માટલામાં ઘાલી જમીનમા ખાડો ખોદી તેમ છાણાં મૂકી રાખ કરવી તે રાખ પાણીમા મેળવી, પાણી ગાળી તે પ્રાશનાર્થ આપવુ, એટલે શૂળ આનાહવાયુ, મલબંધ, ગુલ્મ, કફસંબંધી રોગ, કમળો વિદ્રધિ, હૃદયશૂળ, પાંડુ, સંગ્રહણી સોજો, શૂળ, વ્યાધિ, સળેકમ, અગ્નિમાંદ્ય, ઉદરરોગ, પીનસ, પ્લીહા, અને મેહ, ઇત્યાદિકોનો નાશ થાય છે, જડ પથ્થર જેવુ ભક્ષણ કર્યું હોય તથાપિ આ ક્ષાર ભસ્મ કરી નાંખે છે (૨૦) સુંઠ, સાજીખાર, અને હીંગનું ચૂર્ણ ગરમ પાણીમા આપવુ, તે ક્ષણમા સંપૂર્ણ શૂળનો નાશ કરે છે (૨૧) સંચળ, હીંગ અને સુંઠનું ચૂર્ણ સમભાગ કરી ગરમ પાણીમા આપવુ. તે કફ, વાતથી હૃદય, કુખ, પીઠ અને પેટમા થએલુ શૂળ તથા વિષૂચિકાનો નાશ કરે છે મળબંધ, ઉપર જવના કાઢામા આપવુ (૨૨) **ચિત્રકાદિ વટી:**—ચિત્રમૂળ મીઠું પહાડમૂળ, સુંઠ, મરી પીપર, કાચલવણ, સિંધવ, બિડલોણ, સંચળ, જીરૂ, ધાણા, જટામાસી અને અજમો સમભાગ લઇ તેનુ સૂક્ષ્મ ચૂર્ણ કરવું તે એકત્ર કરી તેને લીંબુના રસમાં ખરલ

કરી ગોળી કરવી. તે હૃદયશૂળ, પાર્શ્વશૂળ, આમશૂળ, અરૂચિ અને ૮૦ પ્રકારના વાયુના વ્યાધિ, એ સર્વનો તુરંત નાશ કરે છે. (૨૩) સુંઠ, તલ અને ગોળનો કલ્ક દૂધમાં કરી પાવો; એટલે પરિણામશૂળ, અને આમવાતનો નાશ થાય છે. (૨૪) ઇંદ્રવરણીનાં મૂળીઆં પાણીમાં ઘસી તેમાં સુંઠ, મરી અને પીંપરનું ચૂર્ણ નાંખી પાવું. એ અત્યંત દુઃસહ શૂળનો નાશ કરે છે. (૨૫) એરંડમૂળ, ચિત્રો, નાનો શંખ, સાટોડી અને ગોખરૂ, એ સમભાગ લઇ પુટમાં બાળી, તેની ભસ્મ કરી પાણી સાથે પાવી. (૨૬) પાણી ભરેલું નાળીએર લઇ તેના મુખપર કાણું પાડી તેમાં મીઠું ભરી બહાર માટી ચોપડી સુકવી છાણાના દેવતામાં બાળવું. પછી બારિક ચૂર્ણ કરી પીંપરના ચૂર્ણ સાથે તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ખાવું; એટલે પરિણામશૂળ, વાત, પિત્ત, કફ, અને સન્નિપાતથી ઉત્પન્ન થએલા શૂળનો નાશ થાય છે. (૨૭) ક્ષુદ્ર શંખની ભસ્મ ગરમ પાણીમાં આપવી. તે તુરત પંક્તિશૂળનો નાશ કરે છે. (૨૮) આમળાનાં મૂળીઆં ગરમ પાણીમાં પાવાં. (૨૯) મીંઢળ અને કડુ પાણીમાં વાટી કિંચિત્ ગરમ કરી ડુંટી ઉપર લેપ કરવો. (૩૦) ૧ કાચકો, સિંધવ, લસણ અને હીંગનું ચૂર્ણ, ત્રણુસેં શૂળનો નાશ કરે છે. (૩૧) અડદનાં વડાં, સિંધવયુક્ત, મૃદુ, તેલપક્વ એવાં ઘી સાથે ખાવાં; એટલે અન્નદ્રવશૂળનો નાશ થાય છે. (૩૨) ઘોડીની લાદ પીલી તેનો રસ કહાડી તેમાં હીંગ નાંખી તે રસ પાવો. કિંવા કુલિત્થના કાઢામાં હીંગ, સુંઠ અને બિડલોણનું ચૂર્ણ નાંખી આપવું; એટલે મહાન શૂળનો નાશ થાય છે. (૩૩) સાંમો, કોદરા, અને કાંગના તાંદળાની ખીર કરી ખાવી. તે અન્નદ્રવ-શૂળ ઉપર હિતકારક છે. (૩૪) ઘઉંના લોટનો, ગોળ અથવા સાકરનો શીરો દૂધ સાથે ૪૮ દિવસ ખાવો; એટલે અન્નદ્રવશૂળનો નાશ થાય છે. (૩૫) વિષ્ણુક્રાંતાનાં મૂળીઆંનો કલ્ક સાકર, મધ અને ઘી નાંખી પાવો; એટલે પરિણામશૂળ દૂર થાય છે. (૩૬) શંખભસ્મ અથવા આમલીની છાલની ભસ્મ ગરમ પાણી સાથે પાવી.

**પથ્ય:**—એક વર્ષના જૂના ચોખા, તપાવેલું દૂધ, પટોળ, સરગવો, કારેલાં, મીઠું, સુવા, લસણ, કુલિત્થ, કેરી. **અપથ્ય:**—વિરૂદ્ધ અન્નપાન, જાગરણ, વિષમાશન; રૂક્ષ, કડવા, તુરા, ઠંડા, ગુરૂ એ પદાર્થોનું સેવન; ઉદ્વેગ, મૈથુન, મધ, દ્વિદલધાન્ય (તુવેર, વટાણા ઇત્યાદિ), તીખા પદાર્થ, શોક, અને ક્રોધ.

## ૧૦૧—શોથરોગ. ( સોજા. )

**કારણ:**—વમન વિરેચકાદિ શોધન, જ્વરાદિરોગ તથા ઉપવાસથી કૃશ અને દુર્બળ થએલાં માણસને ખાટા, ખારા, તીખા, ઉષ્ણ, તથા જડ એવા પદાર્થોનું સેવન; દહીં, અપક્વ અન્ન, મૃત્તિકા, ભાજી, સમુદ્રમાંના મચ્છ; વિષવડે દૂષિત થએલા અન્નનું સેવન; મૂળવ્યાધિ, અવ્યાયામ, શોધન કરવા યોગ્ય દોષો થાય તો પણ તેનું શોધન નહિ કરવું; હૃદયાદિ મર્મસ્થાનને દોષોએ કરેલો ઉપઘાત; આમ, ગર્ભપતનાદિ ખરાબ પ્રસૂતિ, વમનાદિ પંચ કર્મનો મિથ્યાયોગ, એ સર્વે દોષો સોજાનાં કારણો છે.

**લક્ષણ:**—અંગે જડપણું, ચિત્ત સ્વસ્થ ન હોવું, સોજો, દાહ; શિરા બારિક થવી, રોમાંચ ઉભાં થવાં, તથા અંગનો રંગ બદલાવો, એ સોજાનાં **સામાન્ય** લક્ષણો છે.

**ઉપચાર:**—(૧) સાટોડી, દારૂહળદર, હળદર, સુંઠ, બાળહરડે, ગળો, ચિત્રો, ભારંગમૂળ અને દેવદારનો કાઢો સર્વાંગનો સોજો દૂર કરે છે. (૨) વછનાગ, સુંઠ અને સાટોડીનાં મૂળીઆંનો ગોમુત્રમાં વાટી લેપ કરવો. (૩) ગલકીનાં પાનનો રસ ગોમૂત્રમાં નાંખી ગરમ કરી ચોપડવો. (૪) કાચકી, આકડો અને એરંડાનાં પાન વાટી ગરમ કરી સોજા ઉપર લેપ કરવો. એટલે ત્રણ દિવસમાં સોજા ઉતરે છે. (૫) આદુનો રસ કિંવા સુંઠનો કાઢો દૂધ નાંખી પાવો. તથા તે પચી ગયા પછી ત્રિફળાનો કાઢો શિલાજિત નાંખી પાવો; એટલે ત્રિદોષજ સોજાનો નાશ થશે. (૬) સંચળ અને રાઈ એકત્ર વાટી લેપ કરવો. (૭) કાળી નગોડ, ચિત્રો, સુંઠ, નાગરમોથ, છીરૂં, રીંગણી, કાળી પાટ, હળદર, પીંપર, ગજપીપળી અને જટામાંસીનું ચૂર્ણ, મંદોષ્ણ પાણીમાં મેળવી આપવું. આ સર્વોત્તમ ઉપાય છે. (૮) ગોળ, પીંપર અને સુંઠનું ચૂર્ણ, સોજો, આમાજીર્ણ, શૂળનું નાશક તથા બસ્તિશોધક છે. (૯) ત્રિફળાંનો કાઢો ભેંસનું ઘી નાંખી પાવો; એટલે સોજો, પ્રમેહ, નાડીવ્રણ અને ભગંદરનો નાશ થાય છે. (૧૦) અરડુસો

તથા ગળોનો કાઢો મધ નાંખી આપવો; એટલે દુર્ગંધ, સોજો, શ્વાસ, કાસ, તાવ અને ઓકારીનો નાશ થાય છે. (૧૧) સાગડી, ચિત્રો, નગોડ, ગુગળ, એરંડાનાં પાન અને કાંટાસરીઓ પાણીમાં નાંખી ઉકાળવું અને તેની વરાળનો બાફ આપવો. (૧૨) ઠીકરાનો કકડો તપાવી તે ઉપર ગોમૂત્ર અને કારેલું તથા આંબાહળદરની ભૂકી નાંખી, તેની સોજાને ધુણી આપવી.

**પથ્ય:**—રેચક, ઉપ્લેદકનો શેક, જુના ચોખા, કુલિત્થ, જવ, મગ, કારેલાં, લસણ, ગાજર, પડોળાં, દૂધ, કડવા, અને આગ્નિપદીપ્ત કરનારા એવા પદાર્થ, ગરમ પાણી. **અપથ્ય:**—નવું અન્ન, સુકાએલાં શાક, ગોળ, લોટ, દહીં, ખીચડી; ખાટા, દાઝેલા, દાહક એવા પદાર્થ, મૈથુન.

## ૧૦૨—શોષરોગ.

**કારણ અને લક્ષણ:**—ક્ષયનોજ ભેદ શોષરોગ છે. સ્ત્રીઓના અતિ સેવનથી, શરીર વ્રણ કિંવા આગંતુક વ્રણથી, રસ્તે ઘણું ચાલવાના શ્રમે કરી, શરીરને ઘણી મહેનત પડવાથી, શરીર જર્જરીભૂત થવાથી અને ક્ષયજનિત; આ પ્રકારે ૭ જાતનો શોષરોગ જાણવો. રસાદિ ધાતુનું શોષણ થઇ શરીર ક્ષીણ થાય છે તેને પણ શોષ કહે છે.

**ઉપચાર:**—(૧) જેઠીમધ, આવળકંટી, ખડીસાકર અને ધાણાનો કાઢો આપવો. (૨) ડાંગરની ધાણીનો કાઢો આપવો. (૩) વાવડીંગ, આવળકંટી અને જેઠીમધનો કાઢો આપવો. (૪) પિત્તપાપડાનો કાઢો આપવો. (૫) કોષ્ટ, જેઠીમધ, નીલકમળ અને વડની કુંપળોનું ચૂર્ણ કરી મધ નાંખી ચાટણ કરી તે ઉપરાઉપરી ચાટતાં જવું, એટલે તૃષા શાંત થશે. (૬) **આમલકાદિ ગુટિકા:**—આવળકંટી, કમળ, કોષ્ટ, ડાંગરની ધાણી અને વડની કુમળી વડવાઇઓની કુંપળોનું ચૂર્ણ મધમા મેળવી ગોળી કરી મ્હોંમાં રાખવાથી તરસ છીપી મ્હોંમાં અમી રહે છે.

**પથ્ય:**—ક્ષત રોગ ઉપર કહ્યા પ્રમાણે કરવી.

## ૧૦૩—શ્વાસરોગ. ( દમ. )

કારણ:—જે કારણો કાસ રોગ ઉત્પન્ન થવાનાં કહેલાં છે તેજ કારણો શ્વાસ રોગનાં પણ જાણવાં

પૂર્વરૂપ:—હૃદયને પીડા, શૂળ, પેટ ચડવું, પેટ તણાઇ જવા જેવું થવું, મ્હોં, હડપચી તથા ગરદન, એ ઠેકાણે સોયો ભોંકાયા જેવી પીડા, એ શ્વાસ રોગનું પૂર્વરૂપ જાણવું.

સંપ્રાપ્તિ:—જે વખતે વાયુ મુક્ત થઈ પ્રાણાન્નોદક વહન કરનાર સ્રોતસોના માર્ગનો રોધ કરી, ચારે તરફ જાય છે ત્યારે તે શ્વાસને કોપાવી ઉત્પન્ન કરે છે. **મહાશ્વાસ, ઊર્ધ્વ, છિન્ન, તમક** અને **ક્ષુદ્ર**, એ ભેદોએ **શ્વાસરોગ પાંચ પ્રકારનો** છે.

ઉપચારો:—(૧) **શૃંગ્યાદિ ચૂર્ણ:**—કાકડાશિંગ, સુંઠ, મરી, પીપર, ત્રિફળા, રીંગણી, ભારંગમૂળ, પોખરમૂળ, જટામાસી, સિંધવ, સંચળ, બીડલોણ, કાચલવણ, અને મીઠાનુ ચૂર્ણ ગરમ પાણી સાથે પાવું. એટલે તે હેડકી, શ્વાસ, ઊર્ધ્વવાત, ઉધરસ અને અરૂચિનો નાશ કરે છે. (૨) સુંઠ ૬ ભાગ, પીપર ૫ ભાગ, મરી ૪ ભાગ, એ પ્રમાણે લઇ ચૂર્ણ કરી, ચૂર્ણ બરોબર સાકર નાંખી ખાવાથી, મૂળવ્યાધિ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરૂચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદ્રોગનો નાશ થાય છે. (૩) કૌવચનાં બિયાંનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવુ. (૪) ભારંગમૂળ અને સુંઠનું ચૂર્ણ આદુના રસમાં આપવું; એટલે કઠિન શ્વાસનો પણ નાશ થાય છે. ( ૫ ) **વાવડીંગાદિ ચૂર્ણ:**—વાવડીંગ, તજ, પીપર, એ એક તોલો, મરી ૨ તોલા અને સુંઠ ૧૬ તોલા, એ સર્વેના સમાન સાકર નાંખી, ૧ તોલો આપવું, તે શ્વાસ, કાસ, જ્વર, પ્લીહા અને પાંડુરોગનો નાશ કરે છે. ( ૬ ) બહેડાં મ્હોમાં રાખવાં; એટલે શ્વાસનો નાશ થાય છે. ( ૭ ) અરડુસીનો રસ અને ગાયનુ માખણ એકત્ર કરવી, તેમાં ત્રિફળાંનું ચૂર્ણ નાંખવું, અને તે પાવું. ( ૮ ) રીંગણી, જીરૂ, અને આવળકંટીનુ ચૂર્ણ મધમા આપવુ. એટલે સર્વ પ્રકારનો શ્વાસ ક્ષણમાં નાશ થાય છે ( ૯ ) આદુનો સ્વરસ મધ નાંખી પ્રાશન કરવો;

એટલે શ્વાસ, કાસ, સળેકમ અને કફ, એ રોગો દૂર થાય છે. (૧૦) બહેડાંનું દળ બકરીના મૂત્રમાં પચન કરી, પછી તેનું ચૂર્ણ મધમાં આપવું, એટલે શ્વાસ, કાસ ઇત્યાદિ રોગો દૂર થાય છે. (૧૧) કાળી દ્રાક્ષ, હરડે, નાગરમોથ, કાકડાશીંગ અને ધમાસાનો લેહ મધ અને ઘી નાંખી કરવો. તે ખાવાથી મોટા ભયંકર શ્વાસ પણ દૂર થાય છે. (૧૨) દશમૂળનો કાઢો કરી તેમાં એરંડાનાં મૂળીઆંનું ચૂર્ણ નાખી પ્રાશન કરવાથી, શ્વાસ અને પાર્શ્વશૂળ નાશ પામે છે. (૧૩) ગોળ અને સરસવનું તેલ ખાવું. (૧૪) કાકડાશીંગ, સુંઠ, પીંપર, નાગરમોથ, એરંડમૂળ, કચોરૂ અને મરીનું ચૂર્ણ સમભાગ કરી, ગળો, અરડુસી અને પંચમૂળનો કાઢો કરી, કાઢામાં ચૂર્ણ અને સાકર નાંખી પ્રાશન કરવાથી, મોટા ઘોરરૂપ શ્વાસ ત્રણ દિવસમાં નાશ પામે છે. (૧૫) સુંઠ અને ભારંગમૂળનો કાઢો પાવો. (૧૬) કોળાનાં મૂળીઆંનું ચૂર્ણ કોકરવરણા પાણીમાં પ્રાશન કરવું. (૧૭) હળદર, મરી, દ્રાક્ષ, પીંપર, રાસ્ના, સુંઠ અને ગોળનું ચૂર્ણ સરસવના તેલમાં ચાટવાથી, પ્રાણ નાશકારક એવો શ્વાસ પણ નાશ થશે. (૧૮) દ્રાક્ષ, ગળો અને સુંઠના કાઢામાં પીંપરનું ચૂર્ણ નાખી આપવું; એટલે શ્વાસ, ઉધરસ, શૂળ, અગ્નિમાંદ્ય, જીર્ણ-જ્વર અને તૃષાનો નાશ થાય છે. (૧૯) કુલિત્થ, સુંઠ, રીંગણી અને પુષ્કરમૂળનો કાઢો પ્રાશન કરવો. (૨૦) અરડુસી, હળદર, પીંપર, ગળો, ભારંગમૂળ, નાગરમોથ, સુંઠ અને રીંગણીનો કાઢો મરીનું ચૂર્ણ નાંખી પાવો. (૨૧) ગોળ, દાડમ, દ્રાક્ષ, પીંપર અને સુંઠનું ચૂર્ણ બીજોરાના રસમાં આપવું. (૨૨) **વાસાદ્યવલેહ:**—અરડુસી ૪૦૦ તોલા અને પાણી ૩૨૦૦ તોલા લઇ ચતુર્થાંશ કાઢો કરી, તેમાં હરી-તકીનું ચૂર્ણ ૨૫૬ તોલા અને સાકર ૨૫૬ તોલા નાંખી પુનઃ પચન કરવું. જાડું થાય એટલે ઉતારી, ઠંડું થયા પછી મધ ૩૨ તોલા, વંશલોચન ૮ તોલા, પીંપર ૨ તોલા, અને ચાતુર્જાત ૪ તોલા નાંખી તેમાંથી બે તોલા દરરોજ લેતાં જવું; એટલે શ્વાસ, કાસ, ક્ષય, રક્તપિત્ત, કફ, સળેકમ, હૃદ્રોગ, કૃશતા, વિદ્રધિ, ઉરઃક્ષત અને લોહીની ઉલટીનો નાશ થાય છે. (૨૩) **લવંગાદિ વટી:**—લવંગ, મરી અને ત્રિફળાંનું ચૂર્ણ સમભાગ, અને એ ત્રણેના સમાન ખડીઓખાર એકત્ર કરી બાવળીઆની છાલના કાઢામાં ગોળી કરવી. તે શ્વાસ અને કફનો નાશ કરે છે. (૨૪) ત્રિફળાં અને ફુલાવેલા તેલીઆ ટંકણખારનું ચૂર્ણ સમભાગ લઇ એકત્ર કરી, તેને ખાવાના પાનના રસમાં ઘુંટી, મરી જેવડી ગોળી કરવી; અને તે આપવી. (૨૫) બે વાલ થુરીઆનું દૂધ લઇ ગોળમાં ખાવું; એટલે ઉધરસ, શ્વાસ, ક્ષય અને હૃદ્રોગનો નાશ થાય છે. (૨૬) આકડાનાં ફૂલમાંની કળીઓ લઇ તેના સમભાગ મરીની ભૂકી નાંખી ખરલ કરી ચાર ચાર વાલની ગોળીઓ કરવી અને તે ગોળી આપવી; એટલે શ્વાસ, કાસ દૂર થાય છે. (૨૭) કોષ્ટ, સિંધવ, નાગરમોથ, ધમાસો, જીરૂં, શહાજીરૂં, જવખાર, સાજીખાર, ચિત્રાનાં મૂળીઆં, અજમોદ, અજમો અને હરીતકી, એ બધાંથી બમણો જૂનો ગોળ લઇ એનો અવલેહ કરી મધ નાંખી આપવો. તેથી શ્વાસ, અગ્નિમાંદ્ય, કમળો, પાંડુ, ગુલ્મ, ઉચકી, રાજયક્ષ્મા, જ્વર, અર્શ, ઊર્ધ્વવાત, અને આનાહવાયુનો નાશ થાય છે. (૨૮) સુંઠ, બાળહરીતકી, નાગરમોથ, એ ઔષધો કુટી તેમાં બમણો ગોળ નાંખી ગોળીઓ કરીને મ્હોંમાં રાખવી. તેથી શ્વાસ, કાસ, એ રોગો દૂર થાય છે. (૨૯) અરડુસીનો કાઢો, સાકર અને મધ નાંખી પાવો. (૩૦) કેળાની અંદરનો કેસરયુક્ત ભાગ કાઢી તેમાં મરીનું ચૂર્ણ ભરી રાત્રિએ રાખી મેલવું. અને સવારે તે મંદાગ્નિ ઉપર શેકી ખાવું, એટલે **શ્વાસ**, કાસ દૂર થાય છે. (૩૧) બે પૈસા-ભાર ગરમ પાણીમાં ચોખ્ખું ઘી, મધ, સાકર અને થોડો સિંધવ નાંખી પાવું. એ પ્રમાણે બે ચાર દિવસ કરવાથી કફ પાતળો થઇ પડે છે; અને શ્વાસ, કાસ, એ રોગ દૂર થાય છે. (૩૨) ધમાસો, કાળો ધંતુરો, તમાકુ અને અજમો સમભાગ લઇ એનું ચૂર્ણ સાધારણ કુટી હોકામાં નાખી પાવું અને ધૂણી ગળી જવી. આ યોગવડે ત્વરિત ગુણ આવે છે. (૩૪) પાશેર દૂધમાં છ માસા સમુદ્રફળ, અને તેટલાંજ ધોળી ગરણીનાં મૂળીઆં ઘસી તે પાવાં. એક ઉલટી કિંવા રેચ થઇ શ્વાસ ત્વરિત છુટો થાય છે. (૩૫) અરડુસીનો રસ ૪ તોલા કાઢી તેમાં અઘેડાનાં મૂળીઆંની રાખ ૪ માસા અને મધ ૨ તોલા એકત્ર ઘુંટી ચાટણ કરી રાખી, તે દિવસમાં ૨-૩ વાર આપવું. (૩૬) આકડાનાં ફૂલ, અઘેડાનાં અને ગરણીનાં મૂળીઆં, એમને ત્રિધારી થુરીઓ અંગારામાં શેકી તેનો રસ કાઢી, તે રસના ૧૪ પુટ આપી ભસ્મ કરવી. અને નિત્ય ત્રણ માસા મધમાં બહેડાં ઘસી તેમાંથી બે ગુંજા પ્રમાણે આપવું. (૩૭)

તથા ગળોનો કાઢો મધ નાંખી આપવો; એટલે દુર્ધર, સોજો, શ્વાસ, કાસ, તાવ અને ઓકારીનો ન થાય છે. (૧૧) સાટોડી, ચિત્રો, નગોડ, ગુગળ, એરંડાનાં પાન અને કાંટાસરીઓ પાણીમાં નાંખી ઉકાળવું અને તેની વરાળનો બાફ આપવો. (૧૨) ઠીકરાનો કકડો તપાવી તે ઉપર ગોમૂત્ર અને કારેલું તથા આંબાહળદરની ભૂકી નાંખી, તેની સોજાને ધૂણી આપવી.

**પથ્ય:**—રેચક, ઉષ્ણોદકનો શેક, જુના ચોખા, કુલિત્થ, જવ, મગ, કારેલાં, લસણ, ગાજર, પરોળ દૂધ, કડવા, અને આગ્નપ્રદીપ્ત કરનારા એવા પદાર્થ, ગરમ પાણી. **અપથ્ય:**—નવું અન્ન, સુકાએલાં શાક ગોળ, લોટ, દહીં, ખીચડી; ખાટા, દાઝેલા, દાહક એવા પદાર્થ, મૈથુન.

## ૧૦૨—શોષરોગ.

**કારણ અને લક્ષણ:**—ક્ષયનોજ ભેદ શોષરોગ છે. સ્ત્રીઓના અતિ સેવનથી, શરીર વ્રણ કિંવા આગંતુક વ્રણથી, રસ્તે ઘણું ચાલવાના શ્રમે કરી, શરીરને ઘણી મહેનત પડવાથી, શરીર જર્જરીભૂત થવાથી અને ક્ષયજનિત; આ પ્રકારે ૭ જાતનો **શોષરોગ** જાણવો. રસાદિ ધાતુનું શોષણ થઇ શરીર ક્ષીણ થાય છે તેને પણ શોષ કહે છે.

**ઉપચાર:**—(૧) જેઠીમધ, આવળકંઠી, ખડીસાકર અને ધાણાનો કાઢો આપવો. (૨) ડાંગરની ધાણીનો કાઢો આપવો. (૩) વાવડીંગ, આવળકંઠી અને જેઠીમધનો કાઢો આપવો. (૪) પિત્તપાપડાનો કાઢો આપવો. (૫) કોષ્ટ, જેઠીમધ, નીલકમળ અને વડની કુંપોનું ચૂર્ણ કરી મધ નાંખી ચાટણ કરી તે ઉપરાઉપરી ચાટતાં જવું, એટલે તૃષા શાંત થશે. (૬) **આમલકાદિ ગુટિકા:**—આવળકંઠી, કમળ, કોષ્ટ, ડાંગરની ધાણી અને વડની કુમળી વડવાઇઓની કુંપોનું ચૂર્ણ મધમાં મેળવી ગોળી કરી મ્હોંમાં રાખવાથી તરસ છીપી મ્હોંમાં અમી રહે છે.

**પથ્ય:**—ક્ષત રોગ ઉપર કહ્યા પ્રમાણે કરવી.

## ૧૦૩—શ્વાસરોગ. (દમ.)

**કારણ:**—જે કારણો કાસ રોગ ઉત્પન્ન થવાનાં કહેલાં છે તેજ કારણો શ્વાસ રોગનાં પણ જાણવાં.

**પૂર્વરૂપ:**—હૃદયને પીડા, શૂળ, પેટ ચડવું, પેટ તણાઇ જવા જેવું થવું, મ્હોં, હડપચી તથા મસ્તક, એ ઠેકાણે સોયો ભોંકાયા જેવી પીડા, એ શ્વાસ રોગનું પૂર્વરૂપ જાણવું.

**સંપ્રાપ્તિ:**—જે વખતે વાયુ મુક્ત થઈ પ્રાણાન્નોદક વહન કરનાર સ્રોતસોના માર્ગનો રોધ કરી, ચારે તરફ જાય છે ત્યારે તે શ્વાસને કોપાવી ઉત્પન્ન કરે છે. **મહાશ્વાસ, ઊર્ધ્વ, છિન્ન, તમક અને ક્ષુદ્ર,** એ ભેદોએ શ્વાસરોગ પાંચ પ્રકારનો છે.

**ઉપચારો:**—(૧) **શૃંગ્યાદિ ચૂર્ણ:**—કાકડાશિંગ, સુંઠ, મરી, પીંપર, ત્રિફળા, રીંગણી, ભારંગમૂળ, પોખરમૂળ, જટામાંસી, સિંધવ, સંચળ, બીડલોણ, કાચલવણ, અને મીઠાનું ચૂર્ણ ગરમ પાણી સાથે પાવું. એટલે તે હેડકી, શ્વાસ, ઊર્ધ્વવાત, ઉધરસ અને અરૂચિનો નાશ કરે છે. (૨) સુંઠ ૬ ભાગ, પીંપર ૪ ભાગ, મરી ૪ ભાગ, એ પ્રમાણે લઇ ચૂર્ણ કરી, ચૂર્ણ બરોબર સાકર નાંખી ખાવાથી, શૂળવ્યાધિ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરૂચિ, શ્વાસ, હૃદરોગ અને હૃદ્રોગનો નાશ થાય છે. (૩) કૌવચનાં બિયાંનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવું. (૪) ભારંગમૂળ અને સુંઠનું ચૂર્ણ આદુના રસમાં આપવું; એટલે કઠિન શ્વાસનો પણ નાશ થાય છે. (૫) **વાવડીંગાદિ ચૂર્ણ:**—વાવડીંગ, તજ, પીંપર, એ એક તોલો, મરી ૨ તોલા અને સુંઠ ૧૬ તોલા, એ સર્વેના સમાન સાકર નાંખી, ૧ તોલો આપવું, તે શ્વાસ, કાસ, જ્વર, પ્લીહા અને પાંડુરોગનો નાશ કરે છે. (૬) બહેડાં મ્હોંમાં રાખવાં; એટલે શ્વાસનો નાશ થાય છે. (૭) અરડુસીનો રસ અને ગાયનું માખણ એકત્ર કરવી, તેમાં ત્રિફળાનું ચૂર્ણ નાંખવું, અને તે પાવું. (૮) રીંગણી, જીરૂં, અને આવળકંઠીનું ચૂર્ણ મધમાં આપવું. એટલે સર્વ પ્રકારનો શ્વાસ ક્ષણમાં નાશ થાય છે. (૯) આદુનો સ્વરસ મધ નાંખી પ્રાશન કરવો;

કરે છે. (૮) મોચરસની છાલ દૂધમાં બાફી એક મહિનો આપવાથી તે રસાયન, ઉત્કૃષ્ટ, બળકારક અને વાત નાશક છે. એજ એક વર્ષ પર્યંત લાગવાગટ સેવન કરનાર સો વર્ષ પર્યંત કોઈ પણ રોગનો ભોગ થતો નથી. (૯) પુષ્કરમૂળનું ચૂર્ણ મધમાં ચાટવાથી હૃદ્રોગ, દમ, ઉધરસ, ઉચકી ( હેડકી ) નો જલદીથી નાશ થાય છે. (૧૦) ઘી, મધ કે ગોળનું પાણી, એમાંથી એક સાથે અર્જુનવૃક્ષની છાલનું ચૂર્ણ જે પીએ તે હૃદ્રોગ, જીર્ણજ્વર અને રક્તપિત્તને જીતી ચિરંજીવી થશે. (૧૧) કડુ અને જેઠીમધનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું. તે જીર્ણજ્વર, રક્તપિત્ત અને હૃદ્રોગનો નાશ કરે છે (૧૨) હરીતકી, વજ, રાસ્ના, પીંપર, સુંઠ, નાગરમોથ અને પોખરમૂળનું ચૂર્ણ આપવું. (૧૩) ઘઉં અને આસુંદરાનું ચૂર્ણ બકરીના દૂધમાં ગાયનું ઘી નાંખી બાફવું અને મધ તથા સાકર સાથે આપવું; એટલે શૂળ, હૃદ્રોગ અને ક્ષય, એ રોગો દૂર થાય છે.

**પથ્ય:**—ઘણાજ જુના રાતા ચોખા, પરોળાં, કેળાં, જુનું કોળું, કેરી, દાડમ, ગરમાળો, જુનો ગોળ, લસણ, ધાણા, મધ, પાન વગેરે. **અપથ્ય:**—તૃષા, વાંતિ, મૂત્ર, વાયુ, ઉધરસ અને ઓડકાર, શ્રમ, શ્વાસ, મળ અને રૂદનના વેગનું ધારણ, મેંઢીનું દૂધ; તુરો, ખારો, રસ; અને રક્તમોક્ષ.

## ૧૧૭—ક્ષયરોગ.

**કારણ:**—અતિ મૈથુન, અતિ માર્ગ ચાલવો, અતિ શ્રમ કરવો, વ્રણ, શોક, જ્વર, વિષમાશન ( અકાળે થોડું કિવા ઘણું ખાવું ). મળમૂત્રાદિ વેગોનો અવરોધ એથી કરી કફ, વાત, પિત્ત, કુપિત થઈ તે રસાદિ ધાતુને શુષ્ક કરી ક્ષયને ઉત્પન્ન કરે છે, તે ત્રિદોષમાં કફનું આધિક્ય હોય છે.

**સંપ્રાપ્તિ:**—કફ પ્રધાન, વાતાદિ દોષોએ રસવાહની સંબંધી શિરાઓ રૂંધાઈ ગયાથી, બધી રસ એક ઠેકાણે સુકાય છે. પછી અનુક્રમે રસ, રક્ત, માંસ, ઇત્યાદિ સપ્તધાતુ ક્ષીણ થાય છે, આ અનુલોમ ક્ષય જાણવો. અતિ મૈથુન કરનારા પુરૂષનું વીર્ય ક્ષીણ થવાથી વાયુનો કોપ થાય છે. તથા તત્સમીપસ્થ મજ્જાદિ સર્વે ધાતુઓ ઉલટા ક્ષીણ થાય છે, તે કારણથી માણસ શુષ્ક થાય છે. આ રોગને "રાજયક્ષ્મા" પણ કહે છે.

**પૂર્વરૂપ:**—શ્વાસ, અંગગ્લાનિ, તાળુશોષ, કફનો સ્રાવ, ઉલટી, અગ્નિમાંદ્ય, સળેકમ, ઉધરસ અને નિદ્રા ઇત્યાદિ લક્ષણો ક્ષય ઉત્પન્ન થવા પહેલા થાય છે. રોગીની આંખોને ધોળાશપણું, કોઇને માંસ ભક્ષણની ઇચ્છા, સ્ત્રી સહવર્તમાન ક્રીડાની ઇચ્છા ઇત્યાદિ લક્ષણો થાય છે

**લક્ષણ:**—ખભા અને પડખાંને ઠેકાણે દુઃખ; હાથે પગે આગ સર્વાંગે જ્વર, એ લક્ષણો થાય છે. **અસાધ્ય લક્ષણો:**—ઉધરસ, અતિસાર, પાર્શ્વશૂળ, સ્વરભેદ, અરૂચિ, જ્વર, એ છ લક્ષણો જેમાં છે તે અસાધ્ય જાણવો. રક્તસ્રાવ, ઉધરસ, જ્વર, એ ત્રણજ લક્ષણો જેમાં છે, અને જેના બળ અને માંસનો ક્ષય થએલો છે તે પણ અસાધ્ય જાણવો. જે રોગીનાં નેત્ર શુકલવર્ણ, અન્નદ્વેષ કરનાર, ઊર્ધ્વ-શ્વાસી અને કષ્ટવડે ઘણું મૂતરનાર એવા રોગીને ક્ષય રોગ મારે છે. ક્ષય ઉત્પન્ન થએલા રોગીનું એક હજાર દિવસની અંદર મૃત્યુ થાય છે. **સાધ્ય લક્ષણો:**—જે રોગીને તાવ ન હોતાં બળવાન હોય, ચિકિત્સા સહન કરનાર, વિચારવાન અને જેનો અગ્નિ પ્રદીપ્ત તથા કેવળ કૃશ ન હોય એવા રોગીને ઉપચાર કરવા.

**ક્ષયરોગ ઉપર ઉપચાર:**—(૧) બકરીનું દૂધ, ઘી અને સાકર, એ સેવન કરવાં. (૨) માખણ, સાકર અને મધમાં એક ચણોઠીભાર સોનાના વરખ સેવન કરવાથી નિશ્ચય ક્ષયનો નાશ થાય છે. (૩) સીતોપલાદિ ચૂર્ણ આપવું. (૪) લવંગાદિ ચૂર્ણ આપવું. (૫) અશ્વગંધાદિ ચૂર્ણ આપવું. (૬) એલાદિ ચૂર્ણ:—એલચીદાણા, તમાલપત્ર, નાગકેસર અને લવંગનો એક ભાગ, ખારેક બે ભાગ, કાળી દ્રાક્ષ, જેઠીમધ, સાકર અને પીંપરના ચાર ભાગ, એ સર્વ એકત્ર કરી ચૂર્ણ કરી મધમાં આપવું. (૭) દ્રાક્ષાદિ ચૂર્ણ:—કાળી દ્રાક્ષ, ડાંગરની કણકી, સાકર, જેઠીમધ, ખારેક, ઉપલસરી, વંશલોચન, વાળો, આવળકંટી, નાગરમોથ, ચંદન, તગર, કકોળ, જાયફળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીંપર, અને ધાણા, એ સમભાગ, અને સર્વેના બરાબર સાકર નાંખી એ ચૂર્ણ સવારે સેવન કરવાથી પિત્ત, પિત્તદાહ, મૂર્છા, ઉલટી અને

અરૂચિને શમાવે છે તથા શરીરને કાંતિવાન કરે છે, અને પાંડુ, કમળો, રક્તપિત્ત, ઉદર, દાહ, અરૂચિ, રાજયક્ષ્મા, રક્તમેહ, યોનિદોષ, રક્તાર્શ, અંત્રવૃદ્ધિ અને વિદ્રધિનો નાશ કરે છે દ્રાક્ષાદિ ચૂર્ણ સર્વે પ્રકારનાં ચૂર્ણોમાં અતિ ઉત્તમ છે. (૮) જવ અને ધઉંનું ચૂર્ણ દૂધમાં ખાણી તેમાં ઘી મધ અને સાકર નાંખી આપવું. (૯) કર્પૂરાદિ ચૂર્ણ:—ભીમસેની કપૂર, તજ, કંકોળ, જાયફળ અને જાવંત્રી, એ સમભાગ અને લવંગ ૧ ભાગ, જટામાંસી ૨ ભાગ, મરી ૩ ભાગ, પીંપર ૪ ભાગ અને સુંઠ ૫ ભાગ પ્રમાણે લઇ ચૂર્ણ કરી, ચૂર્ણ જેટલી સાકર નાંખી તે ચૂર્ણ આપવું. તે હિતાવહ છે; અને દાહ, ક્ષય, કાસ, વૈવર્ણ્ય, પીનસ, દમ, ઓકારી અને કંઠરોગ ઉપર અનુપાનમાં આપવું. (૧૦) પીંપર, દ્રાક્ષ, સાકર, મધ અને સરસવના તેલનો લેહ આપવો. (૧૧) મધ, આસોદ, પીંપર અને સાકરનો લેહ આપવો. (૧૨) અરહુસીનાં પાન, અશ્વગંધ, સરસડાનાં મૂળીઆં અને સાટોડીનો કાઢો આપવો. (૧૩) આસુંદરાની છાલ, સુંઠ, બળદાણાના ઝાડનાં મૂળીઆં, આવળકંટી અને એરંડાનું ચૂર્ણ ઘી અને મધ નાંખી આપવું. તે ક્ષય અને કાસનો નાશ કરે છે. (૧૪) આસોદ, ગળો, શતાવરી, દશમૂળ, બળદાણા, લેચી, પુષ્કરમૂળ અને અતિબલાનું ચૂર્ણ આપવું અને પથ્યને માટે દુગ્ધાદિક આપવું. (૧૫) તાલીસાદિ ચૂર્ણ આપવું. (૧૬) સાકર, મધ તથા માખણ આપવું. કિંવા દૂધ, મધ અને ઘી એકત્ર કરી આપવું, એટલે પુષ્ટિ આવે છે. (૧૭) પત્રીની સાકર, પીંપર, દ્રાક્ષ, ખારેક, જેઠીમધ, કાગદી એલચી, લવંગ, તમાલપત્ર, અને નાગકેસરનું ચૂર્ણ મધમાં આપવું; એટલે તે ભ્રમ, દાહ, મસ્તકશૂળ તથા ક્ષયરોગનો નાશ કરે છે. (૧૮) પુટપાક કૃતિએ અરહુસીનાં પાનનો રસ કહાડી તે મધમાં આપવો; એટલે રક્તપિત્ત, શ્વાસ અને ક્ષય દૂર થાય છે. (૧૯) કોળાના ગીરનો રસ લઇ તેમાં બે તોલા લાખનું ચૂર્ણ નાંખી આપવો; એટલે રક્તક્ષયનો નાશ થાય છે. (૨૦) દશમૂળ, બળદાણા, રાસ્ના, પોખરમૂળ, દેવદાર અને નાગરમોથનો કાઢો પાવો, એટલે કુક્ષિ, ખાંધ અને ડોકના ઠેકાણાનું શૂળ, ઉરઃક્ષત, ઉધરસ તથા શ્વાસ શાંત થાય છે. (૨૧) બળદાણા, ભોંયકોળું, શિવણ, કાંટેશેવતી અને સાટોડીને વાટી દૂધ તથા મધ સાથે પાવું; એટલે ઉરઃક્ષત ક્ષયનો નાશ કરશે. (૨૨) એલાદિ ગુટિકા આપવી. (૨૩) ઉરઃક્ષત ક્ષયી માણસને દૂધ અને મધમાં ધાણી ભક્ષણ કરવા આપવી. તે પચી ગયા પછી સાકર નાંખી દૂધ પાવું. (૨૪) **ક્ષયથી ઉલટી થાય તે ઉપર:**—લાખનું સારૂં બારિક ચૂર્ણ, મધ, ઘી તથા દૂધ એકત્ર કરી આપવું. (૨૫) **ઇક્ષ્વાદિ મોદક:**—ચણોઠીનાં મૂળીઆં, શેલડીનો રસ, મધ અને વંશલોચન, એ દરેક ૬૪ તોલા, સાકર ૨૦૦ તોલા, તથા કૌચબીજ, મરી, તજ, તમાલપત્ર અને એલચી, એ દરેક ૧૬ તોલા લઈ એનું ચૂર્ણ કરી તેમાં નાંખી રવીએ મથન કરી તેના ચાર તોલાના મોદક કરી ભરી રાખવા. તેમાંથી બે વેળા અથવા એક વખત તે મોદક અગ્નિ બળ જોઇ આપવા. એ ઉપર પથ્ય સારી રીતે પાળવી; જિતેંદ્રિય અને બ્રહ્મચર્યે રહેવું, એટલે તે મોદક સંગ્રહણી અને એકાદશ પ્રકારના ક્ષયનો નાશ કરે છે, તથા વૃદ્ધ, વ્યાકુલ થએલા અને ધાતુક્ષીણ થએલાને આ વાજીકરણ છે; અને વાંઝણીને પુત્ર આપે છે. તથા યુદ્ધ, સ્ત્રી, મદ્ય, અને ભારથી શ્રમિત થએલા પુરૂષોના બળને વધારે છે. તથા હૃદ્રોગ, પ્લીહા, સંગ્રહણી, મૂત્રકૃચ્છ, અપતંત્રક, અપસ્માર, વિષ અને ઉન્માદનો નાશ કરે છે. આ રસાયન છે. (૨૬) દ્રાક્ષ, સાકર, મધ અને પીંપર આપવું, કિંવા આસોદ, સાકર, મધ, ઘી અને પીપર એકત્ર કરી આપવું. એટલે ધાતુક્ષય દૂર થાય છે. (૨૭) મુસળકંદનું ચૂર્ણ ઘીમાં તળવું તથા તેમાં કૌચબીજ, ગોખરૂ અને શતાવરીનું સમભાગ ચૂર્ણ મિશ્ર કરવું. અને એ બધા જેટલી સાકરની ભૂકી અને બકરીનું ઘી નાંખી સવા તોલા પ્રમાણના લાડુ કરી રાખવા. નિત્ય સવારે એક લાડુ ખાવા આપવો ને ઉપર પાંચ તોલા બકરીનું દૂધ સાકર નાંખી પાવું. (૨૮) **અગસ્ત્ય હરીતકી:**—જવ એક આઢક (૨૫૬ તોલા) પ્રમાણના વજનને લઇ ખાંડી તેમાં પાણી ચોપટ નાંખી, ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તેમાંથી જવ કહાડી નાંખી રાખવું પછી દશમૂળનાં ઔષધો ૧૦ થઇને ૮૦ તોલા, ચિત્રો, પીંપળીમૂળ, અઘેડો, કચોરા, કૌચબીજ, શંખપુષ્પ, ભારંગછાલ, ગજપીંપર, બળદાણા અને પુષ્કરમૂળ, એ દશ ઓષધો આઠ આઠ તોલા પ્રમાણે લઇ થોડાં થોડાં ખાંડી તેમાં પાણી છ આઢક (૧૫૩૬ તોલા) નાંખી ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તે જવના કાઢામાં મેળવી, તેમાં મોટાં હરડાં ૧૦૦ નાંખી ઘી અને તલનું તેલ બત્રીસ

કરે છે. (૮) મોચરસની છાલ દૂધમાં બાફી એક મહિનો આપવાથી તે રસાયન, ઉત્કૃષ્ટ, બળકારક અને વાત નાશક છે. એજ એક વર્ષ પર્યંત લાગલાગટ સેવન કરનાર સો વર્ષ પર્યંત કોઈ પણ રોગનો ભોગ થતે નથી. (૯) પુષ્કરમૂળનું ચૂર્ણ મધમાં ચાટવાથી હૃદ્રોગ, દમ, ઉધરસ, ઉચકી (હેડકી) નો જલદીથી નાશ થાય છે. (૧૦) ઘી, મધ કે ગોળનું પાણી, એમાંથી એક સાથે અર્જુનવૃક્ષની છાલનું ચૂર્ણ જે પીશે તે હૃદ્રોગ, જીર્ણજ્વર અને રક્તપિત્તને જીતી ચિરંજીવી થશે. (૧૧) કડુ અને જેઠીમધનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું. તે જીર્ણજ્વર, રક્તપિત્ત અને હૃદ્રોગનો નાશ કરે છે (૧૨) હરીતકી, વજ, રાસ્ના, પીંપર, સુંઠ, નાગરમોથ અને પોખરમૂળનું ચૂર્ણ આપવું. (૧૩) ઘઉં અને આસુંદાનું ચૂર્ણ બકરીના દૂધમાં ગાયનું ઘી નાંખી બાફવું અને મધ તથા સાકર સાથે આપવું; એટલે શૂળ, હૃદ્રોગ અને ક્ષય, એ રોગો દૂર થાય છે.

**પથ્ય:**—ઘણાજ જુના રાતા ચોખા, પંડોળાં, કેળાં, જુનું કોળું, કેરી, દાડમ, ગરમાળો, જુનો ગોળ, લસણ, ધાણા, મધ, પાન વગેરે. **અપથ્ય:**—તૃષા, વાંતિ, મૂત્ર, વાયુ, ઉધરસ અને ઓડકાર, શ્રમ, શ્વાસ, મળ અને રૂદનના વેગનું ધારણ, મેઢીનુ દૂધ; તુરો, ખારો, રસ; અને રક્તમોક્ષ.

## ૧૧૭—ક્ષયરોગ.

**કારણ:**—અતિ મૈથુન, અતિ માર્ગ ચાલવો, અતિ શ્રમ કરવો, વ્રણ, શોક, જ્વર, વિષમાશન (અકાળે થોડું કિવા ઘણું ખાવું). મળમૂત્રાદિ વેગોનો અવરોધ એથી કરી કફ, વાત, પિત્ત, કુપિત થઇ તે રસાદિ ધાતુને શુષ્ક કરી ક્ષયને ઉત્પન્ન કરે છે, તે ત્રિદોષમાં કફનું આધિક્ય હોય છે.

**સંપ્રાપ્તિ:**—કફ પ્રધાન, વાતાદિ દોષોએ રસવાહની સંબંધી શિરાઓ રૂંધાઇ ગયાથી, બધો રસ એક ઠેકાણે સુકાય છે. પછી અનુક્રમે રસ, રક્ત, માંસ, ઇત્યાદિ સપ્તધાતુ ક્ષીણ થાય છે, આ અનુલોમ ક્ષય જાણવો. અતિ મૈથુન કરનારા પુરૂષનું વીર્ય ક્ષીણ થવાથી વાયુનો કોપ થાય છે. તથા તતસમીપસ્થ મજ્જાદિ સર્વે ધાતુઓ ઉલટા ક્ષીણ થાય છે, તે કારણથી માણસ શુષ્ક થાય છે. આ રોગને "રાજયક્ષ્મા" પણ કહે છે.

**પૂર્વરૂપ:**—શ્વાસ, અંગગ્લાનિ, તાળુશોષ, કફનો સ્રાવ, ઉલટી, અગ્નિમાંદ્ય, સળેકમ, ઉધરસ અને નિદ્રા ઇત્યાદિ લક્ષણો ક્ષય ઉત્પન્ન થવા પહેલા થાય છે. રોગીની આંખોને ધોળાશપણું, કોઇને માસ ભક્ષણની ઇચ્છા, સ્ત્રી સહવર્તમાન ક્રીડાની ઇચ્છા ઇત્યાદિ લક્ષણો થાય છે.

**લક્ષણ:**—ખભા અને પડખાંને ઠેકાણે દુઃખ; હાથે પગે આગ સર્વાંગે જ્વર, એ લક્ષણો થાય છે. **અસાધ્ય લક્ષણો:**—ઉધરસ, અતિસાર, પાર્શ્વશૂળ, સ્વરભેદ, અરૂચિ, જ્વર, એ છ લક્ષણો જેમાં છે તે અસાધ્ય જાણવો. રક્તસ્રાવ, ઉધરસ, જ્વર, એ ત્રણજ લક્ષણો જેમાં છે, અને જેના બળ અને માંસનો ક્ષય થએલો છે તે પણ અસાધ્ય જાણવો. જે રોગીનાં નેત્ર શુક્લવર્ણ, અન્નદ્વેષ કરનાર, ઉર્ધ્વશ્વાસી અને કષ્ટવડે ઘણું મૂતરનાર એવા રોગીને ક્ષય રોગ મારે છે. ક્ષય ઉત્પન્ન થએલા રોગીનું એક હજાર દિવસની અંદર મૃત્યુ થાય છે. **સાધ્ય લક્ષણો:**—જે રોગીને તાવ ન હોતાં બળવાન હોય, ચિકિત્સા સહન કરનાર, વિચારવાન અને જેનો અગ્નિ પ્રદીપ્ત તથા કેવળ કૃશ ન હોય એવા રોગીને ઉપચાર કરવા.

**ક્ષયરોગ ઉપર ઉપચાર:**—(૧) બકરીનું દૂધ, ઘી અને સાકર, એ સેવન કરવાં. (૨) માખણ, સાકર અને મધમાં એક ચણોઠીભાર સોનાના વરખ સેવન કરવાથી નિશ્ચય ક્ષયનો નાશ થાય છે. (૩) સીતોપલાદિ ચૂર્ણ આપવું. (૪) લવંગાદિ ચૂર્ણ આપવું. (૫) અશ્વગંધાદિ ચૂર્ણ આપવું. (૬) એલાદિ ચૂર્ણ:—એલચીદાણા, તમાલપત્ર, નાગકેસર અને લવંગનો એક ભાગ, ખારેક બે ભાગ, કાળી દ્રાક્ષ, જેઠીમધ, સાકર અને પીંપરના ચાર ભાગ, એ સર્વ એકત્ર કરી ચૂર્ણ કરી મધમાં આપવું. (૭) દ્રાક્ષાદિ ચૂર્ણ:—કાળી દ્રાક્ષ, ડાંગરની ધાણી, સાકર, જેઠીમધ, ખારેક, ઉપલસરી, વંશલોચન, વાળો, આવળકાટી, નાગરમોથ, ચંદન, તગર, કંકોળ, જાયફળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીંપર, અને ધાણા, એ સમભાગ, અને સર્વેના બરોબર સાકર નાખી એ ચૂર્ણ સવારે સેવન કરવાથી પિત્ત, પિત્તદાહ, મૂર્છા, ઉલટી અને

અરૂચિને શમાવે છે તથા શરીરને કાંતિવાન કરે છે, અને પાંડુ, કમળો, રક્તપિત્ત, ઉદર, દાહ, અરૂચિ, રાજયક્ષ્મા, રક્તમેહ, યોનિદોષ, રક્તાર્શ, અંત્રવૃદ્ધિ અને વિદ્રધિનો નાશ કરે છે દ્રાક્ષાદિ ચૂર્ણ સર્વ પ્રકારનાં ચૂર્ણોમાં અતિ ઉત્તમ છે. (૮) જવ અને ધઉંનું ચૂર્ણ દૂધમાં બાફી તેમાં ઘી મધ અને સાકર નાંખી આપવું. (૯) **કર્પૂરાદિ ચૂર્ણ:**—ભીમસેની કપૂર, તજ, કંકોળ, જાયફળ અને જાવંત્રી, એ સમભાગ અને લવંગ ૧ ભાગ, જટામાંસી ૨ ભાગ, મરી ૩ ભાગ, પીંપર ૪ ભાગ અને સુંઠ ૫ ભાગ પ્રમાણે લઇ ચૂર્ણ કરી, ચૂર્ણ જેટલી સાકર નાંખી તે ચૂર્ણ આપવું. તે હિતાવહ છે; અને દાહ, ક્ષય, કાસ, વૈવર્ણ્ય, પીનસ, દમ, ઓકારી અને કંઠરોગ ઉપર અનુપાનમાં આપવું. (૧૦) પીંપર, દ્રાક્ષ, સાકર, મધ અને સરસવના તેલનો લેહ આપવો. (૧૧) મધ, આસોદ, પીંપર અને સાકરનો લેહ આપવો. (૧૨) અરહુસીનાં પાન, અશ્વગંધ, સરસડાનાં મૂળીઆં અને સાટોડીનો કાઢો આપવો. (૧૩) આસુંદરાની છાલ, સુંઠ, બળદાણાના ઝાડનાં મૂળીઆં, આવળકંટી અને એરંડાનું ચૂર્ણ ઘી અને મધ નાંખી આપવું. તે ક્ષય અને કાસનો નાશ કરે છે. (૧૪) આસોદ, ગળો, શતાવરી, દશમૂળ, બળદાણા, લેચી, પુષ્કરમૂળ અને અતિબલાનું ચૂર્ણ આપવું અને પથ્યને માટે દુગ્ધાદિક આપવું. (૧૫) તાલીસાદિ ચૂર્ણ આપવું. (૧૬) સાકર, મધ તથા માખણ આપવું. કિંવા દૂધ, મધ અને ઘી એકત્ર કરી આપવું, એટલે પુષ્ટિ આવે છે. (૧૭) પત્રીની સાકર, પીંપર, દ્રાક્ષ, ખારેક, જેઠીમધ, કાગદી એલચી, લવંગ, તમાલપત્ર, અને નાગકેસરનું ચૂર્ણ મધમાં આપવું; એટલે તે ભ્રમ, દાહ, મસ્તકશૂળ તથા ક્ષયરોગનો [ના]શ કરે છે. (૧૮) પુટપાક કૃતિએ અરહુસીનાં પાનનો રસ કહાડી તે મધમાં આપવો; એટલે રક્તપિત્ત, [કા]સ અને ક્ષય દૂર થાય છે. (૧૯) કોળાના ગીરનો રસ લઇ તેમાં બે તોલા લાખનું ચૂર્ણ નાંખી [આ]પવો; એટલે રક્તક્ષયનો નાશ થાય છે. (૨૦) દશમૂળ, બળદાણા, રાસ્ના, પોખરમૂળ, દેવદાર અને [ના]ગરમોથનો કાઢો પાવો, એટલે કૃક્ષિ, ખાંધ અને ડોકના ઠેકાણાનું શૂળ, ઉરઃક્ષત, ઉધરસ તથા શ્વાસ [શાં]ત થાય છે. (૨૧) બળદાણા, ભોંયકોળું, શિવણ, કાંટેશેવતી અને સાટોડીને વાટી દૂધ તથા મધ [સા]થે પાવું; એટલે ઉરઃક્ષત ક્ષયનો નાશ કરશે. (૨૨) એલાદિ ગુટિકા આપવી. (૨૩) ઉરઃક્ષત ક્ષયી [મ]ાણસને દૂધ અને મધમાં ધાણી ભક્ષણ કરવા આપવી. તે પચી ગયા પછી સાકર નાંખી દૂધ પાવું. (૨૪) **[ક્ષ]યથી ઉલટી થાય તે ઉપર:**—લાખનું સારૂં બારિક ચૂર્ણ, મધ, ઘી તથા દૂધ એકત્ર કરી આપવું. (૨૫) **ઈક્ષ્વાદિ મોદક:**—ચણોઠીનાં મૂળીઆં, શેલડીનો રસ, મધ અને વંશલોચન, એ દરેક ૬૪ તોલા, સાકર ૨૦૦ તોલા, તથા કૌચબીજ, મરી, તજ, તમાલપત્ર અને એલચી, એ દરેક ૧૬ તોલા લઈ એનું ચૂર્ણ કરી તેમાં નાંખી રવીએ મથન કરી તેના ચાર તોલાના મોદક કરી ભરી રાખવા. તેમાંથી બે વેળા અથવા એક વખત તે મોદક અગ્નિ બળ જોઇ આપવા. એ ઉપર પથ્ય સારી રીતે પાળવી; જિતેંદ્રિય અને બ્રહ્મચર્યે રહેવું, એટલે તે મોદક સંગ્રહણી અને એકાદશ પ્રકારના ક્ષયનો નાશ કરે છે, તથા વૃદ્ધ, વ્યાકુલ થએલા અને ધાતુક્ષીણ થએલાને આ વાજીકરણ છે; અને વાંઝણીને પુત્ર આપે છે. તથા યુદ્ધ, સ્ત્રી, મદ્ય, અને ભારથી શ્રમિત થએલા પુરૂષોના બળને વધારે છે. તથા હૃદ્રોગ, પ્લીહા, સંગ્રહણી, મૂત્રકૃચ્છ, અપતંત્રક, અપસ્માર, વિષ અને ઉન્માદનો નાશ કરે છે. આ રસાયન છે. (૨૬) દ્રાક્ષ, સાકર, મધ અને પીંપર આપવું, કિંવા આસોદ, સાકર, મધ, ઘી અને પીપર એકત્ર કરી આપવું. એટલે ધાતુક્ષય દૂર થાય છે. (૨૭) મુસળકંદનું ચૂર્ણ ઘીમાં તળવું તથા તેમાં કૌચબીજ, ગોખરૂ અને શતાવરીનું સમભાગ ચૂર્ણ મિશ્ર કરવું. અને એ બધા જેટલી સાકરની ભૂકી અને બકરીનું ઘી નાંખી સવા તોલા પ્રમાણના લાડુ કરી રાખવા. નિત્ય સવારે એક લાડુ ખાવા આપવો ને ઉપર પાંચ તોલા બકરીનું દૂધ સાકર નાંખી પાવું. (૨૮) **અગસ્ત્ય હરીતકી:**—જવ એક આઢક (૨૫૬ તોલા) પ્રમાણના વજનને લઇ ખાંડી તેમાં પાણી ચોપટ નાંખી, ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તેમાંથી જવ કહાડી નાંખી રાખવું પછી દશમૂળનાં ઔષધો ૧૦ થઇને ૮૦ તોલા, ચિત્રો, પીંપળીમૂળ, અઘેડો, કચોરા, કૌચબીજ, શંખપુષ્પ, ભારંગછાલ, ગજપીંપર, બળદાણા અને પુષ્કરમૂળ, એ દશ ઓષધો આઠ આઠ તોલા પ્રમાણે લઇ થોડાં થોડાં ખાંડી તેમાં પાણી છ આઢક (૧૫૩૬ તોલા) નાંખી ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તે જવના કાઢામાં મેળવી, તેમાં મોટાં હરડાં ૧૦૦ નાંખી ઘી અને તલનું તેલ બત્રીસ

બત્રીસ તોલા અને ગોળ ૧ તુલા (૪૦૦ તોલા) તે કાઢામાં નાંખી લચકો પાય ત્યાં સુધી પાક કરવો. ઠંડુ થયા પછી પીંપરનું ચૂર્ણ અને મધ, એ સોળ તોલા પ્રમાણે લઇ પાકમાં મેળવવું. આ અવલેહમાંથી રોગીએ દરરોજ ૨ હરડાં લેઇ સાથે ખાવાં. તેથી કરી ક્ષય, કાસ, જ્વર, શ્વાસ, હેડકી (હિડકી), મૂત્રવ્યાધિ, પીનસ અને સંગ્રહણી, એ રોગો દૂર થાય છે. શરીરે કરચળીઓ પડે છે તે જતી રહે છે, કેશ ધોળા હોય છે તે કાળા થાય છે તથા બળ અને કાંતિ આવે છે. આ અવલેહ રસાયન છે. એથી કરી સર્વ પ્રકારના રોગો દૂર થાય છે. આ અવલેહ અગસ્ત્ય ઋષિએ કહેલો છે.

પથ્યઃ—ઘઉં, મગ, ચણા, માખણ, દૂધ, ઘી, કેળાં, ફણસ, કેરી, આમળાં, નાળીએર, સરગવો, તાજી દ્રાક્ષ, સાકર, શરીરે સુગંધી તેલનું અભ્યંગ, ઉત્તમ સુંદર અને મનોરમ એવાં સ્થાનો અને ગૂંથેલી માળાધારણ, ગાવું, કથા અને પુરાણનું શ્રવણ, મૃદુ અને શીત પવન, નાચ, ચાંદરણી, વીણાવાદન, મીતુ દર્શન અને સુવર્ણ, મોતી તથા રત્નના અલંકારનું ધારણ. અપથ્યઃ—વિરેચન, મળમૂત્રાદિ વેગધારણ, શ્રમ, સ્વેદન, અંજન, જાગરણ, સાહસકર્મ, રૂક્ષપાન, રૂક્ષાન્ન, વિષમાશન, પાન, કાવીમકુ, લસણ, હીંગ, ખાટા, તીખા, તુરા અને કડવા રસ, ભાજીપાલો, ક્ષાર, વિરૂદ્ધાશન, અધ્યશન, કંકોડાં, દાહકારક પદાર્થ, રાતી અને શ્વેત સાટોડી.

## ૧૧૮—ક્ષુદ્રરોગ. (ફોલ્લા, ફોલ્લીઓ વગેરે.)

શારંગધર ગ્રંથમાં ક્ષુદ્રરોગ સાઠ પ્રકારનો કહેલો છે. તે પૈકી જરૂર જણાઇ તેટલાનુંજ અહીં વર્ણન કરેલું છે. વલ્મીકઃ—ગળું, ખાંધ, હાથ, પગ અને સાંધાને ઠેકાણે ત્રણે દોષોથી વારૂળા જેવી ગાંઠ ઉત્પન્ન થાય છે. તેનો ઉપાય નહિ કરવાથી તે હળવે હળવે મોટી થાય છે. તેને પુષ્કળ છિદ્રો પડે છે. તેમાંથી સ્રાવ થાય છે. સોજો ચઢે છે; અને તેનું મુખ ઉપર ઉપસી આવેલું હોઇ વિસર્પ પ્રમાણે પ્રસરે છે. કક્ષા (કાખમાંજરી, બાંબલાઇ,) બાહુ, કાખ, ખાંધ અને બરડાની જગોએ પિત્ત કોપથી થએલી કાળા ફોલ્લાએ વ્યાપ્ત અને વેદનાયુક્ત ગ્રંથિ થાય છે. અગ્નિરોહણી (રસોળી):—કાખની આજુ-બાજુએ માંસ ફાડનારાં જે ગુમડા થાય છે તેના યોગે અંતર્દાહ અને તાવ આવે છે; અને તે અંગારા જેવા લાલ થાય છે; તેમાં વાયુ અધિક હોય તો સાત દિવસે, પિત્તાધિક્ય હોય તો બાર દિવસે, અને કફાધિક્ય હોય તો પંદર દિવસે રોગી મરે છે. એ ત્રિદોષજ અગ્નિરોહિણી અસાધ્ય છે. પાદદાહીઃ—જે માણસ સ્વભાવતઃ ઘણું ફરે છે, તેના પગો કુપી વાયુના યોગે અત્યંત બળતરા થાય છે, તળીઆમાં ભગ પડે છે, ખાલ નીકળી જાય છે, અને હાથે પગે દાહ થાય છે; તેને પાદદાહી અને લોકમાં બળવાત કહે છે. એ હાથને પણ થાય છે. ઓસારઃ—કહોવાણનો કચરો પગની આંગળીઓમાં ભરાવાથી તે આંગળીઓની વચલી જગ્યામાં ચળ ઉત્પન્ન થાય છે, બળતરા થાય છે, ચામડી સૂજી જાય છે, અને બળતરા થઈ સણકા આવે છે એને ઓસાર કહે છે. દારૂણ—કફવાયુના યોગે કેશની જમીન અતિ કઠિન થઇ ચેળ આવે છે, ચરચર થાય છે, અને ઝીણી ફોડકીઓ થઇ પાકે છે તેને દારૂણક કિંવા દારૂણ કહે છે. વ્યંગ (વાંગ) શ્રમ તથા ક્રોધવડે કોપેલો વાયુ પિત્ત સાથે મળી મુખ ઉપર આવે છે, તથા એક મંડળ ઉત્પન્ન કરે છે, તે દુખતું નથી; અને પાતળું તથા શ્યામવર્ણું હોય છે. તેને વ્યંગ કિંવા વાંગ કહે છે. ગુદભ્રંશ (ખુનુ)—રૂક્ષ તથા અશક્ત પુરૂષોની ગુદા કચકવાથી કિંવા અતિસારના યોગથી બહાર આવે છે તેને ગુદભ્રંશ કહે છે. સૂકરદંષ્ટ્રઃ—દાહયુક્ત, કોરે લાલ, જેની ચામડી પાકેલી, તીવ્ર વેદનાયુક્ત, કંડૂયુક્ત અને જ્વર કરનાર એવો સોજો કિંવા વ્રણ થાય છે તેને સૂકરદંષ્ટ્ર (ડુક્કરદાઢ) કહે છે.

વલ્મીક ઉપર ઉપચારઃ—મનશીળ, ભિલામો, કાગદી એલચી, અગર, ચંદન અને જાઇના પાનનો કલ્ક કરી તેમાં કડવા લીંબડાની લીંબોળીઓનું તેલ પચન કરવું, તે બહુજ છિદ્રોના અનેક વ્રણયુક્ત વલ્મીકનો નાશ કરે છે. કક્ષા (કાખમાંજરી) ઉપરઃ—(૧) વડના દૂધનો કિંવા વછનાગનો વારંવાર લેપ કરવો. (૨) ગુમડું ફોડવાને માટે પુંગળવેલીના પાન વાટી અથવા રાઇ અને કાથ એકત્ર વાટી પાટો બાંધવો. (૩) ધોળી કળલાવીનો કંદ ઘસી ચોપડવો. કાળપુળી (પાઠા)

ઉપર:—(૧) કુંવાડીઆનાં પાન વાટી સાત દિવસ બાંધવાં. (૨) કંવંડળ અને કડવી ઇંદ્રવરણીનાં મૂળીઆં ઠંડા પાણીમાં ઘસી વારંવાર લેપ કરવો. (૩) વગડાઉ સરગવાનાં મૂળીઆં, તાનવડીનાં મૂળીઆં અને કળલાવીના કાંદાને પાણીમાં એકત્ર ઘસી અથવા ફક્ત કળલાવીનો કાંદો ઘસી લેપ કરવો. (૪) ઝાડ ઉપરના કાંસાળુના કાંદા પાણીમાં ઘસી પાઠા ઉપર લેપ કરવો. પથ્ય અલણી. (૫) ગરમાળાનાં મૂળીઆં છાશમાં ઘસી પાઠા ઉપર લેપ કરવો; અને તિતીનાં મૂળીઆં દૂધમાં ઘસી પાવાં. (૬) સાત વર્ષી ધાવડીનાં મૂળીઆંની ભૂમિમાંની ગાંઠ ગાયના તાજા દૂધમાં ઘસી પાવી; અને તેના ઉપર લેપ કરવો. (૭) પુત્રજીવ ઝાડની અંતરછાલ પાણીમાં ઘસી ચોપડવી એટલે કાળપુળી (પાંઠું), લિંબના ફોલા, ગંડમાળ, ગલગંડ અને કાખમાંજરીનો નાશ થાય છે. (૮) વિષ્ણુક્રાંતા તથા પેટારી, એ બન્ને કાંજીમાં વાટી લેપ કરવો; એટલે કાળપુળી, સર્વ પ્રકારની ગાંઠો અને ગુમડાનો નાશ કરશે. આ ઔષધ કાળપુળીનો નાશ કરવા માટે મોટું સમર્થ ઔષધ છે. કાળપુળી જેવુંજ બીજા પ્રકારનું મોટું ભયંકર ગુમડું થાય છે. તેનાં લોકોમાં ચાલતાં નામો, લક્ષણો અને ઉપચારો નીચે આપેલાં છે. **જાળપુળી:**—જે ગુમડાથી અગ્નિથી દાઝયા પ્રમાણે દાહ થાય છે તે. **ચાળપુળી:**—જે ગુમડાંથી ચાળણી પ્રમાણે છિદ્રો પડતાં જાય છે અને કેટલાએક ઉપચારો કર્યા છતાં તે પોતાનો ક્રમ ન છોડતાં, ઉપરના ઉપર છિદ્રો પાડતુંજ જાય છે. **ઢેંઢપુળી:**—ઉપર પ્રમાણે વિકાર થઇ શરીરના ભાગ ઉપર નખ જેવી કઠિન ચામડી વધારતું જાય છે તે. **પાઠું:**—આ કાળપુળીનોજ પ્રકાર હોઈ એ બહુધા પીઠ ઉપર જે ઠેકાણે દૃષ્ટિ પહોંચતી નથી એવા કરોડના ભાગપર થાય છે. **ઉપચાર:**—(૧) કડવા લીમડાનાં પાન પાણીમાં વાટી ગુમડા ઉપર વારંવાર બાંધતાં રહેવું એટલે દાહ શાંત થશે. (૨) કાળપુળી ઉપર કહેલા ઉપચારો સર્વ પ્રકારના ગુમડાં ઉપર કરવા. (૩) વાંકેરીની જડ ઠંડા પાણીમાં ઘસી પાવી અને ગુમડા ઉપર લેપ કરવો. કિંવા વાંકેરીનાં પાન પાણી નાંખ્યા સિવાય વાટી ઉપર બાંધવાં. (૪) ત્રિધારી કાંડવેલનો રસ કાઢી તેમાં વાંકેરીની જડ અને શંખજીરૂ ઘસી તેનો ચાળપુળી ઉપર વારંવાર લેપ કરવો. **જાળવાત ઉપર ઉપચાર:**—(૧) ગાયના ઘીનું હમ્મેશાં મર્દન કરવું, એટલે દાહ શાંત થશે. (૨) આમળાંનો રસ કહાડી તેમાં ગાયનું ઘી નાંખી પકવ કરી તે સેવન કરવું; એટલે પિત્ત અને જાળવાતનો નાશ થશે. (૩) એનના અંકુર, બોરડીનાં પાન અને આવળકંટીને વાટી તેનો રસ હાથમાં અને પગતળીએ મર્દન કરવો. (૪) લીલા પપૈયા લાવી પીસી, તે પીસેલા પપૈયા પતરાળામાં વીંટી તે પાણીથી ભરેલા ઢાંકણુ દીધેલા વાસણમાં મુકી મંદાગ્નિવડે બાફ દઇ તે પીસેલા બફાએલા પપૈયા હાથતળીઆમાં અને પગતળીઆમાં બાંધવાં. આ પ્રમાણે ચાર પાંચ વખત કરવું; એટલે એ વિકાર નાશ પામે છે. (૫) મીંઢળ, સિંધવ, ગુગળ, ગેરૂ અને વાળાનું ચૂર્ણ, મધ અને ઘીમાં કાલવી તેનો લેપ કરવો. (૬) મધ, મીણ, સિંધવ, ઘી, ગોળ, ગુગળ, રાળ, તથા ગેરૂને એકત્ર કરી તેનો લેપ કરવો. (૭) મોટાં માયફળ, સરસડો, કડવો લીમડો, મોચરસ, રાતું કોળું, કાકડી, રાખનું પાણી, તેલ અને મીઠું એકત્ર કરી પચન કરી તે ચોપડવું; એટલે જાળવાતનો ત્વરિત નાશ થાય છે. (૮) છીપો બાળી તેની ભસ્મ કરી માખણમાં ખરલ કરી ચોપડવી. (૯) કડવી દુધી ચીરી કોરી તેમાં કડવા લીમડાનાં પાન અને તેલ નાંખી કઢવી તે તેલ ચોપડવું. **ઓસાર ઉપર:**—(૧) ડાંગરના કુસકા બાળી પગને કાળો રંગ જણાઈ આવે ત્યાં સુધી ધૂણી કરવી. (૨) કરંજનાં બિયાં, હળદર, હિરાકસી, પદ્મકાષ્ટ, મધ, ગોરોચન અને હરતાલનો લેપ કરવો. તે હિતકારક છે. (૩) ધોળા કાથાની અથવા શંખજીરાની ભૂકી ઉપર ચોપડવી. (૪) વૃક્ષ પડવળીના પાનનો રસ ચોપડવો. **દારૂણક ઉપર:**—(૧) દૂધમાં ખસખસ વાટી લેપ કરવો. (૨) રિંગણીના રસમાં કિંવા જાસુંદીના ફૂલના રસમાં સમભાગ તેલ નાંખી પચન કરી, તે તેલનો લેપ કરવો. (૩) આંબાની ગોટલીનું અથવા હરીતકીનું ચૂર્ણ, સમભાગ દૂધમાં વાટી તેનો લેપ કરવો. (૪) **ભૃંગરાજ તૈલ:**—ભાંગરાનો રસ, લોહકાટ, ત્રિફળાં અને ઉપરસાળના કલ્કમાં તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો; એટલે દારૂણક, અકાળે વાળ ધોળા થાય છે તે, પલિતરોગ, કંડૂ અને ઇંદ્રલુપ્તનો નાશ થાય છે. (૫) ભાંગરાનો રસ અને ચણોઠીના કલ્કમાં તેલ સિદ્ધ કરવું; તે કંડૂ, દારૂણક, કુષ્ટ અને મસ્તકવ્યાધિનો નાશ કરે છે. **વ્યંગરોગ ઉપર:**—(૧) વડની વડવાઇઓ અને મસૂરનો કિંવા મધમાં મજીઠ

નાખી તેનો લેપ કરવો (૨) આગોશની છાલ, મજીઠ, અરડુસી અને મધનો લેપ કરવો (૩) વાયવર્ણાના કાઢાથી મ્હો ધોવુ, એથી વ્યંગરોગનો નાશ થશે (૪) જાયફળનો લેપ કરવો, એથી મ્હો કમળપત્ર જેવુ થાય છે **તારુણ્યપિટકા એટલે મર્મસ્થાનના ગુમડા ઉપર:**—(૧) બીજોરાના મૂળીઆં, ઘી, મનશીલ અને ગાયના છાણના રસનો લેપ કરવો, તે મર્મનો ઉત્તમ વર્ણ કરે છે અને તારુણ્ય પિટકા, વાગ તથા કાળાપણાનો નાશ કરે છે (૨) જાયફળ, ચદન અને મરી, એકત્ર વાટી તેનો લેપ કરવો (૩) લોધ્ર, ધાણા અને વજનો કિવા ગોરોચન અને મરીનો લેપ કરવો (૪) અર્જુનવૃક્ષની છાલ દૂધમા વાટી લેપ કરવો (૫) મજીઠ મધમા વાટી લેપ કરવો (૬) મોચરસના ઝાડના કાંટા દૂધમા વાટી તેનો લેપ કરવો **ગુદભ્રંશ ઉપર:**—(૧) કમળિનીનાં કુમળાં પાન શર્કરાયુક્ત ભક્ષણ કરવા (૨) કચુકા, બોર, દહી, કેરી, સુઠ તથા ક્ષાર, એમા ઘી સિદ્ધ કરવુ અને લેપ કરવો, એટલે ગુદ ભ્રશનો નાશ થશે (૩) કોકમ, ચિત્રો, આમલીના ચીચોડા, બીલા, પહાડમૂળ અને જવખારને છાશમા વાટી પ્રાશન કરવાં. (૪) ગાયનુ છાણ ગરમ કરી તેવડે શેક કરવો **સૂકરદંષ્ટ્ર ઉપર:**—(૧) ભાગરાના મૂળીઆ અને હળદરના કલ્કનો લેપ કરવો (૨) રાતા કમળના મૂળીઆંનો કલ્ક ગાયના ઘીમા પ્રાશન કરવો, તે નિયમવડે સૂકરદંષ્ટ્રથી ઘોર તાવ ઉત્પન્ન થાય છે તેનો પણ નાશ કરે છે (૩) હળદર અને ભામરાના મૂળીઆ પાણીમા વાટી તેનો લેપ કરવો, તેથી કરી વિસર્પ અને દર્દનો નાશ થાય છે **ઇંદ્રિલુપ્ત એટલે માથા ઉપર ટાલ પાસે જે રોગ થાય છે તે ઉપર ઉપચાર:**—(૧) રિગણીનો સ્વરસ, કિંવા ચણોઠીના મૂળીઆ અથવા ફળનો, કિંવા મિંનામાના રસનો મધમા લેપ કરવો (૨) હાથીદાત શેકી તેની ભૂકી, બકરીનુ દૂધ અને રસાજન એકત્ર ખરલ કરી લેપ કરવો. (૩) કડવી પડોળીના પાનનો રસ ચોળવો (૪) ગોખરૂ, તલના ફૂલ, મધ અને ઘી, એ પદાર્થો સમાન લઇ મસ્તકે લેપ કરવો. (૫) જાબ, કરંજ, વાયવર્ણા અને કરેણના રેસમા તેલ નાખી પચન કરવુ અને તે તેલ ચોપડવુ (૬) રાતી જાસુદીના ફૂલ અથવા પાન ચોળવાં (૭) મોટા કમળ જેઠીમધ, પીંપર, ચદન, અને નાના કમળ એકેક ભાગ, તેલ ૧૬ ભાગ, આમલીનો રસ ૩૨ ભાગ કહવી તેલ સિદ્ધ કરી ચોપડવુ, એટલે સર્વ પ્રકારના મસ્તકરોગ અને વાગ વગેરે દૂર થશે તાદળજાનુ શાક ભક્ષણ કરવુ (૮) નેપાળો પાણીમા ઘસી ચોપડવો (૯) પપૈયાનુ દૂધ ચોપડવુ **નખોરીઆ ઉપર:**—(૧) છિપનો ચુનો અને સિંદૂર માખણમા ખરલ કરી તેની પટી લગાવવી. (૨) શસ્ત્રવડે યથા યોગ્ય કાપી યથોક્ત ચિકિત્સા કરવી (૩) શિનણીના કુમળા સાત પાન લઇ આગળીએ બાધવા (૪) નખની બાજુએ ટંકણખારનુ ચૂર્ણ ભરવુ, એટલે ત્વરિત ગુણ આવે છે (૫) કઢાએના મીણની લુગદી નખ ઉપર બાધવી (૬) કડવા લીમડાના પાન મીઠુ નાંખી વાટી ઘીમા શેકી તેનો પાટો બાધવો (૭) રેવચીનો શિરો ઘસી ચોપડવો એટલે સોજો ઉતરશે **અરૂંષિકા એટલે ખોડા ઉપર:**—(૧) જૂની ચોડ અને કુકડાની હગારને ગોમૂત્રમા ખરલ કરી લેપ કરવો, એટલે ખોડા ત્વરિત જશે (૨) લીંબુનો રસ ઉપર ચોળવો અને ઘોડાના મૂત્રમા અથવા લિંબના રસમા સિંધવ નાખી તેનો લેપ કરવો. (૩) ખેર, કડવો લીમડો, કડો અને જાબુઆના ઝાડની છાલ વાટી, ગોમૂત્ર અને સિંધવમા મેળવી તેનો લેપ કરવો (૪) હળદર, દારૂહળદર, કરિયાતુ, ત્રિફળા, કડવો લીમડો તથા ચદનના કાઢામાં કિંવા કંકમા તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો (૫) બિનામો તેલમા ઘસી ચોપડવો (૬) કાગના ઝાડની રાખ તેલમા ખરલ કરી ચોપડવી (૭) મેંદી વાટી તેનો એક આગળ જાડો લેપ કરી ચાર પહોર પછી તે ધોઇ તે ઉપર તલના તેલમા નાળીએરના છોડાની રાખ મેળવી તે ચોપડવી (૮) શંખજીરૂ, ચિકણી સોપારી અને ધોળા કાથાનુ ચૂર્ણ માખણમાં ખરલ કરી ચોપડવુ (૯) નાયટીના કિવા ગરમાળાના પાન વાટી ઉપર ચોળવા (૧૦) ગેરૂ અને કાળીતુળસીના પાન એકત્ર વાટી ચોળવા (૧૧) કળીચુનો અને હરતાલ પાણીમા વાટી તેનો લેપ કરવો (૧૨) તલના પાનની રાખ તલના તેલમા ખરલ કરી ચોપડવી અને એજ રાખ સૂકા કઠૂ ઉપર લીંબુના રસમા ચોપડવી (૧૩) લીંબુ અને સબ્જાના પાનનો રસ ચોપડવો (૧૪) ગોળને તવા ઉપર બાળી તેની રાખ માખણમા ખરલ કરી ચોપડવી (૧૫) મોરથુથુ પાણીમા કાલવી તેમાં તેલ કહવી તે ચોપડવુ **પલિતરોગ (અકાળે કેશ ગળે તે) ઉપર ઉપચાર:**—(૧) લોહચૂર્ણ,

ભાંગરો, ત્રિફળાં અને કાળી માટીને શેલડીના રસમાં વાટી એક મહિનો લેપ કરવો; એટલે કેશ કાળા થાય છે. ( ૨ ) આંવળકંટી ૮ તોલા, બહેડાં ૪ તોલા, આંબાની ગોટલીમાંનું મગજ ૨૦ તોલા અને લોહચૂર્ણ ૧ તોલો, એકત્ર વાટી તે કલ્ક લોહપાત્રમાં મૂકવો અને રાત્રે તેનો લેપ કરવો. ( ૩ ) કડવા લીમડાના બિયાંનું તેલ કહાડી તે વાળને ચોપડવું, નસ્ય આપવું, તથા દૂધ અને ભાત જમવો; એટલે એક મહિનામાં બધા કેશ કાળા થાય છે. (૪) શિવણીનાં મૂળીઆં, કાંટાસરીઆનાં ફૂલ, કેતકીનાં મૂળીઆં, લોહચૂર્ણ, ભાંગરો, એને ત્રિફળાંના કાઢામાં તેલ નાંખી પચન કરવું; તે એક મહિનો જમિનમાં પૂરી રાખવું; પછી લેપ કરવો; એટલે ધોળા થએલા કેશ કાળા ભ્રમર જેવા થશે. **અહિપૂતન એટલે બાળકની ગુદા પાકે છે તે ઉપર ઉપચાર:**—(૧) પહેલાં માતાના દૂધનું શોધન કરવું; પછી ખેર અને ત્રિફળાંના કાઢાવડે વ્રણ ધોવું. (૨) શંખ, સુરમો અને જેઠીમધનો લેપ કરવો. (૩) કડવા પંડોળાનાં પાન, ત્રિફળાં અને રસાંજનના કલ્કમાં ઘૃત સિદ્ધ કરી તે પ્રાશનાર્થ આપવું; એટલે કષ્ટસાધ્ય રોગ પણ દૂર થાય છે. **હાથના પાસાને સોજો આવે છે તે ઉપર:**—(૧) અરણીના પાનમાં મીઠું નાંખી વાટી પાટો બાંધવો. (૨) કુંવેરનાં પાનને હળદર નાંખી ગરમ કરી બાંધવાં. (૩) દૂધમાં કણક મેળવી તેનું પોટીસ બાંધવું. (૪) ઝેરકોચલાનાં બિયાં ઘસી ચોપડવાં. **કુલાઓ ઉપર મોટો સોજો આવે છે તે ઉપર:**—(૧) ફણી થુરીઆનાં પાન અંગારામાં શેકી તે ઉપરે હળદર નાંખી ગરમ ગરમ બાંધવાં. (૨) આમળાનાં પાન તથા સોમલને થુંકમાં ખરલ કરી લેપ કરવો; એટલે હાથનો સોજો પણ જાય છે. (૩) કાળા ગોળનો લેપ કરવો. ( ૪ ) આકડાનું દૂધ ચોપડવું. ( ૫ ) મોટી કાકડીની જાડી છાલ બે ત્રણ દિવસ બાંધવી. (૬) ભેંશના છાણમાં કુલિત્થનો લોટ મેળવી જાડો રોટલો કરી શેકી ગરમ ગરમ બાંધવો. **ખરજવા ઉપર ઉપચાર:**—( આ રોગ હાથ અને પગ ઉપર પ્રથમ ખરજયુક્ત ઉત્પન્ન થઇ, લોહી દૂષિત કરી ઉપરને ઉપર પ્રસરતો જાય છે. એમાં અતિશય દાહ અને ખરજ હોય છે. એને મહારાષ્ટ્ર ભાષામાં “ઇસબ” કહે છે. )—( ૧ ) ઘેટાની લીંડીઓનું પાતાળયંત્રવડે તેલ પાડી ચોપડવું. (૨) મોરથુથુ અને કળીચુનો એકત્ર કરી લેપ કરવો. (૩) ગાયના મૂત્રથી રોજ પગ ધોઇ નાંખવા. (૪) ભિલામો અને રાળ તેલમાં કઢવી તે તેલ ચોપડવું. (૫) શતધૌત ઘૃતમાં મોરથુથુ, મુરદારશિંગ અને કપીલો થોડું થોડું નાંખી તાંબાની કથરોટમાં તાંબાના વાસણવડે ખરલ કરી તે ચોપડવું. ( ૬ ) શતધૌત ઘીમાં રસકપૂર ખરલ કરી ચોપડવું; એટલે ખરજવું, ખસ, દાદર, ચાંદી, ખોડો, ફોલ્લા, ઉંદરી વગેરેનો નાશ થાય છે. (૭) ગાજર પીસી કિંચિત્ મીઠું નાંખી તેને જરા બાફ આપી તે ખરજવા ઉપર બાંધવું એ પ્રમાણે ૩ દિવસ કરવું. (૮) કુવાડીઆનાં બિયાં ૩ ભાગ, બાવચો ૨ ભાગ અને ગાજરનાં બિયાં ૧ ભાગ લઇ ગોમૂત્રમાં આઠ દિવસ પલાળી રાખવાં. પછી તેનો લેપ કરવો, એટલે ત્વરિત ગુણ આવે છે. આ ઔષધમાં ઉપરા ઉપરી ગોમૂત્ર નાંખી સુકાવા ન દીધાથી વર્ષભર ટકે છે. (૯) પિત્તપાપડો, હરતાલ અને વછનાગને સમભાગે જુના ઘીમાં ઘસી ચોપડવાં. (૧૦) મનશીળ, રસકપૂર, નેપાળો અને ગંધક, એ એકેક ભાગ, ફુલાવેલું મોરથુથુ અર્ધો ભાગ, તથા એ બધાં ઔષધોથી દુપ્પટ આકડાનું દૂધ અને દૂધથી બમણું માખણ લઇ કાંસાના વાસણમાં ખરલ કરી લેપ કરવો. (૧૧) વેંગણ શેકી લેપ કરવો. **શોફોદર**–(આ રોગમાં સોજાનું પ્રાધાન્ય છે. તથા નાના બાળકને પણ આ રોગ થાય છે. પ્રથમ હાથે ને પગે સોજો આવી મ્હોં પર્યંત જાય છે. કિંવા મુખે પ્રથમ સોજો આવી હાથ પગ પર્યંત જાય છે. એવા એના બે પ્રકાર છે. આ રોગમાં આખા શરીરે સોજો આવવાથી રોગી નિસ્તેજ થાય છે. રોગીના સોજામાં બળતરા હોઇ ગળફા પડે છે, તે રોગી અસાધ્ય જાણવો. બાળકોને આ રોગ થવાથી તેમાંથી તે બચવું કઠિન છે તે.) **ઉપર:**-(૧) આસોદરો, ગંગાવતી, કારેલી અને ભાંગરાના પાનનો રસ એકત્ર કાઢી તેમાં મરીની ભૂકી અને ઘી નાંખી તે ૩ દિવસ પાવો. ઔષધ લાગે તો ઉતાર ઘી અને ભાત. કિંવા આસોદરો, કારેલી અને ભાંગરાના રસમાં અથવા પાણીમાં વાડ ઉપરના કડાનાં મૂળીઆં ઘસી પાવાં. (૨) ધોળા વસુનો કાઢો સાત દિવસ આપવો. કિંવા વસુનાં મૂળીઆંનો લેપ કરવો. (૩) ગલકીનાં પાનનો રસ ૨ તોલા ઘીમાં પાવો અને પાન સોજા ઉપર વાટી ચોપડવાં. (૪) રતાળુનો કંદ કચરી મજબૂત કપડામાં ઘાલી જોરથી પીલવું. તેનો જે રસ આવે તેમાં ધોળી ગરણીનાં મૂળીઆં ઘસી તેનો લેપ સર્વાંગે કરવો. આ યોગથી સોજો

ઉતરી જાય છે. (૫) વાડમાંના કડાનાં મૂળીઆં ગરમ પાણીમાં ઘસી દરરોજ બે વખત પાવાં. ( રોગીની કંમરે ધોળી ગરણીનો વેશો બાંધવો. (૭) ખેરેતીની છાલનો રસ ૪ પૈસાભાર ગાયના દૂ ૩ દિવસ આપવો. (૮) ઝેરકચોલાના ઝાડ ઉપરની શિંગોની ડાળ કહાડી કુલિત્યમાં નાંખી કાઢો પાવો. (૯) પાડળીનાં મૂળીઆં ગાયની છાશના નિતર્યા પાણીમાં ઘસી બે વખત આપવાં. પથ્થ કળ નું કઢણુ અને મીઠા વગરનો ભાત. એજ વેલ કંમરે બાંધવો. (૧૦) ઓખાડના ફળનો રસ ૪ પૈસાભ કાઢી તેમાં પીંપરની ભૂકી અને પૈસાભાર મધ નાંખી તે પાવો. (૧૨) ત્રિફળાંનું ચૂર્ણ ગાયના દૂધ અથવા ગાયના મૂત્રમાં આપવું. (૧૩) સાટોડી, કડવા લીમડાની છાલ, કડવાં પંડોળાં, સુંઠ, કડુ, દ હળદર, ગળો અને બાળહરડેનો કાઢો આપવો. એટલે સર્વાંગશુજ, ઉદર, પાંડુ, સ્થૂલતા અને કા નાશ થાય છે.

## ૧૧૯—વાજીકરણ તથા ધાતુપુષ્ટ ઔષધો.

જે ઔષધો ધાતુને વધારી પુરુષોને સ્ત્રીઓ વિષે તથા સ્ત્રીઓને પુરુષો વિષે હર્ષ આપે છે વાજીકરણ ઔષધો જાણવાં. ધાતુપુષ્ટ ઔષધો:—(૧) ધોળા ભોંયકોળા (ક્ષીરવિદારી) નું ચ કરી તે ઘી અને સાકરમાં ખાવા આપવું અને ઉપર સાકર નાંખી દૂધ પાવું; એટલે ઉત્તમ પ્રકારે ધાતુપુ થાય છે. (૨) તાલીમખાનું અને કૌંચબીજનું ચૂર્ણ સાકર સાથે ખાવા આપવું અને ઉપર ધારોષ્ણ (તુર દોહેલું) દૂધ પાવું. (૩) મોચરસનું ચૂર્ણ અર્ધો તોલો, સાકર ૪ તોલા અને ગાયનું દૂધ પાકો પાશે એકત્ર કરી આપવું. (૪) ગાયના તપાવેલા દૂધમાં ગાયનું ઘી અને સાકર નાંખી તે પાવું; આના જે પથ્ય, તેજોવર્ધક અને પુષ્ટિકારક પ્રયોગ બીજો નથી. (૫) મોચરસના ઝાડનાં તાજાં મૂળીઆં ૪ તો કચરી ગાયના પાશેર દૂધમાં રાત્રે પલાળી રાખી, સવારે ગાળી તેમાં સાકર ૧ તોલો નાંખી સાત દિવ પીવાથી ધાતુ પુષ્ટ થઈ **વીર્યસ્રાવ** બંધ થાય છે. (૬). સાલમમિશ્રી, ધોળીમુસળી, કાળીમુસળી, ગોખ તાલમખાનું, બળબીજ અથવા બળદાણાનાં પાન અને ખારેકના મગજનું ૬ માસા ચૂર્ણ. ૧ તોલો સાકર અ પાશેર દૂધમાં પાવું એટલે ધાતુપુષ્ટિ થઇ સ્વપ્નાવસ્થામાં થતો વીર્યસ્રાવ બંધ થાય છે. (૭) ઉટકટારીનાં મૂળ આંની છાલ સુકવી ખાંડી રાખવી. રાત્રે મોગલી એદાણા ૧ તોલો અને સાકર બે તોલા મળી પાશેર પાણી ભીંજવી રાખી સવારે તેનો કલ્ક વસ્ત્રથી ગાળી કાઢવો. પછી તેમાં તે છાલનું ૬ માસા ચૂર્ણ નાંખી પાવ એટલે **વીર્યવૃદ્ધિ** અને પુષ્ટતા થઇ ઘણા દિવસોનો **પ્રમેહ**, **મૂત્રકૃચ્છ્ર** અને ધાતુ મૂત્ર સાથે જ હશે તો તે બંધ થશે. (૮) આવળકંટી અને ગોખરૂનું ૩ માસા ચૂર્ણ, ગળોનું સત્વ ૧ માસો, ૨ તોલા ઘી અને ૨ તોલા સાકરમાં મેળવી આપવું; એટલે ઉત્તમ પ્રકારની ધાતુપુષ્ટિ થશે, અ અને **ધોળા** વાળના કાળા વાળ થાય છે. (૯) સફ્ત મુસળી, સાલમમિશ્રી, કૌચબીજ, ગોખરૂ, શતાવ અને આવળકંટીનું ચૂર્ણ ૧ તોલો ગાયનું પાશેર દૂધ અને ૧ તોલા ઘીમાં પાવું (૧૦) અડદનો કા કરી તેમાં ગાયનું દૂધ અને ગાયનું ઘી તથા સાકર નાંખી પાવો. (૧૧) શતાવરી, બળદાણા, કૌચબીજ તાલીમખાનું, ગોખરૂ, તલ, અને અડદનું ચૂર્ણ ઉકળેલા ગાયના દૂધમાં સાકર નાંખી પાવું. ( ૧૨ જેઠીમધનું ચૂર્ણ મધ અને ઘી નાંખી આપવું. ઉપર દૂધ પાવું. (૧૩) ભોયકોળાના ચૂર્ણને તેના અ રસની સાત ભાવનાઓ આપી તે ચૂર્ણ ઘી અને મધમાં આપવું. (૧૪) ઉટકટારી, ગોખરૂ, અને કૌચ બીજનો દૂધમા પાક કરી પાવો. (૧૫) ઉટકટારીનાં મૂળીઆંની છાલનું ચૂર્ણ કરી દૂધમાં નાંખી પકવ કં તેમાં સાકર નાંખી પાવું. એટલે ઉત્કૃષ્ટ પુરુષપણું આવે છે. (૧૬) તાલીમખાનું, મુસળી, ગોખરૂ અ સાકરને ગાયના દૂધમાં આપવું. (૧૭) આપમીજીરૂ ૨ ભાગ, એલચીદાણા ૧ ભાગ, અને સાકર ભાગ, એ રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે ખાવા આપવું; કિવા એની ફાકી મારી ઉપર ગાયનું થોડું દૂ પાવું. (૧૮) માલકાંગણી, સાકર અને એલચીદાણા સમભાગ લઇ એકત્ર કુટી પછી ૪ માસા તે ભૂ લઇ, ચાર માસા એરંડબીજમાં વાટી સવારે દાતણ કર્યાં પછી ખાવું. પ્રકૃતિનું પ્રમાણ જોઇ વર્જ અધિક પણ વધારવું. એ સેવાથી મસ્તકની અને આંખોમાંની ગરમી જઇ આંખોનું તેજ વધે છે (૧૯) બદામ ૧ ભાગ, એરંડબીજ ૨ ભાગ અને એલચીદાણું ૧ ભાગ લઇ એકત્ર ખાંડી તેમાં ભાગ સાકર તથા ૪ ભાગ ગાયનું ચોખ્ખું ઘી નાંખી તે સારૂં એકત્ર મેળવી, રાત્રે પૂર્ણિમાન

ચાંદરણામાં રાખી સવારે લાવવું. રોજ સવારે ૪ માસા કિંવા ૬ માસા ખાવું, એથી મગજમાંની ગરમી જઇ નેત્રવિકાર દૂર થઇ તેજ આવે છે. (૨૦) જવનો લોટ, ચોખ્ખું ઘી અને સાકર, એ દરેક શેર શેર અને ધોળાં મરી એક તોલો અને એલચીદાણાની ભૂકી ૨ તોલા, એ બધાં ઔષધો એકત્ર કરી, સારી રીતે મેળવી એકરૂપ થાય એટલે કલાઇના વાસણમાં તપાવી પૂર્ણિમાની રાત્રીએ ચાંદરણામાં મૂકી સવારે લેવું. રોજ સવારે ૪ કિંવા ૫ તોલા ખાવા આપવું; ઉપર ગાયના દૂધનો એક ઘુંટડો પાવો. (૨૧) આસોદપાક, કુષ્માંડપાક, ગોખરૂપાક, સાલમમિશ્રીપાક અને ભોંયકોળાપાક ખાવા આપવા. (૨૨) કાંદાનો રસ અને મધ એકત્ર કરી સેવન કરવું. (૨૩) ઘી અને મધમાં આસોદનું ચૂર્ણ ખવરાવવું. (૨૪) ચણોઠીનાં મૂળીઆં મધમાં બાફી સાકરમાં ખાવા આપવાં. (૨૫) આમળાનો રસ અને ઘી એકત્ર કરી પાવું. ઘી અને મધ વિષમ ભાગે એકત્ર કરી પાવું. (૨૭) ધોળી સાંવરી (મોચરસના ઝાડના)ના નાના છોડવાનો કંદ સૂકવી બારિક ભૂકી કરવી તથા દરરોજ સવારે અર્ધો તોલો ભૂકી ઘીમાં ગાયના દૂધમાં શીરો કરી તેમાં સાકર, એદાણા અને બદામ નાંખી નિત્ય સવારે ૧ વાર સેવન કરવાથી અનેક પ્રકારના ધાતુસંબંધી રોગ શમી જઇ મગજ તર થાય છે અને **સ્મરણ**શક્તિ વધે છે. (૨૮) ધોળી ગુલબાશીના કાંદા ગાયના તાજા દૂધમાં ઘસી ૮ દિવસ આપવા. (૨૯) કાળી મૂસળીનું ચૂર્ણ, દૂધ અને સાકર સાથે આપવું. (૩૦) આસોદ અને વરધારાનું ચૂર્ણ દરરોજ અર્ધો તોલો, **ગાયના** અર્ધો શેર દૂધમાં ઘી અને સાકર સાથે આપવું; એટલે **વીર્યવૃદ્ધિ** ઉત્તમ પ્રકારે થાય છે. (૩૧) મહુડાની અંતરછાલનું ચૂર્ણ સાંજ સવાર દર વખતે ૨–૩ માસા પ્રમાણે, ગાયના ઘી અને મધમાં આપી, ઉપર પાશેર **ગાયનું** ગરમ દૂધ, ઘી અને સાકર સાથે પાવું. એથી કરી **કામોત્પત્તિ** ઘણીજ સરસ થાય છે. (૩૨) સફેદમુસળી, ગળોનું સત્વ, કૌચબીજ, ગોખરૂ, ધોળી સાવરીનો કંદ અથવા મૂળીઆં કિંવા છાલ, સાકર અને આવળકંટી, આ ઔષધોનું ચૂર્ણ સમભાગ કરી, તેમાંથી અર્ધા તોલા પર્યંત, ગાયના **ધારોષ્ણ** કિંવા તપાવેલા દૂધમાં ઘી નાંખી આપવું, એટલે ધાતુની **વૃદ્ધિ** થઇ કામોદ્દીપન થાય છે, અને **પંઢત્વ** પણ દૂર થાય છે. આ ચૂર્ણ ખાવાથી **કંઅરમાં** ઉત્તમ પ્રકારનું બળ આવે છે. (૩૩) આવળકંટીના ચૂર્ણને આમળાના રસના ૨૭ પુટો દઈ **છાયાશુષ્ક** કરી તે ૨ માસા ચૂર્ણ સાકરમાં આપી, ઉપર દૂધ પાવાથી વીર્યવૃદ્ધિ થઇ કામોત્તેજન થાય છે. (૩૪) બળદાણાનું ઝાડ મૂળીઆં સુદ્ધાં લાવી ધોઇ પાણી નાંખી કચરી રસ કાઢવો; તે વસ્ત્રગાળ કરી સાકર નાંખી દરરોજ કાચા પાશેર પ્રમાણે ૭ દિવસ પાવો; એટલે **વીર્યપતન** બંધ થાય છે. (૩૫) ગોખરૂ, વરીઆળી અને સાકરનો કાઢો કરી બે વખત આપવો; એટલે ૭ દિવસમાં વીર્યપતન બંધ થાય છે. **સ્તંભક ઔષધો:**—(૧) લવંગ, જાવંત્રી, તજ, અફીણ, અક્કલકરો અને સમુદ્રશોકનાં બિયાં, એ સર્વ ચૂર્ણો બરાબર લઇ તે બધા જેટલી સાકરની ભૂકી નાંખી મધમાં ખરલ કરવો તથા એક વાલ પ્રમાણે ગોળીઓ કરવી, તેમાંથી સાંજના ચાર વાગતાં એક ગોળી પાણીના અથવા દૂધના ઘુંટડામાં ગળવી. તથા એક કલાક પછી ગાયનું ધારોષ્ણ દૂધ પીવું તથા મૈથુન, પહેલાં કડઇના તેલમાં આકડાનાં મૂળીઆંનું ચૂર્ણ ખરલ કરી, તેનો પગતળિયામાં લેપ કરવો; એટલે વીર્યનું પતન થતું નથી. ઉતાર લીંબુ ચૂસવું. (૨) કસ્તુરી, કેસર, જાયફળ, લવંગ, અફીણ, ભાંગ, સુંઠ અને એલચીદાણાની વસ્ત્રગાળ ભૂકી એકત્ર કરી વાલ વાલ સવાર સાંજ મધમાં આપવું તથા ઉપર ધારોષ્ણ દૂધ પાવું. (૩) કૌચબીજ, શતાવરી, ગોખરૂ, લેચા, બળદાણા અને તાલમખાનાનું ચૂર્ણ તાજા દૂધમાં રાત્રે પ્રાશન કરવું. (૪) જાયફળ, ખુરાસાની અજમો, અજમોદ અને અફીણ સમભાગ લઇ ચૂર્ણ કરી, ચૂર્ણ સમાન ત્રણ વર્ષનો જૂનો ગોળ મેળવી અર્ધા અર્ધા વાલની ગોળીઓ કરી તે સાંજે ખાવા આપવી. ઉતાર લીંબુ.

## ૧૨૦—પુરૂષત્વ આવવાના ઉપાયો.

(૧) ધોળી ડુંગળીના રસમાં અજમો પલાળી તે દરરોજ ૧ તોલો, ઘી ૧ તોલો અને સાકર ૨ તોલામાં ૨૧ દિવસ ખાવા આપવો એટલે પુરૂષત્વ આવશે. (૨) ખાખરાનાં મૂળીઆંને ચીરી રીતે માટલામાં ઘાલી ઉપર અગ્નિ સળગાવવો; એટલે માટલામાં અર્ક પડશે તે અર્ક ખાવાના પાનને ચોપડી, તે પાનમાં

મેરોઠીનું છેડલુ ઘાલી ખાવા આપવુ, એટલે એકજ દિવસમા પુરૂષત્વ આવશે ઉતાર સ્ત્રીસંગ (૩) કાળા ધતૂરાના મૂળીઆ બશેર, માલકાંગણીના બિયા બશેર, બ્રહ્મદંડીના મૂળીઆ બશેર, એમનુ પાતાળયંત્રવડે તેલ કાઢી, અર્ધો માસો પાનમા ૭-૧૪ અગર ૨૧ દિવસ ખાવા આપવુ (૪) પથરાએલા મોટા પાનની દારૂડીની છાલ ૧ માસો અને વડનુ દૂધ ઉમાળી તેની ચણા જેવડી ગોળી કરી પાનમાં ખાવા આપવી પાનમા લવંગ, જાયફળ, જાવત્રી વગેરે મૂકી સાંજ સવાર પાનમા આપવુ, એટલે સાત અથવા ચૌદ દિવસમા પુરૂષત્વ આવશે (૫) વગડાઉ ભેડીના મૂળીઆનુ ચૂર્ણ ૧ તોલો, પાશેર દૂધમા પાવુ

## ૧૨૧—ચૂર્ણો.

**અજમોદાદિ ચૂર્ણ:**—અજમોદ, વાવડીંગ, સિંધવ, દેવદાર, ચિત્રો, મૂળા, વરિયાળી, પીંપર અને મરી અકેક તોલો, બાળહરડે ૫ તોલા, વરધારો ૧૦ તોલા અને સુંઠ ૧૦ તોલા, એ સર્વેનું ચૂર્ણ કરી ઉષ્ણોદકમા પાવાથી સોજો, આમવાયુ, સાંધા દુખે છે તે વાયુ, ગૃધ્રસી વાયુ અને કેડ, પીઠ, ગુદા, પેટ એ ઠેકાણે શૂળ થાય છે તે, તૂની વાયુ પ્રતિ તૂની, વિશ્વાચી વાયુ અને કફ વાયુનો વિકાર વગેરે તમામ વાયુરોગ દૂર કરે છે **અશ્વગંધાદિ ચૂર્ણ:**—આમોદ ૪૦ તોલા, સુંઠ ૨૦ તોલા, પીપર ૧૦ તોલા, મરી ૪ તોલા, ચાતુર્જાત ( તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ) ૧ તોલો, ભારંગમૂળ ૧ તોલો, તાલીસપત્ર ૧ તોલો, કચોરા ૧ તોલો, અજમો ૧ તોલો, માથા ૧ તોલો, જટામાસી ૧ તોલો, કંકોળ ૧ તોલો, મોથ ૧ તોલો, રાસ્ના ૧ તોલો, કડુ ૧ તોલો ગળો ૧ તોલો અને કોષ્ટ ૧ તોલો લઇ ચૂર્ણ કરવુ બધા ચૂર્ણના જેટલી સાકર નાખી તે દરરોજ એક તોલો સવારે આપવુ ક્ષય ઉપર ઘી અને સાકરમાં આપવુ પ્રમેહ ઉપર માખણમા, શિરોભ્રમણ અને પિત્તવ્યાધિ ઉપર ગોખરૂમાં આપવુ આ ચૂર્ણ જેનો દેહ ક્ષીણ થએલો છે તેના બળની વૃદ્ધિ કરે છે અને મેદ, ઉદર, મંદાગ્નિ અને કુક્ષિશૂળનો તથા અનુપાનથી બધા રોગોનો નાશ કરે છે **અક્કલકરાદિ ચૂર્ણ**—અક્કલકરો, સિંધવ, ચિત્રો, આવળકટી, મરી, પીપર, અજમો અને હરીતકી અકેક ભાગ, અને સુંઠ ૨ ભાગ, એનું ચૂર્ણ કરી તેને બીજોરાના રસની ભાવના આપી ચૂર્ણ અથવા ગોળી કરવી એ મંદાગ્નિ અરૂચિ, ઉધરસ, ગળરોગ, ગુલ્મ સળેકમ, પીનસ, ફેફરૂ, ઉન્માદ અને સન્નિપાત ઉપર હિતકારક છે **આમલકયાદિ ચૂર્ણ:**—આવળકટી ચિત્રો, બાળહરડે, પીપર અને સિંધવ સમભાગ લઇ ચૂર્ણ કરવુ એ સેવાથી સર્વ નકારના તાવ દૂર થાય છે, મળાદિકનો ભેદ થાય છે, રૂચિ થાય છે, કફ દૂર થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે અને અન્નનું પચન થાય છે **એલાદિ ચૂર્ણ:**—એલચીદાણા, જટામાસી, લવંગ, સુંઠ, પીપર, નાગરમોથ, ચંદન, ધાણા, ખારેક, તમાલપત્ર, જેઠીમધ, કાળો વાળો, પીળો વાળો અને દાડમની છાલ, એ સમભાગ લઇ તે ૬ માસા ચૂર્ણ પાશેર દૂધ અને ૨ તોલા સાકરમા આપવુ, એટલે ઉચકી, કમળો, પાંડુરોગ, મૂત્રકૃચ્છ્ર અને ૨૦ પ્રકારના પ્રમેહનો નાશ થઇ ધાતુપુષ્ટ થાય છે **ચંદનાદિ ચૂર્ણ:**—અગર ૧ ભાગ, તગર ૧ ભાગ વંશલોચન ૧ ભાગ, પીળુ ચંદન ૧ ભાગ વાળો અને સાકર ૬ ભાગ લઇ ચૂર્ણ કરીને ૩ અગર ૬ માસા પાશેર દૂધમાં પાવુ, એટલે દાહ, પિત્ત અને ગરમી, એ રોગો દૂર થાય છે **ચોપચની ચૂર્ણ:**—ચોપચની ૧૬ તોલા, ખાંડ ૪ તોલા પીપર, પીપળીમૂળ, મરી, લવંગ, અક્કલકરો, ખુરાસાની અજમો, સુંઠ, વાવડીંગ અને એલચી, એ દરેક તોલો તોલો લઇ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ ગરમ પાણીમા આપવુ એટલે પ્રમેહ, ઉપદંશ, ક્ષીણતા અને મરમીએ સાંધા પકડાય છે તે વગેરે રોગોનો નાશ થાય છે **તાલિસાદિ ચૂર્ણ:**—તાલિસપત્ર ૧ તોલો, મરી ૨ તોલા, સુંઠ ૩ તોલા, પીપર ૨ તોલા, એલચીદાણા ૦ાા તોલો, તજ ૦ાા તોલો અને ખાંડ ૩૨ તોલા, એ બધાનું ચૂર્ણ કરી તે ત્રણ માસા આપવુ એટલે અરૂચિ, અજીર્ણ ઉધરસ, શ્વાસ, જ્વર, ઉલટી, અતિસાર, શોષ, પેટ ચડવુ, પથરી, પાંડુ અને સંગ્રહણી, એ રોગો દૂર થાય છે **ત્રિફળા ચૂર્ણ**—હરડાં, બહેડા અને આવળકટી, એ ત્રણ ઓસડો સમભાગ લઇ ચૂર્ણ કરવુ એને ત્રિફળા કહે છે એ ત્રિફળાચૂર્ણ આપવાથી પ્રમેહ, સોજો, વિષમજ્વર, કફ, પિત્ત અને કુષ્ટ રોગો દૂર થાય છે, અગ્નિ

પ્રદીપ્ત થાય છે, આ ત્રિફળા રસાયની છે. ઘી અને મધમાં ત્રિફળા મેળવી ખાવાથી તમામ નેત્રરોગ દૂર થાય છે. **ત્રિફળા પીપર ચૂર્ણ**:—હરડાં, બહેડાં, આવળકંટી અને પીપરનું ચૂર્ણ કરી મધમાં ચાટવા આપવું. તેથી કરી મળનો ભેદ થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે. શ્વાસ, કાસ અને તાવ દૂર થાય છે. **ત્રિફળાદિ ચૂર્ણ**:—હરડાં, બહેડાં, આંબળાં, તજ, જેઠીમધ અને મહુડાનાં ફૂલ સમભાગ લઈ તેનું ચૂર્ણ ૬ માસા, મધ ૧ તોલો અને ઘી ૧॥ તોલામાં સાંજરે આપવું. એટલે સર્વ પ્રકારના નેત્રરોગ, ગળા ઉપરના ભાગના સર્વરોગ, વલીપલિતરોગ, મૂળવ્યાધિ, ભગંદર, પ્રમેહ, કુષ્ટ હલીમક, અને કિલાસકુષ્ટ, એ રોગો દૂર થઇ નવી દૃષ્ટિ આવે છે, કેશ કાળા થાય છે. **દાડિમાષ્ટક ચૂર્ણ**:—દાડમની છાલ ૮ તોલા, સાકર ૮ તોલા, પીપર, પીંપળીમૂળ, અજમોદ, મરી, ધાણા, જીરૂ અને સુંઠ, અકેક તોલો; વંશલોચન ૩ માસા; તજ, તમાલપત્ર, એલચીદાણા અને નાગકેસર દોઢ દોઢ માસા પ્રમાણે લઇ ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ખાવાથી અતિસાર, ક્ષય, ગુલ્મ, સંગ્રહણી, કંઠરોગ, અગ્નિમાંદ્ય, સળેકમ અને કાસરોગ દૂર થાય છે. **દ્રાક્ષાદિ ચૂર્ણ**:—કાળી દ્રાક્ષ, ખારેક અને પીપરનું એક તોલો ચૂર્ણ, મધ ૧ તોલો અને ઘી દોઢ તોલામાં આપવું, એટલે જ્વર, ઉધરસ અને સોજાનો નાશ થાય છે. **બીજું દ્રાક્ષાદિ ચૂર્ણ**:—કાળી દ્રાક્ષ, જેઠીમધ, ધોળું કમળ, શતાવરી, ખારેક, વંશલોચન, વાળો, આંબળાં, ગળોનું સત્વ, નાગરમોથ, ધોળું ચંદન, તગર, કોષ્ટ, કપૂરચીની, એલચીદાણા, તમાલપત્ર, તજ, નાગકેસર, પીપર, ધાણા અને ગોખરૂનું ચૂર્ણ કરી, સમભાગ સાકર નાંખી તે ત્રણ માસા આપવું; એટલે ક્ષય રોગ, દાહ અને પિત્ત દૂર થાય છે. **ધાન્યાદિ ચૂર્ણ**:—ધાણા, જીરૂં, અજમો, સંચળ, વાળો, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, સુંઠ, મરી, ચિત્રો અને પીપળીમૂળ અકેક ભાગ; દાડમની છાલ, પીપર, ધાવડીનાં ફૂલ, અજમોદ, આમલી અને બાળબેલ ૩ ભાગ; સાકર ૬ ભાગ અને કોઠાનો ગર્ભ ૮ ભાગ, એનું ચૂર્ણ કરી તે ૬ માસા આપવું; એટલે અરૂચિ, ગુલ્મ, ક્ષય, સળેકમ, અતિસાર, મૂળવ્યાધિ, અગ્નિમાંદ્ય, ગ્રહણી, કંઠરોગ, શ્વાસ અને કાસ, એ રોગો દૂર થાય છે. **નારાયણ ચૂર્ણ**:—ચિત્રકમૂળ, ત્રિફળા, સુંઠ, મરી, પીપર, જીરૂં, શેરણી, વજ, અજમોદ, પીપળીમૂળ, વરીઆળી, વગડાઉ તુલસી, અજમો, કચોરા, ધાણા, વાવડીંગ, કાળું જીરૂં, ચોખા, પોખરમૂળ, સાજીખાર, સિંધવ, વરાગડુ મીઠું, સંચળ, બીડલોણ, સમુદ્રનું મીઠું અને કોષ્ટ, એ ૨૭ ઓષધો અકેક ભાગ, પહેલા ઔષધનો બે ભાગ, કડવા ઇંદ્રવરણીનાં ફળ ત્રણ ભાગ, નસોતર ત્રણ ભાગ, દાડમનાં મૂળીઆં ચાર ભાગ, પીળા થુરીઆનાં મૂળીઆં અથવા પાન, તે ન મળે તો તેના અભાવે થુરીઓ લેવો, તથા એ બધાં ઔષધો કચરી ચૂર્ણ કરવું પછી તે ચૂર્ણ પાચને કરી તથા સ્નેહાદિકે કરી જેનો કોઠો સ્નિગ્ધ થએલો છે, તેને સુખ થવા માટે આપવું. તેથી કરી તમામ રોગ દૂર થાય છે. હૃદ્રોગ, પાંડુ, શ્વાસ, કાસ, ભગંદર, અને અગ્નિમાંદ્યના રોગો ઉપર આ ચૂર્ણ અનુપાનની યોજના કરી આપવું. પેટ ચડયું હોય તો મધમાં આપવું. ગુલ્મ રોગ ઉપર બોરડીના કાઢામાં આપવું. ગુદાની અંદર કાતરા પડે છે. તેને આમલીની છાલના કાઢામાં આપવું. ઉદર રોગ ઉપર ઉંટડીના દૂધમાં અથવા ગાયની છાશમાં આપવું. વાતરોગીને ઘીમાં આપવું. મૂળવ્યાધિ ઉપર દાડમના રસમાં આપવું. આ ચૂર્ણ ઘીમાં લેવાથી સ્થાવર તથા જંગમ વિષ દૂર થાય છે. આ ચૂર્ણથી સર્વ પ્રકારના **દુષ્ટરોગ** દૂર થાય છે. **પાચક ચૂર્ણ**:—એલચીદાણા, ત્રિફળાં, પીપળીમૂળ, ત્રિકટુ, ચિત્રો, શેકેલી હીંગ, જીરૂં, વરીઆળી, અજમો, લવંગ, વાવડીંગ, સિંધવ, સંચળ, બિડલોણ અને વરાગડું મીઠું સમભાગ લઇ ચૂર્ણ કરી લીમડાના રસની ભાવના આપી તે ૩ માસા આપવું; એટલે અગ્નિ પ્રદીપ્ત થાય છે, મ્હોંમાં રૂચિ આવે છે અને અજીર્ણ તથા પેટ ચડયું હોય તે ઉતરી જાય છે. **પાચક અને રેચક ચૂર્ણ**:—ખારેક ૧૦ ભાગ, પીપર ૨ ભાગ, જીરૂં ૧ ભાગ, સાકર ૧૦ ભાગ, મરી ૨ ભાગ, સિંધવ ૧ ભાગ, સુંઠ ૨ ભાગ, જાયફળ ૧ ભાગ અને તજ ૧ ભાગ લઇ ચૂર્ણ કરી તે લીમડાના રસમાં કઢાઇમાં ગરમ કરી રાખી મેલવું. એ ત્રણ માસા આપવું. એટલે અન્નનું પચન થઇ મ્હોંમાં અમી આવે છે. **પિપ્પલ્યાદિ ચૂર્ણ**:—પીપર, અતિવિષ, નાગરમોથ અને કાકડાશિંગનું ચૂર્ણ મધમાં આપવું; તેથી કરી બાળકોનો જ્વરાતિસાર, શ્વાસ, કાસ અને ઉલટી, એ રોગો દૂર થાય છે. **મળશુદ્ધિનું ચૂર્ણ**:—સુરવારી હરડે બે ભાગ, સોનામુખી બે ભાગ, રેવંચી બે ભાગ, સિંધવ એક

ભાગ, સચળ ના ભાગ, મરી ના ભાગ, અને સુઠ ના ભાગ, એનું ચૂર્ણ ૩ માસા રાત્રે ગરમ પાણીમ
આપવુ **મળશુદ્ધિનું ચૂર્ણ બીજુ:**—સોનામુખી, બાળહરડે, પીંપર અથવા વરીઆળી અકેક ભાગ
સિંધવ અથવા સચળ અર્ધો ભાગ લઇ તે સર્વેનુ ચૂર્ણ કરી તે ત્રણ માસા ચૂર્ણ રાત્રે ગરમ પાણીમા પાવુ
**મહાખાંડવ ચૂર્ણ:**—મરી, નાગકેસર, તાલીસપત્ર, સિંધવ, સચળ, બીડલોણ, સમુદ્રનું મીઠુ અને બગડી
ખાર, અકેક ભાગ, પીપળીમૂળ, ચિત્રો, તજ, પીંપર, આમલીની છાલ અને જીરૂ બબે ભાગ, આમ્લ
વેતસ ( ન મળે તો કચુકા અથવા ચણાનો ક્ષાર ), સુંઠ, મોટા એલચીદાણા, ચણીબોર, અજમોદ, અને
નાગરમોથ ત્રણ ત્રણ ભાગ, અને બધા ઔષધોનો ચોથો ભાગ દાડમના ફળ લેઇ પછી બધાનું ચૂર્ણ
કરી, તે ચૂર્ણથી અર્ધી સાકર લઇ મેળવવી. આ ચૂર્ણના સેવને કરી મ્હોમા અમી ઉત્પન્ન થાય છે
અગ્નિ પ્રદીપ્ત થાય છે એ હૃદયને હિતકારક અને કાસ, અતિસાર, હૃદ્રોગ કંઠરોગ, ઉદરરોગ, મુખરોગ
મૂર્છા, પેટ ચડવુ, મૂળવ્યાધિ, ગુલ્મ, જતુવિકાર, પ્રાય પ્રકારની ઉલટી અને શ્વાસ રોગ દૂર થાય છે
**યવાનીખાંડવ ચૂર્ણ**—અજમોદ એક ભાગ, દાડમની છાલ ૨ ભાગ, સુંઠ ૨ ભાગ, આમલીની છાલ
૨ ભાગ, આમ્લવેતસ ૨ ભાગ, ખાટા બોર ૨ ભાગ, પીંપર ૫ ભાગ, મરી ૧૧ ભાગ, તજ ૧ ભાગ,
સચળ ૧ ભાગ, ધાણા ૧ ભાગ, જીરૂ ૧ ભાગ અને સાકર ૩૨ ભાગ લઇ ચૂર્ણ કરી તે ૬ માસા
આપવુ, એટલે પાડુ હૃદ્રોગ, સંગ્રહણી, જ્વર, ઉલટી, શોષ, અતિસાર, પથરી, મળબંધ, શૂળ, મદાગ્નિ,
મૂળવ્યાધિ, જીભના રોગ અને કંઠરોગ, દૂર થાય છે **લઘુગંગાધરચૂર્ણ:**—નાગરમોથ, ઇન્દ્રજવ, કુણા
બીલા, લોધ્ર, મોચરસ અને ધાવડીના ફૂલનુ ચૂર્ણ કરી, તે છાસમા ગોળ નાખી આપવુ તેથી અતિ
સાર દૂર થાય છે **લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, ભીમસેની કપૂર, એલચીદાણા, તજ, નાગકેસર, જાયફળ,
વાળો, સુઠ, શહાજીરૂ કૃષ્ણાગર, વંશલોચન, જટામાસી, નીલકમળ પીપર, ધોળુ ચંદન, તગર અને
કંકોળ સમભાગ લઇ ચૂર્ણ કરી તેનાથી અર્ધી સાકર લઇ એ સર્વ એકઠુ કરવુ એ ચૂર્ણ ખાવાથી
અગ્નિ પ્રદીપ્ત થાય છે, મ્હોમા અમી આવે છે, શરીર પુષ્ટ થાય છે, સ્ત્રીવિષયમા પ્રબળ થાય છે,
શૈત્યપિત્ત અને કફનો પ્રકોપ દૂર થાય છે, શક્તિ આવે છે, હૃદ્રોગ, કંઠરોગ, શ્વાસ, હેડકી, સળેકમ ક્ષય
તમકશ્વાસ, અતિસાર, ઉરમા ક્ષયરોગ થાય છે તે, પ્રમેહ, અરુચિ, ગુલ્મ અને સંગ્રહણી રોગ દૂર
થાય છે **વડવાનલ ચૂર્ણ:**—સિંધવ ૧ ભાગ, પીપળીમૂળ ૨ ભાગ, પીપર ૩ ભાગ, ચવક ૪ ભાગ,
ચિત્રો ૫ ભાગ, સુઠ ૬ ભાગ અને બાળહરીતકી ૭ ભાગ, આ પ્રમાણે લઇ ચૂર્ણ કરવુ એ લેવાથી
અજીર્ણનો નાશ થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે **વૈશ્વાનર ચૂર્ણ:**—સિંધવ ૨ ભાગ જવખાર ૨ ભાગ,
અજમો ૨ ભાગ, સુઠ ૫ ભાગ અને હરડે ૧૦ ભાગ, એનુ ચૂર્ણ કરી તે ૪ માસા ચૂર્ણ દહીં, છાશ
અથવા ઉના પાણીમા આપવુ એટલે આમવાત, ગુલ્મ, હૃદ્રોગ, ઇંદ્રિયમાના રોગ, પથરી, શૂળ, આનાહ
અને મૂળવ્યાધિનો નાશ થાય છે **શૃંગ્યાદિ ચૂર્ણ:**—કાકડાશિંગ, અતિવિષ અને પીપરનુ ચૂર્ણ કરી તે
મધમાં આપવુ, એટલે તાવ, ઉધરસ, એ રોગો દૂર થાય છે અથવા એકલુ અતિવિષ મધમા આપવુ
તેથી કાસ, તાવ તથા ઉલટી, એ રોગો દૂર થાય છે **શુંઠયાદિ ચૂર્ણ:**—સુંઠ, અતિવિષ, શેકેલી હીંગ,
મોથ, ઇંદ્રજવ, ચિત્રો, એ ૭ ઓષધોનુ ચૂર્ણ કરી ચૂર્ણથી ચોગણું ગરમ પાણી લઇ તેમાં પાવાથી,
આમાતિસારનો નાશ થાય છે **સામુદ્રાદિ ચૂર્ણ:**—મીઠુ, સચળ, સિંધવ, જવખાર, અજમોદ, હરડે,
પીપર, સુઠ, હીંગ અને વાવડીંગ એ સમભાગ લઇ ચૂર્ણ કરી તે ૪ માસા ચૂર્ણ ભોજન સમયે પ્રથમ
પાથ ગ્રાસ સાથે ખાવા આપવુ, એટલે અજીર્ણવાત, ગુદવાત ગુલ્મવાત વાતપ્રમેહ વિષમવાત, વિસૂચિકા,
કમળો, પાડુ, શ્વાસ અને કાસનો નાશ થાય છે **શિતોપલાદિ ચૂર્ણ:**—સાકર ૧૬ ભાગ, વંશલોચન ૮
ભાગ, પીપર ૪ ભાગ એલચીદાણા ૨ ભાગ અને તજ ૧ ભાગ લઇ ચૂર્ણ કરવુ આ ચૂર્ણ ૩ માસાથી ૬
માસા પર્યંત ૬ માસા મધ અને ૧ તોલા ઘીમા ખાવા આપવુ એટલે કાસ, શ્વાસ ક્ષય તથા હાથેપગે દાહ
થાય છે તે અગ્નિમંદ, જીભ શૂન્ય પડે છે તે કુક્ષિશૂળ, અરોચક, જ્વર, જીર્ણજ્વર, માથામા રક્ત
વિકાર થાય છે તે, અને મગજ ખાલી થવાથી થનારા રોગ, અને પિત્તવિકાર તથા ઉપદંશ ( ગરમી
વિકારથી ઘણા દિવસ પ્રમેહાદિક વિકાર શરીરમા રહેવાથી ઉત્પન્ન થનાર બીજા વિકારો ) એ પણ
શમી જઇ સર્વરોગ નાશ પામે છે **લઘુસુદર્શન ચૂર્ણ:**—ગળોનુ સત્વ, પીપર, બહેડા, સુરવારી હરડે,

ધોળું ચંદન, કડુ, કડવા લીમડાની અંતરછાલ, સુંઠ અને દેવદાર, એ એકેક ભાગ, કરીઆતુ ૪ા ભાગ, એ સર્વેનું ચૂર્ણ કરી તે ઠંડા પાણીમાં આપવું; એટલે સર્વ પ્રકારના તાવ જાય છે. **હિંગાષ્ટક ચૂર્ણ:**-સુંઠ, મરી, પીપર, સિંધવ, અજમો, જીરૂં, કાળીજીરી અને સંચળ એ સમભાગ લઇ તેનો આઠમો હિસ્સો હિંગ લઇ બધાંઓનું ચૂર્ણ કરી, છાશમાં અથવા ભોજન સમયે પ્રથમ ઘી અને ભાતમાં આપવું; એટલે ગુલ્મ, આમ, અગ્નિમાંધ અને મૂર્ચ્છાનો નાશ થાય છે. **હિંગ્વાદિ ચૂર્ણ:**—શેકેલી હિંગ, પહાડમૂળ, બાળહરડે, ધાણા, દાડમની છાલ, ચિત્રો, કચોરા, અજમોદ, સુંઠ, મરી, પીંપર, શેરડી, અમ્લવેતસ, વગડાઉ તુળસી, આમલીની છાલ, જીરૂં, પુષ્કરમૂળ, વજ, ચવક, સાજીખાર, જવખાર, સિંધવ, સંચળ, બીડલોણ, વરાગડું મીઠું અને સમુદ્રનું મીઠું, એનું ચૂર્ણ ૩-૪ માસા ભોજનના પહેલાં અથવા ભોજનના મધ્યમાં આપવું. અથવા છાશમાં કિંવા ગરમ પાણીમાં આપવું; એટલે ગુલ્મ, હૃદ્રોગ, અષ્ઠીલા નામે પેટમાં ઉત્પન્ન થાય છે તે, હૃદય, ઇંદ્રિય અને કુક્ષિ, એ ઠેકાણાંનું શૂળ, ગુદાશૂળ, યોનિશૂળ, મૂત્રકૃચ્છ્ર, મલબદ્ધ, પાંડુ, હેડકી, યકૃત, પથરી, શ્વાસ, કાસ, કંઠરોગ, મૂળવ્યાધિ અને સંગ્રહણી વગેરે રોગો દૂર થાય છે. **બીજું લવંગાદિ ચૂર્ણ:**—૮ માસા લવંગ, એલચી અને અફીણ ૧ માસો; તે સર્વેનું એકત્ર ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં અર્ધો માસો આપવું; એટલે દારૂણ, તરસ, મૂર્ચ્છા, શૂળ, અતિસાર અને ઉલટીનો નાશ કરે છે. **બીજું શુંઠયાદિ ચૂર્ણ:**-સુંઠ ૬ ભાગ, પીંપર ૬ ભાગ, મરી ૪ ભાગ, ખાવાનાં પાન ૩ ભાગ, તજ ૨ ભાગ, અને એલચીદાણા ૧ ભાગ લઇ ચૂર્ણ કરી ચૂર્ણ બરોબર સાકર નાંખી આપવું; એટલે મૂળવ્યાધિ, અગ્નિમાંધ, ઉધરસ, અરૂચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદ્રોગનો નાશ કરે છે. **મરીચાદિ ચૂર્ણ:**—મરી, ચિત્રો અને સંચળનું ચૂર્ણ કરી તે નિત્ય છાશમાં પાવું; એટલે સંગ્રહણી, ઉદરરોગ, મંદાગ્નિ, ગુલ્મ અને મૂળવ્યાધિ વગેરે રોગો દૂર થાય છે. **કલ્યાણ ચૂર્ણ:**—સુંઠ, મરી, પીપર, ચવક, ચિત્રક, ત્રિફલા, બીડલોણ, સિંધવ, વાવડીંગ, કરંજ, અજમો, ધાણા અને જીરાનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં પાવું; એટલે વાત, કફ, અપસ્માર, ઉન્માદ, મૂળવ્યાધિ, સંગ્રહણી અને અગ્નિમાંધનો નાશ થાય છે.

## ૧૨૨—ગુટિકા.

**ગુડાદિ ગુટિકા:**—સુંઠ, બાળહરીતકી અને નાગરમોથના ચૂર્ણમાં દુપ્પટ ગોળ નાંખી ગોળીઓ કરવી; પછી એક ગોળી મ્હોંમાં રાખવાથી સર્વ પ્રકારના કાસ અને શ્વાસ રોગ દૂર થાય છે. **મરીચાદિ ગુટિકા:**—મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, જવખાર ૦ા ભાગ અને દાડમની છાલ ૨ ભાગ, એનું ચૂર્ણ કરી, ગોળ આઠ ભાગ લઇ તેમાં તે ચૂર્ણ નાંખી ૪ માસાની ગોળીઓ કરવી. તે ગોળી મ્હોંમાં રાખવી, એટલે બધા પ્રકારના કાસ રોગ દૂર થાય છે. **આમલક્યાદિ ગુટિકા:**—આવળકંટી, કમળ, કોષ્ટ અને વડની કુંમળી વડવાઇઓની કુંપોનું ચૂર્ણ મધમાં મેળવી ગોળીઓ કરી મ્હોંમાં રાખવાથી ઘણી તૃષા લાગે છે તેનો અને મ્હોં સૂકું રહે છે તેનો નાશ થાય છે. **ગુડચતુષ્ટય વટિકા:**—સુંઠનું ચૂર્ણ કરી તેમાં ગોળ મેળવી ગોળી કરી આપવી. એટલે આમ દૂર થાય છે. અજીર્ણ થયું હોય તો ગોળ અને પીપરનું ચૂર્ણ એકત્ર કરી ખવરાવવું. ગોળ અને જીરૂં એકઠું કરી ખાવાથી મૂત્રકૃચ્છ્ર દૂર થાય છે. ગોળ અને બાળહરડે એકઠાં કરી લેવાથી મૂળવ્યાધિ દૂર થાય છે. **લવંગાદિ વટિકા:**—લવંગ, બહેડાનું દલ અને મરી, એ સમાન અને એ ત્રણેના સમાન ખેરની અંતરછાલ, કિંવા ધોળો કાથો નાંખી ગરમાળાની અંતરછાલના કાઢામાં ગોળીઓ ત્રણ માસા વજનની કરી હમ્મેશાં ત્રણ ગોળીઓ મ્હોંમાં રાખવી, એટલે ઉધરસ અતિ ત્વરાથી નાશ પામે છે. **વૃદ્ધદારૂ મોદક:**—વરધારા, ભિલામો, અને સુંઠ, સમાન લઇ ચૂર્ણ કરી તેમાં બમણો ગોળ નાંખી ગોળીઓ કરી આપવી. એટલે ૭ પ્રકારનો મૂળવ્યાધિ દૂર થાય છે. **ધાતુપુષ્ટિને માટે માષાદિ મોદક:**—અડદની દાળનું ચૂર્ણ, જવનું ચૂર્ણ, ઘઉંનું ચૂર્ણ, ચોખાનું ચૂર્ણ અને પીપરનું ચૂર્ણ સમભાગ લઇ તેનાથી અર્ધું ઘી તેમાં નાંખી, સારી રીતે શેકી, પછી બધાના સમભાગ સાકર

અને સાકરથી બમણુ પાણી નાંખી, પાક કરી તેના લાડુ ૪ તોલા વજનના બાંધી, પછી રાત્રે લાડુ એક ખાવા આપવો અને તે ઉપર ૧૬ તોલા દૂધ પાવુ અને ખાટા ખારા પદાર્થો વર્જ્ય કરવા, એ પ્રમાણે કરવાથી ઘણી સ્ત્રીઓ ભોગવે તોપણ બળ ક્ષીણ થતું નથી **લશુન વટિકાઃ**—લસણ, સચળ, જીરૂ, સિંધવ અને ત્રિકટુ, લીમડાના રસમા ખરલ કરી ગોળીઓ બોરના ઠળીઆ જેવડી કરી આપવી, એટલે અજીર્ણ અને મૂર્છાનો રોગ દૂર થાય છે **કડાપાકની ગોળીઓઃ**—કડાના મૂળીઆ ધોઇ તે ઉપરની છાલ કાઢવી તે બારિક વાટી પાણીમા કાલવી તે પાણી ગાળી લેવુ આ પ્રમાણે એ ક્રિયા ઘણી વાર કરવી એટલે છાલનો ઘણો ખરો અંશ પાણીમા મળે છે પછી તે પાણી કલાઈના વાસણમા નાખી જાડુ થાય ત્યા સુધી ઉકાળવુ અને નીચે ઉતારી તેમા સુંઠ, મરી, પીંપર, જાયફળ, જાવંત્રી, લવંગ, વાવડીંગ, મરડાશિંગ, બાળમીના, મહુડાનુ ફળ, અને નાગકેસરનુ ચૂર્ણ પ્રમાણસર નાખી કાલવી તેની વાલ વાલની ગોળીઓ કરવી સંગ્રહણી અને અતિસાર ઉપર આ ગોળી ધારાની પરાશમા કિંચિત્ હીંગનુ ચૂર્ણ નાખી તેમા અથવા મીઠા અધમર્યા દહીંમા, સુંઠના કાઢામા કિંવા ઘીમા આપવી પાડુ અને જીર્ણજ્વર ઉપર મધમા અથવા ગોમૂત્રમા આપવી નાના બાળકને પણ આ ઔષધ ઘણુજ ગુણકારક છે **જાતિફલાદિ વટીઃ**—જાયફળ, ખારેક અને અફીણ સમભાગ લઇ એની નાગવેલીના રસમા વાલ વાલની ગોળીઓ કરી છાશમા ખાવા આપવી, એટલે કઠિન અતિસારનો પણ નાશ થશે **વ્યોષાદિ વટીઃ**—સુંઠ, મરી, પીંપર, ચિત્રાના મૂળીઆ, તાલિસપત્ર, આમલી, આમ્લવેતસ, ચવક અને જીરૂ, એ સમભાગ, અને એલચી તજ તમાલપત્ર એ ચતુર્થાંશ, એનું ચૂર્ણ કરી તેની જૂના ગોળમા ગોળીઓ કરી ખાવા આપવી, તે સળેખમ સ્વરભંગ, શ્વાસ, કાસ અને અરૂચિનો નાશ કરે છે **અજમોદાદિ વટીઃ**—અજમોદ, પીપર, વાવડીંગ, વરીઆળી, નાગરમોથ, મરી અને સિંધવ, એ એકેક ભાગ, હરીતકી ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ, વૃદ્ધદારૂ ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૬ ભાગ, આ પ્રમાણે બધાનું ચૂર્ણ કરવુ, અને ચૂર્ણથી બમણો ગોળ લઇ તેના પાકમા બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી એ ગોળી ગરમ પાણીમા આપવી, એટલે સર્વ પ્રકારના વાયુ દૂર થાય છે **દાડમપાકની ગોળીઓઃ**—જાવંત્રી ૩ માસા, ખસખસ ૧ તોલો, એલચીદાણા ૩ માસા, વરીઆળી ૧ તોલો, અફીણ ૧ વાલ, જાવંત્રી અને પીપર અર્ધો માસો, એનુ ચૂર્ણ દાડમની અંદર ભરી, ઉપર એરંડાના તાજા પાન વીંટાળી અંગારામા પકવી, તે દાડમમાના ઔષધો સુધા વાટવુ, તથા તેની ચણા જેવડી ગોળીઓ કરવી તે ગોળી બાળકના અતિસાર ઉપર છાશમા અથવા ચોખાના ધોવરામણમા રોજ એકવાર અથવા સાંજ સવાર આપવી **કાંકાયનવટીઃ**—હરીતકી ૨૦ તોલા, અને જીરૂ, પીપળીમૂળ, ચવક, ચિત્રો, ત્રિકટુ એ દરેક ચાર ચાર તોલા, અને જવખાર ૮ તોલા, ભિલામો ૩૨ તોલા, સુરણ ૬૪ તોલા અને બધા ચૂર્ણથી બમણો ગોળ નાખી તેની એકેક તોલાની ગોળીઓ કરવી અને સવારે એક ખાવા આપવી પાછળથી ખાટી છાશ પીવા આપવી, એટલે અગ્નિદીપન કરે છે અને સંગ્રહણી તથા પાંડુરોગનો નાશ કરે છે આ ગોળી કાંકાયન ઋષિએ પોતાના શિષ્યોને શસ્ત્રકર્મ, ક્ષારકર્મ સિવાય મૂળવ્યાધિ અને ગુલ્મરોગ નાશ કરવા કહેલી છે **એલાદિ ગુટિકાઃ**—એલચીદાણા, તમાલપત્ર, તજ, દ્રાક્ષ અને પીપર એ દરેક બબ્બે તોલા, સાકર, જેઠીમધ, ખારેક, દ્રાક્ષ એ દરેક ચારચાર તોલા, લઇ તેમા મધ નાખી ખરલ કરી ૧ તોલા પ્રમાણની ગોળીઓ કરવી તેમાથી દરરોજ એક ખાવી, એટલે ઉરક્ષતભય, જ્વર, કાસ, શ્વાસ હેડકી, વમિ, ભ્રમ, મૂર્ચ્છા, મદ, તૃષા શોષ, પાર્શ્વશૂળ અરોચક પ્લીહા, આઢ્યવાત, રક્તપિત્ત, જ્વર અને ક્ષયનો નાશ થશે એવીજ આ એલાદિ ગુટિકા વૃષ્ય અને તૃપ્તિકારક છે. **દ્રાક્ષાદિ ગુટિકાઃ**—કાળી દ્રાક્ષ ૰॥ તોલો, સોનામુખી ૪ તોલા, સુરવારી હરડે ૫ તોલા, સાકર ૪ તોલા, જાવંત્રી ૬ માસા અને કેસર ૩ માસા, એનુ ચૂર્ણ કરી ૭ માસાની જેટલી ગોળીઓ બાંધવી, એથી કરી મળશુદ્ધિ અને મલાશ્રિત વાયુ, આમ્લપિત્ત, પિત્તવાયુ વગેરે વાયુ રોગો સારા થાય છે.



**બીજો પ્રકાર:**—ગોખરૂનું ૬૪ તોલા ચૂર્ણ લઈ તે ૫૧૨ તોલા દૂધમાં પચન કરવું પછી જાવંત્રી લવંગ, લોહભસ્મ, મરી, ભીમસેની કપૂર, અક્કલકરો, સમુદ્રશોષના બિયાં, કરંજના બિયાં આસોદરાની છાલનું ચૂર્ણ હળદર, આવળકળી, પીંપર, કેસર, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, અધીંકાચલાં કૌચબીજ અને માયફળ, એ સર્વ ઔષધો તોલો તોલો લેવાં સર્વ ઔષધીના બરાબર સાકર લેવી અને સાકરના અર્ધા ભાગે ભાંગ લેવી, પછી ગાયનું ઘી ૬૪ તોલા લઈ એ સર્વ ઔષધો તેની અંદર નાખી મંદ અગ્નિ ઉપર પાક તૈયાર કરવો આ પાક નિત્ય સવારે સેવન કરવો એટલે મૂત્રઘાતાદિ સર્વ પ્રકારના પ્રમેહ અને વાતરોગનો નાશ થાય છે એના સેવનથી ઉત્તમ પ્રકારે વીર્યસ્તંભન થાય તુષ્ટિ અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે

**ત્રીજો પ્રકાર:**—૪૦૦ તોલા ગોખરૂના પચાંગ લઈ, તેથી ચોગણા પાણીમાં ચતુર્થાંશ પાણી શેષ રહે ત્યાં સુધી ઉકાળો કરવો પછી તેમાં ૨૦૦ તોલા સાકર નાખી પચન કરવી જાડું થવા પછી તેમાં સુંઠ, પીંપર, નાગકેસર, તજ, એલચીદાણા, જાવત્રી, આસુંદરાની છાલ અને કાકડીનાં બિયાં એ પ્રત્યેક આઠ આઠ તોલા તથા વંશલોચન ૩૨ તોલા નાખી લેહ સિદ્ધ કરવો આ લેહ રોજ ચાર તોલા પ્રમાણે સેવન કરવો, એટલે વીર્યપતન, મૂત્રકૃચ્છ્ર, પથરી, રક્તપ્રમેહ અને મધુમેહ રોગો દૂર થાય છે

## ૨૮—ચ્યવન પ્રાશ્યાવલેહ.

કાકડાશીંગી, ભોંયઆમલી, ત્રિફળા, બળદક્ષના મૂળીઆ, ગળો, ભેંયકોહળુ, કચોરૂ, હરણવેલ, દશમૂળ, ચંદન નાગરમોથ નીળકમળ એલચીદાણા, અરડુસી, કાળી દ્રાક્ષ, અષ્ટવર્ગ (ન મળે તો પ્રતિનિધિ લેવાં) અને પોખરમૂળ, એ પ્રત્યેક ઔષધ ૭ ૭ તોલા લેવું પછી આમળા નંગ ૫૦૦ લઈ ઉપલા સર્વ ઔષધી અને તે આમળાને ૨૦૪૮ તોલા પાણીમાં નાખી ચોથો ભાગ પાણી બાકી રહે એટલે તેને ગાળી અને તે આમળામાંના બિયાં કાઢી લઈ ચોવીસ તોલા તેલ અને ચોવીસ તોલા ઘી લઈ તેમાં શેકી નાખવું પછી ગાળી લીધેલા ઉકાળાના પાણીમાં તે મગજ અને ૨૦૦ તોલા સાકર નાખી સારો જાડો થાય ત્યાં સુધી પાક કરવો તે પાક ઠંડો થવા પછી તેમાં મધ ૨૪ તોલા, વંશલોચન ૧૬ તોલા ચાતુર્જાત ૪ તોલા અને પીંપર ૮ તોલા નાખી તે અવલેહ પ્રાશન કરવાના ઉપયોગમાં લેવો એના સેવનથી શોષ ક્ષીણત્વ મૂર્છા, શ્વાસ, ઉધરસ અને ઉધરસનો નાશ થાય છે

**બીજો પ્રકાર:**—દશમૂળ, બળમૂળ, નાગરમોથ જીવક, રૂષભક નીલકમળ, સાલવણ પીઠવણ, પીંપર, કાકશિંગી મેદ ભોંયઆમલી એલચીદાણા હરણડોડી કૃષ્ણાગર દ્રાક્ષ પોખરમૂળ ચંદન કચોરૂ, સાટોડી, કાકોલી, ક્ષીરકાકોલ, કાગ ગળો, પીઠુ મ્હેળુ, અરડુસી, અને પીંપળીમૂળ, એ ઔષધી ચાર ચાર તોલા, આમળા નંગ ૬૦૦ તથા પાણી ૨૦૪૮ તોલા લઈ તેમાં ઉપરના સર્વ ઔષધ તથા આમળા નાખી પાણી ચતુર્થાંશ શેષ રહે ત્યાં સુધી ઉકાળો કરી પછી પાણી ગાળી લેવું તદનતર આમળામાના ઠળિયા કાઢી નાખી તે આમળા, તેલ અને ઘી ૪૮ તોલા લઈ તેમાં શેકી નાખવું પછી સાકર ૨૦૦ તોલા લઈ એ બધાનો લેહ તૈયાર કરવો પછી તેમાં મધ ૨૪ તોલા, વંશલોચન ૧૬ તોલા પીંપર ૮ તોલા, અને ચાતુર્જાત ૪ તોલા—એ પદાર્થો નાખવા આ અવલેહ સેવન કરનારે એકાંતવાસે કરી રહેવું, અને પથ્ય ભોજન કરવું આ અવલેહ ચ્યવન ઋષિએ સેવન કરવાથી તેમની જરાવસ્થા દૂર થઇ હતી તેમજ એથી ઉધરસ, દમ, તાવ, શોષ હૃદ્રોગ વાતરક્ત, રક્તપિત્ત, મૂત્રરોગ, વીર્યદોષ અને સ્વરભેદ દૂર થાય છે બાળક, વૃદ્ધ ઉરક્ષતક્ષયી અને કૃષને પુષ્ટિ પ્રાપ્ત થાય છે તેમજ બુદ્ધિ, સ્મૃતિ, કાંતિ, આરોગ્ય તથા આયુષ્યવૃદ્ધિ ગુણો વધે છે શરીરસ્થ વાયુની ગતિ યથાયોગ્ય રહે છે સ્ત્રીસંભોગેચ્છા થાય છે ઇંદ્રિયોને બળ પ્રાપ્ત થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે

**ત્રીજો પ્રકાર:**—દ્રાક્ષ, એલચીદાણા, નાગરમોથ, દશમૂળ, હરણડોડી, કાકોલી, ક્ષીરકાકોલી, મેદા મહામેદા, વગડાઉ મગ, વગડાઉ અડદ વૃષભક, જીવક જેઠીમધ બળદાણા કાકડાશીંગી ભોંયઆમલી, લોધર પીંપર, હરડે, કમળ, પાખરમૂળ, કચોરા, ગળો, ભોંયકોળુ, અરડુસી સાટોડી અને ચંદન, એ પ્રત્યેક ચાર ચાર તોલા લઈ, ૨૦૪૮ તોલા પાણી લઈ તેમાં નાખવા તથા આમળા નંગ ૬૦૦ તે પાણીમાં નાખી

ઉકાળો કરવો. તે પાણી ૧૨૮ તોલા (લગભગ દશમો ભાગ) શેષ રહે એટલે ઉતારી ગાળી લેવું. પછી તે આમળાંના ઠીલા કાઢી નાંખી, તેને ઘી અને તેલ મળી ૪૮ તોલા લઇ તેમાં શેકવાં. પછી ૨૦૦ તોલા સાકર નાંખી પુનઃ પચન કરવું. તેમાં ૨૪ તોલા મધ નાંખવું. વંશલોચન ૧૬ તોલા, પીપર ૮ તોલા અને ચાતુર્જાત ૪ તોલા નાંખી અવલેહ તૈયાર કરવો. આ અવલેહ જરા તથા મૃત્યુનાશક છે, અને ઉધરસ, શ્વાસ, ઉરૂસ્તંભ, તાવ, ક્ષય, ઉલટી, હૃદ્રોગ, મૂત્રરોગ તથા શુક્રદોષનો નાશ કરે છે.

## ૨૯—ચિત્રકાવલેહ.

ચિત્રાનાં મૂળીઆં ૪૦૦ તોલા, પીપળીમૂળ ૪૦૦ તોલા, દશમૂળ ૨૦૦ તોલા; બળમૂળ, ભારંગમૂળ, કચૂરો, પહાડમૂળ અને પોખરમૂળ, એ પ્રત્યેક વીસ વીસ તોલા લઇ ૧૮૯૨ તોલા પાણીમાં નાખી, ચોથો ભાગ પાણી શેષ રહે તેમ ઉકાળો કરવો. પછી તેમાં ૪૦૦ તોલા ગોળ નાંખવો; પીપર ૧૬ તોલા, વંશલોચન ૮ તોલા, તજ, તમાલપત્ર અને એલચીદાણા એ ચાર ચાર તોલા તથા મરી ૪ તોલા, એ સર્વ પદાર્થોને બારિક વાટી પાકમાં નાખી સારી પેઠે ઘુંટી લેહ સિદ્ધ કરવો. આ અવલેહ રોજ ચાર તોલા સેવન કરવો; એટલે પ્લીહા (ગાંઠ-બરોળ), ગુલ્મ, મૂળવ્યાધિ, ક્ષયરોગ, શૈત્ય અને અમ્લાપત્તનો નાશ થાય છે. આ ચિત્રકાવલેહ ભારદ્વાજ ઋષિએ કહેલો છે.

## ૩૦—ચોપચિની પાક.

ચોપચિનીનું ચૂર્ણ ૪૮ તોલા; અને પીપર, પીપળીમૂળ, મરી, સુંઠ, તજ, અક્કલકરો અને લવંગ, એ પ્રત્યેક એક એક તોલો, તથા સર્વ ચૂર્ણના બરોબર સાકર નાંખી તેનો પાક કરવો. તેમાંથી એક તોલો પાક સવારે અને સાંજે ખાવા આપવો. પથ્ય ચોપચિની ચૂર્ણની માફક રાખવી; એટલે ઉપદંશ (ગરમી), વ્રણ, કોઢ, વાતરોગ, ભગંદર, ધાતુક્ષયથી થએલી ઉધરસ, સળેકમ, ક્ષય તથા સંપૂર્ણ વાતરોગનો નાશ કરી પુષ્ટિ આપે છે.

## ૩૧—જાતીપત્ર્યવલેહ. (જાવંત્રી અવલેહ.)

જાવંત્રી ૬૪ તોલા લઇ ચૂર્ણ કરી, તેમાં ગાયનું દૂધ ૮૦૦ તોલા તથા સાકર ૨૦૦ તોલા લઇ મંદાગ્નિ ઉપર ચીકાસથી ચોંટી જાય ત્યાં સુધી પચન કરવું. તેમજ સુંઠ, મરી, પીપર, પીપળીમૂળ, ચિત્રો, ચવક, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, લવંગ, રૂમીમસ્તકી, તગર, મોચરસ, ધોળીમુસળી, કાળી મુસળી, કૌચબીજ, સમુદ્રશોકનાં બિયાં, કાળા ધંતૂરાનાં બિયાં, અફીણ, કલઈની ભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, ગોખરૂ, કૃષ્ણાગરૂ, કેસર, ભીમસેની કપૂર, કંકોળ, વાળો, ધોળું ચંદન, ખુરાસાની અજમો અને કાચકા એ ૩૪ ઔષધો તોલો તોલો લઇ તેમાં નાંખવાં. પછી અવલેહ સિદ્ધ થયા પછી સારા વાસણમાં ભરી રાખવો. આ અવલેહ દિનપ્રતિદિન ૧ તોલો ભક્ષણ કરવો. તેથી કરી બળ તથા વીર્ય પ્રાપ્ત થઇ પુરૂષ સ્ત્રીઓને આલ્હાદ આપનાર થાય છે. બુદ્ધિ, કાંતિ તથા સ્મૃતિ ઉત્તમ થઇ, પુરૂષ ઘોડાના જેવો વેગવાન થાય છે. ધાતુવૃદ્ધિ થઇ તેને સો સ્ત્રીઓ ભોગવવાનું સામર્થ્ય આવે છે, તેમજ વીસ પ્રકારના પ્રમેહ, પ્રબળ શ્વાસ, કાસ, જીર્ણજ્વર, ક્ષય, અગ્નિમાંદ્ય અને અરૂચિ વગેરે સર્વ રોગોનો નાશ થાય છે. આ જાતીપત્ર્યવલેહ પ્રાણાચાર્યે નિર્માણ કરેલો છે, તેમજ તે આત્રેયાદિકોને માન્ય છે.

## ૩૨—જાતિફળપાક. (જાયફળ પાક.)

જાયફળ, લવંગ, શતાવરી, ગોખરૂ, વરીઆળી, ગોડંબી, અજમો, વાવડીંગ, જાવંત્રી, પીપળીમૂળ, ચીત્રો, ચવક, અક્કલકરો, હળદર અને ત્રિફળા, એ ઓષધો સમભાગ લઇ તેનું ચૂર્ણ કરવું. સાકરનો પાક કરી તેમાં આ ઔષધોનું ચૂર્ણ, પંચામૃત રસ ૧ તોલો અને મધ ૩૨ તોલા નાખવું. આ પાક બળ આપનાર હોઈ વાતરોગ, કફરોગ, સોજો, દમ, પીઠ, કંમર અને બરડાના ઠેકાણાનો વાયુ, ઉદર-

રોગ, અર્દિતવાયુ, અપબાહુક, ખંજવાયુ, પાંડુરોગ, અપતંત્રક, અને અપતાનક વાયુ, તથા વલિપલિતો નાશ કરે છે. આ પાક સ્ત્રીઓને હિતાવહ છે; સિંહ જેમ હાથીના સમૂહનો નાશ કરે છે તેમ આ પાક વાયુ સંબંધી રોગ તથા રક્તસંબંધી રોગનો નાશ કરે છે.

**બીજો પ્રકાર:**—૫૦૦ જાયફળ લઇ તે ૨૦૪૮ તોલા દૂધમાં પચન કરવાં. પછી સાકર ૪૦ તોલા, ઘી ૮૦૦ તોલા, વંશલોચન ૧૬ તોલા, તથા ભીમસેની કપૂર, કંકોળ, લવંગ, તજ, તમાલપ એલચીદાણા, મોચરસ એ પ્રત્યેકનું ચાર ચાર તોલા. ચૂર્ણ લઇ પાકમાં નાંખી, પાક તૈયાર થયા પછ રોજ એક તોલો આપવો; એટલે શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, પ્રમેહ, મૂત્રવ્યાધિ, ક્ષીણતા, કૃશત્વ અને સ રોગનો નાશ થાય છે.

## ૩૩—જીરકાવલેહ. ( જીરાનો અવલેહ ).

જીરૂં ૬૪ તોલા, દૂધ ૧૦૨૪ તોલા, ઘી ૬૪ તોલા અને લોધર ૩૨ તોલા લઇ સર્વ એકત્ર ક મંદ અગ્નિ ઉપર પચન કરવું. અવલેહના જેવું જાડું થયા પછી તેમાં સાકર ૧૨૮ તોલા, ચાતુર્જાત, પીપ સુંઠ, જીરૂં, વાળો, દાડમની છાલ, રસાંજન, ધાણા, હળદર, વંશલોચન અને તવક્ષીર, એ પ્રત્યેક બ તોલા નાખવાં. આ જીરકાવલેહ, પ્રદર, રક્તપિત્ત, મુખરોગ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પથરી, જીર્ણજ્વર, ક્ષ દાહ, પીનસ તથા મળવ્યાધિનો નાશ કરે છે; અને પુષ્ટિ, બળ, આરોગ્ય તથા વીર્યની વૃદ્ધિ કરે છે.

**બીજો પ્રકાર:**—૧૬ તોલા જીરૂં લઇ, તેનાથી ચોગણા બકરીના દૂધમાં મંદ અગ્નિ ઉપર પચ કરવું. પછી તેમાં મધ, સાકર અને ઘી પ્રત્યેક ૩૨ તોલા, અને અજમોદ, અતિવિષ, વાવડીંગ, હીં સિંધવ, કાયફળનો મગજ, ઇંદ્રજવ, નાગરમોથ, હળદર, ચિત્રાનાં મૂળીઆં, પીપર, જાયફળ, લવંગ, પદ્મકાષ્ઠ વાળો, લોધર, લોહભસ્મ, અભ્રકભસ્મ તથા તામ્રભસ્મ તોલો તોલો નાંખવી. આ જીરકાવલેહ સંગ્રહણું રક્તપિત્ત, પ્રમેહ, અમ્લપિત્ત, ક્ષયરોગ, જીર્ણજ્વર, પ્રદર, આમાતિસાર અને સોજાનો નાશ કરે છે.

## ૩૪—ત્રિફલાદ્યવલેહ.

ત્રિફળાં ૩ ભાગ, ત્રિકટુ ૩ ભાગ, ચિત્રાનાં મૂળીઆં ૩ ભાગ, વાવડીંગ ૩ ભાગ, શિલાજીત ભાગ તથા રૂપાની ભસ્મ, હરતાલભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ અને લોહભસ્મ એકેક ભાગ, અને સાકર ભાગ લઇ, તેનો પાક કરી, તેમાં ઉપલાં સર્વ ચૂર્ણ અને મધ નાંખી, તે પાક લોહપાત્રમાં ભરી રાખવે આ પાક રોજ ૧ તોલો સેવન કરવા આપવો, અને તે ઉપર રૂચિકર પદાર્થોનું ભોજન કરવું. કળથ કાવળી વગેરે પદાર્થ વર્જ્ય કરવા. આ અવલેહના સેવનથી પાંડુરોગ, વિષમજ્વર, ક્ષય, કોઢ, અજીર્ણ, પ્રમે શ્વાસ, સોજો, અરૂચિ, અપસ્માર, કમળો અને મૂળવ્યાધિનો પણ નાશ થાય છે.

## ૩૫—દ્રાક્ષપાક.

દ્રાક્ષ અને સાકર એ પ્રત્યેક ૬૪ તોલા, અને દૂધ ૧૨૮ તોલા, એકત્ર કરી પકવ કરવું. પછી તે તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, ત્રિકટુ, કસ્તુરી, લોહભસ્મ, અભ્રકભસ્મ, કેસર, જાવંત્રી, જાયફ મૃગાંક, ચાંદીની ભસ્મ, ધાણા તથા ચંદન એ પ્રત્યેકનું બબે તોલા ચૂર્ણ નાંખી, સવારે બે તોલા પ્રમાં પાક ખાવા આપવો. તે સ્નિગ્ધ, શુક્રકર, મેહનાશક, પિત્તરોગનાશક અને મૂત્રાઘાત, વિબંધ, મૂત્રકૃચ્છ્ર રક્તપીડા, હૃદય તથા હાથ પગનાં તળીઆંના દાહનો નાશ કરે છે.

**બીજો પ્રકાર:**—૬૪ તોલા કાળી દ્રાક્ષ લઇ, પાણીથી ધોઇને સુકવવી. પછી તે આઠગણા દૂધ પચવી તેમાં પીત્તપાપડો, મોરવેલ, અતિવિષ, પરોલપત્ર, ધાણા, વાળો, બાળહરડે અને ભોંયકોળાં વંશલોચન ચૂર્ણ પ્રત્યેક તોલો તોલો નાંખી તે સર્વના બરોબર સાકર નાખી આ પાક ઘીની સા અથવા માખણની સાથે ભક્ષણ કરવો; એટલે પિત્ત, સંગ્રહણી, પાંડુરોગ, કમળો, અતિતૃષ્ણા, ભ્રમ મૂર્ચ્છા, તૃષા, ઉચકી, તમકશ્વાસ, ઉન્માદ, મૂતરખડો, પ્રમેહ, પિત્ત અને મૂત્રવ્યાધિનો નાશ થાય છે.

# ૩૬–ધાત્રીપાક.

પાકેલાં આમળાં લઇ તે સોયથી કોચવાં. પછી આદાનાં પાન પાણીમાં નાંખી બાફવાં. તેમાંથી કાઢી પુનઃ દૂધમાં બાફવાં. પછી પાણીમાં બાફી તે મધના ભરેલા વાસણમાં વીસ દિવસ રાખવાં, અને પછી જૂનું થએલું મધ કાઢી નાંખી, બીજા નવા મધમાં નાંખવાં, અને તેમાં ખાંડ, આવળકંટી, ગજ, પીંપર, એલચી, વંશલોચન, લોહભસ્મ અને વંગભસ્મ ( કલઇની ભસ્મ ) નાંખી શુભ દિવસ જોઇ સવારે ૧ તોલો બળ માટે તથા ક્ષય રોગી ઉપર ખાવા આપવો. તેના ઉપર મધુર અને પથ્ય પદાર્થો ખાવા આપવા. એટલે પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, કોષ્ટ, પિત્તપ્રકોપ, પિત્તજન્ય સર્વરોગ અને રક્તવિકારનો નાશ થાય છે, તથા વીર્યવૃદ્ધિ કરી ઉત્તમ પ્રકારનું વાજીકરણ કરે છે.

# ૩૭–નારીકેલખંડ પાક.

ખોપરૂં ઝીણું ખમણેલું ૧૬ તોલા લઇ, તે ૪ તોલા ઘીમાં સારી પેઠે શેકી, તેમાં સમભાગ ખાંડ અને ૧૨૮ તોલા નાળીએરનું પાણી નાંખી, ગોળના પાક જેવું થાય ત્યાં સુધી ઉકાળી, પછી તેમાં ધાણા, પીંપર, નાગરમોથ, વંશલોચન, જીરૂ, શકાજીરૂ, તજ, તમાલપત્ર અને નાગકેશર, પ્રત્યેકનું ચૂર્ણ કરી, તે અર્ધો તોલો નાંખી ઠંડો થયા પછી ખાવા આપવો. એટલે અમ્લપિત્ત, અરૂચિ, ક્ષય, રક્તપિત્ત, શૂળ અને ઉલટીનો નાશ કરી ધાતુવૃદ્ધિ કરે છે.

**બીજો પ્રકારઃ**—૧૬ તોલા ખોપરૂં પાટીઆ ઉપર બારિક વાટવું. પછી તે ચાર તોલા ઘીમાં શેકી નાંખવું. પછી ૧૬ તોલા સાકર લઇ તેનો નાળીએરના પાણીમાં જાડો પાક કરવો. નાળીએરનું પાણી ન મળે તો ગાયનું દૂધ લઇ પાક કરવો. પછી તેમાં ધાણા, પીંપળીમૂળ અને ચાતુર્જાત એ દરેક ચાર ચાર તોલા નાખી પાક તૈયાર કરવો. એ પાકમાંથી રોજ ૪ તોલા અથવા બે તોલા પાક ભક્ષણ કરવા આપવો, એટલે પુરૂષાર્થ, નિદ્રા, બળ વગેરે પ્રાપ્ત થઇ, અમ્લપિત્ત, રક્તપિત્ત, પરિણામશૂળ તથા ક્ષયનો નાશ થાય છે.

**ત્રીજો પ્રકારઃ**—લીલું ખોપરૂં ૬૪ તોલા લઇ પાટીઆ ઉપર બારિક કરી, તે ગોળો એક વાસણમાં મૂકી તેમાં તેનું ( નાળિએરનું ) પાણી રેડવું. પછી ગાયનું ઉત્તમ ઘી ૩૨ તોલા તથા સાકર ૬૪ તોલા નાંખી, મંદ અગ્નિ ઉપર હળવે હળવે પચન કરી ઘુંટતા જઇ પાક કરવો. તે કડછીએ ચોટવા લાગે એટલે તેમાં જાયફળ, તજ, એલચી, તમાલપત્ર, મરી, સુંઠ, જીરૂ, વાવડીંગ, વરીઆળી અને જાવંત્રી એ તોલો તોલો નાંખી, તે પાક પરાતમાં પહોળો કરવો. ઠંડો થયા પછી તેનાં ચોસલાં પાડી તેને કપૂર, ઉદ વગેરે સુગંધીના ધૂપ દીધેલા ઉત્તમ ઘીના નિવડેલા વાસણમાં ભરી રાખવો. આ પાક હૃદયને હિતકર, વિષ્ટંભિ, શીતલ, તૃપ્તિકારક, ગુરૂ, સ્નિગ્ધ, વીર્યવર્ધક, બસ્તિશોધક તથા મધુર; રક્તપિત્ત, વિષદોષ, વાતરક્ત, ગૃધ્રસી, નેત્રરોગ તથા વાત પિત્તનો નાશક; કામવર્ધક, બળકારક, શુક્રવર્ધક, ધાતુપુષ્ટિકારક, સુખદાયક, શરીરની કાંતિ ઉત્તમ કરનાર; અને કંડૂ, (ખસ), હૃદ્રોગ, કંઠરોગ, મૂળવ્યાધિ, ઉન્માદ અને ચાર પ્રકારના પ્રદરનો નાશ કરે છે. આ પાક અતિ મૈથુનથી ક્ષીણ થએલા પુરૂષમાં મૈથુન વિષયની પુનઃ પ્રાપ્તિ ઉત્પન્ન કરે છે, તથા સ્ત્રીઓ, બાળક અને વૃદ્ધને પણ હિતકારક છે. આ પાક રસાયન, જરાવ્યાધિનાશક હોઇ અમૃતના જેવો ગુણકારક છે.

**ચોથો પ્રકારઃ**—લીલું કોપરૂં ૬૪ તોલા લઇ, તેને પાટીઆ ઉપર બારિક વાટવું; અને કોળાની અંદરનાં બિયાં કાઢી નાંખી કકડા કરી તે ૧૨૮ તોલા લેવું. પછી ૩૨ તોલા ગાયનુ ઘી લઇ તેમાં તે બન્ને શેકી નાંખવાં. પછી તેમાં ગાયનું દૂધ ૫૧૨ તોલા નાંખવું. સાકર ૧૨ તોલા નાંખવી; અને મંદાગ્નિ ઉપર તેને સારી પેઠે પચન કરવું; પછી ઠંડું થયા પછી તેમાં બારિક એલચીદાણા, ધાણા, આવળકંટી, પિત્તપાપડો, નાગરમોથ, વાળો, કાળોવાળો, ચંદન, કાળીદ્રાક્ષ, શિંગોડાં, કચોરૂં અને તજ દરેક બબે તોલા નાંખવું અને પાક નવા વાસણમાં ભરી રાખવો. આ પાક અગ્નિબળ જોઇ સવારમાં ચાર તોલા પર્યંત સેવન કરવા આપવો. તેથી કરી અમ્લપિત્ત, તાવ, રક્તપિત્ત, અરૂચિ, વાતરક્ત, તૃષા,

દાહ, પાંડુરોગ, કમળો, ક્ષયરોગ અને પરિણામશૂળનો નિશ્ચયે નાશ થાય છે. આ નારિકેલખંડપાક અશ્વિનીકુમારે નિર્માણ કરેલો છે; અને તે કાંતિકર, શક્તિવર્ધક, ધાતુવર્ધક, પુરૂષત્વ આપનાર, નિદ્રાકારક અને બળ આપનાર છે.

**પાંચમો પ્રકારઃ**—શુદ્ધ કરેલાં ધંતૂરાનાં બિયાં, કાળીમુસળી, ખુરાસાની અજમો, તાલિમખાનું અને કૌચબીજનુ જુદું ચૂર્ણ કરવું. પછી રૂના કપાસીઆની અંદરનું મગજ કાઢી તેને દૂધમાં વાટી, તેનાવડે ઉપલા ચૂર્ણને એક ભાવના આપવી, તેમજ દૂધ અને ઘીની પણ સાત ભાવનાઓ આપવી અને તડકામાં સુકવવું. પછી નાળીએરની અંદરનું કોપરૂં તથા ઉપલું ચૂર્ણ એ બન્ને બત્રીસગણા દુધમાં બાફવાં. બફાયા પછી તેને ઘીમાં શેકી નાંખવાં. પછી ચાતુર્જાત, લવંગ, જાવંત્રી અને જાયફળ, એ બબે તોલા અને સાકર ૧૨ તોલા નાંખી પાક કરવો, પછી તે પાક ખાવા આપી ઉપર દૂધ પાવું; એટલે વાતરોગ, પ્રમેહ, અશક્તતા તથા ક્ષય રોગો દૂર થાય છે, અને વૃદ્ધ પણ તરૂણના જેવો શક્તિવાન થાય છે.

**છઠ્ઠો પ્રકારઃ**—૧૨૮ તોલા લીલા નાળીએરની અંદરનું ખોપરૂં, ઘી ૮૦૦ તોલા, ચારોળી ૬૪ તોલા, અને ગાયનું દૂધ ૧૬૦૦ તોલા એ સર્વ એકત્ર કરી પચન કરવું. પછી સાકર ૨૫૬ તોલા લેવી. તેમજ જાવંત્રી, જાયફળ, લવંગ શિંગોડાં, કૌચબીજ, જાઇ, તમાલપત્ર, ધાણા, કસ્તૂરી. નાગબલા, દાડમની છાલ, ધોળું ભોંયકોહોળું, આસુંદરો, ગોખરૂ, કચોરા, જટામાસી, આસન, ચાતુર્જાત, શતાવરી, ત્રિકટુ, નાગરમોથ, ભીમસેની કપૂર, ત્રિફળાં, સુવા, ડાભ અને કાસ, એ ઔષધીઓનું ચૂર્ણ લઇ તેને સીમળાની છાલના રસની ભાવનાઓ આપવી. પછી સર્વેનો પાક તૈયાર કરી, તે ઘીના વાસણમા ભરી રાખવો. આ પાક રોજ ૨ તોલા સેવન કરવો; એટલે તેજ, અગ્નિવૃદ્ધિ, વીર્ય, બળ વગેરે પ્રાપ્ત થાય છે આ પાક ખાધા ઉપર યથેચ્છ દૂધ પાવું.

## ૩૮—પંચજીરકપાક.

કલોંજીજીરૂ, વરીઆળી, સુવા, અજમો, અજમોદ, ધાણા. મેથી, સુંઠ, પીપર, પીપળીમૂળ, ચિત્રક, શેરણી, ભોંયકોહોળાનું ચૂર્ણ, કોષ્ટ અને કપીલો એ પ્રત્યેક ચારચાર તોલા; ગોળ ૪૦૦ તોલા, દૂધ ૨૫૬ તોલા અને ઘી ૩૦ તોલાનો પાક સિદ્ધ કરવો. તે પાક સુવાવડીના વ્યાધિ ઉપર પ્રશસ્ત છે, તથા સુવારોગ, યોનિરોગ, તાવ, ક્ષય, ઉધરસ, દમ, પાંડુરોગ, કાર્શ્ય, તથા વાતરોગનો નાશ કરે છે.

**બીજો પ્રકારઃ**—જીરૂ, શેરણી, ધાણા, વરીઆળી, બોર અજમો, રાઇ, બાવળ, કાસુંદરો, પીપર, પીપળીમૂળ, અજમોદ, સુવા અને ચિત્રાના મૂળીઆ એ પ્રત્યેક ચાર ચાર તોલા; ધાણા ૧૬ તોલા, કચોરા, તગર, કોષ્ટ તથા અજમો, એ ચાર ચાર તોલા; ગોળ ૪૦૦ તોલા, ઘી ૬૪ તોલા, અને દૂધ ૧૨૮ તોલા લઇ તેનો મંદ અગ્નિ ઉપર ધીરે ધીરે પાક સિદ્ધ કરવો આ પંચજીરક પાક સુવાવડી સ્ત્રીઓને ઘણોજ પ્રશસ્ત છે. આ પાક ગર્ભપ્રદ હોઇ વીસ પ્રકારના યોનિરોગ, વાતુરોગ, ઉધરસ, શ્વાસ, ક્ષય, હલીમક, પાંડુરોગ, દુર્ગંધી તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. આ પાકના સેવનથી સ્ત્રીઓના સ્તન પુષ્ટ અને ઉપર ઉપસેલા થાય છે. આ પાકનો સ્ત્રીઓએ નિત્ય ઉપયોગ કર્યાથી અનલક્ષ્મી-મળવર્જિત થાય છે.

## ૩૯—પડવાસપાક.

૬૪ તોલા પડવાસ (ચમીની ગાંઠ), દૂધ ૨૦૪૮ તોલા અને ઘી ૧૨૮ તોલા, એ ત્રણે એકઠાં કરી મંદ અગ્નિ ઉપર પચન કરવા. કિંચિત્ જાડું થયા પછી તેમાં ૬૪ તોલા મધ અને ૧૨૮ તોલા ખાંડ નાખવી. જાડો થયા પછી તે પાકને ઘીના વાસણમા ભરી, તેમા તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, પીંપર, સાટોડી, દુધી, કૌચબીજ અને ગોખરૂ એ પ્રત્યેક તોલો તોલો તથા મજીઠ અને આસન એ બબ્બે તોલા, અક્કલકરો ૧ તોલો, ગુંદ ૨ તોલા, નગોડના પાન કિંવા મૂળીઆ ચાર તોલા, નાગબલા, કવડીની ભસ્મ, અભ્રકભસ્મ, લોહ ભસ્મ તથા તામ્રભસ્મ એ આઠ આઠ માસા; ગળોનું સત્વ અને તવખીર એ બબ્બે તોલા; અને વાળો, ધોળુંચંદન, જટામાસી, ભીમસેની કપૂર, વંશલોચન, જાયફળ, જાવંત્રી, કેસર અને રક્તચંદન (રતાંજળી) એ દરેક ચાર ચાર તોલા નાંખવું

આ પાકના સેવનથી દમ, ઉધરસ, પાંડુરોગ, પ્રમેહ, યોનિરોગ, રજોદોષ, પાંચ પ્રકારનો પ્રદર અને બહુ મૂત્રરોગનો નાશ થાય છે. સ્ત્રીઓને પુષ્ટતા પ્રાપ્ત થાય છે, બાળકોના અંગની વૃદ્ધિ થાય છે અને પુરૂષોને બળ અને વીર્ય પ્રાપ્ત થાય છે.

## ૪૦—પાષાણભેદપાક.

પાષાણભેદ ૬૪ તોલા લઇ, વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ગાયના ૫૭૨ તોલા દૂધમાં નાંખી, મંદાગ્નિ ઉપર મૂકી પાક હલાવતાં હલાવતાં જાડો કરવો. પછી એલચી, લવંગ, પીપર, જેઠીમધ, ગળો, હરડે, રેણુકબીજ, ગોખરૂ, અરડુસી, શરપંખો, સાટોડી, જવખાર, બહેડાં, જટામાંસી, સપ્તાંગુલ, કમળ, કેલની ભસ્મ, અભ્રકભસ્મ, કપૂર, પિત્તપાપડો, કચોરાં, તમાલપત્ર, નાગકેસર, તજ તથા શિલાજીત એ પ્રત્યેક બબ્બે તોલા તથા સાકર ૯૬ તોલા લઇ ચૂર્ણ કરી, દૂધ જાડું થયા પછી તે સર્વ તેમાં નાંખી, નીચે ઉતારી, ઠંડુ થયા પછી તેમાં ૧૨૮ તોલા મધ નાખી સ્નિગ્ધ વાસણમાં તે પાક ભરી રાખવો. આ પાક અર્ધા તોલા પ્રમાણે સવારે સેવન કરવો; અને તીક્ષ્ણ પદાર્થ તેલ વગેરે વર્જ્ય કરવું. એટલે પાંચ પ્રકારની અસ્મરી, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પ્રમેહ, મધુમેહ, અધોરક્ત, બસ્તિગત અને કુક્ષિગત પિત્તનો નાશક તથા તીવ્ર અસ્મરીથી પીડિત માણસને આ પાક અત્યંત હિતકારક છે. જે ઔષધ બ્રહ્મદેવે બનાવ્યું અને પવનને કહ્યું તે આજ ઔષધ છે.

## ૪૧—ખંડપિપ્પલ્યવલેહ.

પીપરનું ચૂર્ણ ૧૬ તોલા, ઘી ૬૪ તોલા, સાકર ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આમળાંનો રસ ૬૪ તોલા અને દૂધ ૨૫૬ તોલા, એ સર્વનો પાક કરી જરા પાતળો થાય ત્યારે તેમાં તજ, એલચી, તમાલપત્ર, હરડે, જીરૂ, ધાણા, નાગરમોથ, આવળકંટી તથા વંશલોચન, એ પ્રત્યેકનું તોલો તોલો ચૂર્ણ અને શહાજીરૂ, સુંઠ, નાગકેસર, જાયફળ, મરી તથા ભીમસેની કપૂર, એ સર્વ અર્ધો અર્ધો તોલો નાંખી તેમાં ૧૨ તોલા મધ નાંખી; આ પાક ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવો. તેમાંથી સવારે બલાબલ જોઇ ખાવા આપવો. તે પાક અમ્લપિત્ત, મળબંધ, અરૂચિ, ઉલટી, તૃષા, દાહ, શૂળ અને હૃદ્રોગનો નાશ કરે છે. આ રસાયન હૃદયને હિતાવહ છે.

**બીજો પ્રકારઃ**—પીપર ૬૪ તોલા, દૂધ ૫૧૨ તોલા અને ઘી ૩૨ તોલા એ ત્રણે પદાર્થો એકઠા કરી કડાઇમાં ઉકાળી જાડું થયા પછી તેમાં લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સુંઠ, મરી, પીપળીમૂળ, ધોળુંચંદન, જેઠીમધ, વાળો તથા જાવંત્રી, એ પદાર્થો તોલો તોલો તથા મધ ૩૨ તોલા નાખી લેહ તૈયાર કરવો. આ પાકના સેવનથી અગ્નિમાંદ્ય અને કૃશત્વ વગેરેનો નાશ થાય છે. આ પાક બળકર અને સ્ત્રી, વૃદ્ધ તથા તરૂણને વીર્યવર્ધક છે. તેમજ વિપુલ બળ આપનાર, દીપન અને પાચન એવો હોઇ ઉધરસ, દમ, પ્રમેહ, ક્ષય, અતિતૃષા, કમળો, પાંડુરોગ, ખસ, પ્લીહા, જીર્ણજ્વર, વાતરોગ, કફરોગ અને રક્તરોગનો નાશ કરે છે.

**ત્રીજો પ્રકારઃ**—પીપર ૧૬ તોલા, ઘી ૨૪ તોલા, ખાંડ ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આમળાંનો રસ ૬૪ તોલા અને દૂધ ૩૨૦ તોલા એ સમગ્ર ઉકાળવું. જાડું થયા પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગરમોથ, ધાણા, સુંઠ, જટામાંસી, જીરૂ, શહાજીરૂ, હરડે અને આવળકંટી, એ પ્રત્યેક બાર બાર તોલા, મરી અને ખેરનો સાર એ છ છ તોલા નાંખી લેહ સિદ્ધ કરવો. આ પાક રોજ ત્રિફળા અને મધમાં યથાશક્તિ સેવન કરવો; એટલે શૂળ, અરૂચિ, હૃદ્રોગ, ઉલટી અને અમ્લપિત્તનો નાશ થાય છે. આ ખંડપિપ્પલ્યવલેહ અગ્નિદીપક અને હિતાવહ છે.

## ૪૨—પિપ્પલ્યાદ્યવલેહ.

૬૪ તોલા પીપરનું ચૂર્ણ લઇ, તે ૨૦૪૮ તોલા દૂધમાં મંદાગ્નિ ઉપર પચન કરવું. પછી તેમાં ઘી ૧૨૮ તોલા નાખી, માવના જેવું જાડું કરવું, પછી તેમાં સાકર ૧૯૨ તોલા અને મધ ૬૪ તોલા નાખી જાડું થયા પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પંચકોલ, મરી, તગર, જાયફળ,

જાવંત્રી, લવંગ, કાચકા, અક્કલકરો, સમુદ્રશોષનાં બિયાં, અગર, જીરું શહાજીરું, સુવા, વરીઆળી, કચો ધાણા, વાવડીંગ, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, અભ્રકભસ્મ, વંગભસ્મ (કલઇની ભસ્મ), લોહભસ્ વંશલોચન તથા ભીમસેની કપૂર, એ પ્રત્યેક બબ્બે તોલા લઇ ચૂર્ણ કરી નાખવું, પછી તે પાક ઉત્ત પાત્રમાં ભરી રાખવો. આ પાકનું રોજ સેવન કરવાથી આયુષ્ય અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે. શુક્રવૃદ્ધિ થ ઉત્તમ પ્રકારે વાજીકરણ થાય છે. વલીપલિત તથા કેશ ધોળા થવાથી મુક્ત થઇ ધાતુપુષ્ટિ થાય છે અને સર્વ રોગથી મુક્ત થઇ મોટો બળવાન થાય છે. શરીરની કાંતિ ઉત્તમ થઇ, બળ અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે. આ પાક યથાશક્તિ સેવન કરવાથી ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ પ્રકારના પિત્તરોગ, ૨ પ્રકારના કફરોગ નાશ પામે છે. તેમજ ૧૮ પ્રકારનો કોઢ, ૨૦ પ્રકારનો પ્રમેહ; અરોચક રોગ, ગુલ્મ ક્ષય, ઉધરસ, તમકાદિ સર્વે પ્રકારનો શ્વાસ, જીર્ણજ્વર, મૂત્રકૃચ્છ્ર, અંડવૃદ્ધિ, પ્રદર, પાંડુરોગ, વાતપિ વાતરક્ત, આઠ પ્રકારના ઉદરરોગ, મેદોરોગ, અપસ્માર, ઉન્માદ વગેરે રોગનો નાશ થાય છે. જેમ દે તાઓને અમૃત હોય તેમ આ પાક માણસોને અમૃત તુલ્ય છે.

બીજો પ્રકાર:—પીપર ૬૪ તોલા, સાકર ૧૨૮ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, મધ ૩૨ તોલા દૂધ ૫૧૨ તોલા લઇ પ્રથમ દૂધમાં ઘી નાખી, તેમાં પીપરનું ચૂર્ણ નાંખી કઢવી. જાડું થયા પછી તેમ સાકર અને મધ નાખવું. પછી તજ, તમાલપત્ર, એલચીદાણા તથા નાગકેસર ચાર ચાર તોલા અં લોહભસ્મ ૧ તોલો નાંખવાં. આ અવલેહ રોજ બે તોલા ભક્ષણ કરવા આપવો; એટલે ૧૮ પ્રકારના કુ (કોઢ) રોગ, ૧૧ પ્રકારના ક્ષયરોગ, પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, નપુંસકત્વ, અરૂચિ અં મંદાગ્નિનો નાશ થઇઉત્તમ કાંતિ થાય છે અને ૧૦૦ સ્ત્રીઓ ભોગવવા જેટલું સામર્થ્ય આવે છે. અ શ્રેષ્ટ રસાયન અશ્વિની કુમારે કહેલું છે.

# ૪૩–પિપ્પલીપાક.

૬૪ તોલા પીપર લઇ તે દૂધમાં વાટવી; અને પછી તે પીંપર મંદાગ્નિ ઉપર ૨૫૬ તોલા ઘીમ શેકવી. પછી ૨૫૬ તોલા ખાંડ લઈ તેનો પાક કરી તેમાં તે પીંપર નાંખવી. પછી તજ, તમાલપત્ર એલચી તથા નાગકેસરનું ચૂર્ણ બાર તોલા નાંખવું; અને તેની ચેપલીઓ કરવી. આ પાક રોગીન દોષ અને ધાતુબળ જોઇ તે પ્રમાણે આપવો. તે ધાતુવર્ધક, બળકારક, હૃદયને હિતાવહ તથા તેજની વૃદ્ધિ કરનાર છે. આ પાક જીર્ણજ્વર અને ક્ષયથી ક્ષીણ થએલા પુરૂષને પુષ્ટિકર હોઈ, હેડકી, તૃષા, અરૂચિ શ્વાસ, શોષ, જીભ્હારોગ, કમળો, હૃદ્રોગ, પાંડુરોગ, પ્રદર, ત્રિદોષ, વાતરક્ત, સળેકમ અને આમવાતને નાશ કરે છે. આ પાક એક વર્ષ સેવન કરવાથી અંગની વૃદ્ધાવસ્થા જઇ તરૂણપણું પ્રાપ્ત થાય છે.

બીજો પ્રકાર:—૬૪ તોલા પીંપરનું ચૂર્ણ લઇ તે ચોગણા દૂધમાં પચન કરવું. પછી તેનો ગોળો થયા પછી તેને ૨૫૬ તોલા ઘીમાં શેકવો. પછી ૨૫૬ તોલા સાકરનો પાક કરી તેમાં પીંપરનો ગોળો અને એલચી, તજ, નાગકેસર, લવંગ, જટામાંસી, સુંઠ, મરી, પીંપર, નાગરમોથ, ચંદન, તગર, ત્રિકટુ જાવંત્રી, કેસર, જેઠીમધ, તજ, પારાની ભસ્મ અને રસસિંદૂર, એ પ્રત્યેક તોલો તોલો નાંખી, જાડું થયા પછી નીચે ઉતારવો. પછી તેમાં મધ ૩૨ તોલા નાંખી, તે પાક અગ્નિબળ જોઇ સેવન કરવો. આ પાક વીર્યવર્ધક, પુષ્ટિકર, રૂચિકર, નેત્રોને હિતાવહ, અગ્નિવર્ધક, બળકારક, ધાતુવૃદ્ધિકર, વીર્યસ્તંભક અને વાજીકરણ કરનારો હોઇ, વીસ પ્રકારનો પ્રમેહ, ત્રિદોષ, ક્ષયરોગ, વાતરોગ અને હૃદ્રોગનો નાશ કરે છે.

ત્રીજો પ્રકાર:—ઉપર કહેલા વજન પ્રમાણે ઘી, સાકર તથા પીંપરનો પાક કરી તેમાં ચાતુર્જાત (તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર), લવંગ, જાવંત્રી, જાયફળ, સફેદ મુસળી, કાળી મુસળી, કેસર અને વંશલોચન, એ પ્રત્યેક બબ્બે તોલા તેમાં નાંખી, પાક બહુજ જાડો થયા પછી નીચે ઉતારી ઠંડો કરી, ઘીથી નીતરેલા વાસણમાં ભરી રાખવો. આ પાક રોજ સવારમાં અગ્નિબળ જોઇ સેવન કરવા આપવો. આ પાક પંઢત્વ, વ્રણ, ક્ષીણત્વ તથા દુર્બળત્વનો નાશ કરે છે, અને સ્ત્રીસંગ કરનારા, વૃદ્ધને તથા જેનો સ્વર બદલાએલો છે એવા પુરૂષોને હિતાવહ છે.

# ૪૪–પીલૂ પાક.

૨૦૪૮ તોલા પીલૂના લીલાં ફળોનો રસ લઇ તે વસ્ત્રગાળ કરી વાસણમાં નાંખી જાડો થાય ત્યાં સુધી આટવવો. પછી તેમાં ગોળ ૧૨૮ તોલા, ઘી ૬૪ તોલા અને ચાતુર્જાત, લવંગ, સુંઠ, મરી, પીપર, જાવંત્રી તથા જાયફળનું ચૂર્ણ અકેક તોલો નાંખી, મંદાગ્નિ ઉપર પાક તૈયાર કરવો. આ પાક રોજ ૧ તોલા પ્રમાણે ૨૧ દિવસ સુધી ખાવા આપવો, અને ભજીઆં, ખાટા ખારા તથા તીખા પદાર્થ વર્જ્ય કરવા. એથી વાતરોગ, મૂળવ્યાધિ, શ્વાસ, ઉધરસ, પિત્તવિકાર, અગ્નિમાંદ્ય, કફરોગ, રક્તવિકાર, પીનસ, શોષ, દાહ, સર્વ પ્રકારના ઉદરરોગ તથા વિદ્રધિ રોગનો પણ નાશ થાય છે. આ પીલૂ પાક માણસોને સુખદાયી હોઇ સર્વ રોગનાશક છે.

# ૪૫–પુનર્નવાવલેહ.

પુનર્નવા (સાટોડી), ગળો અને દશમૂળ, એ સર્વે મળી ૩૨ તોલા લઇ, ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી તેનો ચતુર્થાંશ કાઢો કરવો, પછી તેમાં આદુનો રસ ૧૨૮ તોલા અને ગોળ ૪૦૦ તોલા નાંખી પચન કરવું. પછી તેમાં સુંઠ, મરી, પીપર, તમાલપત્ર, એલચી, તજ અને ચવક એ પ્રત્યેક ૧ તોલો લઇ ચૂર્ણ કરી નાંખવું. પછી તે અવલેહ નીચે ઉતારી, ઠંડો થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાંખવું. આ પાકના સેવનથી સોજો, શૂળ, ઉધરસ, દમ અને અરૂચિનો નાશ થઇ બળ, કાંતિ અને અગ્નિની વૃદ્ધિ થાય છે.

# ૪૬–પૂગપાક.

નાગકેસર, નાગરમોથ, સુંઠ, ચંદન, મરી, પીપર, આવળકંટી, ચારોળી, તાલીમખાનું, રીસામણી, તજ, તમાલપત્ર, એલચીદાણા, જીરૂ, શહાજીરૂ, શીંગોડા, વંશલોચન, જાવંત્રી, લવંગ, ધાણા અને વરીઆળી એ પ્રત્યેક અકેક તોલો; તથા સોપારી ૩૨ તોલા એ ઔષધો લઇ ચૂર્ણ કરી ૩૮૪ તોલા દૂધમાં બાફવું. પછી ગાયનું ઘી ૩૨ તોલા, સાકર ૨૦૦ તોલા, આવળકંટી ૧૬ તોલા અને શતાવરી ૧૬ તોલા એ પ્રમાણે તેમાં નાંખી મંદાગ્નિ ઉપર ફરી શિજવવું. પછી નિવડેલા વાસણમાં એ પાક ભરવો, અને શક્તિ પ્રમાણે સવારે સેવન કરવો. આ પાક પ્રમેહ, જીર્ણજ્વર, અમ્લપિત્ત, રક્તસ્ત્રાવ, મૂળવ્યાધિ તથા અગ્નિમાંદ્યનો નાશ કરનારો હોઇ પુષ્ટિ, વીર્ય, ગર્ભને આપનાર, મદનાશક તથા સ્ત્રીઓનો રક્તદોષ દૂર કરનાર છે.

**બીજો પ્રકારઃ**—ઉત્તમ દક્ષિણી સોપારી ૪૦ તોલા લઇ કાતરીને તેને પાણીમાં પલાળી રાખવી. તે નરમ થયા પછી સુકવી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી સોપારીનાથી આઠગણું દૂધ લઇ તેમાં તેને ઉકાળી, ગાયનું દૂધ ૩૨ તોલા અને ખાંડ ૨૦૦ તોલા નાખી તે બધાનો પાક કરવો. પાક સારો સિદ્ધ થયા પછી નીચે ઉતારી તેમાં એલચીદાણા, નાગબળા, બળદાણા, પીપર, જાયફળ, શિવલીંગી, જાવંત્રી, તમાલપત્ર, તજ, સુંઠ, વાળો, કાળોવાળો, નાગરમોથ, ત્રિફળા, વંશલોચન, શતાવરી, કૌચબીજ, કાળી દ્રાક્ષ, તાલિમખાનું, ગોખરૂ, ઉભી ભોરીંગણીનાં મૂળીઆં, ખારેક, ખીરણી, ધાણા, જેઠીમધ, શીંગોડા, જીરૂ, કલોંજીજીરૂ, અજમો, જટામાંસી, વરીઆળી, મેથી, ભોંયકહોળું, કાળી મુસળી, આસન, કચોરા, નાગકેસર, મરી, ચારોળી, સીમળાનાં બિયાં, ગજપીપર, કમળાક્ષ, ચંદન, રતાંદળી અને લવંગ, એ પ્રત્યેક ચાર ચાર તોલા લઇ તેનું ચૂર્ણ કરી નાંખવું. તેમજ પારાની ભસ્મ, કલઇની ભસ્મ, સીસાની ભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, કસ્તૂરી અને ભીમસેની કપૂર એ યોગ્ય વિચાર કરી તે પાકમાં નાંખી તેના ૪ તોલા વજનના લાડુ બાંધી, તે બળાબળ જોઇ સેવન કરવા. જે માણસ રોજ આ રતિવલ્લભ પૂગપાકનું સેવન કરશે તે વીર્યવાન, બળવાન, હર્ષયુક્ત તથા પુષ્ટ થશે. વૃદ્ધ પુરૂષ પણ આ પાકના સેવનથી જુવાન જેવો થઇ પૂર્ણચંદ્રના જેવો સુંદર કાંતિમાન થશે.

## ૪૭—મહાકામેશ્વર પાક.

ઉપરના "પૂગપાક" માં ખુરાસાની અજમો, શુદ્ધ કરેલા ધંતૂરાનાં બિયાં, અકલકરો, સમુદ્રશોષ જાયફળ, ખસખસ અને તજનું ચૂર્ણ મેળવવું; અને સર્વ ચૂર્ણના અર્ધે ભાગે ભાંગ મેળવવી, એટલે મ કામેશ્વર પાક સિદ્ધ થાય છે.

**બીજો પ્રકાર:**—ધોળું ચંદન, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, પીપર, સુંઠ શતાવરી નાગરમોથ, શિંગોડા, કમળ, ચારોળી, બોર, આકરકરી, કમળાક્ષ, વંશલોચન, દ્રાક્ષ, જીરૂ, ધાણા લવંગ, જાવંત્રી, શુદ્ધ લોહભસ્મ, શુદ્ધ કરેલો હિંગળોક બબે તોલા, લીલા નાળીએરનુ કોપરુ તથ સોપારી ૩૨ તોલા અને ગાયનું દૂધ ૩૮૪ તોલા, એ પ્રમાણે લઇ એકત્ર પચન કરવુ. પછી આવળ કંદી તથા શતાવરી સોળ સોળ તોલા લઇ ચૂર્ણ કરી તે સર્વ ચૂર્ણ ઘીમાં શેકી નાંખવું કલઇન ભસ્મ ૨ તોલા અને ખાંડ ૪૦૦ તોલા લઇ તેનો પાક કરી તેમાં ઉપલી સર્વ જણસો નાખી, પા સિદ્ધ કરી તે સવારે સેવન કરવો. આ પાકના સેવનથી પ્રમેહ, વાતરોગ, પેટ ચડવું, શળ, ક્ષીણત દૈન્ય, રક્તપ્રદર, મુખરોગ, મૂળવ્યાધિ, કર્ણરોગ, નેત્રરોગ, કેશની અંદરનો રોગ, જરા (વૃદ્ધાવસ્થા) કુષ્ઠ, પિત્ત, અગ્નિમાંદ્ય અને હૃદ્રોગ દૂર થઇ પુષ્ટિ, બળ અને આનંદ પ્રાપ્ત થાય છે

## ૪૮—ભલ્લાતક પાક.

૧૨૮ તોલા ભીલામાં લઇ તેના કકડા કરી તે ૨૦૪૮ તોલા દૂધમાં પચન કરવાં. સારાં પાકાં થયા પછી દૂધમાંથી બહાર કાઢી નાંખવાં. પછી તેમાં ૨૫૬ તોલા ઘી અને ૬૪ તોલા સાકર નાખવી. હરડે, બહેડાં, આવળકાંગી, નાગરમોથ, મજીઠ, ધાણા, જીરૂ, ચાતુર્જાત, વાળો, જેઠીમધ, પદ્મકાષ્ઠ, કેસર, લવંગ, જાયફળ, ભોયકહોળુ, કમળ, વંશલોચન, લોહભસ્મ, તામ્રભસ્મ, ભીમસેની કપૂર અને ખેરસાર, એ સર્વેનું મળી ૩૨ તોલા ચૂર્ણ કરવું. પછી સર્વેનો પાક કરી તે રોજ ૪ તોલા ભક્ષણ કરવા આપવો. એટલે રક્તપિત્ત, કોઢ, દાદર, ખસ, ઝીણી ફોલ્લીઓની ખસ, વાતરક્ત, રક્તસ્ત્રાવી વાતરક્ત, શરીરમાં રોજ સણકા થતા હોય તે, બહેરાપણું, શિથિલતા અને સર્વ પ્રકારના પિત્તરોગનો નાશ થાય છે.

## ૪૯—ભલ્લાતકાવલેહ.

સારાં પાકેલા અને ફોડેલા ભીલામા ૧૦૨૪ તોલા લઇ તેને ૪૦૯૬ તોલા પાણીમા ચતુર્થાંશ કાઢો કરી તે ગાળી લેવો, અને તેમા કાઢાથી ચોગણુ દૂધ અને ચોથો ભાગ ઘી નાંખી ઘન થાય ત્યા સુધી ઉકાળી, તેમા સાકર ૬૪ તોલા નાખી, છુટી તેમને તેમજ સાત દિવસ રાખવો. પછી અગ્નિબળ જોઇ તેનુ સેવન કરવું. આ પાકના સેવનથી સંપૂર્ણ ગુદારોગનો નાશ થાય છે, ધોળા વાળ કાળા થાય છે, દૃષ્ટિ ગરૂડના જેવી તીક્ષ્ણ કરે છે. કાંતિ ચંદ્રના જેવી, વેગ ઘોડાના જેવો, ઉત્તમ બળ, મોરના જેવો શબ્દ, અગ્નિ જેવી દીપ્તિ, તથા સ્ત્રીઓને પ્રિય, નિરોગી અને સોથી પણ વધારે વર્ષના આયુષ્યવાન કરે છે. આ પાક સેવન કરનારને—અન્ન, પાન, ગરમી અને મૈથુનની બાધી નથી. આ પાક ખાવાથી સંપૂર્ણ રોગોનો નાશ થાય છે. સર્વ પ્રકારના રસાયન મધ્યે આ પાક રાજાધિરાજ છે.

## ૫૦—મહાભલ્લાતક પાક.

કડવો લીમડો, ધોળી ઉપલસરી, જાસુંદી, કડુ, ત્રાયમાણ, હરડે, બહેડાં, આવળકંદી, નાગરમોથ, પિત્તપાપડો, બાવચી, ધમાસો, વજ, ખેરસાર; ચંદન, કાળોપાટ, સુંઠ, કચોરા; ભારંગમૂળ, અરડુસી, કરીઆતુ; ઇંદ્રજવ, કાળી ઉપલસરી, કડવુ ઇંદ્રવરણુ, મોરવેલ, વાવડીંગ, અતિવિષ, ચિત્રકમૂળ, કાસાણુ, ગળો અને નાગરમોથ એ એકેક ભાગ, અને પટોલપત્ર, હળદર; દારૂહળદર, પીપર, ગરમાળાની શીંગનું મગજ, સાતવીણ, સરસવની છાલ, ચણોઠી, મંજીઠ, કાગનાવી, રાસ્ના, સારોડી, દતીમૂળ,—બીલાની અંતરછાલ, ભાંગરો તથા કાટાસરિઓ એ પ્રત્યેક બબે ભાગ લઇ તેનો ૧૦૨૪ તોલા પાણીમાં અષ્ટમાંશ કાઢો કરી ઉતારી લેવો પછી ૧૦૦૦ ભીલામા ફોડી ૨૦૪૮ તોલા પાણીમાં તેનો ચતુર્થાંશ કાઢો કરી,

આ કાઢો અને ઉપરના ઔષધોનો કાઢો એકત્ર કરવો; અને પુનઃ અગ્નિ ઉપર મૂકી તેમાં ગોળ . તોલા નાંખી તેનો લેહ સિદ્ધ કરવો. તેમાં હજાર ભિલામાંનાં બિયાં નાંખવાં. પછી તેમાં સુંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આવળકંટી, નાગરમોથ, વાવડીંગ, ચિત્રકમૂળ, ચંદન, સિંધવ, કોષ્ટ અને અજમો એ પ્રત્યેક ૪ તોલા; તજ, તમાલપત્ર, એલચીદાણા અને નાગકેસર એ ચાર ચાર તોલા નાંખી, ઘીના વાસણમાં ભરી તેમાં શુદ્ધ ગંધકનું ચૂર્ણ ૧૬ તોલા નાંખવું. આ ભલ્લાતક અવલેહ પ્રાણીઓના હિતને માટે શ્રી મહાદેવજીએ રચેલો છે. આ અવલેહ ગળોના કાઢાની સાથે સેવન કરવાથી ધોળો કોઢ, ઉદંબરકોઢ, ઋક્ષજીહ્વા, પુંડરીક, ચર્મદળ, વિસ્ફોટક, રક્તમંડળ, કાપાલિક, પામા, વિપાદિકા, વાતરક્ત, ઉદાવર્ત, પાંડુરોગ, ફલટી, કૃમિ, ૭ પ્રકારના અર્શ, શ્વાસ, ઉધરસ તથા ભગંદરનો નાશ કરે છે. આ પાક સેવન કરવામાં આવે ત્યાં સુધી ભોજનમાં ગરમ અને ખાટા પદાર્થ વર્જ્ય કરવા. એટલે ગમે તેવા કુષ્ટો હશે તેનો પણ નાશ કરશે. જેને ભિલામો સદે નહિ તેઓએ આ (ભિલામાના) પાકો સેવા નહિ.

## ૫૧—ભારંગી હરીતકયવલેહ.

૪૦૦ તોલા ભારંગમૂળ, ૪૦૦ તોલા દશમૂળ અને મોટી હરડે ૧૦૦ તોલા લઇ તે બધાથી ચોગણા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી, તે સારા નવા વસ્ત્રથી ગાળી લેવો. પછી તેમાં ૪૦૦ તોલા ઉત્તમ ગોળ નાખી, મંદાગ્નિ ઉપર લેહ તૈયાર કરવો. તે ઠંડો થયા પછી તેમાં મધ ૨૪ તોલા, ત્રિકટુ, ત્રિસુગંધ ( તજ, તમાલપત્ર તથા એલચી ), એક તોલો અને જવખાર બે તોલા એ પ્રમાણે નાખવું. પછી રોજ તે અવલેહમાંથી એક હરડે અને ૨ તોલા અવલેહ ખાવા આપવો. એટલે દારૂણ શ્વાસ અને પાંચ પ્રકારની ઉધરસ દૂર થાય છે.

**બીજો પ્રકાર:**—ભારંગમૂળ અને પંચમૂળ ૪૦૦–૪૦૦ તોલા અને પાણી ૨૦૪૮ તોલા લઇ એનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમાં મોટી હરડે ૧૦૦ તોલા નાંખી પચન કરવી. પછી તેમાં ૪૦૦ તોલા ઉત્તમ જુનો ગોળ નાંખવો. જાડું થાય એટલે નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમાં મધ ૧૬ તોલા, ત્રિફળાં ૩૨ તોલા, સુંઠ, મરી, પીપર, એલચી, તજ, નાગકેસર અને તમાલપત્ર એ ચાર ચાર તોલા નાંખવાં. એના સેવનથી દમ, ઉધરસ, શોષ, હેડકી, એકાંતરીઓ તાવ અને તીવ્ર પીનસ (સળેકમ)નો નાશ થાય છે. આ રસાયન અશ્વિનિકુમારે ઇંદ્રને કહેલું છે.

## ૫૨—મદનવર્ધન મોદક.

ગોખરૂ, તાલીમખાનું, આસન, શતાવરી, કાળીમુસળી, કૌચબીજ, જેઠીમધ, લેંચી અને બળદાણાનું ચૂર્ણ કરી દૂધમાં નાંખી તેનો માવો કરવો, અને તેને ગાયના ઘીમાં શેકવો. પછી તેમાં ખાંડ નાંખી લાડુ બાંધવા. ચૂર્ણથી આઠગણું દૂધ લેવું. ઘી ચૂર્ણના સમાન લેવું અને બધાંથી બમણી ખાંડ નાંખવી. બળાબળ જોઇ આપવો. એટલે ઉત્તમ પ્રકારે વીર્યવૃદ્ધિ થાય છે.

## ૫૩—મધુપકવ હરીતકી.

સારી પાકી હરડે વીસ તોલા લઇ તે ૧૨૮ તોલા ગોમૂત્રમાં પચન કરવી. પછી કાંજી, દૂધ અને છાશ એ પ્રત્યેક ૧૨૮ તોલા લઇ તેમાં જુદાં જુદાં પચન કરવાં. પછી અંદરના ઠીલા કાઢી નાંખવાં, પછી સુંઠ, મરી, પીપર, અજમો, ઇંદ્રજવ, નાગરમોથ, વાળો, દાડમની છાલ, અમ્લવેતસ, ધાવડીનાં ફૂલ, જીરૂ, શહાજીરૂ, પીપર, જટામાંસી, મોચરસ, બીલાનું મગજ, સંચળ, સિંધાલુણ, પાષાણભેદ, જાંબુ અને કેરીની ગોટલીનું મગજ, અતિવિષ, કાળીપાટ, લવંગ અને જાયફળ એ સર્વ મળી હરડેના **ચતુર્થાંશ** લેવું. કોઠાનું મગજ, મંડુરભસ્મ અને લોહભસ્મ એ દશાંશ લેવી; અને તમામ ચૂર્ણોથી અર્ધી સાકર લેવી. પછી એ સર્વ ચૂર્ણ અને સાકરને મેળવી ઉપલી હરડેમાં ભરી સૂતરથી સારૂં વેષ્ટન કરવું. પછી એક વાસણમાં ધાન્ય નાંખી તે ઉપર થોડા પાણીનો છંટકાવ કરી તેમાં તે [illegible]

શીજવવી. પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તે હરડે મધમાં રાખી મૂક
ણી, પ્રમેહ, શ્વાસ, પાંડુ અને આમવાતનો નાશ થઇ અગ્નિ વધે છે; ધાતુવ
ા પ્રાપ્ત થાય છે.

કારઃ—દશમૂળ, પીપર, ચિત્રો, કૌંચબીજ, બહેડાં, કાયફળ, મરી, પીપળીમૂળ, રક્તરોહીડો
દંતીમૂળ, જીરૂ, હળદર, દારૂહળદર, આવળકંટી, વાવડીંગ, અઘેડી, કાકડાશિંગી, દેવદાર, સારોડ
ધાણા, લવંગ, ગરમાળાની શીંગોની અંદરનું મગજ, ગોખરૂ, વરધારો, કાચકાનું મગજ, પુષ્કરમૂ
અને ખુરાસાની અજમો એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. પછી ૨૫૬ તોલા હરડે લઇ ૨૦૪૮ તોલ
પાણીમાં સારાં શીજવવાં. પછી તે ગુરૂપદેશ પ્રમાણે મધમાં ૩ દિવસ રાખવાં. પુન બહાર કાઢી બીજ
પાંચ દિવસ મધમાં રાખવાં. પછી બહાર કાઢી વળી બીજા દસ દિવસ મધમાં રાખવાં. પછી બહા
કાઢી કોરાં કરી, ઘીના વાસણમાં મધ નાંખી તેમાં નાખવાં. પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી
નાગકેસર અને પીપરનું ૩૨ તોલા ચૂર્ણ અને પૂર્વોક્ત કહેલા ઔષધોનું ચૂર્ણ નાખવું. આ યોગ
માણસોના હિતને માટે ધન્વંતરી મહારાજે કહેલો છે. આ પાકના ભક્ષણથી સર્વ પ્રકારના રોગોને
નાશ થાય છે. શ્વાસ, ઉધરસ, ક્ષય, ઉલટી, મૂર્છા, ભ્રમ, મદ, તૃષા, અરૂચિ, અગ્નિમાંદ્ય, યકૃત, પથરી,
અંડવૃદ્ધિ, વિષમજ્વર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, દારૂણ વાતરક્ત વાતરોગ, બહ્ગુદોદર, રક્તપિત્ત, વિષૂચિકા,
કોઢ, મૂળવ્યાધિ, અપસ્માર, પાંડુરોગ અને કમળો વગેરે રોગો દૂર થાય છે.

## ૫૪—મુસળીપાક.

૩૨ તોલા કાળી મુસળીનું ચૂર્ણ લઇ તે ૮૦૦ તોલા દૂધમાં પચન કરવું. પછી ઘી ૬૪ તોલા
સાકર ૧૦૦ તોલા, ગુંદર ૧૬ તોલા, કોપરૂં ૧૨ તોલા, બદામ ૧૨ તોલા, ચારોળી ૧૨ તોલા
જાયફળ, લવંગ, કેસર, ત્રિફળી, જટામાંસી, કૌંચબીજ, તજ, તમાલપત્ર, એલચોદાણા, નાગકેસર, સુંઠ,
મરી, પીપર, જાવંત્રી અને કેળનો કંદ એ પ્રત્યેક તોલો તોલો લઇ સર્વેનો પાક કરી બબ્બે તોલા વજનના
લાડુ બાંધી તે ખાવા આપવા. તેથી કરી ધાતુક્ષીણતા, અશક્તતા, અગ્નિમાંદ્ય, ઉધરસ, દમ, અરૂચિ,
પાંડુરોગ, દુર્બળતા, વિષમજ્વર, સર્વે વાતરોગ, પ્રમેહ અને વલીપલિત રોગો દૂર થઇ, ક્ષીણ થએલાં
ગાત્રો પુષ્ટ થાય છે; અને મનોહર કાંતિ થાય છે. આ મુસળીપાકના સેવનથી વાંઝણી સ્ત્રીને પણ
પુત્રપ્રાપ્તિ થાય છે.

## ૫૫—બૃહન્મુસળીપાક.

૬૪ તોલા કાળીમુસળીનું ચૂર્ણ લઇ તેનાથી આઠગણા દૂધમાં પચન કરવું. વ્યોષ, ત્રિજાત,
શેરણી, વરીઆળી, શતાવરી, જીરૂ, અજમો, ચિત્રો, ગજપીપર, અજમોદ, પીપળીમૂળ, આવળકંટી,
કચોરાં, ગોખરૂ, ધાણા, આસન, હરડે, સમુદ્રશોષના બિયાં, લવંગ, જાયફળ, જાવંત્રી, નાગકેસર,
તાલીમખાનું, બળદાણા, પેટારીનાં બિયાં, જીતાવણી, કૌંચબીજ, જેઠીમધ, મોચરસ શિંગોડાં, કમળાક્ષ,
વંશલોચન, વાળો, કંકોલ, અક્કલકરો અને ચંદન, એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. સારા ચોખા ૩૨ તોલા
લેવા. રસસિંદૂર, અભ્રકભસ્મ અને લોહભસ્મ એ પ્રત્યેક બબ્બે તોલા લેવું. પછી સર્વ ઔષધોથી બમણી
સાકર લઈ તેનો પાક કરી, તેમાં ઉપરનાં સર્વે ઔષધો નાંખી, પાક તૈયાર કરી બબ્બે તોલા વજનના
લાડુ બાંધવા. પછી શુભ દિવસ જોઇ ઇષ્ટ દેવતાનું પૂજન કરી, રોજ એક લાડુ સેવન કરવો; અને તે
ઉપર થોડું દૂધ પ્રાશન કરવું. તેથી કરી અગ્નિમાંદ્ય, ગુલ્મ, પ્રમેહ, મૂળવ્યાધિ. શ્વાસ, ઉધરસ, વ્રણરોગ,
ક્ષય, કમળો, પાંડુરોગ, ધાતુક્ષીણતા, માંદ્ય, વાતરોગ, પિત્તરોગ, કફરોગ, મૂદ્રવ, પ્રદર, શુક્રદોષ, ઉરઃક્ષત,
રજોદોષ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, મૂતરખડો, પ્રમેહ, મલબદ્ધરોગ, કૃશત્વ, દુર્બળત્વ, અગ્નિનીના રોગ અને
વાતરક્તનો નાશ થાય છે. તેમજ એના સેવનથી અગ્નિવૃદ્ધિ કાંતિવૃદ્ધિ, તેજોવૃદ્ધિ અને કામવૃદ્ધિ પ્રાપ્ત
થઇ વલીપલિત રોગનો નાશ થાય છે. ક્ષીણવીર્ય પુરૂષ અને સ્ત્રીઓને માટે અશ્વિનીકુમારે આ પાક
નિર્માણ કરેલો છે. શુક્રવૃદ્ધિ કરનાર આ પાકના કરતાં ઉત્તમ બીજો કોઇ પાક નથી.

## ૫૬—મેથીપાક.

મેથી અને સુંઠ એ પ્રત્યેક ૩૨ તોલા લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ૫૧૨ તોલા દૂધમાં ૩૨ તોલા ઘી નાંખી તેમાં તે ચૂર્ણ નાંખી, એકત્ર જાડું થાય ત્યાં સુધી પાક કરવો. તેમાં ૨૫૬ તોલા ખાંડ નાંખી ફરીથી મંદાગ્નિ ઉપર પકવ કરવું. પાક સારો થયા પછી નીચે ઉતારવો. પછી મરી, પીંપર, સુંઠ, પીંપળીમૂળ, ચિત્રક, અજમો, જીરૂ, ધાણા, કલોંજીજીરૂ, વરીઆળી, જાયફળ, કચોરાં, તજ, તમાલપત્ર અને નાગરમોથ એ પ્રત્યેક ૪ તોલા, સુંઠ ૬ તોલા અને મરી ૬ તોલાનું ચૂર્ણ તેમાં નાંખી હલાવી રાખી મૂકવું. આ પાકને મેથીપાક કહે છે. આ પાક ચાર તોલા કિંવા શક્તિ પ્રમાણે સવારે ભક્ષણ કરવો. આ પાક આમવાત, અન્યવાતરોગ, વિષમજ્વર, પાંડુરોગ, કમળો, ઉન્માદ, અપસ્માર, પ્રમેહ, વાતરક્ત, અમ્લપિત્ત, શિરોરોગ, નાસારોગ, નેત્રરોગ, ધૂપણી અને સૂતિકારોગ એ સર્વે રોગોનો નાશ કરે છે, એમાં સંશય નહિ. આ પાક શરીર પુષ્ટ કરનાર બળ અને વીર્યવૃદ્ધિ કરનાર છે.

**બીજો પ્રકાર:**—૮૦૦ તોલા દૂધ અને ૧૨૮ તોલા ઘીમાં ૬૪ તોલા મેથીનું ચૂર્ણ નાંખી, મંદાગ્નિ ઉપર પચન કરવું. મધના જેવું જાડું થયા પછી તેમાં સાકર ૧૯૨ તોલા, તથા મધ ૬૪ તોલા નાંખવું તેનો સારો પાક થયા પછી તેમાં ચાતુર્જાત ૪ તોલા; તથા પંચકોળ ૫ તોલા, અને જીરૂં ૬ તોલા નાંખવું; અને અગ્નિબળ જોઇ રોજ ૪ તોલા પ્રમાણે ખાવા આપવો. તેથી કરી આમવાત, સર્વે પ્રકારના વાતરોગ, જ્વર, વિષમજ્વર, પાંડુરોગ, કમળો, ઉન્માદ, અપસ્માર, પ્રમેહ, વાતરક્ત, અમ્લપિત્ત, શીતપિત્ત, શીરોરોગ, નેત્રરોગ, પ્રદર તથા સુવારોગનો નાશ થાય છે; અને શરીરની પુષ્ટિ થઇ બળ વીર્યની વૃદ્ધિ થાય છે.

## ૫૭—મેથી મોદક.

ત્રિકટુ, ત્રિફળાં, જીરૂ, શહાજીરૂ, ધાણા, કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, અજમો, સિંધવ, સંચળ, તમાલપત્ર, નાગકેસર, તાલીસપત્ર, તજ, એલચી, જાયફળ, જાવંત્રી, લવંગ, મોરમાંસી, બીમસેની કપૂર અને ધોળું ચંદન આ ઓષધોનું ચૂર્ણ કરવું; અને તે ચૂર્ણના સમાન મેથીનું ચૂર્ણ (ઘીમાં શેકી) લેવું. પછી બધા ઔષધોથી બમણો જૂનો ગોળ લઇ તેને ભેળવી, તેના લાડુ બાંધી અગ્નિબળ જોઇ ખાવા આપવા. એના સેવનથી અગ્નિ પ્રદીપ્ત થઈ મેદોરોગ, શ્વાસ; સ્વરભંગ અને વીસ પ્રકારના પ્રમેહનો નાશ થાય છે. બળ અને વર્ણ પ્રાપ્ત થાય છે, અને સ્ત્રીઓ વિષે ઉત્સુકતા પ્રાપ્ત થાય છે. આ મેથીમોદક ગહનનાથે કહેલો છે.

## ૫૮—લવંગપાક.

૬૪ તોલા લવંગ લઇ તે ૪૦૯૬ તોલા ગાયના દૂધમાં મંદાગ્નિ ઉપર દૂધ ઉકળે ત્યાં સુધી શીજવવું. પછી નીચે ઉતારી તેમાં સાકર ૬૮ તોલા અને જાયફળ, કંકોળ, પીંપર, સુંઠ, મરી, ત્રિફળાં, હળદર, દારૂહળદર, એલચી, તગર, કેસર, જાવંત્રી, આસન, પુષ્કરમૂળ, પીંપળીમૂળ, બળદાણા, અફીણ, લવંગ, અતિવિષ, ગોખરૂ, ભીમસેની કપૂર, ખુરાસાની અજમો, ચવક અને નાગકેસર એ દરેક તોલો તોલો તથા પારદભસ્મ (પારાની ભસ્મ), તાંબાની ભસ્મ એ દરેક ચાર ચાર માસા નાંખી, આ પાક રોજ બબ્બે તોલા સેવન કરવો; તથા તે ઉપર ગાયનું દૂધ પ્રાશન કરવું. એટલે તુષ્ટિ અને પુષ્ટિ પ્રાપ્ત થઇ વીર્યસ્તંભન થાય છે. તેમજ પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, ગુલ્મ, પાંડુરોગ, પ્રમેહ, મૂતરખડો, મૂત્રકૃચ્છ્ર, વાતરોગ, અર્બુદ, પિત્તપ્રદર, કુષ્ટ, ઉચકી, નેત્રરોગ, મસ્તકરોગ, અને વાતરોગનો નાશ થાય છે. આ અવલેહ બ્રહ્માજીએ નિર્માણ કરેલો અને સર્વે પાકોમાં શ્રેષ્ઠ છે. આ પાકના સેવનથી શૈત્ય તત્કાળ દૂર થાય છે.

**બીજો પ્રકાર:**—લવંગ ૩૨ તોલા, ગાયનું દૂધ ૫૭૨ તોલા, ઘી ૬૪ તોલા, અને ખાંડ ૨૪ તોલા લઈ મંદાગ્નિ ઉપર હળવે હળવે પચન કરવું. પછી તેમાં ચિત્રકમૂળ ૪ તોલા, એલચીદાણા, અને ચંદન બબ્બે તોલા; રસકપૂર (શુદ્ધ), અગર અને તગર એ તોલો તોલો નાંખવું. તેમજ

પંચામૃત, (સુંઠ, કાળીમુસળી, ગળોનું સત્વ, શતાવરી અને ગોખરૂ) એ પદાર્થો નાંખી પાક તૈયાર કરવો. રોગથી અતી જર્જર દેહ થએલો હોય એવા પુરૂષે આ પાકનું સેવન કરવાથી ક્ષય, મહાશ્વાસ, પાંચ પ્રકારની ઉધરસ, વલીપલિત અને અન્ય રોગનો નાશ થાય છે.

## ૫૯—લસુનપાક.

૬૪ તોલા લસણ ગંધ જવા માટે રાત્રે છાશમાં પલાળી-રાખી, સવારે તેમાંથી કાઢી વાટી આખના ૫૧૨ તોલા દૂધમાં બાફવું. પછી તે જાડું થયા પછી તેમાં ઘી ૩૬ તોલા, રાસ્ના, શતાવરી, અરડુસી, ગળો, કચોરાં, સુંઠ દેવદાર, વરધારા, અજમો, ચિત્રક, સુવા, પુનર્નવા, ત્રિફળા, પીંપર અને વાવડીંગ એ પ્રત્યેકનું તોલો તોલો ચૂર્ણ નાંખી, ઠંડું થયા પછી ૩૨ તોલા મધ નાંખી પાક તૈયાર કરવો. પછી તેમાંથી ખાંડની સાથે થોડો ખાવા આપવો, તે પાક આઢ્યવાત, હનુગ્રહ, આક્ષેપક, ભગ્નવાત, કટિવાત, ઉરુસ્તંભ, હૃદ્રોગ, સર્વાંગવાત, સંધિભંગવાત તથા ૮૦ પ્રકારના વાયુનો નાશ કરે છે. આ પથ્યકારક લસણપાક વર્ણકર છે; અને આયુષ્ય તથા પુષ્ટિ કરે છે.

**બીજો પ્રકાર:**—લસણ સારૂં છોલી તે ૬૪ તોલા લઈ ૨૦૪૮ તોલા દૂધમાં ૧૬ તોલા ઘી નાંખી શીજવવું. તેનો સારો પાક થઈ મધુરર્ણું થાય, એટલે તેમા ૧૨૮ તોલા ઘી નાંખી ૧૨૮ તોલા ખાંડ; તથા સુંઠ, મરી, પીંપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીંપળીમૂળ, ચવક, ચિત્રાનાં મૂળીઆં, વાવડીંગ, હળદર, દારૂહળદર, શેરણી, વરધારા, પોખરમૂળ, અજમો, લવંગ, દેવદાર, સાટોડી, ગોખરૂ, કડવો લીમડો, રાસ્ના, સુવા, શતાવરી, કચોરાં, આસન અને કૌચબીજ એ પ્રત્યેકનું એક એક તોલો ચૂર્ણ નાંખી પાક તૈયાર કરવો. આ લસુનપાક અગ્નિબળ જોઇ સેવન કરવો. એ સંપૂર્ણ વાતરોગ, શૂળ, અપસ્માર, ઉરઃક્ષત, ગુલ્મ, ઉદરરોગ, ઉલટી, પ્લીહા, અંડવૃદ્ધિ, કૃમિ, મલબદ્ધતા, આનાહવાત, સોજો, અગ્નિમાંદ્ય, બળક્ષય, હેડકી, દમ, ઉધરસ, અપતંત્રકવાત, ધનુર્વાત, અંતરાયામ, પક્ષાઘાત, અપતાનવાયુ, અર્દિતવાયુ, આક્ષેપકવાત, કુબ્જવાત, હનુગ્રહ, શિરોરોગ, ત્રિકાચી ગૃધ્રસી, ખલ્લીવાત, પંગુવાત, સંધિવાત, બહેરાપણું અને સંપૂર્ણ પ્રકારનાં શૂળનો અતિ જલદી નાશ કરે છે. આ લસણપાક વાતવ્યાધિરૂપ હાથીનો સિંહની પેઠે નાશ કરે છે તથા કફવ્યાધિને શાંત કરી બળ અને પુષ્ટિ આપે છે. આ પાક એક વર્ષ સેવન કરવાથી વાતાદિ રોગોનો નાશ કરે છે.

## ૬૦—લક્ષ્મીવિલાસાવલેહ.

જાવત્રી, લવંગ, એલચી, અંકોલની છાલ, મરી, નખલા, હરડે, નમોતર, સુંઠ, શતાવરી કેસર, ચંદન, ખુરાસાની અજમો, કચોરા, શીંગોડા, તજ, મોરમાસી અને કસ્તૂરી, એ પ્રત્યેક તોલો તોલો લઈ, એ સર્વેનું ચૂર્ણ કરી તેમાં તૃતીયાંશ સુગંધિ અત્તર મેળવવું ૨૦ તોલા શુદ્ધ કરેલી ભાંગ નાખવી. બે માસા લઘુ તેલ ( ? ) નાખવું. પછી સાકર, ગુલાબનાં ફળ અને ગુલાબનું પાણી નાખી અવલેહ સિદ્ધ કરવો. આ અવલેહ વૃષ્ય, બળકર અને અગ્નિદીપક છે

## ૬૧—વાસાખંડ.

અરડુસીનાં પાન ૪૦૦ તોલા લઈ તે આઠગણા પાણીમાં કઢવી, ચતુર્થાંશ શેષ રહ્યા પછી તેમાં હરડેનું ચૂર્ણ ૨૫૬ તોલા અને સાકર ૪૦૦ તોલા નાખી કઢવી જાડું થવા પછી નીચે ઉતારી ઠંડું થયા પછી તેમાં મધ ૩૨ તોલા, વંશલોચન ૧૬ તોલા, પીંપર ૮ તોલા, અને ચાતુર્જાત ૪ તોલા નાંખી તે રોજ બે તોલા ભક્ષણ કરવો અને તે ઉપર ખુશીમાં આવે તે પદાર્થોનું ભોજન કરવું; એટલે રક્તપિત્ત, ઉધરસ, શ્વાસ, ક્ષય, વિદ્રધિ, ઉદરરોગ, ગુલ્મ, તૃષા, હૃદ્રોગ અને પીનસનો નાશ થાય છે.
( હાલમાં જમાલમાં વંશલોચન ૧૬ તોલા નાખવું એવો રિવાજ છે.)

**બીજો પ્રકાર:**—અરડુસી, ભોરીંગણી, હરડે, આવળકરી અને દશમૂળ, એ ઓસડીઆ લઈ એમાં આઠગણું પાણી લઈ ચતુર્થાંશ કાઢો કરી રાખવો. પછી તેમાં સમનામ ગોળ નાખવો તેમજ સુંઠ, મરી, પીંપર, ભગાલા, કાળીમુસળી, ચાતુર્જાત, અજમો, ધાણા, ભીલાની અહરનું મગજ, હજાર, બેરનો ગુદ, શતાવરી

જાયફળ, માયફળ, કંકોળ, અક્કલકરો, કાળુંનસોતર, અજગંધ, જાવંત્રી, ફટકડી અને ગઠુલા એ ઔષધો ગોળનો પાક થયા પછી તેમાં નાંખવા, પછી મધ અને ઘી નાંખી અવલેહ સિદ્ધ કરવો. આ પાકના સેવનથી ઉધરસ અને દમ દૂર થઈ બળ પ્રાપ્ત થાય છે, તથા કામ વૃદ્ધિ થાય છે.

**ત્રીજો પ્રકાર:**—અરડુસીનો રસ ૧૨૮ તોલા, મધ ૬૪ તોલા, સાકર ૩૨ તોલા, પીપર ૮ તોલા અને ઘી ૮ તોલા, એનો અવલેહ સિદ્ધ કરી તે આપવો. આ અવલેહ બાળકોને હિતકર હોઇ શોષ, ક્ષય, ઉધરસ, દમ અને ઉરઃક્ષત રોગનો નાશ કરે છે.

**ચોથો પ્રકાર:**—અરડુસીનાં પાન ૪૦૦ તોલા લઇ તે આઠગણા પાણીમાં કઢવી ચતુર્થાંશ શેષ રહ્યા પછી તેમાં હરડેનું ચૂર્ણ ૨૫૬ તોલા, સાકર ૪૦૦ તોલા અને પીપરનું ચૂર્ણ ૮ તોલા નાખી કઢવી જાડું થયા પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમાં મધ ૩૨ તોલા, ચાતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી ને નાગકેસર) ચાર તોલા નાખી તે પાક રોજ બે તોલા આપવો; એટલે રક્તપિત્ત, પિત્ત, ક્ષતક્ષય, ઉધરસ, દમ તથા ક્ષયનો વિશેષે કરી નાશ થાય છે.

## ૬૨—વિજયાપાક.

ભાંગ સારી રીતે ધોઇ નાંખી તેનો કાઢો કરી તે ૮૦૦ તોલા લેવી; અને દૂધ ૪૦૦ તોલા લઇ તેમાં નાંખી કઢવી, જાડું થયા પછી નીચે ઉતારી તેમાં ખાંડ ૮૦ તોલા, ચાતુર્જાત, લવંગ, વ્યોષ, અક્કલકરો, જાયફળ, જાવંત્રી, આસન, સાટોડી, દુધી, કૌચબીજ અને ચવક એ પ્રત્યેકનું ચાર ચાર તોલા ચૂર્ણ નાંખવું; અને સારી પેઠે કઢવી. એ સર્વનો અવલેહ જેવો જાડો પાક થયા પછી સારા વાસણમાં ભરી રાખવો. પછી તે રોજ બે તોલા પ્રમાણે સેવન કરવો. આ પાકના સેવનથી ધાતુપુષ્ટ થઈ પુષ્કળ વીર્ય પ્રાપ્ત થાય છે; અને દુસ્તર પ્રમેહ, સર્વ પ્રકારનો અતિસાર, ઉધરસ, દમ, ક્ષય, સ્ત્રીઓનો પ્રદર અને યોનિશૂળ ઇત્યાદિ સર્વ રોગોનો નાશ થઇ વીર્યસ્તંભન થાય છે. (કોઇ જગોએ ચવકની જગોએ બળદાણા લેવાનો રિવાજ છે.)

## ૬૩—વિદારીપાક.

૬૪ તોલા ધોળા ભોંયકોળા (છુંદવાથી જેમાંથી સફેદ દૂધ નીકળે છે તે)નું ચૂર્ણ લઈ તે ૨૫૬ તોલા ઘી અને ૧૬ ગણા દૂધમાં તે પચન કરવું. મધના જેવું લાલ થયા પછી તેમાં જાવંત્રી, જાયફળ, પીપર, એલચીદાણા, સુંઠ, ધાણા, જીરૂ, અગર, કેસર, વાવડીંગ, શતાવરી, બળદાણા અને ચણોઠીનાં મૂળીઆં એ સર્વ તોલો તોલો નાંખવાં. અને ઠંડુ થયા પછી તેમાં સાકર ૬૪ તોલા નાંખવી. આ પાક રોજ ચાર ચાર તોલા આપવો; અને તે ઉપર જુના ચોખાનો ભાત કરીને ખાવા આપવો. તેથી કરી પુષ્કળ બળ પ્રાપ્ત થાય છે. તેમજ સ્ત્રીઓનો પ્રદર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ અને બહુમૂત્રના રોગો દૂર થાય છે.

## ૬૪—વ્યાઘ્રીહરીતકી અવલેહ.

ભોંરિંગણીનાં પંચાંગ ૪૦૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા અને મોટી હરડે ૧૦૦ લઇ સર્વેનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તે ગાળી લઇ તેમાં ગોળ ૪૦૦ તોલા નાંખી પુનઃ કઢવી. નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમાં ત્રિકટુ ૧૨ તોલા, મધ ૨૪ તોલા અને ચાતુર્જાત ૪ તોલા, એ પ્રમાણે ચૂર્ણ કરી નાંખવું. આ અવલેહ અગ્નિબળ જોઇ સેવન કરવો; એટલે વાત, પિત્ત, કફ, દ્વિદોષ અને ત્રિદોષથી ઉત્પન્ન થએલી ઉધરસ, ક્ષત, કાસ, પીનસ, શ્વાસ, ઉરઃક્ષત અને ૧૧ પ્રકારના ક્ષયનો નાશ થાય છે. આ રસાયન ભૃગુ ઋષિએ કહેલું છે.

## ૬૫—શતાવરીપાક.

શતાવરીનાં મૂળીઆંનો કલ્ક કરી લેવો, અને કલ્કથી ચોગણું દૂધ, દૂધના સમભાગ ગાયનું ઘી અને કલ્કના સમભાગ સાકર લઇ ઘી શેષ રહે ત્યાં સુધી પચન કરવું. પાક તૈયાર થયા પછી રોજ તે બે તોલા પ્રમાણે સેવન કરવો; એટલે રક્તપિત્ત, અમ્લપિત્ત, ક્ષય અને શ્વાસનો નાશ થાય છે.

## ૬૬—શાલપાક.

દૂધ ૨૦૪૮ તોલા અને આસુંદરાની છાલનું ચૂર્ણ ૧૬ તોલા, એ બે એકત્ર કરી મંદાગ્નિ ઉપર પકવ કરવું. પછી તેમાં ૬૪ તોલા ગોળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, જાયફળ, નાગમોથ, વંશલોચન, ખાજા, સુંઠ, મરી, પીપર, આસન, હરડે અને લોહભસ્મ મિશ્ર કરી સેવન કરવું; એટલે હૃદ્રોગ, ક્ષય, શોષ, વાતરોગ, હિક્કા, રક્તરોગ વીસ પ્રકારનો પ્રમેહ, શિરોત્રિપાક, ઇત્યાદિ સર્વ રોગનો નાશ થશે.

## ૬૭—સુંઠયવલેહ.

સુંઠ ૩૨ તોલા, ગોળ ૬૪ તોલા, ઘી ૩૨ તોલા. દૂધ ૨૫૬ તોલા; અને જાયફળ, લવંગ, તજ તમાલપત્ર. એલચી, નાગકેસર, સુંઠ, મરી, પીપર અને ચીત્રો એ તોલો તોલો લઇ, માટીના વાસણમાં મંદાગ્નિ ઉપર લેહ સિદ્ધ કરવો. તે પાક ઠંડો થયા પછી તેમાં મધ ૩૨ તોલા નાખવું. આ પાક બાળક અને વૃદ્ધને પણ આપવો. આ પાક વીર્યવર્ધક, વાજીકરણ, બુદ્ધિ, કાંતિ અને બળને આપનાર હોઇ, સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે તેમ તે પ્રમેહનો નાશ કરે છે.

## ૬૮—સુંઠીખંડ.

સુંઠ ૩૨ તોલા, ઘી ૩૨ તોલા અને દૂધ ૫૧૨ તોલા લઇ કઢી અને એનો ગોળો કરવો. પછી સાકર ૨૦૦ તોલા લઇ તેનો પાક કરવો; અને સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર તથા એલચી એ પ્રત્યેક ૪ તોલા લઇ તેનું ચૂર્ણ તેમાં મેળવવું, પછી શક્તિ પ્રમાણે તે ચૂર્ણ ખાવા આપવું. તે ચૂર્ણ આમવાત શમાવનાર, ધાતુપુષ્ટિ કરનાર; બળ, આયુષ્ય અને તેજને આપનાર અને વૃદ્ધાવસ્થા દૂર કરનાર છે.

**બીજો પ્રકાર:**—સુંઠ ૪૦૦ તોલા ઘી ૯૦ તોલા, દૂધ ૪૦૯૬ તોલા, સાકર ૨૦૦ તોલા, અને સુંઠ, મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીપળીમૂળ, કૃષ્ણાગરૂ, જાવંત્રી, જાયફળ, કચોરા, પાષાણભેદ, તામ્રભસ્મ, કલઇની ભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, મંડૂર, લોહ અને કાંત એ પ્રત્યેક ચાર ચાર તોલા નાંખી, મંદાગ્નિ ઉપર એનો લેહ સારી રીતે સિદ્ધ કરવો. આ લેહ બળ, વર્ણ, આયુષ્ય, વલીપલિત તથા આમવાતનો નાશ કરે છે; અને ઉત્તમ કાંતિ બનાવે છે.

## ૬૯—સુંઠીપાક.

સુંઠ ૩૨ તોલા, ગોળ ૧૨૮ તોલા, ઘી ૧૨૮ તોલા અને ઘીથી ચોગણું દૂધ લઇ સર્વેનો મંદાગ્નિ ઉપર પાક કરી તે પાક ઘટ્ટ થયા પછી સેવન કરવો, એટલે મસ્તકશૂળ, અર્દિતરોગ, સૂર્યાવર્ત, હનુકંપ, મન્યાસ્તંભ, ગલગ્રહ, વાતરોગ અને કફાદિક અન્ય રોગોનો નાશ થાય છે.

**બીજો પ્રકાર:**—૪૦૦ તોલા સારી દળદાર સુંઠ લઇ, ચૂર્ણ કરી ચોગણા ગાયના અથવા બકરીના દૂધમાં કઢવી અને તેનો ગોળો કરવો. પછી ચાતુર્જાત, લવંગ, કેસર, પીપર, અમ્લવેતસ, જીરૂ અને શહાજીરાનું ચાર ચાર તોલા ચૂર્ણ નાંખવું. આ પાક શક્તિ પ્રમાણે સેવન કરવા આપવો; એટલે ગુલ્મ, અરૂચિ, સોજો, શૂળ, કૃમિ, નપુંસકત્વ અને અંતમાર્ગનો નાશ થાય છે.

**ત્રીજો પ્રકાર:**—૩૨ તોલા સુંઠનું ચૂર્ણ લઇ તે ૨૫૬ તોલા દૂધમાં પચન કરી ગોળો કરવો. પછી સાકર ૬૪ તોલા લઇ, પાક કરી તેમાં તે સુંઠનો ગોળો અને લવંગ તથા ચાતુર્જાત બબ્બે તોલા નાખવું. આ પાકના સેવનથી મસ્તકરોગ, પીનસ અને ગ્રહણીનો નાશ થાય છે.

## ૭૦—શેવંતીપાક.

ધોળી શેવંતીનાં ફૂલ એક હજાર લઇ, તે ૧૧૮ તોલા ઘીમાં શેકવાં. પછી સાકર ૨૫૨ તોલા, ચાતુર્જાત ૧૬ તોલા, કાળી દ્રાક્ષ ૨૪ તોલા, મધ ૩૨ તોલા, ગળોનું સત્વ, તવખીર, ધોળું જીરૂ, સીસાની અને કલઇની ભસ્મ, એ પ્રત્યેક બબ્બે તોલા પ્રમાણે લઇ, સર્વ ઔષધો એકત્ર કરી વાલભાર

ભીમસેની કપૂર તેમાં મેળવીને વાસણમાં ભરી રાખવો. પછી તેમાંથી રોજ અર્ધો તોલા પ્રમાણે પાક સેવન કરવો. પથ્ય પાળવી. એના સેવનથી જીર્ણજ્વર, રાત્રિજ્વર, મસ્તકરોગ, રક્તપ્રદર, રક્તજરોગ, કોઢ, નેત્રરોગ અને મુખરોગનો નાશ થાય છે. ( આજ રીતે ગુલાબનાં ફૂલનો પાક કરવાથી તેના ગુણ પણ ઉપર પ્રમાણે થાય છે. )

## ૭૧—શ્રીફળ પાક.

ખીલાની ઉપરની છાલ કાઢી નાંખી, તે ૬૪ તોલા લઇ દૂધ ૨૦૪૮ તોલા અને ઘી ૬૪ તોલામાં તે પકવ કરવું પછી તેમાં સુંઠ, મરી, પીંપર, તજ, તમાલપત્ર, એલચી અને લવંગ અર્ધો અર્ધો તોલો અને સર્વ ઓષધોના સમાન સાકર લઇ પાક તૈયાર કરી, તે રોજ બે તોલા સેવન કરવો. એના સેવનથી લોહી પડે છે તે, તથા રકતપિત્ત વાતરોગ, ક્ષય, રક્તપ્રમેહ. ત્વગ્દોષ અને યોનિરોગ દૂર થાય છે. તુષ્ટિ અને પુષ્ટિ થઇ કામ પ્રદીપ્ત થાય છે અને ધાતુપુષ્ટિ થાય છે; તથા પીડાકારી મૂતરખડાનો નાશ થાય છે. આ પાક સેવન કરનારે દુગ્ધપાન અવશ્ય કરવું; તથા મધુર આહાર સેવન કરવો.

## ૭૨—શ્લેષ્માતકયવલેહ.

પાકેલાં ગુંદાંમાંનાં બિયાં કાઢી નાંખી, તેને તડકામાં સુકવી, તેનું ચૂર્ણ કરી તે ૬૪ તોલા લેવું, ટલીજ સાકર લેવી. તેમજ તાલીમખાનું, ગોખરૂ, કાળીમુસળી, શતાવરી, કૌચબીજ, આસન, ધોળા ોચકોળાનું ચૂર્ણ. ત્રિકટુ ત્રિસુગંધ, જાયફળ, લવંગ, કેસર, જાવંત્રી, સમુદ્રશોકનાં બિયાં અને ખુરાસાની ભજમો તોલો તોલો અને કસ્તૂરી ૩ માસા લેવી. પછી સર્વેનો પાક કરી તે પાક મધ અને ઘીની સાથે સવારે અને સાંજે શક્તિ પ્રમાણે એક અથવા બે તોલા સેવન કરવા આપવો. તેલવાળા અને ખાટા પદાર્થો ખાવામાં વર્જ્ય કરવા. પાન ખાવા આપવું. ઠંડું પાણી પાવું. આ પ્રમાણે એક મહિના સુધી આ પાકનું સેવન કરવાથી વીર્યવૃદ્ધિ થાય છે, પંઢત્વ દૂર થાય છે, બળ અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે, વૃદ્ધ માણસ જુવાન જેવો થાય છે; તેમજ પ્રમેહ, રક્તપિત્ત, ક્ષય, જીર્ણજ્વર, અરૂચિ અને ઉલટીનો નાશ થાય છે.

## ૭૩—સુરણપાક.

ઇંદ્રવરણીનાં મૂળીઆં અથવા ફળ, નાગરમોથ, સુંઠ, દંતીમૂળ, હરડે, નસોતર, કચોરા, વાવડીંગ, ગોખરૂ, ચિત્રક, અને માલકાંકણી, એ દરેક બબે તોલા લેવું. સુરણ ૩૨ તોલા. વરધારો ૧૬ તોલા અને ભિલામા ૧૬ તોલા લઇ ૨૦૪૮ તોલા પાણીમાં સર્વેનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી ૨૫૮ તોલા ગોળ લઇ, તે કાઢામાં નાંખી પુનઃ પકવ કરવો. સારો પાકો થયા પછી તેમાં ચિત્રાનાં મૂળીઆં, નસોતર, દંતીમૂળ તથા માલકાંકણી એ પ્રત્યેક ચાર ચાર તોલા અને વ્યોષ, એલચી, મરી તથા તજ એ પ્રત્યેકનું બાર બાર તોલા ચૂર્ણ નાખવું. પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમાં મધ ૧૨૮ તોલા નાખવું. આ પાકને બાહુ શાલગુડ પાક કહે છે. આ પાકના સેવનથી સર્વ પ્રકારના મૂળવ્યાધિના રોગ, ગુલ્મવાત, ઉદરરોગ, આમવાત, સળેકમ, સંગ્રહણી, ક્ષય, પીનસરોગ, હલીમક, પાંડુરોગ અને પ્રમેહનો નાશ થાય છે. આ પાક રસાયન (જરા વ્યાધિ દૂર કરનાર) છે.

**બીજો પ્રકાર:**—નસોતર, માલકાંકણી, દંતીમૂળ, ગોખરૂ, ચિત્રાનાં મૂળીઆં, કચોરાં, ઇંદ્રવરણીનાં મૂળીઆં. સુંઠ, નાગરમોથ અને હરડે એ પ્રત્યેક ચાર ચાર તોલા, તથા ભિલામાં ૩૨ તોલા, વરધારો ૩૨ તોલા અને સુરણ ૬૪ તોલા લઇ, તે સર્વેનો ૪૦૯૬ તોલા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી, તેમાં ૬૦૪ તોલા ગોળ નાંખવો; અને કડછીને ચોટે ત્યાંસુધી તે પાક કરવો. પછી નીચે ઉતારી તેમાં નસોતર, માલકાંકણી, સુરણ અને ચિત્રકમૂળ, એ પ્રત્યેક આઠ આઠ તોલા, અને એલચી, તજ, મરી તથા નાગકેસર, એ પ્રત્યેક ૨૪ તોલા નાંખવું. આ પાકના સેવનથી અજીર્ણ, ક્ષીણત્વ, પાંચ પ્રકારનો ગુલ્મ, પ્રમેહ, પાંડુરોગ, હલીમક, અને સર્વ પ્રકારના ઉદરરોગ નાશ પામે છે. આ રસાયન બુદ્ધિની પુષ્ટિ કરનારૂં છે, અને મૂળવ્યાધિ રોગોનું નાશ કરનારૂં છે. આ પાકને બાહુ શાલગુડ કહે છે.

# ૭૪–સૌભાગ્યસુંઠીપાક.

સુંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, સાકર ૨૦૦ તોલા અને સુંઠ, મરી તજ, એલચી તથા તમાલપત્ર એ પ્રત્યેક ચાર ચાર તોલા નાંખી લેહવિધિ પ્રમાણે પાક તૈયાર આ પાકને સુંઠી રસાયન કિંવા સુંઠ કહે છે. આ રસાયન આમવાતનો નાશ કરી કાન્તિને સારી તથા ધાતુ, બળ અને આયુષ્ય આપે છે અને વલીપલિત અને વંધ્યત્વનો નાશ કરે છે.

બીજો પ્રકાર:—ઘી ૬૪ તોલા, દૂધ ૧૦૨૪ તોલા અને સાકર ૨૦૦ તોલા, એ પ્રમાણે લઇ સુંઠનું ચૂર્ણ ૨૦૦ તોલા નાંખી ગોળના પાક જેવો પાક કરવો. તેમાં ધાણા ૧૨ તોલા, વરી ૨૦ તોલા, વાવડીંગ ૪ તોલા, જીરૂ ૪ તોલા અને સુંઠ, મરી, પીપર, નાગરમોથ, તમાલપત્ર, કેસર તથા બારીક એલચી, એ પ્રત્યેકનું ચૂર્ણ ચાર ચાર તોલા નાંખવું, અને પચન કરવું. આ નાગરખંડ કહે છે. આ પાક સ્ત્રીઓને ઉત્તમ બળદાતા છે. આ પાક તૃષા, ઉલટી, તાવ, દાહ, ઉધરસ, પ્લીહા, કૃમિ અને મંદાગ્નિનો નાશ કરે છે.

ત્રીજો પ્રકાર:—સુંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૫૧૨ તોલા, સાકર ૨૦૦ તોલા તથા શત જીરૂ, સુંઠ, મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, અજમો, વરીઆળી, સુવા, ચવક, ચિત્રક અને નાગ એ પ્રત્યેકનું ચાર ચાર તોલા ચૂર્ણ નાંખી પચન કરવું. લેહના જેવું થાય એટલે સિદ્ધ થયું જાણવું ઘીના વાસણમાં ભરી રાખવો, અને અગ્નિ તથા બળ જોઇ સેવન કરવા આપવો. સુવાવડીએ તો કરીને સેવન કરવો. એના સેવનથી બળ, વર્ણ, અને પુષ્ટિ પ્રાપ્ત થઇ વલીપલિતનો નાશ થા આ પાક વયઃસ્થાપક, હૃદ્ય અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે; અને આમવાત, મસ્તકશૂળ તથા રોગનો નાશ કરનારો છે.

ચોથો પ્રકાર:—સુંઠનું ચૂર્ણ ૬૪ તોલા લઇ, તે ૧૦૨૪ તોલા બકરીના ઉકાળેલા દૂધમાં તે દૂધ ગોળા થાય ત્યાં સુધી ઉકાળવું. પછી ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમાં તે સુંઠનો ગોળો ચાતુર્જાત, નાગરમોથ, વંશલોચન, મરી, ધાણા, જીરૂ, શહાજીરૂ, વરીઆળી, અક્કલકરો, સુંઠ, શતાવરી, કાળી મુસળી, મરી, પીપર, કૌચબીજ, પદ્મકંદ, સુંઠ, મરી, પીંપળીમૂળ, ચિત્રક, અને જાયફળ, જાવંત્રી, શીંગોડાં, વરધારો, નસોતર, કમળાક્ષ, ત્રિફળા, બલાત્રય, વાળો, આસન, ઘિ અગર, વરીઆળી, અજમાધ, વગડાઉ તુલસીનાં બિયાં, કાળી દ્રાક્ષ, અખોડ, કમળ, અજમોદ, કોપરૂ, ભીમસેની કપૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ, કલાઇનીભસ્મ, તામ્રભસ્મ, શિલાજીત અને સુવર્ણમા ભસ્મ, એ પ્રત્યેક ચાર ચાર તોલા નાંખી પાક તૈયાર કરવો આ પાકને નાગરખંડ કહે છે આ સવાર સાંજ શક્તિ પ્રમાણે સેવન કરવો આ પાક સ્ત્રીઓને ઘણો હિતાવહ છે. એના સેવન ઉપર પ પથ્યની વિશેષ સંભાળ રાખવાની જરૂર નથી એના સેવનથી ક્ષય, પાંડુરોગ, ઉધરસ, દમ, મંદા સંગ્રહણી, રક્તગુલ્મ, પ્રદર, સોમરોગ, દુગ્ધક્ષય, (દૂધ ન આવવું તે), મૂત્રકૃચ્છ્ર, કમળો, અલ પિત્તરોગ, વાતરોગ અને સૂતિકારોગનો નાશ થાય છે. આ સૌભાગ્ય સુંઠીપાક અશ્વિનિકુમારે નિ કરેલો છે, અને તેનું સેવન કરનારને ઉત્તમ ગુણકારી છે સ્ત્રીઓને એના સેવનથી પુત્રપ્રાપ્તિ થાય છે.

પાંચમો પ્રકાર:—૧૯૨ તોલા સુંઠનું ચૂર્ણ લઇ તે ૧૯૨ તોલા ઘીમાં શેકી નાંખવું. ત્રાંબાની અથવા લોઢાની કડાઇમાં ચોગણું દૂધ અને સમભાગ સાકર નાંખી તેમાં પચન કરવી. પછી જાયફળ, ત્રિફળા, જીરૂ, શહાજીરૂ, ધાણા, વરીઆળી, એલચી, પીપર, નાગરમોથ, વાળો, દ્રાક્ષ, ભોં કોળુ, ચંદન અને ખારેક એ પ્રત્યેક બબ્બે તોલા, લીલા નાળીએરની અંદરનું કોપરૂં ૩૨ તોલા, શિલાજ ૮ તોલા, લોહભસ્મ ૮ તોલા, સુવા ૧૬ તોલા ચારોળી ૧૬ તોલા અને નસોતર ૩૨ તોલા; એ પ્રમ નાખવું. સર્વ ઔષધોનો એક પિંડ થયા પછી તેમાં સુગંધી પદાર્થ કેસર વગેરે નાંખવા. આ સું પાક મહાદેવજીએ પાર્વતીજી પ્રત્યે કહેલો હતો, તથા તેજ પાક નારદે બ્રહ્માના મુખથી સાંભળ્યો હ આ પાકના સેવનથી બળ, કાંતિ, સૌભાગ્ય, બુદ્ધિ સ્મૃતિ, ઉત્તમ વાણી સૌંદર્ય અને સુકુમારતા પ્ર થઇ યોનીની શિથિલતા દૂર થાય છે. સ્તન દૃઢ થાય, અને ૮૦ પ્રકારના વાતરોગ, ૨૦ પ્રકારના કફરો

૪૦ પ્રકારના પિત્તરોગ, ૮ પ્રકારનો જ્વર, ૧૮ પ્રકારના મૂત્રરોગ, નાસારોગ, નેત્રરોગ, કર્ણરોગ, મુખ-રોગ, મસ્તકરોગ, બસ્તીનું શૂળ, યોનિશૂળ, અને બીજા સર્વ રોગોનો નાશ થાય છે.

## ૭૫—હરિદ્રાખંડ.

હળદર ૩૨ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા, દૂધ ૧૫૨ તોલા, ખાંડ ૨૦૦ તોલા; ત્રિકટુ, ત્રિજાત, વાવડીંગ, નસોતર, ત્રિફળા, નાગકેસર અને નાગરમોથ એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. પ્રથમ હળદર અને ઘી દૂધમાં નાંખી પચવવું; પછી સાકર નાંખવી. અને પછીથી બાકીનાં ઔષધોનું ચૂર્ણ નાંખી, પાક કરી તેને ઘીના વાસણમાં ભરી રાખવો તથા સાત દિવસ પછી તે ખાવા આપવો. એટલે ખસ, વિસ્ફોટક અને દાદરનો નાશ થઇ શરીરકાંતિ સુવર્ણના જેવી થાય છે.

**બીજો પ્રકાર:**—હળદર ૩૨ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા, ખાંડ ૧૨૮ તોલા, દૂધ ૮૦૦ તોલા, વ્યોષ, ત્રિજાત, નસોતર, નાગરમોથ, ઈંદ્રજવ, વાવડીંગ, દેવદાર અને જેઠીમધ, એ પ્રત્યેક ૪ તોલા લઇ તેનો રીત પ્રમાણે કડછીને ચોંટે એવો જાડો પાક કરી તે ઉતારી રાખવો. આ પાક અગ્નિબળ જોઇ આપવો. જેથી કોઢ, ખરજ, વિસ્ફોટક, દાદર, ૭ પ્રકારનો મૂળવ્યાધિ, રક્તપિત્ત, આમ્લપિત્ત, પાંડુરોગ અને હલીમક રોગનો નાશ થાય છે.

## ૭૬—હરીતકી પાક.

હરડે ૬૪ તોલા, પાણી ૨૦૪૮ તોલા, દશમૂળ ૧૨૮ તોલા, જવ ૯૬ તોલા અને પીપળીમૂળ, ચિત્રાનાં મૂળીઆં, ભારંગમૂળ, શંખપુષ્પી, બળદાણા, કચોરા, સુંઠ, અઘેડી, નાગરમોથ, પુષ્કરમૂળ અને ગજપીપર, એ પ્રત્યેક ચાર ચાર તોલાનો અષ્ટમાંશ કાઢો કરી તેમાં હરડે વાટી નાંખવી. પછી તેમાં ગોળ ૧૯૨ તોલા, ગાયનું ઘી ૨૦ તોલા અને જાયફળ, કેસર, ચાતુર્જાત, આવળકંટી, અજમો, બહેડાં, જાવંત્રી, તામ્રભસ્મ, લોહભસ્મ, સુંઠ, મરી તથા પીપર, એ પ્રત્યેકનું બબ્બે તોલા ચૂર્ણ નાખવું તથા પાક સિદ્ધ કરવો. આ પાક જીર્ણજ્વરનો નાશ કરે છે, અને તત્કાળ પુષ્ટિ, તુષ્ટિ, તથા બળ આપે છે; તથા રસકોપ, સંગ્રહણી, ક્ષીણધાતુ, અતિસાર, મૂળવ્યાધિ, દમ, ઉધરસ અને વાતરક્ત ઉપર હિતકારી છે.

**બીજો પ્રકાર:**—દશમૂળ, ગજપીપર, કૌચબીજ, ભારંગમૂળ, કચોરા, પુષ્કરમૂળ, સુંઠ, પહાડમૂળ, ગળો, પીપળીમૂળ, શંખાવલી, રાસ્ના, ચિત્રકમૂળ, અઘેડી, બળદાણા અને ધમાસો, એ પ્રત્યેક બબ્બે પલ (૮ તોલા); જવ ૨૫૬ તોલા અને મોટી હરડે ૧૦૦ લઇ સર્વેનો ૨૦૪૮ તોલા પાણીમાં કાઢો કરી, તેમાંની હરડે જૂદી કાઢી તે કાઢો ગાળી લેવો. પછી તેમાં ગોળ ૪૦૦ તોલા, તેલ ૩૨ તોલા, ઘી ૩૨ તોલા; તથા પીપર ૧૬ તોલા, પહેલી હરડે અંદર નાંખી લેહ સિદ્ધ કરવો. ઠંડો થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાંખવું. પછી રોજ બે હરડે અવલેહ સાથે ખાવા આપવી; એટલે ક્ષય, સંગ્રહણી, સોજો, અગ્નિમાંદ્ય, સ્વરભેદ, પાંડુરોગ, ઉધરસ, મસ્તકરોગ, હૃદ્રોગ, હેડકી અને વિષમજ્વરનો નાશ થઇ બુદ્ધિ, બળ અને ઉત્સાહ પ્રાપ્ત થાય છે. આ હરિતકી–પાક ઉપલા દોષો દૂર કરવામાં શ્રેષ્ઠ છે.

## ૭૭—આમળાનો મુરબ્બો.

એક શેર સારાં મોટાં આંમળાં લઇ તેને સોયથી ટોચી દાબી રાખવાં. તેની અંદરનું પાણી નીકળી જાય એટલે તેને ફટકડીના પાણીમાં મધ્યમ રીતે બાફી ચાર શેર ખાંડનો પાક કરી મેલ કાઢી તે પાક સિદ્ધ થાય એટલે તેમાં આંમળાં નાંખવાં, અને કેસર અર્ધો તોલો નાંખવું; એટલે મુરબ્બો થયો. આ મુરબ્બો પિત્તશામક અને પૌષ્ટિક છે.

## ૭૮—કેરીનો મુરબ્બો.

કેરીઓ સારી બેરેષો લીલી લઇ તેને છોલી નાંખી દાબી રાખવી; પાણી નીકળી જાય એટલે કિંચિત્ બાફવી અને પછી આંમળાંની પેઠેજ મુરબ્બો કરવો.

## ૭૯—બીજોરાનો મુરબ્બો.

સાકરનો પાક કરી તેમાં કેસર વગેરે મસાલો નાંખી તેમાં બીજોરૂ ચીરી તેની ચીરીઓ નાંખ એટલે મુરબ્બો થાય. પિત્ત ઉપર આ મુરબ્બો ઘણો પ્રશસ્ત છે.

## ૮૦—ગુલકંદ.

ઉંચી જાતનાં ગુલાબનાં ફૂલ લઇ તેની પાંખડીઓ ચુંટી લેવી. ફૂલથી બમણી સાકર લઇ બરણીમાં પાંખડીના અને સાકરના ઉપરાઉપરી થર કરવા અને તેનું મ્હો બાંધી રાખી ૮ દિવસ ગરમીમાં રાખ મૂકવાથી ગુલકંદ તૈયાર થાય છે. આ ગુલકંદ પિત્ત અને દાહ ઉપર પ્રશસ્ત છે.

## ૮૧—યાકુતી.

ભાંગ અર્ધો શેર કપડામાં બાંધી તેને સારી પેઠે ધોઇ તેની પોટલી બાંધી ચાર શેર દૂધમાં નાંખવી, અને તે દૂધ સારી પેઠે ઉકાળવું. તે ઉકાળેલા દૂધમાં ખટાશ નાંખી દહીં કરી વલોવી માખણ કાઢી ઘી બનાવવું. પછી તે ઘીમાં બદામ અર્ધો શેર, પીસ્તાં અર્ધો શેર, માવો અર્ધો શેર, ખસખસ અર્ધો શેર તથા ચારોળી અર્ધો શેર વગેરે મેળવી ત્રણ શેર ખાંડનો પાક કરી તેમાં તે નાંખવો. તેમજ જાયફળ, જાવંત્રી, એલચી, સમુદ્રશોષના બિયાં, અફીણ, કેસર, રૂમામસ્તકી, કંકોળ, અક્કલકરો, સુંઠ, મરી, પીપર અને પીપળીમૂળ, એ સર્વે એકેક તોલો; તથા સાલમમીશ્રી, સફેદ મુસળી, કાળી મુસળી, આસન, શતાવરી, કૌચબીજ, ગોખરૂ અને તાલીમખાનું, એ બબે તોલા, એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરી સારી પેઠે મસળી ભાંગના ઘીની અંદર નાખવું. પછી સર્વ એકત્ર કરી બરણી ભરી રાખવી. આ યાકુતી, અવલેહ જેવી બનાવવી. એના સેવનથી વીર્યસ્તંભ, વીર્યવૃદ્ધિ ઉત્તમ થાય છે. એના અંગે માદકશક્તિ વિશેષ છે. એના ઉપર અર્ધો શેર દૂધ પાવું જેને કફની-ટેવ નથી, તેણે એનું સેવન કરવું નહિ. કરવું તો ઘણું થોડું. ઉનાર ઘીલું, ભાત અને છાશ.

## ૮૨—દાડમનો સરકો.

૨૦ દાડમ સારાં પાકેલા અને રસદાર લઇ તેનો રસ કાઢી કલઇના વાસણમાં ઉકાળવો; અને અંદર સાકર એક શેર નાખવી મધ જેવું જાડુ થાય એટલે તેમાં અર્ધો તોલો કેસર અને એક તોલો એલચીનો ભૂકો નાખી શીશીમાં ભરી રાખવો. આ સરકો પિત્ત અને ઉધરસ ઉપર ઘણો પ્રશસ્ત છે. લીંબુનો સરકો પણ આજ પ્રમાણે કરવો.

## ૮૩—નાળીએરનો સરકો.

૫૦ કુમળાં નાળીએરનું પાણી લઇ કડાઇમાં નાંખવું; અને મધ્યમાગ્નિથી મધ જેવું જાડું થાય ત્યાં સુધી ઉકાળી તેમાં કેસર અર્ધો તોલો અને લવંગનું ચૂર્ણ એક તોલો નાખી નીચે ઉતારી લેવું. આ સરકો સારી રીતે રક્તવૃદ્ધિ કરનાર છે, અને બીજાં ઔષધોનાં અનુપાનો સાથે સેવન કરવાથી ઉપયોગી થઇ પડે છે અને પુષ્ટિ કરે છે.

## ૮૪—ગુલાબી સરબત.

ગુલાબજળ અથવા ગુલાબની કળીઓનો નલિકાયંત્રથી અર્ક કાઢી લઇ, તેમાં સાકર નાંખી જાડો પાક કરવો. આ સરબત સુવાસિક હોઇ શરીરમા ઉતરેલી ગરમીનો નાશ કરે છે. તે ઠંડુ છે; તથા ઉનાળાના દિવસોમાં સેવન કરવા યોગ્ય છે.

## ૮૫—આમલીનું સરબત.

આમલી સારી સ્વચ્છ બશેર લઇ, એક પથ્થરના વાસણમાં ચાર શેર પાણી નાંખી ચાર પહોર ભીંજવી રાખવી, અને હાથવડે ખુબ મસળી, પાણીને અને તેને એકરસ કરી તે પાણી માટીના વાસણમાં ગાળી લેવું. પછી તે પાણીને કલઇના વાસણમાં નાંખી ઉભરો આવે તે પર્યંત ઉકાળી, તેમાં ખાંડ નાંખી, ત્રણતારી ચાસણી કરી તૈયાર થયા પછી બરણીમાં ભરી રાખવું. આ સરબત બેથી પાંચ તોલા પર્યંત સેવન કરવું. પિત્તપ્રકૃતિના માણસને સાંજે સૂતી વેળાએ આપવાથી શૌચ સાફ થશે. આ સરબતમાં બીજો એક એવો ગુણ છે કે ઉનાળામાં સવારે એનું સેવન કરવાથી, લુખ લાગવાની ધાસ્તી રહેતી નથી. જેને હમ્મેશાં બંધકોષ્ટનો સંશય રહેતો હોય તેને આ સરબત ઘણું ગુણકારી છે. આના સેવનથી ઝાડો હમ્મેશાં સાફ થાય છે.

## ૮૬—પાકેલા કોઠાનું સરબત.

આમલીના સરબતની પેઠેજ આ સરબત પણ બનાવવું. આ સરબત શરીરમાં ગરમી ઉપર ઘણુંજ ઉપયોગી છે. સિવાય પિત્તશામક અને રૂચિકર પણ છે.

## ૮૭—ચંદનના લાકડાનો મુરબ્બો.

ચંદનના લાકડાના બારિક કકડા કરી તે અષ્ટમાંશ બંગડીખાર અને અષ્ટમાંશ પાણી નાખી ચાર પહોર સુધી બાફવાથી સારી પેઠે બફાઇ મૃદુ થાય છે. પછી ખાંડની ચાસણી કરી તેમાં નાખવી. આ પ્રમાણે શેલડી, બદામ, આદુ વગેરે ન બફાતા પદાર્થો પણ આ ખારવડે બફાઇ જાય છે. બફાતી વેળાએ પાણી બળી જવા દેવું નહિ; અને વિશેષ નાખવાની જરૂર પડે તો ખાર મિશ્રિત કરી ગરમ પાણી કરી રેડવું.

## ૮૮—લીંબુનો મુરબ્બો.

કાગદી ( ઝીણી છાલવાળાં ) લીંબુ ૧૦૦, દૂધ ચાર શેર અને પાણી એક શેર, એ પ્રમાણે લઇ પહેલાં લીંબુ છોલી પાણી અને દૂધ એકત્ર કરી તેમાં બધાં લીંબુ બે દિવસ સુધી નાખી રાખવાં, પછી કિંચિત્ સુકવી પુનઃ તેની છાલ કાઢી નાંખવી. એટલુંજ કરી પછી શેર લીંબુએ ત્રણ શેર ખાંડ એ પ્રમાણે લઇ, ખાંડની સારી ચાસણી કરી, તેમાં લીંબુને છિદ્રો પાડીને નાંખવાં. આ પાક ઠંડો થયા પછી સારી, ઉત્તમ બરણીમાં ભરી, ઉપર કપડાથી મ્હોં બાંધી ત્રણ મહિના પર્યંત બંધ કરી રાખી, પછી લીંબુ ભક્ષણ કરવાં. આ મુરબ્બો પિત્ત ઉપર સારી પેઠે હિતકારક છે.



# અશ્વરોગ—પરિજ્ઞાન.

## ૧—શિરોવ્યથા.

ઘોડાનું માથુ સુજે છે અને તે નીચે માથુ ઘાલે છે; ત્યારે તેને વ્યથા થએલી છે એમ જાણવું. ઉપચાર:—બોરડીની છાલ, પીપળાની છાલ, અંકોલની છાલ અને એરંડાનાં મૂળીઆં, એ સર્વ જણસો સમભાગ લઇ, પાણીમાં વાટી ઘોડાના મસ્તક ઉપર લેપ કરવો. ફરવું, તડકો અને દરેક ત્રાસદાયક ક્રિયાથી તેને દૂર રાખવો.

## ૨—મુખરોગ.

મ્હોં સુજે છે, લાળ પડે છે, ઘાસ ખાતો નથી, એ મુખરોગ થવાનાં લક્ષણો થાય છે. મુખવાતાદિ સર્વ વાતવિકારો ઉપર ઉપચાર:—જવખાર, સરસવ, રાઈ, સુવા, હળદર તથા સિંધવ, એ બધી જણસો સમભાગ લઇ આમલીના ઠીલાની બેજમાં ખરલ કરી લેપ કરી કપડાથી બાંધવું.

## ૩—નાકના પડમાંથી લોહીનું વહેવું.

ઉપચાર—( ૧ ) કાવળીનાં મૂળીઆં દૂધમાં ઘસી નાકમાં મૂકવાં. ( ૨ ) શરદી થઇ નાક અને મ્હોંમાથી પાણી વહેતુ હોય, અને વારવાર સુંઘતો હોય તો.—હરડે, કાળીજીરી, હળદર, સુંઠ, મરી, પીપર અને ગોળ, એ બધી જણસો એકત્ર ખાંડી અંદાજે એકથી બે તોલા પર્યંત સવાર સાંજ બે વાર એમ ૭ દિવસ સુધી ખવરાવવું.

## ૪—નેત્રરોગ.

ઉપચાર—(૧) ફુલ અથવા પડળ હોય તો-બે ત્રણ દિવસના બાળકની વિષ્ટા આંજવી. (૨) માછલાનું અને બકરીનું પિત્ત મધમાં ખરલ કરી સાત દિવસ અંજન કરવું. (૩) આંખ રાતી થાય છે, પાણી વહે છે અને સુજે છે તે ઉપર:—સિંધવ, સગળ કાયફળ, એ સર્વ જણસો સમભાગ લઇ, કાંજીમાં ખરલ કરી અંજન કરવું. (૪) આંખો લીલી રાતી થઈ હોય તો:—ગોળ, કપુર, પારો અને ગોરોચન, એ સર્વ જણસો સમભાગ મધમા ખરલ કરી અંજન કરવું. (૫) આંખો સ્વચ્છ થવા માટે:—સાજીખાર પોણો માસો, આંબાહળદર દોઢ માસો, બેઆ ગુમળ ( શુદ્ધ ) પા માસો, બેસના શિંગડાની રાખ પા માસો અને માણસની ખોપરીની રાખ પા માસો, એ સર્વેનું એકત્ર ચૂર્ણ કરી જૂના ગોળમાં ખવરાવવાથી બીજા પણ (વાત, રક્ત, મૂત્રરોગ) રોગ દૂર થાય છે. (૬) પીપર, સુંઠ અને પારો, એ જણસો સમભાગ લઇ મધમાં ખરલ કરી અંજન કરવું.

## ૫—જ્વર (તાવ) સન્નિપાત ઉપર.

ઉપચાર—અજમો પા માસો, લવણ પા માસો હિંગ પા માસો તથા નગોડનાં પાન પોણો માસો, એ સર્વેનું ચૂર્ણ મધ અને જળ સાથે ખવરાવવું અને લંઘન કરવો. *આગંતુક જ્વર ઉપર:—ભાંગરાનાં નવ પાન

* તાવ કેવા પ્રકારનો છે એ મીલાન્નું બહુ કઠિન પડે છે એમ જણાય છે. શરીર ધણું તપેલું, આદિ, આવા જ્વર દેખાતા ન હોય, [illegible] પ્રકારોમાં કદી ભારે પ્રમાણ—[illegible] જવલ્લો ઉપાસી—એઈ, તાવની સાધારણ [illegible] આવવામાં આવે. પરંતુ તે બાબતો [illegible] નહિ હરે એવા આધારે ક્યાંઈ આ બાબતની આપેલી છે તે ઘોડાની પુસ્તકમાં વિશેષ માહિતી ન હોવાથી અને તેનો અમને અનુભવ ન હોવાથી આના કરતાં વધારે વિસ્તારથી વર્ણન આપવામાં આવી નથી.

અને કડવા લીમડાનાં સુકાએલાં નવ પાન લઈ તેમાં ૩ શેર પાણી નાંખી એક શેર કાઢો બાકી રહે એટલે તે ૩ દિવસ પાવો. **લંઘન ( દાણા ખાતો ન હોય તે ) જ્વર ઉપર:**—જાવંત્રી, લવંગ, કંકોળ અને જેઠીમધ, એ જણસો સમભાગ લઇ ચૂર્ણ કરી, એક તોલો ચૂર્ણ મધમાં ખવરાવવું. **સંતાપ (મુખમાં દુર્ગંધ, બન્ને કાન ગરમ, કપાળ ઉપર ગાંઠ, એ લક્ષણોએ યુક્ત) જ્વર ઉપર:**—કેળનાં મૂળીઆં, કેવડાનાં પાન, ઉંબરાની છાલ, આંમળાં, ધાણા અને ભોંયકોળું, એ સર્વ સમાન ભાગ લઇ તેનું ચૂર્ણ કરી ૧ તોલો મધમાં ખવરાવવું. **મન્મથ (મૂત્રમાં ધાતુનું જવું, મૂત્ર પીળું થવું, અને પીચોટી બંધ થવી એવા) જ્વર ઉપર:**—(૧) સેંમળની રાખ અને રાળનો લોટ, પાંચ શેર દૂધમાં બાફી ૩ દિવસ ખવરાવવો. એથી ૯ પ્રકારનો તાવ જશે. (૨) ગળો, ધાણા, કરીઆતુ, સુંઠ અને ખારેક, એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને એલચીદાણા ૧ માસો, એ પ્રમાણે ચૂર્ણ કરી મધમાં આપવું. (૩) લીમડાનાં પાન, હરડે, આમળાનાં મૂળીઆંની છાલ તથા લસણ, એ સર્વ સમભાગ જણસોનું એક તોલો ચૂર્ણ ઘીમાં ખવરાવવું.

## ૬—ઉદરસંબંધી રોગ.

કુલાનો ભાગ બળવો, પેટમાં ગુડગુડ શબ્દ થવો, પરાણે શોચ જવું, ઉપરાઉપરી શ્વાસ કાઢવા, આળસ, અને સુકાતા જવું, એ લક્ષણોએ યુક્ત રોગ ઉપર ૨૧ દિવસ સુધી ઘી અને તેલ એકત્ર કરી શરીરે મર્દન કરવું. **મંદાગ્નિ ઉપર:**—હરડે, ચિત્રો, ઉભી ભોરીંગણીનાં મૂળીઆં, ઝરૂ, વજ, ભોંયલીમડો, ભોંય આવળ, રીંગણીનાં મૂળીઆં, સિંધવ, સંચળ, વાવડીંગ, હળદર, નગોડ, અજમો, સુંઠ, પીપળીમૂળ, પીપર, કરીઆતુ અને ભાંગરો, એ સર્વ જણસો સમભાગ લઈ ગોળ સાથે ૧ તોલો ચૂર્ણ આપવું. **મ્હોંમાંથી પીળું પાણી** વહેતું હોય અને પરસેવો આવતો હોય તે ઉપર:—આસોદ પા તોલો અને પીપર પા તોલો ગાયના દૂધમાં ખવરાવવાં. **વર્તુશૂળ:**—શ્વાસ, ઘાયલ થવા જેવું, કુખ મરડવી, એ લક્ષણો હોય તો—પિત્તપાપડો ૪॥ માસા, ચોર અજમો ૨॥ માસા, હીંગ ૧॥ માસો અને બીજોરાની છાલ ૨॥ માસા, એ બધાં ઔષધો એકત્ર કરી ઘીમાં આપવાં. **શ્રમવિભ્રમશૂળ** ( મંદ ચરવું, ભ્રમના જેવું વર્ત્તન, લાળ વહેવી, એ લક્ષણો થાય તે. ) **ઉપર ઉપચાર:**—ઘીમાં તલનું તેલ મેળવી ગરમ પાણીમાં નાખી, તેમાં ગોળ, હળદર, સુંઠ અને હરડે, એ જણસો સમભાગ લઇ તેનું ૮ તોલા ચૂર્ણ નાંખી આપવું. **શરીર ઉંચું નીચું** કરવું, પગનો સંકોચ કરવો તથા પેટ કુલવું, એ લક્ષણો હોય તો—હીંગ પોણો તોલો, લસણ ૨॥ તોલા, સિંધવ ૧॥ તોલો અને ગોળ ૦॥ તોલો, એ સર્વ ઔષધો મેળવી ખાટા દહીંમાં ખવરાવવાં. **કૃમિશૂળ:**—વજ નવ માસા અને પિત્તપાપડો ૪॥ માસા મેળવી ખવરાવવો. **દારૂણશૂળ:**—ભોંય ઉપર પડવું, કૂદવું અને વ્યથિત જણાવું, એ લક્ષણો હોય તો—વજ નવ માસા, પાષાણભેદ ૪॥ માસા અને દંતીમૂળ ૪॥ માસા, એ ઔષધો કાંજીમાં વાટી આપવાં. **અષ્ટાદશ પ્રકારનાં શૂળ ઉપર:**—સિંધવ, કાચલવણ, સંચળ, ગંધબીડ, મીઠું, મરી, અજમો, પીપર, હરડે, બહેડાં, આવળકંટી, પીળાં પંડોળાં, કોષ્ટ, વજ, બાવળનો ગુંદ, ભારંગી, હીંગુ, હિંગણાની છાલ, પિત્તપાપડો, ઇંદ્રજવ, કંટેશાળીનાં બિયાં, આસોદ, રીંગણીનાં મૂળીઆં, નગોડ અને ખુરાસાની અજમો, એ બધાં ઔષધો સમભાગ લઇ તેનું ચૂર્ણ બે તોલા, ઘીમાં અથવા ગોળમાં ૭ દિવસ ખવરાવવું. **પેટ ચડવું:**—વખતો વખત શરીર જમીન ઉપર નાંખવું, તપ્ત થવું, એ લક્ષણો થતાં હોય તો:—અઘેડાનાં અને કાંગનાં મૂળીઆં અને ખાખરાનાં બિયાં, એ ઔષધો પ્રત્યેક ૪॥ માસા અને હીંગ ૩ માસા લઇ સંઘેસરાના પાનના રસમાં ખવરાવવું. **ખડસશૂળ:**—પેટ ચડવું, ડોલવું, અને મળમૂત્રનો પ્રતિબંધ થવો, એ લક્ષણો હોય તો:—સેમળની છાલ અને દંતીમૂળ દોઢ તોલો તલના તેલમાં ઘસી આપવાં **ઉદકશૂળ ઉપર:**—(પાણી પીધા પછી કૂદે છે અને હરાંપરાં થાય છે તે ) સુંઠ, પીપર અને વજ, એ ઔષધો પ્રત્યેક ૪॥ માસા, ગજપીપર અને સિંધવ પ્રત્યેક ૨॥ માસા, અને હીંગ ૧॥ માસો એ સર્વ ઔષધો ઘીમાં ખરલ કરી ખવરાવવાં. **દાંત કચકડવા, જમીન ચાટવી, કરડવું, એ લક્ષણો હોય તો:**—ત્રિકટુ ૯ માસા, વાવડીંગ ૯ માસા અને અજમો ૧ માસો એ બધાનું ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું. **લાદની સાથે કીડા પડે છે તે ઉપર:**—હિંગણાની છાલ ત્રણ માસા અને પિત્તપાપડો ૯ માસા, એ ગોળમાં ખવરાવવું. **સંગ્રહણી ઉપર:**—(લાદ પાતળી

થવી, અને ઉપરાઉપરી હગવું) નાનાં ખીચાં, લીલા દાડમના દાણા અને ધાવડીનાં ફૂલ, એ જણસો સમભાગ લઈ ૧॥ તોલો ચૂર્ણ, દહીંમાં ૭ દિવસ આપવું. (૨) હરડે, આરંબળાની છાલ, મેથી અને જીરૂ, એ સર્વે જણસો સમભાગ લઈ ૧॥ તોલો ચૂર્ણ દહીંમાં ૩ દિવસ ખવરાવવું. (૩) હરડે આરંબળાની છાલ અને મેથી, એ સમભાગ લઈ દહીંમાં ૧॥ તોલો ચૂર્ણ ખવરાવવું. ઉપચાર:—ઘોડાની આંખોમાંથી પાણી વહેવું, પગ અને ગળું સૂજવું, દાંત ચોટી જવા, ખાવાનું છોડવું, ઇત્યાદિ લક્ષણો હોય તો—અરગરાનાં મૂળીઆં. રાફડાની માટી, આમલીનાં અને નગોડનાં પાન. એ સર્વે સમભાગ વાટી મસ્તકે લેપ કરવો અને અ ણીનાં પાન ૧ તોલો, જુના ગોળમાં ત્રણ દિવસ ખવરાવવાં.

## ૭—અગ્નિમાંદ્ય.

ઉપચાર—ઘોડો દાણો અને ઘાસ ખાતો ન હોય તો—રીંગણીનાં મૂળીઆં, ઉભીભોરીંગણીનાં મૂળીઆં, લીમડાનાં પાન, હરડે, સુંઠ, કરીઆતુ, વાવડીંગ, અજમોદ, નગોડ, અરણીનાં પાન, અરડુસાનાં પાન, એ ઔષધો પ્રત્યેક દોઢ દોઢ માસો, અને અજમો પોણો માસો, એમ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી જુના ગોળમાં ૭ દિવસ ખવરાવવું.

## ૮—પાદ ( પગના ) રોગ.

ઉપચાર—પગે ચઢાવણી થઈ હોય તો—છીપ અને કોડી બાળી તેની રાખ સમભાગ મધમાં ખરલ કરી ચોપડવી. પગે ગાંઠ થાય છે તે ઉપર—અર્ધાંગાંઠ કાપી તેમાંનું પરૂ કઢાડવું. પછી જવખાર અને સાજીખાર સમભાગ લઇ, આમલીની ખેળમાં લેપ કરવો; અને સિંધવ, લસણ, સુંઠ અને વાવડીંગ એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા; અને અજમો, ૧ માસો, એમ ચૂર્ણ કરી જુના ગોળ સાથે પાવું.

## ૯—અંડશોફ ( અંડ સૂજવા ):

સુંઠ, હસ્તી ભોરીંગણી, એરંડાનાં મૂળીઆંની છાલ, સરગવાની છાલ, રીંગણી, મરી, ઉમરાની છાલ અને વજ, એ સર્વે સમભાગ ઔષધો લઇ ૧॥ તોલો ચૂર્ણ ઘીમાં આપવું અને અરડોલનાં પાન ઉકાળી અંડ ઉપર તેનો શેક કરવો, તેમજ ઉપલું ચૂર્ણ ઘીમાં ખરલ કરી તે ઉપર થોડું ચોળવું.

## ૧૦—મૂત્રરોગ.

મૂત્ર ઉપરાઉપરી થતું હોય તો—દ્રાક્ષ, અને કાકડીનાં બિયાંનું બારિક ચૂર્ણ કરી, મધમાં ઇંદ્રિય ઉપર લેપ કરવો. મૂત્રશૂળ—પેટ ઉપર પગ ઠોકવા, કુક્ષિ ઉપર મ્હો લાવવું, એ લક્ષણો હોય તો—પીપર અને ગજપીપર મેળવી ૧ તોલો ચૂર્ણ કરી ગોળમાં આપવું. મૂત્રસાથે વીર્ય જતું હોય તો—નાગરવેલીનો કંદ, કેળનો કંદ, ભોંયકોળુ અને છીંકણી ૧॥ માસો મેળવી તે ચૂર્ણ દૂધમાં આપવું.

## ૧૧—વ્રણાદિરોગ.

ઢાકી—(હાડ ઉપર ગોળા જેવો સોજો થાય છે તે) ઉપર ઉપચાર:—પ્રથમ કેસ ખોલી લોહી કાઢવું. પછી કડવા લીમડાની સળીઓ એકત્ર બાંધી દેવતા ઉપર ગરમ કરી તેવડે શેકવું; અને લીમડાનાં પાન, નવસાર, સિંધવ, એ સમભાગ લઇ લીમડાના રસમાં ખરલ કરી લેપ કરવો. ઉપર કપડું બાંધી રાખવું. માંસ સડ્યું હોય અને પીળું પાણી નીકળતું હોય તો તે ઉપર:—શોધ્યુર અને હરડે તેલમાં ખરલ કરી લેપ કરવો; અને તે ઉપર એરંડાનાં પાન બાંધી દઇને શેક કરવો. તેમજ લસણ, નગોડ અને સિંધવ, દરેક સાડાચાર માસા, અને અજમો ૧ માસો, એ ઔષધોનું ચૂર્ણ ગોળ સાથે ૭ દિવસ ખવરાવવું. ખાંડક, જખમ, અને વાળા ઉપર:—આગીની શીંગીઆ, સિંધવ અને મીઠાનું સમભાગ ચૂર્ણ કરી, પાણીમાં કિંવા મધમાં લેપ કરવો. શરીર ઉપર ગાંઠો થઇ તે વધતા લાગતી હોય તો—પુંવાડ અને વજ, એ સમભાગ લઇ મધમાં ખરલ કરી લેપ કરવો; અને સિંધવ, વાવડીંગ, હરડે અને લસણ, એ ઔષધો ત્રણ ત્રણ માસા

અને અજમો ૧ માસો એ રીતે ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું. **ખસ ઉપર:**—કણક અને મીઠું પાણીમાં પલાળી તેનો રોટલો કરી તે બાળવો; અને તેલમાં ખરલ કરી ચોપડવો. **ફુંટી સુજે છે તે ઉપર:**—પ્રથમ હાથપગની નસો દબાવવી એમ કહેલું છે. એનો શું ઉપયોગ થશે તે સમજાતું નથી, પરંતુ આ નીચેનો ઉપચાર સારો જણાય છે.-સુંઠ, મરી, પીંપર, સરસવ અને હળદર, એ ઔષધો સમભાગ લઇ આમલીના ચીચોડાની ખેળમાં લેપ કરવો, અને ઉપર કપડું બાંધવું; તથા સુંઠ ૪॥ માસા, એલચી ૦॥। માસો, લવંગ ૧॥ માસો, કાયમી ૨। માસા, હરડે ૨। માસાં, બહેડાં ૨। માસા અને આંમળાં ૨। માસાનું એકત્ર ચૂર્ણ કરી ઘીમાં ૩ દિવસ આપવું. **આમની બાધા**—(?) થાય તો:-શેવાળ અને ઘી એક એક તોલો મેળવી પાવું.

## ૧૨—અગ્નિબાધા.

**ઉપચાર**—તેલનો જૂનો ઘડો ફોડીને તેના કડકા કરી તેનું પાતાળયંત્રવડે તેલ કાઢી ચોપડવું.

## ૧૩—વિષબાધા.

**ઉપચાર**—શુદ્ધ હિંગળોક, સોમલખાર અને ધોળો કાથો, એ ઔષધો સમભાગ લઇ આદુના રસમાં ગોળી કરી ત્રણ દિવસ ખવરાવવી એવું કહેલું છે. પરંતુ એમાંનાં પહેલાં બે ઔષધો શુદ્ધ કરી લેવાં જોઇએ, તોજ કદાપિ આદાનો ગુણ આવે એમ જણાય છે. આ ઔષધનો ઘણો વિચાર કરી અને કોઇને અનુભવ હોય તોજ ઉપયોગ કરવો એવું અમારૂં મત છે.

## ૧૪—ઘોડો તોફાની (ઉન્મત્ત)

**ઉપચાર**—બન્ને કાનમાં (શુદ્ધ કરેલો) પારો નાંખવો. મ્હોંમાં રૂ ઘાલવું, અને પગના બંદ પર પીશાબ (?) ઉપર અને ઢગરાનાં માંસ ઉપર ગોળ ડામ દેવા. શેક કરવો. ઘેર બાંધી રાખવો. (૨) આર્તવનું (સ્ત્રી અસ્પર્શકાળના રક્તનું) ચીથરૂં અને જૂનો ગોળ અર્ધો અર્ધો તોલો એકત્ર ખાંડી ૩ દિવસ આપવું. ગરમ પાણી પાવું.

## ૧૫—ખરીનો કચરો જવા માટે.

મીણ, ગુગળ, ભોંયલીમડો, કાળીજીરી, લાખ, સિંદૂર, મરી અને ગોળ, એ સમભાગ લઈ ઘી અને તેલમાં ખરલ કરી ચારે ખરીઓ ઉપર લેપ કરવો. અને લોખંડ ગરમ કરી કિંચિત્ શેકવું.

# કઠિન શબ્દનો કોષ.

અધોગત-નિચે ગયેલો.
અધોવાયુ-ગુદાના દ્વારથી નિઃસરતો વાયુ.
અનલ-અગ્નિ.
અનિલ-પવન, વાયુ.
અપાય-જેથી કંઇ પણ પોતાની ખરાબી થાય એવું.
અભિઘાત-કોઇ પ્રકારથી શરીર ઉપર ઘા થવો.
અમ્લ-ખાટું.
અરિષ્ટ-દવાનો એક પ્રકાર, સુવાવડીનો ઓરડો, અરિઠાનું ઝાડ, લીંબડાનું ઝાડ.
અવલેહ-ચાટણ.
અવષ્ટંભ-જાડું.
અવ્યક્ત-સમજાય નહિ તેવું, સૂક્ષ્મ.
અવણ-જખમ.
અંશ-હિસ્સો.
અશ્મરી-પથરીનો રોગ.
અશ્રાંત-હમેશાં અટકયા વિના.
અષ્ટધા-આઠ પ્રકારના.
અષ્ઠીલા-દુંટી ઉપર થયેલો લોહી તથા માસનો ગોળો.
અસૃક્સ્રાવ-લોહી ઝરવું.
અસ્નિગ્ધ-સુકું, કઠણ.
આધિ-મનનું દુઃખ
આધ્માન-પેટ ફુલવું.
આમ-કાચો પચ્યા વિનાનો મળ.
આમગંધી-કાચા માંસ જેવો જે-નો વાસ આવ છે તે.
આમાશય-ખાધેલું પચવાની જગ્યા
અમ્લપિત્ત-ખાટું પિત્ત.
આયુષ્યદ-આયુષ્ય આપનાર.
આરક્ત-રાતો.
આર્તવ-સ્ત્રીઓને અટકાવ આવી લોહી પડે છે તે.

આર્દ્ર-ભીજાયલું
આપ્લુત-ઘેરાયલો.
આશય-મત, જગ્યા, સ્થાન, હેતુ.
આહ્લાદ-આનંદ.
ઇંદ્રિય-અવયવો.
ઉગ્રગંધ-સહન ન થાય તેવા ગંધવાળું.
ઉચ્ચ-ઉંચું.
ઉદ્દેશ-હેતુ, મતલબ.
ઉન્મત્ત-ભ્રમ, ગાંડપણ.
ઉદકમેહ-પરમાનો એક ભેદ છે.
ઉન્માદ-ગાંડાપણું.
ઉરોગ્રહ-છાતીમાંનું આંતરડું સંજવાનો વ્યાધિ.
ઉરોઘાત-છાતી ઉપર મારવું.
ઉષ્ણવીર્ય-ગરમ, ઉના પદાર્થ.
ઋતુ-સ્ત્રીઓને અટકાવ આવે છે તે.
ઋતુમતી-અટકાવ આવેલી સ્ત્રી.
કટુ-કડવું.
કંડુ-ખુજલી, ખંજવાળ.
કફ-બલગમ.
કફઘ્ન-કફને તોડી છુટો પાડનાર.
કફલં-કફકારક.
કલ્ક-ચટણીના જેવો વાટેલો પદાર્થ.
કાસ-ખાંસી-ઉધરસ.
કાસઘ્ન-ખાંસીનો નાશ કરનાર.
કુકકુટપુટ-એક વ્હેંત ખાડો કરી ૧૦ અડાયાંનો અગ્નિ આપવો તે.
કુબ્જત્વ-કુંબડાપણું, એક જાતનો વાયુ.
કૃચ્છ્ર-શરીરને દુઃખ થવું, કષ્ટ.
કોપન-દરદ વધારનારા.
કોષ્ટ-આમ, મૂત્ર, અગ્નિ, લોહી અને અન્ન એ પ્રત્યેકનાં સ્થાન.
કોષ્ઠશીર્ષ-વાયુરોગ.

ક્લમ-ગ્લાની, થાક.
ક્લિન્ન-ભીજાયલો.
ક્લિષ્ટ-કઠણ; ગુચવાડ.
ક્લીબ-નપુંસક.
ક્લેદ-પસીનો.
ખંજ-લંગડો.
ગંડુષ-કોગળો.
ગદ-આજાર.
ગર્ભ-પેટમાં જે બાળક રહે છે
ગર્ભપાત-કસુવાવડ.
ગર્ભિણી-દહાડાવાળી સ્ત્રી.
ગર્ભસ્થ-ગર્ભમાં રહેનારા.
ગર્ભાશય-ગર્ભસ્થાન.
ગલગંડ-ગળા ઉપર ગુમડું છે તે.
ગલગ્રહ-ગળાનું બંધ થવું.
ગલીતકુષ્ટ-અસાધ્ય કોઢનું
ગુરૂ-વજનદાર; ભારે.
ગુરૂત્વ-વજનદારપણું.
ગુલ્ફ-પગની ઘુંટી.
ગૃધ્રસી-કમ્મરમાં ભરેલી ઉસ એક જાતનો વાયુરોગ
ગ્રાહક-પકડનાર, રોકનાર.
ઘન-કઠણ, મજબૂત.
ઘનત્વ-નક્કરપણું.
ચય-જમાવ.
ચક્ષુષ્ય-આંખને ગુણકારક.
ચાતુર્જાત-તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર.
ચાતુર્થક-ચોથીઓ તાવ.
ચિકિત્સક-વૈદ્ય, હકીમ, તબી
છર્દિ } ઉલટી.
છર્દિકા }
છિદ્ર-છિંદ્ર.
છિન્ન-કાપેલું.
છેદક } છિદ્ર પાડનાર, છેદ
છેદની } કરનાર.

છેદનીય–છેદન કરવાને યોગ્ય.
જઘન–સ્ત્રીની કમ્મરનો આગલો ભાગ, જાંગ,
જડ–વજનદાર.
જત્રુ–ગરદનનું હાડકું.
જાડય–ભારેપણું, મંદપણું.
જારણ–ઔષધોથી વનસ્પતિ અને ધાતુઓની ભસ્મ કરવી તે.
જાલગર્દભ–શરીર ઉપર ઘણી ફોલ્લીઓ થાય છે તે.
જૃંભ–બગાસું.
જૃંભણ–બગાસો.
જ્વરઘ્ન–તાવનાશક.
તત્વ–શૂળ.
તંદ્રા–નિદ્રાથી આળસ આવી ગુંગી આવે છે તે.
તામ્ર–તાંબુ.
ત્રીફળા–હરડે, બહેડાં, આમળાં.
ત્રીજાત–તજ, તમાલપત્ર, એલચી.
ત્રીસુગંધ–તજ, તમાલપત્ર, એલચી.
બલાત્રય–બળદાણા, સેંચી, પેટારી (કાંસકી).
તાલક–હરતાલ.
તિક્ત–તીખું.
તુત્થ–મોરથુથુ.
તુવર–તૂરૂં, એક જાતનું કઠોળ.
તુષ–અનાજનાં છોતરાં.
તુષાર–પાણીનાં ઝીણાં ટપકાં.
તૃષા–તરસ.
તેજ–કાંતિ, શોભા.
ત્યાજ્ય–ત્યાગ કરવા યોગ્ય.
ત્રિ–ત્રણ.
ત્રિક–પીઠની કરોડ નીચેનાં ત્રણ હાડકાં.
ત્વગ્દોષ } ચામડીના રોગ.
ત્વગ્રોગ }
ત્વરિત–જલદી, સત્વર, તાકીદે.
દશમૂળ–બીલી, અરણી, ઉભી અને બેઠી ભોરિંગણી, સાલવણ, પીઠવણ, ગોખરૂ, શીવણ, પડવણ, પુષ્કરમૂળ.
દધિમંડ–દહીંની ઉપરનું પાણી.
દંશ–કરડવું.
દારૂણ–માથાનો ભયંકર રોગ.
દાર્ઢ્ય–કઠિનપણું, દઢતા.
દાહ–બળવું.
દાહક–બળનારો.
દિવા–દીવસે.
દીપક } જઠરાને જગાડનાર, વધારનાર.
દીપન }
દુર્જર–હજમ થવું મુશકેલ તે.
દુર્લભ–પ્રાપ્ત થવું મુશકેલ તે.
દુષ્ટવ્રણ–એક જાતનો નાસુર છે, તેમાંથી પરૂ વહે છે તથા તે બહુ ગંધ મારે છે.
દૂષક–પીડા કરનારો.
દોષ–વિકૃતી પામેલા જે કફ, વાત, પિત્ત તે દરેક.
દ્રવ–ટીપુટીપુ ગળવું–ટપકવું.
દ્વંદ્વ } બે.
દ્વય }
ધનુર્વાત–તીર જેવું માણસ વાંકું થાય છે તે, વાયુનો રોગ.
ધાન્યામ્લ–કાંજી.
નસ્ય–છીંક આવવાને માટે નાકમાં સુંઘવાનું ઓસડ.
નાગ–સાપ, સીસું.
નાડી–નસ.
નાડીવ્રણ–હમ્મેશાં વેહેનારો નાસુર.
નાના–બહુ, પુષ્કળ, અનેક.
નાશક–નાશ કરનારો.
નાશન–નાશ કરનાર.
નાસાશોષ–નાકનું સુકાવું.
નિતંબ–કમ્મરની પછવાડેનો ભાગ.
નિદાન–મૂળ કારણ.
નિંદ્ય–નિંદા કરવાને યોગ્ય.
નિદ્રા–ઉંઘ.
નિદ્રાભંગ–ઉંઘનો નાશ.
નિયામક–નિયમમાં લાવનાર.
નિરામય–જેને રોગ નથી તે.
નિરૂપદ્રવ–પીડા નહિં તે.
પંચકોલ–પીપર, પીપળીમુળ, ચવક, ચીત્રક, સુંઠ.
પંચમૂળ–સાલવણ, પિઠવણ, બેઠી અને ઉભી ભોરિંગણી, ગોખરૂ.
પંચામૃત–સુંઠ, કાળીમુસળી, ગોખરૂ, શતાવરી, ગળોનું સત્વ.
પક્વ–પાકેલાં, ઘરડાં.
પક્વાશય–પચન થવાની જગા.
પંગુ–લંગડો, પાંગળો.
પંગુતા–લંગડાપણું.
પચન–પાકવું.
પંચામૃત–દૂધ, દહીં, ઘી, મધ અને ખાંડ.
પથ્ય–હિતકારક.
પરિણામશૂળ–ખાધેલું પચન થઇને પેટ ખાલી થયું એટલે વેદના થવા માંડે છે એવો પેટશૂળનો એક ભેદ છે.
પરિપાક–પચન થવું, હજમ થવું.
પરિભાષા–જે શાસ્ત્રીય છુટા છુટા વ્યવહાર તેની પ્રત્યેકની કરેલી વિધિ, વ્યવસ્થા વગેરે.
પરિશિષ્ટ–વધારો.
પર્યાય–પ્રકાર.
પક્ષાઘાત–અર્ધાંગવાયુ, લકવો.
પાક–હજમ થવું.
પાચક } પચન કરનારો.
પાચન }
પાંડુ–પાંડુરોગ.
પાંડુરતા–ફીક્કાસ, પીળાસ.
પાત–પડવું.
પાતન–એક જાતની રસાયણ ઉપર કરવાની ક્રિયા.
પાદશોથ–પગનો સોજો.

પાદસ્ફોટ-પગની ટાંચ દુઃખવાનું દરદ.
પાદહર્ષ-એક જાતનો વાયુરોગ, ઝઝણી.
પાનક-પીવાનું પાણી.
પાનીય-પીવાને યોગ્ય.
પિચ્છલ-ગુંદર જેવું ચીકું.
પિંડક-ઝીણી ફોલ્લીઓ.
પિત્તઘ્ન-પિત્તને તોડનાર.
પિત્તજ્વર-પિત્તથી આવેલો તાવ.
પુટ-ઓસડને સંપુટ, અગ્નિપુટ ઇત્યાદિ સંસ્કાર કરે છે તે.
પુટપાક-ઔષધાદિકોની આસપાસ પાન લપેટીને અગ્નિમાં નાંખીને પાકું કરે છે તે.
પુષ્પ-સ્ત્રીનું રજ, ફૂલ.
પુતિગંધ-ખરાબ ગંધવાળું.
પુય-પરૂ.
પૃથક્કરણ-જુદું કરવું.
પૃષ્ઠ-પીઠ, બરડો.
પેશી-શરીરમાંની માંસ વગેરેની કોથળીઓ.
પ્રકૃતિ-સ્વભાવ, કુદરત.
પ્રકોપ-કફ, વાત, અને પિત્તનો બગાડ થાય છે તે.
પ્રકોપન-બગાડવું, વધી જવું.
પ્રખર-ઘણું તીખું, અતિશય ઉષ્ણ.
પ્રગલ્ભ-પ્રૌઢ, ઘરડો ઉતર વયમાં આવેલો.
પ્રજા-સંતતિ.
પ્રતિકૂલ-વિપરીત; ઉલટું, વિરૂદ્ધ.
પ્રતિક્રિયા-નિવારણની ક્રિયા.
પ્રતિનિધિ-એક પદાર્થને બદલે જે બીજો પદાર્થ તે.
પ્રતિબંધ-અટકાવ.
પ્રતિશ્યાય-પીનસરોગ.
પ્રદર-સ્ત્રીનો ગુહ્યરોગ.
પ્રત્યય-ભરોસો; વિશ્વાસ.
પ્રદીપન-દીપન કરનાર.
પ્રમાદ-ગાફલ, બેસાવધપણું.
પ્રમુખ-શ્રેષ્ઠ.

પ્રમેહ-પરમીઓ.
પ્રયોગ-ઔષધ, મંત્ર, શસ્ત્ર ઇત્યાદિકોની યોજના.
પ્રલાપ-વ્યર્થ ભાષણ.
પ્રવાલ-પરવાળું.
પ્રવાહ-પાણી વહેવું.
પ્રશસ્ત-સારૂં, યોગ્ય.
પ્રસવ-જણવું.
પ્રસૂતિવાયુ-જણવાની વખતે થનારૂં વાયુનું દરદ.
પ્રહર્ષ-ઘણો આનંદ.
પ્રહાર-મારવું.
પ્રાકૃતજ્વર-ટાઢીથી સાધારણ તાવ આવે છે તે.
પ્રાશન-પીવું.
પ્રેત-લાસ, મુડદું.
પ્રેક્ષણીય-જોવા લાયક.
પ્રૌઢ-પાકી ઉમ્મરનો, પાકેલો.
પ્લીહન, પ્લીહા—પાણયરી પ્યાહા નામનો પેટમાંનો આજાર.
પ્લીહઘ્ન, પ્લીહઘ્ની—પ્યાહાનો નાશ કરનાર.
પ્લીહોદર-પેટમાંનું એક જાતનું દરદ.
ફળપ્રદ-ફળ આપનારો.
ફલિત-ફળ આવેલો.
ફાંટ-કોઈપણ દવા અથવા વનસ્પતિ પાણીમાં પલાળી રાખી તેમાંનું સત્વ પાણીમાં લઇ લેવાની રીત.
બદ્ધ-બાંધેલું.
બિલાસ-કફ, બલગમ.
બલ્ય-મજબુત કરનાર.
ભયપ્રદ-ભીતી ઉપજાવનાર.
ભાસ-દેખાવ પ્રતિતી.
ભિષક્-વૈદ્ય.
ભોજ્ય-જમવા યોગ્ય.
ભ્રમ-ભ્રાંતિ.
ભ્રમણ-ફેર, ચકરી, મુસાફરી.
ભંશ-નાશ.

મંડ-ચોખાની પેજ.
મંડલ-ગોળ, સમુદાય અથવા ચાળીસ દહાડા જે ક્રિયા કરવી તેને કહે છે.
મંથ-સાતુના આટામાં સાકર, ઘી અને ટાઢું પાણી નાંખીને જે પદાર્થ તૈયાર કરે છે તે.
મલસ્તંભક, મલાવષ્ટંભક, બદ્ધવિટક—ઝાડાને રોકનાર.
મધુરજ્વર-જેને મધુરા કહે છે એવો રોગ.
મર્મજ્ઞ-રહસ્ય જાણનાર.
મલ-વસા, શુક્ર, લોહી, મજ્જા મૂત્ર, વિષ્ઠા અને કાનમાંને મેલ, એવા એવા શરીરમ બાર પ્રકારના મળ હોય છે તે.
મલજ-મળથી થએલો.
મલઘ્ન-મળને ઉખેડનાર.
મસ્તકરોગ-માથાનું દરદ.
માંદ્ય-મંદતા.
મૂત્રકૃચ્છ્ર-પીસાબ આવવાને ઠેકાણે વાતાદિકથી પીડા હોય છે એવો રોગ.
મૂત્રલ-મૂત્રને વધારનાર.
મૂત્રાશય-પેટમાંનું મૂત્રનું ઠેકાણું; ડુંટીનો નીચલો ભાગ. (પેઢુ)
મૃદુ-કોમળ, નરમ.
મેદ-શરીરની સાત ધાતુમાંની ધાતુ.
મોહ-ઘેરી, ચક્કર, મુર્છા, ભ્રમ.
યુષ-છાર, છારી.
રક્તજ-લોહીથી જે થાય છે તે.
રક્તપ્રમેહ-લિંગને રસ્તે લોહી વહે એવો એક પ્રમેહ રોગ છે.
રજ-સ્ત્રીનો અટકાવ.
રમ્ય-શોભાયમાન, સુંદર.
રસાયન-શરીરની ક્રિયા સારી પેઠે ચલાવવાની જેમાં શક્તિ છે એવી દવા.

રુચિકર-રુચ્ય-રુચિદાયક, ખાવાથી સ્વાદ લાગે તેવી ચીજ.
રુક્ષ-કઠિન, સુકાપણું.
રેચક-જુલાબ લાવનાર.
રેચન-ઝાડો કરનારા.
રોચક-રુચિ ઉપજાવનાર.
લઘુ-હલકું.
લક્ષણ-ચિહ્ન.
લીન-લય પામેલું, સમાયલું.
લેખન-જે ઔષધ રસાદિ ધાતુ અને વાતાદિક દોષને પાતળા કરે તે.
લેખનીય-લેખ્ય } લેખન કરવાને યોગ્ય
લેહ-ચાટણ.
વક્ર-વાંકું.
વમન-ઉલટી.
વમી-વાંતીરોગ, ઉલટીનું દરદ.
વયસ્થ-ઉમ્મરમાં આવેલા; તરુણ.
વર્જનીય વર્જ્ય } ત્યાગવા યોગ્ય.
વર્તિ-શરીરને લગાડવાનો ઉબટણો, દીવેટ.
વર્ધક-મોટા કરનાર, વધારનાર.
વસા-ચરબી.
વસામેહ-૨૦ પ્રકારના પ્રમેહમાંનો એક.
વાતઘ્ન-વાતનાશક.
વિકૃત-વિકારવાળું.
વિકૃતિ-વિકાર, મંદવાડ.
વિધ્વંસ-નાશ.
વિપરીત-ઉલટું.
(ત્રિકટુ-ત્રિકટુ-ત્ર્યુષણ)-સુંઠ, મરી, પીપર.
વિપર્યાસ-ઉલટાપણું.
વિપાક-પરિણામ; પાકાપણું.
વિપુલ-ઘણું.
વિમલ-સ્વચ્છ.
વિષઘ્ન-વિષનાશક.
વિષમજ્વર-અનિયમિતજ્વર.
વિસર્પ-ઇસબ; ચામડીનું એક જાતનું દરદ.
વીર્ય-ધાતુ; તેજ.
વૃંદ-જમાવ, ટોળું.
વૃષ્ય-પૌષ્ટિક; પુષ્ટ.
વેગ-ગતિ.
વેષ્ટન-લપેટવું.
વ્યક્ત-સ્પષ્ટ.
વ્યંગ-કમતાઈ; મુખ ઉપરની કાળાશ.
વ્યથા-દુઃખ; પીડા.
વ્યાધિ-રોગ; રક્તપિત્તી.
વ્રણ-જખમ. ખાડો.
શમન-શાંતિ.
શલ્ય-કાંટો; બાણ.
શિરોરોગ-માથાનું દરદ.
શીતવીર્ય-જેમાં ઠંડો ગુણ વિશેષ છે તે.
શુષ્ક-સુકું.
શૂલઘ્ન-શૂળ રોગોનો નાશ કર્તા.
શોથ-સોજો.
શોથઘ્ન-સોજાનો નાશ કરનારા.
શોધક-શુદ્ધ કરનાર.
શોધન-શુદ્ધ.
શોફ-સોજો.
શોષ-તરસ.
શોષણ-શોષી લેવું; આકર્ષણ કરી લેવું.
શ્લેષ્મ-કફ, બળગમ.
શ્લેષ્મઘ્ન-કફને તોડનાર.
શ્લેષ્મજ-કફથી ઉપજેલું.
શ્લેષ્મલ-બલગમવાળા.
શ્વાસ-દમ;
શ્વેત-સફેદ.
ષંઢ-નપુંસક, હીજડો.
સંધિ-સાંધા.
સન્નિપાત-કફ વાત પિત્તનો બગાડ થવાથી જે વિકાર થાય છે તે.
સંશોધન-સ્વચ્છ કરવું.
સાધ્ય-સારૂ થવા જોગ.
સારક-ઝાડો કરનાર.
સુખસાધ્ય-સહેલાઇથી સારૂં થવા જેવું.
સ્તન-થાન.
સ્થૂલ-પુષ્ટ જાડો.
સ્નિગ્ધ-ચિકટ; ચીકાશવાળું.
સ્નેહ-ઘૃત, તેલનો પદાર્થ.
સ્વર-શબ્દ, અવાજ.
સ્વરભેદ-અવાજનો બગાડો.
સ્વેદઘ્ન-પસીનાનો નાશ કરનારો.
હિક્કા-હેડકી.
હૃદ્ય-હૃદયને ઉપયોગી.
ક્ષતઘ્ન-જખમ મટાડનારા.
ક્ષતજ-જખમથી થએલો.
ક્ષાર-મીઠું, નિમક.
ક્ષુદ્ર-છોટું, નાનું, અલ્પ.
ક્ષોભ-બગાડ, કોપ.

# પરિશિષ્ટ-૧

આર્યભિષક્ના વનૌષધી ગુણાદર્શ પ્રકરણમાં ઔષધીઓનો જે જે વ્યાધીઓપર ઉપયોગ જણાવેલ છે, તેની દરેક વ્યાધિવાર ખતવણી બહુજ ઉપયોગી હોવાથી વારાહી નિવાસી ઠક્કર પ્રાગજી ડોસાભાઈ કાનાબારે શ્રમ લઇ તે તૈયાર કરી મોકલી છે. આ પ્રકરણમાંની ટીપણીઓ તેમનીજ લખેલી છે તે પરિશિષ્ટ રૂપે અહીં આપવામાં આવે છે. દરેક ઔષધીના નામ સાથે એમાં જે નંબર આપેલા છે તે ઔષધીનું પ્રકરણ કહાડીને તેમાંથી તે નંબરવાળો પ્રયોગ જોઈને તે પ્રમાણે ઉપચાર કરવો. જોઇએ આ દરેક ઔષધી કયે પાને આવી છે તે બાબત અનુક્રમણિકામાં જોઇ લેવી. આમાં રોગોના જે નંબર આપેલા છે તે સુબોધ વૈદ્યકમાં આપેલા નંબરો પ્રમાણે છે.

૧. અજીર્ણ—(૧) અજમોદ (બોડી) ૫, અજીર્ણ ૧, આદુ ૨, ૫, કરીયાતું જીરૂ ૧, કાથમી (ધાણા) ૬, જવ ૬, ઝેરકોચલા ૭, તુંબરૂ ફળ ૩, બાફળી (હીંગોટી) ૪, મૂળા ૬, રાઇ ૩, લવંગ ૬, લીંડીપિપર ૧૬, લીંબુડી ૧, વગડાઉ અજમો ૧, હરડે ૧૫, ૪૮, હીંગ ૧. (૨) કેળાના અજીર્ણ ઉપર-કેળ ૨૧. (૩) ઘીના અજીર્ણ ઉપર-કોકમ ૮. (૪) ફણસના અજીર્ણ ઉપર-ફણસ ૬. (૫) તેલના અજીર્ણ ઉપર-ભીંડી ૪.

૨. અંડવૃદ્ધિ—(અંતરગળ, વધરાવળ, અંડ ઉતરવા.) અરણી ૪, ઇન્દ્રવરણી ૯, ઉંડણ ૫, એરંડ ૧૩, કણઝી ૩, કાનફોડી ૭, ખપાટ (ખરેટી) ૬, ચીત્રો ૫, તંબાકુ ૨, દારૂ હળદર ૪, દેવનળ ૧, નાદરૂખ ૩, પીલુ ૬, ભારંગી ૪, ભીલામો ૨૬, રાસ્ના ૨, રીસામણી ૨, વજ ૯, વતાકડી (વેંગણી) ૬, વાધાટી ૧, શરપુંખા ૯, હરડે ૨૨, ૪૧. (૨) વૃષણના સોજા ઉપર:—હરડે ૨૮. (૩) વૃષણ વાયુ:—આદુ ૧૦.

૩. અતિસાર—(ઝાડા) (૧) અકોલ ૧, ૧૦, અજમોદ (બોડી) ૩, અરલુ ૨, અસાણા (આસન) ૧, આદુ ૧૧, આમલી ૧૦, આંબો ૧૧, ૧૩, ઇન્દ્રજવ ૨, ૧૬, ૧૯, ઉંબરો ૯, એખરો ૧, કરંબળ ૩, કાકડાશિંગી ૩, કાયફળ ૮, કારિદ ૪, કડિયાળ ૨, કુલિત્થ (કળથી) ૩, ખટખટી ૪, ખરીણુ ૧૧, ખાખરો ૧૭, ગાજર ૪, ૬, ગોરખ આંમલી ૩, ચેર ૧, જાયફળ ૮, જાંબુ ૮, ડુંગળી (કાદા) ૨૭, દીપમાળ (ગલગોટા) ૧, ધામણ ૧, પાડ (કાળીપાટ) ૪, ફુદિનો ૬, બોરસલી ૧, બાવળ ૪, ૫, બીલી ૧૧, ૧૫, ૧૬, બીવલો ૧, ૨, ભોકર (ભોટીગુંદી) ૧, ભોયતરવડ (સોનામુખી) ૮, મગ ૨, મેંદાલકડી ૨, રાન (જંગલી) તુલસી ૫, રાળા ૧, રાળ ૩, રોમફળ ૩, વડ ૧૧, વેતુર ૧, શિમળો ૧૪, શમર ૧, સમેરવો ૧૫. (૨) આમતિસાર:—અરડુસો (નં ૨) ૩, આદુ ૩૭, આંબો ૧ અરીણુ ૧, ૧૫, જાયફળ ૮, વજ ૧૦, વરીઆળી ૧, હરડે ૪૦. (૩) જ્વરાતિસાર: ઇસબગોળ ૩. (૪) પક્વાતિસાર:—અરીણુ ૯. (૫) પિત્તાતિસાર:—અતિવિષ ૩. (૬) રક્તાતિસાર:—અરલુ ૪, અગઇ ૫, આસુંદરો (સાજડ) ૧૧, આંબો ૧૨, ૧૫, ૨૦, ૨૩, આંબળાં ૩૫, ઇસબગોળ ૩, ઉંબરો ૨૦, કારિદા ૫ અરીણુ ૧૫, ચારોળીનું ઝાડ ૧, જાંબુ ૨, તલ ૨૧, તુલસી ૫, દાડમ ૧૪, પીપળો ૧૬, ફણસ ૫, બીની ૧૦, બોરડી ૩, ૮, મદાર ૨, મેથી ૪, મેંદી ૫, વજ ૧૦, શતાવરી ૧૬, સારફળ ૩, ૪. (૭) શૂળયુક્ત આમાતિસાર:—તજ ૬, મોથ ૧૨, લીંડીપીપર ૨, ૮. (૮) મરડો:—મરડાશિંગ ૩, લસણ ૬.

૪ અપસ્માર.—(વાઇ, ફેફરૂં, ગોતું, મૃગિ) (૧) અક્કલકરો ૬, અખરોટ ૨, અગથીઓ ૯, અરિઠા ૧૦, આકડો ૭, ઉંદરકાની (બીજી) ૧, (ત્રીજી) ૬, ખુળખુળા ૧, કકોડી ૧૦, કેવડો ૨, જેઠીમધ ૧૨, ડુંગળી (કાદા) ૨૩, તન ૬, બીજોરૂ ૩ મહુડો ૧, મોથ ૮, ૧૦, રાયણ ૧, લસણ ૧૧, લીંડીપીપર ૨, ૧૮, વજ ૭. વાવડીંગ ૪ શનાવળી ૯, હીંગ ૩ કાકમાચી ૫ (૨) પિત્તાપસ્માર:—કારીવણી ૩. (૩) ચિત્તભ્રમ અપસ્માર:—કારીવણી ૯. (૪) ભમરી આવે છે તે ઉપર:—કારીવણી ૧.

**૫ અમ્લપિત્ત**—(૧) અંખાડો ૧, આદુ ૧૮, ૨૩, આમળાનું ઝાડ ૧૮, ૩૬, ઘડલીંબુ ૨, કાકમાચી ૫, કોકમ ૪, ગહુલો ૨, ગોરખ આમલી ૩, દ્રાક્ષ ૧, નાળીએરી ૧૨, પાટલા ૯, બાવળ ૧૦, મૂળા ૭, લીંડીપીપર ૧૯, શતાવરી ૧૮, સાટોડી ૧૪, શિવણ ૨, હરડે ૬, ૨૨. (૨) **અમ્લપિત્તથી ગળાની બળતરાઃ**—ડુંગળી (કાંદા) ૧૨, બીલી ૫.

**૬ અરોચક**—અતિવિષ ૫, આદુ ૪૭, આમલી ૨૨, પપનસ ૧, બીજોરૂ ૧૭, ૧૮, લવંગ ૧૦, વાવડીંગ ૩, સમેરવો ૧૫, કપાસ ૨.

**૭ અર્શ**—(હરસ, દુર્નામ, મૂળવ્યાધિ.) (૧) અખરોટ ૧, ૫, અરલુ ૧૧, અલંબા ૪, આકડો ૧૨, આદુ ૨૦, આંબો ૧૭, ઉંડણુ ૬, ઉંબરો ૨૨, કડવાં તુરીઆં ૫, કપાસ ૧૯, કરેણું (કણેર) ૪, કારીંદા ૨, કુકરપાડાના વેલા ૩, ૬, કોકમ ૭, ૯, ખજુરી ૨, ગાંજો ૨, ગોરખમુંડી ૮, ગંગાવતી ૩, ચિત્રો ૧૫, ૧૬, ડુંગળી (કાંદા) ૩૧, ૩૪, દક્ષણી થુરીઓ ૪, દિંડા ૩, દૂધી ૧, દૂધેલી ૧, નાગચંપો ૨, પીલુ ૧, પપૈયો ૨, બીચવા ૨, બીલી ૨૭, ભીલામો ૨, મરી ૧૩, મૂળા ૪, ૯, રતનજોત (જાસુંદી) ૭, રાળ ૮, રીસામણી ૬, લીંડીપીપર ૩૦, કડવો લીંબડો ૧૪, ૧૭, ૧૯, ૩૬, વગડાઉ સુરણ ૨, વડ ૧૪, વિષ્ણુક્રાન્તા ૩, શરપુંખા ૧, સુરણ ૧, ૨, હળદર ૩ ૭. (૨) **રક્તાર્શ કે રક્તમૂળવ્યાધીઃ**—અઘેડો (ઝીંઝેરો) ૧૨, આમલી ૧, આંબો ૪, એલચી ૫, કંકોડી ૯, કારેલી ૭, ગુગળ ૭, તલ ૧૩, ભોંયકોળું ૨, મખમલી ૨, માલકાંકણી ૫, રતનજોત (જાસુંદી) ૧૦, સાટોડી ૬.

**૮. અસ્થિભંગ**—(૧) આસુંદરો ૩, ગહુ (ઘઉં) ૪, બાવળ ૨, બીવલો ૬, મજીઠ ૭, લસણ ૧૪, સાંધરૂખ ૧, સુગીણુ ૩, હાડસાંખળ ૧, હાડસંધિ ૧. (૨) **અભિઘાત કિંવા અસ્થિભંગમાં જખમ થઇ રક્તશ્રાવ થતો** હોય તોઃ—માલેબંધ (ધાકટા) ૧. (૩) ઝાડ **ઉપરથી પડવાથી છાતીમાં લોહી બંધાઇ** જવા ઉપરઃ—બીવલો ૬. (૪) **તીરનો અગ્રભાગ કે કાંટો શરીરમાં પેસી ગયો** હોય તોઃ—ઉંદરકાની (બ) ૯. (૫) **પગ કે ઢીંચણ (ઘુંટી) મોચકાયો** (મરડાયો) હોય તોઃ—આવળ ૨, ઉંડણુ ૧, ઘેવટો (વાલોળ) ૩. (૬) **દુઃખતા હાડ** ઉપરઃ—કોકમ ૧.

**૯. આનાહ**—(આફરો, પેટનું ફુલવું.) (૧) ઇંદ્રવરણી ૪, ઉંદરકાની (બ) ૮, કાંગોણી (પીલુડી) ૩, ખસખસ ૪, તુંબરૂફળ ૧, પરલ ૩, (૨) **ફણસ ઉપર પાન ખાવાથી પેટ ચડે તે ઉપરઃ**—ફણસ ૭.

**૧૦. આમવાત**—(૧) આદુ ૬, ૭, ૮, ૪૬, એરંડ ૧૬, ૩૭, ખજુરી ૬, ગળો ૬, ગોખરૂ (બેઠા) ૬, ફીરંગીમૂળ ૧, ભીંડી (શાકની) ૨, મંદાર ૨, મેથી ૨, રાસ્ના ૪, લસણ ૧૩, લીંડીપીપર ૨૬, સોપારી ૪, હરડે ૪૧. (૨) **આમ ઉપરઃ**—કલોંજી જીરૂ ૧, કાંચકી (કાંકર) ૮, બીવલો ૧, લસણ ૬, સુરણ ૨, હરડે ૩. (૩) **આમરક્ત ઉપરઃ**—ખટખટી ૨, ડુંગળી (કાંદા) ૧૬, બીલી ૧૩. (૪) **આમાંશ ઉપરઃ**—આદુ ૪૫, નાગકેસર ૩, માયફળ ૭. (૫) **રક્તયુક્ત આમાંશ ઉપરઃ**—કોકમ ૨. (૬) **રાતા આમાંશ ઉપરઃ**—રાજતુલસી ૧.

**૧૧. ઉચકી**[1] (હેડકી):—અડદ ૪, અસાળીઓ ૫, કાસુંદરો ૨, કેળ ૫, કોઠી ૮, જાયફળ ૫, જેઠીમધ ૪, ધમાસો ૪, ધરો ૨, નાળીએરી ૯, પાટલા ૧, પીંપળો ૩, ૧૫, પુષ્કરમૂળ ૧, બીજોરૂ ૭, ભારંગી ૯, મૂળા ૧, મોય ૩, રતાંબળી ૧, રેણુકા ૧, લીંડીપીપર ૭, શેરડી ૫, ૧૨, સરગવો ૩, સુંખડ ૮, હરડે ૨, હીંગ ૪.

**૧૨. ઉદર રોગ**—(૧) આદુ ૧૨, કાસાળુ ૫, ખાખરો (પલાસ) ૧૧, ચિત્રો ૫, જાયફળ ૧, તાંદળજો ૧૫, તુંબરૂ ફળ ૧, મરી ૧૩, લીંડીપીપર ૧૧, શ્રાવડ ૪, સાટોડી ૧૯, હરડે ૪૪, લસણ ૧૫, (૨) **વાતોદર** ઉપરઃ—સમેરવો ૨૦. (૩) **સન્નિપાતોદર** ઉપરઃ—શંખાવળી ૩. (૪) **પ્લીહોદર**

( પ્લીહા-બરોળ ) ઉપરઃ—અગઘ ( આસુરો ) ૧, આકડો ૩૪, એરંડો ( દીવેલી ) ૪૨, કંકોડી ગરણી ૧૨, ચિત્રો ૧૪, જવ ૬, નગોડ ૩, પપૈયો ૩, શરપુંખા ૮, શ્રાવક ૪, સાટોડી ૭, ચ ૨૭. (૫) આમપ્લીહા ઉપરઃ—આદુ ૮. (૬) યકૃતોદર (પેટમાં ગાંઠ) ઉપર.—અગઘ (આસુરો) ૧, ગરણી ૧૨, ચિત્રો ૧૪, જવ ૬. બેઠીભોરી ગણી ૭, રાઇ ૬, સોમવલ્લી ૧, હેદ ૩. (૭) જલોદર ઉપરઃ—અંકોલ ૪, કાસાળુ ૮, ગરણી ૧૨, સાટોડી ૧૭. (૮) બદ્ધગુદોદર ઉપરઃ—ઇસબગોળ બીલી ૨૭, મેરણી ૨, હરડે ૧૬. (૯) પીચોટી ( આંબોઇ ) ટળી હોય તે ઉપરઃ—કુસર ખરસાંણી ૪, બહેડાં ૧, બાવળ ૮, મોગરો ૧. (૧૦) ઉરમાંથી ને પેટમાંથી લોહી પડવા ઉપરઃ-કુલિત્થ (કળથી) ૫. (૧૧) પેટને ચઢવાને નહિં થતા ઝાડા ઉપરઃ—જાયફળ ૯, તુંબરૂ ૧, નગોડ (૧૨) પેટમાં વાળ કે લોઢું ગયા ઉપરઃ—અનનસ ૪, જાબુ ૧૧ (૧૩) પેટપીડ (પેટનો દુઃખાવો, શુળ ) ઉપરઃ—અઘેડો (ઝઝેરો) ૧૯, અજમોદ (મોડી) ૨, અજવલા ૧, અજમો ૧, કપૂરવેલ ૧, કારીદા ૪, કાંચકી (કાંકર) ૧, કીડામારી ૩, કુમો ૨, ચણા મોટા ૬, ડમરો ૧૦, ડીકામાળી ૧, પાટલા ૪, બાફળી ૪, ૫, બાવળ ૯, મરચી ૧, મોગલી એરંડો ૭, મારસકાટો ૧, રાઇ ૩, વાસનવેલ ૪, સાપસન ૩, સુગંધી (લીલીચાહ) ૨, હીંગ ૬, ૭ હીવર ૧. (૧૪) અગ્નિમંદ (મંદાગ્નિ અજીર્ણ) ઉપરઃ—અતિવિષ ૫, આંદુ ૧૩, ૫૩, આમલી ૧૨, કલોંજી જીરૂં ૧, કોડી ૯, કોથમી (ધાણા) ૬, ગાંજો ૬, ઝેરકચુલાનું ઝાડ ૭, બેઠીભોરી ગણી ૬, ભાંગરો ૧૩, મરી ૧૩, રતાંદળી ૧૦, રાસ્ના ૬ લવંગ ૬, લીંડીપીપર ૧૩, ૩૫. (૧૫) ભૂખ લાગવાના ઉપાયઃ—આદુ ૧૫. (૧૬) નળ ફુલવા ઉપરઃ—ઇન્દ્રજવનું ઝાડ ૭, એરંડો (દીવેલી) ૨૯, કડુજીરૂ (કાળીજીરી) ૨, કુમો ૨, નાગરવેલ ૨, મેંઢાશિંગ ૧, વગડાઉ સુરણ ૧. (૧૭) નળવાયુ ઉપરઃ—મૂળા ૫, સરગવો ૯, સાત્વીન ૧, હેંક ૪, કુરા ૪, શેરડી ૧૦. (૧૮) નળવિકાર ઉપરઃ—કાજુ ૫, થોર (ચોધારો) ૧૨, રાઇ ૧૦, શેરડી ૧૦, સુરપીણ ૫, કુરા ૪. (૧૯) પેટમાંની ગરમી દૂર થવાઃ—ઉંદરકાની (અ) ૪, અંજીર ૧, ઉંદરકાની (બ) ૭, એરંડો (દીવેલી) ૯, કમળ ૨, કાંટાવાળા ગોખરૂ ૧. કેળ ૨૫, ગુલમાશી ૪, થોર ( ચોધારો ) ૫, પરીપાક ૨. (૨૦) પેટમાંના વાયુના સંચાર ઉપર-નગોડ ૧. (૨૧) આગંતુક પેટ શૂળ માટે—મીંઢળનું ઝાડ ૧.

**૧૩. ઉદાવર્ત**-(૧) એલચી ૯, પીપર ૧, લીંડીપીપર ૧૭ (૨) મુત્રાવરોધથી થએલ ઉદાવર્ત ઉપરઃ—આસુંદરો ૯, બેઠી ભોરી ગણી ૧૩.

**૧૪. ઉન્માદ રોગ**-(ચિતભ્રમ) અગથીઓ ૩, કારીવણા ૯, કાસાળુ ૬, કાંટાવાળા ગોખરૂ ૧, ડુંગળી (કાંદા) ૨, ધતૂરો ૧૦, બ્રાહ્મી ૧, મહુડો ૧, વજ ૪, સંખાવલી ૧.

**૧૫. ઉપદંશ**-(ચાંદી, ટાંકી, ગરમી.+) (૧) અઘેડો (ઝઝેડી) ૧૮, અગઘ ૩, આવળ ૫, આંબો ૧૪, ઉમરો ૧૩, કપુરા (કપુર) ૨, કારીદા ૩, કાંચકી (કાંકર) ૩, ખેર ૧, ચણોઠી ૧૮, ચંબેલી ૭, ઝિંઝરૂટ ૨, દાડિમ ૧૫, નાળીએળ ૩, પીંપળો ૧, બાવળ ૧૮, ભાંગરો ૧, મુગવેલ ૨, રતનજોત (જાસુદી) ૧૦, રેમફળ ૨, લીમડો (કડવો) ૩૯, વાંકરી ૧. (૨) ઉપદંશ વ્યાધિએ સાંધા પકડાય છે÷ તે ઉપરઃ—વાસતવેલ ૮. (૩) ગરમી ઉપરઃ—અજમો ૫, ઉપરસાલ ૪, કાકડી ૭, કાતરવેલ ૧, કારીવણા ૪, કાડોળ ૪, કેવડાનુ ઝાડ ૫, ખીજડી ૭, ગોખરૂ (મોટા) ૯, ચણોઠી ૧૩, ડુંગળી ( કાંદા ) ૧૧, ૧૮, તરબુચ ૩, તલ ૧૭, દમણા મરવા ૨, પાટલા ૩, લીંબડો ( કડવો ) ૬, વાંકરી ૩, શિમળો ૪,

+ શરીરની આતશને પણ ગરમી કહે છે તેમજ આ ગ્રંથમાં મૂત્રાઘાતને પણ ગરમી કહેલ હોય એમ જણાય છે, પરંતુ ગરમી શબ્દથી ઉપદંશ (ચાંદી)જ ગ્રહણ કરવાનો બહુધા રિવાજ ચાલુ છે, તેથીજ અમે ગરમી શબ્દના ઉપયોગો પણ આ ઉપદંશ સાથે (જુદા) અનુસંધીત કર્યા છે. સુજ્ઞ બંધુઓએ એના ઉપયોગ વિચારીનેજ કરવા.

÷ ઉપદંશના ઉપચાર જ્યારે કડા કરવામાં આવે છે ત્યારે દરદીના સાંધા જકડાઈ જાય છે, માટે બહેતર છે કે આ દરદપર કડા ઉપચાર કરવાજ ન જોઈએ જો કે આ દરદનું નામ ગરમી છે પણ તે ગરમ દવાઓથીજ શાંત થાય છે.

શેરડી ૧૧, સુખડ ૪. (૪) **આગંતુક** ( શસ્ત્રાદિ વાગવાથી થએલ ) **ગરમી** ઉપરઃ—કંકોળ ૪, ડમરો ૯, સાગ ૫. સુખડ ૭. (૫) **સર્વ પ્રકારની ગરમી દૂર થવાઃ**—અરલુ ૭, આંબો ૧૮, કાંડવેલ ૧, (૬) **ગરમીના યોગે શરીરે ચાંદાં થાય છે તે** ઉપરઃ—અરલુ ૮, અરીઠા ૭, કડવી કવઠ ૧, કપૂર ૬, કાંટાવાળા ગોખરૂ ૪, કુંવર ૮, ખપાટ ( ખરેટી ) ૨, ખરસાંડીઓ (સરસડો) ૬, પીળો ધંતૂરો ૩, મોંગલી એરંડો ૬, મોરવેલ ૧, હરડે ૧૮. (૭) **ઇંદ્રિ લાલ થાય કે ઉપર ચાંદીઓ પડે તે ઉપરઃ**—આમળાં ૩૪, તરબુચ ૪.

**૧૬ કર્ણરોગ**—(૧) **કર્ણરોગ, કાનના વ્રણ, કાન પાકવો અને કાનમાં ફોલ્લા થવા ઉપરઃ**—ઉંદરકાની (અ) ૩, કાનફોડી ૧, ખેર ૧૧, તુલસી ૧૯, ભારંગી ૭, વૃક્ષાદની (વાંદો) ૧, સુરપીણ ૧, (૨) **કર્ણનાદ** (બહેરાપણું)—અઘેડો ૫, કાંગ ૪, ડમરો ૫, બીલી ૬, સરસવ ૪, હીંગ ૧૬ (૩) **કર્ણશૂળ, દુખાવો, અને કાનનું કળવુંઃ**—અરલુ ૧, આકડો ૧૪, ૨૦. આંબો ૨૦, ખરસાંણી ૬, ચંબેલી ૪, બીજોરૂં ૧૧, ભુયતરવડ ( સોનામુખી ) ૨, લસણ ૧, વછનાગ ૩, વૃક્ષાદની ( વાંદો ) ૧, સમેરવો ૭, સરસવ ૪, (૪) **કર્ણસ્રાવ (કાન વહેવો):**—ઇન્દ્રજવનું ઝાડ ૯, કિંજળ ૪, દારૂહળદર ૭, ધંતૂરો ૧૬, બાવળ ૧૭, બીજોરૂં ૧૫, ભીલામો ૧૩, વગડાઉ તુરીયું ૩. (૧૫) **કર્ણકૃમિ** (કાનના કીડા) ઉપરઃ—કલગારી ૮, બેઠી ભોરીંગણી ૧૦, સરસવ ૩. (૬) **કાનમાં બગાઇ વગેરે જંતુના જવા** ઉપરઃ—એરંડ (દીવેલી) ૩૯, કાંગોણી ( પીલુડી ) ૪, કાંગર કાનફોડી ૬, કાસુંદરો ૬, ખાખરો ૧૯, મરડાશિંગ ૨, ઉતરણ (નાગલા દુધેલી) ૨, ઘોલી ( ગિસોડી ) ૧. (૭) **કાનના ફુટવા** ઉપરઃ—ઉંદરકાની ૩, ડમરો ૫, રાળ ૭, લસણ ૧, વજ ૬, સરગવો ૪. (૮) **સરદીથી કાનમાં ધાક પડવીઃ**—હીંગ ૧૯. (૯) **સરદીથી કાનમાં કાંઇ થવુંઃ**—લસણ ૧૨. (૧૦) **કાનમાં અતિ દાહ થાય તે** ઉપરઃ—કુંવર ૧૨. (૧૧) **કર્ણમૂળઃ**—આમલી ૧૭, ઇં ( હીં ) ગોરી ૬, ઉંબરો ( ઉબરડો ) ૨૩, કાળીવેલ ૧, કિંજળ ૩, ભોંય ચંપો ૧, રાઇ ૫, વગડાઉ સુરણ ૩, વછનાગ ૧.

**૧૭. કમળો**—અરડુસી ( નં. ૧ ) ૨, આકડો ૩, આમલી ૩, આંબળાનું ઝાડ ૩૯, કડુ જીરૂ ( કાળી જીરી ) ૬, કડવાં તુરીઆં ૧, કુકરપાડાનો વેલો ૨, કુબો ૬, કુંવર ૧૩, ખોરેતી ૨, ગહું (ઘઉં) ૨, ગળો ૪, ગોરખમુંડી ૧, ચણા મોટા ૧, થોર ( ચોધારો ) ૪, દારૂહળદર ૧, પાંડેરવો ૧, ભાંગરો ૫, ભોંય આમલી ૪, રીસામણી ૧, રેવંચી ૫, વિષ્ણુકાન્તા ૫, શ્રાવડ ૨, શિળીંદર સાટોડી ૮, હળદર ૨૦.

**૧૮ કાસ**—(ઉધરસ, ખાંસી, કફરોગ.) (૧) અઘેડી (ઝંઝેટો) ૨૨, અજમો ૧, ૬, અતિવિષ ૪, અરડુસી ( નં. ૧ ) ૧, ૧૦, ૧૨, ૧૬, ૨૧, ૨૨, ૨૪, અરડુસો (નં. ૨) ૩, આઇત (સડજન) ૬, આકડો ૨, ૨૫, આદુ ૯, ૧૬, ૩૨, આસુંદરો ૬, ઇ ( હીં ) ગોરી ૯, ઇંદ્રવરણી ૨, ઉટકટારી ૬, ઉદરસી ૧, ઉભી રીંગણી ૧, કાયફળ ૨, કુંવર ૩, ૪, ખરસાણી ૨, ખાખરો ૧૮, ખેર ૧૦, ગરણી ૭, ગરમાળો ૭, ગળો ૮, ચણોઠી ૧૯, જવ ૭, જીતેલી ૩, જેઠીમધ ૧૦, ૧૩, તરટી ૧, થોર ( ચોધારો ) ૧૧, ૧૩, દાંતી ૨, ધમાસો ૧, ધંતૂરો ૨, પારસ પીપળો ૪, પીપળો ૨૬, પુષ્કરમૂળ ૧, ફુદીનો ૬, બહેડાં ૨, ૪, ૫, ૮, બાફળી ( હીંગોત્રી ) ૪, બેઠી ભોરીંગણી ૧, ૯, ભીલામો ૮, ભોંય આંમલી ૫, મરેઠી ૧, મરી ૪, ૮, મર્યાદવેલ ૩, મોહડીઘોટ ૧, મોથ ૧૩, રાસ્ના ૬, લવંગ ૪, ૭, ૧૦ લીંડીપીપર ૭, ૧૭, ૨૩, ૨૮, ૩૪, ૩૫, વગડાઉ અજમો ૧, વજ ૧૦, સરપુંખો ૫, શિળીંદ ૧, સણ ૧, સંતાપ ૫, સમુદ્રફળ ૮, સમેરવો ૧૫, ૧૬, સાટોડી ૧૯, હરડે ૨૩, ૩૮, હળદર ૧,૧૫, હેળુ ૪. (૨) **પડજીભ ફુલવાથી ઉપજેલ ખાંસી ઉપરઃ**—કાસાળુ ૯. (૩) **ખાલી ઉધરસ ઉપરઃ**—કોલીંજન ૧, રીસામણી ૫. (૪) **ક્ષતકાસ** ( ઉરમાં વાયુ ચાંદી કરી રક્ત સહિત કફ પાડે છે તે ) ઉપરઃ—આમલી ૬, દ્રાક્ષ ૯, પીપળો ૯. (૫) **કફ જાડો થઇ છાતી ઘેરાય તોઃ**—અરીઠા ૩. (૬) **કફ પાતળો પાડવા માટેઃ**—ચીત્રો ૨, ચીકાકઇ ૧. (૭) **ઉષ્ણતાથી છાતીમાં કફ સુકાયો હોય તોઃ**—જેઠી મધ ૧૦, (૮) **ઉષ્ણતાથી આવનાર ઉધરસ** ઉપરઃ—નરીઆળી ૩. (૯) **સરદીની ઉધરસ** ઉપરઃ—નાગરવેલ ૬. (૧૦) **કફવાત** ઉપરઃ—મીંઢળ ૪.

**૧૯ કુષ્ટ**—(કોઢ, દાદર, ખરજ, ઇત્યાદિ) (૧) કોષ્ટ (કોઢ) ઉપર—ઉતરણ ૪ કાસુંદરો કાસીંબ ૨, ખેર ૨, ૧૩ ગરણી ૧, ગરમાળો ૧, મજીઠ ૬, લીંમડો (કડવા) ૩૪ (૨) રક્તકુષ્ટ (રાતો કોઢ) ઉપર—મદાર ૨ (૩) મહાકુષ્ટ ઉપર—કડવી કવઠ ૪ (૪) મંડળ કોઢ ઉપર—ચિત્રો ૧ (૫) કંડુ (ખરજ, ચેળ) ઉપર—આંબા હળદર ૧, ઇન્દ્રજવનું ઝાડ ૨૨, કેકતી ૧, કાસીંદ ૩, અરીઠું ૫, ગોખ (ખોડા) ૮, ધણુસરી ૪, ચિત્રો ૧૩, નાગચંપો ૩, પડોળ (કડુ) ૫, પીલુ ૬, મરી ૨, મુગવેલ ૧, ૨ મોરવેલ (૬) ખરજવાં ઉપર—કપુર ૩, કતગારી ૧૦, કાગ (પોપની) ૫ કુવાડીઓ ૭, ખાખરો ૭, ગાજર ૧ બીલામો ૨૧, વડ ૧૪, શરપુંખા ૬ (૭) ખસ ઉપર*—અરડુસી (ન ૧) ૬, આંમળાનું ઝાડ ૫, આંબા હળદર ૧, ઉંડણુ ૩, કડવી કવડ ૨, કણઝી (કરંજ) ૨, કરમદી ૨, કાસીંબ ૨, ખરશિંગિ (મેઢાશીંગિ) ૧, ખરસાણી ૫, ગજકર્ણિ ૪, ગરમાળો ૧, ૫, ગુલાબ ૮, ચિત્રો ૧, ૭ તુવેર ૩, ધતૂરો ૧૩, ધોળો ચંપો ૭, નાગ ચંપો ૩, નાળીએરી ૧૦, ૧૧, નીંબારા ૧, પીંપળો ૫, પીળો ધતૂરો ૯, બાવચી ૧, ૨, માલકાકણી ૨, મુગવેલ ૧, ૨, મેઢાસિંગ ૩, મોરવેલ ૧, લીંમડો (કડવા) ૩, ૧૨, ૧૫ શિરદોડી (ખરણેર) ૫, સુખડ ૨ સોપારી ૮ (૮) દદ્રુ+ (દરાજ, દાદર) ઉપર—એરંડો ૬, કાગ (પોપની) ૫, કાસુંદરો ૧ ૭, કીડામારી ૨, કુવાડીઓ ૧, ૩ ખાખરો ૨, ગજકર્ણિ ૨ ગરમાળો ૧, ગુલાબ ૮, ગોરાણી ૧, ચંબેલી ૨, જાનવેલ ૨, તુલસી ૮, ૧૪, થોર (ત્રણ ધારો) ૬, નાળીએરી ૧૦, પપૈયો ૧, બોળ (હીરાબોળ) ૧, ભુયતરવડ (સોનામુખી) ૩

**૨૦ કૃમિરોગ**—(પેટમાના કરમ) અંકોલ ૩, અખરોટ ૫, અનનસ ૨, અગુ (અગરની) ૭, આદુ ૫૩, આસુંદરો ૧૦, આબો ૨, આબા હળદર ૪, ઇન્દ્રજવનું ઝાડ ૧, ઉંદરકાની (અ) ૪, (ક) ૧, (ડ) ૧, એરોદસ ૧, કચૂરો ૩, ૬ કડુ જીરૂ (કડવી જીરી) ૬, કારેલી ૧૦, કાસાળુ ૧૨, કાચકી (કાકર) ૪, ૧૩, કીડામારી ૬, કેસર ૧૧, કોળકદ ૧, ખાખરો ૮, ૧૩, ગજો ૧૩, ડમરો ૭, ડીકામાળી ૨, દાડિમ ૩, નરવેલ ૧, નાગછત્ર ૧, પટોળ (કડુ) ૭, પાન અજમો ૧, પીલુ ૧, પપૈયો ૪, પામળો ૪ ફુદીનો ૩, બીવી ૪, બીજોરૂં ૧, ભારગી ૧૧, બીલામો ૧, ૪ મેઢાશિંગ ૨, લીંમડો (કડવો) ૧૪, ૨૧, ૨૬, ૩૪ વડ ૫, વાવડીંગ ૧, શિરદોડી (ખરણેર) ૧૦, સતાપ ૧, સમુદ્રફળ ૧૨, સોપારી ૭.

**૨૧ ગંડમાળા**—(કંઠમાળ, ગલગંડ, અપચી) (૧) ગંડમાળા (કંઠમાળ)—આકડો ૧૫, ઇન્દ્રવરણી ૧૪, ઉંબરો (ઉંબરડો) ૨૪, એરંડો (દીવેલી) ૨૪, કડવી દુધી (તુંબડી) ૪, કણઝી (કરંજ) ૩, કપાસ ૪, કપુરભેંડી ૬, કલગારી ૩ કચનાર ૪, કુકરપાડાનો વેલો ૪, કુલિથ (કળથી) ૨, ખાખરો ૪, ગરમાળો ૮ ગોરખમુંડી ૧, જીઆપોતા ૧ નેપાળો ૫, પીલુ ૬, બહેડી ૨ બચનાગ ૨, ભારંગી ૪, બીલામો ૭, ભુયાશિરડ ૩ મૂળા ૧૦, રીસામણી ૧, વાયવર્ણો ૩, ૧૪ વાંકેરી ૩, શરપુંખા ૪, સરગવો ૭, સહદેવી ૫ (૨) ગલગંડ ઉપર—કાકડી ૫, જીઆપોતા ૧, ધતૂરો ૯, મૂળા ૧૦ (૩) કફ ગલગંડ ઉપર—દેવદાર ૨ (૪) વાત ગલગંડ ઉપર—મમેરવો ૫ (૫) અપચી ઉપર—કપાસ ૪, કલગારી ૨, દેવદાર ૩, રીસામણી ૧, વાયવર્ણો ૩ સરસવ ૨

**૨૨ ગુલ્મ**—(પેટમા કાળજે ગોળા ચડે છે તે) (૧) આદુ ૩૧, એરંડો (દીવેલી) ૪૦, કાકડ ૨, ખોરેતી ૭, ચુકો ૧ જવ ૬, તુંબરૂ ૧, નાક છીંકણી ૩, પીલુ ૧, બીલી ૨, બીજસાર ૫, મરી ૧૩, મિરજોળી ૪, લવંગ ૧૦, લીંડી પીપર ૧૪, ૨૭, શરપુંખો ૭ શિંકાકઇ ૧, સાગડી ૭, ૧૭ સાતીન ૩ (૨) વાત (વાયુના) ગુલ્મ ઉપર—અગુ (અગરની) ૪, આસેત્રી ૧, ઇન્દ્રજવનું ઝાડ ૨૨, કાચકી (કાકર) ૫ તજ ૫ પીપર ૧, મોરવેલ ૩, રતનજોત (જમુના) ૧ લીંડીપીપર ૨, મરચો ૫, હીંગ ૧ (૩) પિત્તગુલ્મ ઉપર—નસોતર ૬ રેવચી (રેવંચીની) ૩ (૪) કફગુલ્મ ઉપર—અજમો ૭

* કુવાડીઆના બીજને વાટી કપડે ચાળી તેની પેંડીના દુધમા ખીર કરી ચોપડવી એ ખસનો આકરો અને દાદ વિનાશે ઉપાય છે

+ અફીણ બીજ પ્રકાર છે નવસાગર અરબ્બેર; બીજુ રસમી પારો; એક તાર ઘી ભેર

(૫) **રક્તગુલ્મ** ઉપરઃ—અરીઠા ૧૨, આકડો ૧૮, ઈન્દ્રવરણી ૧૭, તલ ૨૦. (૬) **ત્રિદોષ ગુલ્મ** ઉપરઃ—અરણી ૬, ગોરખમુંડી ૬, વાયવર્ણો ૨.

**૨૩. ગ્રંથી-અર્બુદ**—કપરમેંડી ૬, મયાળ (પોઇ) ૧.

**૨૪. જ્વર**—(તાવ) અતિવિષ ૫, અરડુસી (નં. ૧) ૨૨, આગીયો ૨, આંમળાં ૨, ઇસબગોળ ૩, ઉંદરકાની (૬) ૨, એલચી ૧૨, કડુજીરૂં (કાળીજીરી) ૧૧, કાનફોડી ૩, કાંચકી (કાંકર) ૭, ૧૨, ગળી ૧, ગળો ૧૭, ધાસપિત્ત પાપડો ૩, જીરૂ ૧૦, ડીકામાળી ૩, ધરો (દરોઇ) ૮, પટોળ (કડુ) ૩, પતલા ૪, ફુદીનો ૧, બેઠી ભોરીંગણી ૫, મગ ૨, મરી ૧૫, મસુર ૨, મોથ ૯, લવંગ ૧૦, ૨૩, વૃક્ષાદની (વાંદો) ૪, ૭, વાવડીંગ ૩, શતાવરી ૬, શિળીંદ ૧૩, સતાપ ૭, સમેરવો ૧૫, સાટોડી ૯, સાત્વીન ૩, સોમવલ્લી ૨, (૨) **વાતજ્વરઃ**—ઇન્દ્રજવનું ઝાડ ૧૭, ડાભ ૩, શતાવરી ૧૦. (૩) **પિત્તજ્વરઃ**—ઉપરસાલ ૭, કમળ ૫, કોાયમી ૮, ધાસપિત્ત પાપડો ૨, દ્રાક્ષ ૧૨, પટોળ (કડુ) ૮, લીમડો (કડવો) ૯, વરીયાળી ૪, સિવણ ૩. (૪) **કફજ્વરઃ**—અધેડો ૩૩, અજમો ૬, અરડુસી (નં. ૧) ૧૩, ૨૨, મોથ ૧૧. (૫) **વાત પિત્તજ્વરઃ**—ધાવડી ૫. (૬) **કફ પિત્તજ્વરઃ**—અરડુસી (નં. ૧) ૨, કારેલી ૨, રતાંદળી ૧૦. (૭) **વાત કફજ્વરઃ**—મૂળા ૧૨. (૮) **દાહજ્વરઃ**—અંકોલ ૧૩, પીપળો ૧૦. (૯) **અજીર્ણજ્વરઃ**—બેઠી ભોરીંગણી ૧૧. (૧૦) **વિષમજ્વરઃ**—અરડુસો (નં. ૨) ૩, ઉતરણ ૧, કપુર મધુરી ૨, કરમટી ૫, કરેણ (કણેર) ૩, કુઓ ૧, કુંવાર ૧, કેસરી ચંપો ૩, કોાયમી ૬, ખરસાંણી ૭, ખુરાસાની અજમો ૧, ગરણી ૯, ગળો ૧, ઘેટડો (વાસોળ) ૪, તાંદળજો ૪, ત્રાયમાણ ૧, તુળશી ૩, ૧૬, દુધેલી ૩, ધંતૂરો ૧૫, નાગચંપો ૧, પત્તુર ૨, પદ્મકાષ્ઠ ૨, પેટારી ૫, ફુદીનો ૧, બ્રહ્મદંડી ૧, બીલી ૧૭, મરી ૫, મંદાર ૧, લવંગ ૩૪, લીંબડો (કડવો) ૧૩, ૪૧, ૪૨, વજ ૧૩, વૃક્ષાદની (વાંદો) ૬, સરગવો ૨૦, સર્પાક્ષી ૩, સહદેવી ૧. (૧૧) **જીર્ણજ્વરઃ**—અજમોદ (ખોડી) ૮, અરણી ૫, આદુ ૧૭, આસુંદરો ૭, ઇન્દ્રજવનું ઝાડ ૮, ૧૬, એલચી ૧૨, ખજુરી ૯, ગળો ૧૪, ૨૩, ચંબેલી ૬, જીરૂ ૩, ૭, ૧૧, પત્તુર ૧, બીલી ૨૯, બેઠી ભોરીંગણી ૧૨, લોધર ૪, વાંકેરી ૩. (૧૨) **તૃતીય** (ત્રીજા દિવસનો) જ્વરઃ—કુક્કરકંદ ૨. (૧૩) ચાતુર્થિક (ચોથીઓ) જ્વરઃ—અગથીઓ ૧, અધેડો ૧૧, ૨૪, કુઓ ૫, ખપાટ ૪, ગળો ૨૨, ગાંજો ૭, ચોધારી ૧, ધંતૂરો ૧૫, બીલી ૨૮, મોથ ૪, સાટોડી ૧૫, હીંગ ૮. (૧૪) **આગંતુકજ્વરઃ**—કપાસ ૨૦, તુલસી ૧૮, સુગંધી (લીલી ચાહ) ૩. (૧૫) **ભૂતજ્વરઃ**—કાકમાચી ૭, ખપાટ ૩, ખીલખીલા ૧, ખુલખુલા ૧, ગાંજો ૮, શિરદોડી (ખરણેર) ૧૩, સૂર્યફૂલ ૧. (૧૬) **રાત્રિનો** તાવઃ—કુકરપાડાનો વેલો ૭, (૧૭) **અષ્ટગુણ-સંડજ્વરઃ**—ડાંગર (ભાત) ૨. (૧૮) શીતજ્વર (ટાઢીયો તાવ):—અરણી ૨, આકડો ૧૩, કાકડી ૧૧, કારેલી ૨, ખજુરી ૮, ગળજીભી ૪, જીરૂં ૯, ઝેર કચુલાનું ઝાડ ૭, ૯, ધોળો ચંપો ૫, પટોળ (કડુ) ૪, પાડ (કાળીપાટ) ૩, પીળો ધંતૂરો ૨, ફુદીનો ૧, રાસ્ના ૬, શતાવરી ૩. (૧૯) **ઉષ્ણજ્વર (ઉનો તાવ)**:—આંબો ૧૦, લીંબડો (કડવો) ૧૦, હરડે ૩૯. (૨૦) **હાડીયો** (હાડકચર) તાવઃ—કુંવાર ૮. (૨૧) **દુર્જલ જ્વરઃ**—આદુ ૫૦, હળદર ૧૯. (૨૨) **ધાતુગત જ્વરઃ**—લવંગ ૩૫. (૨૩) **તાવ ઉપર પાચનઃ**—કોાયમી ૭. (૨૪) **તાવથી ઘણો પરસેવો થાય તે** (સેદીયા તાવ) ઉપરઃ—અગરૂ ૪. (૨૫) **વિષમ જ્વરમાં શુદ્ધિ નષ્ટ થઈ ભ્રમ થાય તે** ઉપરઃ—વાયવર્ણો ૭. (૨૬) **તાવમાં શોષ પડે તે** ઉપરઃ— આમળાં ૧૫. (૨૭) **તાવમાં અરોચકઃ**—આંમળાં ૧૬. (૨૮) **તાવમાં માથાના દુખવા ઉપરઃ**—આશેત્રી ૬, ચણોઠી ૧૨. (૨૯) **તાવથી અતિશય બળતરા થાય તે** ઉપરઃ—એરંડો (દીવેલી) ૪૧, વડ ૭. (૩૦) **પિત્તજ્વરમાં થતા દાહ** ઉપરઃ—લીંબડો (કડવો) ૯. (૩૧) **તાવથી શરીર ઉપર કંડૂ (ખરજ) આવે તે** ઉપરઃ—કપાસ ૮. (૩૨) **કફવિકારઃ**—અગથીઓ ૫, અધેડો ૧૦. (૩૩) **પિત્ત** ઉપરઃ—અધેડી ૯, આમલી ૨૨, અળુ (અળવી) ૨૨, આદુ ૩૯, ૪૧, ૪૨, ૪૩. આંબળાં ૩, ૧૪, ૨૪, ૩૮. ઉંબરો ૧૫, એરંડો (દીવેલી) ૩૩, કણુઝી (કણુંજ) ૫, કાંગોણી (પીલુડી) ૨, કારેલી ૧, કાસાળુ ૬, કાળી ખજુરી ૧, કાચકી.

(કાંકર) ૩, કેળ ૧૯, ગાઠી ૧, ૬, ખજુરી ૭, ખેર ૧૨, ગળો ૭ ગુનાબ ૭, ધાસપિત્તપાપડો ૧, જાબુ ૪, ૧૦, ડુંગળી (કાદા) ૩૨, તપખીર ૨, દ્રાક્ષ ૧૬, પાટલા ૭ પિત્તપાપડો ૨, ફાલસા ૩, બીજોરૂં ૫, બીડી ૧, મિંઢળ ૨ રતનજોત (જસુદી) ૨ લીંબડો (કડવો) ૫ ૨૪, ૨૭, લીંબુડી ૬, વાસન ૫ (૩૪) શરદી ઉપરઃ—અગથીઓ ૧, અજમોદ (બોડી) ૮, ઉંદરકાની (૬) ૪, જાયફળ ૩, રાઈ ૪, લવંગ ૧, સુગધી (લીલી ચાહ) ૩ (૩૫) શરદ્ ગરમી ઉપર—ડાંગર (ભાત) ૩, મેંદી ૪ (૩૬) લુખ લાગવા ઉપર—ઇન્દ્રજવ ૧૦, કાયફળ ૩ કોથમી ૧૬, ખડબુચુ ૧, ખીજડી ૫, ગાજો ૧ ચણોઠી ૧૧, ડુંગળી (કાદા) ૮, ૧૧, ૨૭, મેથી ૬, સાગ ૬, ૧૦, સાતીન ૨. સન્નિપાત જ્વર—(૧) ત્રિદોષ (સન્નિપાત) જ્વર—અરડુસી (ન ૧) ૧૮, જેઠીમધ ૧૪, મહુડો ૧, મીરજોલી ૩, મોથ, ૬, ૧૪, સમુદ્રફળ ૧૦, સમેરવો ૩, હરડે ૪૦ (૨) મધુરા (મંથરો કે મુંઝારો) જ્વર—અજમોદ (બોડી) ૧, કપુરમધુરી ૨, કકુરપાડાનો વેલો ૫, ગળો ૧૧, તુલસી ૧૨, ફુદીનો ૨, રતાંદળી ૯, રુદ્રાક્ષ ૧ વડ ૯, શેરડી ૨, (૩) કંઠકુબ્જ સન્નિપાતઃ—અધેડી ૨૧ (૪) રક્તષ્ઠીવી સન્નિપાતઃ—કૌલ ૩ (૫) પ્રલાપક સન્નિપાત—તગરગંઠોડા ૧ (૬) અંતક સન્નિપાતઃ—હરડે ૩૭ (૭) સંધિગત સન્નિપાતઃ—હરડે ૩૩ (૮) સન્નિપાત જ્વરમાં જીભે કાતરા થાય છે તે ઉપર—દ્રાક્ષ ૭ (૯) સન્નિપાતમા મૂર્છા થાય છે તે ઉપર—આદુ ૪૯, ખરસાડીયો (સરસડો) ૭

૨૫ તૃષા-તૃષ્ણા-તરસઃ—અતિવિષ ૬ કોથમી ૫, જવ ૧, જેઠીમધ ૧, ડાંગર (ભાત) ૭, દ્રાક્ષ ૫, રતાંદળી ૧૦, શેરડી ૧૩ (૨) ગરમીથી લાગતી તરસઃ—ઈસબગોળ ૨

૨૬. દાહ—અગર ૨, ૭, આંબો ૧૧, ઇસબગોળ ૩, ઉબરો (ઉંબરડો) ૨૬, કમળ ૪, કચનાર ૩, કેળ ૧૩, કોથમી ૫-૯, ખજુરી ૧૦, જવ ૧, ડમરો ૨, તરબુચ ૨, પાડ (કાળીપાટ) ૪, ફાલસા ૨, બહેડો ૩, બીજોરૂં ૫, મગ ૨, મોથ ૮, ૧૪ રતાંદળી ૬, ૧૦, વાળો ૪, શતાવરી ૨, સિતાફળ ૩, સિવણ ૭, સુખડ ૧ (૨) રક્તજન્ય દાહ—વાંસ ૩ (૩) હાથ પગના તળીયાનો દાહ—કોકમ ૬

૨૭. શીતળા અને ગોવરૂ—(૧) શીતળા ઉપર—કારીવણા ૧૦, બ્રાહ્મી ૩ (૨) શીતળા હલકા આવવા માટે—કેળ ૧૫, તોરણ ૪, નાગલી ૨ બોરડી ૭, સુગ્રીણુ ૨ (૩) શીતળા હલકા થવા માટે—ઉંબરો (ઉંબરડો) ૧૮, વૃક્ષાદની (વાંદો) ૨ (૪) શરીરમાં શીતળાની જામેલ ગરમી નીકળી જવા માટે—કોથમી ૨, દ્રાક્ષ ૧૩ (૫) શીતળા કદી પણ ન થવા માટે—શિમળો ૭ (૬) શીતળાનો આજાર ન આવવા માટે—અરડુસી (ન ૧) ૧૫, આમલી ૮ (૭) શીતળાના ક્ષતમા કીડા ન પડવા માટે—લસણ ૩ (૮) શીતળાથી આંખોમા ફુલુ પડયુ હોય તો—ચણોઠી ૨ (૯) શીતળા અને ગોવરૂ પેટમાં ન જવા માટે—આગબા ૨, (૧૦) શીતળા અને ગોવરાથી શરીર ઉપર ચાઠા ઉઠે છે તે ઉપર—આંબાહળદર ૩

૨૮. વાળો—(સ્નાયુ નારૂ) અડદ ૫ અરડુસો (ન ૨) ૪, અરીઠા ૯, આકડો ૨૬ આસંધ ૧૯, ઉ (દી) ગોરી ૧, ઉંબરો (ઉંબરડો) ૭, ઉભી ભોરીંગણી ૪, કલગારી ૧, અરીણુ ૧૩ ખાખરો ૧૪, ખાજ કોલતી ૨, ગરણી ૧૧, ગહુ (ઘઉં) ૫, ઝેર કચુલાનું ઝાડ ૮, તલ ૨૩, ધતુરો ૫, ૭, નીપાણી ૨, નાગદમની ૨, નાળીએરી ૫ પાણકાદા ૨, બાવળ ૩, ભમરડીનો વેલો ૩ લીંડીપીંપર ૩૮, લીમડો (કડવો) ૩૭, વતાન્ડી (વેંગણ) ૧ વાવળી ૨ વાસન વેલ ૭, સણ ૨, સરગવો ૮, હળદર ૨૨, હાસધી ૨, હીંગ ૧૭ હેદ ૨૭, (૨) કફથી થએલ વાળા ઉપર—કચનાર ૨ (૩) શરીરમાં વાળો મર્યો હોય તે ઉપર—ઝેર કોચલાનુ ઝાડ ૩ (૪) રક્તજ (રક્તજન્ય) વાળા ઉપર—વડ ૧૬,

૨૯ નાસારોગ—(૧) અડદ ૮, આદુ ૨૧ માયફળ ૧, (૨) નાસાર્શ ઉપર—અઘેડો (ઝંઝેરો) ૨૫, (૩) સળેકમ-પીનસ ઉપર—આદુ ૨૨ એરંડો (દીવેલી) ૨૩, કેસર ૩, અરીણુ ૩, ખુલખુલા ૩, ચણા મોઠા ૪, જાયફળ ૪, ડમરો ૬, ડુંગળી (કાંદા) ૨૫, તંબાકુ ૪, પાડ (કાળીપાટ) ૨, ફુદીનો ૪,

મરી ૧૧; વજ ૧, શિન્દ્રોડી ૮. સુગંધી ( લીલીચાદ ) ૩, ૫. (૪) **નાકના વ્રણ** ઉપરઃ—ખુલખુલા
૩, (૫) **છીંકો લાવવા:**—શિન્દ્રોડી ૮, (૬) **નાકમાંથી લોહી પડે છે** તે ઉપરઃ—આંબો ૯, આંમ-
ળાંનું ઝાડ ૧૯. ૨૯, કપાસ ૧૩, ગહું ( ઘઉં ) ૬, ચિત્રો ૧૦, ડુંગળી ૪, ધરો ( દરોઇ ) ૧. (૭)
**ગરમીના લીધે નાકમાંથી લોહી પડે છે** તે ઉપરઃ—દાડમ ૭.

**૩૦. નેત્રરોગ**—(૧) **નેત્રરોગ:**—કાળા તલ ૧, ગળો ૫, શિળીંદ ૪, સરગવો ૧, ૧૭, હરડે
૨૬, હળદર ૪, ૧૬. (૨) **આંખો દુખવા આવે** તે ઉપરઃ—અઘેડો ૬, આદુ ૨૮, આમલી ૧૧, ઉંબરો
( ઉંબરડો ) ૫, એરંડો ( દીવેલી ) ૪, કુંવાર ૫, અફીણ ૬, ગળજીભી ૨, ચીમડ ૧, ડુંગળી ( કાંદા )
૧૯, ૨૯, દાડમ ૧૧, દારૂહળદર ૬, નાઉળ ૨, નિર્મળી ૪, પીળો ધંતૂરો ૫, બકામ લીમડો ૩,
બીલામો ૨૪, લીંબુડી ૫, સરગવો ૧૭, સારફળ ૧, હરડે ૭, ૪૫. ( ૩ ) **આંખમાં ફુલાં પડે છે** તે
ઉપરઃ—અઘેડો ( ઝંઝેરો ) ૭, આદુ ૩૪, ઉપરસાલ ૨, એરંડો ( દીવેલી ) ૧૨, કડવી દુધી ૩, કણુઝી
(કણુંજ) ૭, કપૂર ૧૦, નિર્મળી ૭, પીળો ધંતૂરો ૪, મોગ ૪, વડ ૧૦, સમુદ્રફળ ૭, સાટોડી ૧, ૧૮, હરડે
૪૫, હેળુ ૫, કાંકડ ૨. (૪) **આંખમાં આગ (બળતરા) બળતી હોય** તે શાંત થવાઃ—આંમળાં
૧૩, ગુલાબ ૫, પિત્તપાપડો ૫, શિરદોડી ૧૧. (૫) **આંખમાં માંસવૃદ્ધિ થાય છે** તે ઉપરઃ—
કણુઝી (કણુંજ) ૭. (૬) **આંખમાંથી પાણીનું ઝરવું ( નેત્રસ્રાવ )** ઉપરઃ—ઇ (વી) ગોરી ૪,
બાવળ ૧૩. (૭) **આંખો આરક્ત એટલે લાલ કરવી હોય** તોઃ—ઉભી ભોરીંગણી ૩. ( ૮ )
**આંખોમાં બળતરા થાય કે તેજ કમી થાય** તે ઉપરઃ—એલચી ૪. ( ૯ ) **આંખની ગરમી
નીકળી જવા:**—ગળજીભી ૭. ગુલાબ ૧૦, દાડમ ૫. (૧૦) **આંખની લાલાશ જવા:**—મખમલી
૧. (૧૧) **આંખનાં અંધારાં ઉપર:**—મોથ ૪. (૧૨) **ધૂમાડાથી આંખોને વિકાર થાય તો:**—
શેરડી ૧૪. (૧૩ ) **આંખનો ભાગ લાલ થઇ બળતરા થાય છે** તે ઉપરઃ—હળદર ૬. ( ૧૪ )
રાંજણુ (આંજણી) ઉપરઃ—આંબો ૭. (૧૫) **આંખના અહીરા (અર્જુન)** ઉપરઃ—કેસર ૮, ગળજીભી
૨, જેઠીમધ ૧૫, નિર્મળી ૫, હળદર ૪. (૧૬) **નેત્રની ખરજ ( કંડૂ )** દૂર થવાઃ—સાટોડી ૨. (૧૭)
**પડળ** ઉપરઃ—સમુદ્રફળ ૪, સાટોડી ૩. (૧૮) **રતાંધળા** ઉપરઃ—અઘેડો ૮, કડવી દુધી ૩, કારેલી
૩, છરૂ ૨, તુલસી ૧૧, મોથ ૪, લવંગ ૩, લીંડીપીંપર ૯, સાટોડી ૪. (૧૯) **દ્રષ્ટિ સ્વચ્છ થવાઃ**-
આસંધ ૫. (૨૦) નાસુર ઉપરઃ—અફીણ ૧૪, થોર (ચોધારો) ૯, નગોડ ૬, ઉંદરકાની (બ) ૫. (૨૧)
**પાપીણી** ( આંજણી ) ઉપરઃ—કપૂર ૫.

**૩૧. પાંડુ રોગ**—ઇન્દ્રજવનું ઝાડ ૧૬, ઉશી ૩, કાસાળુ ૭, કુકરપાડાનો વેલો ૮, ગોખરૂ
(ભોંડા) ૧, ચિત્રો ૯, પીસા ૨, ભાંગરો ૧૩ ભુયનરવડ (સોનામુખી) ૬, ભોંય આમલી ૪, ૫, લીંડી
પીપર ૩૫, વાંકેરી ૩, શ્રાવડ ૩, સમેરવો ૧૫, સાટોડી ૧૯, હરડે ૮. ( ૨ ) **મૃત્તિકાજન્ય** ( માટી
ખાવાથી થએલ) **પાંડુ રોગ** ઉપરઃ—કેસર ૬.

**૩૨. પ્રમેહ**—( પરમો, પરમીઓ, મેહ ) (૧)—અંકોલ ૨, અંજની ૧, અરલુ ૫, આશેત્રી
૨, આંમળાંનું ઝાડ ૧૧, ૨૨, ઇસબગોળ ૩, ઉટકટારી (ઉંટકટી) ૨, ઉંબરો (ઉંબરડો) ૧૩, એખરો
૪, કંકોલ ૨, ૪, કાંકડ (કરપટા) ૩, કાંડોળ ૩, ૪, કુંવાર ૮, કેવડાનું ઝાડ ૪, કેળ ૨૫, ખાખરો
૯, ખીજડી (સમડી) ૩, ખેર ૯, ગહું ( ઘઉં ) ૭, ગળો ૩, ગોખરૂ ( ભોંડા ) ૨, ૭, ચણોઠી ૯,
ચિત્રો ૪, તલ ૧૧, નિર્મળી ૬, પાષાણભેદ ૨, પીસા ૧, પીળો ધંતૂરો ૭, બકામ લીમડી ૫, બાવળ
૧૬, બિલી ૧, ભોયકોળું ૪, ભોંય આમલી ૩, મજીઠ ૪, મેંદી ૬, મૈદાલકડી ૨, રતનજ્યોત (જાસુંદી)
૧૦, રાનભીંડા ૨, લવંગ ૧૦, લીંમડો (કડવો) ૧૪, ૩૯, વડ ૨, વાંસ ૪, શરપુંખો ૨, શિસમ
૧, શેરણી ૩, સુખડ ૬, હરડે ૧૯, ૪૨, હરણસુરી ૨, હાશા ૩. (૨) **તિડીક (તણખીચો) પ્રમેહ**-
ખેર ૬, ગોખરૂ (ભોંડા) ૫, ચિત્રો ૧૨, તલ ૧૭, ૧૮, કદરલી ૨, ભીલામો ૧૬, કમળ ૩, ગરણી ૪,
(૩) **શીત (ઠંડો) પ્રમેહ:**—બામલી ૨, કમળ ૩, પાટલા ૮, પાડ (કાળીપાટ) ૫, બોળ (હીરા-
બોળ) ૪, રતનજ્યોત (જાસુંદી) ૮, વાંસ ૫, શિમળો ૧૨. (૪) તંત ( ...

